# PREFACE

That a strong desire to visit Great Britain has for some years past been growing among the natives of India requires no demonstration, and the author of the following pages without taking up the time of his reader with a narrative of the desires which impelled himself to visit that great country, begs to say that early in 1858 he left the shores of this island for the purpose of travelling in Great Britain, with the object not only of making himself acquainted with the country under whose rule his native land is placed, but also with the view of obtaining information which he could lay before his countrymen in a useful as well as entertaining form

A visit to Great Britain would carry great advantages to the natives of India There is no kingdom on earth to be compared to it in power, wealth, industry and commerce, and any moderate amount of money expended and time employed in travelling there, could never be said to have been lost Admitting that we are enabled to form some idea of England by what we hear and read, there is a vast difference between the impressions made on our mind by anything of which we have heard or read, and by that which we have seen with our own eyes It is impossible also to overrate the advantages to be gained in point of education and enlightenment by a personal inspection of the grand and various institutions of Great Britain We are there thrown freely into intercourse with Englishmen as they should be seen, where they shine in all the bright qualities peculiar to them as a nation By such intercourse, the people of England also become better acquainted with the views of the people of this country The natives of India, on the other hand, from seeing the foremost and most civilized country in the world, will not only be enabled to judge of the room which exists for improvement in their own, but will also obtain a knowledge of the means by which the sought for ends could be accomplished

It is unnecessary to dwell at length on this topic In laying this volume (which is written in Gujarati, the vernacular language of a large section of the population of this Presidency) before the public, the author has to submit that, the work is not simply a narrative of his journey and a description of what he has seen, but that a portion of it has been devoted to an account of the form of government and of the laws, power, wealth and commerce of Great Britain The latter information will it is hoped, not only be useful to students, but be the means of conveying to the minds of the people generally that knowledge of THE POWER under whose rule they live, which is now accessible but to the small section of the natives who have received an English education

The description of the palaces and public buildings of London, the parks and public gardens, the places of public amusement and instruction, as well as of the aspect of the country at large, and the rich and varied scenery of parts of England, Scotland, and Wales, and of the manufactures of Yorkshire, Lancashire and the midland counties will, the author trusts, increase the desire in many of his fellow countrymen to visit that great country, and it is needless to remark again that, the larger the number of natives of India who do so, the better will it be both for England and India.

Before concluding, the author thinks it right to guard the native reader against supposing that, what has found a place in this work is all that is to be seen in Great Britain. With due regard to the size of the book, attention has only been given to the most prominent objects which engage the attention of the traveller. The reader will form some idea of the vastness of the field for observation, when it is mentioned that volumes could be written where pages have been given It is impossible to describe in a work of this nature thousands of objects which attract the attention and excite the curiosity of a stranger in a walk through one of the streets of the busy "World of London."

Lastly, the author deems it just to mention that he would not have been able to put forth such a laborious and costly publication without the valuable support of Government. The able Director of Public Instruction in this Presidency, Mr. Edward I. Howard, has from the beginning been anxious for the publication of such a work, and the author begs thus publicly to acknowledge his obligations both to Government and to that Gentleman for the support his work has received.

The author's thanks are due also to many native gentlemen who have handsomely subscribed to the work.

BOMBAY, 30th April 1861.

---

# દીબાચો.

આજ થોડાંએક વરશ થયાં, ગરેટ બરીટનનો મુલક જોવા જવાની ખાહેશે હીંદુસથાંનનાં ગાંમઠીઓનાં દીલમાં ઘણી મજબુત જડ બેશાડીછે, તે વીશે કોઈ અંનજાણુ નથી, અને તેવી ખાહેશ આ પુસતક લખનાંરનાં દીલમાં ઊતપન થયાથી, જે મુલકનાં રાજ હેઠલ આપણા વતનનું દેશછે, તે મુલકથી સારી પઠે વાકેફ થવાની તથા તાંહાં જે જોવામાં આવે, તેનું આ દેશનાં લોકોને સમજ પડે અને ઊપીઓગી થાએ, તેવી રીતનું વરણન તેઓની આગલ રજુ કરવાની મતલબથી, ઈસવી સને ૧૮૫૮ નાં વરશની શરૂઆતમાં તેણે આ ટાપુનો કીનાંરો છોડીઓ હતો.

હીંદુસથાંનનાં ગાંમઠીઓ ગરેટ બરીટન ખાતે જાએતો, તેમાંથી થોડા ફાએદા નીપજનાંર નથી. અખતીઆર, દોલત, ઊદીઓગ અને વેપારમાં પુરથવીની સપાટી ઊપર કોઈબી મુલક ગરેટ બરીટનની બરાબરી કરી શકતું નથી, અને તેવાં દેશ ખાતે મુસાફરી કરવા સારૂ જે કાંઈ ઘટતો ખરચ કરીઆમાં તથા વખત રોકીઆમાં આવે, તે નકાંમો ગએલો નહી કેહવાએ. એ મુલક વીશે આપણે જે કાંઈ વાંચીએછે તથા સાંભલીએછે, તેથી તેનાં વીશે કેટલોએક વીચાર કરી શકીએછે. પણ પુસતકો વાંચવામાં તથા કાંને સાંભલવામાં અને નજરે જોવામાં ઘણો ફરકછે. હેવાં દેશમાં જાતી સફર કરીને તાંહાંનાં તરેહવાર અને કીમતી ખાતાંઓ જોયાથી, હીંદુસથાંનનાં લોકોની કેળવણી તથા માહેતગારીમાં વધારો થયા વનાં રેહનાંર નથી. તાંહાં આપણે ઈંગરેજોનાં સંબંધમાં વધારે આવીએછે, અને તેઓનાં જે ખુદ સારા ગુણોછે, તે આપણે તેઓનાં દેશમાં જોઈએછે. હીંદુસથાંન અને ઈંગલંડ વચે હેવો વેહવાર ચાલીઆથી, ઈંગલંડનાં લોકો હાલમાં આ દેશનાં લોકોનાં વીચારથી જેટલા વાકેફછે, તેનાં કરતાં વધારે વાકેફકાર થાશે, અને તેથી હીંદુસથાંનને ઘણો ફાએદો થાશે. વળી પુરથવી ઊપર સરવેથી હીમતવાંન અને શુધરેલા મુલક ખાતે જાઈ આવીઆથી, આ દેશમાં જે જે શુધારાની અગતછે, તે માંલુમ પડશે, એટલુંજ નહી, પણ તે ખુટ કેમ પુરી પડી શકે તેનાં ઊપાએ જાંણવાને પણ બની આવશે.

એ બાબદ ઊપર આ જગાએ લંબાણથી બોલવાની અગત નથી, કાંએજે સરવે સમજુ લોકો તે વાત કબુલ રાખેછે. મારે હવે આ પુસતક અતરેનાં દેશીઓની હજુરમાં મેલતી વેલાએ, એટલું કેહવાની જરૂરછે કે, ગરેટ બરીટનમાં તેણે જે જોયુંછે તેનાં વરણનથીજ આ પુસતક પુરૂં કીધુંછે એમ નથી, પણ તેમાં તે દેશની રાજય રીતી, ધારા, અખતીઆર, દોલત અને વેપાર વીશે પણ લખીઆમાં આવીઊંછે. આ બાબદ વીદીઆરથીઓને ઊપીઓગી થા

શે. એટલુંજ નહી, પણ ઘણાખરા લોકો જેઓ ઇંગરેજી ભાશા નથી જાણતા, તેઓને જે રાજ માં તેઓ વશેછે, તે રાજ વીશે કેટલુંએક અગતનું ગનેઆન, મલશે.

લંડનનાં મેહલો તથા બીજી જાહેર ઈમારતો, બાગ અને બગીચા, ગમત તથા ગનેઆંન આપનારી તરેહવાર જગાઓ તથા દેશનાં દેખાવનું તથા ઈંગલંડ, સકાટલંડ અને વેલસ માં ઠેકાંણે ઠેકાંણે જે સુંદર ખુદરતી દેખાવોછે તેમનું તથા યારકશાએર, લાનકાશાએર અને માહેલા પરાંતોનાં પરગણાઓ મધેનાં કારખાંનાંઓનું જે બયાંન આ પુસતકમાં કીધામાં આવીશેં છે, તેથી આ લખનારનાં ઘણાએક દેશીઓનાં દીલમાં તે મોટો મુલક જોવા જવાની ખાહેશ વધારો કરશે, હેવી ઉમેદ રાખીઆમાં આવેછે, અને ફરીથી કેહવાને જરૂર નથી કે, જેમ જેમ આ દેશનાં લોકો ઈંગલંડ તરફ વધારે જશે, તેમ તેમ ઈંગલંડ અને હીંદુસથાન એ બંધે દેશનાં હકમાં ઘણો ફાએદો થશે.

આ સતરો પુરી કરીઆની આગમજ, આ પુસતક લખનાર તેનાં વાંચનારાઓને એટલી ચેતવની આપવાને અગતની જાણેછે કે, જેટલું આ પુસતકમાં લખીશેં છે, તેટલુંજ ગરેટ બરીટનમાં જોવાનુંછે, એમ ધારવું નહી. ઘણીએક બાબદો જેઓનું વરણન કરવામાં હીઆં સશ રોકીઆમાં આવીઆછે, તે બાબદો ઊપર પુસતકો લખાઈ શકાએ, એટલું જારે જણાવીઆમાં આવેછે, તારે તાંહાં કેટલું બધું જોવાનુંછે તેનો વીચાર કરવાને વાંચનારને બની આવશે. વળી ઘણીએક જે કોઈબી મુસાફરનાં જોવામાં આવે, તે સઘળાનો હાવાં પુસતકમાં સમાસ થાઈ શકતો નથી, માતરે લંડનનાં એક રસતામાંજ ચાલીને જતાં હજારો ચીજો ઊપર પારકા શખસનું ધીઆંન દોરેછે અને તેથી તેને અચરતી ઊપજેછે, તે સઘળાનુ બયાંન કાગળ ઊપર કરવું માહાલછે.

છેલ્લે, એટલું કેહવાને આ લખનાર જરૂર જાંણેછે કે, મુંબઈની સરકારની તરફથી આ પુસતકને કીમતી અને સારો આસરો મલેઓછે, તેથીજ તેને મોટો ખરચ કરીને તથા ઘણી મેહનત લઈને બાહેર પાડવાને બની આવેઉછે. એ પુસતક બનેલું જોવાને આ પરેસીડેનસીનાં કાબેલ, ડરેકટર આવ પબલીક ઈનસ્ટ્રકશન્ મી૦ હાવરડે અસલથી ઘણી ખાહેશ દેખડાવી હતી, અને તેની ભલામણ અને મારફતથી મુંબઈની સરકારનો જે સારો આસરો મલીઓછે, તે વીશે તે ગરહસથનો તથા સરકારનો આ જોગવાઈએ આ લખનાર મોટો આભાર માંનેછે.

વળી જે દેશી શેઠીઆઓની તરફથી આ પુસતકને ઘણો સારો આસરો મલીઓછે, તેઓનો પણ આ જગાએ ભારે ઊપકાર માંનેઆમાં આવેછે.

મુંબઈ, ૨૦, એપરીલ ૧૮૬૧.

---

# સાંકલીઉં.

## પ્રકરણ ૧૦ મું.

## પારીસથી લંડન.



## પ્રકરણ ૧૧ મું.

## લંડન.



## પ્રકરણ ૧૨ મું.

## પાદશાહી મેહેલો.



## પ્રકરણ ૧૩ મું.

## પારલામેંનટનો મેહેલ.

## પ્રકરણ ૧૪ મું.

## કીલ્લો—માંનશન હાઊસ—ગીલડહાલ—ટંકશાલ—બેંક આવ ઈંગલંડ—રાયલ એકસચેનજ—પોસટ આફીસ—ટાંઈમસ આફીસ.



## પ્રકરણ ૧૫ મું.

## દેવળો.



## પ્રકરણ ૧૬ મું.

## બાગ બગીચા.



## પ્રકરણ ૧૭ મું.

## સંગરહસથાંનો—તસવીરખાંનાં.

## પ્રકરણ ૧૮ મું.

## કેલવણી ખાતાં.



## પ્રકરણ ૧૯ મું.

## ધરમખાતાં.



## પ્રકરણ ૨૦ મું.

## ગમત અને મોજનાં કારખાંનાં.



## પ્રકરણ ૨૧ મું.

## બીલોરી મેહેલ.

### પ્રકરણ ૨૫ મું.

## ગરેટ બરીટનનો અખતીઆર—લશકર ખાતું—વાંહાંણોની ફોજ—આએપત, ખરચ, ઈતીઆદી.



### પ્રકરણ ૨૬ મું.

## ગરેટ બરીટનનો વેપાર.



### પ્રકરણ ૨૭ મું.

## સંસારી હાલત.



---

# ચીત્રોનું સાંકલીઉં.

સફે.

# મુંબઈથી એડન.

ઈંગલંડ અને હીંદુસથાન વચે અગનીના સાંચાથી ચાલતા વેહેવારની ટુંક તવારીખ—મીસતર હેલર, મીસતર વાઘહારન, કલનલ ચેસની અને મીસતર ટેલરની તારીફ લાએક મેહેનત—"કોર્ટ આવ ડૈરેકટરસ" તથા "બોર્ડ આવ કનટરોલ" વચેની ભાંજગડ—મુંબઈથી આગબોટમાં મેલ મોકલવાની શરૂઆત—પીનીનસુલર એનડ ઓરીએનટલ સ્ટીમ નાવીગેશન કંપની—ઈંગલંડ પોહચવાનાં મારગો—મુંબઈના બાગનો દેખાવ—આગબોટ ઉપરનો કારોબાર—એડન—નાકું—ડુંગરો—બુરજો—ગામનો દેખાવ—વરસાદની ખોટ—પાંણી પુરૂં પાડવાના ઈલાજો—કુવા, ટાંકા તથા નેહેર—અરબી નીશાળ—એડનની આગલી તવારીખ—એ જાગા ઈંગરેજના હાથમાં કેમ આવીશ—તેની હમણાની હાલત—વેપાર, વસતી, ઈતીઆદી

વરાળ યંતર અથવા બાફના સાંચાએ દુનીઆમાં ઘણીએક રીતે મોટો ફેરફાર કરી નાખીઓછે તેની મદદથી આ મુલક અને યુરોપ વચેના સંબંધમાં પણ ઘણો ફાએદો થયોછે. પચીસ વરસની વાત ઉપર હીંદુસથાન અને ઈંગલંડ વચેનો આવ જાવ સડનાં બારકોની મારફતે કેપ આવ ગુડ હોપને મારગે થતો હતો, અને તે વેળાએ અતરેથી ઈંગલંડ પોંહોચતા, અને ઈંગલંડથી અતરે આવતા ચારથી ૭ મહીના સુધીની મુદત લાગતી હતી. આવી લાંબી સફર જેમ ઢીલની તેમ કંટાળા ભરેલી પણ હતી, તેથી હીંદુસથાન અને ઈંગલંડ વચે લોકોનો આવ જાવ ઘણો નહી હતો, તથા એ બે મુલક વચે સવેમો ઘણોજ ધીમો ચાલતો હતો પાછળથી એ સંબંધ જેમ જેમ વધતો ગયો, તેમ તેમ તેઓ વચેનો વેહેવાર ઉતાવળો થાએ તેવા ઉપાયો શોધવામાં ઘણાએક શખસોએ પોતાનું ધીઆન લગાડીઉં ઈંગલંડ અને હીંદુસથાન વચેનો વેહેવાર રેડ સી ( રાતો સમુદર ) ને મારગે ચલાવવા વીશે સને ૧૮૨૪ ના સાલમા અતરે પેહેલી ચરચા ચાલી હતી એ મારગ પેહેલાં બતાવવાનું માન ઘણું કરીને કપતાન જાનસટનને આપવામાં આવેછે મીસતર હેલર, મી૦ વાઘહારન અને કલનલ ચેસની નામના ચંચળ શખસોએ એ બે મુલકો વચે ટુંકો રસતો શોધી કાહાડવામા ઘણી મેહેનત લીધી હતી મી૦ વાઘહારનનો વીચાર પેહેલાં એવો હતો, કે સડના બારકસોને બદલે કેપને મારગે વરાળનાં સાંચાના વાહણો ચાલુ કરવા, અને એ વીચારમાં તેને કલકતાના યુરોપીઅન રેહેવાસીઓથી ટેકો મલીઓ હતો પાછળથી મી૦ વાઘહારને પોતાનો વીચાર ફેરવીને બસરાની નાલ ( પરશીઅન ગલફ ) ને રસતે તુરકી તથા ઈરાકે અરબીમા થઈ યુરોપ મેલ મોકલવાનો મારગ વધારે દુરસત ધારીઓ. જારે મી૦ વાઘહારન એવો વીચાર કરતો હતો, તારે મી૦ ટેલર નામનો એક શખસ રેડસી અને મીસર દેશને મારગે યુરોપ સાથે સવેશો ચલાવવાના ઉપાએ તપાસવામા ગુંતેલો હતો. એ શખસે પોતાની ગોઠવણ સીલોનના યુરોપીઅન રેહેવાસીઓને તા૦ ૮ મી જુન સને ૧૮૩૦ ને દીને એક જાહેર સભા ભરીને જણાવી હતી. એ સભામાં સીલોનની સુપરીમ કોરટના નામાધીશો તથા બીજા મોટા સરકારી હોદેદારો હાજર હતા, તેઓએ મી૦ ટેલરની ગોઠવણ પસંદ કીધી. પણ પછવાડેથી મી૦ વાઘહારને મી૦ ટેલરનો વીચાર પસંદ કીધો, તારે મી૦ ટેલર પોતાનો પેહેલો વીચાર પડતો મેલી મી૦ વાઘહારનનાં આગલા વીચાર ઉપર ગયો, અને એવું ધારીઉં, કે બસરાની નાલ અને તુરકીનો મારગ વધારે સેહેલોછે. એજ વખતે ઈંગલંડમાં પણ વરાળ યંતરના બારકોથી મેડીટરેનીઅન ( ભુમધીઅ ) સમુદરને રસતે હીંદુસથાન ખાતે સંદેસો ચલાવા વીશે ભારે ભાંજગડ થતી હતી. પારલામેનટની સભા

એ એ અગતની બાબત ઉપર ધીઆંન આપવા માંડીઉં સને ૧૮૩૪ નાં સાલમાં તે સભાની "સીલેક્ટ કમીટી" એ મેડીટરેનીઅન સમુદરને મારગે હીંદુસથાન ખાતે મેલ રવાંને કરવાની સરકારને મજબુત ભલામણ દીધી. એજ વરસના આગસટ મહીનામાં નામદાર રાણીની સરકારે "બોરડ આવ કનટરોલ" ના સરનશીનની મારફતે "કોરટ આવ ડરેક્ટરસ" ને જણાવીઉં કે ઈંગલંડની સરકાર અગનીનાં સાંચાનાં બારકોની મારફતે આલેકઝાનડરીઆ સુધી મેલ મોકલવાને તઈઆરછે, અને તે મીસાબે ઉપલી સભાએ સુએજ ખાતે, હીંદુસથાન તરફ મેલ લઈ જવાને વાસતે એક આગબોટ તઈઆર રખાવવી. "કોરટ આવ ડરેક્ટરસે" એવો જવાબ વાલીઓ કે, એ પરમાણે સુએજથી હીંદુસથાન ખાતે મેલ મોકલવાનો ખરચ દર વરસે બાર લાખ રૂપીઆ થશે, અને એવો મોટો ખરચ હીંદુસથાનની આએપત ઉપર નાખવો ઘટારત નથી; માટે જો અરધો અરધ ખરચ ઈંગલંડની સરકાર આપે તો, તેઓ "બોરડ આવ કનટરોલ" નાં હુકંમ પરમાણે ચાલવાને તઈઆરછે. "કોરટ આવ ડરેક્ટરસ" ના આવા માંગવાથી તેઓ અને "બોરડ આવ કનટરોલ" વચે આસરે તરણ વરસ સુધી કેટલીએક ભાંજગડ ચાલી, અને અંતે પેહેલી સભાનું માંગવું બાહાલ રહીઉં. મુંબઈથી સુએજ ખાતે પેહેલી આગબોટ, હીઉ લીનડસે, તારીખ ૧૬ મી નવેમબર ૧૮૨૯ ને દીને હંકારીઆમાં આવી હતી. તાર પછી વળી એક વરસ સુધી કોઈ આગબોટ ગઈ નહીં હતી. બીજી વાર આગબોટની મારફતે જે મેલ સુએજ રવાને કીધો હતો, તે પણ હીઉ લીનડસેમાં તારીખ ૧ લી જાનેવારી ૧૮૩૨ ને દીને મુંબઈથી રવાને કરવામા આવીઓ હતો. તરીજી વારનો મેલ ૧૮૩૪ ના વરસમાં મોકલીઓ હતો. મુંબઈ અને યુરોપ તરફ દર મહીને રેડ સી અને મેડીટરેનીઅનને રસતે આગબોટમા મેલ મોકલવાની ગોઠવણ સને ૧૮૪૦ ના વરસમા પુરી થઈ હતી. મહીનામાં બે વખત મેલ મોકલવાની ગોઠવણ ૧૮૪૫ નાં વરસમાં અમલમાં આવી હતી સને ૧૮૫૧ નાં સપટેમબર મહીનાં સુધી નામદાર કંપનીનાં વાહાણ ખાતાનાં બારકોની મારફતે મેલ મોકલવામાં આવતો હતો, અને ઉતારૂઓ પણ જતા હતા, પણ તાર પછી સરકારે એ કામનો ઈજારો "પીનીનસુલર એનડ ઓરીએનટલ સ્ટીમ નાવીગેશન કંપની" ને આપીઓછે. વાંહાણ ખાતાંની કંપનીઓમા આએ કંપની સઉથી મોટીછે હેવું જણાએછે. સઘળાં મલીને તેનાં ૪૯ બારકોછે, તેમાં સાઉથાંમપટંન, માલટા અને આલેકઝાનડરીઆ વચે સાત આગબોટ ફરેછે, સુએજ, એડન, સીલોન, મદરાજ, અને કલકતા વચે સાત; સુએજ અને મેલબુરંન વચે ચાર, મુંબઈ, સીલોન, હાંગકાંગ, એડન અને સુએજ વચે દસ; એડન, મોરીસ અને બોરબોં વચે તરણ; હાંગકાંગ, શાંગહાઈ અને કંનતાન વચે સાત; હાંગકાંગ અને મનીલા વચે બે; મારસેલ, માલટા અને આલેકઝાનડરીઆ વચે તરણ; સાઉથાંમપટંન, વાઈગો, આપોરટો, લીસબંન, કેડીજ, અને જીબરાલટર વચે તરણ આગબોટ ફરેછે, તથા પરચુટણ કાંમને સારૂ બીજાં તરણ બારકસોછે. એ કંપનીનાં ભાગીદારોને દર વરસે સેંહકડે આઠ ટકાનું વીઆજ મળેછે.

હાલના વખતમા અગનીનાં સાંચાના બારકસોથી, રેડ સી પસાર કરીને મીસરનો મારગ, જેને "ઓવરલાનડ રૂટ" કરી કેહેછે, તે લીધાથી હીંદુસથાન અને ઈંગલંડ વચેની સફરમાં ઘણો ફેરફાર થઈ ગયોછે, તે સરવેને સારી પેઠે રોશનછે. મુંબઈ અને ઈંગલંડ વચેની મુસાફરી માસ એકની અંદર થઈ શકેછે, અને વળી તે એવી રીતે કે મુસાફરને કોઈપણ કારણને લીવે કંટાળો આવે નહી. મુંબઈથી જનારો મુસાફર હમણાનાં વખતમા ઈંગલંડ ખાતે ઘણુ કરીને તરણ રીતે જઈ શકેછે. આલેકઝાનડરીઆ સુધી તો સઘળા મુસાફરોને સારૂ એકજ રસતોછે, અને તાર પછી જેમ જેને મેહેલું પડેછે, અથવા જેમ જેની મરજીમાં આવેછે, તેમ તે પોતાનો ઠરાવ કરેછે. કોઈ આલેકઝાનડરીઆથી ટરીએસ્ટ સુધી આગબોટમાં જાએછે, અને તાંહાંથી આગની ગાડીથી આસટરીઆ, પુરૂશીઆ, જરમની અને ફરાનસ થઈને ઈંગલંડ જાએછે. કેટલાએકો આલેકઝાનડરીઆથી પાધરા ઈંગલંડ જાએછે. જેઓ એ મારગ પસંદ કરેછે, તેઓ મેડીટરેનીઅન સમુદરમાં માલટા,

અને જીબરાલટર તથા આટલાનટીક સમુદર મધે લીસબન અને આપોરટો શેહેરો પસાર કરી બીસકેનાં અખાત તથા ઈંગલંડ અને ફરાનસ વચેની ખાડીમાં થઈને ઈંગલંડને કીનારે પોંહોચેછે. વળી બીજાઓ માલટા થઈને મારસેલનો રસતો પસંદ કરેછે, અને તે શેહેર ખાતે પોહોચીઆ પછી, ફરાનસની લોહડાંની સડકથી ૩૬ કલાકમાં લંડન જાઈ શકેછે. સાઉથાંમપટનને મારગે મુંબઈથી ઈંગલંડ જતાં લગભગ એક મહીનો થાએછે, પણ ટરીએસ્ટ અથવા મારસેલનો મારગ પકડીઆથી, જો રસતામાં મુસાફર ખોટી નહી થાએતો, ૨૪ દીવસમાં મુંબઈથી લંડન જવાઈ શકાએછે. હાલના વખતમાં ઘણા ખરા ઉતારૂઓ મારસેલનો રસતો પસંદ કરેછે, અને આએ પુસતક લખનાંરે પણ તેજ રસતો લીધો હતો, કેમકે તેથી ધારેલી જગોએ જલદી પોંહોચાએછે, અને ફરાંનસનો સોભીતો દેશ જોવાની જોગવાઈ મળેછે.

સરવેને સારી પેઠે રોશંનછે કે, દર પખવાડીએ ઈંગલંડ ખાતેનો મેલ અતરે આવેછે, તેમ અતરેથી મહીનામાં બે વખત ઈંગલંડ ખાતે જાએછે, અને એજ મેલની સાથે ઉતારૂઓ પણ આવેછે તથા જાએછે. તારીખ ૯ મી એપરેલ સને ૧૮૫૮ ને દીવસે સાંહાંજનાં ઈંગલંડ ખાતેનો મેલ લઈને "મધરાન" નામની આગબોટ આપણા બારામાંથી ઉપડી હતી, તેની સાથે આ લખનારે આ ટાપુનો કીનારો છોડીઓ હતો.

આપણી સફર કરવાનું સરૂ કરીએ, તેની આગમચ આપણા બારામાં આગબોટ ઉપરથીજ આપણને અજબ તરેહનો દેખાવ લાગેછે. જે મજાહ, મોજ અને ખુશી મુસાફરને વાસતે હજુર દુર ખોટી રહેલીછે, તેનો વીચાર તે ઘડીએ આવતો નથી, કેમકે આગબોટ ઉપરથી બારામાં એક સુંદર દેખાવ નજરે પડેછે, અને તેમા આપણું ધીઆન રોકાએછે. એક ચીજ અથવા દેખાવ આપણે હંમેશ જોતા હોઈએ, તે વખતે તેની ખુબી આપણને નથી માલુમ પડતી; કોઈ વખતે કાંઈ અણચીતા બનાવથી આપણી ઉપર જેવી અજાએબ તરેહની અસર થાએછે, તેવી ઉપરે વખતે મુંબઈનાં બારામાં થયા વગર રેહેતી નથી. આપણે ઘણીવાર બંદર ઉપર જઈ ઉભા રહીએછે, તથા વારેઘડીએ બોટમાં બેસી ફરવા જઈએછે, તોપણ થોડાઓએ પોતાની આસપાસનાં દેખાવ ઉપર વીચાર કીધો હશે. દુનીઆમાં સઉથી સારા બારાં મધેનું એક બારૂં, જેમાં આજ દુનીઆનાં સઉથી મોટાં બે રાજો, ઈંગરેજ અને ફરેનચ, તેમની આખી "નેવી" અથવા લડાઈના વાહાણોની ફોજ મેહેલથી સમાઈ શકે—જાંહાં ગણતરી વગરનાં નાહનાં બારકસો વગેરે, આ પુરૂથવી ઉપરનાં સરવ ખંડો—શું યુરોપ, કે શું એશીઆ—શું આફરીકા, કે શું અમેરીકાનાં સઘળા મળી ૧૦૦ થી ૧૫૦ મોટાં બારકસો તેમનાં દબદબા ભરેલા મોટા ડોળો અને રંગીન બેરંગીન વાવટાઓ સાથે દર રોજ આપણાં દીઠામાં આવેછે, અને તેઓ આ ટાપુની દોલત તથા વેપારની નીશાન તથા દુનીઆના સઘળા ભાગો સાથેનો સંબંધ દેખાડેછે. વળી આપણી આનેની ગોદીમાં ઝાવળીનાં છાપરાં સાથનાં બારકસો, કે જે હવે પછી આ ટાપુના વેપાર અને દોલતમાં વધારો કરશે, તે આ બારાંને પોતાની બાળ અવસથાથી શણગાર આપેછે. તેમની પહોસમાં એક મોટી માંડવી તથા તેની પાસેનો કીલ્લો, આ ટાપુના મોટા ખપની અને કઉઅતની નીશાણ જાહેર કરેછે. બીજી તરફ નજર પોહોંચાડીએછે, તો આહા ! શું સુંદર દેખાવ આપણી નજરે પડેછે. ઉરણ, ધારાપુરી, રેવસ અને કનેરીના ટાપુઓની હાર, સાંકળની માફક બધાઈ ગએલીછે, અને જેની ઉપર ઉગતા સુરજ સાથે આકાશ ઉપરનાં વાદળા પોતાનો ખુશનુમા દેખાવ આપણી આગળ મેલેછે. વળી સામેની બાજુ તરફ નજર ફેરવીએછે, તો કોલાબાનું નાહનું ટાપુ તેનાં સોભીતા બંગલા અને ઉંચી દીવા દાંડી સાથે જુદીજ રીતનો દેખાવ આપેછે. આ દેશનો એક રેહેવાસી જારે પોતાના બારાંમાં ઉભો રહીને આવો રળીઆમણો તથા શોહામણો દેખાવ જોએ, તારે તેના દીલમાં ઘણોજ આનંદ ઉપજાવના રેહે નથી.

સઘળા ઉતારૂઓ ચહડી રહેઆ કે આગબોટ જલદીથી ઉપાડવાની તઈઆરી થાએછે. આગબોટ ચાલી, કે તેની અંદરનો અધગો કારોબાર ચાલેછે, તે જે શખસે આગળ કોઈ વાર દરીઆની મુસાફરી નહી કીધી

સુતેલા અથવા જાગીએછે, અથવા ખાવા પીવા બેઠાછે, અથવા ગમત અને ખુશીમાં ગુતાયાછે; જાણે સઘળી તરફથી આપણી ઉપર રેહેમછેઃ પણ આ ઘડીએ આવી હાલતછે, આવતી ઘડીએ શું થશે, તે કોઈથી કેહેવાઈ શકાતું નથી. એક મોટું તોફાંન થઈ આવીઉં, દરીઓ તળાવનાં જેવો સ્થીર હતો તે જોશમાં આવીઓ અને તેનાં મોજા તુતક ધોવા લાગા; વટોળીઓ વાંહાણને સીધું જવા દેતો નથી, વાદળાં ઘેરાઈ આવીઆં, મજબુત અને મગરૂર આગબોટ આણી ગમથી પેલી ગમ ડોળા ખાવા લાગી, રસતો અંધારો થઈ ગયો અને કશું સુજ પડતું નથી. જેઓ એક ઘડી આગમચ ભર ખુશી અને મોંજમાં હતા, તેઓ હમણા ગંમગીની અને અફસોસમા આવી પડીઆ; જેઓ ભર ઉમેદમાં હતા, તેઓના ચેહેરા ઉપર ના ઉમેદીનો પરદો ફરી વલીઓ; આ ઘડીએ કે પેલી ઘડીએ આગબોટ ખરાબા ઉપર જાએ અથવા પાણીને તલીએ જઈ બેસે. આવા બનાંવો પરમેશવરનાં હાથમાંછે, તે હરેક સાધારણ વીચાર વાલું આદમી સારી પેઠે સમજેછે, તેથી મુસાફરને આદમીની ના કઉઅતી અને તે સાહેબનાં કઉઅત વીશે, જેવો આ જગોએ નીતીનો ધડો મળેછે, તેવો બીજે કેથે નહી મળતો હશે, માંટે તે સાહેબને તે હરદમ ઇઆદ કરતો રેહેછે. દરીઆના મુસાફરને આવા વીચાર ઉતપંન થાએછે, તે અતરે ટુંકામાં જાહેર કરવાને દુરૂસત ધારીઉંછે.

મુંબઈ છોડીઆ પછી આગબોટ પેહેલું બંદર એડન ખાતે કરેછે. એ ગાંમ અરબસતાનના કીનારા ઉપરછે, અને મુંબઈથી પશ્ચમ તરફ અને જુજ દખણ તરફછે. સારી મોસંમમાં મુંબઈથી ઉપડેલી આગબોટ પાધરી પશચીમ તરફ જાએછે, પણ ચોમાંસાની રૂતમાં પશચીમ તરફથી પવંન ઘણો ફુંકેછે તેની સામે આગબોટથી જવાઈ શકાતું નથી, તારે પેહેલાં દખણ તરફ ઉતરીને પછી વાવીઅ કોણે જાએછે. ચોમાંસાની રૂતમા આ પરમાણે હેરીઉં લેવાની ફરજ પડીઆથી આગબોટને ૮૦૦ માઈલ વધારે મંજલ કરવી પડેછે. એડન અને મુંબઈ વચે ૧૬૬૪ માઈલનો રસતોછે, તે સારી મોસમમાં ૭ દીવસની અંદર પસાર કરી શકાએછે.

મુંબઈનું બારૂં છોડીઆ પછી સોકોટરા નાં ટાપુ આગળ આવીએછે, તાંહાં સુધી કોઈ કીનારો આપણને દેખાતો નથી, માંટે લગભગ એક અઠવાડીઆં પછી જમીનનો કીનારો જોવાથી મુસાફરને ખુશી ઉપજેછે. કોએલા લેવાને સારૂ આગબોટ ૨૪ કલાક સુધી એડનના બારાંમાં ખોટી રેહેછે, તેથી મુસાફરને આ નાંહનું ગાંમ જોવાને તથા તે વીશે કેટલીએક પુછ પરછ કરવાને બની આવેછે. અરબસતાનનાં કોસતા ઉપર એડનનું બારૂં સઉથી સરસ ગણાએછે, અને તાંહાં નામદાર રાંણીની સરકારનાં કેટલાંએક બારકમો જાથુક રેહેછે. બારાંની અંદરથી ગામનો દેખાવ માતર પાહાડોની હાર મેવાએ વધારે દેખાતો નથી, કારણ તેની સઘળી બાજુએ ઉચા ડુંગરો ફરી વલેલાછે, અને એ ડુંગરો તેનો કુદરતી બંચાવછે. અતરે સવારી કરવાને તથા માલ લઈ જવા લાવવાને ગવેડાં તથા ઉંટો કામે લગાડવામાં આવેછે, પણ આગબોટનાં ઉતારૂઓ એડનમાં જવા ચાહાતા હોએ, તેઓને સારૂ ઘોડાની ગાડીઓ મળી શકેછે. બંદરથી તરણ માઈલ દુર ગાંમછે, તાહાં બે રસતે જવાઈ શકાએછે. એકનું નામ "લીટલ પાસ" કરીનેછે, અને એ રસતો બનાવવાને વાસતે આસરે ૫૦ ફીટ ખડક કાપવો પડીઓછે. બીજા રસતાને " મેન પાસ " કરીને કેહેછે, અને એ મારગે આપણે ગાંમની અંદર જઈ શકીએછે. એ રસતાને વાસતે ૨૦૦ ફીટ ઉપર ખડક કાપેલોછે, અને એટલો ખડક કપાવાના સબબથી બે પાહાડો વચે જે ખાચ પડીછે, તે માંટે એ રસતાની ઉપર એક પાહાડ ઉપરથી બીજા પાહાડ ઉપર જવા સારૂ, એક મજબુત પુલ બાંધેલોછે, તે બારાંમાંથી દેખાએછે. ગાંમનો દેખાવ સારો અથવા ખુબસુરત નથી. તાંહાંના ઘરકાં ઘરો ઘણાજ ખરાબ દેખાએછે, નલીઆં મળતાં નથી તેથી ચુનાનાં ધાબાંનાં છાપરાં બનાવીઆમાં આવેછે. સઘળી તરફ ખરાબીની નીસાંન માલુમ પડેછે, તથા ઘરો ભાગી પડેલા અને કોહોવાટ ઉપર આવેલાં દેખાએછે. ગાંમમાં ફરતા અરબો, સોમાંલી તથા યાહુદીઓનો દેખાવ ઘણોજ કંગાલ તથા દુખ ઉપજવા જોગ લાગેછે. સરકારી અમલદારોને રેહેવાનાં બંગલા તથા પારસીઓની દુકાંનો કાઈએક સારી હાલતમાંછે. "પોલીટીકલ

હોએ, તેને ઘણોજ રમુજી લાગેછે આગબોટ આસરે ૨૦૦ અથવા ૩૦૦ આદમીની વસતીનુ એક નાહનુ ટાપુછે કપતાન તથા માલમ, આ ફરતા ટાપુનો સઘળો કારોબાર ચલાવેછે, અને મોથી વધારે આદમીઓ, જે ઘડીએ તેઓના મોહોડામાથી હુકમ નીકળેછે, તે ઘડીએ માન સાથે બજાવેછે ઉતારૂઓની બરદાસત લેવાનુ અ રવેના ધીઆનમાછે, કપતાનથી તે ઠેક હલકામા હલકી પદવીનો ખલાસી તેઓને સઘળી રીતે સુખમા રાખવાની ઈનતેજારી બતાવેછે આ ટાપુમા સુથાર, લુહાર, દરજી, બબરચી, ભડીઆગે અને બીજા જરૂરના સઘળા કારીગરોછે, કસી વાતની ખુટ નથી જેમ આપણા ઘરમા આપણે સુખ ચેનમા અને આરાસતગીમા હોઇએ, તેમ અતરે પણ છઇએ, એબી આપણુ ઘરછે જો આપણી તબીઅત નાદરૂસ્ત થઈતો આપણે વાસ્તે દવા, વઇદ અને ખીદમતગારો તઈઆરછે જેમ ઘરમા બરાબર વખત સર આપણુ ખાણુ આપણી આગળ આવેછે, તેમજ બલકે વધારે ચોકસાઇથી અતરે પણ મળેછે. બાપ, મા, બેહેન, ભાઈ અને છોકરા જેમ ખુશાલી સાથે પોતાની ટેબલ ઉપર સુકરાના કરી ભોજન કરેછે, તેમજ અતરે જાણે એક મોટુ કુટુબ દર રોજ પોતાના ઘરમા જમતુ હોએ તે પરમાણે દીસેછે, અને એ પરમાણે કેટલા એક દીવસ સુધી લાગત બનીઆથી એક બીજાની મીલનસારી, દોસતી તથા મોહબતમા ઘણો વધારો થાએછે બદગીને વખતે આ તરતા ઘર મવેનુ આખુ કુટુબ તેમા સામેલ થાએછે, અને ઉતારૂઓમા જો કોઇ પાદરી નહી હોએતો, કપતાન પોતે પાદરીનુ કામ ચ લાવેછે ઉતારૂઓની જમીન ઉપરની હાલતની અતરે એક ખરી નકલછે સઘળા ઉતારૂઓ એક બીજાના સુખ દુખમા ભેગા બેઠે, કેમકે આ ટાપુ એવુછે, કે તેની આબાદીથી સઘળાને સુખ, અને તેની ખરાબીથી સઘળાને દુખ ઉપજેછે

પણ જે ધણી દરીઆમા પેહેલી સફર કરવા નીકળીઓ હોએ, તેને આ સઘળી બાબદ ઉપર પેહેલા એક બે દીવસમા વીચાર કરવાને બનતુ નથી, કારણ કે વાહાણના હીલવાથી તેના શરીર અને મગજ ઉપર જે અસર થાએછે, તેથી તેને ઘણા ભોર આવેછે, અને કેટલીએક રીતે હેરાન થવુ પડેછે એ માદગીને ઈ ગરેજીમા "સી સીકનેસ" કરી કેહેછે ઘણા જણઓ તેથી બહુ કટાળેછે, કેમકે તે વખતે ફેર બહુ આવેછે તથા ઉલટી ઘણી થાએછે અને ખાવા મુતલગ ગમતુ નથી જેઓ આ હાલતમા આવેછે, તેઓ પેહેલા એવાતો કટાળેછે, કે દરીઆમા આવવાનો અફસોસ કરેછે, અને અજબ થાએછે, કે આ દરદની વઇદોએ કશી દવા સોધી કાહાડી નથી પણ એ માદગીથી હારી જવુ ન જોઇએ જેમ બને તેમ હીમત પકડવી, તુતક ઉપર ખુલ્લી હવામા ફરવુ, અને બરાબર ખાવુ, એજ તેની દવાછે, પેહેલા તેમ કરવા નહી ગમે તોપણ આપણી ખુશીની વીરૂધ એમ ખીધાથી આપણે જલદી સારા થઈએછે, અને પેહેલા જેવા કટાળતા હતા તેમ પાછળથી એવડી ખુશાલી દરીઆની સફરથી ઉપજેછે

દુનીઆના સઘળા જાનવરોમા આદમી સરવેથી શક્તીવાન, હુનરમદ, અને જોરાવરછે, તોપણ તે પરમેશવરના હુકમ અને ખુશી આગળ કસા હીસાબમા નથી, આપણુ સુખ અને દુખ, જીવતર અને મરણ, એ સઘળુ તે સાહેબની મરજી ઉપરછે, તે વીશેનો એક મોટો ધડો અથવા ઉપદેશ, દરીઆની મુસાફરી કરનારની આખ આગળ હરદમ રેહેછે તેની મેહેરબાનીને લાએક થવાને તથા સલામત રેહેવાને, હર ઘડીએ અને હર વખતે પરારથના કરવાની આપણી ફરજછે હમણા દરીઓ તળાવના જેવો સ્થીર અથવા થબછે, તેના મોજાનુ જોર અને અવાજ કાઈ નથી, પવન આપણી તરફેણમા અને ઘણો ધીમે વેહેછે, સાથા બરાબર કાએદાસર ચાલીઆ જાએછે, અને સઠો દબદબા સાથે ઉડી, આપણી મજલને ઉતાવળેથી કાપીને, જવા ધારેલી જગાએ જલદીથી પોહોચાડવાની ઉમેદ બતાવેછે, માથા ઉપર આકાશ ખુલ્લુ, વાદળ વગરનુ અને નીરમળ દેખાએછે ઘરની અદર રોઇએ તેમ સઘળુ સલામત દીસેછે, તોપનો ગોળો આપણા બારકસને હરકત નહી કરે એવુ તે મજબુતછે, અને દરીઆનો પાદશાહ હોએ તેમ પોતાનો રસતો કાપતુ ચાલીઉ જાએછે વગર ધાસતીથી આપણે

સુતેલા અથવા જાગીએછે, અથવા ખાવા પીવા બેઠાછે, અથવા ગમત અને ખુશીમાં ગુંતાયાછે; જાણે સઘળી તરફથી આપણી ઉપર રેહેમછે: પણ આ ઘડીએ આવી હાલતછે, આવતી ઘડીએ શું થશે, તે કોઇથી કેહેવાઇ શકાતું નથી. એક મોટું તોફાન થઈ આવીઉં, દરીઓ તળાવનાં જેવો સ્થીર હતો તે જોશમાં આવીઓ અને તેનાં મોજા તુતક ધોવા લાગા; વંટોળીઓ વાંહાણને સીધું જવા દેતો નથી, વાદળાં ઘેરાઈ આવીઆં, મજબુત અને મગરૂર આગબોટ આણી ગમથી પેલી ગમ ડોળા ખાવા લાગી, રસતો અંધારો થઈ ગયો અને કશું સુજ પડતું નથી. જેઓ એક ઘડી આગમચ ભર ખુશી અને મોજમાં હતા, તેઓ હમણા ગમગીની અને અફસોસમાં આવી પડીઆ; જેઓ ભર ઉમેદમાં હતા, તેઓના ચેહેરા ઉપર ના ઉમેદીનો પરદો ફરી વલીઓ; આ ઘડીએ કે પેલી ઘડીએ આગબોટ ખરાબા ઉપર જાએ અથવા પાણીને તલીએ જઈ બેસે. આવા બનાંવો પરમેશવરનાં હાથમાંછે, તે હરેક સાધારણ વીચાર વાલું આદમી સારી પેઠે સમજેછે, તેથી મુસાફરને આદમીની નાકઉઅતી અને તે સાહેબનાં કઉઅત વીગે, જેવો આ જગોએ નીતીનો ધડો મળેછે, તેવો બીજે કોએ નહી મળતો હશે; માંટે તે સાહેબને તે હરદમ ઇઆદ કરતો રેહેછે. દરીઆના મુસાફરને આવા વીચાર ઉતપંન થાએછે, તે અતરે ટુંકામાં જાહેર કરવાને દુરૂસત ધારીઉંછે.

મુંબઈ છોડીઆ પછી આગબોટ પેહેલું બંદર એડન ખાતે કરેછે. એ ગાંમ અરબસતાનના કીનારા ઉપરછે, અને મુંબઈથી પશચમ તરફ અને જુજ દખણ તરફછે. સારી મોસંમમાં મુંબઈથી ઉપડેલી આગબોટ પાધરી પશચીમ તરફ જાએછે, પણ ચોમાંસાની રૂતમાં પશચીમ તરફથી પવંન ઘણો ફુંકેછે તેની સાંમે આગબોટથી જવાઈ શકાતું નથી, તારે પેહેલાં દખણ તરફ ઉતરીને પછી વાવીઅ કોણે જાએછે. ચોમાંસાની રૂતમાં આ પરમાણે હેરીઉં લેવાની ફરજ પડીઆથી આગબોટને ૮૦૦ માઈલ વધારે મંજલ કરવી પડેછે. એડન અને મુંબઈ વચે ૧૬૬૪ માઈલનો રસતોછે, તે સારી મોસમમાં ૭ દીવસની અંદર પસાર કરી શકાએછે.

મુંબઈનું બારૂં છોડીઆ પછી સોકોટરા નાં ટાપુ આગળ આવીએછે, તાંહાં સુધી કોઇ કીનારો આપણને દેખાતો નથી, માટે લગભગ એક અઠવાડીઆં પછી જમીનનો કીનારો જોવાથી મુસાફરને ખુશી ઉપજેછે. કોએલા લેવાને સારૂ આગબોટ ૨૪ કલાક સુધી એડનનાં બારાંમાં ખોટી રેહેછે, તેથી મુસાફરને આ નાંહનું ગાંમ જોવાને તથા તે વીશે કેટલીએક પુછ પરછ કરવાને બની આવેછે. અરબસતાનનાં કોસતા ઉપર એડનનું બારૂં સઉથી સરસ ગણાએછે, અને તાંહાં નામદાર રાંણીની સરકારનાં કેટલાંએક બારકમો જાથુક રેહેછે. બારાંની અંદરથી ગાંમનો દેખાવ માતર પાહાડોનાં હાર સેવાએ વધારે દેખાતો નથી, કાંજે તેની સઘળી બાજુએ ઉંચા ડુંગરો ફરી વલેલાછે, અને એ ડુંગરો તેનો ખુદરતી બંચાવછે. અતરે સવારી કરવાને તથા માલ લઈ જવા લાવવાને ગધેડાં તથા ઉંટો કામે લગાડવામાં આવેછે, પણ આગબોટનાં ઉતારૂઓ એડનમાં જવા ચાહાતા હોએ, તેઓને સારૂ ઘોડાની ગાડીઓ મળી શકેછે. બંદરથી તરણ માઈલ દુર ગાંમછે, તાંહાં બે રસતે જવાઈ શકાએછે. એકનું નામ "લીટલ પાસ" કરીનેછે, અને એ રસતો બનાવવાને વાસતે આસરે ૫૦ ફીટ ખડક કાપવો પડીઓછે. બીજા રસતાને " મેન પાસ " કરીને કેહેછે, અને એ મારગે આપણે ગાંમની અંદર જઈ શકીએછે. ,એ રસતાને વાસતે ૨૦૦ ફીટ ઉપર ખડક કાપેલોછે, અને એટલો ખડક કપાવાના સબબથી બે પાહાડો વચે જે ખાંચ પડીછે, તે માંટે એ રસતાની ઉપર એક પાહાડ ઉપરથી બીજા પાહાડ ઉપર જવા સારૂ, એક મજબુત પુલ બાંધેલોછે, તે બારાંમાંથી દેખાએછે. ગાંમનો દેખાવ સારો અથવા ખુબસુરત નથી. તાહાંના બોરકાં ઘરો ઘણાજ ખરાબ દેખાએછે; નલીઆં મલતાં નથી તેથી ચુનાનાં ધાબાંનાં છાપરાં બનાવીઆમાં આવેછે. સઘળી તરફ ખરાબીની નીસાંન માલુમ પડેછે, તથા ઘરો ભાગી પડેલાં અને કોહોવાટ ઉપર આવેલાં દેખાએછે. ગાંમમાં ફરતા અરબો, સોમાંલી તથા યાહુદીઓનો દેખાવ ઘણોજ કંગાલ તથા દુખ ઉપજવા જોગ લાગેછે. સરકારી અમલદારોને રેહેવાનાં બંગલા તથા પારસીઓની દુકાંનો કાઇએક સારી હાલતમાંછે. "પોલીટીકલ

એન્ટ" નાં બંગલા અને પારસીઓની દુકાંનોની વચમાં એક મોટો ચોકછે, તાંહાં હમણાં ચુનાના પથરનો એક મીનારો બાંધેલોછે, અને એવું જણાવીઆમાં આવીઉંછે કે આગળ એ જગોએ એક મોટી મસજીદ હતી, તે ભાગી પરીઆ પછી તેની નીસાંન દાખલ તે મીનારો બાંધેલોછે. એડનનાં પાહાડનાં માંથા ઉપર આગલા તુરકીઓનાં વખતના કીલ્લા તથા બુરૂજો ઘણાછે, પણ તે નાસ થએલી હાલતમાછે. એ ગાંમ સઘળી તરફથી પાંણી અને પાહાડોથી ઘેરાઈ ગએલુંછે. અરબસતાનની મોટી જમીન ઉપર જવાને માતર એકજ રસતોછે, તેણી તરફ આ પણી સરકારે ડુંગરની ઉપર એક ઘણોજ મજબુત કીલ્લો બાંધીઓછે, તે ખરેખર જોવા લાએકછે.

અસલનાં વખતમાં એડન મધે પાંણી પુરૂં પાડવાને વાસતે જે મોટા ટાંકાં બાંધીઆમાં આવીઆં હતાં, તે ઘણાંએક વરસ સુધી માટી અને નાસની હાલતમાં રહેઆં પછી હમણાં પાછાં ખોદી કાહડવામાં આવીઆછે તથા કેટલેએક દરજજે સમારીઆંછે, તે ખચીત જોવા લાએકછે. એડનમાં વરસાદ ઘણોજ થોડો પડેછે તેથી પીવાના પાંણીની ખુટ ઘણી હોએછે. આસરે ૧૫૦ કુવા ખોદેલાછે અને તેમાંનાં ૫૦ કાંમમાં આવે તેવાછે, તોબી તેમાથી ગાંમના લોકોને વાસતે પાંણી પુરૂં પડતું નથી. આવી હાલત અસલનાં વખતથીજ હશે, કેમકે ઉપર જણાવેલા ટાંકાં લાંબા જમાનાનાં બાંધેલાં હોએ તેવું દીસેછે. આખા અરબસતાનમાં સઉથી મોટું ટાંકું "બીલાદ એલજીહાફ"નાં પરગણા મધે "મારબ" શેહેરમાછે, તે આજથી ૩૫૫૯ વરસ ઉપર બાંધીઆમાં આવીઉં હશે, એવું ધારવામાં આવેછે. એવાં ટાંકાં એડનમાં આસરે પચાસછે, અને તે વીશે એવું જાણવામાં આવીઉંછે કે ઇસવી સને ૬૦૦ ના સાલમા, જે વેળાએ અરબસતાન ઉપર ઇરાંનીઓએ બીજીવાર હોમલો કીધો હતો, તે વેળાએ બાંધીઆમા આવીઆં હશે. સને ૧૮૩૫ નાં સાલમાં જારે કપતાંન હેનસ અરબસતાનનાં કીનારાની તપાસ કરવા સારૂ તે તરફ ગયો હતો, તારે એ ટાકાં કાંઈએક સારી હાલતમાં હતાં, પણ પછવાડેથી તે વીશે કશી ચોકસાઈ નહી રાખીઆથી ઘણાં ખરા પુરાઈ ગયાં હતાં. હાલમા જણાવવાને ખુશાલી લાગેછે, કે મુંબઈની સરકારના હુકમથી ગયા ચાર વરસની અંદર એ મધેનાં પંદર ટાંકાં સાફ કરવામાં આવીઆંછે, તેમાં વરસાદનું ૮૦ લાખ ગીઆલન પાણી શમાઈ શકે. સઘળા ટાંકાં જો સાફ કરવામાં આવેતો તેમાં તરણ કરોડ ગીઆલન પાંણી માઈ શકે. આ ટાકા કેવાંછે તેની વાંચનારાઓને સમજ આપવાની જરૂરછે. જાંહાં પાહાડો એક એકની પહોસમાં આવીઆછે તેમની વચમાંની જે બાજુ ઉઘાડી રહેલી હોએછે, તે બાજુ પથરથી મજબુત બાંધી લઈને બંધ કરી નાખીઆમાં આવીછે, તેથી તાંહાં મોટા તલાવો બનીઆછે. વરસાદનાં દાહાડામાં ઉપલા પાહાડો ઉપરથી આવતા પાણીના ધોત પેલા તલાવોમા પડેછે, અને તેથી પાંણીનો મોટો જથો ઝીલાઈ શકાએછે. વળી એવી ગોઠવણ કીધીછેકે, જો એક ટાકું ભરાઈ જાએતો તેમાંનું પાંણી બીજાં ટાંકામાં જઈ શકે. તારીખ ૨૩ મી અકટોબર ૧૮૫૭ ને દીને એડનમા સારો વરસાદ થયો હતો, તે વખતે ઉપલાં ટાંકાં મધેનાં થોડાંજ સારી હાલતમાં હતાં, તોપણ તે દીવસે જે વરસાદ પડીઓ હતો, તેથી તેમાં જે પાંણી ઝીલાયું હતું, તે એક વરસનાં ખપને પુરૂંપડે એટલું હતું કેટલાંએક ટાકાંની આગળ આજ બે વરસ થયાં નાંહના બાગો કરવામાં આવીઆછે, તેથી સાહાંજને સને તાંહા ફરવા જનારાઓને ઘણી ખુશી ઉપજેછે, કાંએજે એ વેરાંણ ગાંમમાં એ બાગો નવાઈ સરીખાછે.

એડનમાં વરસની અંદર ૭ અથવા સાત ઈંચથી વધારે વરસાદ પડતો નથી, તેથી કરીને આ ટાંકાંનાં પાણીનો આધાર પણ વરસાદ ઉપર રેહેછે. જારે વરસાદજ નહી હોએ, તારે ટાંકાં પણ નકામાં રેહે, તેથી ઇસવી સનેની ૧૫ મી સદીમાં અરબસતાનનાં પાદશાહ મલેક અલ માશુર તાજેદીન અબદુલ વાહબ બીન તાહેરે, બીરે હામેદમાંથી એડનમાં પાણી લાવવાને સારૂ એક નેહેર બાંધી હતી, પણ હાલ તેનો સઘળો નાસ થઈ ગયોછે. એડનની આસપાસનાં ગાંમોની હાલત તરફ નજર કરતાં એ નેહેર પાછી સંમરાવવાનો મોટો ખરચ કરવાનું દરસત દેખાતું નથી, માટે હાલમાં ઈંગરેજ સરકારે બાફનાં સાંચાની મદદથી દરીઆનું પાણી પીવા લાએક કરવાનો ઉપાએ ચલાવીઓછે, અને તે કેટલેક દરજજે પાર પણ પડીઓછે.

ઈંગરેજ સરકારે એડનમાં એક નીશાળ સથાપીછે, અને તાંહાં છોકરાઓને ઈંગરેજી તથા અરબીમાં કે ળવણી આપવામાં આવેછે. એ નીશાળમાં છોકરાઓને જે કેળવણી મળશે, તેથી અલબતાં ફાએદો થશે, અ ને કેળવણીનું ફળ જેમ હંમેશાં આદમીને સુધારવામાં નીપજેછે, તેમ આ હથીઆરથી તાંહાંનાં જંગલી તથા જ નુંની લોકોની હાલતમાં સારો ફેરફાર થશે એવી ઉમેદ રાખવામાં આવેછે. આ ઉપરાંત આ ગાંમમાં મુસાફરને સારૂ વધારે જોવાનું કાંઈ નથી, માંટે એડનની કેટલીએક જાંણવાજોગ તવારીખ તથા તે ઈંગરેજનાં તાબામાં શી રીતે આવીઉં તેની વીગત જણાવી આ ગાંમનો હેવાલ પુરો કરીએછે.

એડન આગલા વખતમાં અરબસતાન દેશનાં સરવેથી વખણાએલાં શેહેરો માહેનું એક શેહેર ગણાતું હતું. તે વખતે હીંદુસથાન, ઈરાંન, અરબસતાન અને આફરીકા વચે તથા યુરોપ, મીસર, અને ફીનીશીઆનાં જુદાં જુદાં દેશો સંગાથે જે વેપાર ચાલતો હતો, તે વેપારનું એડન એક મુખીઅ મથક હતું. પુરવ તરફનાં જુદાં જુદાં દેશોથી નગદીના બારકસો રેડ સી ને મારગે મીસર દેશમાં જવા સારૂ એ શેહેરનાં બારાંમાં આવતાં હતાં, તથા તરેહવાર જાતના માલથી લાધેલી વનજારોનો તાંહાં જમાવ થતો હતો, અને ટુંકામાં કહીએતો, પુરવ તથા પશચીમ તરફનાં સઘળા વેપારીઓ એ શેહેરમાં પોતાની પેહેડીઓ ઉઘાડી અરબસતાનમાં તથા બીજાં તે તરફ ના દેશોમાં માલ પુરો પાડતા હતા. એ પરમાણેની એ શેહેરની આબાદ હાલત હતી, પણ જે પરમાણે દુનીઆ મા ચાલતું આવીઉંછે, તે પરમાણે તે આબાદીનો પણ છેહેડો આવીઓ. રોમ શેહેરમાં જારે કલાડીઅસ સીજર રા જ કરતો હતો, તારે એ શેહેરનો રોમન લોકોએ નાસ કીધો હતો, એવું ડીન વીનમેનટ નામનો ગરંથકાર ધારેછે. એડનનો નાસ કરવામાં રોમન લોકોની શું મતલબ હતી, તે સેહેલથી સમજ પડેછે. તે લોકો પેહેલાં અરબસ તાનમાં આવીઆ તારપછી રેડ સી ના કીનારા ઉપર તેઓએ પોતાની કોઠી રાખી હતી; પણ જારે કલાડીઅસે એ ડનનો વેપાર બોહોળો ચાલતો જોયો, તારે તે વેપાર પોતાના મીસર દેશ માંહેનાં સંસથાનો તરફ ખેંચી લેવાની તેની મરજી થઈ. એજ વેળાએ આલેકઝાનદરીઆ શેહેરનાં એક યુનાની રેહવાશી નામે હીપાલસે મીસરથી એ કદંમ હીંદુસથાનમાં આવવાનો મારગ સોધી કાહાડીઓ હતો, તે ઉપરથી કલાડીઅસને એડન ઉપર હોમલો કર વાને વધારે હીંમત છુટી હતી. પછવાડેથી કાનસટનટાઈન શાહનશાહના વખતમાં એ શેહેર પાછું કાંઈએક સારી હાલતમાં આવીઉં, અને રોમન લોકોની એ એક ફતેહછે, એવી ઈઆદગારી કાએમ રાખવા સારૂ ઉપલા શાહનશાહે તેને "રોમાનંમ એમપોરીઅંમ" એટલે રોમન લોકોનું વેપારનું મથક એવું નામ આપીઉં.

ઈ૦ સ૦ ૧૫૩૮ માં સુલેમાન પાદશાહે હીંદુસથાન ઉપર ચડાઈ કરી, તે વેળાએ તે પાદશાહની ફોજમાં વેનીસ શેહેરનો એક સરદાર ચાકરી રહેઓ હતો, તે એડન વીશે આ પરમાણે લખેછે. "એ શેહેર ઘણું મજ "બુત અને દરીઆના કીનારા ઉપરછે, એની આસપાસ મોટા પાહાડો આવેલાછે, અને તેમને મથાળે નાહ "નાં કીલ્લા બાંધેલાછે. ગામમા અને કીનારા ઉપર જવાને વાસતે તાંહાં આસરે તરણશો કદમ પોહોલો ભાગળનાં "જેવો એક રમતોછે, અને તેને દરવાજા મેલેલાછે, તથા તેની દેવાલો પણ ઘણી સારીછે. શેહેરની સાંમે દરી "આમાં "શીરહા" નાંમનું એક નાંહનું ટાપુછે, તેની ઉપર પણ બંદરના બંચાવને સારૂ એક કીલ્લો બાંધેલોછે, "અને તાંહાં બે વાંમ પાંણીછે. તેની ઉતર દશાએ એક બીજું બંદરછે, કે જાંહાં પવનનું કાંઈ જોર નથી અને "તેથી માલથી ભરેલાં બારકસો તાંહાં સલાંમતી સાથે લંગર કરી શકેછે. એડનની જમીન ઘણી સુકીછે તેના સ "બબથી તાંહાં કોઈ ચીજનો પાક થતો નથી. વરસાદના પાંણી સીવાએ લોકોને બીજું સાફ પાંણી મળતુ ન "થી અને એ પાંણી તેઓ જમીનમાં નજદીક શો વાંમ ખોદેલા ઉંડા ખાડાઓમાં એકઠું કરેછે."

યુરોપ ખંડ સંગાથે હીંદુસથાનનો વેપાર એડનને મારગે સોલમી સદી શુધી ચાલીઓ; તારબાદ યુરોપ ખં ડથી હંકારેલાં બારકસોને હીંદુસથાનમાં આવવાનો કેપ આવ ગુડ હોપનો મારગ પોરટુગીસ લોકોએ સોધી કા હાડીઆથી એડનને મારગે ચાલતો વેપાર ઘણો ખરો તુટી ગયો.

ફરેનચ વેપારીઓની એક કંપનીએ સને ૧૭૦૮ માં જે કાફલો રેડ સીમાં મોકલીઓ હતો, તેનો સરદાર એમ ડી મેરવીલ જારે એડનમાં ઉતરીઓ હતો, તારે તેણે આખે ગાંમની આસપાસ ઉંચી દેવાલો જોઈ હતી, હેવું તે જણાવે છે. તુરકી લોકો જેવારે અરબસતાન છોડીને ગયા, તેવારે તેઓની પછવાડે રહી ગએલી મોટાં કદની પીતળની તોપોની પાંચ અથવા છ બટેરીઓ એ કીલ્લાના બંચાવને સારૂ તાંહાં હતી. જે જમીનનો કટકો એડનને અરબસતાન સાથે જોડેછે, તાંહાં પણ એક કીલ્લો હતો અને ગાળે ગાળે તાહાં ચોકી હતી. તાંહાથી એક તોપનો ગોળો જેટલી વેગળાઈએ જઈ શકે, તેટલે દુર વળી એક બીજો કીલ્લો હતો, અને તાંહાં બટેરીઓ ઉપર ચીઆલીસ મોટી તોપ ગોઠવેલી હતી. એ કીલ્લાની તથા શેહેરની વચે વળી એક તીજો કીલ્લો હતો, અને તેના ઉપર બાર તોપ ગોઠવેલી હતી. એજ સરદાર હેવું પણ જાહેર કરેછે કે શેહેરમાં કેટલીએક ખુબસુરત ઈમારતો તેની નજરે પડી હતી, પણ આસપાસની જુની અને નાસ પાંમેલી બીજી ઈમારતોને લીધે શેહેરનો દેખાવ કાંઈ સારો ન લાગતો હતો. એ સઘળી ઈમારતોમાં વખાણવા લાએક ઈમારતો તે વેલાએ તાંહાંનાં હમામખાંનાં હતાં. એ હમાંમખાંનાં સંગે મરમરનાં અને જાસપરનાં પથરોથી બાંધેલાં હતાં, તથા અંદર રોશની દાખલ કરવા સારૂ તેઓની ઉપરનાં ગુંબજોમાં મોટાં ગબારાં રાખેલાં હતાં. અંદરની બાજુએ મોટા થાંભલાઓ ઉપર ઉભી કીધેલી ગીઆલરી નજરે પડતી હતી તથા દીવાંનખાનાં અને બીજા મેહેરાબદાર ઓરડા પણ દીઠામાં આવતા હતા.

મીસતર સાલટ નાંમનો એક શખસ લખેછે, કે ઈ૦ સ૦ ૧૮૦૯ માં પણ વેપારની જગા દાખલ[illegible]ન અગતનું ગણાતું હતું. આફરીકાખંડના ઉતર અને પુરવની વચેના પરાંતોમાંથી સોમાલી લોકો ગુંદરનો વેપાર કરતા હતા, તે વેપારનું એ શેહેર એક મોટું બજાર હતું. સરવેથી સરસ કાફી પણ અતરે મળતી હતી. ગાંમમાં જોકે ભાગા તુટાં ઝુંપડાં તથા નાસ પામેલી જગાઓ હતી, તોપણ તેના આગલા દબદબાની કોઈ કોઈ નીશાણીઓ નજર આવીઆ વના રેહેતી નહી હતી.

ઈ૦ સ૦ ૧૮૩૫ માં જારે કાપટન હેનસ એડન ખાતે ગયો હતો, તારે તેણે એ શેહેર પુરી પાએમાલ થઈ ગએલી અવસથામાં જોયું. તે વખતે તાંહા સઘળા મળીને માતરે ૯૦ ઘર પથરનાં બાંધેલાં હતાં, પણ તેઓ ઘણી નાંસકારક હાલતમાં હતાં. કેટલીએક મસજીદોનો પણ એવોજ હાલ હતો, અને તેઓ મહિલી માતરે એક જ તે વખતે સંમરાતી હતી. બાકીનાં ઘરો સાદરીનાં તથા કાંમડાનાં બાંધેલાં હતાં. એ શેહેરનો સઘળો વેપાર બીલકુલ તુટી ગયો હતો, કુવાનાં પાંણી ખારા હતાં, અને બંદરમાં તથા રસતાઓ ઉપર કોઈ આવ જાવ કરતું ન હતું તે વેળાએ તાંહાંની વસતી પાંચસોથી તે છસો આદમીઓની હતી, તેમાં ૧૮૦ યાહુદીઓ, ૩૦ અથવા ૪૦ વાંણીઆ, અને બાકીના અરબ તથા સોમાલી લોક હતા. સુલતાન ઘણું કરીને લાહેજમાં રેહેતો હતો, અને એડનનો અખતીઆર એક શુબાનાં તથા મેહેસુલ એકઠું કરનારનાં હાથમાં આપીઓ હતો, તેઓના સવાધીનમાં ૫૦ અરબ શીપાહી હતા. વરસ દાહાડે સઘળું મળીને માતરે બાર હજાર ડાલર મેહેસુલ એકઠું થતું હતું. હવે એડન ઈંગરેજોનાં હાથમાં શી રીતે આવીઉં, તે વીશે ટુકામાં જણાવીએછે.

ઉપર કહીઉંછે, કે કાપટન હેનસ અરબસતાનના દખણ પુરવ તરફનાં કોસતાની તપાસ કરવા સારૂ પેહેલાં સને ૧૮૩૫ માં એડન ગયો હતો. એ વેલાએ તેના વાહાણના બે અમલદારો લાહેજના શુલતાનને મલવા ગયા હતા, તેઓને તેણે ઘણું આદરમાન આપીઉં, અને "દુરયેલી" જાતનાં લુટારાઓ જેઓએ તેના ગામ ઉપર હુમલો કીધો હતો, તેમની ઉપર તે ચડાઈ કરવાનો ઈરાદો રાખતો હતો તેમાં ઈંગરેજોની મદદ માંગી, પણ ઈંગરેજોએ તે મદદ આપવા ના પાડી.

૧૮૩૭ માં વળી ફરીથી તે લુટારાઓએ એડન લુટીઉં અને તરીસ હજાર ડાલરની કીમતનો અવેજ લઈ ગયા, તથા ગામ ઉપર હરેરોજ એક સો ડાલરનો કર નાખીઓ. જબરાજથી હંકારેલું "દરીઆદોલત" નામનું

કરનાંટકનાં નવાબની બતરીજી અહમદ એન નીશા બેગમનુ એક બારકસ ૪ થી જાંનેવારીની સહવારનાં એડ નથી થોડા માઇલ દુર કુબેટસ નાંમનાં ટાપુ આગળ આવી લંગરવાર થયું, તેમાં ઘણો કીમતી માલ લાવેલો હતો તથા જદ્દે જનારા હાજીઓનો કાફલો ભરેલો હતો. સુરજ બાહેર નીકલીઆ પછી એડનના અરબો તે ઉપર ચ હડી ગયા, અને સઘળો માલ લુટી લીધો, તથા તે ઉપર કેટલીએક આબરૂવાળી તથા કુળવાંન અસતરીઓ હતી, તેમની આબરૂ ઉપર ઘણો નીલાજરો હુમલો કીધો. એવી બદનામીથી પોતાનો બંચાવ કરવા જતાં, તે મધે થી ૧૪ ઓરતોએ પોતાનો જીવ ખોયો હતો. એ બનાંવની ખબર મુંબઇની સરકારને પડીઆથી, તેઓએ તે વી શે સુલતાન પાસે ખુલાસો માંગીઓ, અને ઇંગરેજની રઇઅત સંગાથે ફરીથી કોઇ વાર એવી ગુનાહ ભરેલી ચાલ નહી ચલાવવા બાબેનો મજબુત બંદોબસત કરવાને કાપટન હેનસને પાછો એડન રવાને કીધો. એ અમલદારને મુંબઇની સરકારે હેવો પણ અખતેઆર આપીઓ હતો કે, બને તો એડનનુ ગાંમ ખરીદ કરવાનો બંદોબસત કરવો, કે જેથી રેડ સી ને મારગે ચાલતો વેપાર વધારે મુસતકીન પાયા ઉપર આવે, અને હીં દુસથાન અને ઇંગલંડનાં મેલની આવતી જતી આગબોટોને કોએલા પુરા પાડવાને એક મુપીઅ અને સલાં મતી ભરેલું મથક કરવાને પણ બની આવે.

૧૮૩૭ ની ૨૮ મી દીસેમબરે કાપટન હેનસ એડન જઇ પોંહોતો, અને ૪ થી જાંનેવારીએ જમીન ઉપર ઉતરી સુલતાનની મુલાકાત લીધી. જે તકસીર સુલતાન ઉપર મેલીઆમાં આવી, તે બાબે તે નાસુનકેર ગયો, પ ણ "દરીઆ દોલત" ઉપરનો લુટાએલો માલ બજારમાં ઉઘાડી રીતે વેચાતો હતો, તેથી સુલતાનની તકરાર વધા રે વાર વજન પાંમી નહી, અને કાપટન હેનસે ઉપલી લુટનાં નુકસાંનનાં બદલામાં ૧૨ હજાર ડાલરનો દાવો કી ધો, અથવા લુટાએલો માલ પાછો માંગીઓ. એ બાબે લાંબી ચકચાર ચાલીઆ પછી, જેમ તેમ ૭૮૦૮ ડાલર ની કીમતનો માલ સુલતાને પાછો આપીઓ, અને બાકીના ૪૧૯૨ ડાલરની બાર મહીનાની મુદતની એક હું ડી કાપટન હેનસને લખી આપી.

એ પછી તારીખ ૨૩ મી જાંનેવારીએ કાપટન હેનસે સુલતાન પાસેથી એવું લખત લખાવી લીધુંકે, આવતા મા રચ મહીનામાં તેણે એડન ઇંગરેજોનાં સવાધીનમાં કરવું, અને તેનાં બદલામાં તેઓ તેને વરસ દાહાડે ૮૭૦૦ ડાલરનો લવાજમો આપે. એ કોલકરાર બાબે ફરીથી કાપટન હેનસની તથા સુલતાનની મુલાકાત થનાર હ તી, પણ તે વખતે સુલતાનનાં છોકરાએ કાપટન હેનસને પકડવાનો તથા ઉપલા કોલકરારને લગતાં સઘળાં કાગ જ પતરો જપત કરવાનો ઇરાદો કીધો હતો, તે દગાની ખબર આગમચથી કાપટન હેનસને પડી, તેથી તેણે સુલ તાનની મુલાકાત લેવાનું માંડી વાલીઉં અને પાછો તુરત મુંબઇ આવીઓ.

૨૪ મી અકટોબરે તે પાછો એડન ગયો, અને સુલતાન ઉપર એક રૂકો લખીને તેની આગલી કબુલા ત પુરી પાડવા વીશે કેહેવડાવીઉં; તેનાં જવાબમાં સુલતાને ઘણો અપમાન ભરેલો કાગળ લખીઓ અને ઘણી મ ગરૂરી ભરેલી ચાલ ચલાવી. સુલતાનના છોકરાએ કાપટન હેનસને લખીઉં કે "હું મારા બાપથી તથા તારા " થી ચહડતો છું. તું મારા દરવાજા આગળ આવેતો, હું તને અંદર આવવા દઇસ, અને પછી તારા માથા " ઉપર ચહડી બેસીસ; એવો અમો બેદુઇન લોકોનો કાએદોછે." લુટેલો માલ જે આગળ પાછો આપી ઓ હતો, તે એડનમાંથી લઇ જવા દેવાને સુલતાને ના પાડી. તેણે બીજે એવો હુકમ કીધો કે કાપટન હેન સનાં વાંહાણને કોઇ ખોરાક પાંણી પુરૂં પાડે નહી, અને તેનાં શીપાહીઓએ તે વાંહાણની બોટ ઉપર વગર કારણે બંદુકોનો મારો ચલાવીઓ, જેથી ઇંગરેજ સરકારનાં બે ખલાસી જરા ઘાએલ થયા.

એવા જુલમને લીધે કાપટન હેનસે બંદર બંધ પાડીઉં, તેથી સુલતાન ઘબરાયો, અને સુલે હ કરવાને તરણ દાહાડાની છુટ માંગી લીધી. તે છુટ આપવામાં આવી, પણ તેનો ઘણોજ નીલાજરી રી તે સુલતાને લાભ લીધો. આફરીકાના જે કોસતા ઉપરથી કાપટન હેનસનાં વાંહાણને ખોરાક તથા પાંણી

પુરૂં પડતું હતું, તે તરફ તેણે એક મછવો મોકલાવી તાંહાંનાં સોમાલીઓને ૨૦૦ ડાલરની લાંચ આપી, તે એોનાં કાસતા ઉપર જે કોઈ ઈંગરેજો જાએ, તેમને કતલ કરવાની ઉશકેરની કીધી. ૧૮ મી ડીસેમબરે સરકારી સકુનર " માહી " અને એક બીજું કોળશાનું વાંહાણ એડનના બારાંમા આવી પોહોચીઆં, તે વખતે સુલતાનને તે સકુનર ઉપરથી પણ કેહેવડાવીઉં, કે તેં જે કબુલાત આગળ આપીછે, તે તારી પાસેથી પુરી પડાવા નો ઈંગરેજ સરકારે ઠરાવ કીધોછે, તે પણ તેણે સાંભલીઉં નહી. પછી ૧૧ મી જાંનેવારીએ શીરહા નાંમનાં ટાપુની થોડેએક દુર ઈંગરેજો અને અરબો વચે લડાઈ થઈ, તેમાં ઈંગરેજોની તરફના બે ખલાસી જખ્મી થયા, અને આસરે વીસથી તે તીસ અરબો અશકત થયા. ૧૬ મી જાંનેવારીએ વળી ૩૦૦ ઈંગરેજ તથા ૪૦૦ ગામરી શીપાહીનું એક બીજું લશકર મેજર બેલની સરદારી હેઠલ તાંહાં આવી પોંહોતું. તેઓ સંગાથે ૩૮ તોપ હતી તેઓએ ફરીથી વળી સુલતાન ઉપર છેલ્લો સંદેશો મોકલીઓ, કે એડન ઈંગરેજ સરકારને સવાધીન કરવું, તેપણ તેણે નહી સાંભલીઉં, તેથી તે ગાંમ ઉપર તોપોનો મારો ચલાવીને જીતવાની ફરજ પડી. ઈંગરેજોની બાજુએ ૧૫ અને અરબોની તરફ ૧૫૦ આદમી મારીઆં ગયાં તથા જખ્મી થયાં. એડનના લશકર ખાતાના તે વખતે આતરે ૭૦૦ શીપાહી હતા, અને આતરે ૬૦૦ આદમીની વસતી હતી, તેમાં ઘણો ભાગ યાહુદીઓનો હતો. સુલતાન, તેનું કુટુંબ અને શેહેરનાં બીજા કેટલાએક મુખીઅ લોકો લાહેજ તરફ નાંહશી ગયા. એ રીતે એડન ઈંગરેજ સરકારનાં હાથમાં આવીઉં.

એડન બરીટીશોના હાથમાં આવીઆ પછી તેમાં જે ફેરફાર થયોછે તે કેવોછે, તે નીચે જણાવેલી વીગત ઉપરથી વાચનારને સેહેલથી સમજ પડશે. ઈ૦ સ૦ ૧૮૩૯ માં એ શેહેર ઈંગરેજોએ ફતેહ કીધું, તેવાર પછી તેની હાલત દર વરસે સુધરતી જાએછે. આગળ તમાંમ ભાગાં તુટાં ગામડાંની જગોએ હાલ કાંઈબી સારો દેખાવ નજરે આવેછે. તાંહાની વસતી જે આગલ આતરે છશો આદમીની હતી, તેને બદલે હાલ પચીસ હજાર આદમી તાંહાં વસેછે. એટલી ટુકી મુદતમાં આ કાંઈ થોડો વધારો થએલો ન સમજવો. વળી વેપાર એટલો વધી ગયોછે, કે હમણા વરસ દાહાડે એક કરોડ રૂપીઆની ઉથલ પાથલ થાએછે. ઈ૦ સ૦ ૧૮૫૮ નાં મેએ મહીનામા જે વરસ પુરૂં થયું, તેનો હીશાબ કાહાડીઓ, તારે માલુમ પડીઉં કે, તે વરસમાં સઘળી મજીને ૪૭૭૮૬૭૭ રૂપીઆનો માલ એડનમાં આવીઓ હતો, તથા ૨૨૪૧૭૯૮ રૂપીઆની નગદી આવી હતી, અને તેજ વરસમા ૨૮૩૬૩૭૪ રૂપીઆનો માલ તાંહાંથી બીજા દેશાવરો ખાતે ગીઓ હતો, તથા નગદી ૧૫૯૮૬૭૪ રૂપીઆની ગઈ હતી. એ વરસની આગમચનાં વરસનાં વેપાર સાથે આ રકમનો મુકાબલો કરતા માલુમ પડેછે કે, ૧૮૫૮ નાં વરસમાં ૨૬૩૦૬૯૮ રૂપીઆનો વેપાર વધારે થયો હતો.

ટુક વખતમાં એડનની આબાદાંનીમાં આટલો વધારો થયો તેનું મુખીઅ કારણ એછેકે, ઈંગરેજોનાં વાવટાને લીધે, પોતાના જાંન માલની સલાંમતી વીશે લોકોની ખાતરી થઈ, અને બીજુ એકે સઘળાને વેપાર કરવા સારૂં એ બંદર હીંદુસથાનની સરકારે ૧૮૫૦ નાં વરસમાં ફાએદાથી ઉઘાડું મેલીઉં, તેથી વેપારીઓને વરસના સઘળા મહીનાં પોતાના બારકસોને સલાંમતીથી બંદરમા રાખવાને છુટ મળી. તુરકીનાં બંદરોમા ખરીદ કીધેલા માલ ઉપર જેમ કર લીધામાં આવેછે, તેમ ઈંગરેજ સરકારે નહી કરીઆથી તથા તેવી બીજી કેટલી એક કડાકા ભરેલી અને નકામી જંજાલો કાહડી નાંખીઆથી વેપારીઓને અતી ઘણો ફાએદો થયો અને તેઓનો માલ નફે ભાવે વેચાવા લાગો.

એડનનાં આગલા કીલ્લા સઘળા રદ કીધાઆં આવીઆછે, અને તેમને બદલે એક જુદોજ કીલ્લો બાંધીઓછે, તે ખચીત મજબુત અને શોનકદારછે. જાંહાં એ નવો કીલ્લો બાંધીઓછે, તે જગા કુદરતી મજબુત હોવાના સબબથી તે ઉપર પુશકળ ખરચ કરીને તથા સારા ઈંજીનીઅરોની સલાહ લઈને તે ઉપરનો કોટ એટલોતો મુસતકીન બાંધીઓછે, કે તે ઉપર કોઈ હુમલો કરનાર એકાએક ફાવી શકે નહી. એ કીલ્લો જે કોઈ હાથ ક

રવા માંગેતો મજબુત તોપખાનાં સુધાંનાં એક યુરોપીઅન લસકર તથા ફોજની જરૂર પડે. ઈંગલંડ અને હીંદુસથાન વચેનાં આવ જાવનાં આ મુખીઅ મથક ખાતે ઈંગરેજ સરકારે હાવો મજબુત કીલ્લો બાંધીઓછે તે ઘણું ડાહાપણ કીધુંછે.

ઉપર જાણાંવીઉંછે કે એડનની વસતી હવડાં પચીસ હજાર આદમીનીછે, પણ જેમ હીંદુસથાનમાં ફરી આમાં આવેછે, તેમજ તાંહાંનાં મુસલમાનો પણ પોતાના ઘરમાંનાં માણસોની, તેમાં અકસર કરીને ઓરતોની, ખરી સંખીઆ કદી જણાવતા નથી, તેથી વસતીનો બરોબર અડસટો જાણવાને જરા મુશકેલ થઈ પડેછે. સને ૧૮૫૬ ની પેહેલી જાનેવારીએ નીચે જણાવીઆ પરમાંણે એડનની વસતીની ગણતરી કાહાડી હતી. ખરીઅતી ૧૧૨૯; હીંદુસથાનના મુસલમાન ૨૫૫૭; અરબસતાનના મુસલમાન ૪૮૧૨; આફ્રીકાના મુસલમાન ૩૬૨૭; બીજી જાતનાં મુસલમાન ૫૮; હીંદુ ૫૬૧૧; પારસી ૬૧; યાહુદી ૧૨૨૪; બીજી પરચુરણ જાત ૧૬૫૯; જુમલે ૨૦,૭૩૮. એ સંખીઆ પણ ઓછીછે, અને ઉપલી તારીખ પછી તેમાં વસતીનો વધારો થયોછે, હેવું માંનવાને ઘણાં કારણોછે. આ વસતીમાં જેઓને ખરીસતી દાખલ જાણાંવીઆછે તેઓ યુરોપીઅંન શીપાહીઓ, તેમનાં કુટંબ, સરકારના અમલદારો, અને થોડા વેપારીઓછે.

હીંદુસથાનનાં મુસલમાનોમાં ઉપલી રકમનો બે તરતીઆંઉંસ ભાગ અતરેથી મકે હજ કરવા જનારા અથવા તાંહાંથી અતરે આવનારા મુસલમાનોનોછે. બાકીનો તરીજો ભાગ વોહોરા તથા મેમણ વેપારીઓ, શીપાહી, અને ઘરના ચાકરોનોછે,

આતરે ૯૬૫ અરબો એડનનાં ખુદ વતનીઓછે, બીજો મોટો ભાગ જીબીલીસની જાતના તથા ઇઅમથી આવેલા અરબોનોછે. તેઓ તાંહાં બેગારીનો ધંધો રોજગાર સોધવા સારૂં આવેછે, અને બાકીનાં ટુક ધંધાગીર, દલાલ, માછી અને કોઈ બીજો તેવોજ રોજગાર કરનારાછે.

આફ્રીકાના મુસલમાનોમાં ૨૬૦૦ સોમાલીઓછે. તેઓ તાંહાં જેમ તેમ પોતાનો જંનમારો કાહાડેછે, કોઈનેતો રેહેવાને ઝુપડાં પણ નથી મલતાં. તેઓ પાસે કાંઈ જુજ પઈસા થયા, કે પાછા પોતાને દેશ જતા રેહેછે. થોડાએકજ એડનમાં પોતાનું ઘરબાર કરીને રહેલાછે. એ લોક ભરવાડની જાતછે. તેઓને ખેતીવાડીનું કાંમ સુતલગ ખબર નથી, અને પોતાનાં જાંનવરોનાં દુધ અને બીજી પેદાસ ઉપર પોતાનો ગુજારો કરેછે. આફ્રીકાનાં કીનારા ઉપર બરબેરા અને બીજી જગાઓ ઉપર વરમો વરસ જે મોટાં બજાર ભરાએછે તાંહાં તેઓ ઘેટા, ગાએ, ઢોર, ટટુ, ઘી, ગુંદર, ચામડાં, અને એ વગરે બીજી ચીજોનું વેચાંણ કરેછે, ઇઆતો સપટેમબર મહીના પછી, એવો સઘળો માલ પોતેજ એડનમાં લાવીને વેચેછે, અને જે મોસમમાં તેઓ તોફાંનની ધાસતીને લીધે પોતાનાં કોટીઆં દરીઆમાં ફેરવી નથી શકતા, તે વખતે તેઓ આવતી મોસમને સારૂ ઉપર કેહેઓ તેવો તથા હાથીદાંત અને તે વીગેરે બીજો માલ મેળવવા સારૂ આફ્રીકાનાં બીજા ભાગોમાં જાએછે.

એ લોક જાતે આળસુ પણ સવભાવે સારાછે, તોપણ કોઈવાર ઘણા જલદી ગુસ્સે થઈ જાએછે, તેથી હાથમાં લાકડી પણ લઈને ફરવાની તેઓને સરકારથી મનાંઈછે. પોતાના દેશમાં તેઓ લુટ ફાંટનો ધંધો ઘણો કરેછે, અને એડનમાં પણ તેઓ પાકા ચોર તથા જુગારી ગણાએછે, તેથી તેમની ઉપર ઘણી ચોકસ નજર રાખવામાં આવેછે. તેમના બદનનો બાંધો ખુબસુરત અને ઉંચોછે; તેઓના મોહોડાંની શીકલ કાકેશસનાં પાહાડી લોકોના જેવીછે. મોટી અડચણ અને રંજ ભોગવવાને તેઓ શકતીવાંનછે, તોપણ તેઓ કાંઈ કઠણ અને મેહેનતનું કામ એકાએક માંથે નથી લેતા. કેટલાએકતો વધતા પગારની લાલચથી, દરબાંન દાખલ તથા બારાંમાં લંગર થએલાં કોએલાનાં વાંહાણોનાં ચોકીદાર દાખલ ચાકરીએ રેહેછે. તેઓ પોતાના બાલને કોઈ જાતનો રાતો રંગ લગાડીને તથા તેમને સીદીનાં બાલની મીસાલે કરચલી વાળીને પોતાના ચેહેરાને બદસુરત કરેછે.

સીદી લોકોની બીજી જાતનો મોટો ભાગ નાંહાસી આવેલા ગુલાંમોનોછે, અને તેઓ કોલ્સાની વખારોમાં અથવા ખલાસી દાખલ ચાકરી કરી પોતાનું ગુજરાન કરેછે. પરચુટણ જાતના લોકોનો જે મોટો ભાગ એડનમાં આવેછે, તેમને " ખાદેમ " એટલે ગુલાંમ અથવા ચાકર કરી કેહેછે, અને તેઓ અરબોથી સઘળી રીતે હલકા ગણાએછે.

સઘળા હીંદુઓ મળીને એડનની સરવ વસતીનો પાભાગ થાએછે. તેઓ ઘણું કરીને લસકરના શીપાહી હોએછે અથવા બીજાં સરકારી ખાતાંમાં ચાકરી કરેછે. હીંદુઓમાં બીજી જાત તવંગર અને આબરૂવાળા વાણીઆ વેપારીઓનીછે. તેઓએ સેકડો વરસ થયાં આફરીકા ખંડના વેપારનો મોટો ભાગ હાથ કરીલીધોછે.

યાહુદીઓ જેરૂસલમમાં કેદ પકડાયા હતા તે વખતથી, એટલેજે આજ લગભગ ૨૫૦૦) વરસ થયાં અરબસતાનમાં આવી વસેલાછે. જોકે અતરે તેઓની આસપાસ તેમનાં દુશમનો દાખલ ઘણી જાતના મુસલમાનો વસેછે, તોપણ તેઓ આ દેશમાં જેટલી પોતાની અસલ રાહા રસમ જાળવી શકેઆછે તેટલી બીજા કોઈ દેશમાં નથી જાળવી શકેઆ.

---

## પ્રકરણ ૨ જું.

---

## સુએજ—કેરો—આલેકઝાનડરીઆ.

રેડ સી—સુએજ—રેતીનું જંગલ. મીસર—નીલ નદી—કેરો—અસલ કેરો—મસજીદ—સુબરાનો બાગ—ટંકસાળ—અમીર બેએ અને મહમદ અલીની કબર—કેરોનો દેખાવ—ચોક—દુકાન—મરઘીનાં બચાં સેવણ કરવાની રીત—શનચોનો તમાસો—ડોશેહની કીરીઆ—હીલીઓપોલીસ—તરીકોન મીનારા (પીરામીડ)—મીસરની અસતરીઓની હાલત. આલેકઝાનડરીઆ—રેહેવાસીઓનો પોશાક—મોટો ચોક—આલેકઝાનડરીઆની અસલ જાહોજલાલી—હમણાંની હાલત—પાંમપીસ પીલર—કલીઓપાટરાસ નીડલસ—પાંણીની મોટી નેહેર—બારાંમાંથી શેહેરનો દેખાવ.

એડનથી કોએલા લીધા પછી સુએજ બંદર ખાતે જવા સારૂ આગબોટ ઉપડેછે. એડન અને સુએજ વચે ૧૩૦૮, માઇલનો તફાવતછે, અને એ મંજલ ઘણું કરીને સાત દીવસમાં પુરી થાએછે. રેડ સી * (રાતો સમુદર) માં દાખલ થયા પછી એક બે દીવસ સુધી બંધે બાજુનો કીનારો દેખાએછે. એડન છોડીને આસરે ૧૦૦ માઇલ કાપીઆ પછી "સ્ટરેટસ આવ બાબલમાનડેબ" † નાંમની નાંલ આવેછે. આ જગાએ દરીઓ ઘણો સાંકડોછે, કાંએકે બંધે કીનારાથી જમીન દરીઆની તરફ ઘણી આવીછે, તે સાથે વળી વચમાં પીરીમ ‡ નું ટાપુ આવેલુંછે. રેડ સીમાં ગરમી ઘણી પડેછે, અને જે ઈંગરેજો પેહેલાં ઈંગલંડથી એ દરીઆમાં જાએછે, તેઓને તેથી ઘણી પીડા ખમવી પડેછે. હીંદુસથાનની ગરમી ખાધેલા ઈંગરેજ તથા ગામડીને પણ અતરેની ગરમીથી કંટાળો આવેછે. બાબેલમાનડેબની નાંલ મેલીઆ પછી જો હવા ખુલ્લી હોએછે, તો મોખાનું શે

---

* એ દરીઆને " રેડ સી " અથવા રાતો દરીઓ એટલા માટે કેહવામા આવેછે કે તેમા જે ટાપુઓ તથા ખડકોછે તેઓની સપાટી ઉપર લાલ રંગ દીસેછે

† એ શબ્દ અરબીછે, અને તેનો અરથ "આસુનો દરવાજો" થાએછે આગલા જમાનામા જારે દરીઓ ખેડવાનો હુનર પુરો ન હતો, તારે અતરે ઘણા બારકશો જોખમાયા હશે, તેથી આ નામ આપવામા આવીઉ હોએ એવુ ધારીઆમા આવેછે

‡ રેડ સી અને મેડીટરેનીઅન સમુદર નેહરથી જોડાસે, અને યુરોપ સાથે માલનો વેહેવાર આ દરીઆની મારફતે ચાલસે, તારે આ ટાપુ ઇંગરેજ સરકારને ઘણુ કામ લાગસે; કેમકે રેડ સી ની તે જાણે એક કુંચી હોએ તે મીશાલેછે અતરે કશો ખોરાક મળતો નથી, તેથી સઘળો એડનથી લઇ જવો પડેછે. કુરીઆ મુરીઆના ટાપુઓ કે જાહાથી "ગુઆનો" નું વખાણએલુ ખાતર મલેછે, તે ટાપુઓ આ જગાથી ઘણા દુર નથી પીરીમનું ટાપુ આસરે દોહોડ માઇલ લાંબુ છે, અને તેનું બાર સારૂછે, કીનારેથી ૧૦૦ વારની વેગળાઇએ ૪૦ મોટા બારકસો સેહેલથી લંગર થઇ શકે તેવુ છે. એ ટાપુ સને ૧૮૫૭ નાં સાલમા નામદાર "ઇસ્ટ ઇંડીઆ કંપની" એ પોતાના હસતકમા લીધુ હતુ, તાહાં એક દીવા દાંડી બાંધીછે, તથા કામ ચલાઊ કીલ્લો ઊભો કરી તોપખાતાની એક લસકરી ટુકડી તેમાં રાખેલીછે. રેડ સી ના દરીઆનાં મોહોડા આગળ આ ટાપુ આવેલુછે, તેથી જો એ જગાએ થોડાં લડાઇના વાંહાંણો હોએતો, તે બારકસો હરેક વખતે આખો દરીઓ બંધ કરી શકે.

હેર કે જે કાફીને વાસતે વખણાએલુંછે, તેનો કીનારો તથા કીનારા ઉપરના ઘરો આગબોટ ઉપરથી દુરબીનની મારફતે દેખાએછે. રેડ સી પસાર કરતા તેની અંદર આપણને ઘણાએક ટાપુ તથા ખડકો મલેછે. અરબસ્તાનની જમીન ઉજડછે, તેમજ આએ ટાપુઓ તથા ખડકો પણ ઘણા ઉજડછે. એ ખડકો ચુનાના તથા રેતીના પથરનાછે. એ ટાપુઓમાં આદમીની વસતી કાંઈ નથી અને દરીઆમાં ઉડતા પંખીઓ શીવાએ બીજા કોઈ જાનવરની વસતી તાંહાં હોએ તેવું પણ માલુમ પડતું નથી. અધવચમાં બે ડુંગરો આવેછે તેઓ આકારમાં એટલા તો મળતાછે, કે તે બંનેને "બે ભાઈઓ" એવું નામ આપેલુંછે. સુએજ તરફ ઘણા નજદીક આવી પોહોચીએછે, તારે બવે બાજુના કીનારાનો જે દેખાવ આપણે જોઈએછે તે કશોખુબસુરત લાગતો નથી. કીનારો ફક્ત ડુગર અને રેતીના જંગલનાં જેવો દેખાએછે. ઉતર તરફથી માઉંટ સીનાઈનો ઉંચો પાહાડ આવેછે, તે આપણી નજરે પડેછે. આગબોટ કીનારાની ઘણી નજદીક જઈ શકતી નથી, પણ બે માઈલ વેગળે લંગર કરેછે, કેમકે સુએજની ખાડી ઉંડી નથી. મેલની આગબોટ જેવી લંગર કરેછે તેવી એક નાહની આગબોટ ઉતારૂ તથા માલને કીનારે લઈ જવા સારૂ તેની સોડે આવેછે. ઉતારૂઓ જેવા કીનારે ઉતરેછે, તેવા જ આરબો પખા, નારંગી તથા મોહોડાં ઉપર ઓઢવાને સારૂ જાલીદાર રૂમાલો લઈને તેઓની આગળ જાએછે. મીસરના પાશાએ સુએજમા એક મોહલખાંનું બાંધેલુંછે, તે શીવાએ તાંહાં બીજું કોઈ પણ મુકામ સારૂ નથી મીસરથી હજ કરવા જનારાઓ સુએજ થઈને મકે જાએછે, તેથી એ ગામમાં અરબોનો આવજાવ ઘણો થાએછે ઈંગલંડ ખાતે જનારા ઉતારૂઓને પણ આએ ગામમાં થઈ જવું પડેછે, તેથી તે હમણા સારી પડે જાંણીતું થયુછે, અને જારે મીસરના જંગલમાં નેહેર થશે, તારે વધારે વખણાશે તથા કામમાં આવશે એ જગાએ પાણી ઘણું ખરાબછે, તેથી જો પાણીની તરસ લાગેતો "સોડા વાટર" પીવાને તથા નારંગી ખાવાને ભલામણ કરવામા આવેછે. દીવસના ઘણી ગરમી અને રાતના ઘણો ઠાર પડેછે, તેથી એ જગા તનદરોસતીને મુતલક લાએક નથી. કોઈ પણ ઠેકાણે લીલોતરી દીસતી નથી, અને આખું ગામ ઉજડ દેખાએછે. સુએજની કુળ વસતી ૮૦૦૦ આદમીનીછે.

રેડ સી ની મુસાફરી પુરી કરીઆ પછી આપણે એશીઆ ખંડ છોડીઓ એવું સમજવું. સુએજમાં આવી તાહાં જંગલ તરફ આપણો રસતો માંડીઓ એટલે આપણે આફરીકાખડમાં આવીઆ. એ ખંડ મધેના જેટલા ભાગની મુસાફરી કરવાનીછે, તે સઘળી ખુશકીની રાહેછે. આલેકઝાનડરીઆથી ફરી આપણને આગબોટની મદદ લેવી પડેછે સુએજમા ઉતારૂઓને ઘણીવાર ખોટી રાખવામા આવતા નથી. તેઓને કેરો ખાતે રવાને કરવાને વાસતે ઉતાવળથી તઈઆરી કરવામા આવેછે એ શેહેર જઈ પોહોચતા એક મોટું રેતીનુ જંગલ પસાર કરવુ પડેછે જારે આપણે દરીઆમાં હોઈએછે, તારે આપણી આસપાસ પાણી શીવાએ બીજું કાંઈ દેખાતું નથી, અને દુરથી દરીઆનો કીનારો આકાશની સાથે મલી ગએલો હોએ તેમ દેખાએછે. તેજ મીસાલે, સુએજ મેલીઆ પછી, આ રેતીનાં જંગલમા જાણે આપણે રેતીનાં દરીઆમા હોઈએ તે મીસાલે લાગેછે. ચારે બાજુએ બારીક રેતી વગર બીજું કાંઈ પણ દેખાતું નથી, અને દુરથી જાણે રેતીના કીનારા આકાશ સાથે મલી ગયા હોએ તેમ દેખાએછે. કોઈ કોઈ ઠેકાણે રેતીનો ભારે જમાવ થઈ ગએલો હોએછે, તે જાણે રેતીના ડુગર હોએ તેમ જણાએછે એક પણ ઝાડ અથવા લીલું પાંનરૂ છેક કેરોની નજદીક આવીએ તાહા સુધી દેખાતું નથી. માલથી લાદેલાં ઉંટો તથા વણજારો કોઈ કોઈ વેળાએ મલેછે

એ જંગલ આટલું ઉજડછે તોપણ ભુસતર વીદીઆ (જીઆલોજી) ના એલમ શીખનારને ઘણું કીમતીછે. તાંહા ઝાડ પાણુની પેદાશ નથી, તેને બદલે તરેહવાર અગતના પથરોનો એક મોટો જમાવ થએલો છે, અને તેની તપાસ કરવામા વીદવાન શખસને ઘણી ખુશી ઉપજેછે. સાફ ચકમક, તથા તેની જાતનાં જાસપર નામના કીમતી પથરોનો અનરે એક મોટો ખજાનોછે. આ પથર પાલીસ કીધાપછી ઘણોજ સારો બનેછે.

તેથી તેની ઘણીએક સોબીતી ચીજો બનાવીઆમાં આવેછે. આગળા જમાનામાં આ જંગલ આટલું વેરાંન નહી હશે કેમકે તે જંગલના ઘણાએક પથરો તપાસતાં એવું માલમ પડીઉંછે કે તે આગળ લાકડાંનાં કુડા હશે, અને એ લાકડું તે વખતે તાંહાં ઉગતા ઝાડોનું હશે

હાલ સુએઝથી કેરો સુધી લોહોડાની સડક બધાએલીછે, તેથી આગની ગાડીએ સફર થઈ શકેછે અને તેથી આગળની માફક ઉતારૂઓને ઘણી મેહેનત, રંજ, કંટાળો અને ઢીલ ખમવી પડતી નથી જારે લોહોડાંની સડક બાંધેલી નહી હતી, તારે ઉતારૂઓને ઘોડા તથા ખચરની ગાડીમા જવું પડતું હતું. એ ગાડીઓ અતરેના બગદની સીગરામના જેવી હતી, અને તેમને " વાંનસ " કરીને કેહેતા હતા. એ ગાડી ખેંચવાને વાસતે પુઠ આગળથી બે ખચર અને તેની આગળ બે ઘોડા જોડતા હતા. હાંકનાંરા પોતાના હુનરમા કાબેલ નહી તથા જાનવરો સારાં કેળવાએલા નહી, તેથી તેઓ વારે ઘડીએ આડાં ફાટી જએ તેમને પાછાં સીધા રસતા ઉપર લાવવાને ઘણી મેહેનત પડતી હતી. સઘળી ગાડીઓ સાથે દોડાવવાનો ધારો હતો, તેથી જો એકાદી ગાડી પછવાડે પડી જતી અથવા આડે મારગે જતીતો બાકીની સઘળી ગાડીઓને ખોટી થવું પડતું, અને જારે એ ગાડીઓ હારેબંધ દોડતી હતી, તારે જાણે તે સરવેની સરત મેલી હોએ તે મીસાલે દેખાતું હતું, અને તે વખતે અંદર બેહેલા ઉતારૂઓને ઘણી રમુજ થતી હતી. પદર દીવસ સુધી દરીઆમાં એક સરખી રીતે વખત ગુજારીઆ પછી જમીન ઉપર આવતાં પેહેલ વેહેલે આવી રીતની સફર કરવાથી ઉતારૂઓને ઘણી ગમત ઉપજતી હતી પણ હાલ લોહોડાંની સડક બાંધવામાં આવીઆથી સુએઝ અને કેરો વચેની મુસાફરી ઘણી સેહેલી થઈછે સુએઝથી કેરો જતાં ૭૫ માઈલનું જંગલ કાપવું પડેછે, અને તે ઘણું કરીને પાચથી ૭ કલાકની અંદર બની શકેછે.

કેરોમા ઉતારૂઓને થોડાજ કલાક રાખવામાં આવેછે. એ શેહેરની છેક લગભગ પાસે આવીએછે તાહા સુધી તેનો દેખાવ માલુમ પડતો નથી, પણ તે દેખાવ આપણી આખ આગળ આવતાં વારજ આપણને મોટી ખુશી ઉપજેછે. રેતીનુ જંગલ કે જાંહા નીચે જમીન અને ઉચે આકાશ શીવાએ બીજું કાંઈ દેખાતું નથી, તે મેલીઆ પછી જારે શેહેરની લીલોતરી તથા તરેહવાર ખુબસુરત અને ખુશનુમા ઝાડો આપણી નજરે પડેછે, તારે આપણા દીલને જુદીજ રીતની ખુશી ઉપજેછે પદર દીવસના દરીઆમા અને સુએઝથી કેરો સુધીના જંગલમાં એકજ રીતનો દેખાવ આપણી નજરે પડીઓ હતો, અને હવે ઉપલા શેહેર ખાતે આવીઆથી આપણને જુદી રીતનોજ દેખાવ દેખાએછે યુરોપ ખાતે જનારા અને તાહાથી હીંદુસથાન ખાતે આંવનારા, એ બવે મુસાફરોને આ શેહેર ઘણીજ ગમત આપેછે. યુરોપીઅનો પોતાનો ખંડ મેલીઆ પછી મહમદીઆન શેહેરનો પુરો આકાર કેરોમા જુવેછે, તેજ મીસાલે આ મુલકથી યુરોપખંડ ખાતે જનારા પણ કેરો શેહેરમા તેઓની નજરે પડતા હંમેશના દેખાવ કરતા કાંઈ જુદુજ જુવેછે.

મીસરમા આપણે પેઠા કે આપણને એવું લાગેછે, કે તે દેશ કોઈ વખતે ઘણુંજ નામીચું હશે મોટા મીનારા, મોટી મસજીદો, તારીફ લાએક નેહેરો અને અસલનાં વખતની નામીચી ઈમારતોની ભાગી પડેલી નીસાનો આપણને દેખાડેછે, કે એ દેશ એક વખતે દબદબા ભરેલુ તથા આબાદ હશે, પણ ફરતા જમાનાએ તેની ઉપર અસર કીધાથી હાલ તે આ હાલતમા આવીઉછે મીસર અસલના વખતમા ઘણું નામીચું હતુ અને તેના ફેરો નામના પાદશાહ ઘણાજ અખતીઆર વાળા હતા અસલના વખતમા એ મુલકના સતાવાળાઓએ યુરોપના બીજા જોરાવર મુલકો સાથે ઘણી વખત બરાબરી કીધીછે તે વખતે તેનો વેપાર પણ દુનીઆના ઘણા ખરા ભાગો સાથે બોહોળો ચાલતો હતો. એ દેશમા જાહજો વરસાદ પડતો નથી, પણ નીલ નદીની રેલથી જમીન ફલવત અને માતબરછે જો એ નદી તાહાં નહી હતે, તો મીસરનો આખો મુલક એક જંગલ જેવો હતે એ નદીના પાણીથી તાહાના ખેતરો ફળવંત થાએછે, પરાણીઓને પીવાને પાણી પણ તેમાં

થી મળેછે અને વળી એટલી ઉંડીછે કે તેની મારફતે આખા મુલકમાં બંદરે બંદર તથા દરીઆ સુધી માલ પોં હોચી શકેછે. આટલા બધા ફાએદા મીસર દેશને એ નદીથી અસલથી થતા આવીઆછે, તેથી પુરાતન વખત થી તે નદીને તાંહાંના લોકો ઇશવરી માન આપતા આવીઆછે, અને એવું પણ જણાવીઆમાં આવીઉછે, કે આ ગળા વખતમાં દર વરસ એ નદીના કીનારા ઉપર એક કુંવારી કનીઆનો ભોગ આપવામાં આવતો હતો. આ જગાનાં મહમદીઆનો એવું કેહેછે, કે નીલ નદીના જેવું મીઠું અને સારૂં પાણી દુનીઆનાં કોઈ પણ બી જા ભાગ ઉપર નથી અને હેવા વીચારથી તુરકસતાનનો સુલતાન પોતાને તથા પોતાના કબીલાને વા સતે દર વરસે વાહાંણો ભરીને નાઈલનું પાણી ઈસતંબોલ ખાતે મંગાવેછે. રેલ આવવાના વખતની આગમ ચ સઘળી જમીન વેરાન જંગલના જેવી લાગેછે, પણ તેનાં ઉપર રેલના પાંણી ફરી વળીઆં, કે જાંણે ઈસવરી મદદથી એકાએક આબાદ ખેતરો પેદા થાએછે. જાંહાં જાંહાં એ નદી વેહેછે તાંહાં જમીનનો દેખાવ હમેસાં ફ ળવંત અને રળીઆમણો હોએછે, અને તેથી જેઓ એ મુલકમાં સફર કરવા જાએછે, તેઓ એ નદીની અં દર બોટમાં બેશી ફરવાને ચુકતા નથી.

કેરો એ નામ ચાલુ રેવાજમાં ઈંગરેજોએ આપેલુંછે; એનું અસલ નામ અરબીમાં "અલકહીરે" એ ટલે ફતેહમંદ કરીનેછે. એક નવું કેરો અને એક અસલ કેરોછે. જેને હમણાં અસલ કેરો કેહેવામાં આ વેછે તેનું આગળ "અલમસર" કરી નામ હતું. એ શેહેરની પડોસમાં અરબ લોકોએ ઇ૦ સ૦ ૯૭૩ માં ન વું કેરો વસાવીઉં હતું. ૧૫૭૦ નાં સાલમાં અરબોના હાથમાંથી તુરક લોકોએ તે છીનવી લીધું હતું, તે તેઓ ના હાથમાં ૧૭૯૮ સુધી રહેઉં, અને પછી ફરેનચનાં હાથમાં ગયું ફરેનચ અને ઈંગરેજોને મીસરમાં નીલ નદી ઉપર જે લડાઈ થઈ હતી અને જેમાં નામીચા નેલસને ફરેનચ લસકરની ઉપર પુરી ફતેહ મેળવી હતી તે વખતે કેરો ઈંગરેજનાં હાથમાં આવીઉં. ૧૮૦૧ ના સાલમાં મહમદ પાદશાહને ઈંગરેજોએ ગાદી ઉપર બેસા ડીઓ. મીસરનો પાદશાહ ઘણુ કરીને કેરોમા રેહેછે, તેથી એ દેશના પાએતખત દાખલ તે શેહેર ગણાએછે. એ શેહેર નદીની સપાટીથી ૪૦ ફુટ ઉંચુંછે, અને જંગલને કીનારે આવેલુંછે. તેની વસતી બે લાખ આદમી નીછે. શેહેરનો કીલ્લો જે ઇસવી સને ૧૧૭૧ નાં સાલમાં ખલીફ યુસફ સાલાદીને બંધાવીઓ હતો, તે જોવા લાએકછે. એ કીલ્લાની ઉંચાઈ ઘણીછે તેથી તેની ઉપરથી દેખાતો નીચેનો દેખાવ ઘણોજ સુંદર દીસેછે. મીસરનો દખણનો ભાગ જાણે આપણી આગલ એક નકશાના આકારમા પથરાએલો હોએ એવો લાગેછે. એ જ કીલ્લાની ઉપર એક મોટી મસજીદ બાંધેલીછે, કે જેને બાંધતાં ઘણા વરસ લાગા હતાં, તે જોયા વગર કોઈ પ ણ મુસાફર એ શેહેર છોડતો નથી. એ મસજીદના વચો વચમાં એક મોટો ચોકછે, તે બધો સંગેમરમરનો બાંધે લોછે, અને તેની આસપાસ ફરતા મોટા અને ઉંચી કારીગરી સાથેના તીસ થાંબછે. ચોકની વચોવચમાં એક ઘણોજ ખુબસુરત ફુંઆરો બાંધેલોછે અને આખી મસજીદનું કામ જેવું મજબુત અને સોભીતુંછે, તેવુંજ કા રીગરીથી પુરૂછે એ મસજીદની પડોસમા પાદશાહનો મેહેલછે, તેનો બાહેરનો દેખાવ સારો પણ સારોછે, પ ણ અંદરના ભાગ ઉપર ઘણુ નાણું ખરચીઆમા આવીઉંછે. દેવાલની ઉપર ફરેનચ કારીગરોને હાથનાં ઘ ણાં એક ચીતારો રંગેલાંછે, તો પણ સુધરેલા સવાદને તેની અંદર કીધેલો ખરચ પસંદ આવે તેવું ન થી. મહમદ અલી પાદશાહનો રેહેવાનો મેહેલ તથા બાગ જેને સુબરા કરીને કેહેછે, તે ખરેખર નાદરછે તેની અંદર દાખલ થવાને એક મોટો દરવાજોછે, અને તે દરવાજાથી મેહેલની શીડી સુ ધી પેંહોચવાને વાસતે જે રસતોછે, તેની બધે બાજુએ સરવના તથા બીજાં સારાં હારેદાર ઝાડો રોપે લાછે, કે જેના છાયાથી તે જગા ઉપર તડકું પડે નહી અને તે મેહેલની આસપાસ નામીચા બાગો બનાવેલા છે, કે જાંહાં તરેહ તરેહની ખુશબોનાં ફુલ તથા મેવાનાં ઝાડો રોપેલાંછે. એ બાગની વચો વચમાં ગરમીના દહાડામાં બેસવાને વાસતે તંબુના જેવું કાચનું રંગીન અને ખુબસુરત મકાન બનાવેલુંછે, અને તેની દેવાલ ઉ

પરના ચીતારો ઘણાજ સોભાએમાન અને જોવા લાએકછે. એક બીજું ઘણું સોભીતું મકાન કરી તેની ઉપર ત રેહવાર ફુંઆરા ઉડતા કરેલાછે. બાગની વચો વચમાં સંગેમરમરની દેવાલ સાથેનો એક હોજ બનાવેલોછે, તેની આસપાસ સંગેમરમરના સીંહ અને સુસવાટના મોહોડામાંથી ફુંઆરા ઉરાડવામાં આવેછે, અને તે હોજમાં જનાનખાનાની ઓરતોને ફરવાને વાસતે સારી રંગેલી નાહની બોટોછે. એ હોજની અંદર સુનેરી રંગની તથા બીજી ખુબસુરત માછલીઓને પાળેલીછે. મેહેલથી થોહેએક દુર એક ટંકશાળછે, તાંહાં દર વરમે વીસ લાખ રૂપીઆની કીમત સુધીનો શીક્કો પાડવામાં આવેછે. એ ટંકસાળની પહોસમાં એક નામીગો કુવોછે તેને "જોસેફ્સ વેલ" કરી નામ આપેલુંછે. એ કુવો ૨૬૦ ફુટ ઉંડોછે, અને તેને તળીએ સુધી જવાને સારૂ તેની અંદર ફરતો દાદર બાંધેલોછે. કેરોમાં પાણી લાવવાને વાસતે જે નેહેર બાંધેલીછે, તે પણ કીલ્લા ઉપરથી દેખાએછે. એ નેહેર પેહેલાં ૧૧૭૧ નાં વરસમાં સાલાદીને બંધાવી હતી, તે ૧૫૧૮ નાં વરસમાં સમારીને મોટી કરવામાં આવી હતી.

જેઓ પાદશાહનો મેહેલ જોવા જાએછે, તેઓને તાંહાંથી એક જગા દેખાડીઆમાં આવેછે, કે જાંહાં તવારીખમાં નોધાએલો એક જાણવા જોગ બનાવ બનીઓ હતો. મીસરનાં માંમલુખોનો કેટલોએક અખતીઆર મહમદ અલી પાદશાહે ઓછો કીધો હતો, તેનું વેર લેવાને વાસતે તેઓએ ઠરાવ કીધો હતો, અને મહમદ અલીની ગેરહાજરીમાં તે ઠરાવ અમલમાં લાવવાને ધારીઉં હતું. મીસરથી જે મુસલમાનો હજ કરવાને મક્કે જતા હતા, તેઓને અરબસતાનનાં વાહાબી લોકોએ એકથી વધારેવાર લુટીઆ ઉપરથી, તેઓને સજા કરવાને વાસતે મહમદ અલીએ અરબસતાન ઉપર હુમલો કરવાને ધારીઉં હતું. માંમલુખોએ આ જોગવાઈ ધીઆંનમાં રાખી પોતાની મતલબ પાર પાડવાની ગોઠવણ કીધી, પણ તેઓનો સંપ છુપો રહેઓ નહી, અને મહમદ અલીને તે વીશેની ખબર પડીઆથી, તેણે મામલુખોનો જે રીતે નાસ કીધો હતો, તે ઉપરથી ઉપલી જગા જણાએ છે. એ ફીતુરી સંપની ખબર જારે તેને પડી, તારે જાણે તે માનતો નહી હોએ, એવું તેણે ડોળ ઘાલીઉં, અને મામલુખોની સાંમે કોઇએ ખોટું બોહોતાંન જોડીઉંછે એવું જાહેરમાં કેહેવા લાગો, પણ બાતેનમાં તેઓનો નાસ કરવાનો ઈરાદો કીધો. અરબસતાન ઉપર હોમલો કરવાની સઘળી ગોઠવણ તમામ થઈ, તારે મહમદ અલીએ પોતાની ગેરહાજરીમાં દેશનો રાજકારોબાર ચલાવવાને સારૂ પોતાનાં છોકરાને સનદ આપવાને બાંહાંને મામલુખોનાં સઘળા સરદારોને કીલ્લામાં તેડાં કીધાં, કે તેઓની હજુરમાં પોતાનાં છોકરાનાં હાથમાં અખતીઆર સોપે. મહમદ અલીએ કરવા ધારેલા દગાની બપારા મામલુખોને કશી ખબર પડી નહી, તેથી તેઓ સઘળા દરબારમાં હાજર થયા. પાદશાહે તેઓની મુલાકાત ઘણીજ ખુશી અને આદરમાંનથી લીધી અને મીજલસ બરખાસત થયા પછી, પેલા મામલુખો પોતાના ઘોડા ઉપર સવાર થઈ કીલ્લામાંથી બાહેર જવા લાગીઆ તેવામાં તાંહાંનાં દરવાજા બંધ દીડા. કીલ્લા ઉપરથી તેઓની ઉપર તરત ગોળીનો વરસાદ વરસવા લાગો અને ટપાટપ આદમી અને ઘોડાઓ પોતાનો પરાંણ મેલવા લાગા. થોડા વારમાં મુવેલાં આદમી અને ઘોડાઓનો કીલ્લાના ચોકમાં એક મોટો ઢગ થયો. મહમદ અલીના આવા ઘાતકીપણાથી ૪૭૦ પરાણીઓનો નાસ થયો, માતર એકજ શખસ અમીર બેએ આ આફતમાંથી પોતાનો પરાણ બંચાવી શકીઓ હતો. તેને ખબર હતી કે કીલ્લાની દેવાલની એક બાજુએ ધુળનો એક મોટો ઢગ હતો, તાંહાં તે ગયો અને તે જગાએથી પોતાનો ઘોડો દેવાલની બાહેર કુદાવીઓ. એ કુદકો મારતાંજ ઘોડો ઘણો જોખમાંયો અને તરત મરણ પામીઓ, પણ અમીર બેએ સલામત રહેઓ, અને તાંહાંથી નાહસી એક સીપાહીનાં તંબુમાં ભરાયો અને પછી ઈઅટંબોલ ખાતે ગયો. જે જગા હમણા દેખાડીઆમાં આવેછે, તે જાંહાંથી અમીર બેએ એ દેવાલ કુદાવી હતી તે છે.

કેરોમા કેટલાએક બાગ જોવા લાએકછે. એશીઆ તથા યુરોપના માલની ઘણી એક દુકાનો તાંહાં છે.

જે જોઈએ તે આપણને તાંહાં મળી શકેછે, પણ તેની કીમત ઘણી આપવી પડેછે. મુસાફરોને વાસતે પોંહચ ખાંનાંછે, તાહાં દર આદમી દીઠ બીછાના અને ખોરાક સુધાનાં દર રોજ દસ થી પંદર રૂપીઆ લીધામાં આવેછે. કેરોમાં જે મોટા ચોકછે તે ઘણા સારાછે. તેમનો દેખાવ સધારવાને વાસતે સઘળી બાજુએ ઝાડોની હાર લગાડેલીછે. એવા ચોકની આસપાસ જે ઘરોછે તેજ સારી બાંધણીનાં અને મોટાંછે, પણ શેહેરની અંદરનો ભાગ તથા તાંહાંની ઈમારતોનો દેખાવ ઘણોજ દરીદરી લાગેછે. તે ઘરો ઘણાજ બદશીકલ તથા આડા અટારાંછે, અને મોહોલા એટલા તો સાંકડાછે, કે ઘરોની બંને બાજુએથી કાહાડેલી અગાસી આપણા માથા ઉપર આવીઆથી રસતામાંથી આપણે માથે આસમાન દેખાતું નથી. રસતામાં ફરનારા ઘણા ખરા લોકો દળદર અને નાચાર દેખાએછે. પણ ઉપર જણાવીઆ પરમાણે જે મોટા ચોકછે તે સારા અને શોભીતાછે, અને તાંહાંનો દેખાવ જોવા લાએકછે. ચોકમાંનો આવ જાવ એક મેળા જેવો લાગેછે. માલ તથા મેવો લઈ ફેરી ફરનારાઓ ઘણા ખરા આ જગાએ ભટકેછે તથા પરવારતા આદમીઓ ઘણા ખરા તાંહાં ફરવા નીકળેછે. મરદો પોતાનાં દરજજા પરમાણે ઘોડા, ખચર અથવા ગધેડાં ઉપર સવાર થઈને દોડાવતા જાએછે. કોઈ શોખી હોએ તે વળી ઘોડા ઉપર બેઠો બેઠો પણ હુકો પીએછે. લસકરનો કોઈ સરદાર ઘોડા ઉપર સવાર થઈ જતો હોએ તો તેની ઝડપ જોવા લાએક હોએછે. જેઓ ઘોડા દોડાવતા જતા હોએ, તેઓ કોઈને અથડે તેની કશી રાવ ફરીઆદ મળે નહી. ઉંચા દરજજાની અસતરીઓ કીમતી પોશાકમાં લપેટાઈને તથા મોહોડાં ઉપર ઝીણા અને સફેદ કપડાનો બુરખો નાખીને ખચર અથવા ગધેડાં ઉપર સવાર થઈને એક પીઆદા ચાકર સાથે વારે ઘડીએ જતીઓ દેખાએછે, તેથી તે રસતાની રચનામાં વધારો થાએછે. હલકે વાંધેની ઓરતો આસમાની રંગના સુતરાઉ કપડા અને મોહોડાં ઉપર બુરખા સાથે પાંણી તથા બીજો સામાન લઈને જતી આપણને દૌરે ડગને મળેછે. સવારીને વાસતે ભાડે ફેરવવાનાં ટોળાબંધ ગધેડાં લઈને અરબો એણીગમ પેલીગમ ફરતા ફરેછે. એ ગધેડા ચાલવામા ઘણાં સારાં હોએછે. હીંદુસથાંનમાં એ જાંનવરો ઉપર બેસવાની ચાલ નથી, પણ સઘળાં મહમદીઆંન શેહેરોમાં સવારીને સારૂં ગધેડું ઘણું કીમતી જાંનવર ગણાએછે. એ જાંનવરો નીચાં હોવાથી અગત કરી ઓરતોને ઘણા કામ લાગેછે. ઉપલા ચોકની આસપાસ જે દુકાનોછે તે ઘણી કીમતીછે. તેના માલેકો માથા ઉપર મોટી પાગડીઓ પેહેરી હાથમાં હુકો લઈને બેશેછે, તે એવા કે જરા પણ હીલતા નથી. જાણે ફોટોગરાફમાં પોતાની સબી પડાવતા હોએ તેમ થંભ બેશી રેહેછે. તેઓનાં માલ વીશે આપણે જે કાંઈ પુછપરછ કરીએ તેનો જવાબ એવોતો ઠંડી રીતે આપેછે, કે જાણે માલ વેચવાની તેઓની મરજી નહી હોએ. પુછ પરછ કીધા પછી કાંઈ પણ માલ વેચાતો નહી લીધો હોએ, તો તેઓને ગુસસો ઉપજે, પણ કાંઈબી ખરીદી કીધી હોએતો, તેઓ આદરમાનથી ખીસીને આપણને પોતાની પાસે બેશવાની જગા આપેછે. જેમ મહમદીઆન શેહેરમાં મસજીદો ઘણી હોએ, તે મીસાલે કેરોમાં ઓછામાં ઓછી ૪૦૦ મસજીદોછે. પણ એક મોટી મસજીદ શીવાએ બીજી જોવા લાએક કોઈ નથી. શેહેરના ઘણા ખરા ભાગોમાં લાંબા મીનારા તથા ઠેકાંણે ઠેકાંણે અનાજ દળવાની પવંનચકીઓ આપણાં જોવામા આવેછે. મહમદ અલીએ જે નીશાળો સથાપીછે, તે જોવા લાએકછે એ શેહેરમાં હાસપીટાલો તથા વઈદક શાસતર સીખવાની મદરેસા પણછે. એ મદરેસામાં ઓરતોને દાઈનું કામ પણ સીખવવામાં આવેછે. જેઓ કેરો જાએ તેઓએ તાંહાં મરઘીનાં બચાંઓને શેવણ કરવાની જે અચરત સરખી રીતછે, તે જોવાને ભુલવું નહી. એ કારણને સારૂ એક ભઠી બનાવેલીછે, જાંહાં વરસ દાહાડે લાખો બચા શેવણ થાએછે. શેવણ કરવાની જગા એક અંધારી અને કચરાથી ભરેલી ઝુંપડીછે. એ ઝુપડીની આગળ એક ડોશી પોતાની છાતી ઉપર એક બચું લઈને બેશેછે, તે અંદર દાખલ થનારાઓની પાસેથી બખશેસ માંગેછે એક સાંકડી ચાલને રસતે અંદર દાખલ થયા પછી બે બાજુએ તરણ તરણ ઓરડીઓ આપણી નજરે પડેછે, અને તેની ઉપર ઈંડા મેલેલાં હોએછે. એ ઈંડા ઉપર એક આદમી ચોકી ક

રેહેછે, અને તેમને ઘણી સંભાળથી વારે ઘડીએ ફેરવીઆ કરેછે. તે ઓરડાની ગરમી ૧૦૦ અંગસ સુધી હોએ છે. જમીન ઉપર ઈડાંના કોટલાં અને તરફડીઆં મારતાં બચાંઓ નજર આવેછે, અને સઘળી જગા વીસ્રી વાસ મારેછે. રાત અને દાહાડો તાંહાં એક સરખી ગરમી રાખવામાં આવેછે, અને પેલો આદમી જે તાંહાં ઈડાં ફેરવીઆ કરેછે તેને જે કમાણી થાએ તેનો અરધો ભાગ મળેછે. તેને શો ઈડાં આપીઆં હોએતો, ૫૦ બચ્ચાં આપવાને તે કબુલ થાએછે.

કેરોમાં એક બેવકુફી ભરેલો તથા વેહેમી તમાશો થાએછે તેનુ ટુક બયાન કરવાની આ જગાએ અગત દીસેછે. એ તમાશાને અંગરેજીમાં "ધી ફીસટ આવ ધી લાંનટરનસ" ઈઆને ફાનસોનો તમાશો કરી કેહેછે. એ તમાશાને દીને શેંકડો લોકો ઝાડોની વચે તંબુઓ મારી ભેગા થાએછે. ઝાડની ડાંખળીઓ ઉપર ઝુંનડા તથા ઓરાણો બાંધીને તરેહ તરેહનાં રંગીન ફાનસોમાં દીવા સળગાવીઆમાં આવેછે, તે એટલા બધા હોએછે કે તેમનો ઉજાસ દુરથી આસમાન ઉપર નજર આવેછે. દરએક તંબુમાં મુસલમાનોનાં ટોળાં એકઠા થાએછે અને ગોળ ચકરમાં ઉભા રહી તેઓ ઘડી ઘડી "અલ્લા અલ્લા" કરીને પોકાર મારેછે. એમ બુમો પાડતાં તથા ઘણી ગરમીના સબબથી કેટલાએકને ઉતપાત થઈ મોહોડે ફીણ આવેછે, અને જમીન ઉપર પડી જાએછે. વળી તેમની જગોએ બીજાઓ આવી તેમજ કરેછે. આ પરમાણે સહવાર સુધી ચાલેઆ કરેછે. જેઓ ઉપલી રીતે બુમ પાડી રેહેછે, તેઓ તાંહાં પછી સું થવાનુંછે તેની કશી દરકાર રાખતા નથી, પણ એકજ જગા ઉપર જાંહાં કાફી અને શરબત તઈઆર કીધું હોએછે તાંહાં જાએછે.

સહવારે કેરોના સઘળા લોક તાંહાં જે ડીરીઆ થનારી હોએછે તે જોવા જાએછે, અને તે ડીરીઆને "દોસેહ" કરી કહેછે. દુરવેશોનું એક મોટુ ટોળુ થાએછે, અને તેમનો વડો સઈઅદ જેને તેઓ શેખ કરી કેહેછે, તે ઘોડે સવાર થાએછે. તેની પછવાડે પછી પેલું દુરવેશોનું ટોળું ચાલેછે. એ ટોળામાં ચાર શખસો ઝનડા હાથમાં પકડી આગળ ચાલેછે. પેલા શેખની આગલ એક લીલો ઝુંનડો રાખીઆમાં આવેછે. સઘળાઓ એક ખુલ્લા મેદાનમાં આવી એકદંમ ઉભા રેહેછે, અને "અલ્લા અલ્લા" એમ પોકાર મારેછે. તાર પછી તે ટોળું બે બાજુએ વેહેચાઈ જાએછે અને વચમાં ચાલવાની સાંકડી ગલી જેટલી થોડી જગા રેહેછે. પછી પેલા સઘળા દુરવેશો ઉંધે મોહોડે જમીન ઉપર ઘણાંજ પાસે પાસે સુઈ જાએછે અને વળી "અલ્લા અલ્લા" કરી ફરીથી પોકાર મારેછે. તાર પછી તરણ ચાર માણસો તેમની ઉપર ચાલી જઈને તેઓને લાતે લાતે સરખા કરેછે. તરીજી વખત જારે અલ્લાનો પોકાર ઘણોજ જોરથી મારીઆમાં આવેછે, તેવારે પેલો શેખ પોતાના ઘોડા સુધાં તેમની ઉપર ચાલેછે. ઘોડાથી એવા કઢંગા રસતા ઉપર ચલાએ નહી અને તેથી ઉપરનો સવાર પડે નહી, એ માટે તે ઘોડાને બે તરણ માણસો લગામ પકડીને ચલાવેછે. એ ઘાતકી ડીરીઆની વખતે ઘણાઓના માથાં તથા હાત પગ કચડાઈ જાએછે, તે બીચારાઓ તરફડેછે, બુમો પાડેછે, મોહોડામાંથી ફીણ નીકળેછે, તોપણ તાંહાંનાં બેવકુફ લોકોતો એમજ કેહેછે, કે એ ડીરીઆથી કોઈને કાંઈ ઈજા નથી થતી, કારણ કે પેલા ઘોડાને ઈસવરની મદદછે; પણ તે ઘોડો બીચારો આતસ ઉપર ચાલતો હોએ તેમ પડતો ખડતો ચાલેછે.

મીસર અસલનાં વખતમાં દાનાઓથી પુર હતું, તે સાબેત કરવાની અતરે જરૂર નથી. કેરોની પાસમાં હીલીઓપોલીસ શેહેરમાં એક મોટી મદરેસા હતી, જેમ હાલમાં ઈંગલંડ મધે સઉથી મોટી મદરેસાઓનું મથક આકસફરડ શેહેરમાંછે, તેમ હીલીઓપોલીશ અસલ મીસર દેશનું આકસફરડ હતું. ૪૦૦૦ વરસની વાત ઉપર અતરે પંડીતો રેહેતા હતા. પલેટો અને હીરાડોટસે પોતાનાં એલમનો અભીઆસ એ શેહેરમાં કીધો હતો. પણ હાલના સમએમાં મુસાફરને અસલનાં એલમની કશી નીશાંન આ જગાએ દેખાતી નથી. જે જગોએ મોટી મદરેસા હતી તાંહાં હમણાં આરેન્જનાં ઝાડોનો એક મોટો બાગછે, અને તેની વચોવચમા એક મોટો મીનારોછે.



મીસરમા સરવેથી જોવા લાએક પુરાતમ ચીજ કેરોની પ ડોસમાના પીરામીડોછે એ પીરામીડો પડારોકા અને તરીકોણ આકારના મોટા અને ઉંચા એક જાતના મીનારાછે એ પીરામીડો કેરોની પશ્ચીમ દશાએ દસ માઈલ દુરછે આગળ એ મીનારા જોવા સારૂ મુસાફરને ઘયેડા ઉપર બેશીને જવુ પડતુ હતુ, પણ હવડા તાહા જવા સારૂ ગાડીઓ મળી આવેછે આસરે બે માઈલ દુર નીલ નદીને કીનારે પોહોચીઆ પછી બોટમા બેશીને નદી પસાર કીધા પછી તાહા જવાએછે નદીના કીનારા આગળ દુરથી રોડતા કેટલાએક લોમીઆ જાણે આપણને લુટવા આવતા હોએ, તે પરમાણે આવેછે એઓ માહેના એક બે આપણી સગાથે રાખવાની ઘણી જરૂરછે

પીરામીડોની આગળ ગયાથી તેઓ ઘણાજ મોટા દેખાએછે તેઓ સઘળા મળીને ચારછે, તેમા તરણ મોટા અને એક નાહાનોછે, અને "ગીજેહ" ના પીરામીડને નામે ઓળખાએછે જમીનથી ચાળીસ ફુટ ઉચે એક ચોતરા જેવી જગા કરી તેની ઉપર એ રાખશી મીનારા બાધેલાછે નજરે જોયા વીના તેમના કદનો પુરો વીચાર આપણા ધીઆનમા આવી શકતો નથી આપસના પીરામીડની દરએક બાજુ તેના તળીઆ આગળથી ૭૪૬ ફુટ લાબીછે, તથા તેણે સઘળી મળીને ૧૧ એકર જગા ઘેરી લીધેલીછે નીચેથી તે ઉપર સુધી તેનો ટેળાવ ૬૧૧ ફુટ ઉચોછે, પણ તેની ખરી ઉચાઈ ૪૬૧ ફુટનીછે, એટલે જે, તે ઇંગ્લંડના સેંટ પાલના દેવલ કરતા ૧૧૭ ફુટ અથવા આપણી કોલાબાની ડાડી કરતા ૪૦૦ ફુટ વધારે ઉંચોછે એ પીરામીડો કાહારે બધાએલા હશે, તેની કશી ખબર નથી, પણ એવુ ધારીઆમા આવેછે, કે તેમને બધાયાને ઓછામા ઓછા તરણ હજાર વરસ થયા હશે કેટલાએક જુનાની તવારીખ લખનારાઓ એવુ જણાવી ગયાછે કે, તેમને બાધવામા એક લાખ માણસો વીસ વરસ સુધી કામે લાગા હતા મીસર દેશના પાદશાહઓનો એ જેવો બેવકુફીનો નમુનો બીજો કોઈ નથી, કે આટલો વખત તથા આટલા માણસોની મેહેનત બરબાદ કરાવી, આવી નમાલી અને વગર ફાએદાની ચીજ ઉભી કીધી

દુરથી એ પીરામીડોનો દેખાવ સારો દેખાએછે, પણ વધારે આગળ ગયાથી તેમની બાજુઓ ખપડાએલી તથા બાધ કામના પથરો ફસાઈ પડીઆથી તેઓમા ખાડા પડેલા માલુમ પડેછે એ ખાડા ચહડવાના પગથીઆની મીસાલે દેખાએછે પણ જે ખરી પગથીઓછે, તેઓ એક બીજાથી ઘણી વેગળીછે, તેના સબબથી ઉપર ચહડવાને ઘણુ કઠણ પડેછે સઘળી મળીને ૨૦૬ પગથીઓછે અને દરએક એક બીજાથી એકથી તે ચાર ફુટ દુરછે મથાળે પોહોચીઆ પછી તાહા ૩૨ ચોરસ ફુટ સપાટ જગાછે એ પર માણે ઉભુ રેહેવાની જગા, ઉપરના પથરો તોડી પાડીઆથી થઈછે, નહીતો મથાળે કોઈથી ઉભુ ન રેહેવાતે ઉપર ગયા પછી હવા ઘણી સારી લાગેછે તથા આસપાસનો દેખાવ ઘણોજ રળીઆમણો દેખાએછે વધારે ખુશી એથી ઉપજેછે, કે એટલી ઉંચાઈ ઉપરથી ફળવત જમીન કેટલે સુધીછે તથા રેતીનુ જગલ કાહાથી સરૂ થાએછે, તે આપણને સાફ દેખાએછે જેટલી જમીન ફળવંતછે તે એકદમ એમ્ન બાજુ ઉપર આવીછે, વચમા કોઈબી ઉજડ જમીન ઈઆ ટેકરીથી તે લીલોતરીમા ખલલ નથી પોહચી, અને જગલ સરૂ થયુ પછી સઘળુજ ઉજડ દીસેછે

સરવેથી મોટો પીરામીડ બીલકુલ બંધ અથવા અગીન નથી, પણ તેમા અદર આડા અવડા કેટલા

એક ઓરડાછે, અને તેઓ માંહેલા કેટલાએકમાં ગુઠણ મરડીએ ચાલીને જવું પડેછે. સરવેથી વચલામાં એક પથરની કબરછે, અને તેમાં મીસરનાં એક આગલા પાદશાહની ખાક પડેલીછે. ઈનસાનની કેટલી મગરૂરી! મુઆ પછી પોતાના કબરસતાનને સારૂ આટલી બધી નકાંમી જગા રોકેછે.

બીજા પીરામીડ ઉપર ચહડવાની મુસાફરો કોશેસ કરતા નથી અને તે ઉપર જવાનું પેહેલા કરતા વધારે કઠણછે. તેનું કદ જોકે નાહનુંછે, તોપણ તે વધારે ઉંચી જમીન ઉપર બાંધેલોછે તેથી તે પેહેલાના જેટલોજ મોટો દીસેછે. તરીજોતો એ કરતાં પણ નાહનોછે. એ પીરામીડો ઉપર ચહડવાનું જેટલું કઠણછે, તે કરતાં ઉતરવાનું વધારે બીકટછે. નીચે ઉતરીઆ પછી થાક તથા ભુખ લાગેછે, અને આસપાસ કોઈનું રેહઠાણ નથી, માટે આગળથી આપણી સંગાથે કાંઈ ખાવાનું લઈ જવાની જરૂરછે. એ પીરામીડોની આસપાસ કેટલીએક અસલ જમાનાની જોવા લાએક ચીજોછે, તેમાં એક પુતળુછે, જે અરધું ઓરતનું અને અરધું સીંહનુંછે. તે આખું સંગીન ખડકમાંથી કોતરી કાહાડેલું હોએ એવું દેખાએછે, માતર આગળા પગ તથા પીઠનો થોહોએક ભાગ બાંધી લીવેઓ માલુમ પડેછે. સીંહના બે પંજાની વચે બંદગી કરવાની એક બેઠક બનાવેલીછે, તાંહાં ભોગ આપતા હોએ એવું લાગેછે. એ પુતળું ૬૬ ફુટ ઉંચુ અને ૧૦૨ ફુટ લાંબુછે અને ચોપગાં જાંનવરની માફક ઉભુ રાખેલુંછે.

આપણે હરએક મુલકમાં જાઈએ તારે તાંહાંનાં મરદ તથા ઓરતોની ચાલ ચલણ તથા રેવાજ વીશે ઘણીએક પુછપરછ કરીઆ વગર રેહતા નથી. હરેક દેશની સ્ત્રીઓની હાલત ઉપરથી તે દેશની સુધરાઈનું સાક્ષીઉં મળેછે, તેથી તેઓ વીશે ઘણીએક પુછપરછ કરવી આપણને ઘટારતછે. સઘળા મહમદીઆંન મુલકોમાં ઓરતોની ઉપર કબજોછે, તે મીશાલે મીસર દેશમાં પણ છે, બલકે તાંહાં વધતીછે. એક મરદ પોતાનાં વાહલા મીતરની સ્ત્રીનું મોહડું જોઈ શકતો નથી, એટલુંજ નહી, પણ પુરૂશોની વાતચીતમાં અથવા બે મતરોની વાતચીતમાં પણ તેમનાં ઘરની સીઓનું નામ લેવાઈ શકાતું નથી. કોઈ કદાચ ખબર અંતર પુછવાની ફરજ પડી હોએ, તો ઘણુજ તપાસીને બોલવું જોઈએ, કે જેથી સામેના મીતરને ગુસ્સો ઉપજે નહી. તે એ મીશાલે કે "છુપું અથવા સંતાહેલું જહવેર" અથવા "આલમને નહી દેખાતી બાનુ કેમ છે." એટલુંબી કોઈ ઘણોજ અતલગનો હોએ તે પુછી શકે, અને તેબી વારે ઘડીએ નહી પુછવું જોઈએ. જેમ મીસરના પીરામીડો આજ હજારો વરસ થયા સલામત છે, તથા તાંહાનાં મીનારાઓ બદલાતા નથી, તેમ તાંહાંની રીતભાંતબી બદલાતી નથી. એક અથવા બે નહી, પણ જેટલી જોઈએ અથવા જેટલી શકતી હોએ, તેટલી બઈરી કરી શકાએછે. પાદશાહનાં જનાનખાનામાં ૨૦૦ ઓરતો હશે, અને જેમ વાઘણ પોતાનાં બચાંઓની ઉપર ચોકી રાખેછે, તેમ આ ઓરતોની બરાબ ઉપર પેહરો રાખવામા આવેછે. વાઘણનાં બચાને આપણે પકડવા જાઈએ, અને આપણે પરાંણુ તાંહાં મેળીને આવીએ, તે મીશાવે કોઈબી શખસનાં કબીલાની સ્ત્રી વીશે કાઈબી વીચાર કરવો અથવા બદ નજર રાખવી, એ જાંન ખોવા બરાબર છે. મહમદે કહેલુંછે કે માખંનને તડકાંમાં મેલે તો પીગલીઆ વનાં રેહે નહી, તે મીશાવે ઓરત જાત મરદની મીજલસમાં હોવાથી બગડેછે, માટે તેઓને જેમ બને તેમ પરદેપોસ, અને પરહેજ રાખવી, એજ ડાહપણનું કામછે, હેવો જનુંની મુસલમાંનોનો વીચારછે. મીસરમાં છીનાંલાંની સજા મોહોત વગરે બીજી કાઈ નથી. સરકાર વચમાં પડતી નથી. જો એક સ્ત્રી ગુનાહમા આવી પડી હોએ, તો તે વીશેની બીજા દેશમાં હોહા ઘણી થાએછે, પણ મીસરમાં તેમ થતું નથી. કોઈ કોઈની વાત ઉઘાડી કરતું નથી. આજે એક સીએ છીનાલું કીધું, કે તેજ દીને અથવા આવતી કાલે, તેનો જાન ગએબોજછે. તે મીનો બચાવ કરનાર કોઈ બારીસટર નથી, તેનો ગુનાહ તપાસવાને વાસતે કોઈ પંચ નથી, તેનો ઈનસાફ કરનાર, તેને સજા કરનાર અને તેને જીવથી કતલ કરનાર તેનો ભરથારજછે. સીએ છીનાલું કીધું એવું તેના માંટીનાં સાંભલવામાં આવીઉ, કે તે પોતાનાં હાથમાં છરી લેછે અથવા નીલ નદી તરફ મોહ

ડું કરેછે; એટલેજે, જે સ્ત્રીઓ ઉપર આ અનીઆએ મેલીઆમાં આવીઓ હોએ તેઓને કતલ કરવામાં ઇઆ તો નીલ નદીમાં જીવતી ડુબાડી નાખવામાં આવેછે. આ પરમાણે ખુન કરનાર ધણી પોતાનું ધાતકીપણું બજા વીઆ પછે, કોઇબી રીતે અફસોસ અથવા પસતાવો કરતો નથી. તે સમજેછે કે મેં મારી ફરજ અદા કીધી, અને તે ફરજ અદા કરીઆ પછે, વળી થંડે પેટે તે વીશેની ખબર પેલી ઝાડા બાએગની સ્ત્રીનાં માં બાપને પોં હોચાડેછે, તેઓ પણ પોતાના મનમાં તે વાતથી જાહજું દરદ લાવતાં નથી. કાંજે તેઓ એમ સમજેછે કે પે લા માટીનો કસો વાંક નથી. જો દીકરીએ આવું માઠુ કરમ કીધું હોએતો, બાપ પણ તે દીકરીનો જાંન પોતાને હાથે લેવાને તઈઆર થાએછે. એક મુસાફર કેહેછેકે, એક વેળાએ તે કેરોના રસતામાં ફરતો હતો, તારે તેણે એક અરબને તેના હાથમા લોહીથી ટીપાતી છરી લઇને દોડતો જતાં જોયો, અને પુછ પરછ કીધા ઉપરથી તે ને એવું જણાવીઆમાં આવીઉં કે, તે શખસે પોતાની સ્ત્રીને મારી નાખી હતી અને તે વીશેની ખબર તે સ્ત્રીના મા બાપોને આપવા સારૂ જાતો હતો. આ મામલો સરવે કોઇ વગર અચરતીથી જોતા હતા. આ ખાસ પાશાની બઈરીઓમાંની એક બાઈરી "ફતીમાં" ઘણીજ ખુબસુરત હતી, અને આખા દેશમાં તેની વખાં ણ થતી હતી, તે ઉપરથી એક શખસે તેને જોવાને દેટાવ કીધો. ઘણી મુદતે તે પોતાની ઉમેદમાં પાર પડીઓ, અને ફતીમાંને બારીએ ઉભેલી જોઈ. પેલી નીરદોસ સ્ત્રીનો કમો વાંક નહી હતો, પણ પેલા શખસને તે દેખા ઈ, તેથી તેને શું સજા?—નીલ નદીમાં રાતનાં બાર કલાકને અમલે તેની કબર થઇ—તે બીચારીને ખબરબી નહી હશે કે આ સજા તેને સાને સારૂ થઈ, પણ એ વીશે કોઇથી કાંઈ બોલાએ નહી, અથવા ચકચાર થઈ શકે નહી.

સ્ત્રીઓની આવી હાલત છતા, તેઓને એક રીતનું જે માંન છે, તેથી આપણને કાંઇએક અચરતી ઉપજે છે, કોઈ ગુનેહગારને ફાંસીની જગા ઉપર લઈ જાએછે, તારે રસતામાં તેની આંખે પાટા બાંધી ચલાવેછે, અ ને તે વીશે પુછ પરછ કરતા એવું માલુમ પડેછે કે, જો તે ગુનેહગારનો હાથ અથવા કપડાંનો છેડો કોઇબી સ્ત્રી ને લાગો, તો તે ગુનેહગાર ધારા પરમાણે છુટો થાએછે, અને તેનો ફાએદો જાંણી જોઇને તે ગુનાહ કરનારો લી એ, માટે તેની આખ આ પરમાણે બંધ કરવામા આવેછે.

કેરોથી આલેકઝાનડરીઆ જવા સારૂ ફરીથી આપણને આગની ગાડીની મદદ લેવી પડેછે. એ બે શેહેરો વચે ચીઆલીસ માઈલનો તફાવતછે અને તે સફર પુરી કરતાં લગભગ પાંચ કલાક થાએછે. કાફર ઈ લેસ નાંમનાં ગાંમડા આગળ નીલ નદી આવીછે તેની ઉપર એક મોટો લોહડાંનો પુલ બાંધીઆમાં આવેછે, તે પુલ ઉપર અટાર લાખ રૂપીઆનો ખરચ થાશે. એ પુલ બંધાઈ તઇઆર થાએ તાંહાં સુધી ઉતારૂઓને બોટ મા પેલે કીનારે લઈ જવામાં આવેછે, પણ તેમ કરતાં પાંચ મીનીટથી વધારે વખત થાતો નથી. કેરો છોડીઆ પછી આપણે બુલાક નામના એક ગામડામાં આવીએછે, તે ઘણું ખુબ સુરતછે. શું તાંહાનાં ઝાડો, કે શું તાંહાં નાં ખેતરો, કે શું તાંહાંનાં ફુલ અને ફળો, આપણી આંખ અને દીલને એવાંતો ખુશી કરેછે, કે જાંણે આપણે એક બાગમાંજ હોઈએ. કેરો છોડીઆ પછી કેટલેક સુધી એવોજ સારો દેખાવ ચાલુ રેહેછે. આલેકઝાનડરીઆમાં રેહનારા લોકો તુરકીની માફક પોશાક પેહેરેછે. જે યુરોપીઅનો ધંધા રોજગારસર અતરે રેહેછે, તેઓ પણ તે પો શાક કામમાં લાવેછે. શેહેરના સઘળા ભાગોમાં આપણને ખજુરીનાં ઝાડો દેખાએછે, પણ તે ઝાડો જે આપણે મુંબઈમાં જોઈએછે, તેના કરતાં દેખાવમાં સરસ હોએછે. માલથી લાદેલાં ઉંટોની હાર વારે ઘડીએ રસતાઓ ઉપરથી જતી દેખાએછે. ઓરતો હંમેસાં બુરખો મોહોડા ઉપર નાખીને ફરેછે. તેઓનું બદન અને ચેહેરો આખો આસમાની રંગનાં કપડાંથી ટંકેલો, અને જોવાને વાસ્તે આંખ આગળ બે છીદર કીધેલાં હોએછે. આલેકઝાનડરી આમા જે યુરોપીઅન ઓરતો રેહેછે તેઓ સાંહાંજને વખતે પોતાની મોબઈતી ગાડીઓમાં બેસી ફરવા નીકળેછે, તારે ખુદતે ચેહેરે બેસેછે, અને તેઓની સાંમે તેઓની કાળી અને બદ સુરત દાઇઓ ઘણી જતનથી પોતાનું મોહો

કુંધાંકેલું રાખેછે, તે જોઈને આપણને હસવું આવીઆ વના રેહેતું નથી. આલેક્ઝાનડરીઆનો સઉથી મોટો ચોક કે જંહાં ઘણાખરા યુરોપીઅન રેહેવાસીઓ રેહેછે, તે ચોકમાં જોકે ઘણી નામીચી કારીગરીની ઈમારતો નથી, તોપણ તેનો દેખાવ ઘણો સારો લાગેછે. તેમની બાહેરની દેવાલો કરેડની જાતના એક સફેદ પથરની બાંધેલીછે, અને તે પથર હંમેશાં સફેદ રેહેછે, તેથી દેવાલો ઉપર જાણે સફેદ ચુનો ધોલીઓ હોએ તે મીસાલે લાગેછે. એ ચોકની વચમાં કેરોનાં સંગેમરમરનો એક મીનારોછે અને તેની ઉપર પાંણીનો ફુઆરોછે. જુદી જુદી સરકારના "કાનસલ" અથવા વકીલોના રેહેવાના ઘરો આ ચોકમાંછે, અને તે ઉપર તેઓ પોતાની સરકારના વાવટા ઉડાડેછે. ફરેનચનાં વકીલની વાવટાકાઠી "કારક સકરૂ" ના જેવા એક દાદરનીછે, અને તેને સાથે એક મોટું ઘડીઆળછે તેની ઉપરથી લોકોને વખત માલુમ પડેછે. દુકાંનદારોનાં પાટીઆં ઉપર નામો તથા બીજું જે કાંઈ લખીત હોએછે, તે સઘળુ યુનાની ભાશાના વાકીઅમાં હોએછે. જે મુખીઅ પોંહોસખાંનાછે, તે પણ એજ ચોકમાંછે, અને શેહેરના જુદા જુદા ભાગોમાં જવાના રસતા આ ચોક આગળથી કાહાડેલાછે. તવંગર અરબો તથા તુરકી લોકોના ઘર કાંઈપણ સારાંછે, બાકી આખી પરજા ઘણાંજ સાંકડા મોહોલ્લા તથા બદસુરત અને ભાગી પડેલાં મટોડીની દેવાલનાં ઘરોમાં રેહેછે. થોડીએક મોટી દુકાંનો સારીછે, પણ ઘણાંખરાં બજારો કોહોતા ઉકરડા હોએ તેવાં જણાએછે. થોડાએક યુરોપીઅનો તથા તુરકીઓ તેજી ઘોડા અને કીમતી ગાડીમાં બેસીને ફરેછે તથા દરવવાંન અરબો ઘોડાઓ ઉપર સવાર થાએછે, પણ ઘણા ખરા લોકો ચીથડે હાલ અને ભીખ માંગતા હોએ તેવા દેખાએછે.

"આલેક્ઝાનડર ધી ગરેટ" જેને આપણા લોકો શેકંદર કરીને કેહેછે, તેણે એ શેહેર બાંધીઉં હતું, અને અસલના વખતમાં તે ઘણું આબાદ હતું, તથા જેમ હમણાના વખતમાં ઉગમણ તથા પશચમના દેશો વચેના વેપારનું મથકછે, તેમજ તે વખતે પણ હતું. એક વખતે તેમાં પાંચ લાખ આદમીની વસતી હતી, પણ તે માંનાં અરધો અરધ ગુલામ હતા. એવું કેહેછે, કે તે વખતે તાંહાં ૪૦૦૦ મેહલ, ૪૦૦૦ હમામખાંના, નાટક તથા બીજી ગમતને વાસતે ૪૦૦ ઘરો તથા ફકત ભાજી તરકારી વેચવાને વાસતે ૧૨૦૦૦ દુકાંનો હતી. તેના જાહેર પુસતકખાંનાઓમાં સાત લાખ કેતાબો હતી. મહમદીઆનોનાં રાજની બેદાદી જેમ જેમ એ શેહેર ઉપર અને આખા મીસર દેશ ઉપર ચાલતી ગઈ, તેમ તેમ તે મુલકની અસલની બુલંદી ઉપર ટાંકણું દેવાતું ગયું, અને જે કાંઈ વખાણવા જોગ હતું તેનો નાસ થતો ગયો. મીસરનો છેલ્લો પાદશાહ મહમદ અલી ઘણોજ હુશીઆર તથા ડાહાયો શખસ હતો, તેના વખતથી એ દેશની હાલત પાછી સુધારા ઉપર આવીછે. આલેકજાનડરીઆનો અસલના વખતનો હેવાલ વાચીએ, અને હમણા તેની ઉપર આપણે જોઈએતો, તેમાં આસમાન અને જમીન વચેનો ફરક માલુમ પડેછે. અસલી શેહેરે પોતાનાં નામ અને આગલી જાહોજલાલીની ભાગી પડેલી નીસાનો શીવાએ, હમણાનાં શેહેરને બીજો કમો વારસો આપીઓ નથી. આગળા વખતમાં એ શેહેરની આસપાસ ૧૫ માઈલના ફરતા ઘેરાવાની મજબુત દેવાલ હતી, તેનો એક કાંકરો પણ હમણાં દેખાતો નથી. હાલની સદીની શરૂઆત સુધી એ શેહેર સુધારવાનો કમો ઈલાજ થયો ન હતો, પણ મીસરનો છેલ્લો પાદશાહ મહમદ અલી ઘણોજ હુશીઆર અને ચંચળ હતો, તેણે એ શેહેરની ખુબી પીછાંણી, અને જોયુંકે યુરોપ અને એશીઆખંડનો વેહેવાર દીવસે દીવસે હીંઆંથીજ વધતો જશે, અને જે ઉમેદ ચાર હજાર વરસ ઉપર એ શેહેર વીશે બાંધવામા આવી હતી, તે હવે પછી મજબુતીથી અને વધારે ફતેહ સાથે પાર પડશે. મહમદ અલીના રાજમાં આલેકઝાનડરીઆ પાછું ટટાર થયું. ૧૮૦૦ના સાલમાં તાંહાં માતર સાત હજાર આદમીની વસતી હતી, તે હમણા શીતેર હજારની થઈછે. હમણાં એ શેહેરનાં બારાં તથા ગોદી ઉપર નજર કરીએછે, તો તેથી તેની વધતી આબાદી વીશે આપણને સમજ પડેછે. એ શેહેરમાં હાલના વખતમા ઘણું જોવાનું નથી, તોપણ જેટલુંછે તે અસલની તવારીખ જાંણનારને ઘણી ખુશી ઉપજાવનારૂંછે. એ શેહેરની અસલની જાહોજલાલી


પામપીસ પીલર

ની નીશાનો ઘણે ઠેકાણે જોવામા આવેછે અસલના વખતમા ઉંચી ઉંચી કારીગ રીની ઈમારતો તથા સંગેમરમરના પથરના નામીચા મીનારાઓ ઘણા હશે, કારણ હમણાના વખતમા જાહા જાહા વેરાણ જમીનછે, તેની ધુળ અથવા રેતીની અંદરથી તે વીશેની ઘણી નીશાનો આપણા હાથમા આવેછે જો કોઈ આલેકઝાનડરીઆ જાએ, તેણે "પામપીસ પીલર," "કલીઓ પાટરાસ નીડલસ" તથા "માહમુદી કનાલ" તથા પાદશાહનો મેહેલ જોયા વગર તે શેહેર છોડવુ નહી

"પામપીસ પીલર" ૨૪૦૦ વરસનોછે તેની ઉંચાઈ ૯૮ ફુટછે એ મીનારો રાતા ગરાનીટના પથરનોછે, અને શેહેરની દેવાલથી ૬૦૦ ફુટ દુરછે તેની ઉપરના ભાગનો એક્જ કટકો ૭૩ ફુટનોછે અને તેની જાડાઈ નવ ફુટ અને આઠ ઈંચછે શેહેરને બીજે છેડે "કલીઓપાટરાસ નીડલસ" ના મીનારાછે એ મીનારા બધે એક ઉભો અને એક જમીન બરાબર બાધેલોછે, એકની લબાઈ ૭૦, અને બીજાની ૬૫ ફુટછે એ મીનારા અસલ "હીલીઓપોલીસ" મા હતા, તે રોમના એક પાદશાહે આલેક્ઝાનડરીઆ ખાતે નોમ્લાવીઆ હતા એ બધે મીનારા ઉપર "હીરોગલીફીક" ના દસકતો કોતરેલાછે નીલ નદીનો જે ભાગ વાહાણથી બેઠી શકાઓછે, તાહાથી આલેક્ઝાનડરીઆ શેહેરને ૪૮ માઈલ લાબી અને ૮૦ ફુટ પોહોળી પાણીની નેહેરથી જોડેલુછે એ નેહરનુ બાધકામ ઈ૦ સ૦ ૧૮૧૮ ના સાલમા શરૂ કરવામા આવીઉં હતુ તે છ મહીનામા પુરૂ થયુ હતુ આવી મોટી નેહેર આટલી ઉતાવળથી કેમ બધાઈ તે વીશે અલબતા વાચનારને અચરતી ઉપજશે એવુ જણાવવામા આવીઉછે, કે એ નેહરને સારૂ જમીન ખોદવાના કામમા એક લાખ, પચાસ હજાર, આદમી કામે લગાડીઆ હતા એ નેહેરની બધે બાજુએ ઝાડો રોપેલાછે, તેથી તેનો દેખાવ ઘણો સુદર લાગેછે પાદશાહનો મેહેલ દરીઆના કીનારાની આગળછે, તે ઘણો મોબઈતો નથી, પણ સારો અને સારોછે અદરના ઓરડાની ગોઠવણ તારીફ લાએકછે, અને તેની જમીન પાલીસ કીધેલા લાકડાનીછે તેથી તે ઓરડાઓનો દેખાવ સુદર લાગેછે


કલીઓપાટરાસ નીડલસ

આલેક્ઝાનડરીઆ છોડીઆ પછી આપણે મેડીટરેનીઅન સમુદરમાથી આગબોટમા બેસી માલટા જઈએછે બારામાથી આલેકઝાનડરીઆનો દેખાવ સારો લાગતો નથી માતર એક તરફથી પાદશાહનો મેહેલ અને બીજી ગમથી અનાજ દલવાની પવનચકીઓ દેખાએછે બારામાથી ઓછામા ઓછી બશો પવનચકી આપણે ગણી શકીએછે જરા દુર ગયા, કે જમીન આપણી નજરથી ગુમ થઈ જાએછે કેમકે મીસરની જમીન ઘણીજ નીચીછે આલેકઝાનડરીઆ ખાતે દીનપર દીન વધતો વેપાર તાહાના બારામા લગર થએલા જુદા જુદા દેશના વાહાણો તથા વાવટાઓ ઉપરથી તરત માલુમ પડેછે વળી સુએજ અને એ શેહેર વચે લોહાની સડક બનાવાથી પણ એ શેહેરના વેપારમા ઘણો વધારો થાશે સુએજ અને આલેક્ઝાનડરીઆ જોડાયાથી ઈંગલંડને પણ રાજદુઆરી બાબદમા બેહદ ફાએદો થયોછે ગરેટ બરીટન અને તેના ઉગમણ પરાતના સવસાનો વચેના વેપારમા પણ તેથી વધારો થાશે આ આલાબારત કામ ઉઠાવી પાર પાડવાનુ માન મીસરના

સઈઅદ પાશાને ઘટેછે. તેણે પોતાનાં દેશને અને તેનાં વેપારને ઘણો ફાએદો કીધોછે. એ સડક થયાથી રેડ સી નાં વેપારમાં દેખઈતો વધારો થયોછે. સુએજ અને આલેકઝાનડરીઆ વચે લોહોડાંની સડક નહી હતી, તે વખતની હાલત હમણાંની હાલત સાથે સરકાવતાં હુંગાડી રીતે માલુમ પડેછે કે, એ બે બંદરો તથા રેડ સી નાં બીજાં બંદરો વચે માલ તથા ઉતારૂઓનાં આવ જાવમાં અતી ઘણો વધારો થયોછે. રેડ સી ખેડવાને સારૂ "ઈજીપશીઅંન મેડજીડે કંપની" ઉભી થાઇછે તેને હવડાં સારી કમાણી થાએછે, કાંએજે તુરકસતાંન તથા મીસરથી જેઓ મકે હજ કરવા જાએછે, તેઓ ઉપર જણાવેલી લોહોડાની સડક થયાથી ગાંમઠી બારકસો પડતાં મેલી વધતો દર આપી ઉપલી કંપનીની આગબોટોની મારફતે જાએછે. સુએજથી આલેકઝાનડરીઆ સુધીની લોહોડાની સડકને માથે ( ૨૦૦૦૦૦૦૦ ) બે કરોડ રૂપીઆ થયાછે અને તેની ઉપજ દર વરસે ( ૩૦૦૦૦૦૦ ) તીસ લાખ રૂપીઆની થાએછે. વળી સુએજથી મોટી નેહેર બાંધી વાહાણમાં આલેકઝાનડરીઆ ખાતે માલ લાવવાની હમણા જે ગોઠવણ થાએછે, તે પાર પડશે, તારેઓ શેહેરનું ઉપીઓગી પણું અતીશે વધશે, અને હમણાના કરતા તે વધારે વખણાશે તથા તેની આબાદાનીમા વધારો થશે. એક વખત આલેકઝાનડરીઆ હતું તેવું, બલકે પાછું તે કરતાં વધતું થશે.



## પ્રકરણ ૩ જુ

---

# માલટા—મારસેલ—ફ્રાનસ.

માલટા—તેનો દેખાવ—બંદર—ગોદી—સેંટ જાનનુ દેવળ—ગવરનરનો મેહેલ—કોટ—કુદરતી ઝનસો—માલટા છોડી આ પછી મેડીટરેનીઅન સમુદર પસાર કરતા મળતા દેખાવો—મારસેલ—તરતી ગેદી—કરાનટીનના સપકમા કરવાને જાહેરનો પરવાનો—મારસેલનો દેખાવ—પલાસ નેપોલીઅન—ઇટાલી જવાનો રસતો—પોહોચખાન—પારીસ જનારી આગની ગાડી—લીઓ શેહેર—કારખાના—વેનશાળા—મારસેલથી પારીસ સુધીની સફર—ખુબ સુરત દેખાવ—ફળવંત જમીન—આદમીનો ઊદીઓગ—પારીસ

આલેકઝાનડરીઆથી ઉપડેલી આગબોટ માલટા ખાતે જાએછે અને તેઓ વચે ૮૧૯ માઇલનો તફાવતછે, તે પસાર કરતા આગબોટને તરણ દાહાડા લાગેછે મેલની આગબોટ માલટામા છ કલાક સુધી રેહેછે, તે થોડા વખતને લીધે, તાહા ઘણુ જોવાઈ શકાતુ નથી જો રાતને સમે તાહા પોહોચીઆ હોઈએ, તો કીનારા ઉપર ઉતરવાને દરૂસત લાગતુ નથી કાએજે તે સને કાઈ જોવાઈ શકાએ નહી, અને એટલા માટે ઉતારૂઓ હમેસા દીવસને વખતે તાહા જવાને ઘણા ખુશી હોએછે માલટાનુ ટાપુ હવડા ઇંગરેજોના સવાધીનમાછે અને તે સીસીલીના ટાપુથી ૬૦ માઈલ, અને આફરીકાના કોસતાથી ૨૦૦ માઈલ દુરછે તેની લંબાઈ ૭૦ માઈલ, પોહોળાઈ ૯ માઈલ અને ઘેરાવો ૧૬૦ માઈલછે એ ઠેકાણે જમીનની ઉંચાઈ ૬૦૦ ફુટનીછે, તાહાની હવા ઘણી સારી અને તનદરોસતી બખ્શેલીછે પણ ઉનાલામા વધારે ગરમી માલુમ પડેછે સપટેમબર મહીનામા દખણ પુરવથી રોગી પવન ફુકેછે ઘણુ કરીને તાહાં પારાની સીસી સરાસરી ૬૭ ડીગરી (અંગસ) સુધી ચહડેછે તાહાની જમીન દેખાવમા ઉજડછે, તોપણ તેની ઉપર દરાખ અને બીજો મેવો પુશકળ પેદા થાએછે અનાજ દળવા સારૂ તાહા ઉંચી જગાઓ ઉપર પવન ચકીઓ બાંધેલીછે, તેના સબબથી એ ટાપુના દેખાવ દુરથી ઘણો રળીઆમણો લાગેછે તાહાના રેહેવાસીઓ થોડી અરબી અને થોડી ઈટાલીની ભાશા ભેગમેલ બોલેછે તેમા અરબી શબદો વધારે વાપરેછે

માલટાના બારાના બે મોટા બંદરોછે, અને તેમની વચે માઉંટ જોબેરાસ નામનો એક પાહાડ આવેલોછે, તે ઠેકાણે માલટાનુ પાએતખત ગેહેર વાલેટાછે મોટા બંદરની બધે બાજુએ બે કીલ્લા બાંધેલાછે અને એક કીલ્લા ઉપર મોટી દીવાદાંડી ઉભી કીધેલીછે એ મોટા બંદરમા નાહાની ખાડીઓ ઘણીછે, અને જે જમીનનો ભાગ એ પરમાણે દરીઆની નજદીક નીકળી આવેલોછે, તેઓ માહેલા એક ઉપર ગોદી, જમવા બેસવાનો ચોક, તથા હથીઆરો રાખવાની એક જગા, એટલી ચીજો બાંધેલીછે હવડા તાહા એક તરતી ગોદી બાંધીછે, તેની ઉપર સરકારને નજદીક એક કરોડ રૂપીઆનો ખરચ થએછે એવીજ એક બીજી જગા ઉપર વેપારીઓના બારકોને તથા માલને સારૂ એક બીજી તરતી ગોદી તથા કેટલીએક વખારો બાંધીછે માલટાના બંદરમા હર વખતે બરીટીશ, અમેરીકન અને ફરેનચના લડાઈના મોટા બારકો લાગરેલા જોવામા આવેછે, તેમા એક મોટુ બીરીટીશ બારકસ તો તાહા જાયફ પડી રેહેછે ઉપર જણાવીઉછે કે મેલની આગબોટ માલટામા થોડા કલાક રેહેછે તેથી ત્યાંના સઘળી તરફ ફરી પુરતી માહીતગારી મેળવવાનો અંતરેથી જતા અ

થવા અતરે આવતા મુસાફરને વખત મળતો નથી. ઉતાવળને લીધે તેનાથી કાંઈક જુજ ચીજો માતરે જોવાઈ શકાએછે. તાંહાંનું સેંટ જાંનનું મોટું દેવલ જે જોવા લાએકછે, તે ૩૦૦ વરસનું પુરાણુંછે. બાહેરથી તેનો દેખાવ મુસાફરને લલચાવે તેવો નથી, તોએપણ અંદરથી ઘણું ખુબસુરતછે. તેની અંદર રોહોડસનાં ટાપુમાંથી લાવેલા ઘણા સરસ ઘંટ ટાંગેલાછે. અંદરની જમીન સંગેમરમરના પથરથી તારીસ કરી લીધેલીછે અને તેમાં માલટાના કેટલાએક પેહલવાંન નાઈટોની ઘોરછે. સફેદ સંગેમરમરમાં કોતરી કાહાડેલાં તેઓના પુતળાં પણ તાંહાં જોવામાં આવેછે. જે મેહેલમાં તાંહાંનો ગવરનર રેહેછે, તે ઘણો મોટો અને જોવા લાએકછે. તેના એક ભાગમાં હાલ જમાનાનાં લડાઈના દશ હજાર હથીઆરો તઈઆરછે, અને તેઓ તુરત વાપરવામાં આવે તેવી હાલતમાંછે. બીજા ભાગમાં આગળા વખતનાં કેટલાએક જુના પણ વખાંણવા લાએક બખતરોછે. તેઓ માંહેલા કોઈની અંદર મુનેરી કામ પણ જોવામાં આવેછે. તરાંબાના પતરાંની બનાવેલી એક ચપાક અથવા દશ પાંઉંડર તોપ પણછે, અને તેની ઉપર તાર ઓપેલું દોરડું મજબુત વીંટાળી લીધેલુંછે. એ તોપ એકવાર કોટતાં ફાટી હોએ એવું દીશેછે, અને તે પતરાંની બનાવેલી તેથી એમ બનીઉ હોએ એમાં નવાઈ પણ નથી. એ મેહેલનાં પુસતકખાંનામાં એકવાર ૭૦ હજાર પુસતકો હતાં. મેહેલમાં વાએટાના સંગેમરમરમાંથી કોતરી કાહાડેલી ટેબલો, બરણીઓ અને એ વગરે બીજી સણગાર લાએક ચીજો જોવામાં આવેછે.

માલટાના કોટ ઘણાજ મજબુત બાંધેલાછે તથા તેઓમાં જવાનો રસતો ઘણોજ આડો અવળોછે, તેઓમાના એકની અંદર બે હજાર માણસો રહી શકે એટલી જગાછે. બંદરની અંદરનું પાણી એટલુંતો સાફ છે, કે તરીસ અથવા ચાળીસ ફુટ નીચે તળીઉં દેખાએછે. તાંહાંની ઓરતો મુનેરી અને તરેહવાર રંગીન રેશમી ભરત ભરવામાં ઘણી હુશીઆરછે. તેઓ હાથે પેહેરવાનાં મોજાં પણ વખાણવા લાએક રીતે ગુંથેછે. માલટામાં રૂપાં તથા સોનાંની બારીક જીનસો ઘણાં સારા હુનરથી બનાંવીઆમા આવેછે.

હમોએ આગળ કહીઉંછે કે ઈંગલંડ ખાતે જનારા મુસાફરો તરણ મારગે જાએછે. કેટલાએક મારગંલને મારગે ફરાનસમાં થઈને અથવા ટરીએસ્ટને મારગે જરમનીમાં થઈને ઈંગલંડ જાએછે અને કેટલાએક મેડીટરેનીઅન સમુદર આખો પસાર કરી, જીબરાલટરની નાલ કાપી, બીસકેનાં અખાતમાં થઈ ઈંગલંડ અને ફરાંનસની વચેનો દરીઓ પાર કરી, ઈંગલંડના કોસતા ઉપર સાઉથામપટન ખાતે જાએછે. આ ઉતારૂઓ આલેકઝાનડરીઆ અથવા માલટાથી જુદા પડેછે એક આગબોટ ઉતારૂઓને મારસેલ અને બીજી સાઉથામપટન લઈ જાએછે. જેઓને ટરીએસ્ટથી જવું હોએ તેઓને આસટરીઅંન કંપનીની ઈસટીમરની મદદ લેવી પડેછે.

માલટા છોડીઆ પછી મેડીટરેનીઅન સમુદરમાં આપણને મોટા તથા નાંહનાં બારકસો ઘણા મલેછે. એ બારકસો ઈટાલીના કોસતા, દરીઆમાંનાં ટાપુઓ, તથા ફરેનચનાં કોસતા સાથેના વેપારને લગતાં હોએછે. મારસેલ જતાં દરીઆમાં આપણી આગબોટની એક બાજુએ કારસીકા અને બીજી બાજુએ સારડીનીઆનાં ટાપુઓ દેખાએછે, તેથી ઉતારૂને ઘણી ખુશી ઉપજેછે. મારસલનાં ટાપુ કે જેનો દારૂ ઘણો વખણાએલોછે તે પણ અતરેથી દેખાએછે. જેમ આપણે મારસેલ પોંહોચવાની નજદીકમા આવીએછે, તેમ રસતો વાંહાંણ ખેડનારને વાંકો તથા બીકટછે, પણ મુસાફરની આંખને તે ઘણો ખુશી ઉપજાવનારોછે. એ રસતો એટલો તો આડો અવળો અને નાંહનાં નાંહનાં ડુંગરોથી પુરછે, કે જો આ જગોએ કાપટને સાહુચેતી નહી રાખી હોએ તો, બારકસ આફતમા આવી પડે. આ ઠેકાણે એક ડુંગરનાં માંથા ઉપર એવો આકાર આવેલોછે, કે તેને દુરથી જોઈએતો જાણે રીંછનો આકાર હોએ તેવું લાગેછે, અને તેને "બીઅરસ હેડ" કરી કેહેવામાં આવેછે. મુસાફરોને આ આકારની ખબર નહી હોએ, તેટલા માટે ખલાસીઓ તેમને તે જરૂર બતાવેછે. માલટા અને મારસેલ વચે ૬૫૯ માઈલનો તફાવતછે તેથી એ બે શેહેર વચેનાં આવજાવમાં ચડી દાહડા રોકાએછે.

મારસેલનાં બારામાં આવતાંને વાર તાંહાંની તરની ગોદી જોઈ આપણને ઘણી અચરતી લાગેછે. જે

## પ્રકરણ ૩ જુ.

---

## માલટા—મારસેલ—ફ્રાનસ.

માલટા—તેનો દેખાવ—બંદર—ગોદી—સેંટ જાનનું દેવળ—ગવરનરનો મેહેલ—બાગ—હુનરની કનસો—માલટા છોડી-એ પછી મેડીટરેનીઅન સમુદ્ર પસાર કરતા મળતા દેખાવો મારસેલ—તરતી ગોદી—ફ્રાનસના મુલકમા ફરવાને જરૂરનો પરવાનો—મારસેલનો દેખાવ—પાતાસ નેપોલીઅન—ઇટાલી જવાનો રસતો—પીંજરાપોળ—પારીસ જનારી આગની ગાડી—લીઓન્સ શેહેર—કારખાના—વેધશાળા—મારસેલથી પારીસ સુધીની સફર—ખુબ સુરત દેખાવ—ફળવંત જમીન—આદમીનો ઉદીઓગ—પારીસ

આલેકઝાનડરીઆથી ઉપડેલી આગબોટ માલટા ખાતે જાએછે અને તેઓ વચે ૮૧૯ માઇલનો તફાવતછે, તે પસાર કરતા આગબોટને તરણ દાહાડા લાગેછે નેલની આગબોટ માલટામા છ કલાક સુધી રેહેછે, તે થોડા વખતને લીધે, તાહા ઘણુ જોવાઇ શકાતુ નથી જો રાતને સમે તાહા પોહોચીઆ હોઇએ, તો કીનારા ઉપર ઉતરવાને દરૂસત લાગતુ નથી કારણકે તે સમે કાઈ જોવાઈ શકાએ નહી, અને એટલા માટે ઉતારૂઓ હમેસા દીવસને વખતે તાહા જવાને ઘણા ખુશી હોએછે માલટાનુ ટાપુ હવડા ઇંગરેજોના સવાધીનમાછે અને તે સીસીલીના ટાપુથી ૬૦ માઇલ, અને આફ્રીકાના કોસતાથી ૨૦૦ માઇલ દુરછે તેની લબાઇ ૬૦ માઇલ, પોહોળાઇ ૯ માઇલ અને ઘેરાવો ૧૬૦ માઇલછે એ ઠેકાણે જમીનની ઉચાઈ ૬૦૦ ફુટનીછે, તાહાની હવા ઘણી સારી અને તનદરોસતી ભરેલીછે પણ ઉનાલામા વધારે ગરમી માલુમ પડેછે સપટેમબર મહીનામા દખણ પુરવથી ગરમી પવન ફુકેછે ઘણુ કરીને તાહા પારાની સીસી સરાસરી ૬૭ ડીગરી (અગસ) સુધી ચહડેછે તાહાની જમીન દેખાવમા ઉજડછે, તોપણ તેની ઉપર દરાખ અને બીજો મેવો પુશકળ પેદા થાએછે અનાજ દળવા સારૂ તાહા ઉંચી જગાઓ ઉપર પવન ચકીઓ બાંધેલીછે, તેના સબબથી એ ટાપુનો દેખાવ દુરથી ઘણો રળીઆમણો લાગેછે તાહાના રેહેવાસીઓ થોડી અરબી અને થોડી ઇટાલીની ભાશા ભેળમેલ બોલેછે તેમા અરબી શબદો વધારે વાપરેછે

માલટાના બારાના બે મોટા બંદરોછે, અને તેમની વચે માઉંટ જેબેરાસ નામનો એક પાહાડ આવેલોછે, તે ઠેકાણે માલટાનુ પાએતખત શેહેર વાલેટાછે મોટા બંદરની બવે બાજુએ બે કીલ્લા બાંધેલાછે અને એક કીલ્લા ઉપર મોટી દીવાદાંડી ઉભી કીધેલીછે એ મોટા બંદરમા નાહાની ખાડીઓ ઘણીછે, અને જે જમીનનો ભાગ એ પરમાણે દરીઆની નજદીક નીકળી આવેલછે, તેઓ માહેલા એક ઉપર ગોદી, જમવા બેસવાનો ઓરડો, તથા હથીઆરો રાખવાની એક જગા, એટલી ચીજો બાંધેલીછે હવડા તાહા એક તરતી ગોદી બાંધીછે, તેની ઉપર અરઆરને નજદીક એક કરોડ રૂપીઆનો ખરચ થયોછે એવીજ એક બીજી જગો ઉપર વેપારીઓના બારકઓને તથા માલને સારૂ એક બીજી તરતી ગોદી તથા કેટલીએક વખારો બાંધીછે માલટાના બંદરમા હર વખતે બરીટીશ, અમેરીકન અને ફ્રેંચના લડાઇના મોટા બારકઓ લાગેલા જોયામા આવેછે, તેમા એક મોટુ બીરીટીશ બારકસ તો તાહા જાયુક પડી રેહેછે ઉપર જણવીડછે કે નેલની આગબોટ માલટામા થોડા કલાક રેહેછે તેથી તાહા સઘળી તરફ ફરી પુરતી માહીતગારી મેળવવાનો અંતરેથી જતા અ

થવા આતરે આવતા મુસાફરને વખત મળતો નથી ઉતાવળને લીધે તેનાથી કાઈક જુજ ચીજો માતરે જોવા ઇ શકાએછે. તાહાનુ સેંટ જાંનનુ મોટુ દેવલ જે જોવા લાએકછે, તે ૩૦૦ વરસનુ પુરાણુ છે બાહેરથી તેનો દે ખાવ મુસાફરને લલચાવે તેવો નથી, તોએપણ અંદરથી ઘણુ ખુબસુરતછે તેની અંદર રોહોડસના ટાપુમાથી લાવેલા ઘણા સરસ ઘંટ ટાંગેલાછે અંદરની જમીન સંગેમરમરના પથરથી તારીસ કરી લીધેલીછે અને તેમા માલટાના કેટલાએક પેહેલવાન નાઇટોની ઘોરછે સફેદ સંગેમરમરમા કોતરી કાહાડેલા તેઓના પુતળા પણ તા હા જોવામા આવેછે જે મેહેલમા તાહાનો ગવરનર રેહેછે, તે ઘણો મોટો અને જોવા લાએકછે તેના એક ભાગમા હાલ જમાનાના લડાઈના દશ હજાર હથીઆરો તઇઆરછે, અને તેઓ તુરત વાપરવાના આવે તેવી હાલતમાછે બીજા ભાગમા આગળા વખતના કેટલાએક જુના પણ વખાણવા લાએક બખતરોછે તેઓ મા હેલા કોઇની અંદર સુનેરી કામ પણ જોવામા આવેછે તરાબાના પતરાની બનાવેલી એક આઠ અથવા દશ પાઉંડર તોપ પણછે, અને તેની ઉપર તાર ચોપડેલુ દોરડુ મજબુત વીટાળી લીધેલુછે એ તોપ એકવાર ફોડ તા ફાટી હોએ એવુ દીસેછે, અને તે પતરાની બનાવેલી તેથી એમ બનીઉ હોએ એમા નવાઈ પણ નથી એ મેહેલના પુસતકખાનામા એકવાર ૭૦ હજાર પુસતકો હતા મેહેલમા વાનેટાના સંગેમરમરમાથી કોતરી કા હાડેલી રેબો, બરણીઓ અને એ વગરે બીજી સણગાર લાએક ચીજો જોવામા આવેછે

માલટાના કોટ ઘણાજ મજબુત બાંધેલાછે તથા તેઓમા જવાનો રસતો ઘણોજ આડો અવળોછે, તેઓમા ના એકની અંદર બે હજાર માણસો રહી શકે એટલી જગાછે બંદરની અંદરનુ પાણી એટલુતો સાફ છે, કે ત્રીસ અથવા ચાળીસ ફુટ નીચે તળીઉ દેખાએછે તાહાની ઓરતો સુનેરી અને તરેહવાર રંગીન રેશમી ભ રત ભરવામા ઘણી હુશીઆરછે તેઓ હાથે પેહેરવાના મોજા પણ વખાણવા લાએક રીતે ગુથેછે માલટાના રૂપા તથા સોનાની બારીક જીનમા ઘણુ સારા હુનરથી બનાવીઆમા આવેછે

હમોએ આગળ કહીઉછે કે ઇંગલંડ ખાતે જનારા મુસાફરો તરણ મારગે જાએછે કેટલાએક મારસ લને મારગે ફરાનસમા થઈને અથવા ટરીએસ્ટને મારગે જરમનીમા થઈને ઇંગલંડ જાએછે અને કેટલાએક મેડીટરેનીઅન સમુદર આખો પસાર કરી, જીબરાલટરની નાલ કાપી, બીસકેના અખાટમા થઈ ઇંગલંડ અને ફરાનસની વચેનો દરીઓ પાર કરી, ઇંગલંડના કોસતા ઉપર સાઉથામપટન ખાતે જાએછે આ ઉતારૂઓ આ લેગઝાનડરીઆ અથવા માલટાથી જુદા પડેછે એક આગબોટ ઉતારૂઓને મારસેલ અને બીજી સાઉથામપટ ન લઈ જાએછે જેઓને ટરીએસ્ટથી જવુ હોએ તેઓને આસટરીઅન કંપનીની ઇસટીમરની મદદ લેવી પડેછે

માલટા છોડીઆ પછી મેડીટરેનીઅન સમુદરમા આપણને મોટા તથા નાહના બારકો ઘણા મળેછે એ બારકો ઇટાલીના કોસતા, દરીઆમાના ટાપુએ, તથા ફરેનચના કોસતા સાથેના વેપારને લગતા હોએછે મારસેલ જતા દરીઆના આપણી આગબોટની એક બાજુએ કારસીકા અને બીજી બાજુએ સારડીનીઆના ટાપુઓ દેખાએછે, તેથી ઉતારૂને ઘણી ખુશી ઉપજેછે મારસલના ટાપુ કે જેનો દારૂ ઘણો વખાણાએલોછે તે પણ અંતરેથી દેખાએછે જેમ આપણે મારસેલ પોહોચવાની નજદીકમા આવીએછે, તેમ રસતો ઘણો ખેડનારને વાકેફ તથા બીકનછે, પણ મુસાફરની આખને તે ઘણો ખુશી ઉપજાવનારોછે એ રસતો એટલો તો આડો અવળો અને નાહના નાહના ડુંગરોથી પુરછે, કે જો આ જગોએ કાપટને સાહુચેતી નહી રાખી હોએ તો, બારકો આફતમા આવી પડે આ ઠેકાણે એક ડુંગરના માથા ઉપર એવો આકાર આવેલોછે, કે તે ને દુરથી જોઇએતો જાણે રીંછનો આકાર હોએ તેવુ લાગેછે, અને તેને "બોઅરસ હેડ" કરી કેહેવામા આવે છે મુસાફરોને આ આકારની ખબર નહી હોએ, તેટલા માટે ખલાસીઓ તેમને તે જરૂર બતાવેછે માલટા અને મારસેલ વચે ૬૫૦ માઈલનો તફાવતછે તેથી એ બે શેહેર વચેના આવજાવમા ચાર દાહડા રોકાએછે

મારસેલના બારામા આવતાને વાર તાહાની તરતી ગોદી જોઈ આપણને ઘણી અજાયબી લાગેછે જે

મ એક મોહોલામા એક એકની પાસે હારેદાર ઘર બાધેલા હોએછે, તેમ આ ગોદીની અંદર વાહાણોને એક એકની પાસે ગોઠવીઆમા આવીઆ હોએછે એ શેહેરનુ બારૂં જે છે તે જાણે પાણીની અંદર લાકડાના ઘરોનો મોહોલોછે એ ગોદી એવી બાધીછે, કે રસતાની અહોઅડ પાણી ઘણુ ઉડુ હોએછે, અને વાહાણુ તેની અહોઅડ આવીને લાગર કરેછે, એક પગ રસતામા અને એક પગ વાહાણમા મેલી શકાએ, એક વાંહાણ લાગરે તે બીજાની એટલુ બધુ નજદીક કે માલ તથા આદમીઓને તેના ઉપર જવાને સારૂ એક બોટ ફરી શકે તે કરતા વધારે જગો નહી હોએ ગને તેવો પવન તથા તોફાન હોએ તોપણ આવી ગોદીમા બારકઓને કશી નુકસાની થાએ નહી બે બારકસની વચમા એક જગા હોએ અને તાહા તરીજુ બારકસ લાગરવુ હોએ, તો આપણને ભારી અચરતી લાગેછે, કે પેલા બે બારકસોને અથડીઆ વગર પેલુ બારકસ અંદર કેમ જઈ શકશે પણ અણુજાણુઓ આટલી અચરતીમા પડી જરાક વીચાર કરતા હોએ તેટલામા તો તે બારકસ તાહા જઈને ઉભુ રેહેછે †

જાહા ઈંગરેજનુ રાજ હોએછે તાહા વગર હરકતે હરકોઈ શખસ કોઈ પણ તરેહની રજા વગર ફરી શકેછે, પણ યુરોપ મધે ફરાનસ તથા બીજા રાજમા એવો ધારો નથી તે રાજોમા ફરવાને વાસતે તેમની સરકારની પરવાનગી જોઈએછે એ પરવાનાને અગરેજીમા "પાસપોરટ" કરીને કેહેછે, અને મુસાફર જે રાજની રઈઅત હોએ, તાહાના હાકમ તથા એલચીની તથા જે રાજ વાળાના દેશમા ફરવાનુ હોએ, તે રાજના હાકમની અથવા એલચીની સહી તે પરવાના ઉપર જોઈએ મારે જેઓ ફરાનસને મારગે ઈંગલડ જવાના હોએ, તેઓને અતરેથી નામદાર ગવરનરની તથા ફ્રેનચના કાનસલની સહી સાથે પરવાનો લઈ જવો જોઈએ જો એ પરવાનો નહી હોએ તો મારસેલમા તાહાના સતાવાળાઓ ઉતરવા દીએ નહી આ ધારાને લીધે બંદરમા આગબોટ જેવી લગર કરેછે, કે તેની ઉપર ફ્રેનચની પોલીસનો અમલદાર આવેછે અને સરવેના પરવાના પોતાના હસતકમા લેછે જેયુ કે સઘળા ઉતારૂઓના પરવાના બરાબરછે તો પછી તેઓને બંદર ઉપર ઉતરવા દીએછે બંદર ઉપરથી ઉતારૂઓ તરત પોતાને ગમે તાહા જઈ શકે નહી તેઓને માંડવીમા લઈ જવામા આવેછે, તાહા તેઓનો સામાન તપાસવામા આવેછે, કે તેહેમા જગાતની કાંઈ વસતુઓ હોએ નહી પછી તેઓને તેમના પરવાના પાછા આપેછે, પણ તેમ કરતી વેળાએ, એક પોલીસનો અમલદાર જેના હસતક તે કામ હોએ, તે ઘણીએક પુછપરછ તથા તજવીજ કરેછે, આપણે કયા દેશથી આવીઆ, કાહા જઈએ છઈએ, ધધો રોજગાર શુછે, ઉમર કેટલીછે, કયા પોહોચખાનામા ઉતરવાના છઈએ, એ પરમાણે ઘણાએક સવાલ કરેછે, અને તેના ઉતર જે મળેછે તે એક ચોપડીમા નોધી લીએછે પછી આપણને જવાની રજા આપવામા આવેછે

ફરાનસના શેહેરો કેવા હશે તેનો કાંઈએક વીચાર આપણને મારસેલ પોહોચીઆથી આવેછે મુંબઈથી નીકળીઆ પછી એડન અને સુએજમા આપણે એક રીતનો દેખાવ જોયો કેરો તથા આલેકઝાનડરીઆમા બીજી રીતનો જોયો, માલટામા વળી કાંઈ જુદુજ જોયુ, અને મારસેલમા આવીઆ કે ફરેનચ શેહેરનો નમુનો પેહેલા આપણી નજરે પડેછે પથરની લાદીથી જડેલા રસતા તથા સ્લેટના છાપરા તથા કાચની બારીની દુકાનો જે આપણે પારીસ તથા લંડન અને ફરાનસ અને ઈંગલડમા શેહેરે શેહેર જોઈએછે, તે પેહેલા

† મુંબઈના બારામા તરતી ગોદી બાધવાને ઘણીવાર વીચાર કરવામા આવીઓ હતો, પણ તે વીચારને અમલમા લાવવાને કસી તરેહની ગોઠવણ હજી સુધી કરીઆમા આવી નથી. એવી ગોદીથી આપણને અતીસે ફાએદો થયા વના રેહે નહી જો હેવી એક ગોદી અતરે હતે તો સને ૧૮૫૪ ની ૧ લી નવેમબરને દીને થાએલા મોટા તોફાને આપણા બારા મધેના બારકસે ને જે નુકસાન કરીઊ હતુ તે નહી થાતે

અતરે દીઠામાં આવેછે, અને એ પરમાણે આગળનાં કરતાં હીંઆં કાંઈ જુદુંજ દેખાએછે, તેથી આપણા દીલમાં ઘણી ખુશી ઉપજેછે.

મારસેલમાં મુસાફરને ઝાઝું જોવાનું નથી. એ શેહેર ફરાનસના વેપારને વાસતે વખણાએલુંછે. જેમ ઇંગલંડનું લીવરપુલછે, તેમ ફરાનસનું મારસેલ ગણાએછે. એક ઉંચી જગા કે જેનું નાંમ પલાસ નેપોલીઅંન કરીછે અને જાંહાં લોકો ફરવા જાએછે તથા નેપોલીઅંનનું પુતળું ગોઠવેલુંછે, તાંહાંથી શેહેરનો દેખાવ ઘણો સારો લાગેછે. આસપાસના ખુશનુમાં બાગો તથા માઇલો સુધી લીલાં અને આબાદ ખેતરો જે આપણી નજરે પડેછે, તે આપણને બતાવેછે, કે પરમેશવરની બખશેશે અને આદમીના ઉદીમોગે તાંહાં કસી ખાંમી રાખી નથી. શેહેરની આસપાસ કાંઇજ નહી પણ બાગોછે તથા દરાખનાં ખુબ સુરત વેલા તથા નારંગીના લપટ ભરેલાં ઝાડો ઘણોજ સુંદર દેખાવ આપેછે. એ શેહેરથી ઇટાલી સુધી જવાનો એક મોટો રસતોછે, તે જોવા લાએક તથા ફરવા જોગછે, અને તેની બંધે બાજુએ ઘણા સારાં ઝાડો રોપેલાંછે. ફરાનસથી છેક ઇટાલી સુધી જવાઈ શકે તેવી લોહોડાંની સડક બાંધવાનુ કાંમ મારસેલથી શરૂ થયું છે તે થોડુંએકમાં તઈઆર થશે.

મારસેલમાં ઘણા પોંહોચખાંનાંછે, પણ તે પારીસ તથા ઇંગલંડના શેહેરોનાં જેવાં સારાં નથી, તેથી મુસાફરને તાંહાં વધારે દીવસ રેહેવા ગમતું નથી. જેને ફરેનચ ભાશા નહી આવડતી હોએ તેને તો ઘણીજ આપદા ખમવી પડેછે, કેમકે તેને જે કાંઇ જોઈએ, તે વીશે તાંહાંના ચાકરો કાંઈ સમજે નહી.

મારસેલથી પારીસ સુધી લોહોડાંની સડક બાંધેલીછે તેથી આગની ગાડીની મદદથી સફર કરી શકાએછે. એ શેહેરો વચે ૭૬૨ માઇલનો તફાવતછે. એ શેહેરથી પારીસ જવાને સારૂ બે જાતની "ટરેન" ગાડી મળેછે. એક "આરડીનેરી ટરેન" અને એક "એકસપરેસ ટરેન" હોએછે. આરડીનેરી ટરેન રસતામાં સઘળા શેહેરો તથા ગાંમો ખાતે ઓટી થાએછે, અને દરેક મથક આગળ ઉતારૂઓ છોડેછે તથા લેછે, તેથી તેને પારીસ પોંહોચતાં ઘણી ઢીલ થાએછે, પણ મારસેલથી નીકળેલી એકસપરેસ ટરેન એક બે જરૂરી આત મથક આગળ ઉભી રહીઆ શીવાએ છેક પારીસ સુધી એક દમ જાએછે, અને આખી સફર આસરે ૨૦ કલાકમાં કરેછે. જેઓ લંડન જવાના હોએ તેઓ આ ગાડી પસંદ કરેછે. એ ગાડી દીવસનાં તથા રાતનાં દસ વાગતે નીકળેછે, અને તેમાં પેહેલા વરગ વગરે બીજા કોઈ વરગનાં ઉતારૂઓ લીધામાં આવતા નથી, તેથી આપણી સાથે ચાકર અથવા કોઈ પણ આદમી હોએ તેની પણ પેહેલા વરગની ટીકીટ લેવી પડેછે.

મારસેલથી નીકળેલી ગાડી આસરે ૧૨ કલાક સુધી સફર કરીઆ પછી લીઓં શેહેર આગળ નજદીક પોંણો કલાક સુધી ઉભી રેહેછે, તાંહાં ઉતારૂઓને ખાંણુ ખાવાને તથા બીજી રીતે આરાએસ લેવાને જોગવાઈ મળેછે. લીઆંનું મથક ઘણુંજ મોટું અને રોનકદારછે. તેનુ આખું છાપરૂં બીલોર કાચનું બનાવેલુંછે અને રાતને વખતે તેની નીચે "ગીઆસ લાઇટ" નાં ફાંનસો સળગાવવામાં આવેછે, તારે એક સુંદર અને તર્લેસમાતી દેખાવ થઈ પડેછે. હીંઆંથી ફરાનસની ઘણી ખરી સાખા સડકો છુટી પડેછે, તેથી લીઆંનાં મથકનો કારોબાર તથા આવજાવ ઘણો થાએછે. ફરાનસમાં પારીસથી ઉતરતું શેહેર લીઆંનું ગણાએછે. ફરાનસની કારીગરી તથા હુંનરનાં ઘણાખરાં કારખાંનાઓ આ શેહેરમાંછે. જેમ ઇંગલંડનું મેનચેસટરછે તેમ ફરાનસનું લીઆંછે. એ શેહેર અગત કરીને રેશમના કારખાંનાઓને વાસતે વખણાએલુંછે. ફરાનસની તારા વરતવાની સઉથી મોટી વેધશાળા (આબઝરવેટરી) આ શેહેરમાછે. કેહેછે કે જારે હવા ખુલ્લી હોએછે, તારે એ વેધશાળા ઉપરથી આલપસનાં પાહાડ ઉપરની માંનટ બલાંનકની સઉથી ઉંચી ટેકડી દેખાએછે. લીઆથી પારીસ જતાં બે નદી આવેછે, તેઓ ઉપર મોટા મજબુત અને સોભઈતા પુનો બાંધેલાછે, અને એ પુલો ઉપરથી ગાડી જાએછે, તે વેળાએ અંદર બેહેલા ઉતારૂઓને ઘણોજ રચના ભરેલો દેખાવ નજરે પડેછે. બંધે બાજુએ નદી અને કીનારા ઉપર ઘરો અને તેમની વચે દેવળો અને કારખાંનાઓનાં ઉંચા ધુવાડીઆં,

મ એક મોહોલામાં એક એકની પામે હારેદાર ઘર બાંધેલાં હોએછે, તેમ આ ગોદીની અંદર વાંહાણોને એક એકની પામે ગોઠવીઆમાં આવીઆં હોએછે. એ શેહેરનું બારૂં જે છે તે જાંણે પાણીની અંદર લાકડાંના શ રેનો મોહોલોછે. એ ગોદી એવી બાંધીછે, કે રસતાની અડોઅડ પાણી ઘણું ઉડું હોએછે, અને વાહાણ તેની અડોઅડ આવીને લાંગર કરેછે; એક પગ રસતામાં અને એક પગ વાંહાણમાં મેલી શકાએ. એક વાંહાણ લાંગરે તે બીજાની એટલું બધું નજદીક કે માલ તથા આદમીઓને તેના ઉપર જવાને સારૂ એક મોટ ફરી શકે તે કરતાં વધારે જગો નહી રોએ. ગમે તેવો પવન તથા તોફાંન હોએ તોપણ આવી ગોદીમાં બારકમેને કશી નુકસાંની થાએ નહી. બે બારકમની વચમાં એક જગા હોએ અને તાંહાં તરીજુ બારકસ લાંગરવું હોએ, તો આપણને ભારી અચરતી લાગેછે, કે પેલાં બે બારકોને અથડીઆ વગર પેલું બારકસ અંદર કેમ જઈ શકશે પણ અણજાંણાઓ આટલી અચરતીમાં પડી જરાક વીચાર કરતા હોએ તેટલામાં તો તે બારકસ તાંહાં જઈને ઉલુંગ રેહેછે. †

અતરે દીઠામાં આવેછે, અને એ પરમાણે આગળનાં કરતાં હીંઆં કાંઈ જુદુંજ દેખાએછે, તેથી આપણા દીલમાં ઘણી ખુશી ઉપજેછે.

મારસેલમાં મુસાફરને ઝાઝું જોવાનું નથી. એ શેહેર ફરાનસના વેપારને વાસતે વખણાએલુંછે. જે મ ઈંગલંડનું લીવરપુલછે, તેમ ફરાનસનું મારસેલ ગણાએછે. એક ઉંચી જગા કે જેનું નાંમ પલાસ નેપોલીઅંન કરીછે અને જાંહાં લોકો ફરવા જાએછે તથા નેપોલીઅંનનું પુતળું ગોઠવેલુંછે, તાંહાંથી શેહેરનો દેખાવ ઘણો સારો લાગેછે. આસપાસના ખુશનુમાં બાગો તથા માઈલો સુધી લીલાં અને આબાદ ખેતરો જે આપણી નજરે પરેછે, તે આપણને બતાવેછે, કે પરમેશવરની બખશેસે અને આદમીના ઉદીઓગે તાંહાં કસી ખાંમી રાખી ન થી. શેહેરની આસપાસ કાંઈજ નહી પણ બાગોછે તથા દરાખનાં ખુબ સુરત વેલા તથા નારંગીના લપટ ભરેલાં ઝાડો ઘણોજ સુંદર દેખાવ આપેછે. એ શેહેરથી ઈટાલી સુધી જવાનો એક મોટો રસતોછે, તે જોવા લાએક ત થા ફરવા જોગછે, અને તેની બંધે બાજુએ ઘણા સારાં ઝાડો રોપેલાંછે. ફરાનસથી છેક ઈટાલી સુધી જવાઈ શ કે તેવી લોહોડાંની સડક બાંધવાનુ કાંમ મારસેલથી શરૂ થયું છે તે થોડુંએકમાં તઈઆર થશે.

મારસેલમાં ઘણા પોંહોચખાંનાંછે, પણ તે પારીસ તથા ઈંગલંડના શેહેરોનાં જેવાં સારાં નથી, તેથી મુસા ફરને તાંહાં વધારે દીવસ રેહેવા ગમતું નથી. જેને ફરેનચ બાશા નહી આવડતી હોએ તેને તો ઘણીજ આપ દા ખમવી પરેછે, કેમકે તેને જે કાંઈ જોઈએ, તે વીશે તાંહાંના ચાકરો કાંઈ સમજે નહી.

મારસેલથી પારીસ સુધી લોહોડાંની સડક બાંધેલીછે તેથી આગની ગાડીની મદદથી સફર કરી શકાએ છે. એ શેહેરો વચે ૭૬૨ માઈલનો તફાવતછે. એ શેહેરથી પારીસ જવાને સારૂ બે જાતની " ટરેન " ગાડી મળેછે. એક " આરડીનેરી ટરેન " અને એક " એકસપરેસ ટરેન " હોએછે. આરડીનેરી ટરેન રસતા મા સઘળા શેહેરો તથા ગાંમો ખાતે ખોટી થાએછે, અને દરેક મથક આગળ ઉતારૂઓ છોડેછે તથા લેછે, તે થી તેને પારીસ પોહોચતાં ઘણી ઢીલ થાએછે, પણ મારસેલથી નીકળેલી એકસપરેસ ટરેન એક બે જરૂરી આત મથક આગળ ઉભી રહીઆ શીવાએ છેક પારીસ સુધી એક દમ જાએછે, અને આખી સફર આ સરે ૨૦ કલાકમાં કરેછે. જેઓ લંડન જવાના હોએ તેઓ આ ગાડી પસંદ કરેછે. એ ગાડી દીવસનાં ત થા રાતનાં દસ વાગતે નીકળેછે, અને તેમાં પેહેલા વરગ વગરે બીજા કોઈ વરગનાં ઉતારૂઓ લીધામાં આવતા નથી, તેથી આપણી સાથે ચાકર અથવા કોઈ પણ આદમી હોએ તેની પણ પેહેલા વરગની ટીકીટ લેવી પરેછે.

મારસેલથી નીકળેલી ગાડી આસરે ૧૨ કલાક સુધી સફર કરીઆ પછી લીઓં શેહેર આગળ નજદી ક પોણો કલાક સુધી ઉભી રેહેછે, તાહા ઉતારૂઓને ખાંણુ ખાવાને તથા બીજી રીતે આશાએસ લેવાને જોગવા ઈ મળેછે. લીઆંનું મથક ઘણુંજ મોટુ અને રોનકદારછે. તેનુ આખું છાપરૂં બીલોર કાચનું બનાવેલુંછે અ ને રાતને વખતે તેની નીચે "ગીઆસ લાઈટ" ના ફાંનસો સળગાવવામા આવેછે, તારે એક સુંદર અને નહેં સમાતો દેખાવ થઈ પરેછે. હીંઆંથી ફરાનસની ઘણી ખરી સાખા સડકો છુટી પરેછે, તેથી લીઆંનાં મથકનો કારોબાર તથા આવજાવ ઘણો થાએછે. ફરાનસમા પારીસથી ઉતરતું શેહેર લીઆનું ગણાએછે. ફ રાનસની કારીગરી તથા હુંનરના ઘણાખરાં કારખાંનાઓ આ શેહેરમાછે. જેમ ઈંગલંડનું મેનચેસટરછે તેમ ફરાનસનું લીઆંછે. એ શેહેર અગત કરીને રેશમના કારખાનાઓને વાસતે વખણાએલુંછે. ફરાનસની તારા વરતવાની સઉથી મોટી વેધશાળા (આબઝરવેટરી) આ શેહેરમાંછે. કેહેછે કે જારે હવા ખુલ્લી હોએછે, તારે એ વેધશાળા ઉપરથી આલપસનાં પાહાડ ઉપરની માંનટ બલાંનકની સઉથી ઉંચી ટેકડી દેખાએછે. લી આંથી પારીસ જતાં બે નદી આવેછે, તેઓ ઉપર મોટા મજબુત અને સોભઈતા પુલો બાંધેલાછે, અને એ પુલો ઉપરથી ગાડી જાએછે, તે વેળાએ અંદર બેઠેલા ઉતારૂઓને ઘણોજ રચના ભરેલો દેખાવ નજરે પડેછે બં ધે બાજુએ નદી અને કીનારા ઉપર ઘરો અને તેમની વચે દેવળો અને કારખાંનાઓનાં ઉંચા ધુંવાડીઆં,

એ સઘળાનો એકઠો મજેનો દેખાવ ઘણોજ ખુબસુરત અને સોહામણો લાગેછે લીઆથી આસરે ૧૨ કલાકની અદર પારીસ પોહોચી શકાએછે

મારસેલથી પારીસ સુધીની સફર લાબીછે, અને ઘણા કલાક સુધી લાગત ગાડીમા બેસી રેહેવુ પડેછે, તોએપણ જે ધણી આખ ઉઘાડી રાખી પોતાની આસપાસ દેખાતી ચીજો ઉપર ધીઆન આપે, તે આ લાબી મજલથી કદી કટાળવાનો નથી ૨૦ અથવા ૨૧ કલાકની સફરમા જે રાતનો ભાગ આવેછે, તેવાગે અલબતા અડચણ પડેછે, પણ ફરાનસમા લોહોડાની સડક ઉપર ચાલનારી ગાડીઓ એવીતો કુશાદેછે, કે તેની અંદરનો ઉતારૂ મહેજેથી ઉઘ કાહાડી શકે પણ જેણે દીવસને વખતે ઉઘ કાહાડી, અને પરમેશવરે બખશેલી આખ કામે નહી લગાડી, તેના જેવો કમનસીબ શખસ બીજો કોઇ ગણાએ નહી ફરાનસનો આખો મુલુક એક બાગછે તાહાની જમીન જેમ જાતે ફળવતછે, અને પરમેશવરે પોતાની મેહેરબાની તેની ઉપર ઘણા સખાવત ભરેલા હાથે રેડીછે, તેમ તેના આ દુનીઆ ઉપરના બચાઓએ તેને પીછાણી પોતાનો ઉદીઓગ લગાડી, તેનો લાભ લેવાને આળસાઈ કીધી નથી કેરેછે કે આખા ફરાનસમા કોઈ કોઇ ઠેકાણે જમીન ઉજડ હશે, બાકી આખો મુલુક લીલા અને આબાદ ખેતરોથી ભરેલોછે જાહા જોઈશુ તાહા બાગ, બાગ અને બાગ, બાગ શીવાએ બીજુ કસુ નજર આવતુ નથી એવા મુલકની અદર ૭૬૨ માઈલ સફર કરવામા કટાળો ઉતપન થતો નથી આગની ગાડીની એક બાજુએ જોઈએછે, તો બીજી બાજુનો દેખાવ ખોઈએ છે એક બારી આગળ બેહેલો કેહેછે કે, જુઓ જુઓ આ શુ સુદર દેખાવછે, તો બીજી બાજુનો કેહેછે કે, અરે આ જુઓ જતુ રેહેછે એ પરમાણે બે બાજુના બાગની વચમા એક ચીજ જોઈએ છે, તો બીજી ખોવી પડેછે આપણી ગાડીની નીચે લીલા ખેતરો, જરા દુર તરેહ તરેહના ઝાહો અને ગેપાઓ, કોઈ કોઈ વખત કેટલીએક વેગળાઈએ લીલોતરીથી પુર નાઘલા ડુગરો, વારેવાર નાહની નદીઓ, નાળા તથા નેહેરો પસાર થાએ, વળી જરા જરા વખતમા નાહના ગામડાઓ તેમના નાહના પણ ખુબસુરત દેવળો સાથે આપણી નજર આગળ આવે, અને ટુકમા બોલીએતો, એ સફર એવીતો ખુશી ભરેલી થાએછે, કે તેનુ બયાન થઈ શકતુ નથી સાધારણ વખતે ગાડીમા બેઠા પછી, ધારેલે ઠેકાણે જલદીથી પોહોચવાની આપણે ઉમેદ રાખીએછે, પણ હાવા રસ્તા ઉપર સફર કરતા આપણા ધારેલા મકાનને ભુલી જઈએછે, અને આસપાસના દેખાવ ઉપર એટલાતો મોહીત થઈએછે, કે તે વખતે આપણી પડોસની આબાદાની અને ઈશવરી ખુદરતના વીચારમા આપણે ગુમ થઈ જઈએછ એ વખતે આપણે એવુ ચાહીએછ, કે આપણી સફર લાબી થાએતો વધારે સારૂ આગની ગાડીના કરતા ઘોડાની ગાડીમા બેશ હતેતો વધારે ઠીક થતે, એવુ આપણને લાગેછે ટુકામા કહીએછે, કે આ દેખાવનુ વરણન કરવાને કવીની કલમ પણ નાતવાનછે તેની ખરી ખુબી પીછાણવાને પોતાની આખ જોઈએ હરએક દેખાવનુ વરણન વાચવામા અને તે નજરે જોવામા, જેટલો ફરક આ કાગળમા અને તેની ઉપરની શાહીમાછે, તેટલો ફરક ઉપલા દેખાવનુ વરણન વાચવામા અને નજરે જોવામાછે જે ધણી હમેશ વેરાન જગોમા વસીઓ હોએ અથવા એડન, સુએજ અને તેવાજ બીજા ઉજડ ગામમા પોતાનો જનમારો કાહાડીઓ હોએ, તેને ફરાનસની આબાદ જમીન ઉપર લાવી મેલીઓ હોએ, તો તે અચબો પામીઆ વગર રેહેજ નહી તે પોકાર મારીને કેહે કે અરે! આ શુ ફરેસતાઓનુ દેશછે, કે બેહેસતનો બાગછે? પણ આ સઘળુતો આપણે ખુદરતની બખશેસનુ જોયુ અલબતા પરમેશવરે બખશેલી જોગવાઈ ઉપર આદમીએ પોતાનો સુધારો કરીઓછે, પણ આદમીએ પોતાની મેહેનતે, પોતાની મનશકતીએ, પોતાની ચલાઈએ અને તરેહવાર યુક્તીએ કરીને કેવુ કીધુછે, તે આપણે પારીસમા જોઈશુ તારે આપણે ફરાનસ વીશે વધારે હેરતમા પડશુ

---

## પ્રકરણ ૪ થું.

---

## પારીસ.

એ શેહેરની ખુબસુરતી—ઊંચી જગા ઉપરથી દેખાવ—રાતની વેળાનો દેખાવ—દીવાળી—દુકાનો—પોહોચખાંના—હોટેલ દુ લુવર—રેસટોરા—કાફી પીવાના ઘરો—બુલવારડના ખુબસુરત મોહોલ્લા—રસતાઓ મધેનો મેલો—રીઊ ડી રીવોલી સોભઈતા ચોક—પલાસ દી લા કાનકારડ—પાલે રાએલ—પલાસ દુ શાટેલ—પલાસ વેનડોમ—કાલમ ડી લા બાસટીલ—ફુઆરા—જાહેર બાગો—શાંજ ઇલીસીઝ બાગ—તે મધે થાતી રમતો—ટુઇલરી મેહેલને લગતો બાગ—લુકશાંબો મેહેલને લગતો બાગ—બુઇ ડી બુલોન—ઇતીઆદી.

એક મોટા મેહેલમાં જવાને વાસતે પેહેલાં તેનો બાગ પસાર કરવો પડેછે, તેમ ૭૬૨ માઇલનો ફરાનસનો બાગ પસાર કરીઆ પછી આપણે જે મેહેલમાં જઈ પોંહોચીએછે, તે મેહેલ તેનાં બાગને ખરેખર લાએકછે. પારીસ આવી પોંહોચીઆ પછી આપણે શું જોઈએછે ? જે તાંહાં આગળ નહી ગયો હશે, તેણે દુનીઆંના કોઈબી ભાગ ઉપર તેવું શેહેર જોયું નહી હશે. આ દુનીઆમાં આપણે વશીએછે, અને બેહસતનું કોઈ બયાંન કરે તે આપણા ધીઆંનમાં ઉતરે નહી, અને આપણે એટલુંજ ધારીએ કે, અલબતાં તે ઘણું સારૂં અને ઘણુ મોટું હશે, પણ આપણે તેનો ખીઆલ કરી શકસું નહી, તેજ મીસાલે પારીસ એવુંતો ખુબસુરત અને રળીઆમનું શેહેરછે, કે તેને જોયાની આગમચ આપણે તે વીશે કમો વીચાર બાંધી શકતા નથી. આખી દુનીઆંમાં પારીસ સઉથી ખુબસુરત શેહેરછે, એવું જે કેહેવામાં આવેછે, તેમાં કસો સંધે નથી. શું તેના મેહેલોની બાંધણી તથા જાહોજલાલી, શું તાંહાંનાં બાગોની ખુબસુરતી, શું તેના બેહુ બાજુએ રોપેલાં ઝાડ સાથેનાં ધોરી રસતાઓનો દેખાવ, શું તેની ઇમારતોની ખુબસુરતી અને સોભા, શું તેની આરામ લેવાની અને લોકોને બેસવાની કુશાદે જગા, શું તેની કીમતી અને આરાસતગે કીવેલી દુકાંનો, શું તેઓનો બાહેરનો દેખાવ, શું તાંહાંના તમાશાના તથા ભોજના ઘરો તથા તેમની અંદરની ગોઠવણ, શું તેના નામીઆ શખ્સોના સંગેમરમરનાં પુતળાંઓ, શું તેના બુલંદ દરવાજાઓ અને તેમની ઉપરની કારીગરીઓ, શું તેની બેહદ ફરવાની જગાઓ અને તે ઉપર રાત અને દીવસ ઉડતા ખુબસુરત અને ખુશનુમાં ફુંઆરાઓ, શું તાંહાંના રસતે રસતે ખુશી ભરેલા ચેહેરા સાથે લોકોના ટોળાંઓ, તથા તરેહવાર દીલેસમાતી દેખાવો—એ સઘળું જોઈને કોણની નજર અને કોણનું દીલ અચરત નહી થાએ, અથવા હરખ નહી પાંમે ? જો કોઈ શખસ એક સાધારણ ગાંમમાં રેહેતો હોએ અને તેણે આ પુરૂથવી ઉપરના દીમલે વાંપેના શેહેરોજ જોયાં હોએ, અને આપણે એમ કબુલ રાંખીએકે તે શખસ બેહેસતને વાસતે વીચાર કરવા બેસે, કે તે કેવું હશે, તો તેના ખીઆલની બાંધણી પણ, જે દેખાવ અતરે જોવાનોછે, તેની બરાબર આવી શકસે નહી. એ બાબદ વધારે લખ્વાનું બંધ કરીએછે, કાંએજે આપણા મગજ ઉપર જે અસર થાએછે, તેનુ બયાંન કલમથી થતું નથી, અને પારીસ શેહેરનો જે હેવાલ કલંમથી આપવા જોગછે, તે આપવાનું શરૂ કરીએછ.

હરેક શેહેરમા જતાંજ મુસાફરને પેહેલાં તે શેહેરનો આખો દેખાવ જોવાની ઘણી ખાહેશ થાએછે, તે

પુરી પાડવાને આ શેહેર વીશે પુરતા ઉપાએછે. "નોટરડામ" તથા "પાનથીઅંન" નાં ઉંચા દેવળો તથા "ટાઅર આફ સેંટ જાકસડી લાબોઅર" તથા બીજી ઉંચી જગાઓ તથા ઉંચા થાંબો ઉપરથી શેહેરનો આખો દેખાવ આપણી નજરે પડેછે. ઉપલો "ટાઅર" ૧૮૭ ફુટ ઉંચોછે અને તેની ઉપર પોંહોચતાં ૨૯૪ પગથીયાં ચહડવાં પડેછે, તેથી ચહડનાર થાકેછે, પણ ઉપર ગયા પછી તેની મેહેનતનો બદલો પુરતી રીતે મળેછે. આહા! શું સુંદર દેખાવ !! મોટાં દેવળો ઘરોની વચમાં સરદારની માફક ઉભેલાંછે. એક બાજુએ સીન નદી વેહેતી ચાલી જાએછે અને તેની ઉપરનાં પુલો આદમી તથા ગાડી ઘોડાનાં આવજાવથી રળીઆમણા દેખાએછે. રોનકદાર અને ખુબસુરત અને ઘણા માળનાં ઘરો અને સોભઈતી દુકાંનવાળા મોહોલ્લા, રસતા, ચોકો, જગોએ જગોએ ઉબા કરેલા નામીચા શખસોનાં પુતળાં, ખુબસુરત ફુંઆરા, જગે જગે અને ચકલે ચકલે, અને ચોકે ચોકે બાગો, અને રસતાની કોરેના ઝાડો આપણી નજર આગળ એક તલેસમાતી દેખાવ લાવી ઉભો કરેછે. જે શખસે આગલ પારીસની ખુબસુરતી વીશે સાંભલીઉં હોએ, તેને ઉપર જણાવીઆ પરમાણેનો દેખાવ જોયાથી કાંઈએક ધીરજ આવે, પણ જે તેણે અતરેથી એક નજરે જોયું, તે નીચે ઉતરી છુટું છુટું જોવાને તથા દરેક ચીજની આગળ જઈ તેની ખરી ખુશાલી ભોગવવાને અધીરો થાએછે. એ શેહેરનો દેખાવ દીવસમાં ખુબસુરત લાગેછે તેમ રાતને સમએ પણ હોએછે. દીવસમા ઉજરડુ અને રાતનાં અંધારૂ, એમ એ શેહરમાં નથી. આખું શેહેર પુર રોશનીથી રાતની વેળાએ નરૂ હીરાજડીત બની રેહેછે. મુંબઈમાં તો પાંચ દાહાડાજ દીવાળીછે, પણ પારીસમાં તો સદાકાળ દીવાળી ચાલુ રેહેછે; વરસના ૩૬૫ દાહાડામા કોઈ દાહાડો દીવાળી વગરનો હોતોજ નથી. આપણી પાંચ દાહાડાની દીવાળી પારીસની હંમેશાની દીવાળી આગળ કસા હીસાબમાં નથી. મુંબઈમાં તો આપણે હાંડી, અને ઝુંમરમાં દીવા સળગાવી તથા તરેવાર આરસીઓ બાંધી દીવાળી કરીએ છઈએ, પણ પારીસની દીવાળી અજબ તરેહનીછે. રસતાની બંને બાજુએ સરખે તફાવતે રોનકદાર થાબલાઓની ઉપર "ગીઆસ લાઈટ" ના ફાંનસો સળગાવેલાં હોએછે. ગીઆસની એક રોશની સાધારણ દીવાની તરણ રોશનીની બરાબર હોએછે. એથી કરીને આખી રાત રસતા ઉપર જેવું જોઈએ, તેવું અજવાળું પડેછે. દુકાંનદારો પોતાની દુકાનની અંદર ઘણીજ સોભઈતી રોશની કરેછે, અને તેઓની બાહેરની બારી સઘળી મોટા કાચોની હોએછે, તેણે કરીને તે દુકાંનમાં મેલેલો તરેહવાર અને ખુબસુરત માલ ઘણોજ દીપી નીકળેછે. એ દુકાંનોની ઘણીખરી ઘરાકી રાતના થાએછે, તેથી તેમનો દેખાવ સરસ કરવાને તેમના માલેકો ચુકતા નથી. જેમ દુકાન ખુબસુરતી ભરેલી અને દેખાવમાં સરસ હોએછે, તેમ તેની અંદર ઘરાકો વધારે ખેંચાએ, એવા વીચારથી દરેક જણ પોતાની દુકાંનને સુધારવાની કોશેસ કરેછે, તેથી કરીને દીનપર દીન એ બાબદમાં પારીસનો દેખાવ સુધરતો જાએછે ઈંગલંડનાં અને ફરાનસનાં લોકોની સંસારી ચાલ ચલણમાં ઘણો ફરકછે તે હવે પછીની બાબદ વાંચીઆથી ધીઆનમાં આવશે. હવડાં કેહેવાની એટલી જરૂરછે, કે ફરેનચ લોકો ઘણાખરા પોતાનાં ઘરમાં જમતા નથી. રેસટોરાં નામની જગાઓમાં જઈને ખાએછે. એ ઘરો હંમેશાં ઘણાજ ખુબસુરત હોએછે, અને રાતની વેળાએ તેમા રોશની કરીઆ પછી તેમનો દેખાવ ઘણોજ તલેસમાતી લાગેછે. આખા ઘરમાં લંકા હોએ તેવું દેખાએછે. એક પ્રાણનો જે કાંઇ ભાવ કીધો હોએ, તે આપીને તાંહાં મરદ તથા ઓરતો અને આખાં કુટંબો ખાઈ આવેછે, તેથી ઘરમા રાંધવાની જરૂર રેહેતી નથી. એ રેસટોરાંનાં મોટાં દીવાનખાંનાનો શણગાર પાદશાહનાં મેહેલનાં સણગાર જેવો હોએછે. તેની આરસીઓ, તેના ઝુંમરો અને તેમાંની તરેહવાર ગીઆસ લાઈટ, તેની દેવાલ ઉપરના ચીતારો તથા તરેહવાર રંગના સુનેરી થાંભળાં, એ સઘળું જોયાથી આપણી નજર ઉપર એવીતો અસર થાએછે કે, તેનું બયાંન થઇ શકતું નથી. દરેક આદમી જુદું ખાવા, ચાહેતો તેને વાસતે નાંહની ટેબલોનાં કટકા હોએછે. એક ટોલી, અથવા એક કુટુંબ હોએતો, તેઓને વાસતે તે મીસાને ટેબલ હોએછે; જેમ જેનો શોખ અને જેમ જેની મર

છ તે મીસાલે સગળી તરેહની ગોઠવણ કરેલી હોઅેછે. જારે સઘળાઓ ખાવા બેઠા હોઅે. તારે તાંહાં જે દે ખાવ થાએચ તે દબદબા ભરેલો લાગેછે. કોઈ જાંણતો નહી હોઅે કે આ પોહોચખાંનુંછે, તે એવું સમજે કે તાંહાં કોઈ પાદશાહની દરબાર જમવા બેઠી હશે. આખાં શેહેરમાં સઘળાં મલીને ૧૭૦૦ રેસટોરાંછે, તે સાથે વળી તાંહાં કેટલાંએક મોટાં પોહચખાંનાં પણ છે.

હોટેલ ડુ લુવર નામનું સઉથી મોટું પોહોચખાંનું છે, તે કોઈ પણ પાદશાહી મેહેલની બરોબરી કરી શકે તેવુંછે. તે એટલું તો મોટુંછે, કે તેની ઈમારત બે ચોરસ એકર જમીન રોકેછે. રસતા ઉપરથી આ પોહોચખાંનાંમાં જવાને વાસતે એના બારણા આગળ આવીઆ, કે આપણે એક ઘણોજ ખુબનુમાં ચોક જોઈઅે છઈઅે, કે જેમાં એક નાંહનો બાગ બનાવેલોછે, અને તાંહાંથી ઉપર જવાનો ઘણો મોટી તો દાદર બાંધેલોછે. એ દાદરનાં પગથીઆં ઉપર ફુલનાં કુંડા મેલીઆમાં આવીઆંછે, તેથી આપણે જા ણે એક બાગમાં ચહડી જતા હોઈઅે તેવું લાગેછે. આ ઈમારતની અંદર તરણ ચોક કરેલાછે, અને તેમાંનાં એકની ઉપર ઘણું શોભીતું કાચનું છાપરૂં બાંધેલુંછે. પેહેલા ચોકને રસતેથી ઉપર ગયા પછી ૯૮ ફુટ લાંબી અ ને ૨૬ ફુટ પોહોળી અને ઘણાજ શોભીતા થાંભલા સાથેની ગીઆલરી ઉપર આપણે પોંહોચીઅે છઈઅે. એ ગીઆલરીની સીલીંગ જે ઘણીજ ખુબસુરત રંગેલીછે, તેની ઉપર વરશનાં બાર માસ બતલાવનારા ચીતાર પાડેલાછે. આ ગીઆલરીની અંદરથી જમવાનાં મોટાં દીવાનખાંનાંમાં જવાઈ શકાએછે, અને તાંહાં જતાંને વારજ આ પણે ઘણી અચરતીમાં પડીઅે છઈઅે. એ દીવાનખાંનું ૧૩૧ ફુટ લાંબુ અને ૪૨ ફુટ પોહોળુંછે. તેની સીલીંગ ઉપર વરસની ચાર મોસમ બતલાવનાંરાં ચીતારોછે, તથા મોટા ઝુમરો લટકેલાછે, અને દીવાલ ઉપ રનાં શોભીતા ચીતાર તથા બારીઓ ઉપર ફીરતી ઝાલર તથા ખુબસુરત પરદાછે. એવું જણાવીઆમાં આવી ઉંછે, કે આ ઓરડાનાં જેવા ખુબસુરત ઓરડા થોડાજ મેહેલોમાં હશે. આ પોહોચખાંનાંનાં ચાકરોને તથા ઉતારૂઓને સવલ પડવાને વાસતે ઘણા સારા ઉપાયો કરેલાછે. જો કોઈ શખસ પોતાનાં ઓરડામાંથી ચાકર ને બોલાવે તો તેની ખીદમતમાં તરત જવાને તેને બની આવવાને વાસતે સારી ગોઠવણ કરેલીછે. દરેક માળ ઉપર એક ઓરડામાં નાંહનાં ઘંટોની હાર જહેલીછે અને તે ઘંટોની ઉપર દરએક ઓરડાનાં અંકો પાડે લાછે, અને તે ઘંટોની આંકડી દેવાલની અંદરથી તેમનાં આંક વાળા ઓરડામા લઈ જવામાં આવીછે. હવે કોઈ શખસને કોઈ ચાકરનું કામ પડે, તારે તે પેલી આંકડી ફેરવેછે, તેથી પેલા ઓરડામાં તરત ઘંટ વાગેછે હવે આ ઓરડામાં એક આદમી જાથુક રેહેછે, તે તરત એક બીજા ઓરડામાં સઘળા ચાકરો ઉભા રેહેછે તે ઓમાંનાં એકને કેહેછે, કે જાઓ ફલાણા ઓરડામાં, તેવો તે ચાકર તાંહાં દોડેછે અને એથી કરીને ઘંટ વજાડીઆ પછી પાંચ અથવા સાત પલમાં બોલાવનાંરની હજુરમાં પેલો ચાકર જઈને ઉભો રેહેછે. વળી આવી મોટી ઈ મારતમાં ઘણા એક ઘડીઆળો જોઈઅે અને તે સઘળામાં બરાબર એકજ વખત દેખાડવાની અગતછે, તેથી એવી ગોઠવણ કીધીછે, કે જે સઉથી મોટું અને બરાબર ચાલનારૂં ઘડીઆળછે, તેમાં જેમ વખત ચાલે, તેમ બીજાં ઘડીઆળોમાં પણ હંમેશાં " ઈલેકટરીસીટી " અથવા વીજળીની મારફતે તે વખત દેખાડીઆમા આવેછે. એ પોહોચખાંનાંમાં જુદા જુદા ઓરડામાં તથા ખાતામાં કોઈ હુકંમ કરવો હોઅે, તથા ખબર આપવી હોઅેતો વીજળીનાં સાંચાની મદદથી તેમ કરીઆમાં આવેછે, તેથી કરીને ઘણોએક વખત બચેછે મુસાફરોનો માલ અથવા સામાંન એક માળેથી બીજા માળ ઉપર સાંચાની મારફતે લઈ જવામા આવેછે બ બરચીખાંનું જમીનની અંદર ભોંએરાંમાછે, તાંહાંથી પકાવેલા ખાંનાંની રકાબીઓ જમીનની અંદરથી કાહાડે લા લોહોડાંની સડકનાં રસતા ઉપરથી ખુલ્લા ચોકની પાસેનાં ઓરડામાં લાવેછે, અને તાંહાંથી સાંચાની મા રફતે જમવાનાં દીવાંનખાંનાંમા તે રકાબીઓ લઈ જવામાં આવેછે. જે રીતે આ રકાબીઓ ઉપર આવેછે, તે જ રીતે તેમને પાછી બબરચીખાંનાંમાં લઈ જવામાં આવેછે. જે વખતે આપણને જોઈઅે તે વખતે નળી

પુરી પાડવાને આ શેહેર વીશે પુરતા ઉપાએછે. "નોટરડામ" તથા "પાનથીઅન" નાં ઉંચા દેવળો ત
થા "ટાઅર આફ સેંટ જાકસડી લાબોચર" તથા બીજી ઉંચી જગાઓ તથા ઉંચા થાંભા ઉપરથી શેહેરનો
આખો દેખાવ આપણી નજરે પડેછે. ઉપલો "ટાઅર" ૧૮૭ ફુટ ઉંચોછે અને તેની ઉપર પોહોચ
તાં ૨૯૪ પગથીયાં ચહડવાં પડેછે, તેથી ચહડનાર થાકેછે, પણ ઉપર ગયા પછી તેની મેહેનતનો બદલો
પુરતી રીતે મળેછે. આહા! શું સુંદર દેખાવ !! મોટાં દેવળો ઘરોની વચમાં સરદારની માફક ઉભેલાછે. એક
બાજુએ સીન નદી વેહેતી ચાલી જાએછે અને તેની ઉપરનાં પુલો આદમી તથા ગાડી ઘોડાનાં આવજાવથી
રળીઆમણા દેખાએછે. રોનકદાર અને ખુબસુરત અને ઘણા માળનાં ઘરો અને સોભઈતી દુકાંનવાળા મેં
હોલ્લા, રસતા, ચોકો, જગોએ જગોએ ઉભા કરેલા નાંમીચા શખસોનાં પુતળાં, ખુબસુરત ફુંવારા, જગે જ
ગે અને ચકલે ચકલે, અને ચોકે ચોકે બાગો, અને રસતાની કોરેના ઝાડો આપણી નજર આગળ એક
તજેસમાતી દેખાવ લાવી ઉભો કરેછે. જે શખસે આગલ પારીસની ખુબસુરતી વીશે સાંભલીઉં હોએ, તેને
ઉપર જણાવીઆ પરમાણેનો દેખાવ જોયાથી કાંઈએક ધીરજ આવે, પણ જે તેણે અતરેથી એક નજરે જો
યું, તે નીચે ઉતરી છુટું છુટું જોવાને તથા દરેક ચીજની આગળ જઈ તેની ખરી ખુશાલી ભોગવવાને અધી
રો થાએછે. એ શેહેરનો દેખાવ દીવસમાં ખુબસુરત લાગેછે તેમ રાતને સમએ પણ હોએછે. દીવસમા ઉજરડ
અને રાતનાં અંધારૂ, એમ એ શેહેરમાં નથી. આખું શેહેર પુર રોશનીથી રાતની વેળાએ નરૂ હીરાજડીત બની
રેહેછે. મુંબઈમાં તો પાંચ દાહાડાજ દીવાળીછે, પણ પારીસમાં તો સદાકાળ દીવાળી ચાલુ રેહેછે; વરસના ૩૬૫
દાહાડામા કોઈ દાહાડો દીવાળી વગરનો હોતોજ નથી. આપણી પાંચ દાહાડાની દીવાળી પારીસની હંમેશાની દીવાળી
આગળ કસા હીસાબમાં નથી. મુંબઈમાં તો આપણે હાંડી, અને ઝુંમરમાં દીવા સળગાવી તથા તરેવાર આરસીઓ
બાંધી દીવાળી કરીએ છઈએ, પણ પારીસની દીવાળી અજબ તરેહનીછે. રસતાની બંને બાજુએ સરખે તફા
વતે રોનકદાર થાંબલાઓની ઉપર "ગીઆસ લાઈટ" ના ફાનસો સળગાવેલાં હોએછે. ગીઆસની એક રોશ
ની સાધારણ દીવાની તરણ રોશનીની બરાબર હોએછે. એથી કરીને આખી રાત રસતા ઉપર જેવું જોઈ
એ, તેવું અજવાળું પડેછે. દુકાનદારો પોતાની દુકાનની અંદર ઘણીજ સોભઈતી રોશની કરેછે, અને તેઓની
બાહેરની બારી સઘળી મોટા કાચોની હોએછે, તેણે કરીને તે દુકાંનમાં મેલેલો તરેહવાર અને ખુબસુરત માલ
ઘણોજ દીપી નીકળેછે એ દુકાનોની ઘણીખરી ઘરાકી રાતના થાએછે, તેથી તેમનો દેખાવ સરસ કરવાને તેમ
ના માલેકો ચુકતા નથી. જેમ દુકાન ખુબસુરતી ભરેલી અને દેખાવમાં સરસ હોએછે, તેમ તેની અંદર ઘરા
કો વધારે ખેંચાએ, એવા વીચારથી દરેક જણ પોતાની દુકાનને સુધારવાની કોશેસ કરેછે, તેથી કરીને દીનપર
દીન એ બાબદમા પારીસનો દેખાવ સુધરતો જાએછે ઈંગલંડનાં અને ફરાનસના લોકોની સંસારી ચાલ ચલ
ણમા ઘણો ફરકછે તે હવે પછીની બાબદ વાંચીઆથી ધીઆનમાં આવશે. હવડાં કેહેવાની એટલી જરૂરછે,
કે ફરેનચ લોકો ઘણાખરા પોતાના ઘરમાં જમતા નથી. રેસટોરાં નામની જગાઓમાં જઈને ખાએછે. એ
ઘરો હંમેશાં ઘણાજ ખુબસુરત હોએછે, અને રાતની વેળાએ તેમા રોશની કરીઆ પછી તેમનો દેખાવ ઘણો
જ તજેસમાતી લાગેછે. આખા ઘરમાં લકા હોએ તેવું દેખાએછે. એક ખાણાનો જે કાંઈ ભાવ કીધો હોએ,
તે આપીને તાંહાં મરદ તથા ઓરતો અને આખા કુટંબો ખાઈ આવેછે, તેથી ઘરમાં રાંધવાની જરૂર રેહેતી
નથી એ રેસટોરાંના મોટાં દીવાનખાનાનો શણગાર પાદશાહના મેહેલના સણગાર જેવો હોએછે તેની આ
રસીઓ, તેના ઝુંમરો અને તેમાની તરેહવાર ગીઆસ લાઈટ, તેની દેવાલ ઉપરના ચીતારો તથા તરેહવાર રંગ
ના સુનેરી થાળબાં, એ સઘળુ જોયાથી આપણી નજર ઉપર એવીતો અસર થાએછે કે, તેનું બયાન થઈ શક
તું નથી દરેક આદમી જુદું ખાવા ચાહેતો તેને વાસતે નાહની ટેબલોના કટકા હોએછે. એક ટોલી, અ
થવા એક કુટુંબ હોએતો, તેઓને વાસતે તે મીસાને ટેબલ હોએછે, જેમ જેનો શોખ અને જેમ જેની મર

ૐ તે મીસાલે સગળી તરેહની ગોઠવણ કરેલી હોય્મેછે. જારે સઘળાઓ ખાવા બેઠા હોય્મે, તારે તાંહાં જે દે ખાવ થાએય તે દબદબા ભરેલો લાગેછે. કોઈ જાંણતો નહી હોય્મે કે આ પોહોચખાંનુંછે, તે એવું સમજે કે તાંહાં કોઈ પાદશાહની દરબાર જમવા બેઠી હશે. આખાં શેહેરમાં સઘળાં મલીને ૧૭૦૦ રેસટોરાંછે, તે સાથે વળી તાંહાં કેટલાંએક મોટાં પોહચખાંનાં પણ છે.

હોટેલ ડુ લુવર નામનું સઉથી મોટું પોહોચખાંનું છે, તે કોઈ પણ પાદશાહી મેહેલની બરોબરી કરી શકે તેવુંછે. તે એટલું તો મોહુંછે, કે તેની ઈમારત બે ચોરસ એકર જમીન રોકેછે. રસના ઉપરથી આ પોહોચખાંનાંમાં જવાને વાસતે એના બારણા આગળ આવીઆ, કે આપણે એક ઘણોજ ખુબસુરત ચોક જોઈએ છઈય્મે, કે જેમાં એક નાંહનો બાગ બનાવેલોછે, અને તાંહાંથી ઉપર જવાનો ઘણો મોટો તો દાદર બાંધેલોછે. એ દાદરનાં પગથીઆં ઉપર ફુલનાં કુંડા મેલીઆમાં આવીઆંછે, તેથી આપણે જા ણે એક બાગમાં ચહડી જતા હોઈએ તેવું લાગેછે. આ ઈમારતની અંદર તરણ ચોક કરેલાછે, અને તેમાનાં એકની ઉપર ઘણું શોભીતું કામનું છાપરૂં બાંધેલુંછે. પેહેલા ચોકને રસતેથી ઉપર ગયા પછી ૯૮ ફુટ લાંબી અને ૨૬ ફુટ પોહોળી અને ઘણાજ શોભીતા થાંભલા સાથેની ગીઆલરી ઉપર આપણે પોંહોચીએ છઈએ. એ ગીઆલરીની સીલીંગ જે ઘણીજ ખુબસુરત રંગેલીછે, તેની ઉપર વરશનાં બાર માસ બતલાવનારા ચીતાર પાડેલાંછે. આ ગીઆલરીની અંદરથી જમવાનાં મોટાં દીવાનખાંનાંમાં જવાઈ શકાએછે, અને તાંહાં જતાંને વારજ આ પણે ઘણી અચરતીઆ પડીએ છઈએ. એ દીવાનખાંનું ૧૩૧ ફુટ લાંબુ અને ૪૨ ફુટ પોહોળુંછે. તેની સીલીંગ ઉપર વરસની ચાર મોસમ બતલાવનારાં ચીનારોછે, તથા મોટા ઝુમરો લટકેલાછે, અને દીવાલ ઉપ રનાં શોભીતા ચીતાર તથા બારીઓ ઉપર કીમતી ઝાલર તથા ખુબસુરત પરદાછે. એવું જણાવીઆમાં આવી ઉંછે, કે આ ઓરડાનાં જેવા ખુબસુરત ઓરડા થોડાજ મેહેલોમાં હશે. આ પોહોચખાંનાંનાં ચાકરોને તથા ઉતારૂઓને સવલ પડવાને વાસતે ઘણા સારા ઉપાયો કરેલાછે. જો કોઈ શખસ પોતાનાં ઓરડામાંથી ચાકર ને બોલાવે તો તેની ખીદમતમાં તરત જવાને તેને બની આવવાને વાસતે સારી ગોઠવણ કરેલીછે. દરેક માળ ઉપર એક ઓરડામાં નાંહનાં ઘંટોની હાર જડેલીછે અને તે ઘંટોની ઉપર દરએક ઓરડાનાં અંકો પાડે લાછે, અને તે ઘંટોની આંકડી દેવાલની અંદરથી તેમના આક વાળા ઓરડામાં લઈ જવામાં આવીછે. હવે કોઈ શખસને કોઈ ચાકરનું કામ પડે, તારે તે પેલી આકડી ફેરવેછે, તેથી પેલા ઓરડામા તરત ઘંટ વાગેછે. હવે આ ઓરડામા એક આદમી જાયક રેહેછે, તે તરત એક બીજા ઓરડામાં સઘળા ચાકરો ઉભા રેહેછે તે ઓમાના એકને કેહેછે, કે જાઓ ફલાણા ઓરડામાં, તેવો તે ચાકર તાહાં દોડેછે અને એથી કરીને ઘંટ વજાડીઆ પછી પાચ અથવા સાત પલમા બોલાવનારની હજુરમાં પેલો ચાકર જઈને ઉભો રેહેછે. વળી આવી મોટી ઈ મારતમા ઘણા એક ઘડીઆળો જોઈએ અને તે સઘળામા બરાબર એકજ વખત દેખાડવાની અગતછે, તેથી એવી ગોઠવણ કીધીછે, કે જે સઉથી મોટું અને બરાબર ચાલનારૂં ઘડીઆળછે, તેમાં જેમ વખત ચાલે, તેમ બીજાં ઘડીઆળોમા પણ હંમેશા "ઈલેકટરીસીટી" અથવા વીજળીની મારફતે તે વખત દેખાડીઆમાં આવેછે એ પોહોચખાંનાંમાં જુદા જુદા ઓરડામાં તથા ખાતાંમાં કાંઈ હુકમ કરવો હોય્મે, તથા ખબર આપવી હોય્મેતો વીજળીના સાચાંની મદદથી તેમ કરીઆમાં આવેછે, તેથી કરીને ઘણેએક વખત બચેછે. મુસાફરોનો માલ અથવા સામાંન એક માળેથી બીજા માળ ઉપર સાંચાની મારફતે લઈ જવામા આવેછે. બ બરચીખાંનું જમીનની અંદર ભોંએરાંમાછે, તાંહાથી પકાવેલા ખાંનાંની રકાબીઓ જમીનની અંદરથી કાહાડે લા લોહાડાંની સડકના રસતા ઉપરથી ખુલ્લા ચોકની પાસેનાં ઓરડામાં લાવેછે, અને તાંહાંથી સાંચાની મા રફતે જમવાના દીવાનખાંનામા તે રકાબીઓ લઈ જવામાં આવેછે. જે રીતે આ રકાબીઓ ઉપર આવેછે, તે જ રીતે તેમને પાછી બબરચીખાંનાંમાં લઈ જવામા આવેછે. જે વખતે આપણને જોઈએ તે વખતે નજી

ઓની મારફતે આપણા ઓરડામાં થંડું તથા ગરંમ પાંણી આવી શકેછે. બાફનાં સાંચાની ગરમીથી ખાંનુ પકાવીઆમાં આવેછે, અને તેજ મીસાલે કપડાં ધોવામાં તથા સુકવવામાં પણ બાફનો સાંચો કાંમે લગાડી આમાં આવેછે.

આ પોહોચખાંનાંમાં સઘળા મળીને ૮૮૦ ટોલીઆછે, તેથી એટલા આદમીઓનો તાંહાં સમાવ થઈ શકેછે, તોપણ જો બે તરણ દીવસ આગમજથી ખબર નહી આપીઆમાં આવી હોએતો, તાંહાં ઉતારો મળવો મુશકેલ પડેછે, કાંએજે તે હંમેશાં ભરાએલુંજ રેહેછે.

પારીસનાં રસતામાં ફરનારને ઉપર બયાંન કરેલાં રેસટોરાંના જેવાં બીજાં ઘણાં મકાંનો દેખાશે તે "કાફે" અથવા કાફી પીવાનાં ઘરોછે, તે પણ કોઈ રીતે રેસટોરાં કરતાં ઉતરતાં નથી. એ રેસટોરાં તથા કાફીનાં ઘરો ઘણાખરાં "બુલવારટ"નાંમનાં મોહોલ્લાઓમાં છે. એ મોહોલ્લાઓની વચમાંથી ગાડી જવાનો રસતોછે, અને આસપાસથી પગે ચાલવાનો ફરસબંધી રસતોછે, અને એ રસતાઓની બવે બાજુએ ઝાડોછે, તેથી કરીને આખા રસતાની અંદર ઝાડોની ચાર હાર હોએછે. ઘરોનાં બારણાંની બાહેર ખુરસી કાહાડીને હારેદોર લોકો બેસેછે, તેથી મોહોલ્લાઓનો દેખાવ તમાશા જેવો થાએછે. બુલવારટનાં મોહોલ્લાઓમાં ફકત ફરવાથી કેટલીએક ખુશી અને મજાહ લાગેછે. એવા મોહોલ્લાઓમાંનો સઉથી મોટો મોહોલ્લો "બુલવારટે ઈટાલીઆં" નામનોછે, તે આસરે તરણ માઈલ સુધી ઘણોજ રોનકદાર અને સીધો બાંધેલોછે, અને તેની અંદર ઓછામાં ઓછાં શો રેસટોરાં અને તેટલાંજ કાફી પીવાનાં ઘરો હશે, અને હીંઆં જે દુકાંનોછે, તે પણ ઘણીજ સોભીતી અને ખુબસુરત કરેલી હોએછે, તેથી આ મોહોલ્લાનો દેખાવ રાતની વેળાએ કેવો લાગતો હશે, તેનું બયાંન કરીઆના કરતાં વાંચનારાઓનાં ખીઆલ ઉપરજ સોંપીએ છઈએ. આવી ખુબસુરત જગાઓની અંદર વળી મરદ ઓરતો અને બચાંઓનાં ટોળાં રાતને સમે ફરતાં ડગળે ડગળે મલેછે, તેથી પારીસમા દરરોજ એક મોટો મેળો હોએ હેવું લાગેછે. જે ધણીને ખબર નહી હોએ કે પારીસ હમેશાં આવું ખુશનુમાછે, અને તે ધણી જાહરે પેહલે આવું જોએ, તારે વીચાર કરેકે આએ કાંઈ તેહેવારના દીવસ હશે, પણ એ તેહેવારતો એક દીવસનો નથી, હમેશાનોછે. રાતને સમએ સઉથી સરસ દેખાવ "રીઉડી રીવોલી" તથા "પાલેરાયલ" નાંમના મોહોલાઓનોછે. રીઉડી રીવોલીનાં રસતાની એક બાજુએ શાહાંનશાહાને રેહેવાનો ટુઈલરી નામનો બાગ આવેલોછે—અને બીજી બાજુએ હડી માઈલ સુધી હારેદોર ઈમારતો આવેલીછે. નીચેના ભાગમાં એકજ આકારની દુકાનોછે, અને ઉપરના માળો ઉપર રેહેવાની જગા તથા પુસતકખાંના તથા ધધાદારીઓની હાફીસોછે. આખા પારીસમાં એ રસતાનો દેખાવ સઉથી સુંદર છે. એ રસતો એવોતો સીધોછે, કે રાતને સમએ તેની એક બાજુએ ઉભા રહીને બંધે બાજુનાં થાંબા ઉપરની રોશની જોઈએ, તો છેક દુર તે બંધે રોશની મલી ગએલી લાગેછે. આ દેખાવ એવોતો સારોછે, કે એક ઠેકાણે ઉભા રહીને તે જોવાને પારકા શખસોને ભલામણ કરવામાં આવેછે. એ રસતો અને તેની બંધે બાજુનાં ઘરો બાંધવાને સારૂ આસરે ૮૦૦ જુનાં ઘરો તોડી પાડીઆં હતાં, અને નવી ઈમારત તથા નવો રસતો બાંધતાં પાંચ કરોડ રૂપીઆનો ખરચ થયો હતો. "પલાસ ડી લા કાનકારડ" નાંમનો ચોક આખા પારીસ શેહેરમાં વખાણવા લાએકછે. શું સહવારને વખતે કે શું સાંહાંજને વખતે, કે શું રાતનાં ચાંદનીની વખતે, આ જગા તાહાં જનારાનાં દીલને ઘણી ખુશી આપેછે. તેને જે નામ આપીઉંછે તેનોજ અરથ "દીલપસંદ જગો" એમ થાએછે. એ ચોક આઠ ખુણાનોછે અને "ચાંજ ઈલીસીસ" નાં નાંમીચા બાગ અને પાદશાહને રેહેવાનાં ટુઈલરી મહેલની વચમાંછે. તેની આઠે બાજુએ ઘણા મોટા અને નાંમીચા પુતળાંઓછે. એ આઠ પુતળાઓ ફરાનસનાં આઠ નામીચાં શેહેરો—લીલ—સતરાટસબરગ—બોરડો—નાનટસ—મારસેલ—બરેસટ—રૂએન અને લીઆંની નીશાંન દાખલ ઉભાં કીધાંછે. એ ચોકની વચમાં અસ

લના જમાનાંની એક નાંમીચી નીશાંનછે. મીસરમાં થીબસ શેહેરનાં નાંમીચા દેહેરાંનાં દરવાજાની સાંમણે રા તા ગરાંનીટનાં પથરનાં બે નાંમીચા મીનારા હતા, તે મીસરનાં પાદશાહે ફરેનચની સરકારને ભેટ આપીઆ હતા, તેહેમાંનો એક હીંઆં લાવી ઉભો કીધોછે. આલેકઝાનડરીઆનો કીલ્લો તથા વાંહાણ ખાતું મજબુત કર વામાં મીસરનાં સતાવાળાઓને ફરેનચ સરકારે મદદ કરી હતી; તેનાં બદલામાં તેઓને અસલના વખતની આ નાંમીચી નીશાંન ભેટ આપીઆમાં આવી હતી. એ મીનારો આખો એકજ કટકાનોછે અને તેની ઉં ચાઈ ૭૨ ફુટ, ૩ ઇંચછે, અને પોહોળાઈ ૭ ફુટ ૬ ઇંચછે; મથાળેથી પોહોળાઈ ૫ ફુટ, ૪ ઇંચછે અ ને તેનું આખું વજન ( ૫૦૦૦૦૦ ) પાંચ લાખ રતલછે, અને તેની અસલ જગા ઉપરથી લાવી પારીસમાં મે લવાનો ખરચ આઠ લાખ રૂપીઆ થયો હતો. એ થાંભ મેલવાને વાસતે જે તાક બનાવેલુંછે તે સફેદ ગ રાનીટ પથરનુંછે અને તેનું વજન ( ૨૪૦૦૦૦ ) બે લાખ ચેઆલીસ હજાર રતલછે. જે સાંચાની મારફતે થી બસમાંથી એ મીનારો તેની અસલ જગાએથી આખો છુટો પાડીઓ હતો, તે સાંચાનાં જુદા જુદા ભાગો એ તાકની એક બાજુએ સુનેરી રંગમાં કોતરીઆમાં આવીઆછે, અને બીજી બાજુએ પારીસમાં ઉભો કરતી વે ળાએ જે સાંચો કામે લગાડીઆમાં આવીઓ હતો તેના ભાગ કોતરેલાછે. બીજી બે બાજુએ એ મીનારો ફરાનસમાં શી રીતે આવીઓ તે વીશે ફરેનચ ભાશામાં બયાંન કરેલુંછે. મીસરની સીસાસતરીસ રાણી જે આજથી ૩૫૦૦ વરસની વાતઉપર થઇ ગઈ હતી તેણે એ મીનારો થીબસમાં ઉભો કીધો હતો, તેની યાદગારીમાં એ મીનારા ઉપર "હીરોગલીફીક્સ" નાં દસકતથી કાંઈ કોતરેલુંછે, અને તેની બંધે બાજુએ ઘણાં ખુબસુરત બે ફુંઆરા બાંધેલાછે. એ ફુંઆરા મહેથી ઉડતું પાંણી તેની નીચે બાંધેલા વાસણમાં પડેછે, તે વાસણનો "ડાયામીટર" એટલે વીઆસ ૫૦ ફુટછે. એ વાસણની ઉપર વળી પાંણી ઝીલાઈ રેવાને એક બીજું વાસણછે, તેની આસ પાસ ઘણાંજ સોભીતાં અને તરેહવાર મતલબનાં પુતળાંઓ પાહેલાંછે. ડાલફીનસ તથા હાંસોના મોહોડાંમાંથી ફુંઆરા નીકળેછે, તે ઉપલાં પુતળાં ઉપર થઇને તરેહવાર આકારમાં પડેછે, તે જોવાને હંમેશાં લોકોની ઠઠ મલે છે. એ ચોકની આસપાસ મોભીતા કટેરા કરેલાછે અને રોશનીને સારૂ તેને ફરતાં જે થાંભલા મેલીઆછે, તે ઘણાંજ ઉંચી કારીગરીના અને કીમતીછે. એ ઉપરાંત, પારીસમાં બીજા ઘણાંજ ચોકો છે અને તાંહાં તરેહ વાર ફુંઆરા ઉડેછે. એક જગાના ફુંઆરામાં ચાર સીંહનાં મોટાં પુતળાંછે, અને તેઓનાં મોહોમાંથી પાં ણી ઉડાડીઆમાં આવેછે, તેનો દેખાવ ઘણો સારો લાગેછે. પાલે રાયલ નાંમનો ચોક, જે રીઉ ડી રીવોલીની હા રમાં છે તે ઘણોજ ખુબસુરતછે. ચાર બાજુએ એક રોનકનાં અને એકજ ટપનાં ૩૯ ઘરોછે. એ ચોકની વ ચો વચમાં ફરાનસનાં પાદશાહ તેરમાં લુઈનું ઘોડસવાર પુતળુંછે અને તાંહાં ચાર ફુંઆરાછે. પલાસ ડુ શાટેલ ઘણોજ ખુબનુમાં ચોકછે, તેની તરણ બાજુની લંબાઈ ૨૨૦ ફુટનીછે અને તેની વચોવચમાં ૧૮૦૮ ના સાલ માં એક ઘણોજ સારો ફુંઆરો બાંધેલોછે. એ ફુંઆરાની નીચે ૨૦ ફુટ વીઆસનું ગોળ વાસણછે અને તે વા સણની વચમાં એક તાકની ઉપર ખજુરીનાં ઝાડનાં આકાર જેવો ૫૮ ફુટનો થાંભો બાંધેલોછે. તાકની ચાર બા જુએ ચાર પુતળાંછે; દરએક પુતળું, ઇનસાફ, કઉઅત, દાનાઈ, અને સાહુચેતીનુ સ્વરૂપ બતાવેછે. એ દરએક પુતળાનાં હાથ એક એકના હાથમાં આપીઆછે, તેથી તેઓ ગોળ આકારમાં ઉભાં હોએ તેવું લાગેછે. તે પુત ળાંની વચમાંની જગાઓમાં નેપોલીઅંનની ફતેહ ભરેલી લડાઈના નાંમો કોતરવામાં આવીઆંછે. ખુણાઓ ની અંદરથી માછલીનાં માથા કાહાડેલાંછે, અને તેમાથી પાંણીના ફુંઆરા ઉડેછે. થાંભાની બે બાજુએ સુનેરી ધોરનાં ગરૂડ પખશીનાં પુતળાંછે, તેઓને "લારેલ" નાં પાતરાંથી વીટાડી લીધાંછે. વળી તેમની ઉપર એક બીજુ પુતળુંછે, તેની મતલબ પવનની ઉપર આપણી દુનીઆંનો ગોળો અટકી રહીઓછે, તે બતલાવવાનીછે અને તેની ઉપર ફતેહનુ એક બીજું પુતળુંછે. એ ઉપરાંત પારીસમાં દરએક બાગ તથા બગીચામાં નાંમીચી કા રીગરીથી સણગારેલા પુતળાંઓ સાથે ઘણાં ફુંઆરાછે, તે સઘળાનું વીગતવાર બયાન કરવાની ઝાઝી અગત નથી.

પાલાસ વેનડોમ પણ ઘણો સારો ચોકછે, તેની આસપાસના ઘરો ઘણાંજ સારી બાંધણીનાછે. હીં આં વચો વચમાં ફુંઆરો નથી, તેમ એક ઘણોજ સારો થાંબો ઉભો કીધેલોછે. આગળ એ ચોકની વચો વચમાં ૧૪ માં લુઈનું તરાંબાનું મોટું અને ઘોડા ઉપર એક પુતળું હતું. તે ૧૭૯૨ નાં વરસમાં ભાંજી ના ખીઆમાં આવીઉં હતું અને તેની જગાએ હમણા એક થાંબો જેવામાં આવેછે. ૧૮૦૫ ના સાલમાં જર મનીની લડાઇમાં ફરેનચ લસકરે જે ફતે મેળવી હતી તેની યાદગારી કાએમ રાખવાને વાસતે નેપોલીઅં ન શાહાંનશાહે આ થાંબો બાધીઓ હતો. રોમ મધે " ટરોજન " ની લડાઇની યાદગારીમાં જેવો થાંબો બાં ધીઆમાં આવીઓછે, તેની નકલ કરી આ થાંબો બાંધેલોછે. એ થાંબાનો તાક તથા ઉપરનો ભાગ સઘળો પથરનોછે, પણ તેની બાહેરની બાજુ સઘળી તરાંબાના પતરાંથી જડી લીધેલીછે. રૂશીઆ તથા આસટરી આ સાથની લડાઈમાં હાથ કીધેલી ૧૨૦૦ તોપને ગાળીને એ તાંબુ કાહાડીઉં હતું. નેપોલીઅંને જે લસક રો ઉપર ફતેહ મેળવી હતી, તે લસકરોનાં પોશાક તથા હથીઆરનાં ચીતાર તાકની ઉપર પાડેલાંછે, કે તેથી કરે નચની ફતેહની નીશાંન કાએમ રહે. તાકની ચાર બાજુએ ૫૦૦ રતલ વજનનાં ચાર ગરૂડ પખશીનાં પુત ળાંછે. ફરેનચનું લસકર બુલોન શેહેરથી નીકલીઉં તારથી તે " આસટરલીટજ " ની લડાઈ થઈ તાંહાં સુધી જે કાંઈ જાંણવા જોગ લડાઈઓ થઈ હતી, તેના નાંમ આએ થાંબ ઉપર કોતરવામાં આવીઆછે. તેને મથા ળે નેપોલીઅંનનું લસકરી પોશાકમાં પુતળુછે, અને તેની અંદર બાંધેલા એક ગોળ દાદરથી તેને છેક મથાળે આ પણથી જવાઈ શકાએછે. એ થાબની કુલ ઉંચાઈ ૧૩૫ ફુટછે, તેથી તેની ઉપરથી પારીસ શેહેરનો દેખાવ સા રો દેખાએછે. એ થાબ ઉપર સઘળા મળીને છ લાખ રૂપીઆનો ખરચ થયો હતો.

પારીસના દખણ ભાગમાં એક બીજો થાંબછે, તે ફરાનસની તવારીખની એક જાણીતી નોધછે. ફરા નસમાં એક બે વાર નહી, પણ ઘણીવાર રઈઅતની તરફથી પાદશાહની સાંમે બગવો થયોછે, તે વીશે તવારીખ ના અલીઆશીઓ અણજાંણા નથી. ૧૭૮૯ નાં સાલમાં પારીસમાં જે બળવો થયો હતો તે વખતે આ થાં બની જગાએ " બાસટીલ " નામનું મોટું બંદીખાનું હતું ઉપલા સાલમાં એ બંદીખાંનાં ઉપર બળવાખોરોએ હો મો કીધો હતો અને તેમાનાં બંધવાઓને છોડીઆ હતા પાછળથી એ બંદીખાંનું ભાંજી નાંખી તે જગોએ એક ફુંઆરો બાંધવાને ધારીઉં હતું અને જો તેમ કરીઆમાં આવતે તો, તે ફુંઆરો ઘણોજ સારો અને સોભ ઈતો લાગતે, કારણ તાંહાં એક ઘણુંજ મોટું હાથીનુ પુતળુ બાધી તેની શુંડમાંથી પાંણીના ફુંઆરા ઉરાડીઆમાં આ વનાર હતા. તે હાથીના પગનો ઘેરાવો ૧૮ ફુટનો રાખીઆમાં આવનાર હતો, અને તેનાં એક પગની અંદ રથી ગોળ દાદર બાધીને તે હાથીને મથાળે જઈ શકાએ તેવી ગોઠવણ કરીઆમાં આવનાર હતી. ઉપલા બળ વા પછી પાદશાહી રાજ પાછું ચાલુ થયુ, તારે એ જગાએ પારીસ શેહેરની નીશાંન દાખલ એક ઘણુંજ સોભીતું અને મોટું પુતળું ઉભુ કરીઆમા આવનાર હતું, પણ ૧૮૩૦ મા જે બળવો થયો, તારે આ વીચાર પાછો ફરી ગયો. એ બગવા પછી આ થાંબ ઉભો કરવાનો ઠરાવ થયો, અને તે વરસનાં તરણ દાહાડા જે ખુનરેજી ચા લી હતી, તેમાં જેઓ મારીઆ ગયા, તેહમાનાં ૫૦૪ સવદેશાભીમાનીઓના નામ એની ઉપર કોતરવામાં આવી આછે. એ થાબને મથાળે સપાટી કીધામાં આવીછે તે કાંસાના એક આખા કટકાનીછે અને તેની આસપા સ લોકોને ઉભા રેહેવાને વાસતે કટેરા કરી લીધેલાછે. એ અગાસીની બાજુએ સીંહના મોહોડાં પાડેલાંછે અ ને બચાઓના હાથમા હાર આપી ઉભા રાખેલાં પુતળાંછે. અગાસીને મથાળે પુરૂથવીના ગોળો મેલેલોછે, અ ને તેની ઉપર એક પગથી ઉભાં રહેલા એક આદમીનું મોટુ પુતળું ઉભું રાખેલુંછે, તેની પાંખો ઉડતી હોએ તેમ પાડીછે, અને તેના ડાબા હાથમા તોડી નાખેલી સાકળ, અને જમણા હાથમાં મસાલ આપેલીછે, તે આકાર ની મતલબ આદમીનુ છુટાપણું બતાવવાનીછે. એ પુતળાં ઉપર અને જે ગોળ દડા ઉપર તે છે, તે ઉપર સોનેરી ઘોળ ચહડાવેલોછે. એ થાંબ ૧૫૪ ફુટ ઉચોછે અને તેની પોહોળાઇનો ઘેરાવો ૩૬ ફુટછે, અને તેને મથા

જે જવા સારૂ અંદરથી એક ગોળ દાદર મેલીઆમાં આવીએછે. આ જગેથી પણ શેહેરનો ઘણો સારો દેખાવ દેખાએછે.

પારીસ શેહેરમાં ફરનારને, પગે ચાલી સઘળે ઠેકાંણે જવાને કોઈ પણ રીતે કંટાળા ભરેલું લાગવાનું નથી, કાંએજે શું મોટા રસતાઓ, કે શું ચોકો લોકોની નજરને ગમત આપનારાછે. જાહેર રસતાઓ અને ચોકો જારે આવા સુંદરછે, તારે મોજી ફરેનચોને વાસતે ફરવાનાં બાગો કેવા હશે ? અલબતાં વાંચનાર તરત વીચાર કરશે, કે તે પણ પારીસનાં નાંમને લાએકનાં હશે. ગાડીમાં તથા ઘોડા ઉપર તથા પગે ફરવાને વાસતે સઉથી મોટી અને ખુશનુમાં જગા ચાંપ ઈલીસીસનો બાગ ગણાએછે. એ બાગ પલાસ ડી લા કાનકારડ નાંમનાં ચોકની પડોસમાં આવેલોછે, અને પાદશાહના ટુઈલરી મેહેલ ઉપરથી આખો દેખાએછે. એ બાગની પેહેલી સરૂઆત ૧૬૧૬ ના વરસમાં થઈ હતી. તે વખતનાં પાદશાહની મા મરાયા ડી મેડીસીએ તાંહાં એક બાગ બનાવી પોતાની ગાડી ફેરવવાને વાસતે રસતો બંધાવીઓ હતો. પાછળથી એ મીલકત બીજાના હાથમાં ગઈ હતી, અને ૧૭૬૪ નાં વરસમાં તે બાગને વધારીને તેહેમાં ફરવાને ઘણાંએક રસતા કરીઆમાં આવીઆ હતા, તથા તેની આસપાસ કાંટે તથા રેસટોરાં બાંધીઆમાં આવીઆં હતાં. ૧૭૭૦ થી ૧૭૮૦ ના વરસમાં ચાંપ ઈલીસીસ મધે ઘણી ખરી પારીસ શેહેરની તવંગર લેડીઓ ફરવા જતી હતી. તવંગર વીધવાઓ જેઓ તાંહાંની ચાલે મુજબ જાહેરમાં ફરી શકતી નહી હતી, તેઓને વાસતે એ બાગનો એક ભાગ જુદો કરેલો હતો. ૧૮૧૮ નાં સાલમાં એ બાગ ઘણો મોટો કીધામાં આવીઓ હતો અને હાલમાં તે ઘણો ખુશનુમાં લાગેછે. દર રવીવારે તથા તેહેવારને દીવસે આ બાગનો દેખાવ ઘણોજ રચના ભરેલો થાએછે. દરબારની બાંનુઓ તથા બીજી ઉમરાવ જાદીઓ મખમલનાં અને બીજા તરેહવાર રંગના સોભીતા પોશાક સાથે પોતાની ઉંચી કારીગરીની અને તેજી ઘોડાઓની ગાડીઓમાં ફરવા નીકલેછે, તે એક જાતરા જેવું દીસેછે. શું તવંગર કે શું ગરીબ, સરવે કોઈ ઉપલે દીવસે હીંઆં ફરવા જાએછે. દુકાંનદારો પોતાની નાંહની દુકાંનો ઝાડોનાં છાંયાં નીચે લાવી માંડેછે. બચાંઓને વાસતે તરેહવાર ગમતનાં રમકડાંઓ લઈ એણીગમ પેલીગમ વેચનારાઓ ફરેછે., એક જગાએ કોઈ મદારીનો નાંચ કરેછે તાંહાં કેટલુંએક ટોળું એકઠું થાએછે; બીજી જગાએ કોઈ નાટક કરેછે, તે જોવાને વળી કેટલાએક લોકો જમાવ થાએછે; વળી કોઈ કસરતનો તમાશો કરેછે તાંહાં પણ લોકોની ભીડ થાએછે; એક ઠેકાંણે કેટલાએકો ગાએણ તથા નાંચનો તમાશો કરેછે તાંહાંબી લોકોની મોહટી ઠઠ મલેછે. વળી આ મોહોલા બાગમાં પાંણીના ઘણાંએક ફુંઆરા કીધેલાછે, અને તેમની આસપાસ ખુશનુમાં ફુલોનાં નાંહાનાં બાગો બનાવેલાછે, કે જેની આસપાસ ગોઠવેલી લોઢાંની ખુરસીઓ તથા લાકડાનાં બાંકો ઉપર હજારો લોકો બેસેછે, અને સઘળા ફરવા આવનારાંઓને વાસતે જગે જગે અને ઠેકાણે ઠેકાંણે, કાફી, વાઈન તથા ખુરા ખોરાકની નાંહાંની દુકાંનોછે. .બાગની આસપાસ તથા તેમાં કીધેલા રસતાની બાજુએ લોહોડાંના થાંભા ઉપર ફાંનસની અંદર " ગીઆસ લાઈટ " ની રોશની કરીઆમાં આવેછે તથા દુકાંને દુકાંન અને જગે જગે રોશની દેખાએછે તેથી તાંહાં જેમ સાંહાંજને વખતે રળીઆમણો દેખાવ થાએછે તેમ રાતને વખતે પણ આ બાગ ઘણોજ ખુબસુરત દેખાએછે.

ટુઈલરીનો બાગ જે પાદશાહના મેહેલને લગતોછે તે પણ ઘણો નાંમીચો ગણાએછે, અને તાંહાં ફરવાને લોકોને છુટછે. એ બાગની અંદર ઘણાંએક સોભઈતા ફુંઆરાછે અને તેમની આસપાસ ફુલો રોપેલાં છે. વસંત રતુની મોસંમમા આ બાગનો દેખાવ ઘણોજ રળીઆમણો લાગેછે. એક ગમથી ઝાડોની ઉપર આરેનજ, ચેસનટ તથા બીજા ફળો લટકેલાં, અને બીજી ગમથી જમીન ઉપરનાં નાંહાનાં રોપાઓ રંગ બેરંગ ફુલોથી પુર, અને તેમની આસપાસ હજારો આદમીઓ, ઓરતો તથા બચાં, કોઈ વાત કરતાં, કોઈ ફરતાં, કોઈ રમતાં, એ સઘળાનો દેખાવ ઘણોજ જોવા લાએક થાએછે. એ બાગની અંદર સંગે મરમરનાં તથા બી

જા પથરનાં ઘણાંએક ઉંચી કારીગરીનાં અને સારી મતલબનાં પચાસથી વધારે પુતળાંઓ ગોઠવેલાંછે, તેથી તેનાં દેખાવમાં ઘણોજ સારો વધારો થાયેછે. સહવારથી તે સાંહાંજનાં અંધારૂ થવા આવે તાહાંસુધી એ બાગમાં ફરવા દેવાની છુટછે. જે વખતે પરઘમ વજાડીઆમાં આવેછે, તે વખતે સઘળાઓએ તાંહાંથી નીકલી જવું જોઈએ. પાલે રાએલનાં મેહલની સાંમણે, અને એ નાંમના ચોકની વચમાં પણ એક ઘણોજ ખુશનુમાં બાગ લોકોની ગમતને વાસતે ઉઘાડો મેલીઆમા આવીઓછે. તેની વચોવચમાં એક ઘણો સોભઈતો ફુંઆરોછે. શેહેરનાં વચલા ભાગમાં રેહેનારા ઘણાંખરા લોકો એ બાગમાં ફરવા જાએછે. સેન નદીનાં દખણનાં કીનારા ઉપર રેહેનારાઓ ઘણાંખરા લુકશાંબો નાંમનાં મેહેલની આસપાસનાં બાગમાં ફરવા જાએછે. એ બાગ પણ ઘણોજ ખુબસુરત ગણીઆમાં આવેછે. નીચેની જમીન ઉપર જાંણે ફુલોનું ઘાસછે, અને ઝાડોની ઉપરનાં ભાગ લટકતાં ફળોથી પુર હોએછે. એ બાગમાં પણ ફુંઆરા તથા તળાવોછે, તથા જગે જગે ઘણાં સારાં પુતળાંછે. બાગની અંદર દાખલ થવાને નવ તરફથી દરવાજાછે, અને આખા બાગની આસપાસ શોભઈતા કટેરા જડી લીધેલાછે. રસતાનાં દરવાજા આગાગ સીંહનાં બે ઘણાંજ મોટાં પુતળાં મેળીઆમાં આવીઆંછે કાફે તથા રેસટોરાને વાસતે ઠેકાંણે ઠેકાણે જથક કીધેલાંછે. ઝાડો કેમ રોપવાં તથા કલંમ કેમ તઇઆર કરવી, તથા બાગનાં શોખીઓને તથા માલીઓને પોતાનું કાંમ વધારે સારી રીતે બજાવવાને બની આવે તેવી ખબરનો ફેલાવો કરવાને સારૂ ઉપલા બાગનો વહો ઉપરી વરસમાં કેટલીએક વાર જાહેરમાં મુફત ભાશાંણો કરેછે.

પારીસથી બે માઈલ છોડીને બુઈ ડી બુલોન નાંમની જગો આવેછે. જેમ લંડનનો તવંગર ભાગ પોતાની ગાડીમાં "હાઈડ પારક" મા ફરવા જાએછે, તેમ પારીસનાં પેહલે વાયેનાં લોકો બુઈ ડી બુલોનમા જાએછે એ બગીચામાં ફરવાનો રસતો પાંચ માઈલ સુધીછે, અને તેની વચમાં બે સરોવરછે અને તે સરોવરની અંદર ટાપુ બનાવીઆમાં આવીઆંછે, તે ટાપુ ઉપર જવાને સારૂ પુલ બાધેલાછે. એ સરોવરની અંદર નાંહની બોટો પણ ફેરવીઆમાં આવેછે. મોટા સરોવરની અંદર "પરીનસ ઈમપીરીઅલ" (શાહનશાહનાં છોકરા) ને ફેરવવાને વાસતે એક નાંહની આગબોટછે, તથા તે સરોવરની વચેવચમાં એક "સુવીસ કાટેજ" બાધેલુછે. એ જગોએ સાંહાંજની વેળાએ મોટી અને ઉંચી ગાડીઓ તથા આવતાં જતાં લોકોની ભારે ઠઠ, ખુશી અને હરખનાં ચેહરા સાથે દોડતાં તથા રમતાં બાળકો, તથા સરોવરોમાં ફરતી નાંહની બોટો જેપાથી આપણી આંખને ઘણીએક ખુશી ઉપજેછે. એ બગીચા મધે ઘણાંએક નવાઈનાં ઝાડો રોપીઆમા આવીઆછે. ઓકના આસરે સોલ ઝાડછે, એક બુચનું ઝાડછે તથા ગરંમ મુલકનાં કેટલાંએક ઝાડો કે જે ફરાનસમા ઉગાડવાને તથા સંભાળી રાખવાને ઘણી મેહેનત પડેછે તેપણ હીંઆ રોપેલાંછે. પણ એ બગીચા મધે એક સઉથી સરસ દેખાવ આદમીઓએ પોતાની હીકમતથી કીધોછે. પાહાડની ઉપરથી પાણીનો ધોત પડતો હોએ તેવું દેખાડવાને વાસતે, ઉચેથી જમીન ચહડતી ઉતરતી કાપીને, અથવા જેમ બને તેમ કુદરતી દેખાવને મલતુ આવવાની ગોઠવણ કરીને, પાણીના ધોત પેવા સરોવરની અંદર ઉતારવામાં આવીઆછે. એ પરમાંણે જેમ બને તેમ કુદરતના આકાર લાવવાને, તથા બગીચાનો દેખાવ સુધારવાને અને આદમીનાં મત અને તંનને ગમત આપવાને જેટલી બની આવે તેટલી કળા અતરે કરીઆમાં આવીછે. કુદરતની બખશેસ અને આદમીની મેહેનત હીંઆં મલીછે, તેનું બયાન સહમજ પડે અથવા ખીઆલમાં ઉતરે, તે મીસાલે કરવાને ફકત આદમીની કલંમ બસ નથી, તે બરોબર પીછાંણવાને ઈસવરે આપણને બખશેલી આખ પણ કામે લગાડવી જોઈએ. ઉપર જણાંવીઆ ઉપરાત બીજા ઘણાંએક નાહના તથા ઉતરતા બાગોછે તે વીષે બયાંન કરી વધારે જગા રોકવાની અગત દીસતી નથી.

## પ્રકરણ ૫ મું.

---

### ગમતનાં કારખાંનાં.

નાટકશાળા—તેમનો સણગાર—જોવા જનારાઓની ભીડ—નાટકશાળાની આમદાની તથા ખરચ—સરકારની મદદ—ત માશાના જુદા જુદા ઘરો મધીની તારીફ લાએક ગોઠવણ—ગાએણનો તમાશો કરવાના ઘરો—નાચ કરવાના કારખાનાં—ઘોડ કસરતના કારખાના—ઇમારતોની ખુબસુરતી તથા સણગાર—જાહેર તમાશા—નેપોલીઅને રાજ કરવાનુ શરૂ કીધુ તેની યાદગારીનો તેહવાર—કારનીવલનો તેહવાર—મોટાં મોહડા સાથના નાચ—રસતા મધીના દેખાવો—પારીસની ચેરાવી વસતી—જુદી જુદી ગમતની જગાએ મળતા ફરેનચ લોકોના ટોળા અને તેવા ટોળા થવાના કારણો.

છેલ્લાં પ્રકરણ મધે જણાવેલી સઘળી ગમત પારીસમાં બાહેર ખુલ્લી હવામાં મળેછે. ઘરોની અંદર કેવી ગમતો હોએછે, તે હવે જણાવીએછે. આ શેહેરમાં નાંટકશાળા તથા નાંચ અને ગાએણના બેશુમાર કારખાનાંછે., આજે આપણે ચાહીએકે નાટક જોવા જઈએ, તો તેહમાં આપણે નાં ઉમેદ થઈસું નહી, કાએજે દરરોજ નાંટકો તથા ઉપર જણાવેલા તમાશા થાએછે અને તેથી કરીને મોજીલા ફરેનચોને રાતનો કેટલોએક વખત એ ગમતમાં કાહાડવાને બની આવેછે. નાટકનાં તથા ગાએણનાં તથા નાંચનાં જે ઘરોછે, તેમની બાંધણીનું અને તે ઘરોનાં સણગાર અને રોશનીનું બયાંન કરવું, તે એક મેહેલ અને તેની અંદરનાં સાંમાંન અને તેની રોશનીનું બયાંન કરવા બરોબરછે. પાદશાહને વાસતે જેમ મેહેલોછે, તેમ આએ લોકોનાં મેહલછે. મેહેલોની પછવાડે કરોડો રૂપીઆ ખરચીઆમા આવેછે, તેમ આ જાતના તમાશાનાં ઘરો પછવાડે પણ કરોડો રૂપીઆ ખરચ થાએછે. આ ગમતના નાંમીચાં કારખાનાઓ વીશે થોડોએક જાંણવાજોગ હેવાલ અતરે પરગટ કરવાને દરૂસત ધારીએછે. ફરાનસમા સઘળી મળીને ૩૬૧ નાંટકશાળાછે, તેહમાં ફકત પારીસમાં ૨૩, છે. એ ૨૩ ઘરોમાં માણસોને સમાવથી બેસવાની જુમલે ૩૪૦૦૦ જગાછે, અને દર રાતનાં કેટલા લોકો હેવા તમાશા જોવા જાએછે, તેની ગણતરી ફરેનચની સરકારે કાહાડીછે, તે ઉપરથી માંલુમ પડીઉછે કે ૨૪૦૦૦ આદમી તેનો લાભ લીએછે. જોવા જનારાઓનાં ભીડને લીધે અદર દાખલ થવાની તથા બાહેર નીકલવાની ગોઠવણ સારીછે. બારણું આગળ પોલીસનાં કાનસટેબનો રેહેછે, તેઓ બબે અથવા તરણ તરણ આદમીઓની હાર કરી લોકોને અદર જવા તથા બાહેર નીકલવા દીએછે, તેથી કસો ઘભરાટ થાતો નથી. પારીસની ૨૩ નાટકશાળાની દર વરશે જુમલે આમેપત (૬૦૦૦૦૦૦) સાહઠ લાખ રૂપીઆ થાએછે. તેઓનો ખરચ પણ ભારીછે. ઘરો સણગારવાનો તથા સાંમાંન વેચાતો લેવાનો ખરચ અલાહેદો રાખતાં, એ નાંટકશાળાઓમાં જે આદમીઓ કામે લગાડીઆમાં આવેછે તેમના લવાજમાનીજ એક મોટી રકમ થાએછે. ૨૩ નાંટકશાળા વચે ૪૦૦ "બાકસ કીપરસ" એટલેજે જોવા આવનારાઓને બેસવાની જગો દેખાડનારા તથા કેટલીએક ચોકસી રાખનાંરાછે, તથા ઉપલક કામને સારૂ ૭૫૦ માણસોછે, અને તેઓનો જુમને પગાર દર વરસે (૩૭૦૦૦૦) તરણ લાખ સીતેર હજાર રૂપીઆ થાએછે. પોશાક બનાવનારા, સુથારો તથા પરદા ફેરવનારા મલી જુમલે ૬૦૦ આદમીછે, અને દર વરસે તેઓનાં પગારના (૨૫૦૦૦૦) બે લાખ પચાસ હજાર રૂપીઆ થાએછે. ગાણુરા તથા ખેલ કરનારાઓની ગણતરી ૨૦૪૩ ની જણાવીઆમા આવી

છે, તેમાં ૧૧૫૨ મરદ અને ૮૯૧ ઓરતોછે. એઓનાં પગારનાં દર વરસે (૧૭૦૦૦૦૦) સતર લાખ રૂપીઆ થાએછે. નાંટકના ફાએદા વીશે લંબાંણથી લખવાની આમે જગા નથી, તેમ તેના વીશે લોકો અનજાંણ પ ણ નથી, અને એ કારણસર ફરાનસની સરકાર નાંટકશાળાઓને ઉલટ આપવામાં તથા તેઓનો સુધારો થા એ હેવી મદદ કરવાને પછાત પડતી નથી. નવી નવી રમત જોડી કાહાડનારાઓને સરકારની તરફથી ઈનાં મ મળેછે. દર વરસે આસરે ૨૫૦ નવી રમત જોડાએછે તેમાંથી જે બે રમત સઉથી સરસ ઠડે તેમનાં બનાં વનારને સરકારથી બબે હજાર રૂપીઆ, અને તેથી ઉતરતી બીજી બે રમતનાં જોડનારાઓને પંદરશો રૂપીઆ નુ ઈનાંમ મળેછે. એ ઉપરાંત પેહલે વાંધેની નાંટકશાળાઓને સરકારની તરફથી મદદ તરીકે દર વરસે જુમ લે (૬૦૦૦૦૦) છ લાખ રૂપીઆ મળેછે. જેઓ સરસ રમત લખી કાહાડે અને તે રમત રમવામાંથી જે ઉપ જ થાએ, તેમાંનો કેટલોએક ભાગ તે લખનારને મળેછે, તથા તેઓની પછી ૩૦ વરસ સુધી તેઓનાં વારસો ને મળેછે, તેથી જેમ બને તેમ સરસ અને લોકને પસંદ પડે તેવી રમત જોડવામાં ઘણાં લોકો મેહનત લીએ છે. જેમ રમત કરનારાઓ પોતાનાં ઘરાકોને ખુશી કરવાની સઘળી શકતી કાંમે લગાડેછે, તેમ જે ઘરમાં ત માશગીરો બેસીને તમાંશો જુએછે, તે ઘરોની બાંધણી પણ ઘણીજ કીમતી અને ખુબસુરતછે, એટલુંજ નહી, પણ અંદર બેસનારાઓને સઘળી રીતે શુખ આપનારીછે. " ફરેનચ આપેરા " નું જે ઘરછે તેમાં બેસવાની જગા ઘણીજ કુશાદે તથા સારી સણગારેલીછે. તેમાં આસરે ૧૫૦૦ થીતે ૨૦૦૦ આદમીઓ સેહલથી સ માંઈ શકેછે. એ ઘરને આગ લાગેતો તેથી કોઈપણ પરાંણીને નુકસાંન નહી થાએ તેવી તારીફ લાએક ગોઠવણ કીધીછે. બાહેર નીકલવાનાં એટલાં બધાં બારણાંછે, કે પંદર મીનીટની અંદર આખું ઘર ખાલી થાઇ શકે. જે જગા ઉપર રમત કરીઆમા આવેછે અને જાંહાં સાંભલનારા લોકો બેસેછે, તેઓની વચમાંની દીવા લ છેક છાપરાંની ઉપર લઈ જવામા આવીછે, અને તેની વચમાંથી લોહોડાંનાં પતરાનો એક પરદો નદી લીરે લોછે તેની મતલબ હેવી જણાએછે કે, જો આએ બે ભાગ મધેનાં એક ભાગમાં આગ સલગેનો પેલો પરદો તુ રત નીચે નાખે, કે જેથી એક ભાગની આગ બીજા ભાગમાં ફેલાઇ શકે નહી. વળી તે સાથે ઘરનાં જુદા જુ દા ભાગમાં (વેનટીલેટરસ) હવાની નલીઓની માંરફતે આગ લાગા પછી જેણીગંમ આપણને ગમે તેણીગંમ આ પણે પવન લગાડી આગનો વધારો થવામાં અટકાવ કરી શકીએ. વળી છાપરાંની નીચે પાંણીનાં ટાંકાંછે, તે ટાંકાંનું પાંણી તુરત તે આગ ઉપર રેડવાને બની આવેછે. એક બીજી નાંટકશાળાની બાંધણી સઘળી પથર અ ને લોહોડાંનીછે, તેથી તેનેતો આગની ધાસતીજ નહી. " આપેરા થીએટર " નાંમનાં નાંટકશાળામાં રમત ક રનાંરાઓ તથા નાચનાંરાઓ હંમેશાં ઘણાંજ સોભઈતા પોશાક પેહેરેછે, તેઓથી તથા જોનારાઓની ભારી ઠઠ ત થા ઘરના રોનકદાર દેખાવ અને નાંમીયા સણગારથી તે નાટકશાળાનો દેખાવ જોવા લાએક થાએછે. એક નાટકશાળામાંતો દરરોજ દીવાલ ઉપર ફુલ અને ફળનાં વેળા લગાડીઆમાં આવેછે, તેથી તેનો દેખાવ એક બાગના જેવો બની રેહેછે "થીએટર આપેરા કાંમીક" એ નાંમનાં તમાંશાના ઘરમાં ભોએરાંમાં હેવી ગોઠવણ ની બાંધણી કરેલીછે કે તેહમાં હવા બરફથી થંડી થાઇને ઘરની અંદર આવેછે, અને ઘરમાંની હવાને વારેવાર બાહેર નીકલી જવાને વાસતે છાપરાંમાંથી રસતા કરેલાછે.

નાટકશાળા વગેરે પારીસમાં ગમતની બીજી ઘણી જગાઓછે. દરરોજ "કાનસરટસ" એટલે ગાએ ણ થાએછે. વારેવાર "બાલ" એટલે નાંચ હોએછે. નાંટકશાળા ઉપરાંત બીજી જાહેર ગમતની જગાઓની ગણતરી ૧૪૫ ની કરીઆમાં આવીછે, અને સઘળી જગાઓમાં મળી તેનો દરરોજ લાભ લેનારાઓની ગણ તરી ૨૫ થીતે ૩૦ હજાર આદમીની જણાવીઆમાં આવેછે. એ ઉપરથી વાંચનારને વીચાર કરવાને બ ની આવશે કે, તે ખાતાંઓમા ગમત કેવી તરેહની હશે કે તેનો લાભ લેવાને આટલા બધા લોકો દરરોજ જ માવ થાએછે. આ ઠેકાણે જણાવવાની જરૂરછે કે, ગમતનાં કારખાંનાંઓની આએપત ઉપર સરકારે મેહ

કહે દસ ટકા કર નાંખેલોછે, અને તેની ઉપજ પારીસનાં દવાખાંનાં તથા બીજાં ધરમખાતાં પછવાડે ખરચીઆમાં આવેછે. ૧૮૫૭ નાં વરસમાં એ ઉપજ લગભગ (૭૦૦૦૦૦) સાત લાખ રૂપીઆની થાઈ હતી.

ગાએણનો તમાશો કરવાને વાસતે જે ઘરોછે તેમનો સણગાર અને બાંધણી પણ ઘણીખરી નાંટકશાળાઓનાં જેવીજ હોએછે. ફરેનચ લોકો ગાએણ ઉપર ઘણો શેખ રાખેછે, તેથી તે સાંભળવાને ઘણાં લોકોની ઠઠ મળેછે. કેટલાંએક ગાએણો ખુલ્લી હવામાં પણ થાએછે. કેટલેએક ઠેકાંણે કમો લવાજમો લીધામાં આવતો નથી, ફકત તાંહાં કાફીનું એક પીઆલું લઈને તેની કીમત આપવાની ફરજછે. હેવા ઠેકાંણાંમાં ઘણી ભીડ થાએછે. ઘોડા ઉપરની તથા બીજી કસરતને સારૂ પણ પારીસમાં કારખાંનાંછે. જાંહાં આ તમાશો સઉથી સરસ થાએછે, તે ઘર મોલ બાજુનુંછે અને અંદર દાખલ થવાનાં બારણાં આગળ એક કદાવર ઘોડાનું પુતળું મેલેલુંછે, અને મોરે બાજુએ ઘોડાનાં માંથાનાં પુતળાં મેલેલાંછે. બેસવાની જગોનાં માંથા ઉપરની સીલીંગને ઘણીજ સારી રીતે રંગીઆમાં આવીછે, અને તેની ઉપર કસરત કરનાંરાઓનાં ચીતારો પાડેલાંછે. એ સીલીંગની વચમાંથી એક ઝુમર ટાંગેલોછે, તે ઘણોજ મોલઈતો અને કીમતીછે અને તેમાં હવા (ગીઆસ) નાં ૧૩૦ દીવા બળેછે. સરકસની આસપાસ ૧૬ ફરતી બેઠકોછે તેમાં જુમલે ૬૦૦૦ આદમી બેસી શકેછે.

ફરેનચોને નાંચવાનો શેખ ઘણોછે તેથી સઘળે વાંધેનાં લોકોને પોતાની ખુશી પુરી પાડવાને વાસતે જેવી પારીસમાં જોગવાઈ મળેછે, તેવી બીજાં કોઈ શેહેરમાં મલતી નહી હશે. દર મોહસમે જુદા જુદા "બાલ" અથવા નાંચ થાએછે. એ નાંચમાં હાજર થવાને તેડાંની અગત નથી. તેમાં દાખલ થવાનો હેટવેરો દરછે, તે આપીઆથી તાંહાં જવાઈ શકાએછે ઉંચા નાંચોમાં જવાની તીકીટનો દર ૪ રૂપીઆથી વધારે નથી અને ઉતરતા નાંચોનો દર એક રૂપીઆ સુધીછે નાંટકશાળાઓમાં પણ ઘણી વખત નાંચ કરીઆમાં આવેછે, પણ ચાંપ ઈલીસીસ તથા લુકસાંમબો અને બીજા બગીચાઓમાં નાંચને સારૂ જે ઠેકાંણા કીધેલાંછે તે ખરેખર ઘણાં સારાંછે પેહલા બગીચા મધેનાં બે ઠેકાંણાની ઘણી તારીફ થાએછે. " જારડીન ડી હીવર " નામની નાચવાની જગો કીધેલીછે, તે જાંણે એક ઘેરની અંદર મોટો બાગ હોએ હેવી બનાંવેલીછે. થોડાએક પથરનાં થાંભ સીવાએ આખી ઈમારત ઘણી ખરી લોહડાંનાં સલીઆથી બાંધેલીછે, અને તેનું છાપરૂં કાચનું બનાવેલુંછે. નાંચવાને સારૂ કીધેલા મોટા ઓટલાની આસપાસ સઘળો બાગ બનાવીઓછે એટલુંજ નહી, પણ તાંહાં પાંણીની નાંહની હોજ તથા ફુંઆરા તથા સંગેમરમરનાં પુતળાં મેલેલાંછે. એ બાગની અંદર આરેનજના ઝાડની હાર લગાડેલીછે તથા પામ અને બનાનાનાં ઝાડો જે ગરમ દેશમા થાએછે તેપણ તાંહાં માહાવરાથી ઉગાડીઆમા આવેછે. વળી એક બાજુએ બાહેરના મુલકોના પખેરાંઓનો જમાંવ કરીઆમાં આવીઓછે. નાંચવાની જગોની આસપાસ લોહોડાંનાં થાંભની વચમા જાંહાં જાંહાં દીવાલછે, તેની અંદર આરસીના તકતા જડી લીધેલાછે અને તેથી કરીને સઘળો દેખાવ બેવડો માલમ પડીઆથી જોનાંરને ઘણી ખુશી ઉપજેછે. આ ઠેકાણે કોઈવાર નાંહનાં બાળકોનો નાચ કરીઆમાં આવેછે, તેવારે તાંહાં હેવોતો મોલઈતો અને ખુશનુમાં દેખાવ નજરે આવેછે, કે જાંણે તે જગા ફરેસતાઓનું રેહઠાણ હોએ. નાંચવાનાં ઓટલાની બાજુએ લોહોડાંના થાંભની ઉપર ગીઆલરી કાહાડીઆમા આવીછે, કે જાંહાં જેને ગમે તે જાઈને બેસે. આ જગા પણ ફુલોથી સણગારીઆમાં આવીછે. " સાતુ ડી ફ્લોવર " નાંમની બીજી જગાછે તેપણ ઘણી ખુશનુમાછે. હીંઆ નાંચની જગાછે, એટલુંજ નહી પણ કાફે તથા રેસટોરાંબીછે, તથા જેઓને રમવાનો શોક હોએ, તેઓને વાસતે બીલરડ તથા બીજી તરેહવાર રમતો તઈઆર હોએછે. ઈઉરોપ ખંડમાં પાંમનાં ઝાડો ઉગતા નથી તેથી તેમની પછવાડે ઘણી મેહેનત લઈ ઉગાડવાં પડેછે, અને તેવી મેહેનતનું ફલ કેટલેએક ઠેકાણે જોવામા પણ આવેછે, પણ આ જગામા ઝાડોની નકલ કરીને કારીગરીથી પામના ઝાડો બનાંવીઆમા આવીઆંછે, તે આબેહુબ ખરાં હોએ તેવા લાગેછે. એ ઝાડોની ઉપર ચીનાંઈ ફાણસો સલગાવીઆમા આવેછે, અને

તેથી તાંહાંનો દેખાવ બીજી જગાઓ કરતાં વળી જુદીજ રીતનો લાગેછે. જેમ બને તેમ દરએક જણ પોતાની જગાને ઘણીજ રલીઆંમણી કરવાની કોશેસ કરેછે. કેટલેએક ઠેકાંણે નાંચ થાઈ રહેઆ પછી આતસબાજી પણ કરીઆમાં આવેછે.

પારીસનો સઉથી સરસ દેખાવ કોઈ જાહેર તેહવાર હોએછે તાહરે બનેછે. એ જાહેર તેહવારો કોઈ ચોકસ દીવસે હંમેસાં પડતા નથી, પણ જે તોખમના પાદશાહાઓ તખત ઉપર હોએ, તેઓ પોતાને પસંદ પડતા બનાંવોને દીને જાહેર તેહવાર કરવાનું ઠેડવેછે. હાલના શાંહનશાહ નેપોલીઅને ફરાનસનું તખત લીધું તેની ઇઆદગારીમાં ૧૫ મી આગસટનો દીવસ જાહેર તેહવાર દાખલ ઠેડવેલોછે. પલાસ ડી લા કાંનકારડનો ચોક જેનું બયાંન આગળ કરીઆમાં આવીઉંછે તેને હેવોતો સણગારીઆમાં આવેછે, કે તે ખુશનુમાં જગોની હંમેસની રચનાંમા અતીઘણો વધારો થાએછે. એ ચોકની વચમાં જે મીનારોછે, તે આખો તરેહવાર રીતે સણગારીઆમાં આવેછે. ચાંજ ઇલીસીસનાં બાગનાં જુદા જુદા ભાગમાં દીવસને વખતે દોરડાં ઉપર નાચનારાઓ, તથા ગારોડીઓ, તથા મસખરાઓ, તથા નાંચનારાઓ, તથા નાંટકવાળાઓ પોત પોતાનાં તમાશા કરેછે. રાતનાં એ બાગમાં તથા ટુઇલરીનાં મેહેલ અને બાગની અદર લંકા કરીઆમાં આવેછે, અને તેની સાથે પાછલી રાતનાં આતસબાજીથી સઘળી ખુસાલીનું સેવટ લાવીઆમાં આવેછે. ફરેનચ લોકો આતસબાજીનાં ઘણું શોખીછે, તેથી એ હુનરનાં કાંમમાં તેઓએ જેટલો વધારો કીધોછે તેટલો કોઈ બીજી કોમવાલાઓએ કીધો નથી. જારે આએ તેહવાર હોએછે, તારે તેમાં એખલા પારીસનાં લોકો સામેલ થાએછે, એટલુંજ નહી, પણ ફરાનસ અને ઇંગલડ તથા ઇઉરોપખંડનાં બીજા ઘણાં દેશનાં લોકો એગત કરીને તે જોવાને સારૂ ઉપર કહેલે દીવસે પારીસ જાએછે, કાંએજે જારે પારીસમા જાહેર તેહવાર હોએ, તારે તેનો જેવો દેખાવ થાએછે, તેવો કોઈ બીજી વેળાએ થાતો નથી. જાહેર તેહવારને દીને આગળ આખાં ગામમાં જેને જોઈએ તેને ખોરાક તથા દારૂ સરકારથી આપીઆમાં આવતો હતો, પણ તેથી તે દીવસો ઉપર છાકટપણું ઘણું વધતું હતું, માંટે હવડા ખાંનગી રીતે પુછપરછ કરીને ગરીબોનેજ દારૂ તથા ખાંણું મુફત આપીઆમાં આવેછે.

"કારનીવલ" નો તેહવાર જે ઇંગરેજ લોકોનાં "આશ વેડનેસડે" ની આગમજનાં પાંચ અથવા છ અઠવાડીઆં સુધી ચાલુ રેહેછે, તે વખતમાં પણ પારીસ જોવા લાએક થાએછે. એ તેહવારનાં દીવસો ઉપર પણ લોકો તરેહવાર ટોંગનો (ફેનસી) પોશાક તથા ખોટાં મોહોડાં પેહેરીને રસતાઓની ઉપર ખુશી થાતા તથા મસખરી અને ટોંગ કરતા ટોલાબંધ ફરતા ફરેછે, અને તેથી ઓર તરાંહનો તમાશો થાએછે, તે જોવાને સારૂ વળી જથાબંધ લોકો ઘોડા ઉપર તથા ગાડીમાં સવાર થાઈ નીકલેછે. સરકારનાં હુકમથી ૧૭૯૦ ના સાલમાં આ તેહવાર કરવાનું બંધ થયું હતું, પણ નેપોલીઅન બોનાપારટ જારે પેહેલો કાંનસલ થયો, તારે આ તેહવાર કરવાનો પાછો હુકમ થયો હતો, અને તેથી પારીસનાં રેહેવાશીઓને ઘણો આનંદ ઉપજીઓ હતો. કેટલાએક વરસ સુધી આ તેહવાર બંધ પડીઓ હતો, તેથી તે જારી થયા પછીના પેહલાં થોડાં વરસ સુધી ભારે ઉલટમાં તે કરીઆમાં આવીઓ હતો, કાંએજે તાર પછી લોકો હેવાતો સોળઇતા અને કીમતી પોશાક પેહરતા હતા અને ખુશીમાં આવતા હતા, કે તેનું બયાંન થઈ શકતું નથી. એક દીને મોટું સરઘસ કાહાડીઆમા આવેછે, તેવારે પેહલે ગાએણ કરનાંરાઓ તથા વાજાં વજાડનારાઓ ચાલેછે, અને પછી આખાં શેહેરમાં સઉથી માંતેલા એક બળદને ઘણાંજ કીમતી પોશાક સાથે સણગારીને તથા તેનાં માંથાં ઉપર લારેલ ઝાડનાં પાતરાં લપેટીને ચલાવેછે, અને તે બળદની પછવાડે કસાઈઓ ટોંગી તથા કીમતી પોશાક પેહેરીને, ટોળાબંધ ચાલેછે. આ સરઘસ મોહોલે મોહોલે ફરેછે, અને તેની રચના જોવાને સારૂ તેની પછવાડે હજારો લોકો દોડેછે, તે વેળાએ આખું પારીસ શેહેર એક તમાશાનો મેહેલ હોએ તેવું દીસેછે. આગળા વખતમાં બ

બળદની પીઠ ઉપર એક બાળકને બેસાડીઆમાં આવતું હતું, અને તેનાં એક હાથમાં રાજધાંનીની લાકડી અને બીજા હાથમાં તરવાર આપીઆમાં આવતી હતી. આ ચાલ સને ૧૮૪૯ નાં વરસથી કાહાડી નાંખીઆમાં આવી, અને હવડાં એક ગાડીની અંદર એક બાળક ફક્ત બેસેછે, અને બળદની સાથે તે ગાડી પણ ચલાવીઆમાં આવેછે. ઉપલા બળદનું વજંણ ઓછામાં ઓછું ૨૦૦૦ રતલ થાએછે.

આ તેહવારનાં દીવસો ઉપર પારીસની નાંટકશાળાઓમાં પણ ખોટાં મોહોડાં પેહેરીને નાંચ કરીઆમાં આવેછે. લેડીઓને મોહોડાં અથવા ટેંગી પોશાક પેહેરીઆ વગર અંદર દાખલ થવા દીધામાં આવતી નથી. જારે એ નાંચ હોએછે, તારે નાંટકશાળાનો દેખાવ હેવેતો થાએછે, કે તેથી આપણી આંખ હેરતમાં રેહેછે. નાંટકશાળાઓનુ ભારે કદ, તેમની અંદરની ઝલકતી રોશની, તરેહવાર અને શોભઈતા પોશાકો, ગાએણના ખુશ આવાજો અને હસતા ચેહરાનાં ટોલાબંધ લોકોથી આપણી નજર આગળ જે દેખાવ થાએછે, તેનુ જોકે બરોબર બયાંન થાઈ શકતું નથી, તોપણ તે દેખાવ એકાએક આપણી આંખમાંથી જવો મુશકેલછે.

ફરેનચ લોકો અને તેમાં અગત કરીને પારીસનાં રેહેવાસીઓ ઘણાંજ મોજીલા તથા શોખીછે તેથી શું તેહવારને દીવસે કે, શું સાધારણ દીવસે, તેઓ હંમેસ ખુશી, મોજ અને ગમતમાં પોતાનો વખત ઘણોખરો ગુમાંવેછે. પારીસનાં ગમતનાં કારખાંનાંઓની પેદાએસમાંથી આગમજ જણાવીઆ પરમાંણે સરકાર મેંહકુકે દસ ટકા લીએછે, તે ઉપરથી જે ગણતરી મળેછે, તેમાંથી હેવું માંલુમ પડેચ કે, પારીસમાં દર રોજ પઈસા આપીને ગમત ભોગવનારાઓની સંખીઆ પચાસ હજારનીછે. આખાં શેહેરની વસતી (૧૨૦૦૦૦૦) બાર લાખ આદમીનીછે તારે આખી વસતીનો ચોવીસમો ભાગ દરરોજ પઈસા આપીને જુદી જુદી ગમતમાં સાંમેલ થાએછે. એ ઉપરાંત બાગોમાં ફરનારા તથા એણીગમ પેલીગમ ફરી જીવને આશાએસ આપનારાઓની સંખીઆ ઘણી હશે. જારે કોઈ પારકો મુસાફર પારીસમાં જાએ અને દસ અથવા પંદર દાહાડા સુધી તાંહાં રેહવાનો હોએ, તારે અલબતાં તેટલી મુદતની અંદર પારીસમાં જેટલું જોવાનું હોએછે, તે જોવાની તે ઈઉકતી કરેછે, તે વેળાએ તેને પારીસનાં મોજ ભોગવનારા તથા પરવારતા ફરનારાઓની સંખીઆ વીશે વીચાર કરવાને બની આવેછે. એક બાગ જોવા તમો જાઓતો, તે બાગમાં હજારો આદમીઓ તમોને ફરતાં મલસે. એક સંગહરસથાંન જોવા તમો જાઓતો, તાંહાં જે જોવા તનો ગયાછો તે જોવા આવેલા બીજા હજારો શખસોને તમો જોસો. એક મેહલ જોવા જાઓતો, જેમ તમો તાહાંનો ભપકો જોઈ અચરત થાઓ, તેજ મીસાલે તમારી આકરુ તેવી અચરતીમાં ઉભેલાં હજારો લોકો તમારી આસપાસ ઉભેલાં તનોને માલમ પડશે. કોઈ મોટો ફુંઆરો જોવા તનો જાઓ, અને તાંહાં પણ હજારો-લોકો તમો જોસો. કોઈ તમાશાનાં ઘરમાં જાઓ, અને તાંહાં પણ હજારો લોકો હશે. હજાગે લોકો ફક્ત રસતાની મજાહ અને દેખાવ જોવાને ફરતા હશે, અને હજારો લોકો કાંઈ નહી પણ દુકાંને દુકાંન આંખને મજાહ આપવા તથા કોથલી ખાલી કરવા ફરતા હશે. એ ઉપરથી પેલા પારકા મુસાફરના દીલમાં ખચીત આ સવાલ ઉતપન થાએછે, કે જાંહાં હું જાંઉછું, તાંહાં આટલા બધા લોકોને જોઉંછું, તારે સું એ લોકો એમ ફરવામાંજ પોતાનો વખત રોકેછે, અને તેમ હોએતો પોતાનું ગુજરાંણ સી રીતે કરતા હશે. આ સવાલનો જવાબ આપણને એમ મળેછે કે, પારીસની વસતી ઘણી ખરી મોજ કરનારાઓનીજછે. આખી વસતીમાં બેઠાં ખાતા લોકોની ગણતરી વધારેછે. ઈંગરેજોને 'વાસતે કેહેવામાં આવેછે કે તેઓ અશક્ત થાએ, અથવા મરે તાંહાં સુધી મેહેનત કરેછે, તથા પોતાનો ધંધો મેલતા નથી, પણ ફરેનચ લોકો મોજીલાછે, તેથી જે શખસની પાસે એટલી દોલત થાએકે પછી તે પોતાનો બાકીનો જનમારો સુખથી કાહાડી શકે, કે તે પોતાનું કામ કાજ સઘળુ પોતાનાં છોકરાઓને સોંપીને પોતે આરાએસમાં રેહેછે, તેથી હેવા આરાએસ લેનારાઓની ગણતરી ઘણી થાએછે, તે સાથે ઈઉરોપનાં ઘણાએક ભાગોમાંથી મો

તેથી તાંહાંનો દેખાવ બીજી જગાઓ કરતાં વળી જુદીજ રીતનો લાગેછે. જેમ બને તેમ દરએક જણ પોતાની જગાને ઘણીજ રલીઆંમણી કરવાની કોશેસ કરેછે. કેટલેએક ઠેકાંણે નાંચ થાઈ રહેઆ પછી આતસબાજી પણ કરીઆમાં આવેછે.

પારીસનો સઉથી સરસ દેખાવ કોઈ જાહેર તેહવાર હોએછે તાહરે બનેછે. એ જાહેર તેહવારો કોઈ ચોકસ દીવસે હંમેસાં પડતા નથી, પણ જે તાખતનાં પાદશાહાઓ તખત ઉપર હોએ, તેઓ પોતાને પસંદ પડતા બનાંવોને દીને જાહેર તેહવાર કરવાનું ઠેહવેછે. હાલના શાંહનશાહ નેપોલીઅને ફરાનસનું તખત લીધું તેની ઈઆદગારીમાં ૧૫ મી આગસટનો દીવસ જાહેર તેહવાર દાખલ ઠેહવેલોછે. પલાસ ડી લા કાંનકારડનો ચોક જેનું બયાંન આગળ કરીઆમાં આવીઉંછે તેને હેવાતો સણગારીઆમાં આવેછે, કે તે ખુગનુમાં જગોની હંમેસની રચનાંમા અતીઘણો વધારો થાએછે. એ ચોકની વચમાં જે મીનારોછે, તે આખો તરેહવાર રીતે સણગારીઆમાં આવેછે. ચાંજ ઈલીસીસનાં બાગનાં જુદા જુદા ભાગમાં દીવસને વખતે દોરડાં ઉપર નાંચનારાઓ, તથા ગારોડીઓ, તથા મસખરાઓ, તથા નાંચનારાઓ, તથા નાટકવાળાઓ પોત પોતાનાં તમાશા કરેછે. રાતનાં એ બાગમાં તથા ટુઈલરીના મેહેલ અને બાગની અંદર લંકા કરીઆમાં આવેછે, અને તેની સાથે પાછલી રાતનાં આતસબાજીથી સઘળી ખુસાલીનું સેવટ લાવીઆમાં આવેછે. ફરેનચ લોકો આતશબાજીનાં ઘણું શોખીછે, તેથી એ હુનરનાં કાંમમાં તેઓએ જેટલો વધારો કીધોછે તેટલો કોઈ બીજી કોમવાલાઓએ કીધો નથી. જારે આએ તેહવાર હોએછે, તારે તેમાં એખલા પારીસનાં લોકો સામેલ થાએછે, એટલુંજ નહી, પણ ફરાનસ અને ઈંગલંડ તથા ઈઉરોપખંડનાં બીજા ઘણાં દેશના લોકો એગર્ત કરીને તે જોવાને સારૂ ઉપર કહેલે દીવસે પારીસ જાએછે, કાંએજે જારે પારીસમાં જાહેર તેહવાર હોએ, તારે તેનો જેવો દેખાવ થાએછે, તેવો કોઈ બીજી વેળાએ થાતો નથી. જાહેર તેહવારને દીને આગળ આખા ગાંમમાં જેને જોઈએ તેને ખોરાક તથા દારૂ સરકારથી આપીઆમાં આવતો હતો, પણ તેથી તે દીવસો ઉપર છાકટપણું ઘણું વધતું હતું, માટે હવડાં ખાંનગી રીતે પુછપરછ કરીને ગરીબોનેજ દારૂ તથા ખાંણું મુફત આપીઆમાં આવેછે.

" કારનીવલ " નો તેહવાર જે ઈંગરેજ લોકોનાં " આશ વેડનેસડે " ની આગમજનાં પાંચ અથવા છ અઠવાડીઆં સુધી ચાલુ રેહેછે, તે વખતમાં પણ પારીસ જોવા લાએક થાએછે. એ તેહવારનાં દીવસો ઉપર પણ લોકો તરેહવાર ટોંગનો (ફેનસી) પોશાક તથા ખોટાં મોહોડા પેહેરીને રસતાઓની ઉપર ખુશી થાતા તથા મસખરી અને ટોંગ કરતા ટોલાબંધ ફરતા ફરેછે, અને તેથી ઓર તરાંહનો તમાંશો થાએછે, તે જોવાને સારૂ વળી જથાબંધ લોકો ઘોડા ઉપર તથા ગાડીમાં સવાર થાઈ નીકળેછે. સરકારનાં હુકંમથી ૧૭૯૦ ના સાલમાં આ તેહવાર કરવાનું બંધ થયું હતું, પણ નેપોલીઅન બોનાપારટ જારે પેહેલો કાંનસલ થયો, તારે આ તેહવાર કરવાનો પાછો હુકંમ થાયો હતો, અને તેથી પારીસનાં રેહેવાશીઓને ઘણો આનંદ ઉપજીઓ હતો. કેટલાંએક વરસ સુધી આ તેહવાર બંધ પડીઓ હતો, તેથી તે જારી થયા પછીના પેહલાં થોડાં વરસ સુધી બારે ઉલટમાં તે કરીઆમાં આવીઓ હતો, કાંએજે તાર પછી લોકો હેવાતો મોલાઈતા અને કીમતી પોશાક પેહરતા હતા અને ખુશીમાં આવતા હતા, કે તેનું બયાંન થઈ શકતું નથી. એક દીને મોટું સરઘસ કાહાડીઆમાં આવેછે, તેવારે પેહલે ગાએણ કરનાંરાઓ તથા વાજાં વજાડનારાઓ ચાલેછે, અને પછી આખાં શેહેરમાં સઉથી માતેલા એક બળદને ઘણાંજ કીમતી પોશાક સાથે સણગારીને તથા તેનાં સાંથાં ઉપર લારેલ ઝાડનાં પાતરાં લપેટીને ચલાવેછે, અને તે બળદની પછવાડે કસાઈઓ ટોંગી તથા કીમતી પોશાક પેહેરીને, ટોલાબંધ ચાલેછે. આ સરઘસ મોહોલ્લે મોહોલ્લે ફરેછે, અને તેની રચનાં જોવાને સારૂ તેની પછવાડે હજારો લોકો દોડેછે, તે વેળાએ આખું પારીસ શેહેર એક તમાશાનો મેહેલ હોએ તેવું દીસેછે. આગળા વખતમાં બ

બળદની પીઠ ઉપર એક બાળકને બેસાડીઆમાં આવતું હતું, અને તેનાં એક હાથમાં રાજધાનીની લાકડી અને બીજા હાથમાં તળવાર આપીઆમાં આવતી હતી. આ ચાલ સને ૧૮૪૯ નાં વરસથી કાહાડી નાંખીઆમાં આવી, અને હવડાં એક ગાડીની અંદર એક બાળક ફક્ત બેસેછે, અને બળદની સાથે તે ગાડી પણ ચલાવીઆમાં આવેછે. ઉપલા બળદનું વજંણ ઓછામાં ઓછું ૨૦૦૦ રતલ થાએછે.

આ તેહવારનાં દીવસો ઉપર પારીસની નાંટકશાળાઓમાં પણ ખોટાં મોહોડાં પેહેરીને નાંચ કરીઆમાં આવેછે. લેડીઓને મોહોડાં અથવા રંગી પોશાક પેહેરીઆ વગર અંદર દાખલ થવા દીધામાં આવતી નથી. જારે એ નાંચ હોએછે, તારે નાંટકશાળાનો દેખાવ હેવોતો થાએછે, કે તેથી આપણી આંખ હેરતમાં રેહેછે. નાંટકશાળાઓનુ ભારે કદ, તેમની અંદરની ઝલકતી રોશની, તરેહવાર અને શોભાઈતા પોશાકો, ગાએણના ખુશ આવાજો અને હસતા ચેહરાનાં ટોલાબંદ લોકોથી આપણી નજર આગળ જે દેખાવ થાએછે, તેનુ જોકે બરોબર બયાંન થાઇ શકતું નથી, તોપણ તે દેખાવ એકાએક આપણી આંખમાંથી જવો મુશકેલછે.

ફરેનચ લોકો અને તેમાં અગત કરીને પારીસનાં રેહેવાસીઓ ઘણાંજ મોજીલા તથા શોખીછે તેથી શું તેહવારને દીવસે કે, શું સાધારણ દીવસે, તેઓ હંમેસ ખુશી, મોજ અને ગમતમાં પોતાનો વખત ઘણોખરો ગુમાંવેછે. પારીસનાં ગમતનાં કારખાંનાંઓની પેદાએસમાંથી આગમન જણાવીઆ પરમાંણે સરકાર સેંહકડે દસ ટકા લીએછે, તે ઉપરથી જે ગણતરી મળેછે, તેમાંથી હેવું માંલુમ પડેચ કે, પારીસમાં દર રોજ પઇસા આપીને ગમત ભોગવનારાઓની સંખીઆ પચાસ હજારનીછે. આખાં શેહેરની વસતી (૧૨૦૦૦૦૦) બાર લાખ આદમીનીછે તારે આખી વસતીનો ચોવીસમો ભાગ દરરોજ પઈસા આપીને જુદી જુદી ગમતમાં સાંમેલ થાએછે. એ ઉપરાંત બાગોમાં ફરનારા તથા એણીગમ પેલીગમ ફરી જીવને આશાએસ આપનારાઓની સંખીઆ ઘણી હશે. જારે કોઈ પારકો મુસાફર પારીસમાં જાએ અને દસ અથવા પંદર દાહાડા સુધી તાંહાં રેહેવાનો હોએ, તારે અલબતાં તેટલી મુદતની અંદર પારીસમાં જેટલું જોવાનું હોએછે, તે જોવાની તે ઈઉકતી કરેછે, તે વેળાએ તેને પારીસના મોજ ભોગવનારા તથા પરવારતા ફરનારાઓની સંખીઆ વીશે વીચાર કરવાને બની આવેછે. એક બાગ જોવા તમો જાઓતો, તે બાગમાં હજારો આદમીઓ તમોને ફરતાં મલસે. એક સંગહરસથાંન જોવા તમો જાઓતો, તાંહાં જે જોવા તમો ગયાછો તે જોવા આવેલા બીજા હજારો શખસોને તમો જોમો. એક મેહલ જોવા જાઓતો, જેમ તમો તાંહાંનો ભપકો જોઈ અજરત થાઓ, તેજ મીસાલે તમારી માંફક તેવી અજરતીમા ઉભેલાં હજારો લોકો તમારી આસપાસ ઉભેલાં તમોને માલમ પડશે. કોઈ મોટો ફુંઆરો જોવા તમો જાઓ, અને તાંહાં પણ હજારો લોકો તમો જોમો. કોઈ તમાશાનાં ઘરમાં જાઓ, અને તાંહાં પણ હજારો લોકો હશે. હજારો લોકો ફક્ત રસતાની મજાહ અને દેખાવ જોવાને ફરતા હશે, અને હજારો લોકો કાંઈ નહી પણ દુકાંને દુકાંન આંખને મજાહ આપવા તથા કોથલી ખાલી કરવા ફરતા હશે. એ ઉપરથી પેલા પારકા મુસાફરના દીલમા ખચીત આ સવાલ ઉતપન થાએછે, કે જાંહાં હું જાંઉછું, તાંહાં આટલા બધા લોકોને જોઉંછું, તારે સું એ લોકો એમ ફરવામાંજ પોતાનો વખત રોકેછે, અને તેમ હોએતો પોતાનું ગુજરાંણ સી રીતે કરતા હશે. આ સવાલનો જવાબ આપણને એમ મળેછે કે, પારીસની વસતી ઘણી ખરી મોજ કરનારાઓનીજછે. આખી વસતીમાં બેઠાં ખાતા લોકોની ગણતરી વધારેછે. ઈંગરેજોને વાસતે કેહેવામાં આવેછે કે તેઓ અશક્ત થાએ, અથવા મરે તાંહાં સુધી મેહનત કરેછે, તથા પોતાનો ધંધો મેલતા નથી, પણ ફરેનચ લોકો મોજીલાછે, તેથી જે શખસની પાસે એટલી દોલત થાએકે પછી તે પોતાનો બાકીનો જનમારો સુખથી કાહાડી શકે, કે તે પોતાનું કામ કાજ સઘળુ પોતાનાં છોકરાઓને સોંફીને પોતે આશાએસમાં રેહેછે, તેથી હેવા આસાએસ લેનારાઓની ગણતરી ઘણી થાએછે, તે સાથે ઈઉરોપનાં ઘણાએક ભાગોમાંથી મો

જીના લોકો પારીસમા જાઈ પોતાનો જનમારો ગુજારવાને ઘણા ખુશીછે, કાએજે તાહા પોતાના પાછલા દાહાડા ખુશીમા પશાર કરવાને તેઓને બની આવેછે રૂશીઆનના કોઈ અમલદારને પુછીઆમા આવીઉ હોએ કે, તારી મુરાદ શુછે, તો તે કેહેસે કે " એક સારી દોલત અને પારીસમા રેહેવાનુ ઘર " એ ઉપરથી જોયામા આવશે કે પારીસની મજાહ તથા મોજ ભોગવવાને સારૂ ઈઉરોપ ખડના બીજા મુલકોના રેહવાશીઓ જેઓ પામે બેહુ ખાઈ શકાએ એટલી દોલત હોએ તેઓ પોતાનુ વતન છોડીને ફરાનસમા જાયુક પોતાનુ ઘર કરવાને રાજીછે પારીસની વસતીની ગણતરી કાહાડીઆમા આવેછે તારે પારમ દેશના લોકોની સખ્યીઆ નાની થાતી નથી ટુકામા કહીજીએછે કે આ શેહેર હેવુંતો રળીઆમણુછે કે ઈઉરોપના બીજા મુલકોના જે જે રેહેવાશીઓમા શકતી હોએછે, તેઓ પોતાની જીનદેગીમા એકવાર પણ આ શેહેર જોએછે, અથવા જોવાની ઉમેદ રાખેછે, તેથી હેવા હજારો મુસાફરોનુ દરરોજ પારીસમા આવવુ જવુ થાએછે, અને તેઓ બાહેર ફરતા ટોલામા ઘણોએક વધારો કરેછે

## પ્રકરણ ૬ ઠું.

---

## મેહેલો.

ટુઇલરીનો મેહેલ—દીવાલ તથા સીલીંગ ઉપરનાં ચીતારો—પુતળાં તથા તસવીરો—તખત—લુવરનો નવો મેહેલ—લુગ્ઝાંબોર્ગનો મેહેલ—કાંપીનનો મેહેલ—સેંટ ક્લુનો મેહેલ—ફોનટેનબ્લોનો મેહેલ—વારસેલ્સનો મેહેલ—એ મેહેલ મધેનો કીમતી સંગરહ—ચીતારો, બાગ, ફુંઆરા, પુતળાં, ઇતીઆદી.

જે શખસ પારીસમાં જાય્યે તેને અલબત તાંહાંનાં નામીચા અને ખુબસુરત મેહેલો જોવાની ખાહેસ થયા વીનાં રેહે નહી, અને તે ખાહેસ પાર પાડવાને જે કાંઇ મેહેનત પડે, તેનો તેમને જોયાથી પુરો બદલો મળી શકેછે. યુરોપનાં કઉવ્વતમંદ રાજોમાંનું ફરાનસ પણ એક ઘણુંજ કઉવ્વતમંદ રાજ ગણાએછે, અને તેનાં પાદશાહો જે મત ધરાવે, તેથી ઇઉરોપની ઉપર કેટલીએક રીતે અસર થાએછે, તેવાં રાજનાં જે મેહેલોછે, તે ખરેખર તે રાજને લાએકનાંછે. સરકારી તથા બીજી મોટી ઇમારતોબી મેહેલો જેવીજછે, પણ આ ઠેકાંણે અમે જે કાંઇ લખીએછે, તે શાંહનશાહને રેહવાનાં મેહેલો વીસે લખીએછે. એવા મેહેલો હાલમાં આસરે ૮ સછે, અને તે દરએકને જોયાથી આપણે વીચારમાં પડીએછે કે સરસ કોણને ઠેરવીએ, કાંજે સઘળા તારીફ લાએકછે. હાલનો શાંહનશાહ જારે શેહેરમાં હોએછે, તારે ટુઇલરીનાં મેહેલમાં રેહેછે. એ મેહેલની આસપાસનાં બાગનું વરણન આગળ કરીઉંછે. બાગમાં ફરીઆથી આપણો જીવ જેટલો ખુશી થાએછે, તે કરતાં એ મેહેલની અંદર ફરીને જોયાથી વધારે ખુશી ઉપજેછે. એક ઘણુંજ સોભઇતા દરવાજાની અંદર થઇને એ મેહેલમાં દાખલ થઇ શકાએછે. આપણી ટાપુમાં બાગરછે તેવો એક દરવાજોછે, તેની વચમાંથી ગાડી જવાનો અને આસપાસથી આદમી જવાનો રસતોછે. એ દરવાજાની આગળ હંમેસ બે ઘોડસવારોનો પેહેરો રેહેછે. એ દરવાજો બેહદ નકસીથી સણગારેલોછે, અને તેને મથાલે કેટલાંએક પુતળાંછે. મેહેલની આસપાસનાં બાગને જે કટેરાથી ઘેરી લીધોછે, તે કટેરા લોહોડાંનાં નકસીદાર સલીઆનાંછે. તેનો ઉપલો ભાગ ભાલાનાં આકાર જેવોછે અને તેની ઉપર સોનાંનો ઘોર ચહડાવેલોછે. એ મેહેલનાં તરણ માળછે અને દરએક માળની બાંધની જુદી તરેહનીછે. જે ઓરડાઓ શાંહનશાહ અને રાંણીનાં વાપરવાનાં કામમાં આવેછે, તે દેખાડવામાં આવતા નથી. જે મોટું દીવાંનખાંનું, પાદશાહી " બાલ " અથવા નાંચ આપવાના કાંમમાં આવેછે, તેની લંબાઈ ૧૪૦ ફુટ અને પોહોલાઇ ૩૫ ફુટછે અને સીલીંગની ઉપર ઘણુંજ સારાં અને સોનેરી રંગનાં ચીતારો પાડેલાછે. એ દીવાંનખાંનાંમાં હાલનાં શાંહનશાહનું ઘોડા ઉપર બેસાડેલું એક પુતળુંછે. બારીઓની સામેની બાજુએ જે દેવાલ આવીછે તેની ઉપર આરસીનાં તકતા જડેલાછે તેથી કરીને જારે બારી ઉંગાડી હોએ, તારે બાહેરનો સઘળો દેખાવ તે આરસીઓમાં દેખાએછે, તેથી ઘણુંજ ખુશનુમાં લાગેછે. સને ૧૮૪૨ નાં વરસમાં હાલંડનાં પાદશાહએ લુઇ ફીલીપને ભેટ કરેલાં બે ઘણાંજ મોટાં અને કીમતી ઝુમરનાં જોડા, કે જેનાં ધાતુનાં ભાગ ઉપર સોનેરી ઘોરછે, તે આ ઠેકાંણે જોવામાં આવેછે. ફરાંનસ અને આસટરીઆ તથા ઇંગલંડનાં રાજો વચે એમીઆં શેહર આગળ સુલેહ થયા પછી પારીસનાં રેહવાશીઓએ પેહલા નેપોલીઅનને " સુલેહ " નું એક રૂપાંનું પુતળું ભેટ આપીઉં હતું તે સંગેમરમરનાં બે સોભઇતા થાંબલાની વચોવચમાં મેલવામાં

આવીછે. એ ઓરડા મધેના બીજા સાંમાંન જેવો કીમતીછે તેવો ખુબસુરત પણછે. અતરેથી નીકળીઆ પછી બીજા ઝાળ ઉપર આપણને બે ઓરડા દેખાડવામાં આવેછે તેનો લપકો જોયાથીજ આપણી આંખને ચી તરી આવેછે. તે ભાગની સીલીંગની નકસી અને તેનાં ઉપરનાં રગીન ચીતાર ઘણાંજ વખાંણવા જોગછે, અને તે સીલીંગની નીચે ઘણીજ સોભઈતી ગીઆલરી કાહાડવામાં આવીછે. જે ગીઆલરીનો ભાગ બારીઓના માથા આગળ આવીઓછે, તે ભાગનો ટેકાવ પગથીતે માંથા સુધી ચહડાવેલા સોનેરી ધોરનાં પુતળાંઓની ઉપર રાખેલોછે. પેહલા નેપોલીઅનનાં વખતમાં જે જે લડાઈઓ થઇ હતી તેનાં નાંમ આ ગીઆલરીની ઉપરની દીવાલ ઉપર કોતરીઆમાં આવીઆંછે. ગીઆલરીની નીચે આખા ઓરડામાં ફરાનસનાં લસકરી તથા દરીઆ ખાતાંનાં અમલદારોનાં પુતળાં હારેદોર મેલવામાં આવીઆંછે અને બારીઓની સામેની દીવાલનાં ભાગ ઉપર ફરાનસનાં મોટા લસકરી સરદારોની સબીઓછે. આ ઓરડા મધેની બારીઓનાં પરદા લીલી મખમલનાંછે, તથા જે કાંઇ સાંમાનછે તેની ઉપર સોનેરી ધોરછે. એ દીવાંનખાંનું પણ નાચના કાંમમાં આવેછે. જે ઓરડામા પાદશાહ મુલાકાત લીએછે તે ઓરડો પણ ઘણોં સોભઈતો કીધેલોછે, તેની દેવાલ સફેદછે અને તેની ઉપર પાહેલા ચીતારો સોનેરી રંગનાંછે. બારીનાં પરદા લીલા રેશમી કુમાસનાંછે, અને સાંમાંન સઘળો સોનેરી રંગનોછે. આ ઓરડમાં તથા તેની પાસેનાં બીજા તરણ ઓરડામાં જે ગાલીચા પાથરેલાછે તે ઘણાંજ ઉચાછે અને તેની કીંમત ચાર લાખ રૂપીઆની જણાવવામાં આવીછે. જે ઓરડામાં શાનશાહનું તખત છે, તે ઓરડો જોયાથી આપણા જીવને ખચીત ઘણોજ આનંદ ઉપજેછે. અતરે બારી અને દેવાલ ઉપર સોભાને સારૂ જે પરદાછે તે રાતી મખમલનાંછે,. અને તેની કોર "પાંમ" નાં ઝાડનાં પાતરાં અને ફુલોનાં હાર સાથનાં સોનેરી કસબથી ભરેલીછે. ઓરડાની વચોવચમાં બારીઓની સાંમે મોહ કરીને તખત કરીઆમા આવીઉછે, તાંહાં સોનેરી ધોરની બે કુરસીઓછે, એક શાનશાહને સારૂં અને બીજી રાણીને સારૂં. તે કુરસીઓની ઉપરનું છતર સોનેરી કસબથી ભરેલું લાલ મખમલનું બનાવેલુંછે, અને તે છતરની કોરનાં જુદા જુદા ભાગમાં નેપોલીઅનનુ નાંમ બતલાવવાને "એન" પાડવામાં આવીછે. તખતની આમપાસ જે જાહલર છે તેની ઉપર ઉદીઓગની નીસાન દાખલ, સોનેરી કસબથી મધમાંખો ભરેલીછે જમીનથી તરણ ફુટીઆંની ઉંચાઇ કરી તેની ઉપર તખતની કુરસીઓ મેલેલીછે, અને તે કુરસીની પછવાડે જે જાહલરછે તેની ઉપર કસબનો એક મોટો ઝુડો પાહેલોછે અને તેની ઉપર આરપાર તલવાર તથા "સેપટર" (રાજની લાકડી) પાડેલીછે. તેની વચેવચમાં ફરેનચનાં રાજની નીસાંન દાખલ ગરૂડપખશી પાહેલુંછે, અને તેની આસપાસ ફુલનો હાર પાહેલોછે, અને તે હારને મથાળે "હેલમેટ" (ટોપ) છે, અને તેની ઉપર તાજ પાહેલુંછે. જે ઓરડામાં શાંહનશાહ ખાંણુ આપેછે તેની લબાઈ ૧૭૬ ફુટછે, અને પોહોલાઈ ૩૨ ફુટછે. એ ઓરડાનો સણગાર પણ ઘણો સુંદરછે, અને તેમા ૧૪ માં લુઇનું એક ઘોડા ઉપર પુતળુછે. ટુઈલરીના મેહેલની જોડ વેગલાઈએ "લુવર" નો નાંમીચો મેહેલછે. એ બે મેહલની વચમાંની જગા બાધી લઈ બંને મેહેલો જોડી નાંખવામાં આવીઆછે. એ મેહલો જોડી નાંખવાનો વીચાર ૧૪ મા લુઈનાં વખતથી ચાલીઓ હતો, પણ તે અમલમાં લાવવાને વારેવાર અડચણો નીકલતી હતી. હાલનો શાંહનશાહ નેપોલીઅન ૧૮૫૨ નાં સાલમાં જારે "રીપબલીક" નો વડો હતો તારે તે કાંમ પાર પાડવાને તેણે હુકંમ કીધો હતો અને હાલ તે કામ લગભગ પુરૂં થયુંછે, અને તેની ઉપર (૨૦૦૦૦૦૦૦) બે કરોડ રૂપીઆનો ખરચ થયોછે. આ નવી ઈમારત બાહેરથી ઘણીજ ખુબસુરત દીસેછે. તેની આમપાસ જે બાગ કરવામાં આવીઓછે તાંહાં ૧૪ માં લુઈ તથા પેહેલા નેપોલીઅનનાં ઘોડા ઉપર પુતળા મેલવામાં આવનાંરછે. મેહેલની અંદર જે પુતળાં મેલેલાછે, તે થોડા નથી, જુદે જુદે ઠેકાણે મળી ઓછાંમા ઓછા ૨૫૦ પુતળાંછે. આ નવી ઈમારતનાં પેહેલા માળ ઉપર "લુવર" નુ પુસ્તકખાનું, કે જે આગળ લુઈ ફીલીપનું ખાંનગી પુસ્તકખાનું ગણાતું હતુ, અને જેમા ૮૫૦૦૦) પુસ્તક

આવીઉંછે. એ ઓરડા મધેનો બીજો સામાંન જેવો કીમતીછે તેવો ખુબસુરત પણછે. અતરેથી નીકળીઆ પછી બીજા માળ ઉપર આપણને બે ઓરડા દેખાડવામાં આવેછે તેનો ભપકો જોયાથીજ આપણી આંખને ચીતરી આવેછે. તે ભાગની સીલીંગની નકસી અને તેનાં ઉપરનાં રંગીન ચીતાર ઘણાજ વખાંણવા જોગછે, અને તે સીલીંગની નીચે ઘણીજ સોભઈતી ગીઆલરી કાહાડવામાં આવીછે. જે ગીઆલરીનો ભાગ બારીઓનાં માથા આગળ આવીઓછે, તે ભાગનો ટેકાવ પગથીતે માંથા સુધી ચહડાવેલા સોનેરી ઘેરનાં પુતળાંઓની ઉપર રાખેલોછે. પેહલા નેપોલીઅનનાં વખતમા જે જે લડાઈઓ થઈ હતી તેનાં નાંમ આ ગીઆલરીની ઉપરની દીવાલ ઉપર કોતરીઆમાં આવીઆંછે. ગીઆલરીની નીચે આખા ઓરડામાં ફરાનસનાં લસકરી તથા દરીઆ ખાતાંનાં અમલદારોનાં પુતળાં હારેદાર મેલવામાં આવીઆછે અને બારીઓની સામેની દીવાલનાં ભાગ ઉપર ફરાનસનાં મોટા લસકરી સરદારોની સબીઓછે. આ ઓરડા મધેની બારીઓનાં પરદા લીલી મખમલનાંછે, તથા જે કાંઈ સામાનછે તેની ઉપર સોનેરી ઘેરછે. એ દીવાનખાનું પણ નાંચના કાંમમાં આવેછે. જે ઓરડામા પાદશાહ મુલાકાંત લીએછે તે ઓરડો પણ ઘણો સોભઈતો કીધેલોછે, તેની દેવાલ સફેદછે અને તેની ઉપર પાડેલા ચીતારો સોનેરી રંગનાછે. બારીનાં પરદા લીલા રેશમી કુમાસનાછે, અને સાંમાંન સઘળો સોનેરી રંગનોછે. આ ઓરડમાં તથા તેની પાસેનાં બીજા તરણ ઓરડામાં જે ગાલીચા પાંથરેલાછે તે ઘણાજ ઉમદાછે અને તેની કીંમત ચાર લાખ રૂપીઆની જણાવવામાં આવીછે. જે ઓરડામાં શાંનશાહનું તખત છે, તે ઓરડો જોયાથી આપણા જીવને ખચીત ઘણોજ આનંદ ઉપજેછે. અનરે બારી અને દેવાલ ઉપર સોભાને સારૂ જે પરદાછે તે રાતી મખમલનાંછે,, અને તેની કોર "પામ" નાં ઝાડનાં પાતરાં અને ફુલોના હારે સાથનાં સોનેરી કસબથી ભરેલીછે. ઓરડાની વચોવચમાં બારીઓની સાંમે નોહ કરીને તખત કરીઆમાં આવીઉછે, તાંહાં સોનેરી ઘેરની બે કુરસીઓછે, એક શાંનશાહને સારૂં અને બીજી રાણીને સારૂં. તે કુરસીઓની ઉપરનું છતર સોનેરી કસબથી ભરેલું લાલ મખમલનું બનાવેલુંછે, અને તે છતરની કોરનાં જુદા જુદા ભાગમા નેપોલીઅનનુ નાંમ બતલાવવાને "એન" પાડવામાં આવીછે. તખતની આસપાસ જે જાહલર છે તેની ઉપર ઉદીઓગની નીશાંન દાખલ, સોનેરી કસબથી મધમાંખો ભરેલીછે જમીનથી તરણ ફાટીઆની ઉંચાઈ કરી તેની ઉપર તખતની કુરસીઓ મેલેલીછે, અને તે કુરસીની પછવાડે જે જાહલરછે તેની ઉપર કસબનો એક મોટો બુટો પાડેલોછે અને તેની ઉપર આરપાર તલવાર તથા "સેપટર" (રાજની લાકડી) પાડેલીછે. તેની વચેવચમાં ફરેનચના રાજની નીશાંન દાખલ ગરૂડપખશી પાડેલુંછે, અને તેની આસપાસ ફરતો ફુલનો હાર પાડેલોછે, અને તે હારને મથાળે "હેલમેટ" (ટોપ) છે, અને તેની ઉપર તાજ પાડેલુંછે. જે ઓરડામાં શાંહનશાહ ખાંણુ આપેછે તેની લંબાઈ ૧૭૬ ફુટછે, અને પોહોલાઈ ૩૨ ફુટછે. એ ઓરડાનો સણગાર પણ ઘણો સુંદરછે, અને તેમાં ૧૪ મા લુઈનું એક ઘોડા ઉપર પુતળુછે. ટુઈલરીના મેહેલની જોડ વેગલાઈએ "લુવર" નો નામીચો મેહેલછે. એ બે મેહલની વચમાંની જગા બાંધી લઈ બંને મેહેલો જોડી નાંખવામાં આવીઆછે. એ મેહલો જોડી નાંખવાનો વીચાર ૧૪ માં લુઈનાં વખતથી ચાલીઓ હતો, પણ તે અમલમાં લાવવાને વારેવાર અડચણો નીકલતી હતી. હાલનો શાંહનશાહ નેપોલીઅન ૧૮૫૨ નાં સાલમાં જારે "રીપબલીક" નો વડો હતો તારે તે કાંમ પાર પાડવાને તેણે હુકંમ કીધો હતો અને હાલ તે કામ લગભગ પુરૂં થયુંછે, અને તેની ઉપર (૨૦૦૦૦૦૦૦) બે કરોડ રૂપીઆનો ખરચ થયોછે. આ નવી ઈમાંરત બાહેરથી ઘણીજ ખુબસુરત દીસેછે. તેની આસપાસ જે બાગ કરવામાં આવીઓછે તાંહાં ૧૪ માં લુઈ તથા પેહેલા નેપોલીઅનનાં ઘોડા ઉપર પુતળા મેલવામા આવનારછે. મેહેલની અંદર જે પુતળાં મેલેલાછે, તે થોડાં નથી, જુદે જુદે ઠેકાંણે મળી એ છાંમા ઓછા ૨૫૦ પુતળાંછે. આ નવી ઈમારતનાં પેહેલા માળ ઉપર "લુવર" નું પુસતકખાંનું, કે જે આગળ લુઈ ફીલીપનું ખાંનગી પુસતકખાંનું ગણાતું હતું, અને જેમા ૮૫૦૦૦) પુસત

ણ માળછે. તેની આસપાસ એક મોટો બગીચોછે અને બગીચાની અંદર ઠેકાંણે ઠેકાંણે પુતળાંછે. એ મેહલ મયેનાં ચીતારો ૭ ભાગમાં વેહેચાએલાંછે; તવારીખને લગતા બનાંવો, નાંમીચા શખસોની તસવીરો, આ પુતળાં તથા મોહોડાં, પાદશાંહી મેહલોનાં ચીતારો, વાંહાંણોના ચીતારો, તથા નાંમીચા શખસોની કબરો ચીતારોછે. ફરાનસનાં લસકરે અસલનાં જમાંનાંથી તે હમણાનાં વખત સુધી, જે લડાઈઓ કીધીછે, તેનાં યા ફરાનસની તવારીખમાં અને જુદાં જુદાં રાજમાં જે નાંમીચા બનાંવો બનીઆ હતા, તેનાં ચીતારો પેલા ભાગમાં મેલવામાં આવીઆંછે. સબીઓનાં ભાગમાં ફારમંદ પાદશાહથી તે ફરાનસનાં છેક છેલ્લાં પાદશાહા સુધીની તથા નાંમીચા સરદારો અને પેહેલવાંનો તથા બીજા ઘણાં વખણાંએલા શખસોની સબીઓછે તેજ પરમાણે ૩૦૦ ફુટની લંબાઈનાં ઓરડામાં ફરાનસનાં સઘળા પાદશાહા તથા ઘણાએક નાંમીચા શખસોનાં પુતળાંછે. પાદશાહી મેહલોનાં ચીતારો જોયાથી આપણને ઘણીએક ખુશી પૈદા થાએછે, કાંએજે એ મયેનાં કેટલાએક આંજે હઈઆત નથી, તથા તે વખતની રેહેવાની ચાલ તથા પોશાક તથા ઘરની ગોઠવણ આ ચીતારો ઉપરથી આપણાં ધીઆંનમાં ઉતરેછે. આ ચીતારોના મોટા જમાંવને તેમનાં પુરાતનપણા પરમાણે ગોઠવવાની ધારણા થઈ હતી, પણ તેઓની સંખીઆ અતી ઘણીછે તથા કોઈ નાંહેના અને કોઈ મોટાંછે, તેથી હરેહેર અનુકરમ પરમાણે ગોઠવી શકાયાં નહી, માંટે તેમનાં કદ પરમાંણે ગોઠવવામાં આવીઆંછે. આ મેહલમાં આવાં ચીતારો અને પુતળાંથી ભરેલા બગોથી વધારે ઓરડાછે, અને દર એક ઓરડામાંથી નીકલીને બીજા ઓરડામાં જતી વેળાએ આપણે થાકેલા હોઈએ, તોપણ તે સઘળા જોવા વગર આપણને તે મેહેલ છોડવા ગમતો નથી, કાંજે દરએક ઓરડાનાં ચીતારો જુદી જુદી ખુબી બતાવેછે.

નેપોલીઅનને તાજ પેહેરાવવાની જે કીરીઆ થઈ હતી તેનો ચીતાર એક ઓરડામાંછે, તે જોનારાઓ ઘણોજ વખાંણેછે. જને તે ચીતાર બનાવીઓછે તેને ચાલીસ હજાર રૂપીઆ મળીઆ હતા. ૧૭૮૯ નાં વરસમાં ફરાનસમાં જારે બળવો થયો હતો તેમાં જેઓએ મુખીઅ ભાગ લીધો હતો, તેઓની સબીઓથી એક આખો ઓરડો ભરેલોછે. જેઓની સબીઓ આ જગોએછે તેઓ જે વેળાએ શાંહનશાહી રાજ થયું તે વેળાએ કેવા હતા, તેની પણ સબી મેલીઆમાં આવીછે. જેમકે નેપોલીઅન ૧૭૯૨ નાં સાલમાં લફટનેનટ કલનલ અને ૧૮૦૬ નાં સાલમાં શાંહનશાહ—૧૭૯૨ નાં સાલમાં સબ લફટનેનટ મારસલ લાં અને ૧૮૦૪ માં ડીઉક ડી માંટાબેલો—૧૭૯૨ માં મારસલ સોલટ સારજંટ અને ૧૮૦૪ માં ડીઉક ડી ડાલમાં—૧૮૦૨ માં મુરા સબ લફટનેનટ અને ૧૮૦૬ માં નેપલસનો પાદશાહ. એ પરમાણે જેવો બળવામાંથી વધી ગયા હતા તે સઘળાની તસવીરો આ ઠેકાંણે જોવામાં આવેછે.

એવું જાણાવીઆમાં આવીઉંછે કે જો આં મેહેલમાનાં દરએક ચીતારનો અભીઆસ કરવાને વાસતે પંદર પંદર મીનીટ કોઈ શખસ ઉભો રેહેતો, આખા મેહલ મયેનાં સઘળા ચીતારો જોતાં તેને કેટલાંએક અઠવાડીઆં થાએ. આ મેહેલની અંદર પાદશાહાને વાસતે એક નાંહનું દેવળ બનાવેલુંછે, તે પણ ઘણુંજ સારી રીતે સણગારેલુછે. એ મેહેલની એક બાજુએ નાંટકને સારૂ એક મોટો ઓરડોછે, તેની લંબાઈ ૧૪૪ ફુટ તથા પોહોળાઈ ૬૦ ફુટ અને ઉંચાઈ ૫૦ ફુટછે. હીંઆં બેસવાની જે જગા કીધેલીછે તે ઘણીજ સારી રીતે સણગારીઆમાં આવીછે, અને તાંહાં આરસી તથા ઝુમરની કસી ખુટ દીસતી નથી. બારીની અને દીવાલની ઝાલરોની કોર સોનેરી કસબનીછે. વચે વચમાં એક જગા કે જે ઘણી સારી રીતે સણગારીઆમાં આવીછે, તે પાદશાહાને વાસતેછે, અને તેની આસપાસની કુરસીઓ બાહેરનાં મુલકનાં એલચીઓને વાસતે રાખેલીછે. જારે હીંઆં કોઈ મોટો નાંટક અથવા ગાએણનો નાંચ થાએછે તારે ચાલીસ હજાર રૂપીઆનો ખરચ થાએછે. આ ઓરડો ઘણી વેળાએ મોટું ખાંણુ આપવાનું હોએછે તારે પણ કાંમમાં આવેછે. એવાં કાંમમાં એ જગો પેહેલાં જારે ૧૬ મો લઈ પરણીઓ હતો તારે આવી હતી અને ૧૮૫૫ માં આપણી રાંણી નેપોલીઅનની મુ

લાકાતને વાસતે પારીસ ખાતે ગઈ હતી, તારે તે નામદારને તે શાંહનશાહે અતરે ખાંણુ આપીઉં હતું. એ વેળાએ જે ભાગને "પીટ" કરી કેહેછે તેને અને રમત કરનારાઓની જગાનો ભાગ એક સપાટ કરી નાંખી એ હતો, અને ચારશો મેહેમાંનો તાંહાં ખાંણુ ખાવાને બેઠા હતા, અને તે વખતે ૪૨ ઝુમરો સલગાવીઆ માં આવીઆ હતાં. આ મેહેલમાં એક ઓરડો ૨૪૨ ફુટ લાંબો, ૩૫ ફુટ પોહોલો અને ૪૩ ફુટ ઉંચોછે, અને તે માં કોઈ મોટા કારણસર નાંચ આપીઆમાં આવેછે, તેનાં જેવા સણગારેલા ઓરડા દુનીઆંમાં થોડાજ જાંણી આમાં આવીઆછે. એ ઓરડામાં ઘણીજ ઉંચી કારીગરોથી બનાવેલી મેહેરાબની ૧૭ બારીઓછે અને એ બારીની સાંમે દીવાલમાં આરસીનાં તકતા જહેલાછે, અને આખા ઓરડામાં રાતા સંગેમરમરના ૬૦ થાંબલા છે, કે જેનાં મથાળાં અને તળીઆંનાં ભાગ ઉપર સોનેરી ઘેર ચહડાવેલોછે. આપણી નાંમદાર રાંણીને નેપોલી અને અતરે નાંચ આપીઓ હતો, તે વેળાએ દાદર તથા બારીઓ, દીવાલ અને થાંબલાં ઉપર ઘણાંજ ઉમદા અને નવાઈ સરીખાં ફુલોના હાર લટકાવીઆ હતા, અને તેથી તે ઓરડો એવોતો સોભી રહેઓ હતો, કે તે વખ તે જેઓએ તે દેખાવ નજરે જોયો હતો તેઓ પોતાની કલમથી તેનો ખરો ચીતાર આપી શકીઆ નથી. આ મેહેલમાં ફરનારાનાં જોવામાં બે અચરત સરખી કળીનાં ઘડીઆલ આવેછે. એકની ઉપર ફરાનસનાં ૧૪ માં લુઈની તસવીરછે, અને જારે તેની ઉપર ઘડી વાગેછે, તારે અંદરથી ગાએણનો સુર પણ નીકલેછે. બીજું ઘડીઆલ એથી પણ કીમતીછે. તેમાંથી આપણને મહીનો, તારીખ, વાર, ચંદરમાની ચલણ, પ્રુથ્વીનું ફરવું, અને ગરેહની ચાલ પણ માંલુમ પડેછે. શારલામેન પાદશાહા જે તાજ પેહેરતા હતો, તેનો સોનેરી ઘેર સાથનો એક નકસો એક ઓરડામાંછે. એ ઉપરાંત આ મેહેલમાં બીજી બેહદ ચીજો જોવાનીછે. આગ ળા પાદશાહઓ જે ટોલીઆ ઉપર સુતા હતા, જે કુરસીઓ ઉપર બેસતા હતા, જે ટેબલો ઉપર લખતા હ તા, તે સઘળી જેમ તેઓનાં વખતમાં હતી, તેમજ હજુર સુધી ગેહવા દીધીછે, અને તે કીમતી ચીજોને સંભા લી રાખવામાં ઘણીજ મેહેનત લીધી હોએ એવું ખુલ્લી રીતે દીસેછે. હમણા જારે શાંહનશાહ તથા તેનું કુટં બ તાંહાં જાએછે, તારે તેઓનાં ઉપીઓગને વાસતે જે સામાંનછે, તે પણ પાદશાહી દબદબા લાએકનોછે. કો ઈબી દાગીનો ભારી કીંમત વગરનો છેજ નહી, અને જાંહાં જશો તાહાં સોનેરી રંગ જોશો.

વારસેલનાં મેહેલની આસપાસનાં બાગ વીગે એવું જણાવીઆમાં આવીઉંછે કે, દુનીઆનાં સઉ થી સારા બાગો માંહેનો આ એક બાગછે પારીસનાં બીજા બાગો સાથે સરખાવતા એ બાગ ઘણોજ સરસ થએછે. એ બાગમાં જારે આપણે જઈએ, તારે એક તરફથી તાહાનાં તરેહવાર ઝાડો અને ફળો, તથા ફુલો અ ને બીજી તરફથી ઠેકાંણે ઠેકાંણે કરેલા હોજો અને તેમાં ઉડતા બુલંદ ફુંઆરા, તથા ઠામે ઠામ નેલેલા મોઈબતા અને ઉંચી કારીગરીનાં વાસણ તથા પુતળાં જોઈને કહેઓ બાગ વધારે પસંદ કરીએ, તેનાં વીચારમાં આ પણે પડીએછે. પણ એ સઘળાંની નેલવણીથી આ બગીચો એવોતો રળીઆંમણો તથા શોહામણો લાગેછે કે, જેઓ વારસેલનો મેહેલ જોવા જાએછે, તેઓ કેટલોએક વખત તે બગીચામાં કાહાડવાને સારૂ અંદરનો કીમ તી ખજાંનો ઉતાવલેથી જુએછે. કેટલાએક લોકો એક દાહાડો મેહલ જોવામાં રોકેછે, અને બાગમાં ફરવાનું બીજા દાહાડા ઉપર રાખેછે.

બાગમાં દાખલ થતાંને વાર કાંસાંનાં ચાર મોટાં પુતળાં આપણને દેખાએછે અને તેમની આસપાસ સંગેમરમરમાં કોતરી કાહડેલાં ચીતારો સાથે સણગારેલાં બે મોટાં સોભીતાં વાસણછે. તારપછી બે હોજ આપણે જોઈએછે કે જેનાં કીનારા ઉપર ૨૪ પુતળાંની હારછે અને તે હોજની વચેવચમાંથી ટોપલીનાં આ કારનાં ફુંઆરા ઉડેછે. મેહેલની બરાબર સાંમે જે અગાસી બાંધેલીછે, તેને બંને છેડે પાંણીનાં ફુંઆરા મુકવામાં આવીઆછે, અને એ ફુંઆરાની આસપાસ જુદાં જુદાં જાંનવરોના પુતળાં નેલેલાંછે. એ જગેથી જરાક આ ગળ ચાલીઆ કે સંગેમરમરનાં પથરથી બાંધેલી બીજી બે હોજ જોઈએછે અને એ હોજોની વચમાની જગામાં ચો

લાકાતને વાસતે પારીસ ખાતે ગઈ હતી, તારે તે નામદારને તે શાંહનશાહે અતરે ખાંણુ આપીઉં હતું. એ વેળાએ જે બાગને "પીટ" કરી કેહેછે તેને અને રમત કરનારાઓની જગાનો ભાગ એક સપાટ કરી નાંખીએ હતો, અને ચારસો મેજબાંનો તાંહાં ખાંણુ ખાવાને બેઠા હતા, અને તે વખતે ૪૨ ઝુમરો સળગાવીઆમાં આવીઆ હતાં. આ મેહેલમાં એક ઓરડો ૨૪૨ ફુટ લાંબો, ૩૫ ફુટ પોહોળો અને ૪૩ ફુટ ઉંચોછે, અને તેમાં કોઈ મોટા કારણસર નાંચ આપીઆમાં આવેછે, તેનાં જેવા સણગારેલા ઓરડા દુનીઆંમાં થોડાજ જાંણીઆમાં આવીઆછે. એ ઓરડામાં ઘણીજ ઉંચી કારીગરોથી બનાવેલી મેહેરાબની ૧૭ બારીઓછે અને એ બારીની સાંમે દીવાલમાં આરસીનાં તકતા જડેલાછે, અને આખા ઓરડામાં રાતા સંગેમરમરના ૬૦ થાંબલાછે, કે જેનાં મથાળાં અને તળીઆંનાં ભાગ ઉપર સોનેરી ઘોર ચહડાવેલોછે. આપણી નાંમદાર રાંણીને નેપોલીઅને અતરે નાંચ આપીઓ હતો, તે વેળાએ દાદર તથા બારીઓ, દીવાલ અને થાંબલાં ઉપર ઘણાંજ ઉમદા અને નવાઈ સરીખાં ફુલોના હાર લટકાવીઆ હતા, અને તેથી તે ઓરડો એવોતો સોભી રહેઓ હતો, કે તે વખતે જેઓએ તે દેખાવ નજરે જોઓ હતો તેઓ પોતાની કલમથી તેનો ખરો ચીતાર આપી શકીઆ નથી. આ મેહેલમાં ફરનારાનાં જોવામાં બે અચરત સરખી કળાનાં ઘડીઆલ આવેછે. એકની ઉપર ફરાનસનાં ૧૪ માં લુઈની તસવીરછે, અને જારે તેની ઉપર ઘડી વાગેછે, તારે અંદરથી ગાએણનો મુર પણ નીકળેછે. બીજું ઘડીઆલ એથી પણ કીમતીછે. તેમાંથી આપણને મહીનો, તારીખ, વાર, ચંદરમાની ચલણ, પુરથવીનું ફરવું, અને ગરેહની ચાલ પણ માંલુમ પડેછે. શારલામેન પાદશાહા જે તાજ પેહેરતો હતો, તેનો સોનેરી ઘોર સાથનો એક નકસો એક ઓરડામાંછે. એ ઉપરાંત આ મેહેલમાં બીજી બેહદ ચીજો જોવાનીછે. આગળો પાદશાહઓ જે ટોલીઆ ઉપર સુતા હતા, જે કુરસીઓ ઉપર બેસતા હતા, જે ટેબલો ઉપર લખતા હતા, તે સઘળી જેમ તેઓનાં વખતમાં હતી, તેમજ હજુર સુધી રેહવા દીધીછે, અને તે કીમતી ચીજોને સંભાળી રાખવામાં ઘણીજ મેહેનત લીધી હોએ એવું ખુલ્લી રીતે દીસેછે. હમણા જારે શાંહનશાહ તથા તેનું કુટંબ તાંહાં જાએછે, તારે તેઓનાં ઉપીઓગને વાસતે જે સામાંનછે, તે પણ પાદશાહી દબદબા લાએકનોછે. કોઈબી દાગીનો ભારી કીંમત વગરનો છેજ નહી, અને જાંહાં જશો તાંહાં સોનેરી રંગ જોશો.

વારસેલનાં મેહેલની આસપાસનાં બાગ વીશે એવું જણાવીઆમાં આવીઉંછે કે, દુનીઆનાં સઉથી સારા બાગો માંહેનો આ એક બાગછે. પારીસમાં બીજા બાગો સાથે સરખાવતાં એ બાગ ઘણોજ સરસ થએછે. એ બાગમાં જારે આપણે જઈએ, તારે એક તરફથી તાહાંનાં તરેહવાર ઝાડો અને ફળો, તથા ફુલો અને બીજી તરફથી ઠેકાંણે ઠેકાંણે કરેલા હોજો અને તેમાં ઉડતા બુલંદ ફુંઆરા, તથા થામે થામ મેલેલા ગોઈબતાં અને ઉંચી કારીગરીનાં વાસણ તથા પુતળાં જોઈને કહેઓ બાગ વધારે પસંદ કરીએ, તેનાં વીચારમાં આપણે પડીએછે. પણ એ સઘળાંની મેલવણીથી આ બગીચો એવોતો રળીઆંમણો તથા શોહામણો લાગેછે કે જેઓ વારસેલનો મેહેલ જોવા જાએછે, તેઓ કેટલોએક વખત તે બગીચામાં કાહાડવાને સારૂ અંદરનો કીમતી ખજાનો ઉતાવળેથી જુએછે. કેટલાએક લોકો એક દાહાડો મેહેલ જોવામાં રોકેછે, અને બાગમાં ફરવાનું બીજા દાહાડા ઉપર રાખેછે.

બાગમાં દાખલ થતાંને વાર કાંસાંનાં ચાર મોટાં પુતળાં આપણને દેખાએછે અને તેમની આસપાસ સંગેમરમરમાં કોતરી કાહડેલાં ચીતારો સાથે સણગારેલાં બે મોટાં સોભઈતાં વાસણછે. તારપછી બે હોજ આપણે જોઈએછે કે જેનાં કીનારા ઉપર ૨૪ પુતળાંની હારછે અને તે હોજની વચેવચમાંથી ટોપલીનાં આકારનાં ફુંઆરા ઉડેછે. મેહેલની બરાબર સાંમે જે અગાસી બાંધેલીછે, તેને બંધે છેડે પાંણીનાં ફુંઆરા મુકવામાં આવીઆછે, અને એ ફુંઆરાની આસપાસ જુદાં જુદાં જાંનવરોના પુતળાં મેલેલાંછે. એ જગેથી જરાક આગળ ચાલીઆ કે સંગેમરમરનાં પથરથી બાંધેલી બીજી બે હોજ જોઈએછે અને એ હોજોની વચમાની જગામાં આ

વીસ મોટાં સોભઈતા વાસણોછે. તારપછી બાગ મધેનાં એક ભાગને "આરેનજરી" કરીને નાંમ આપેલુંછે તે દીઠામાં આવેછે, તાંહાં નારંગીના ઝાડોની હાર લગાડેલીછે, તેનો દેખાવ ઘણોજ ખુશનુમાં લાગેછે. એ બાગ એક ટેકડી ઉપર રચવામાં આવીઓછે, તેની ઉપર ચહડવાને સારૂ બંને બાજુથી ૧૦૩ ફાંટીઆની સીહીડી મુકેલીછે. અંદર દાખલ થવાનું જે બારણુંછે તે પથરનુંછે અને તેની ઉપર ઘણી સારી નકસી પાડેલી છે. એ જગો ઉપર કાચનાં ગરંમ ઘરો બાંધેલાંછે તેમાં શીઆલાની રૂતમાં નારંગી તથા દાડંમના જાહાડો રાખીઆમાં આવેછે, કે જેથી તે ફળો તે મોહસમમાં પણ મળેછે. હીંઆંનાં નારંગીનાં ઝાડ મધેનું એક ઝાડ ફરાનસનાં પાદશાહ પેહેલા ફરાંસીસનાં વખતનું, એટલેજે ૪૩૬ વરસનું પુરાંણુછે, અને તે હજુર સુધી ફળ આપેછે. તેની ડાંખરીઓને સીધી રાખવાને વાસતે ટેકા આપેલાછે. આ "આરેનજરી" ના છેડાની બાજુએ જે જગા આવેલીછે, તાંહાં ફુલોનાં બાગ કીધાછે અને તેની વચોવચમાં વળી ફુંઆરાછે. તાંહાંથી આગળ ચાલીઆ કે વળી ફુલોનાં બાગ જોવામાં આવેછે અને તેની વચમા બે ફુંઆરાછે, તે એક પડાનાં આકારમાં ઉડેછે. વલી એક મોટો ફુંઆરોછે તેમાં પડા રોકા આકારમાં ચાર બીજા ફુંઆરા ઉડેછે, અને તેમની આસપાસ તરેહવાર પુતળાં મેલેલાંછે. એ ફુંઆરાની આસપાસ જે ઝાડોછે, તેની અંદર સંગેમરમરનાં આઠ પુતળાંછે. વલી જરાક આગળ ચાલીઆ, કે સંગેમરમરના બાંધેલા બે ફુંઆરાછે, અને તેઓની વચે "ઈઉ" જાતનાં ઝાડો રોપેલાંછે, અને તેમની આસપાસ બચાંઓની ટોલીનાં આઠ પુતળાંછે. વળી એક બીજો બાગ છે કે જેની આસપાસ ઝાડીઓ કાપીને રોનકદાર બનાવીછે, તાંહાં બાવીસ પુતળાં ગોઠવેલાંછે. હીંઆંથી નીકલીઆ પછી એક બીજો ફુંઆરોછે, તેમાં પડતી પાંણીની ધાર ચાર માંછલી અને ચાર હાંસનાં પુતળાંનાં મોહોડાંમાંથી નીકલેછે. એક ફુંઆરોછે તેહમાં પાંખ સાથેનાં સાંકનાં મોહોડામાંથી પાંણી ઉડેછે, તેની ધાર ઘણીજ ઉંચી જાએછે. પણ જે ફુંઆરો "બેસીન ડી. નેપચીઉન" એ નાંમથી ઓલખાએછે, તે સઉથી સરસ ગણાએછે. એ ફુંઆરાની આસપાસ પુતળાંનાં પાંચ ટોલાંછે, અને તે સઘળાની અંદરથી પાંણી ઉડેછે. વચોવચમાં બે મોટા સરપોના મોહડાંમાંથી જે પાંણી ઉડેછે, તે ઘણુંજ ઉંચે જાએછે. એ ફુંવારાની આસપાસ જે સોભઈતા વાસણોછે તેમાંથી પણ પાંણી ઉડેછે. હીંઆંથી નીકલીઆ પછે એક ગોળ આકારનો બાગ જોઇએછે, તેને ફરતાં "ઈઉ" ના ઝાડો રોપેલાંછે અને તે ઝાડોની વચે પુતળાંની હાર ગોઠવેલીછે, તારપછી સીહીડી ઉપર ચહડી એક અગાસી ઉપર જઈએછે, તાંહાં સંગેમરમરનાં પથરનું એક ઘણુંજ કીમતી સોભઈતું વાસણ છે. અને દર સીહડીએ પણ વાસણો મેલેલાંછે. તાંહાંથી નીકલીઆ કે વળી એક ઘણોજ ખુશનુમાં ફુંઆરો આવેછે, તેમાં પડા રોકા આકારનાં પાંચ ફુંઆરા એક એક ઉપર ઉડેછે, અને તેની આસપાસ દેડકા તથા કાચબાનાં પુતળાંછે, તેઓનાં મોહોડાંમાંથી જે ધાર નીકલેછે, તે મેહરાબનાં આકારમાં થઈને ઉડેછે, અને તે ફુંઆરાને બે છેડેથી પાંણીની ધાર ઉડતી કરેલીછે, તે ધાર ઉંચાઈમાં ૩૦ ફુટ સુધી જાએછે, તેથી આ ફુંઆરાનો દેખાવ ઘણોજ સારો લાગેછે. તારપછી બાગનો જે ભાગ આવેછે, તાંહાં સંગેમરમરનાં બાર પુતળાં અને બાર વાસણોછે. તે મેલીઆ પછી વળી એક મોટો ફુંઆરો આવેછે કે જે "બેસીન. ડી. નેપચીઉન" નાં ફરતાં જરાક નાંખેલોછે. એની અંદર એક પુતળુંછે તેમાં ચાર ઘોડાની ગાડીમાં સવાર થએલો ઉગતો દીવસ પાડેલોછે, અને તેની આસપાસ મોટાં જાંનવરોનું ટોલું પાડેલુંછે. ગરમીની રૂતમાં જેઓનો શોખ હોએ, તેઓને હોડીમાં ફરવાને બની આવે તેને વાસતે ૧૮૦ ફુટ પોહોળી અને ૪૨૦૨ ફુટ લાંબી પાંણીની એક નેહેર બનાવેલીછે. તારપછી મેહેલ તરફ પાછા ફરતાં એક ફરતો બાગ બનાવેલો આપણા જોવામાં આવેછે, અને તેની આસપાસ સંગેમરમરનાં ૩૨ થાંભા ઉભા કીધેલાછે. દરએક બેનાં મેહરાબથી જોડેલાછે, અને તે મેહરાબોની ઉપર કીમતી વાસણો મેલેલાંછે. અને દરએક મેહરાબની વચમાં પાંણીનાં ફુંઆરા કીધેલાછે. અને તે બાગની વચોવચમાં એક મોટું પુતળું મેલેલુંછે. આ જગા છોડીઆ પછી બે ફુંઆરાછે તેમાં વસંત રૂતુ અને

ઉનાલો બતાવનારાં બે પુતળાંછે. વસંત રૂતુનાં પુતળાંમાં એક ઓરત પાડેલીછે અને તેની આસપાસ ફુલોની ટોપલી જથાબંધ પડેલીછે, અને છોકરાંઓ માંથામાં તથા ગલાંમાં ફુલોનાં હાર નાંખી ઉભેલાંછે. ઉનાલાના પુતળાંમા એક ઓરત ગહુંનાં ખેતરમાં હાથમાં દાતરડું લેઈને ઉભેલીછે અને તેણીની આસપાસ બાળકો ઉભેલાં છે. તારપછી એક ફુંઆરો આવેછે કે જેની વચેવચમાંની ધાર ૭૦ ફુટ ઉચે ઉડેછે. હીંઆંથી નીકલીઆ પછી જે બીજો ફુંઆરો આવેછે, તે વળી બીજી તરેહનોછે. તેની આસપાસ ઝાડો રોપેલાંછે, અને તેની વચમા ખડક બાંધેલોછે. એક આદમી એ ખડક ઉખેડી નાંખવાની કોશેસ કરતો હોએ તેવું પુતળું પાડીઉંછે, અને તેનાં મોહોડાંમાંથી જે પાંણીની ધાર ઉડેછે તે ૬૦ ફુટ ઉંચે જાએછે. તે આદમીનાં હાથમાંથી તથા ખડકનાં જુદા જુદા ભાગમાંથી પણ પાંણીની ધારો ઉડેછે. એક બીજે ઠેકાંણે પણ ઝાડોનાં બાગની અંદર ખડક બનાંવેલોછે, અને તે ખડકમાંથી નીકલતાં પાંણીથી તેની નીચે એક નેહર થઈછે. એવું જણાવીઆમાં આવીઉંછે કે જે દીને એ સઘળા ફુંઆરા ચલાવીઆમાં આવેછે તે.દીને તેનાં ઉપર લગભગ પાંચ હજાર રૂપીઆનો ખરચ થાએછે. ઉપલા ફુંઆરાઓની ખુબસુરતી વીશે જેટલા વીશેસણો લગાડી બોલીએ તે પુરતાં નથી. ફકત નજરે જોયાથીજ તેમની ખુબી સમજ પડેછે. વારસેલનાં બાગનું બયાંન કરવા બેસીએતો બાગ, બાગ અને બાગ; ફુલ, ફુલ અને ફુલ; ફુંઆરા ફુંઆરા, અને ફુંઆરા, પુતળાં પુતળાં અને પુતળાં, એ બોલો એટલા આવેછે કે તેનો થાગ નથી.

વારસેલનાં મેહેલને લગતો તબેલોછે તાંહાં શાંહનશાહની મોટી ગાડીઓ આપણાં જોવામાં આવેછે. એ ગાડીઓની ઉપર તમાંમ સોનેરી ધોરછે અને જાંણે આખી સોનાંની બનાવેલી હોએ તેવી નજર આવેછે. શાંહનશાહ પોતે પરણીઓ હતો, તારે જે ગાડી બનાંવીઆમાં આવી હતી તે ખચીત ઘણીજ સુંદરછે, અને તેની કીમત એક લાખ રૂપીઆની જણાવીઆમાં આવીછે.

---

## મકરણ ૭ મું.

## સંગરસથાંનો—પુસતકખાંનાં.

વીદીઆ, એલમ અને હુનરમાં પારીસનુ અગતપણ—દર વરસની મોહસમના સંગરહસથાનો—દર પંદર વરસનુ મોટું સંગરહસથાન—જુના લુવરનો મેહેલ તથા સંગરહસથાન—"જારડે ડ પલા" નો બાગાએત તથા જીરાએત બાગ—એ બાગને લગતુ કીમતી સંગરહસથાંન તથા જાનવરોનો સંગરહ—વીદીઆ તથા એલમનો ફેલાવો કરનારી મંડળીઓ—પુસતકખાના—"બાઇબલીઓથકે ઇમપીરીઅલ" પુસતકખાનાનો હેવાલ.

પારીસ જેમ પોતાનાં મેહેલો, બાગો, દેવળો અને તરેહવાર ગમતોનાં કારખાંનાંઓમાં સરસછે, તેમ વીદીઆ તથા હુંનરની બાબદમાં યુરોપનાં બીજાં શેહેરો કરતાં કોઇબી રીતે ઉતરતો દરજ્જો ધરાવતુંજ નથી. આ શેહેરે મોટા વીદીઆવાંનોને જનંમ આપીઓછે, અને વીદીઆ તથા હુંનરને લગતી ઘણીએક શોધનું માંન તેને ઘટેછે. હીઆંનાં પુસતકખાંના અને સંગરહસથાંનો તથા વીદીઆ અને એલમનો ફેલાવો કરનારી મંડળીઓ યુરોપ ખંડમાં પેહલે વાંધેનો દરજ્જો ધરાવેછે. મેહેલોનું બયાંન જે આગળ કીધામાં આવીઉંછે, તે ઉપરથી દીઠામા આવીઉં હશે, કે દર એક મેહેલ એક સંગરહસથાંનછે. વળી તે સાથે પારીસમાં સઘળાં મલીને બીજાં ૨૯ જાહેર સંગરસથાંનોછે, તથા ૯ ખાંનગીછે, પણ લોકોનાં ફાએદાને સારૂ ઉઘાડાંછે, તથા બીજાં ૬ છે, તે માલેકોની પરવાનગીથી જોઇ શકાએછે, અને તેહમાં બારંન જેમસ રાથસચાઇલડનું (આઇલ પેનટીંગસ) રંગનાં ચીતારોનું સગરહસથાંન ઘણુંજ કીમતીછે. ઉપલાં સંગરહસથાંનો અસલનાં તથા હાલનાં જમાંનાની કારીગરી તથા હુંનરની તથા સઘળી વીદીઆ તથા એલમને લગતી બાબદોની વસતુઓથી પુરછે, અને તાંહાં જાઇ તેઓની તપાસ કરીઆથી તથા જેયાથી આપણાં ગ્નાનમાં ઘણોએક વધારો થાએછે.

વળી એવાં કીમતી અને જાયક ખાતાં હયાત છતા, દર વરશે કેટલાંએક સંગરહસથાંનો તે વરસની મોહસમ સુધી ઉઘાડીઆમા આવેછે, એટલેજે, ગયાં વરસમાં હુંનર તથા કારીગરીની જે જે વસતુઓ બની હોએ તેમનો તથા દર એક મોહસંમની કુદરતી ઉતપંતીની વસતુઓનો સંગરહ તે મોહસંમમાં દેખાડીઆમાં આવેછે. વળી આ પુસતકનાં ઘણાએક વાંચનારાઓને ખબર હશે, કે સને ૧૮૫૪ નાં વરસમાં પારીસમાં આખી દુનીઆંના હુનર અને ઉદીઓગની વસતુઓનું એક મોટું સંગરહસથાંન ઉઘાડીઆમાં આવીઉં હતું. જારે આ પુસતક લખનાંર પારીસમાં હતો, તારે એ સંગરહસથાંનની ઇમારત ખાલી હતી, તેથી તે વીશેનુ બયાંન આ જગાએ આપી શકાતું નથી તથા એવાં સંગરહસથાંનથી દુનીઆંને કેવા અગણીત ફાએદા થાએછે, તેનું વરણન ઇંગલંડનાં ભાગમાં કરીઆમાં આવશે, તેથી આ જગાએ વધારે બોલવાની અગત નથી. પણ જેઓએ તે સંગરહસથાંન જેયુ હતું તેની તેઓ ઘણી તારીફ કરી ગયાછે. દુનીઆમા ઉતપંન થાતી સઘળી વસતુ તથા સઘળા હુનર અને કારીગરીનો તાંહાં એક મજોજ કીમતી સંગરહ બનીઓ હતો. આ મોટું સંગરહસથાંન પારીસમાં દર પંદર વરસે ઉઘાડીઆમાં આવશે.

પારીસમાં સઉથી સરસ સંગરહસથાંન હાલમાં જુનાં લુવરનું ગણાએછે. જુનાં લુવરનો મેહેલ જેનુ એક ગોએતવીઉં અને બે માલછે, તે નદીનાં માથા ઉપર આવેલોછે, અને તેનો બાહેરનો દેખા

ય ઘણોજ સુંદરછે. એ ઈમારતનો પેહેલો પાયો સને ૧૫૨૮ ના વરસમાં નખાયો હતો, પણ ઘણીએક અ ડચણોને લીધે તેનું બાંધકાંમ લાંબી મુદત શુધી પુરૂં નહી થયું હતું. સને ૧૮૦૨ ના સાલમાં છાપરાં શીવા એ સઘળું કાંમ પુરૂં થયું હતું. નેપોલીઅન બોનાપારટે એ મેહેલ તમામ કરાવીઓ. નવમાં ચારલમે, તરીજા તથા ચોથા હેનરીએ, તથા તેરમાં તથા પંદરમાં લુઈએ, આ મેહેલમાં પોતાનું રેહેવાનું મથક કીધું હ તું, પણ હાલમાં માતર રાજકારોબારનાં કોઈ મોટા કાંમસરજ તેને વાપરીઆમાં આવેછે, અને તેનો ઘણો ભ શે ભાગ અસલનાં જમાનાની તથા નામીચી કારીગરીની વસતુઓનાં સંગરહથી રોકવામાં આવીઓછે. એ મે હેલનાં આગળા ભાગની લંબાઈ ૫૨૫ ફુટછે અને ઉંચાઈ ૮૫ ફુટછે. વચેવચમાનાં ઓરડાની પોહોલાઈ ૮૮ ફુટછે. એ મેહેલની ઉગમણ તરફની બાજુનાં બાહેરનાં દેખાવની ઘણી તારીફ થાએછે. અઠાવીસ બેવડા થાંબાની ઉપર એક ઘણીજ ખુબશુરત ગીઆલરી કાહાડેલીછે. લોકોએતલીએ અંદર દાખલ થયા પછી નદીની બીજી બાજુ શુધી જે ઓરડાઓ આવેલાછે, તેની ઉપરની સીલીંગ ઘણીજ તારીફ લાએકછે. દરએક ઓરડાની સીલીંગ ઉપર જુદી જુદી મતલબનાં સુંદર ચીતારો પાડેલાંછે, તે જોઈ આપણા જીવને ઘણોજ આનંદ ઉપજે છે. એક ઓરડાની સીલીંગ ઉપર આકાસી આતશની મદદથી "પરોમીથીઉસ" † આદમીને પરાંણ બખશ તો હોએ તેવો ચીતાર આપેલોછે. બીજા ઓરડાની સીલીંગની ઉપર જસટીનીઅન, રોમના મુલકને ધારા આપતો હોએ, એવી રીતે પાડેલોછે. તરીજા ઓરડા ઉપર અસલનાં યુનાંનીઓનાં ઘણાએક બુતપરસતી ચી તારોછે. ચોથામાં ફતેહેની નીશાંન દાખલ "મીનરવાએ" આલીવનાં ઝાડની ડાંખલી પકડેલીછે. પાંચમામાં રોમની અસલી તવારીખનાં કેટલાએક બનાવોનો ચીતાર આપીઓછે. છઠામાં ડાહપણ અને નેકીની મતલ બ જાહેર કરનારા ચીતારો ઘણીજ ચંપલાઈથી પાડેલાં દીશેછે. આ સઘળાં ચીતારો જોકે ઘણા વરસનાંછે તોપ ણ નવાં અથવા થોડુંએક થયું પાડેલાં હોએ તેવાં લાગેછે, તેમનો રંગ અને આકાર ઘણોજ ખુબસુરતછે, અ ને ફરાનસમાં જે સઉથી નામીચા કારીગરો થઈ ગયાછે તેઓનાં હાથની કારીગરીનાંછે. એ ઓરડાની દીવાલો તથા લોએને સંગેમરમરના પથરનો આકાર આપવામાં આવીઓછે. એ ઓરડાઓમાં અસલનાં વપ્તની ચીજોનો ભારી સંગરહછે, તેમાં ૨૪૦ આદમી તથા જાંનવરોનાં પુતલાં, ૨૩૦ અરધાં પુતળાં, ૨૧૫ કો તર કાંમની વસતુઓ, ૨૩૫ નામીચી કારીગરીનાં સોલઈતા વાશણો; જુમલે ૯૨૦, પદારથોછે. એક બીજો મોટો ઓરડોછે તેની બવે બાજુએ લાકડાંની કબરો ગોઠવીઆમાં આવીછે, અને તે મધે કાંસાંની, ધાતુની ત થા બીજી ઘણી અસલી ચીજોનો સંગરહછે. એ ઓરડામા ઘણાજ રોનકદાર, કીમતી અને ઉચી કારીગરીનાં તરણ વાશણોછે તેહમાં અગત કરીને વચે વચમાનું જે ઘણુંજ સુંદર ગણાએછે, તે બરલીન શેહેરમાં બનાવેલુંછે, અને પુરૂશીઆનાં પાદશાહે લુઈ ફીલીપને ભેટ આપીઉં હતું. એજ ઓરડાનાં એક ખુણા મધે કાચની એક પેટી માં કેટલાંએક હથીઆરો જોવામાં આવશે, તે નવાં લુવરનો પેહેલો પાયો જારે નાંખીઓ હતો, તારે કાં મે લગાડેલાં હતાં. આ જગેથી નીકલીને જે ઓરડામા જઈએછે, તે ઓરડાની સીલીંગના તરણ ભાગ કરી તે માં વખાંણવા જોગ ચીતારો પાડેલાંછે. વચમાનું ચીતાર " જુપીટર " દરીઆની અને જમીનની પેદાસનાં ફા એદા બતાવતો હોએ એવી મતલબનું પાડેલુંછે, અને તેની આસપાસનાં ચીતારો લડાઈ તથા વેપારની મતલબ દેખાડેછે. એ ઓરડાની અંદર અસલ જમાનાની કારીગરીનાં મોલાએમ તથા " ટેપીસટરી " નાં ભરતનાં તથા કોરી તથા ચીની તથા હાથીદાંતનાં કાંમનાં નમુનાંછે. હીંઆ હાથીદાંતનો એક પરદોછે, અને તેનાં ૬૯ ભાગ કીધાછે, અને દર એક બાગની અંદર બાઈબલમાં લખાએલા બનાવોનાં ચીતારોછે. આ જગાથી ની કલીઆ પછી " પોરટરેટ ગીઆલરી " અથવા સખીઓનાં ઓરડામા જઈએછે.

† યુનાની લોકોમા એવી કાહણીછે કે, આગળ દુનીઆમા આતશ હતો નહી, તેને " પરોમીથીઉસ " નામના દેવે બે હસતમાથી ચોરી લાવીને આ પુરથવીમા આપીઓ હતો

મલી હતી, તેહેમાંની ઘણીએક હીંઆંછે. ઉપલાં બે શેહેરોમાં રાંધવાનાં કાંમમાં જે હથીઆરો આવતાં હતાં, તે પણ હીંઆંછે. આ જગેથી નીકળીઆ પછી જે પાંચ ઓરડાઓ આવેછે, તેમાં ફરાનસનાં કેટલાએક પાદશાહાઓની તસવીરોછે. એક ઓરડાની વચે વચમાં એક જાતના લાકડાંની એક મોટી કબટછે, તેની અંદર તેરમાં તથા ચઉદમાં લુઇ, બીજા ફરાંસીસ તથા બીજા તથા ચોથા હેનરીએ જે બખતરો પેહેરીઆં હતાં તે મેલેલાંછે. તેની પડોસનાં ઓરડામાં એવીજ એક બીજી કબટછે, અને તેમાં પણ નવમાં ચારલસ, પેહેલા ફરાંસીસ અને બીજા તથા તરીજા હેનરીનાં બખતરોછે. એ ઓરડામાં ઘણીજ સારી કારીગરીનો એક ટોલીઓછે, કે જેની ઉપર ચોથો હેનરી સુતો હતો, અને એજ પાદશાહ જારે બાળક હતો તે વખતનાં આકારનું તેનું રૂપાંનું પુતળું એ ટોલીઆ ઉપર હવડાં જોવામાં આવેછે. આ ઓરડાનાં સીલીંગનું કોતરકાંમ ઘણુજ બારીકછે. બીજા ઓરડાની અંદર એક કબટછે તેમાં ઘણીએક કીમતી અને પુરાંણી વસતુઓછે અને તેમાં એક ગુમર અને આરસી, કે જેમાં કીમતી હીરા જડેલાછે, અને જે વસતુઓ વેનીસની સરકારે " મેરી ડી મેડીસી" ને ભેટ દાખલ આપી હતી, તે પણ અતરે જોવામાં આવેછે. એજ કબટમાં આગળા પાદશાહોની બંદગી કરવાની કેતાબોછે અને તેમાં ઇસવી સને ૭૮૦ નાં સાલની શારલામેનની બંદગી કરવાનું પુસતક પણછે. બારીની આગળ લખવાની બે ટેબલોછે, તેમાંની એક અટારમાં લુઇની અને બીજી લુઇ ફીલીપની હતી. આ પાછલી ટેબલની ઉપર ૧૮૪૮ નાં સાલનાં બલવાખોરોનાં હાથની નીશાંનો દેખાએછે. પાંચમાં ઓરડામાં નેપોલીઅન બોનાપારટની સઘળી નીશાંનોછે. એ ઓરડાની સીલીંગ ઉપર નેપોલીઅનનું નાંમ લખેલુંછે, અને તેનાં રાજમાં વીદીઆ અને હુંનરનો જે વધારો થયો હતો, તેની મતલબ જાહેર કરનારા ચીતારોછે અને તેની દીવાલ ઉપર ઉદીઓગની નીશાંન દાખલ મધમાંખીઓનાં ચીતારો પાડેલાંછે. મોટી દરબાર હોએ તે વખતે નેપોલીઅનનો પેહેરવાનો પોશાક, તથા તેનાં ઘોડા ઉપરની જીન અને લગાંમ, તથા તલવાર, અને મારેનગોની લડાઇનિ વખતે પેહેરેલો ડગલો, તથા એ શાંહનશાહ જાહરે પેહેલો કાનસલ હતો તારે તેનાં કાંમમાં આવતી તલવાર તથા ૧૮૧૪ ની લડાઇમાં તથા સેંટ હેલીનામાં જે ટોપીઓ તે પેહરતો હતો તથા મરવાનાં બીછાનાં ઉપર પોતાનાં હાથમાં જે રૂમાલ તેણે રાખીઓ હતો, તે વગરે એ સુરા પેહેલવાન અને મોટા શાહનશાહની ઇઆદગારી દાખલની બીજી ઘણી વસતુઓ આ ઓરડામાં જોવામાં આવેછે, અને તે ઉપર નજર કરીઆથી નેપોલીઅનની મોહટાઇ જાંણનારનુ હઇડું ભરાઇ આવીઆ વીના રેહેતું નથી. આ મેહેલની ઓતર દશાનાં બીજા માળ ઉપર ૧૧ ઓરડાની એક હારછે, તે મધે જે સાંમાંનછે તે ખરેખર જોવા જોગછે. તાંહાં નામીચા અને વખણાએલાં વાંહાંણોના નમુનાછે. એક ઓરડામાં કાચની કબટમાં જે સાંમાથી મીસરદેશ મધેનો મીનારો લાવી, પલાસ ડી લા કાંનકારડ નાં ચોકમાં મેલીઓછે, તેનો નમુનો જોવામાં આવેછે. લફટેનેનટ બેલો, જે સર જાંન ફરાંનકલીનની શોધમા મરણ પાંમીઓ હતો, તે દેલાવર જુવાંનની ઇઆદગારીને વાસતે ફરાનસમાં રેહનારા ઇંગરેજોએ આ ઓરડામાં દીવાલની ઉપર નોંધ તરીકે કેટલુંએક વરણન કરેલુંછે. વાંહાણોનાં નમુનાં સાથે, હીંઆં, દરીઆની મુસાફરીનાં કાંમમાં વાહાંણ ઉપર ઉપીઓગનાં જુદાં જુદાં હથીઆરો તથા બાફના સાંચાનાં નમુનાં પણછે. આ જગો છોડીઆ પછે જે તરણ ઓરડા આવેછે તેમાંનાં પેહલામાં ચીની કાંમની ઘણીએક જોવા લાએક જીનસો તથા એશીઆ ખંડનાં વચમાંનાં ભાગનાં મુલકોમા જે હથીઆરો વાપરતા હતા તથા વાપરેછે, તેમાનાં ઘણાએક નંગો જોવામાં આવેછે. બીજા ઓરડામાં ચીનાંઇ મુંક તથા બોટોનાં નમુનાછે. તરીજા ઓરડામા દખણ માહાસમુદરનાં ટાપુનાં રેહવાસીઓ જે હથીઆર વાપરેછે તથા જે જીનશો પેહેરેછે તેમાંના ઘણાંએક જોવા લાએક નમુનાછે. એ ઓરડાની વચમાં હીંદુઓનાં જગરનાથનાં નાંમીચા દેહેડાનો નમુનોછે. એ જોઇ રહીઆ પછી તરણ ઓરડામાં એસીરીઆના મુલકમાંથી કેટલીએક તખતીઓને ફરેનચ કાંનસલ એલબોટાએ પારીસ મોકલાવી હતી, તે મેલેલી આપણા જોવામાં આવે

છે. એ ઓરડાની પહોસમાં એક મોટો ઓરડોછે તેમાં મીસરનાં અસલનાં વખતનાં ઘણાજ કદાવર પુતળાં છે. જોકે એ પુતળાં આજ તરણ હજાર વરસ થયા પુરાણાંછે તો પણ તેમની ઉપરનો રંગ જાંણે તરત નોજ હોએ એવું દેખાએછે અને તેથી જોનારને કેટલીએક અચરતી ઉપજેછે. એ ઉપરાંત બીજા આસરે પચાસ ઓરડા હશે તેમાં જુદા જુદા દેશની જોવા લાએક વસતુઓછે.

લુવર એક મોટું સંગરહસથાંન બનેલુંછે અને તેમાં જેટલું જોવાતુંછે તે ઉપર વીચાર કરતાં ઉપલું બયાંન ઘણુંજ થોડુંછે. હરકોઈ મુસાફર એક દીવસમાં આ સંગરહસથાંન સઘળું જોઇ શકતો નથી, તેથી તેને તાંહાં તરણ અથવા ચાર વખત જવું પડેછે, અને તે વેળાએ પણ ઉતાવળેથી ફરી જવું જોઈએછે. દરએક ચીજ છુટું વરણન કરવા જોગછે, પણ તેમ આ પુસતકમાં બની શકતું નથી. એટલુંજ કેહેવું બસછે કે, એ મોટાં સંગરહમાં એકબી વસતુ એવી નથી, કે જે જોવાલાએક નહી હોએ, અથવા જે જોઇને આપણને કેટલીએક અચરતી તથા ખુશી નહી ઉપજે. જે પારીસ ખાતે જાએ અને લુવરનો મેહેલ જોવાની ગફલત કરે, તે મુસાફરીનાં કાંમને લાએકનો નહી કેહવાએ.

વળી એક બીજું નાંમીચું સંગરહસથાંનછે, તે " જારડે ડ પલાં " નાંમનો એક બાગાએત તથા જીરાએત બાગ, કે જે ઝાડ પાંનની વીદીઆ સીખનારને ઘણોજ અગતનો અને કીમતીછે, તેની સાથે જોડેલુંછે, તે બાગ તથા સંગરહસથાંનનું બયાંન નીચે આપીએછે.

એ સંગરહસથાંન ફરાનસનાં પાદશાહ તેરમાં લુઈએ રચીઉં હતું, અને તેહમાં સઘળી જાતનો સંગરહ કરવાને તે દેશનાં મોટા મોટા વીદવાંનોએ મદદ કીધી હતી. ઇસવી સને ૧૭૩૯ માં વખણાએલો ફીલસુફ "બુફાં" ને એ સંગરહસથાનનો ઉપરી ઠેરવીઆમાં આવીઓ હતો તેણે તાંહાંનાં બાગને સુધારવાને ઘણી મેહેનત લીધી હતી. તેની સાથે સાંમેલ થાઈ બીજા વીદીઆરથીઓએ એ સંગરહસથાંનનાં બીજા ભાગો ઉપર ઘણુજ ધીઆંન આપીઉં, પણ પછવાડેથી જેવારે ૧૭૮૯ માં ફરાનસ દેશમાં મોટો બળવો ઉઠીઓ, તે વખતે જોકે મદરેસાઓ અને બીજાં વીદીઆ હુનરનાં ખાતાંઓની ઝીસાલે એ સંગરહસથાંનનો તદન નાસ થાયો નોહતો, તોપણ તે ઘણીજ પડતી હાલતમાં આવી પડીઉં હતું અને તે હાલતમાં છેક બોનાપારટનાં વખત શુધી રહીઉં. એ શાંહનશાહે તેને પાછું સુધારવાની કોશેસ કીધી હતી અને તેવાર પછી તે સારી અવસથામાં રહેલુંછે, અને તેનો ખરચ સરકાર પુરો પાડેછે તથા એ ખાતાં ઉપર એક પરધાંનની સતા ચાલેછે.

એ સંગરહસથાંનનાં પાંચ ભાગ કીધેલાછે. પેહલા ભાગમાં ઝાડ પાનનો મોટો બાગછે, અને તેમા ગરમ દેશનાં રોપા ઉગાડવા સારૂ જુદી જુદી જગાઓ બાંધીને તાંહાં બાફની મદદથી જરૂરની ગરમી કાએમ રાખવામાં આવેછે. બીજા ભાગમાં વનસપતીની જાંનવરી અને ધાતુઈ પદારથો ગોઠવેલીછે. તરીજા ભાગમાં સગળી જાતનાં જીવતા જાંનવરો રાખેલાછે. ચોથા ભાગમાં કુદરતી તવારીખને લગતું પુસતકખાંનુંછે. પાંચમાં ભાગમા તરેહ તરેહના હથીઆરો, સાંચા, ભઠીઓ તથા વીદીઆ અને હુંનરને લગતી જુદી જુદી બાબદો ઉપર ભાશાણ કરવાના કારણસર જરૂરનો તથા તેવોજ બીજો સામાન રાખેલોછે. એ ભાશાંણો ફરાનસની જુદી જુદી મદરેસાનાં શીખશાગુરૂઓ કરેછે અને તે વીશે આગળથી ખબર આપીઆમાં આવેછે. એ આખું સંગરહસથાંન ઉભું કરતાં (૧૬૦૦૦૦૦) સોલ લાખ રૂપીઆનો ખરચ થયો હતો. જારડે ડ પલાંનાં બાગમાં દાખલ થતાં પેહલી જે ઇમારત આપણાં જોવામાં આવેછે તેમા જાંનવરી ચીજેનો સંગરહ કીધેલોછે. તેની જમણી બાજુ ઉપર પુસતકખાંનું તથા ધાતુઈ અને વનસપતીની પદારથોનો સંગરહછે. ડાહાવી બાજુએ આગળ કહીઉંછે, તેમ ગરમ ઘરો અને જીવતા જાંનવરોનો સંઘરહછે. તેમની વચે વચની જગામાં બંને બાજુએ લીંબુનાં તથા "ચેસનટ" ના ઝાડો રોપેલાંછે. બાગમાં સરવે જાતનાં ઝાડોનાં સંગરહની ગોઠવણ ઘણીજ સારી રીતે કીધેલીછે. તેમની ઉપર જુદા જુદા રંગની તીકીટો મારેલીછે. રાતી તીકીટ

વાળાં ઝાડો દવાઈનાં કાંમમાં આવેછે, લીલી તીકીટવાળાં ખાધાનાં કાંમમાં, જાંબુરી તીકીટવાળાં હુંનરનાં કાંમમાં, અને પીલી તીકીટવાળાં સણગારનાં કાંમમાં આવનારાંછે, તથા જે ઝાડો ઉપર કાલી તીકીટો વળ ગાવેલીછે તેઓ ઝેહેરીછે. એ બાગ દરરોજ તરણથીતે પાંચ વાગા શુધી લોકોને સારૂ ઉઘાડો રાખીઆમાં આવેછે. એ બાગમાં બે ટેકડી દીઠામાં આવેછે, તેમાની એકને મથાળે પીતળનો ઓતેલો તંબુ મારેલોછે અ ને તેમાં બેઠકો ગોઠવેલીછે. એ જગા ઉપરથી તે બાગનો તથા પારીસનાં કેટલાએક ભાગનો દેખાવ ઘણોજ ખુસનુમાં લાગેછે. બીજી ટેકડી જે પશચમ દશા તરફછે તેની ઉપર સરોવરની જાતનાં ઝાડો રોનક ભરેલી રીતે રોપેલાંછે, અને તેની હેઠલ શીખશાગુરૂઓનાં તથા તાંહાંનાં ઉપરીઓનાં ઘરોછે.

ભાશાંણ કરવાનાં ઓરડામાં ૧૨૦૦ માંણશો સમાંઈ શકે તેટલી બેઠકોછે, અને વરસ દાહાડે સઘળા મલીને ૧૮૦૦ વીદીઆરથીઓ તાંહાં ભાશાંણો સાંભલવા સારૂ જાએછે. બાગમાંથી વરસે દાહાડે નવથી દ સ હજાર કોથલા જુદી જુદી જાતનાં બીઈ તથા સાતથી આઠ હજાર નાંધલા રોપા નીકલેછે, તેમને જુદા જુ દા ધંધાદારીઓ ઉપર મોકલીઆમાં આવેછે, કે તેઓ તેનો વધારે ફેલાવો કરી શકે. એ બાગમાં ભાંત ભાં તનાં ૧૨૦૦૦ હજાર રોપાછે અને તે લોકોની ગમતને સારૂ દરરોજ છેક અરધી રાત શુધી ઉઘાડો રાખીઆ માં આવેછે. જેવારે ૧૪ મા લુઈ પાદશાહે વરસેલનાં મેહેલને પોતાનું જાથુકનુ રેહેઠાંણ કીધું, તેવારે તેનાં બાગમાં એક જગોએ જીવતાં જાંનવરોનો સંગરહ કરવાને તેને વીદીઆ હોનરનો ફેલાવો કરનારી મંડળીએ ભલાંમણ કીધા ઉપરથી, તેણે હેવો એક સંગરહ કરવા માંડીઓ, પણ સને ૧૭૮૯ નાં વરસનાં બળવામાં ઘણા એક જાંનવરો મરી ગયાં અને જે જીવતાં રહેઆં હતાં તેમને ૧૭૯૪ ના સાલમાં આ સંગરહસથાનમાં લા વી રાખીઆં. હવડાં જે ઠેકાંણે એ જીવતાં પરાણીઓનો સંગરહછે તે જગા ઘણીજ રમુજ ભરેલી લાગેછે, ત થા મુસાફરનાં દીલને ઘણુંજ ખુશી કરેછે. એક જાતનાં જાંનવરો બીજી જાતવાલાં સંગાથે ભેલાઈ નહી જાએ એટલા સારૂ તેમની વચે લોહોડાંનાં સલીઆ આડા જડી લઈને તેનાં ઉપર લોહોડાંનાં તારની જા લી ગુંથી લીધીછે. જોનાર શખસ સઘળી તરફ ફરી શકે તેટલા માંટે ચાલવા સારૂં વચમાં ખાલી જગા ઓ પણ રાખેલીછે. એ ગોઠવણથી હરણો, બકરાં, મેહેનડાં, ગાએ, ઢોર, જીરાફ, પખશીઓ, મરઘાં, બત કાં, અને બીજાં પુશકલ જાતનાં જાનવરો એક બીજાથી છુટાં રાખેલાં આપણી નજરે પડેછે. હેની પડોસ માંજ એક બીજી જગા ઉપર તરેહ તરેહનાં સાંપ, શોસવાર, ખબેડી, સરડા અને હેવાંજ બીજા ઘણા એક પેટે ચાલનારા જાંનવરોનો સંગરહછે, અને તેઓને કાચનાં પીંજરાંઓમાં રાખેલાંછે. એ જગોને હનેશાં બાફની મદદથી ગરમ રાખેછે, અને એ ઈમાંરતની બારીઓને તારની જાલીઓ જડી લીધીછે, તેથી આપણને નુકસાન કરીઆ વગર આપણે તેની અંદરનાં ઝેહેરી જાંનવરોને જોઈ શકીએ છઈએ. તરીજી જગા ઉપર જા ત જાતનાં રાંણી મરઘાછે, તેની સાંમને ખચરો તથા ગધેડાં રાંખેલાંછે. વળી વધારે આગળ ચાલતાં એક મકાં ન ઉપર ગરૂડ પખશીઓ, ગીદ, અને પોપટ તથા તુરીઓ આપણી નજરે પડેછે. એ મકાંનને એક છેડે કાચં બની જાતનાં સઘળાં જાંનવરો એકઠાં કીધાંછે. તેની સાંમને અમેરીકાનાં હરણોનો સંગરહછે. જમણી બાજુ એ જતાં આફરીકા ખંડનો એક જાતનો ઠીંગણું કદનો, ટુકાં સીંગડાનો તથા ટુકાં બાલનો બકરો આપણે જો ઈએછે. એ જગા છોડીઆ પછી ફાડી ખાનારાં જાંનવરોને જાંહાં રાખેલાંછે તાંહાં આપણે જાઈએછે. એ જગા ઉપર શીંહ, વાઘ, રીંછ, ચીતા, ભુંડ ઈતીઆદી જાંનવરોછે. તેઓમાં બંગાલાનો પણ એક મો ટો વાઘછે. હેની દખણ તરફ આફરીકા ખંડનો એક ખુબસુરત વાઘ રાખેલોછે, તેની પછવાડેનાં ભાગમા એક ડજન મોટાં પાંજરાંઓમાં કુતરાં, વરૂ અને કોહોલાં જોવામા આવેછે. ફાડી ખાનારાં જાંનવરોની સાંને ની જગા ઉપર "એશીઆ માઈનર" નાં મુલકનો એક મેહેનડોછે. તેનું ઉન ઘણુંજ બારીક તથા તેની દુંમ મોટી અને ચરબદારછે. હેવા એક મેહેનડાની દુંમમાંથી પંદર રતલ ચરબી નીકલેછે. હેની પડોસમાં બીજી

જાતનાં મેહેનડાં, તથા બકરાં રાખીઆમાં આવેછે. તેઓની જમણી બાજુએ વાંદરાઓનું ટોલુંછે. એ જાંનવરોથી તમાસગીર લોકોને ઘણીજ ગમત મળેછે. અતરેથી આગળ ચાલીઆકે જરમનીની એક ગાએ તથા એક બળદ આપણાં જોયામાં આવેછે તેમના સીંગડાં ઘણી દાંખલીનાં અને મોટાંછે, અને તેમની પહોસમાં જીરાફ નાંમનાં તરણ જાંનવરછે. હીંઆંથી નીકલીઆ કે બે હીપોપાટેમસ, તથા એક મસત હાથી આપણી નજરે પડેછે. એ જોયા પછી જાંહા આપણને લઈ જયામાં આવેછે તાંહાં જમીનમા મોહોટા ખાડા ખોદેલાછે તેઓમાં તરણ કાલા અને એક સફેદ રીંછ રાખેલાછે તેથી પણ જોનારાઓને ઘણી ગમત મળેછે, એ ખાડાની જમણી બાજુએ હીંદુસથાંનનાં હરણો તથા આફરીકાનાં કોહોલાં આપણે જોઈએ છઈએ.

હવે એ સંગરહસથાંનનાં એક બીજા ભાગમાં આપણે જાઈએછે, તાંહાં આદમીનાં તથા બીજી સઘળી જાતનાં જાંનવરોનાં પાંજરાં તથા તેમનાં બદનનાં જુદા જુદા ભાગો જેમકે હાથ, પગ, માંથુ, છાતી, એજું એ પરમાંણે ગોઠવેલા આપણાં જોયામાં આવેછે, એ સઘલાં મીણનાં બનાંવેલાંછે પણ તેમની ખુબી એછેકે, તે મીણનાંછે હેવું એકાએક કોઈથી પારખી નથી શકાતું. વળી કેટલીએક ચીજો જેને ખુટલી રાખી નહી શકાએ, જેમકે પેટમાહેનાં જુદે જુદે મહીનેનાં બચાં, કેટલાએક માસનાં ભાગ, કેટલાએક પેટે ચાલનાંરા જાંનવરો, આંતરડાં, માંરો ઈતીઆદી તેમને (આલકોહલ) દારૂનાં અરકમાં બંધાવી રાખેલાછે.

એટલું જોઈને બાહેર પડીઆ પછી બીજે ઠેકાંણે વળી દુનીઆનાં સઘળી જાતનાં લોકનાં આકારનાં નકશા, તસવીરો, ઓતેલાં પુતળાં બાર ઓરડાઓમાં ગોઠવેલાં આપણને દેખાએછે. એ સંઘરહથી વીદીઆરથીને જુદી જુદી જાતનાં લોકના ચેહેરામાં શું ફરકછે તે સારી પડે જાંણવાને તથા તેનો અભીઆસ કરવાને બની આવેછે. એ જગામાં જુદાં જુદાં દેશના લોકોની માથાની ખોપરીઓ તથા આખાં માંથાં પણ રાખેલાંછે. એક કાચની કબટની અંદર "ઈથીઓપીઆ" નાં એક રેહેવાસીને ચીરીને તેનાં બદનની સઘળી નેસો ખુલલી દેખડાવેલીછે. એ આખો આકાર મીણનો બનાંવેલોછે. પણ કોઈ એમ સમજેકે હવડાંજ તે આદમીને કાપીને તાજુ મેલેલુછે, હેવી ખુબીથી તે બનાવેલુંછે. એજ ઓરડામાં એક બાજુએ કબટો ગોઠવેલીછે, તેની અંદર આફરીકા ખંડનાં જુદા જુદા ભાગનાં સીદીઓનાં બદનનાં માંથાથીતે પગ શુધીનાં આખાં પાંજરાં ટાંગેલાંછે. એ મવેની એક કબટમા મીસર દેશનાં એક મુવેલાં આદમીનું આખું બદન દવાઓની મદદથી જાળવી રાખેલુંછે, જેને "મમી" કરી કેહેછે. એક ઓરડામાં "મંગોલીઅન" લોકનાં બે પીતલનાં ઘણાંજ વખાણવા લાએક તથા ખુબસુરત બાહાવલાં ગોઠવેલાંછે. ઉપર જણાવેલી કબટમાં એક અસલની ફરેનચ ઓરતનું બદન જમીનમાં સેંકડો વરસ પડી રહેઆથી પથર જેવું થાઈ ગએલું મળીઉં હતું તે મેલેલુંછે. ઉંઠ, હરણ, સાબર, ખચર, ઘોડા, જીરાફ, ગેનડા, હાથી ઈતીઆદી એમના પાંજરાં પણ આ જગાએ રાખેલાછે.

એ સંઘરહસથાંનના એક બીજા ભાગમાં માંણસોનાં તથા જાંનવરોનાં હાડકાં, જુદા જુદા ભાગ અને પાંજરા ગોઠવેલાછે. વળી બીજી ગંમ એક મગરમછનાં તથા "કાચેલાટ" જાતના ૫૬ ફુટ લાંબા એક મોટા જાંનવર તથા બીજા દરીઆઈ જાંનવરોના પાજરાનો જમાવ કીધોછે. આ સંગરહની પાશેનાં ઓરડામાં દુનીઆનાં સઘલા ભાગમા રેહનારા આદમીઓના પાંજરાછે, તેમાં વેંહતીઆં આદમીઓ પણછે. એ જોયા પછી બીજા બાર ઓરડા આવેછે, તેમાં જાત જાતના પખશીઓનાં, માછલીઓનાં અને પેટે ચાલનાંરા જાંનવરોના જુદા જુદા ભાગ તથા માણસનાં બદનનાં નમુના ગોઠવેલાછે. પેહેલા ઓરડામાં તરેહવાર જાતના જાંનવરોનાં માથાની ખોપરીઓછે. બીજા ઓરડામાં દરએક જાતનાં માંથાંનો એક એક ભાગ છુટો કરીને દેખડાવેલોછે. તરીજા ઓરડામાં ધાવતા જાનવરોનાં પગથી તે માથા શુધીના તદંન આખાં પાંજરાછે એજ ઓરડામાં વાદરા તથા આદમીઓનાં પાંજરા સામા સામી મેલેલાછે. "આસટરીચ" નામનાં મોટાં પખશીનાં શરીરના દરએક ભાગ છુટા પાડી એક કાચની કબટમાં ગોઠવેલાછે. ચોથા ઓરડામાં સઘલી જાતના પખશીઓનાં, અ

ને પાંચમાં તથા છઠામાં મગર, માહી, કાચબા અને પેટે ચાલનારા જાંનવરોનાં પાંજરાછે. સાતમાં ઓરડામાં મરઘીનાં પીલાંનાં પેટાખાંનાંનાં ઝીણનાં નમુનાંછે. આઠમાં ઓરડામાં એક આદમીનુ ચોટી કાહાડેલું બાહા વલુંછે અને તેમાંની રગોને કુદરતી રંગ આપેલોછે. નવમાં ઓરડામાં એક કાચની કબટમાં મોણનાં બનાવેલાં બાલકોનાં આંતરડાંછે. દસમાં ઓરડામાં આદમીઓનાં દીલમાં લોહી કહી કહી રગોની મારફતે ફરેછે તે બતાવીઉંછે. અગીઆરમાં ઓરડામાં ઝીણમાં પરચુટંન જાંનવરોનાં નમુનાંછે અને બારમાં ઓરડામાં નાંમીચા શખસોનાં માંથાની ખોપરીઓ અથવા તેઓનાં ઓટેલાં માંથાંછે.

એ ભાગ છોડીને આગલ ચાલીઆથી એક ઓરડામાં પેસતાંજ બુકાં ફીલસુફનુ સંગેમરમરનુ બાહવલું આપણે જોઈએછે, તે ઓરડામાં અંદર ગયા પછી કાચબા, માંછલીઓ, પાંણીમાં રેહેનાંરા પખશીઓ, સાંપ અને હેવાંજ બીજાં જાંનવરોનો જમાંવ કીવેલોછે. કેટલાંએક દવાઓની મદદથી સુકવી રાખેલાંછે, અને બાકીનાંઓને દારૂનાં અરકમાં રાખીઆંછે. જે નમુનાં ઘણાં મોટાછે તેમને સીલીંગ ઉપરથી ટાંગેલાછે. એ સંઘરહનાં તરીજા ઓરડામાં પેટે ચાલનારાં જુદી જુદી જાતના બે હજાર જાંનવરો એકઠાં કીધેલાંછે. જાત જાતનાં કીડા અને હેવાંજ બીજાં નાંધલાં જાંનવરોને દારૂનાં અરકમાં રાખેલાંછે. પાંચમાં ઓરડામાં એક જાતનાં વાંદરા રાખેલાછે. વળી એક ઓરડામાં ઇઉરોપ ખંડનાં સઘળી જાતનાં દસ હજાર પખશીઓનો સંગરહ કીધેલો છે. એ ઓરડામાં કુદરતી વીદીઆનાં વખણાએલા અલેઆસીઓનાં તરણ બાવલાં ગોઠવેલાંછે. બે હજાર પાંચશો જાતની મલી પાંચ હજાર માછલીઓનો એ ઠેકાંણે સંગરહછે. આખા સંગરહમાં જેટલા નમુનાંછે તે સઘળાની ગણતરી બે લાખની થાએ અને તે સઘળા ઘણાં તારીફ લાએક રીતે ગોઠવેલાંછે. વાદરાંથીતે છેક માંણસ સુધી ચહડતા દરજા પરમાંણે એક એક જાનવર ઘણુંજ તારીફ લાએક રીતે ગોઠવેલુંછે. એથી કરીને આપણને એકજ વખતે આખી દુનીઆની જીવનંતી પેદાશ જોવાને બની આવેછે અને હાવાં સંગરહસથાંનનાં ફાએદા વીશે વધારે બોલવાની કશી અગત નથી, કાંએજે વાંચનાર પોતાંની મેલે તે સમજશે.

ધાતુઈ તથા જમીનમાંથી ખોદી કાહડેલી બીજી ચીજોનો સંગરહ બે માલની એક છુટી ઈમારત ઉપર કીવેલોછે, તેની લંબાઈ ૫૪૦ ફુટ, પોહલાઈ ૪૦ ફુટ અને ઉંચાઈ ૩૦ ફુટનીછે. એ સંગરહનાં તરણ મોટા ભાગ કીવેલાછે, અને વચલા ભાગમાં બુરચ તથા ગણીત શાસતર, એ બંને વીદીઆનાં પુતળાં મેલેલાંછે. મોટાં દીવાંનખાંનાંની વચમાં નાંમીચા કુવીઅર ફીલસુફનું સંગેમરમરનું પુતળું મેલેલુંછે અને તેની સાંમણે ઘણીજ કીમતી સંગેમરમરની બનાંવેલી ટેબલો ગોઠવેલીછે. એ દીવાંનખાંનાને છેડેની દીવાલો ઉપર ઘણાજ ખુબસુરત ચીતારો પાડેલાછે, તેમાં કેટલાએક બળતા પાહાડોનાંછે. કાચની કબટોમાં અને ખાંનાંઓમાં ભાંત ભાંતનાં પથરો હેવી રીતે ગોઠવેલાછે કે તેમને એક એક પછી તપાસવાને એ વીદીઆનાં અભીઆસીને સેહેલ પડેછે. એ સંગરહમાં છેક કોલસા થીતે પેહલાં પાંણીનાં હીરા સુધીનાં સઘળી જાતનાં રંગ બેરંગ પથરો એકઠા કીધેલાછે. ધાતુમાં લોહડાંની ઉપધાતુથી તે સોંનાં સુધીની સઘળી જાતીઓછે. એક સોંનાંનો લાદો નજદીક પચાસ તોલાનો તાંહાંછે. આ જગામાં સઘળા મળીને ૬૦૦૦૦ નમુનાંછે અને તેની પછવાડે લગભગ (૫૦૦૦૦૦) પાંચ લાખ રૂપીઆનો ખરચ થાયો હતો. એ જગા ઉપર જાંનવરોના પથર થાઈ ગએલા જુદા જુદા ભાગો ઇમ્યા તેમનાં આખાં સરીર પણ જોયામાં આવેછે.

એ ભાગ છોડીઆ પછી આપણે એક બીજા ઓરડામાં આવીએછે, તાંહાં ઝાડપાંનનાં મોટા વીદીઆરથી "જુશીઓ" નું સંગેમરમરમાં કોતરી કાહડેલું પુતળું મેલેલુંછે. આસપાસની દીવાલો ઉપર તાડ, ઝાહાર, ખજુરી, કેળ, અને હેવીજ જાતનાં બીજાં ઝાડ જેમનાં પાતરાં કેળનાં પાતરાંની મીસાલ આટાં ચીરાઈ શકેછે તેમનાં ચીતારો પાડેલાછે. દીવાલોની અંદર કાચની કબરો જડી લીધેલીછે તેમાં સઘળી જાતનાં લાકડાંના નમુનાં તથા તેમની ઉપરની છાલ તથા મુલીઆં ગોઠવેલાંછે. જાત જાતનાં ઘણાંએક ઉગાં ફળો દારૂનાં

અરકમાં જાળવી રાખેલાંછે. કેટલીએક જાતનાં ઝાડપાંન બીણનાં બનાંવી રાખેલાંછે, તેઓ માંહેલાં ઘણાં એક આસટરીઆનાં શાંહનશાહએ તથા ફરાનસનાં પાદશાહ દસમાં ચારલસે બખશેસ આપેલાંછે. બાહેરનાં દેશોનાં ફળ પણ બીણમાં બનાંવી રાખેલાછે. જુદી જુદી જાતનાં વસાંણા પણ બાટલીઓ તથા શીશીઓમાં ભરી રાખેલાંછે. ઘણાં વરસો શુધી જમીનમાં દટાઈ રહેઆથી પથર થાઈ ગએલાં ઝાડોનાં નમુનાં પણ અતરે જોયામાં આવેછે. સુકવી રાખેલા રોપાની સંખીઆ (૩૫૦૦૦૦) તરણ લાખ પચાસ હજારનીછે તથા જુદી જુદી જાતનાં લાકડાં, અનાંજ, અને ફળની સંખીઆ (૪૫૦૦૦) પીસતાલીસ હજારનીછે. એ સગરહનાં ઓરડાનાં એક નાંકાં ઉપર ૨૧ ફુટ ઘેરાવાની એક જાતનાં લાકડાંની એક ટેબલછે, અને તેની ઉપરનુ પાટીઉં એક આખા કટકાનુંછે. એ પાટીઆં ઉપર જે રેખો દેખાએછે તે ઉપરથી માંલુમ પડેછે કે જે ઝાડમાંથી તે કાપી કાહાડેલું હશે તે ઝાડનું થડ ઘેરાવામાં ઓછામાં ઓછું ૪૨ ફુટ હશે. ઝાળ ઉપરના ઓરડાઓ જાંહાં તમાં શગીર લોકને જવાનો હોકમ નથી તાંહાં એક મોટું પુસતકખાંતુછે તેમાં પચાસ હજાર જુદી જુદી જાતના રોપાઓનાં નાંમ તથા બયાંન લખેલાંછે એ જગા ઉપર માંતરે ઝાડ પાંનની વીદીઆનાં અભીઆશીઓજ જાએછે.

એ સંગરહસથાંનને લગતાં પુસતકખાંનાંમાં કુદરતી તવારીખ ઉપર ઘણાં પુસતકોછે. એ ઠેકાંણે ઝાડ પાંનનાં મોટા વીદીઆરથીઓએ બનાવેલાં પુસતકોની તેમનાં હાથની લખેલી નકલો, તથા ઝાડોનાં ફળ, ફુલ તથા પાતરાઓના ઘણાંજ વખાંણવા લાએક હરણનાં ચાંમડાં ઉપર ચીતારેલા નકસા જોયાથી આપણને ઘણો આનંદ ઉપજેછે. હેવા નકસા પાડવાનું કાંમ ૧૬૩૫ માં શરૂ થાયું હતું અને હવડાં શુધીમા ૬૦૦૦ નકસા તઈઆરછે. આખાં પુસતકખાનાંમાં ૩૦ હજાર પુસતકો તથા ૧૫ હજાર ચોપાંનીઆંછે. આ મોટાં સંગરહસથાનનાં જુદા જુદા ભાગ જુદી જુદી વીદીઆના શીખસાગુરૂઓનાં હસતકમાં આપેલાછે, અને તેઓ તેમની પછવાડે સારી રીતે મેહેનત લેઈને હમેસ તેમને સુધારેછે.

પારીસમા જાહેર તથા ખાંનગી પુસતકખાંનાઓની કશી ખુટ નથી. દરએક મેહેલ તથા દરએક મોટાં સરકારી ખાતાં તથા દરએક સંગરહસથાંન સાથે કીમતી પુસતકખાંનાંછે, એટલુંજ નહી, પણ પરજાનાં ફાએદાને સારૂ બીજાં ઘણાએક જાહેર પુસતકખાંનાછે અને તે મધે હજારો કીતાબોછે. વીદીઆ તથા એલમનો ફેલાવો કરનારી પારીસમાં મુખીઅ મંડળીઓ તરીસછે અને ઇઉરોપનાં બીજાં શેહેરો મધેની હેવી મંડળીઓમાં તેઓ પેહેલે વાપેનો દરજજો ધરાવેછે. જે કાઇ નવી સોધ થાએછે, તે ઉપર તે મંડળીઓનો વીચાર ઘણો અગતનો ગણાએછે, અને હાલ જમાનાની નવી સોધમાં પારીસ પોતાનો સરખો હીસ્સો આપેછે.

પારીસ મધેનું પાદશાહી પુસતકખાનું જેને "બાઇબ્લીઓથકે ઇમપીરીઅલ" કરી નાંમ આપેલુંછે તે ખચીત જોયા વગર કોઇબી મુસાફરે પારીસ છોડવું નહીં. ફરાનસ દેશમાં ખરીસટી ધરમ ફેલાયો તારથી તે છેક સેંટ લુઈનાં વખત શુધી કોઈ જાહેર પુસતકખાંનું એ દેશમાં નહી હતું કેટલાંએક ફક્ત ધરમનાં તથા થોડાએક લાટીન તથા ગરીક પુસતકો દુરવેશોની કોઇ કોઇ ધરમશાલાઓમાં જોવામાં આવતાં હતાં. એ સઘળી ચોપડીઓ હાથથી લખેલી હતી, તેની ઉપરા સેંટ લુઇએ વધારે નકલો કરાવીને બીજી વધારે ધરમ શાલાઓમાં વેહેંચાવી હતી. જાંન પાદશાહાના વખતમાં પેહેલું પાદશાહી પુસતકખાનું ઉભું થયું, પણ તેમાં દસ અથવા બારથી વધારે પુસતકો નહી હતાં. તેની પછીનાં પાદશાહા પાંચમાં ચારલસે તરેહવાર બાબદોના નવા તરજુમાં તથા નકલો કરાવીને એ પુસતકખાંનાંમાં વધારો કીધો, અને વીદીઆનાં અભીઆસીઓને એ ઠેકાંણે આવીને પોતાનો અભીઆસ કરવાને બની આવે એટલા સારૂ તાંહાં હમેસ એક રૂપાનો દીવો બાળીઆમાં આવતો હતો. છઠા ચારલસના વખતમાં એમાંની ઘણીએક ચોપડીઓ વીખરાઈ ગઈ, અને બાકીની ડીઉક આફ બેડફરડે ૫૦૦ રૂપીએ વેચાતી લઈને ઇંગલંડ મોકલી, પણ જારે જાંન અને ચારલસ એ બે શાહજાદાઓ ઇંગલંડ ગયા, તેવારે તેઓએ ઉપલી માહેની ઘણીએક તથા બીજી ચોપડીઓ ખરીદ કરી ફ

રાનસ લાવી એ પુસતકખાંનાં સ્થાપીઆં, પછી આઠમા ચારલસે ૧૪૯૫ ના સાલમાં નેપલસ ફતેહ કીધાથી જે પુસતકો લાવીઓ હતો, તે તાંહાં મેલીને તેમાં વધારો કીવો. ૧૪૯૬ માં બારમાં લુઈએ તે બંનેને એક કરી નાંખીઆ. પછી બીજા હેનરીએ એવો એક ધારો પસાર કીવોકે, જે કોઈ કાંઈ ચોપડી છપાવે, તેની એક નકલ એ પુસતકખાનાંને ભેટ કરે. વળી કાથેરાઈન ડી મેડીસી રાંણી ફલારેનસમાંથી કેટલાંએક જુનાં લેખનાં ચાંદ તથા હાથનાં લખેલાં પુસતકો લાવી હતી, તે સઘળું તેણીએ પાદશાહી પુસતક ખાંનાને ભેટ કીધું. તેરમાં લુઈએ એ પુસતકખાંનું ઘણુ વધારીઉં, અને તેનાં વખતમાં તાંહાં ૧૬૭૪૬ ચોપડીઓ એકડી થઈ હતી. સોલમાં લુઈએ વલી એ કરતાં પણ તેમાં વધારો કીવો, અને તાંહાં લોકોને વાંચવા આવવાની છુટ આપી. એ પાદશાહના મરણની વેળાએ તાંહાં ૭૦ હજાર જુદાં જુદાં પુસતકો હતાં, તે પાછળથી વધીને એક લાખ થયાં હતાં. એવા બીજા ઘણાએક ફેરફાર થયા પછી સને ૧૮૫૨ માં એ પુસતકખાંનાંને "બીબલીઓથકે ઈમપીરીઅલ" એવું નાંમ આપીઉં. છપાએલી તથા હાથની લખેલી ચોપડીઓ, જુંના લેખો, ચાંદ, પથરોની તથા તરાંબાની તખતીઓ અને એ વગરે બીજું ખરીદ કરવા સારૂ દર વરસે એ પુસતકખાંનાંને સરકારની તરફથી એક મોટી રકંમ મળેછે. હાલમાં એ પુસતકખાંનાંમાં સગળી મળીને (૧૩૦૦૦૦૦) તેર લાખ ચોપડીઓછે.

એ પુસતકખાંનાંની લંબાઈ ૫૪૦ ફુટ તથા પોહળાઈ ૧૩૦ ફુટછે, અને તેની આસપાસનો ચોક સરવે મળીને સઘળો વીસતાર ૨૮૪૦૦ ચોરસવારછે. એનો મોટો ચોક ૩૦૦ ફુટ લાંબો અને ૯૦ ફુટ પોહોળોછે. તેને છેડે એક નાંહાનો બાગછે તથા તાંહાં એક ખુબસુરત ફુંઆરો ઉડેછે.

એ પુસતકખાનાંનાં છ ભાગ કીવેલાછે. પેહલાંમાં છાપેલાં પુસતકો, બીજામાં હાથનાં લખેલાં પુસતકો, તરીજાંમાં જુનાં લેખનાં ચાંદ તથા જુંનું જહવેરાત, ચોથામાં કોતરેલી તખતીઓ, પાંચમાંમાં નકશા તથા દુનીઆંનાં અને આકાશનાં ગોળા અને છકામાં જુનાં લેખનાં સંગેમરમરનાં પથરોછે.

છાપેલી ચોપડીઓનાં માળ ઉપર દાખલ થતાં અસલનાં પથરમાં કોતરેલા એક ઈઉતાંની ચીતારનો મેહરાબ નજરે પડેછે. પેહેલા ઓરડામાં વાલટેર ફીલસુફનાં પુતગાંનો પલાસટરમાં લીવેલો નમુનોછે. બીજામાં મીસર દેશના "પીરામીડ" નાં તથા બીજી ઘણીએક વસતુઓનાં નમુનાછે. તરીજામાં અસલી ચોપડીઓની સણગાર ભરેલી જીલદનાં નમુનાંછે. છાપવાનો હુંનર શરૂ થયો તારથી તે હવડાં સુધી તેમાં જે રફતે રફતે ફેરફાર થતો ગયો, તે સઘળી જાતનાં છાપવાના નમુનાં તરીકે એક ઠેકાંણે કેટલીએક ચોપડીઓ મેલેલીછે, અને તેમા એક ચોપડી ફરેનચ ભાશામાં લાકડાંનાં છાપથી છાપેલી તથા રંગીન ચીતરો સુધાંનીછે. ગીઆલરી ઉપર આવતાં કનતાંનથી લાવેલા મરોડીના બે ચીનાઈ મીનારા જે ચઉદમા લુઈને ભેટ દાખલ મળીઆ હતા, તે નજરે પડેછે. વળી એક બીજી કાંસાની મોટી તખતી જોવામાં આવેછે, તેની ઉપર ફરાનસ દેશનાં વખણાએલા વીદવાંનોની તસવીરો કોતરેલીછે તથા બીજાં કેટલાંએક બાહાવલાં તાહાં મેલેલાછે.

એ ભાગ છોડીઆ પછી બીજા ઓરડામાં આવીએછે, તાંહા અસલી લેખોનાં ચાંદ તથા શીકા દેખાએછે. સઘળા મળીને તાંહાં (૧૫૦૦૦૦) એક લાખ, પચાસ હજાર શીકા તથા ચાદછે અને તેઓ વળી ઘણાજ નવાઈ જેવાછે. રોમન શીકા ખચીત વખાંણવા જોગછે. અંદર દાખલ થતાં ડાબી બાજુએ એક કાચની કબટની અંદર બે રૂપાંની કોતરેલી ટાલછે, તે રોહોન નાંમની નદીમાથી મલી હતી, તે વીશે જણાવીઆમાં આવીઉંછે કે, તે રોમનાં સરદાર સીપીઓની ટાલછે, અને બીજી કારથેજનાં પેહલવાન હાનીબાલનીછે. વળી હાથીદાંતમાં કેટલાએક પાદરીઓની તથા હીંદુસથાંનનાં સેતરંજ રમનારાઓની નકશી કોતરેલીછે અને બાબીલોનથી લાવેલો એક ઈંડારોકા આકારનો મોટો પથરનો લખોટોછે તેની ઉપર ખીલારોકા હરફો કોતરેલાછે, તે સઘળું જોઈને આપણને ઘણોજ આનંદ ઉપજેછે. બીજી અગીઆર કાચની કબટોમા પથરનાં નક

ટો તથા મોહોરોમાં કીધેલી આગલા તથા હવડાંનાં વખતની ઘણી બારીક કોતરણીનાં નમુનાં રાખેલાછે. ટાર સેનીઆના શાહજાદાએ લુઈ ફીલીપને ભેટ કીધેલી બે "એટરશકન" બરણીઓ પેહેલી કબટની બંધે બાજુએ મે લેલીછે. એજ ઓરડાની અંદર ચઉદમાં તથા હટારમાં લુઈની માંથાંથીતે પગ શુધીની બે મોટી તસવીરો મેલે લીછે, તેથી તાંહાંનો દેખાવ ખુબસુરત લાગેછે. આ ઓરડાની સાંમેનાં બે નાંહનાં ઓરડામાં આગળી વખ તનાં બાહવલાં, કોતરકાંમ, ચીનાઈ સામાન, બરથાલેમીઉનું બાહવલું, તથા આગળા જમાંનાને લગતી બાબદો ની કેટલીએક ચોપડીઓ દીઠામાં આવેછે.

આ ઠેકાંણેથી નીકલીઆ પાછી ડાબી બાજુએ એક બીજો ઓરડોછે, જાંહાં હાથનાં લખેલાં પુસતકોનો મોટો સંગરહ કીધેલોછે. એ પુસતકો બે તબકે ગોઠવેલાંછે અને પેહેલા તબકા ઉપર સરવે કોઈને ફરવાનો હુ કુંમછે. એ ઠેકાંણે (૧૨૫૦૦૦) એક લાખ પચીસ હજાર, ગરીક, લાટીન, ફરેનચ અને પુરવ દેશની બાશા ઓના પુસતકોછે, અને (૩૦૦૦૦) તીસ હજાર પુસતકો ફકત ફરેનચ તવારીખને લગતાંછે. એ પુસતકોનાં ફોકાનાંજ ચોવીસ દફતર થયાંછે. પેહેલા ઓરડામાં જમણા હાથ ઉપર એક કબટછે તેમાં અસલનાં વખત ની ઘણીજ કીમતી જીલદો નજર આવેછે, અને તેઓ ઉપર હાથીદાંતની કોતરણીથી તથા ઉંચા જહવેરોથી સ ણગાર કીધેલોછે. હાથનાં લખેલાં પુસતકોનાં આ સંગરહમાં એક ઓરડો વીદીઆનાં અભીઆસીઓને સારૂ એલાહેદો રાખેલોછે. એક એકને લગતી ચીઆલીસ ફુટ લાંબી તથા ૨૨ ફુટ પોહળી ગીઆલરી ઉપર કેટલાં એક ઘણાજ કીમતી પુસતકોછે. એક ટેબલની ઉપર પટીઆં ઉપર લાટીન બાશામાં લખેલું છઠી સદીને લગ તું એક પુસતક, ગાલીલીઓને હાથની લખેલી ચોપડીઓ, પાદશાહ ચોથા હેનરીએ "ગાબરીએલ ડી એસત રીસ" ઉપર લખેલાં કાગજ, તથા વાછરડાનાં ચામડાં ઉપર લખેલાં તરણ ચીઆર પાદશાહઓનાં ધરમ પુસત કો મેલેલાંછે. એ શીવાએ ઈરાંની, હીંદુસથાની, ચીનાઈ, અરબી, ઈથીઓપીઅન, જેપાનીસ, આરમીનીઅ ન, સાપાનીસ અને એ વીગરે બીજી જુબાનોમાં લખેલાં પુસતકો પણછે. ઈસવી સને ૭૮૧ નાં સાલની તવારીખનુ ચીનાઈ તથા સીરીઆક બાશામાં લખેલું પુસતક જે ૧૫૨૮ માં કંનતાંનથી હાથ લાગું હતું, તે પ ણ તાહાં રાખેલુંછે, અને એ શીવાએ ઘણાએક પાદશાહઓની તથા વીદવાંનોની જીંદગીનાં તેમનાં પોતાનાં હા થનાં લખેલાં એહવાલોનાં પુસતકો પણ તાંહાં આપણાં જોવામાં આવેછે.

એ બાગ છોડીને જાંહાં નકશા તથા પુરથવીના ગોળા ગોઠવેલાછે તાહાં આપણે જાઈએછે. એ ઠે કાંણે (૩૦૦૦૦૦) તરણ લાખ નકશા, તથા જુદાં જુદાં દેશોનાં દેખાવ આપણી નજરે પડેછે. ફકત પારીસ શેહેરનાંજ તરેહવાર દેખાવોના ૫૬ મોટાં દફતર તાહાંછે.

એ જગો ઉપરથી નીકલીઆ પાછી આપણે વાંચવાનાં ઓરડામાં જઈએછે. તાંહાં સઘળી વીદીઆનાં અભીઆસીઓ મરદ તથા ઓરતો એકઠાં મળેછે. ઓરડાની વચમાં ટેબલો ગોઠવેલીછે, અને તાંહાંનો દેખા વ ઘણોજ ગંભીર, ચુપ અને પસંદ પડતો લાગેછે. તાંહાં કોઈને મોટેહેથી બોલવાનો હુકંમ નથી. જે ચો પડી જોઈતી હોએ તેનું, તથા તે ચોપડી માંગનારનું નાંમ, તથા જાંહાં તે બેઠેલો હોએ તે વીશે એક કાગજ નાં કટકા ઉપર લખીને તે પુસતકખાંનાનાં એક ઉપરીને મોકલીઆથી તેને ચોપડી તરત મળેછે. પુસતકખાં નાંમાથી કીતાબો બાહેર લઈ જવાનો હુકંમ નથી, પંણ જે વીદીઆરથીઓ સારી આબરૂને વાસતે પરખીઆ ત થએલા હોએ તેઓનેજ ઘરમાં અભીઆસ કરવા સારૂ ચોપડીઓ બાહેર લઈ જવાની પરવાંનગી મ ળેછે. વાંચવાનાં ઓરડાની પાસેના એક ઓરડામાં વેનીસમાં બનાવેલા પુરથવીનાં બે મોટા ગોળા મેલેલાછે. એ ગોળા ચઉદમાં લુઈને ભેટ થએલા હતા. તે તરાંબાનાં બનાવેલાછે અને ઘેરાવામાં નજદીક ૩૬ ફુટછે.

અતરેથી નીકલીઆ પછી જે ઓરડામાં તરાંબાની પટેટો ઉપરથી છાપેલી તસવીરોની ચોપડીઓછે તાંહાં આપણે આવીએછે. એ ઠેકાણે ૯૧૦૦ દફતરોછે અને તેઓમાં સઘળી મળીને (૧૩૦૦૦૦૦) તેર લાખ છાપેલી

## પ્રકરણ ૮ મુ

---

## દેવળો—ધરંમખાતાં.

દેવળો—નોગરડામનુ દેવળ—પાનથીઅનનુ દેવળ. દવાખાના—ઘરડા મરદ તથા ઓરતોને રેહવાને વાસતે કરેલા ધરમખાતા—હરામ ઇલતથી જનમેલા તથા નાવારેસ બાળકોની પરવરસી કરવાના ધરમખાતા—ગરીબ તથા અશકત તથા માંદગી ભોગવનારા લોકોના બાળકો તથા નાવારેસ બાળકોની પરવરસી કરવાના ધરમખાતા—ગરીબોને નાણાની મદદ કરનારી મંડળી—ગરીબોને નાણાની મદદ કરનારા તથા ખોરાકની વસતુ તથા દવા આપવાના ધરમખાતા. આંધળા તથા બેહેરા લોકો તથા બાળકોની પરવરસી કરવાના તથા કેળવણી આપવાના ધરમખાતા—દરેક ખાતાનો ટુંક હેવાલ. "હોટેલ ડી ઇનવાલીડ" એટલે અશક્ત થએલા સીપાહીઓની પરવરસી કરવાનું ધરમખાતું.

બતલાવનારાછે. બારણાનાં એક ફરકાં ઉપર કરાઈસટની માંને દલગીરીમાં મોહડાં ઉપર બુરખા સાથે પાડેલી છે. દેવાલની ઉપર જે થાંબા આવેલાછે તેની ઉપર કરાઈસટનાં બાર ચેલાના પુતળાછે. એ ઉપરાંત બાઈબલ અવેનાં ઘણાએક બનાવોનાં બયાનમાં તરેહવાર ચીતારો આ દેવળની ઈમારતનાં બાહેરનાં ભાગમાં પાડી આમાં આવીઆછે. એક ઠેકાંણે "જોડીઆક" ની બાર નીશાંનો તથા બારે મેહીનાની ખેતીનાં કાંમની નીશાંનો પાડેલીછે. બીજી જગોએ આદમીની જીંદગી ૭ ભાગમાં વેહેચી જુવાંનીથી તે બુદાપો આવે તાંહાં શુધીનાં ચીતારો પાડેલાછે. જે બીનાં સહમજવાને વાસતે આ ચીતારો પાડેલાછે, તે બીનાં ધીઆનમાં લીધીથી જારે આપણને તેમની મતલબ સહમજ પડેછે, તારે આપણને ઘણીએક ખુશાલી ઉતપંન થાએછે.

તરણ બારણાંની ઉપર જે પેહેલો માળ આવીઓછે તાંહાં એક ગીઆલરી કાહડીઆમાં આવીછે અને તે ગીઆલરી ઉપર કરાઈસટની માનાં વડવાઓ, જુડાનાં ૧૨ પાદશાહના પુતળાંછે. એ ગીઆલરી પછી જે બીજી ગીઆલરી આવેછે, તાંહાં મેરીનું ઘણુંજ ખુબસુરત અને મોટું પુતળુંછે અને તેની આસપાસ બે ફરેસતા હાથમાં રોશનીનાં ઝુંમર લેઈને ઉભેલાછે અને તેઓની જમણી અને ડાબી બાજુએ આડમ તથા ઈવનાં પુતળાંછે. એ દેવળની અંદર એક ઘણોજ મોટો ઘાંટછે, તેનું વજંન ૩૨૦૦૦ રતલછે, અને તેની હથોડીનું વજંન ૯૭૬ રતલછે. એ દેવળની અંદર જે ઘડીઆલછે તે પણ ઘણી કરાંમતનુંછે. તેમાં ચાલતા વખતની ટકોરી ઘાંટની મારફતે વજાડીઆમાં આવેછે. દીવાંનખાંનાંની અંદર ઘણુંજ ઉમદા કોતરકાંમ તથા ઘણાંજ નાદર ચીતારોછે. બારીઓ કાચની અને ઘણીજ ખુબસરતછે, અને તેમાં ધરંમ આચારીઓ તથા બીજાઓનાં રંગીન ચીતારો પાડેલાછે. એ દેવળ અવેના મોટા દીવાનખાંનાંની અંદર ૧૨૦ જબરદસત થાંબાછે, અને તેને ફરતી ગીઆલરી, ૨૯૭ થાંબલાની ઉપર આધાર રાખેછે. તેની જમીન સંગેમરમરનીછે અને આસપાસની દીવાલ ઉપર ઘણાએક કીમતી ચીતારોછે. ગાએણની પેટી ઘણીજ મોટી અને કીમતીછે, તેની ઉંચાઈ ૪૫ ફુટછે, પોહોળાઈ ૩૬ ફુટછે અને તેમાં ૩૪૮૪ નલીઓછે. જે ભાગને "કોએર" કરી કેહેછે, તે ઘણોજ ખુબસુરતછે. તાંહાંની બારીઓમાં પારીસના ૨૪ "આરચબીશપો" ની રંગીન કાચની સબીછે. એ ઓરડામાં ઓકના લાકડાની કબરોછે તે મધે "રોમન કેથેલીક" લોકો પોતાનાં ધરમની કીરીઆમાં જે ઓજારો વાપરેછે તે છે. એ ઓજારો ઘણાજ કીમતીછે, કેટલાએકની ઉપર સુનાંનો ઘોરછે, તથા કીમતી જહવેરાત જડેલુંછે. નેપોલીઅનને માથે જારે તાજ મેલવામાં આવીઉં હતું, તે વેળાએ નવમાં પાયસ પેપે કસબી અને જડાવ તથા જહવેરાતનો જે પોશાક પેહેરીઓ હતો તે પણ અતરેછે. એબાદતગાહની જગો પણ ઘણીજ સણગારેલીછે.

પાંનથીઅન નામનું દેવળ પણ ઘણુંજ મોટુંછે તેની અંદર ૧૩૦ અને બાહેર ૧૨૮ મલીને જુમલે ૨૫૮ થાંબાછે. તેની જુમને ઉંચાઈ ૨૬૮ ફુટછે, અને તેનો ઘુંબજ જે ઘણો મોટોછે તાંહાં પોંહોચવાને વાસતે ૪૭૫ ફાંડીઆ ચહડવાં પડેછે ઘુમજની ઉપર જે ગોળોછે તેની ઉપર સોનેરી ઘોર ચહડાવેલોછે. આ દેવળમાં અંદર દાખલ થયા આગમચ જે મોટો ઓટલો આવેછે તેની ઉપર ૧૮ ફુટનાં ઘેરાવાના મોટાં થાંબાછે અને તે થાબાંની ઉપર ઓટલાનાં માથા ઉપર તરીકોણ આકારમાં જે દીવાલછે તેહની ઉપર કોતરી કાહડેલાં ઘણાજ સુંદર ચીતારોછે ફરાનસના મુલકની આસપાસ તેનાં દેલાવર પેહેલવાંનો ઉભેલાછે, અને તેઓને ફરાનસ આબરૂ અને ઈનાંમ બખશેછે ફરાનસના પુતળાંની જમની બાજુએ માલેશરબ, મીરાબો, વાલટેર, રાશો, લાફેટ, કારનટ, મોનજ, માનુએલ અને ડેવીડની સબીઓછે, અને ડાબી બાજુએ દેશના લસકરનાં સીપાહીઓ પાડેલાછે, અને તેમાં નેપોલીઅનને સઉથી આગેવાન પાડેલોછે. ફરાનસનાં પગ આગળ તવારીખ તથા છુટાપણુ મોટાં અને દેલાવર આદમીઓનાં નાંમો નોંધેછે તથા તેઓને ઈનાંમ આપવાને વાસતે ફુલનાં હારો ગુંથેછે. દરવાજાની ઉપર કોતરેલાં જે ચીતારોછે તે અકલ, વીદીઆ, હુનર, ઈનસાફ અને

સ્વદેશ હીતકારીપણું બતાવેછે. એ દેવળની રોનક પણ નોટરડામનાં જેવી ઉંચી અને ખુબસુરતછે. ગુમબ જનાં ટેકાવને વાસતે જે થાંભાછે, તેની ઉપર સને ૧૮૩૦ નાં સાલનાં બળવામાં જેઓ મરણ પાંમીઆ હ તા, તેઓનાં સોનેરી રંગમાં નાંમ કોતરેલાંછે. એ ગુંમબજનાં સીલીંગનો અંદરનો ભાગ ૩૭૨૧ ચોરસ ફુટ છે, અને તે એવોતો ચતુરાઈથી રંગીને સણગારીઆમાં આવીઓછે કે, જે ધણીએ એ કાંમ કીધું હતું તેને તેનાં મેહેનતનાં બદલામાં પચાસ હજાર રૂપીઆ તથા ઉમરાવનો એલકાબ મલીઓ હતો. અંદરની જમી ન અવાર નવાર પથર અને સંગેમરમરની બનાંવેલીછે, પણ ગુંબજની નીચેની જમીન સઘળી સંગેમરમ રનાં પથરનીછે. એબાદતગાહની જગા ઉપર ઘણોજ કીમતી સણગાર કીધેલોછે. એ દેવળની નીચે એક મો ટું ભોઅેરૂંછે તેમાં કેટલાએક નાંમીચા શખસોની કબરોછે. આ તથા પારીસનાં બીજાં દેવળોમાં કોઈ ધરંમની કીરીઆ થાતી હોએછે, તારે ઈમારતની બુલંદી સાથે કીરીઆનાં દબદબાથી અજબ તરાંહનો દેખાવ થઈ રેહે છે. પાદરીઓ પોતાનાં ચલકતા અને કસબી પોશાકો પેહરીને તાંહાં હાજર થાએછે, અને તેઓની સાથે ઉત રતી પદવીનાં બીજા પાદરીઓ તથા કેટલાએક શખસોનુ ટોળું હોએછે. તેઓ કીરીઆ કરતી વેળાએ આખાં દેવળમાં ફરેછે અને મોટે અવાજે ભણેછે તથા ગાએછે, તે વખતે જોનારનાં મન ઉપર એક અજબ તરાંહની અસર થાએછે.

બીજાં મોટાં દેવળોછે તેમનુ બયાંન કરવાનું મોકુફ કરીએ છઈએ અને ફરેનચનાં ધરંમ ખા તાંનો કેટલોએક હેવાલ આપીએછે. સખાવત તથા ધરંમ કરવામાં ફરેનચની સરકાર તથા ફરેનચ લોકો કો ઈબી રીતે બીજા દેશના લોકો કરતાં ઓછા નથી. ફરાનસમાં આપણે એકજ તરાંહનાં ધરમખાતાં જોતા ન થી, પણ આદમી જાતનાં દુખ્તનુ નીવારણ કરનારાં ભાંત ભાંતનાં ધરમખાતાછે. પરજાને દવા તથા સારી સ લાહ આપવાને કાબેલ વઈદોનાં ઉપરીપણામાં ગણતરી વગરનાં દવાખાંનાંછે. એ દવાખાંનાં વીશે લંબાંણથી બ યાંન કરવાની અગત દીસતી નથી, એટલું કેહવાને બસછે, કે પારીસનાં દરએક જીલ્લામાં જેઓને જરૂર હો એ તેઓને મુફત દવા તથા સલાહ મલેછે, તથા જેઓ દવાખાંનાંમાં રાખવા જોગ હોએ તેઓને તાંહાં ઉતારો પણ મલેછે.

પારીસમાં એક બીજી જાતનાં ધરમખાતાંછે તેમને "હાસપીઅીસ" કરી કેહવામાં આવેછે, તેઓની મ તલબ ઘણી સારીછે. એ ખાતાંઓમાં ઘરડા મરદ તથા ઓરતોની ઘણી માહવજત લીધામાં આવેછે. હેવાં એક ખાતાંમાં ૮૧૫ ઘોલીઆછે, તેથી તેટલાં માંણસો તાંહાં સમાઈ શકેછે. સાહઠ વરસની અંદરની વએનાં આદમીને તાંહાં દાખલ કરીઆમાં આવતું નથી. આ ધરંમખાતાંમાં જેઓ પેહલાં દાખલ થાએછે, તેઓ પા સેથી એક રકંમ લીધામાં આવેછે, પણ પછી કાંઈ લીધામાં આવતું નથી. વધુમાં વધુ એક છુટાં જોડાં પાસેથી રૂપીઆ એક હજાર લીધામાં આવેછે.

"ફાંઉંડલીંગ હાસપીટાલ," એટલેજે જે બાળકો હરાંમ ઈલતથી જનમીઆં હોએ અને તેઓને તેમ નાં માંબાપો રાખી નહી શકે, તેવાં બાલકોની પરવરસી કરવાનાં ધરમખાતાછે. હાવાં ધરમખાતાં સઘળાં મો ટાં શેહેરોમાં અગત કરીને રાખવાં જરૂરછે, કાએજે તેથી ઘણાએક પરાંણોનો બચાવ થાએછે. વળી જે બાળ કોનુ તેમનાં માંબાપોથી પાળંણ નહી થાઈ શકતું હોએ તેઓની પરવરસી કરીને ઉધારવાને વાસતે પણ ઘણાં એક ધરંમખાતાંછે. જોકે હીંઆ સઘળી રીતની સારી ગોઠવણછે, તોપણ આ વાત ચોકસછે કે બાળકોની ઉપર તેમનાં માંબાપના જેટલો પીઆર બીજા કોઈને કધી હોતો નથી, માટે જેઓ ગરીબાઈને લીધે પોતાનાં બાળકોને ધરંમખાતાંમાં મોકલવા માંગેછે, તેમને નાંણાની કાંઈએક મદદ આપી પોતાનાંજ ઘરમાં રાખવાની ઉલટ આપેછે, અને તેથી ઘણાએક ગરીબ માંબાપોને પોતાનાં વાહલાં બાળકોને પોતાની નજર અને પોતાની મેહનતથી ઉધારવાને બની આવેછે, તેથી આ ધરંમખી સારો કેહવાએછે. જે બાળકો વગર માંબાપનાં અને

નાંવારેસ હોએ તેઓને પણ ઉપલાં ધરંમખાતાંઓમાં દાખલ કરીઆમાં આવેછે. ફરાનસમાં સઘળાં મળી હાવાં ખાતાં ૧૫૨ છે. વળી જે માંબાપો આજારી હોએ અને પોતાની માંદગીનાં વખત શુધી પોતાનાં બાળકોની બરદાસત નહી લઇ શકે, તેટલી મુદત શુધી તે બાળકોને રાખવાને વાસતે જુદાં ધરંમખાતાંછે. વળી ગરીબ લોકોને દીવસને વખતે પોતાનાં ધંધા તથા મજુરીને લીધે રોકાવું પડે, તેઓનાં બાળકોને દીવસનો વખત રાખવાને વાસતે પણ કેટલાંએક ધરંમખાતાંછે. સવારનાં તે બાળકોને તાંહાં મેલીને, સાહાંજનાં પાછાં લઈ જયામાં આવેછે.

વળી ગરીબ લોકો જેઓ પોતાનાં ધરમાં રેહે પણ પુરતી રીતે પોતાનુ ગુજરાંણ કરી શકતા નહી હોએ, તેઓને નાંણાની મદદ કરવાને વાસતે કેટલીએક મંડળીઓ ઉભી થાએલીછે, અને એ કારણસર જે પુંજી થઇછે તેને વધારવાને વાસતે લોકો ઘણી મેહનત લીએછે. તવંગર અસતરીઓ પોતાનાં હાથની કારીગરીઓની વસતુઓ લીલાંઉ કરી વેચાવેછે, અને તેની જે ઉપજ થાએછે તે ઉપલી પુંજીમાં આપેછે. એ પુંજી વધારવાને વાસતે તરેહવાર ઈઉકતીથી શોરતીઓ પણ કાહાડીઆમાં આવેછે.

પારીસ શેહેરનાં બાર ભાગ કીધાછે, તે દરએક ભાગમાં ગરીબ લોકોનાં ગુજરાંણને સારૂ નાંણાની મદદ કરવાની તથા ખોરાકની વસતુઓ તથા મુફત દવા અને સલાહ આપવાનાં ખાતાંછે, તેઓને સરકારની તરફથી પણ ઘણી સારી મદદછે. સઘળાં મલીને ફરાનસમાં હેવાં ખાતાં લગભગ તરણ હજારછે અને તેની વરસ દાહડાની આએપત (૨૭૦૦૦૦૦) સતાવીસ લાખ રૂપીઆની થાએછે અને ખરચ (૧૮૦૦૦૦૦) અટાર લાખ રૂપીઆનો થાએછે. વળી કેટલાએક ધરંમખાતાં જે ગરીબ અસતરીઓ હમેલવાળી હોએ તેઓને મદદ કરવાનાંછે, તેમની પુંજીમાં લોકોની તરફથી વારેવાર વધારો થાએછે. હાલનાં શાંહનશાહાની રાંણીએ પોતાનાં લગંનની વેળાએ એ ધરંમખાતાંમા ચીઆલીસ હજાર રૂપીઆ બખશેસ આપીઆ હતા.

મરદ તથા ઓરત, છોકરા તથા છોકરી, જેઓ આધળાં તથા બેહરાં હોએ, તેઓને વાસતે પણ ધરંમખાતાંછે, અને તાંહાં તે માંઠા ભાએગનાં લોકોની ઘણીજ સારી બરદાસત લીધામાં આવેછે. જેઓ બેહરાં તથા આંધળાં હોએ, તેઓને અચરત સરીખી રીતે કેળવણી આપીઆમા આવેછે, તથા ઉદીઓગ કરવાને સીખાડીઆમાં આવેછે. હાવી કીસમનાં ધરંમખાતાઓનુ વીગતવાર બયાંન ઈંગલંડનાં ભાગમાં આપીઆમા આવનારછે, તેથી આ જગાએ તેમ કરવાનુ મોકુફ કરીએછે, કાંએજે ફરાનસ તથા ઈંગલંડના આ ધરંમખાતાં ઘણા ખરાં એકજ કાએદાથી ચાલેછે, તોપણ આધળાં બાળકોની એક નીશાલ વીશે હીઆ થોડુંએક લખીએછે. જે ખાતાનુ બયાંન નીચે આવેછે તેની ઈમારત અને તેને લગતો બાગ જુમલે ૪૦૦૦ ચોરસ ફુટ જગા રોકેછે, અને તે ઇમારત બાંધવા પછવાડે (૭૦૦૦૦૦) સાત લાખ રૂપીઆનો ખરચ થયો હતો. આધળા મરદોને બરશ બનાંવવાનું તથા વણવાનુ તથા ટોપલી બનાવવાનું કામ શીખવીઆમાં આવેછે. જેઓ આંધળા હોએછે, તેઓનો ગાએણ ઉપર ઘણો શોક હોએછે, તે ઉપરથી તે બાબદમા તેઓ ઘણી માહેતગારી મેલવેછે, અને ઘણુંએક જોતાં તથા સાંભલતા ગાણારાઓનાં કરતાં હાવાં ખાતા મથેના આધળાંઓ ઘણુંજ વધારે સારૂં વજાડી તથા ગાઇ જાંણેછે. તેમનાં સીખવનારા પણ આંધળાજ હોએછે. એ આધળાઓએ પોતાનાં ખાતામા એક છાપાખાંનુ સથાપીઉંછે, અને તાંહાં છપાતી ચોપડીઓ શીહાઈથી છપાતી નથી પણ અણીદાર ટીબાથી કાગલની ઉપર દસકત ઉડાડીઆમાં આવેછે, કે જે ઉડાવ ઉપર તેઓ પોતાનો હાથ લગાડી પારખી શકે કે આ દસકત કહેઓ છે. એ છાપાખાંનાંમા છાપનારા તથા ટીબાં જોડનારાઓ સઘળા આંધળાજ હોએછે. વળી તે સાથે દરએક જણ પાસે પોતાનાં હાથના નખ અથવા કોઈ અણીદાર વસતુથી કાગલ ઉપર ઉડાવ કરેલા દસકતની ચોપડી હોએછે. આ પરમાંણે લખવાની રીત શોધી કાહડવાનું માન તે ખાતાંના શીખઆગુરૂ મોશીઓ લુઈ બરેલને ઘટેછે. એ ઘણી આધળો જનમીઓ હતો અને તેજ હાલતમા મરણ પાંમીઓ હતો. હવ

બ કરવામાં પણ તેઓમાંનાં ઘણાંએક ઘણીજ ચાલાકી બતાવેછે. એ ખાતાંમાં જેઓ કેળવણી લીએછે તેઓની દર મહીનાંના સણવારને દીને પરીખ્યશા લીધામાં આવેછે, તાંહાં પારકા શખસોને ચીઠીથી દાખલ કરીઆમાં આવેછે, અને તેઓના અલીઓંશ જારે આપણે જોઇએ તારે આપણને અચરતી ઉપજેછે, કે જેઓ કાને બેહરા અને આખે આંધળાછે, તેઓ આટલી માહેતગારી કેમ મેળવી શકેછે, અને શીખવવાની રીત અને શીખ્યસા ગુરૂઓની તરબીઅત ઉપર આફરીન કરીઆ વગર આપણાથી રેહવાતું નથી. હવે એક બીજાં નામીચા ધરમખાતાનો હેવાલ આપી આ બાબદ બંધ કરીએછે, અને ઉપર જે કાંઈ હમોએ લખીઉછે તે જોણીઆથી વાંચનારાઓ ફરેનચોની સખાવત વીશે ઉંચુ મત ધરાવીઆ વગર રેહેશે નહી.

ફરાનસના લોકો પોતાની હીમત અને દેલાવરી વીશે વખણાએલાછે. તેઓ સીપાહીગરીના ધંધો ઘણોજ માંન લગેલો સહમજેછે, અને સરકારની તરફથી બીજી રઈએતનાં કરતાં કેટલીએક બાબદોમા વધારે હક પણ ધરાવેછે. સીપાહીઓના ખપની ગાંમમાં કોઈ વસતુનો ભાવ વધતો હોએ, તોપણ સરકારની તરફથી તેઓને તે વસતુ કીફાએતથી પોહોચતી કરીઆમાં આવેછે. જાંહાશુધી તે સીપાહીઓ ચાકરી કરવાને શકતીવાન હોએ, તાંહાંસુધી તેમને ફાએદા મળેછે એટલુજ નહી, પણ જેઓ પોતાનાં દેશની ચાકરીમાં અશકત થયા હોએ, તેઓને સારી હાલતમાં રાખવાને તથા તેઓની બરદાસત કરવાને જે ગોઠવણ કરવામા આવીછે, તે ખરેખર વખાંણવા જોગછે. પારીસમાં "હોટેલ ડી'ઈનવાલીડ" નાંમની મેહેલ જેવી ૬૧૨ ફુટ લાંબી અને ચાર માળની ઘણી સરસ બાંધણીની એક મોટી ઈમારતછે, તાંહાં સરકારને ખરચે અશકત શીપાહીઓને રાખીઆમાં આવેછે. એ ઈમારતનાં મથાળાં ઉપર એક મોટો ગુંબજ કાહાડીઆમાં આવીઓછે, અને તે ગુંબજની ઉપર એક મોટો થાબોછે, અને તેની ઉપર પુરથવીનાં આકારનો ગોળ દડો અને "કરાસ" છે જમીનથી તે "કરાશ" ની ઉંચાઈ ૩૨૩ ફુટછે.

આ ખાતાં ઉપર લડાઈ ખાતાંના પરધાંનનો હુકમ ચાલેછે, અને તેનાં સઘળા કારોબાર ઉપર ઉપરી પણ રાખવાને કીજ કેટલાએક લસકરી અમલદારોની સભા ઠેરવેલીછે. જે સીપાહીઓએ સરકારની ચાકરીમાં ૩૦ વરસ ગુજારીઆ હોએછે, ઈઆ લડાઈમાં થએલા જખમથી અશકત થયા હોએ, તેઓને આ ખાતાનો લાભ આપીઆમા આવેછે. ગયા વરસમાં તેમા કેટલાએક અમલદારો સુધાં ૩૩૦૦ આદમી હતાં, પણ ૫૦૦૦, આદમી સગવડથી સમાઈ શકે એટલી તાહાં જગોછે તેમને રેહવાનું, ખાવાનું, તથા પેહરવાનુ સઘળુ તાંહાંજ મળેછે. આ મોટુ ટોળું એક વખતે ખાઈ શકે નહી તેથી તરણ ભાગ કરી તેમને વારાફરતી જમાડવામા આવેછે એવોનું ભોજન ઘણુ સુતરૂં અને સારૂં હોએછે. નાંસતા ઉપર સીપાહીઓને રોટલી, સેરવો, ગાએનું ગોસત તથા ભાજી તરકારી, અને સાંહાજનાં ખાણા ઉપર રોટલી, બકરાંનુ ગોસત, બેદાં અને ભાજી તરકારી, તથા દર સુકરવારે પનીર આપીઆમા આવેછે ગોસતનો લવાજમ દરએક આદમીના ૦।, રતલનોછે, અને દરએક ખાણાની વખતે તેઓને એક મોટું ટંબલર ભરીને દારૂ મળેછે. અમલદારો અને સીપાહીઓના ખાણા વચે જાહજે ફરક નથી, ઘણીખરી ચીજો બંનેને વાસતે એકજ રીતની હોએછે, માતરે અમલદારોને વધારે વાણી મળેછે. દરએક આદમીને જુદો ટોલીઓ અને બીછાનું તથા તેનાં કપડા મેલવાને વાસતે જુદી કબાટ આપીછે તેઓ પોતાની સુવાની જગો ઘણી સાફ રાખેછે. જેઓ આ ધરમખાતું જોવા જાએછે, તેઓને એવી ભળામણ કરવામાં આવેછે કે જે વખત તે સીપાહીઓનો ખાવાનો વખત હોએ તે વખતે જવું, કાએજે તેઓની ટેબલ ઉપર કેવું સારૂં અને સુતરૂ ખાંણુ મેલીઆમાં આવેછે, તથા તે બુઢા અને નાતવાનોની કેવી બરદાસત થાએછે તથા સઘળાઓ કેવા સલુકાઈ અને આદરમાંનથી ભોજંન લેછે, તે જોવાને બની આવે ખાંણુ ખાવાના મોટા ઓરડા તરણછે અને દરએક ઓરડાની લંબાઈ ૧૫૦ ફુટ અને પોહોલાઈ ૨૪ ફુટછે. જેઓ ગોસત નહી ખાતા હોએ અથવા દારૂ નહી પીતા હોએ, તેઓને તેનાં બદ

લામાં તેટલું નાણુ આપીઆમાં આવેછે; જેઓનાં પગ લડાઈમાં જખમ ખાધાથી કપાઈ ગયા હોએછે, તેઓને જોડાને બદલે નાણુ આપીઆમાં આવેછે. એ પરમાણેની સરકારની સખાવતથી તાંહાંનાં સીપાહીઓ ઘણાજ સુખી હાલતમાંછે. અલબતાં એથી કરીને સરકારનેજ ફાએદોછે, કાંએજે જે સરકારમાં પોતાનાં જુનાં અને વફાદાર ચાકરોની પાછલા દાહાડામાં આ પરમાણે બરદાસત અને માહાવજત લીધામાં આવેછે, તે સરકારની ચાકરી ઘણી દીઆંનતદારીથી અને હીંમતથી કરવાને તે ચાકરો કદી ખલલ કરે નહી.

પણ આ બુઢા અને નાંતવાંન સીપાહીઓને અતરે ખાવાનું, પેહરવાનું, તથા સુવાનું મલેછે, એટલુંજ નહી, પણ જેઓને પુસતકો તથા વરતમાન પતરો વાંચવાની શકતી તથા શોક હોએછે, તેઓને વાસતે એ ખાતાંની સાથે ૧૭૦૦૦ ચોપડીઓનું એક પુસતકખાનું પણછે. તેઓએ પોતાનો જનમ સીપાહીગરીમાં અને લડાઈમાં કાહાડેલો હોએછે, તેથી તેમની ગમતને વાસતે આ ખાતાંનાં ઘણાએક ઓરડામાં નાંમીચી લડાઈઓનાં તથા કીલ્લાઓનાં ચીતાર તથા નાંમીચા અમલદારોની સબીઓછે. જેમ પાદશાહી મેહલોની આસપાસ બાગ હોએછે, તેમ બુઢા તથા નાંતવાંન સીપાહીઓને ફરવા હરવાને સારૂ ૧૯૪૦ ફુટ લાંબો અને ૭૨૦ ફુટ પોહોળો બાગ બનાંવેલોછે, અને તે બાગની અંદર કેટલાએક નાંમીચા અમલદારોનાં પુતળાંછે. આ ઉપરાંત પારીસમાં બીજાં ઘણાએક નાંમીચા અને વખાંણવા જોગ ધરંમખાતાંછે, પણ તે સઘળાનું બયાંન હીંઆં થાઈ શકતું નથી. એ ખાતાંઓની સઘળી ગોઠવંણ ફરાનસનાં મોટા રાજને લાએકનીછે. હાલનો શાહાંનશાહ હેવાં ખાતાંઓનો લાભ જેમ બને તેમ વધતા લોકોને પોંહોચે તેમ કરવામાં તથા પોતાંની ગરીબ રઈએતને દુખમાથી ટાળવાનાં એલાજ કરવામાં હંમેશાં ઈનતેજારછે.

---

૨ જે કર લીધામાં આવેછે તે નીચે જણાવેલા કાએદા પરમાણે હોએછે. જેઓ વરસ દાહડે ૯૯ રૂપીઆ અથવા તે રકંમથી ઓછાં ભાડાંનાં ઘરમાં રેહેતા હોએ, તેઓની પાસેથી કશું લીધામાં આવતું નથી. ૧૦૦ થી ૧૯૯ રૂપીઆનાં ભાડાંનાં ઘરમાં જેઓ રેહતા હોએ, તેઓની પાસેથી તે ભાડાંની રકમ ઉપર સેંહેકડે ત રણ ટકા લીધામાં આવછે; ૨૦૦ થી ૩૯૯ રૂપીઆનાં ભાડાં ઉપર સેંહકડે પાંચ ટકા; ૪૦૦ થી તે ૫૯૯ રૂપીઆના ભાડાં ઉપર સાત ટકા; અને ૬૦૦ રૂપીઆ અથવા તેથી વધતાં ભાડાં ઉપર સેંહકડે નવ ટકા લી ધામાં આવેછે.

ઉપર જણાવેલાં વરસમાં કુલ ખરચ (૨૫૮૮૦૦૮૬) બે કરોડ અઠાવંન લાખ, હેંસી હજાર, છીઆ સી રૂપીઆ થયો હતો. એ ખરચની વીગત જાણવા જોગછે. સરકારનાં કરજનાં વીઆજનાં (૪૮૬૨૫૯૭) ઉરતાલીસ લાખ, બાસટ હજાર, પાંચશો સતાંનુ રૂપીઆ; આએપત વસુલ કરવાનાં તથા આદમીઓનાં પગાર નાં (૧૪૮૧૪૯૨) ચઉદ લાખ, એકીઆસી હજાર, ચારશો બાંનુ રૂપીઆ; કેળવણી ખાતાંનાં (૫૯૩૬૮૭) પાં ચ લાખ, તાંનુ હજાર, છશો સીતીઆસી રૂપીઆ; દેવળો પછવાડે (૩૯૫૧૬) ઓગનચીઆલીસ હજાર, પાં ચશો સોલ રૂપીઆ; લશકરી ખાતાંનાં (૨૮૬૭૨૮) બે લાખ, છીઆસી હજાર સાતશો અઠાવીસ રૂપીઆ; જાહેર ઈમારતોની મરાંમતનાં (૧૬૭૭૭૩૧) સોલ લાખ, સીતોતેર હજાર, સાતશો એકતીસ રૂપીઆ; દવા ઈ તથા બીજાં ધરમખાતાંઓનાં (૨૫૯૧૨૬૦) પચીસ લાખ, એકાંનુ હજાર, બશો સાહાઠ રૂપીઆ; પુસતક ખાનાં, ફરવાની જગાઓ, અને હુંનરનાં કાંમો પછવાહે (૧૧૮૮૮૮) એક લાખ, અઢાર, હજાર, આઠશો ઈ ઠીઆસી રૂપીઆ; જાહેર તેહવારોનાં (૩૬૧૧૩૨) તરણ લાખ, એકસટ હજાર, એકશો બતરીસ રૂપીઆ; પો લીસ ખાતાંનાં (૩૮૫૧૭૨૯) આરતીસ લાખ, એકાવંન હજાર સાતશો ઓગનતીસ રૂપીઆ; અને નવાં જા હેરકાંમોનાં (૫૨૭૦૮૪૨) બાવન લાખ, સીતેર હજાર, આઠશો બેંતાલીસ રૂપીઆ થયા હતા.

પારીસની "ચેમબર આવ કાંમરસે" સને ૧૮૫૧ નાં વરસમાં જે પુછપરછ તથા તપાસ કીધી હતી તે ઉપરથી હેવું માલુમ પડીઉં હતું કે, તે વરસમાં પારીસમાં સઘળા મલીને ૩૨૫ જાતનાં ધંધા ચાલતા હતા, તેમાં (૬૫૦૦૦) પાંસઠ હજાર શેઠો અથવા માલેકો, (૨૦૫૦૦૦) બે લાખ, પાંચ હજાર, મજદુરો, (૧૧૨૮૦૦) એ ક લાખ, બાર હજાર, આઠશો અસતરીઓ, (૧૬૬૦૦) સોલ હજાર છશો છોકરા અને (૭૭૦૦) સાત હજા ર સાતસો છોકરીઓ ગુંતેલી હતી. ઉપલા ધંધા મધેથી મોટી સંખીઆ પોશાક અથવા પેહરવાનાં કપડાં બના વનારાઓની હતી, અને તેઓએ તે વરસમા (૧૦૦૦૦૦૦૦૦) દસ કરોડ રૂપીઆનો માલ વેચીઓ હતો, ત થા એજ વરસમાં ખાધ ખોરાકની (૯૦૦૦૦૦૦૦) નવ કરોડ રૂપીઆની વસતુઓનો ખપ થયો હતો. ચીતા ર તથા હુનરનાં ધંધાદારીઓએ (૬૦૦૦૦૦૦૦) છ કરોડ તથા સઘળી જાતનો સાંમાંન બનાંવનારા (૫૧૦૦૦૦) પાંચ લાખ દસ હજાર રૂપીઆનો માલ વેચીઓ હતો. જહવેરાતનો (૩૩૦૦૦૦૦૦) તરણ કરોડ તીસ લા ખ, કાંસાની બનાંવેલી વસતુઓનો (૮૦૦૦૦૦૦) હેંસી લાખ, ટોપલી તથા બીજા નાંધલા ધંધાની ચીજોનો ૮૦૦૦૦૦૦) હેંસી લાખ; ટોપીઓનો, (૬૪૦૦૦૦૦) ચોસટ લાખ, અને હાથમાં પેહરવાનાં મોજાંનો (૬૦૦૦૦૦૦) સાહાઠ લાખ રૂપીઆની કીમતનો માલ ખપીઓ હતો. એ ઉપરથી આપણને પારીસનાં દર વરસના ખપનો અરસરો સારી પઠે મળેછે.

પારીસમાં સરકારને ખરચે ચાલનારા મોટાં કારખાનાં તરણછે, તેમાં એક (ટેપીસટરી) ઉંન તથા રેશંમનાં ભરતનું તથા ગાલીચા બનાવવાનું, બીજું કોરી તથા ચીની કાંમનાં વાસણો બનાવવાનું, અને તરીજું તંબાકુ તથા તપકીર બનાવવાનુંછે. પેહલાં બે કારખાંનાં મધેનો સાંમાન સરકારનાજ કાંમમાં આવેછે, બજારમાં તેનો કશો ખપ થાતો નથી, પણ તરીજાં કારખાનાંમાં જે માલ બનેચ, તેનાં વેચાંણથી સરકારને દર વરસે (૫૬૦૦૦૦૦૦) પાંચ કરોડ સાહાઠ લાખ રૂપીઆની ઉપજ થાએછે. ૯૯-કારખાંનાં શોએ, દોરા, કાટલાં, ફીત ઈતીઆદી

## પ્રકરણ ૯ મું.

---

## પારીસ—વસતી, આએપત, ખરચ, ઈતીઆદી.

વસતી આએપત—જમીન, ઘરો તથા તે મધેના સામાન તથા બારીઓ તથા તેઓના બારા ઊપરનો કર ખરચ—કરજનુ વીઆજ, આએપત વસુલ કરવાનો, કેળવણી ખાતાનો, દેનળોનો, લશકરી ખાતાનો, જાહેર કામોનો, દવાઇ તથા બીજા ધરમ ખાતાનો, પુસતકખાના તથા હુનરના કારખાનાનો, તથા પોલીસ ખાતાનો ખરચ. પારીસમાં ચાલતા ધંધા તથા કારખાના—ટેપીસટરીના ભરતનુ કારખાનુ—કોરી તથા ચીનીકામનુ કારખાનુ. જુદી જુદી જાનસોનો ખપ—પારીસમા પાણી પોહચતુ કરવાના ઊપાયો—ગરેનેલનો ઊંડો કુઓ—રસતા, મોહલ્લા તથા ઘરોની ગણતરી, તથા તેમને સોભાઈતા અને સાફ રાખવાના ઊપાયો—રોશની—પથ્થરની સડકો—ચાહાનચાહની ગાડી—ભાડુતી ગાડીઓ—પોસટ આફીસ—બજારો

પારીસ શેહેરની વસતી આજ ચારશો વરસ થયા વધતી આવીછે. ૧૪૭૪ નાં સાલમાં એ શેહેરની વસતી (૧૫૦૦૦૦) એક લાખ, પચાસ હજાર આદમીની હતી, ૧૭૧૦ માં (૪૯૦૦૦૦) ચાર લાખ, નેવું હજાર, ૧૭૯૮ માં (૬૪૦૦૦૦) ૭ લાખ, ચીઆલીસ હજાર; ૧૮૦૨ મા (૬૭૨૦૦૦) છ લાખ, બોતેર હજાર, ૧૮૧૭ મા (૭૧૩૯૬૬) સાત લાખ, તેર હજાર, નવશો છાસટ, ૧૮૨૭ માં (૮૯૦૪૩૧) આઠ લાખ, નેવું હજાર, ચારશો એકતીસ, ૧૮૩૬ માં (૯૦૯૧૨૬) નવ લાખ, નવ હજાર, એકશો છવીસ, અને ૧૮૫૬ મા (૧૧૭૪૩૪૬) અગીઆર લાખ, ચુમોતેર હજાર, તરણશો છેંતાલીસ આદમીની વસતી હતી એ ઉપરથી જોવામા આવશે કે, ચારશો વરસની અંદર એ શેહેરની વસતી સાત ગણી વધી હતી. * આ વસતીમાંના અરધા અરધ મજુરોછે, અને બાકીના ધંધાથી તથા પોતાની બીજી આએપતથી ગુજરાન કરેછે.

પારીસ શેહેરની કુલ આએપત, તારીખ ૩૧ મી માર્ચ ૧૮૫૫ ને દને આખેર થએલાં વરસમા (૩૫૮૩૧૭૧૫) તરણ કરોડ, અઠાવણ લાખ, એકતીસ હજાર, સાતશો પદર રૂપીઆની થઈ હતી, તથા જાહેર કામોને વાસતે (૧૦૩૬૩૩૮૨) એક કરોડ, તરણ લાખ, તેંહસટ હજાર, તરણશો બીઆસી રૂપીઆ "લોંન" ની મારફતે કહડાવીઆમાં આવીઆ હતા એ મલે જમીન ઉપરના કરનાં (૩૨૦૦૦૦૦) બતરીસ લાખ, તથા ઘેરો અને તે મધેના સાંમાન ઉપર લેતા કરેલા કરનાં (૧૭૨૦૦૦૦) સતર લાખ, વીસ હજાર રૂપીઆ ઉપજીઆ હતા. પારીસમા ઘરની બારીઓ દીઠ કર લીધામાં આવેછે, અને તેની ઉપજના ઉપલો વરસમા (૧૦૯૦૦૦૦) એક લાખ, ચીઆલીસ હજાર રૂપીઆ વસુલ થયા હતા. ઘર તથા તે મધેનાં સાંમાન ઉપ

---

* ફરાનસની કુલ વસતી લગભગ (૩૬૦૦૦૦૦૦) તરણ કરોડ સાહાઠ લાખ આદમીની જણાવીઆમા આવીછે, અને તે નીચે જણાવીઆ પરમાણે વેહેંચાએલીછે ખેતીવાડીના ધંધામા રોકાએલા (૨૦૩૫૧૬૨૮) બે કરોડ, તરણ લાખ એકાવન હજાર, છશો અઠાવીસ, કારખાના વાળાઓ (૨૦૯૪૩૭૧) વીસ લાખ, ચોરાણ હજાર, તરણસો એકોતેર, કારીગરો (૭૨૧૦૧૪૬) ઈકોતેર લાખ, દસ હજાર, એકશો સુમાલીસ, વેપારી, વઇદ, વકીલ અને વીદીઆવાનો મલી (૨૯૯૧૦૨૬) ઓગણત્રીસ લાખ એકાણુ હજાર, છવીસ, ઘરના ચાકરો (૭૫૫૫૦૫) સાત લાખ, પંચાવન હજાર પાનસો પાંચ, પરચુરણ (૭૮૦૪૯૬) સાત લાખ ઐંસી હજાર, ચારસો છનુ

ર જે કર લીધામાં આવેછે તે નીચે જણાવેલા કાએદા પરમાણે હોએછે. જેઓ વરસ દાહડે ૯૯ રૂપીઆ અથવા તે રકંમથી ઓછાં ભાડાંનાં ઘરમાં રેહેતા હોય્મે, તેઓની પાસેથી કશું લીધામાં આવતું નથી. ૧૦૦ થી ૧૯૯ રૂપીઆનાં ભાડાંનાં ઘરમાં જેઓ રેહતા હોય્મે, તેઓની પાસેથી તે ભાડાંની રકમ ઉપર સેંહેકડે ત રણુ ટકા લીધામાં આવછે; ૨૦૦ થી ૩૯૯ રૂપીઆનાં ભાડાં ઉપર સેંહકડે પાંચ ટકા; ૪૦૦ થી તે ૫૯૯ રૂપીઆના ભાડાં ઉપર સાત ટકા; અને ૬૦૦ રૂપીઆ અથવા તેથી વધતાં ભાડાં ઉપર સેંહકડે નવ ટકા લી ધામાં આવેછે.

ઉપર જણાવેલાં વરસમાં કુલ ખરચ (૨૫૮૮૦૦૮૬) બે કરોડ અઠાવંન લાખ, હેંસી હજાર, છીઆ સી રૂપીઆ થયો હતો. એ ખરચની વીગત જાંણુવા જોગછે. સરકારનાં કરજનાં વીઆજનાં (૪૮૬૨૫૯૭) ઉરતાલીસ લાખ, બાસટ હજાર, પાંચશો સતાંનુ રૂપીઆ; આએપત વસુલ કરવાનાં તથા આદમીઓનાં પગાર નાં (૧૪૮૧૪૯૨) ચઉદ લાખ, એકીઆસી હજાર, ચારશો બાંનુ રૂપીઆ; કેળવણી ખાતાંનાં (૫૯૩૬૮૭) પાં ચ લાખ, તાંનુ હજાર, છશો સીતીઆસી રૂપીઆ; દેવળો પછવાડે (૩૯૫૧૬) ઓગનચીઆલીસ હજાર, પાં ચશો સોલ રૂપીઆ; લશકરી ખાતાંનાં (૨૮૬૭૨૮) બે લાખ, છીઆસી હજાર સાતશો અઠાવીસ રૂપીઆ; જાહેર ઈમારતોની મરાંમતનાં (૧૬૭૭૭૩૧) સોલ લાખ, સીતોતેર હજાર, સાતશો એકતીસ રૂપીઆ; દવા ઈ તથા બીજાં ધરમખાતાંઓનાં (૨૫૯૧૨૬૦) પચીસ લાખ, અેકાંનુ હજાર, બશો સાહાઠ રૂપીઆ; પુસતક ખાનાં, ફરવાની જગાઓ, અને હુંનરનાં કાંમો પછવાડે (૧૧૮૮૮૮) એક લાખ, અહાર, હજાર, આઠશો ઈ ઠીઆસી રૂપીઆ; જાહેર તેહવારોનાં (૩૬૧૧૩૨) તરણુ લાખ, એકસટ હજાર, એકશો બતરીસ રૂપીઆ; પો લીસ ખાતાંનાં (૩૮૫૧૭૨૯) આરતીસ લાખ, એકાવંન હજાર સાતશો ઓગનતીસ રૂપીઆ; અને નવાં જા હેરકાંમોનાં (૫૨૭૦૮૪૨) બાવન લાખ, સીતેર હજાર, આઠશો બેંતાલીસ રૂપીઆ થયા હતા.

પારીસની "ચેમબર આવ કાંમરસે" સને ૧૮૫૧ નાં વરસમાં જે પુછપરછ તથા તપાસ કીધી હતી તે ઉપરથી હેવું માલુમ પડીઉં હતું કે, તે વરસમાં પારીસમાં સઘળા મલીને ૩૨૫ જાતનાં ધંધા ચાલતા હતા, તેમાં (૬૫૦૦૦) પાંસઠ હજાર શેઠો અથવા માલેકો, (૨૦૫૦૦૦) બે લાખ, પાંચ હજાર, મજદુરો, (૧૧૨૮૦૦) એ ક લાખ, બાર હજાર, આઠશો અસતરીઓ, (૧૬૬૦૦) સોલ હજાર છશો છોકરા અને (૭૭૦૦) સાત હજા ર સાતસો છોકરીઓ ગુંતેલી હતી. ઉપલા ધંધા મધેથી મોટી સંખીઆ પોશાક અથવા પેહરવાનાં કપડાં બના વનારાઓની હતી, અને તેઓએ તે વરસમાં (૧૦૦૦૦૦૦૦) દસ કરોડ રૂપીઆનો માલ વેચીઓ હતો, ત થા એજ વરસમાં ખાધ ખોરાકની (૯૦૦૦૦૦૦) નવ કરોડ રૂપીઆની વસતુઓનો ખપ થયો હતો. ચીતા ર તથા હુનરનાં ધંધાદારીઓએ (૬૦૦૦૦૦૦) છ કરોડ તથા સઘળી જાતનો સાંમાંન બનાંવનારા (૫૧૦૦૦૦) પાંચ લાખ દસ હજાર રૂપીઆનો માલ વેચીઓ હતો. જહવેરાતનો (૩૩૦૦૦૦૦) તરણુ કરોડ તીસ લા ખ, કાંસાની બનાંવેલી વસતુઓનો (૮૦૦૦૦૦) હેંસી લાખ, ટોપલી તથા બીજા નાંધલા ધંધાની ચીજોનો (૮૦૦૦૦૦) હેંસી લાખ; ટોપીઓનો, (૬૪૦૦૦૦) ચોસટ લાખ, અને હાથમાં પેહરવાનાં મોજાંનો (૬૦૦૦૦૦) શાહાઠ લાખ રૂપીઆની કીમતનો માલ ખપીઓ હતો. એ ઉપરથી આપણુને પારીસનાં દર વરસના ખપનો અરસરો સારી પડે મળેછે.

પારીસમાં સરકારને ખરચે ચાલનારા મોટાં કારખાનાં તરણછે, તેમાં એક (ટેપીસટરી) ઉંન તથા રેશંમનાં ભરતનું તથા ગાલીચા બનાવવાનું, બીજું ક્રોરી તથા ચીની કાંમનાં વાસણો બનાવવાનું, અને તરીજું તંબાકુ તથા તપકીર બનાવવાનુંછે. પેહલાં બે કારખાંનાં મધેનો સાંમાન સરકારનાજ કાંમમાં આવેછે, બજારમાં તેનો કશો ખપ થાતો નથી, પણ તરીજાં કારખાનાંમાં જે માલ બનેચ, તેનાં વેચાંણથી સરકારને દર વરસે (૫૬૦૦૦૦૦) પાંચ કરોડ સાહાઠ લાખ રૂપીઆની ઉપજ થાએછે. ૯૯૯-કારખાંનાં શોએ, દોરા, કાટલાં, ફીત ઇતીઆદી

સાંમાનનાંછે, શાલ બનાવવાનાં તથા વણકરનાં ૭૫૨ સાલોછે, પેહરવાનાં કપડાં સીવવાનાં ૮૭૯; ટોપીઓ બ નાવવાનાં ૬૪૪; લાકડાંના સાંમાન બનાવવાનાં ૧૯૧૫; દીવાલઉપર ચોહોટાડવાના કાગળો બનાવવાનાં ૧૪૧; આરસી બનાવવાનાં ૧૨૦; અને ઘેર ચહડાવવાનાં ૪૨૦ કારખાનાંછે; તથા તઇઆર કરેલાં પેહરવાનાં કપડાં ની ૨૨૫ દુકાંનોછે; તથા દોરડાં તથા જાડાં કપડાં બનાવનારા ૬૫૩; કોતરકાંમ કરનારા ૨૨૨; અને ઘર મા ડી આપનારા ૫૧૯ શખ્સોછે. પારીસમાં ૬૦૦ ભઠીઆરા * ૫૦૦ ખાતકી તથા ૧૭૨૦ "રેશટોરાં" (જમ વાની જગો) અને ૩૧૮૨ દારૂનાં દુકાંનોછે.

ઉપર જણાવેલાં પેહલાં બે કારખાનાંનો હેવાલ કીમતી જાંણી અતરે પરગટ કરીએછે. ટેપીસટરી નાં ભરતનાં ચીતારો તથા ગાલીચા બનાવવાનું જે કારખાનુંછે તે ખરેખર જોવા લાએકછે. એ કાખાનાં રમાં જે કીમતી કાંમ કરવામાં આવેછે, તેની કીમત ફકત પાદશાહઓજ આપી શકેછે, કાંએજે જે મેહે નત અને ખરચ તાંહાંનો માલ ઉતપન કરવામાં આએછે, તે પરમાણેનાં ભાવની વસતુઓનાં ખરીદદાર ખા નગી લોકોમાંથી મળવા મુશકેલછે. મુસાફરને પેહેલાં પાંચ ઓરડામાં લઇ જવામાં આવેછે, તાંહાં ટેપીસટરી નાં ઉંચાં ચીતારો તથા નાંમીચા ગાલીચાઓનો સંગરહછે. પેહેલા ફરાંસીસ, ચઉદમાં અને પંદરમાં લુઇ પાદ શાહનાં વખ્તનાં ચીતારો તથા ગાલીચાઓ આ જગે આપણા જોવામાં આવેછે. તારપછી આપણને બીજા છ ઓરડામાં લઇ જવામાં આવેછે, કે જાંહાં કારીગરો તે ચીતારો ભરવામાં ગુંથેલા હોએછે. તેઓ જે કામ કરેછે તે જોયાથી આપણને ઘણી અચરતી ઉપજેછે. એવાં કાંમનાં ચીતારો હીંદુસથાનમાં જાહજા જોયામાં આવતા નથી, તેથી તે વીશે વાંચનારાઓને ખીઆલ આવવાને વાસતે આટલું કેહેવું જરૂર દીસેછે કે, જેમ "બરલીન ઉલ" માં ભરતનું કાંમ કરીઆમાં આવેછે તેમ જીહણા કનતાંનની ઉપર રેશમ અથવા ઉનનાં ભરત થી આદમીની સબીઓ તથા નાંમીચા બનાવનાં ચીતારો ભરીઆમાં આવેછે. એ ચીતારો લંબાઇમાં ૧૦ ફી ટ અને પોહલાઇમાં ૬ ફીટ શુધી હોએછે. આ ભરતનાં કાંમમાં અચરત સરીખું એછેજે, ભરનાર પોતે જે ચીતાર ભરતો હોએ, તેની ઉલટી બાજુએ તે બેસીને ભરેછે, અને કનતાંન ઉપર રંગની પાડેલી જે સબીનાં નમુ નાં ઉપરથી તે ભરતો હોએ, તેને પોતાની પીઠે રાખેછે. તેનાં ભરતનાં ચીતારની સવલી બાજુ તેનાં દીઠામાં આવતીજ નથી, તોપણ તે બાજુ બરોબર સાફ અથવા જેવી જોઈએ તેવીજ આવીછેકે નહી, તે તેને ઉલટી બાજુએથીજ માલુમ પડેછે. ઉંન તથા રેશમનાં જે દોરા આ કાંમને વાસતે જોઈએછે તે એટલીતો ભાંત ભાં તનાં રંગનાં હોએછે, કે જે રંગીન ચીતારના નમુનાં ઉપરથી ભરીઆમાં આવતું હોએ, તેનાં રંગમાં અને આ ભરતનાં રંગમાં કશો ફરક રેહેતો નથી.

આજ કારખાનાંમાં ઉંચા ગાલીચાઓ પણ હાથથીજ ભરીઆમાં આવેછે. કારીગર નમુનો પોતાથી કેટલોએક દુર મેલેછે, અને પછી તે ગાલીચો ગુંઠેછે. જે ગાલીચા હીંઆં બનાવીઆમાં આવેછે તે સફાઈ, રંગ, અને તરાંહમાં "પરશીઅન" ગાલીચાઓનાં કરતાં વધારે સરસ વખણાએછે. વખતે એક ગાલીચો બ નાવવામાં પાંચથી તે દસ વરસ લાગેછે, અને તેવા ગાલીચાની કીમત (૨૫૦૦૦) પચીસ હજારથીતે (૭૫૦૦૦) પંચોતેર હજાર રૂપીઆ શુધીની થાએછે. સઉથી મોટામાં મોટો ગાલીચો જે આ કારખાનાંમાં બનાં વીઆમાં આવીઓછે, તે બોંહોતેર કટકાનોછે, અને તેની કુલ લંબાઈ ૧૩૦૦ ફીટનીછે. એ ગાલીચો લુવર નાં મેહલમાંછે. ઉપર જણાવેલી બંને જાતની વસતુઓ બનાવવાનાં કાંમમાં આ કારખાનાંમાં જુમલે ૧૨૦ આદમી દરરોજ કાંમે લાગેછે. દરએક જણનો પગાર દર મહીને ૪૦ થીતે ૮૦ રૂપીઆ શુધીનોછે, અને ઘે ડવેલાં વરસ શુધી ચાકરી કરીઆ પછી તેઓને બેહો મુશારો મળેછે. એ કારખાનાંમાં જે માલ બનેછે તે સર

* શેહેરમાં ભઠીઆરાની સંખીઆ ઠેરવવાનુ શરકારના હાથમાછે, અને આટો તથા પાઊ વેચવાની કીમત પણ શર કાર ઠેરે તે પરમાણે લીધામાં આવેછે

કારી મેહલોને વાસતેજ કાંમ લાગેછે. પાદશાંહાને રેહવાનાં તથા બીજા મેહેલોમાં ટેપીસટરીનાં ચીતારો આપણે હમેશાં જોઈએછે. રંગેલાં ચીતારો લાંબી મુદત થયા પછી જાંહાખાં થઈ જાએછે, તેમ ટેપીસટરીનાં થતાં નથી, માંટે હમણા નાંમીચા શખસોની સબીઓ ભરાવીને મેહેલોમાં મેલવાનું વધારે પસંદ કરવામાં આવેછે †. ચીતારો ભરવામાં તથા ગાલીચા વણવામાં જે ઉંન કાંમ આવેછે, તે પણ એજ કારખાનાંમાં રંગેછે. રંગવાનાં કાંમમાં રશાએણ શાસતર કેટલું ઉપીઓગીછે તે વીશે અતરે દર વરસે ભાશાણો પણ થાએછે, તે સાંભળવાને તે હુંનરનાં કારીગરોની ભારે ઠઠ મલેછે. જેઓ પારીસ જાએ તેઓને, આ કારખાનું તથા એક બીજું જેનું વરણન નીચે કરીએછે તે જોવા જવાને હમો મેજબુત ભળાંમણ કરીએછે.

પારીસથી આસરે ચાર માઈલની વેંગળાઈએ કોરી કાંમનાં વાસણો તથાં બીજો તરેહવાર સાંમાન બનાવવાનું એક ધણુંજ નાંમીચું કારખાનું સરકારનાં હસતકમાંછે તે જોવા જવાને મુસાફરોને છુટછે. આ કારખાનાંનાં તરણ ભાગ કીવેલાછે. એક ભાગમાં એ કારખાનાંમાં બનાવેલો સઘળો સાંમાન મેલેલોછે, બીજા ભાગમાં અસલનાં તથા હમણાનાં જમાનાંનાં તથા દેશો દેશનાં ઉંચા કોરી કાંમનાં વાસણોનો સંગરહછે, અને તરીજ ભાગમાં, આ કારખાનાંમાં બનતી વસતુઓ કેહવા હથીઆર તથા પદારથોથી બનેછે, તેનો મોટો જથોછે. ઉંચા કોરી કાંમની વસતુઓ બનાવવાનો હુનર આ કારખાનાંમાં પુરણ હાલત ઉપર આવીઓછે, તે પેહેલા ભાગનાં છ ઓરડામાં મેલેલી તરેહવાર વસતુઓ જોયાથી આપણી ખાતરી થાએછે. ચાહે પીવાનાં તથા ખાંણુ ખાવાનાં વાસણોનાં જે સટ હીંઆં જોવાને વાસતે મેલેલાછે તે એવાતો રોનકદાર અને કીમતીછે, કે દરએક સટની કીમત ૨૦૦૦ થીતે ૬૦૦૦ રૂપીઆ શુધીની ગણાએછે. એ ઓરડાઓમાં કોરી કાંમના રોનકદાર સોભઈનાં વાસણો તથા ટેબલોછે. એ ટેબલોની ઉપર ખુબસુરત રંગથી એવાંતો નાંદર ચીતારો પાડેલાંછે, કે તેમાંની કેટલીએકની કીમત સોલ હજાર રૂપીઆ શુધીનીછે. એક મોટાં વાસણ ઉપર એવીતો સારી કારીગરી હતી, કે તેની કીમત ચાર હજાર રૂપીઆની હતી. પણ આ કારખાનું જોવા જનારને અગત કરીને કોરી કાંમનાં તકતા ઉપર જે સબીઓ પાંડવામાં આવીછે તે જોયાથી ઘણી અચરતી ઉપજેછે. એ સબીનાં તકતાઓ હડી ફુટ લાંબા અને તરણ ફુટ પોહોળાછે, અને તેની ઉપર પાડેલી તસવીરોનો રંગ એવોતો બરાબર અને બારીકછે, કે તેવો રંગ કનતાન ઉપર આવી શકે નહી. આ સબીની કીમત ૧૦ હજારથી તે ૧૬ હજાર રૂપીઆ શુધીનીછે. આ ઓરડાઓમાં રંગીન કાચોનાં જે નમુંનાંછે, તે પણ જોવા લાએકછે.

બીજા માળ ઉપરનાં બાર ઓરડામાં ઉપલી જાતની વસતુઓનું મોટું સંગરહસથાંન બનાવેલુંછે. હીંઆં ચીની કાંમનાં ઘણાએક વાસણો તથા તે વાસણો કેહવી વસતુઓથી બનેછે તેનાં નમુનાંછે, તથા આ કારખાંનું ઉભું કરવામાં આવીઉંછે, તારથી તે આજ દંન શુધી તાંહાં જે સાંમાન બનીઓછે તેનાં નમુનાંછે. સઘળી જાતનાં, અને પુરથવી ઉપરનાં સઘળા દેશમાં બનતાં કોરી કાંમની વસતુઓનાં નમુનાં હીંઆં તેમનાં વરગ પરમાણે હારેદોર ગોઠવેલાછે. એ નમુનાં સઉથી હલકાં કાંમથી તે સઉથી ભારી કાંમ શુધી ચહડતા ઉતરતા છે, અને તેને બનાવવામાં જે હથીઆર કાંમમાં આવેછે, તેનો પણ સંગરહ તાંહાં કીધેલોછે; તેથી કરીને એ સંગરહનો આ ભાગ તપાસીઆથી દુનીઆં ઉપરનાં સઘળાં કોરી કાંમની તવારીખથી આપણે વાકેફ થઈ શકીએછે. " મોશીઓ એબેલમેન " નાંમનાં નાંમીચા ફરેનચ કારીગરે ખોટું જહવેરાત બનાવવાની જે રીત શોધી કાહાડી હતી, તે પરમાંણે જે હીરા તથા માણેક બનાવવામાં આવેછે તેની ઘણાએક નમુનાં આઠમાં ઓરડામાંછે. એ નમુનાં એવાતો સારાછે કે, જેનાંમાં જહવેરાત પરખવાની સમજ નહી હોએ, તે શખસ તે નમુનાંને ખરા હેરવીઆ વનાં રેહે નહી. ભોંએ તળીએ જે ઓરડાઓછે તાંહાં આપણે કારીગરોને તરેહવાર વસતુઓ

† હમો જે વેળાએ આ કારખાનું જોવા ગયા હતા તે વેળાએ લુઇ નેપોલીઅન તથા તેની રાણી ઇટીઝનીની સબી ભરાતી હતી.

બનાવતા જોઇએછે. જે વસતુઓ ઘણી પાતલી બનાવવાની હોએછે તેજ ઓટીઆમાં આવેછે, બાકીની સઘળી ફ રતા ચરખા ઉપર બનાવવામાં આવેછે. ઓટવાની રીત જે આપણે સાધારણ જગોએ જોઇએછે તેનાં કરતાં હીંઆં જુદીજ રીતછે. પાંણી સાથે મટોડી સારી પઠે મેળવીને પછી તેનો રગડો મોહલની ઉપર રેડવામાં આવે છે. એથી કરીને તે રગડા મધેની મટોડીનું પાતલું પર તે મોહલ ઉપર લાગેછે, પછી તે મોહલની નીચેની બાજુ થી પાંણીની જીહણી ધાર ચાલુ કરેછે તેથી પેલા રગડા મધે જે કાંઈ વધતું પાંણી અથવા મટોડી હોએછે, તે પાંણી સાથે વધારે પાતલી થઈને બાહેર નીકળી જાએછે. મોહોલ ઉપર જે મટોડી ચહડી હોએ, તે સુકાયા પછી સેહલાઈથી છુટી થઈ શકેછે, અને આખું વાસણ આપણા હાથમાં આવેછે. તારપછી તે વાસણને હાથા અથવા જે કાંઈ બીજુ સાથે જોડવું હોએછે તે જોડીઆમાં આવેછે, અને પછી તે વાસણ એક ઓરડામાં ઓરતોનાં હાથમાં જાએછે. એ ઓરતો તે વાસણમાં કાંઇ ખોડ ખાંપણ આવી હોએ તેને સુધારેછે, અને તારપછી તે ચીતારા નાં હાથમાં જાએછે. ચીતારાનાં ઓરડામાં આસરે ૨૦ આદમીઓ હોએછે. જે રંગ તેઓ કાંમમાં લાવેછે, તે સઘળા ધાતુનાં હોએછે, પણ ભુંજવા મુકીઆ પછી વાસણ ઉપર જે રંગ દેખાએછે તે પેહલા રંગ કરતાં જુદીજ તરેહનો હોએછે. સુનેરી રંગ સુનાંને પઘળાવીને લગાડીઆમાં આવેછે. તારપછી તે વાસણોને એક થી વધારે વાર ભઠીમાં મેલીઆમાં આવેછે તેથી તેની ઉપરની સફાઈ તથા ચલકાટ તથા રંગનો જહલકાટ ની કળી આવેછે. આ કારખાનાંમાં સઘળા મલીને ૧૮૦ કારીગરોછે. આ બયાંન પુરૂં કરતાં એક વાર ફરી થી કેહવું જોઈએછે કે એ કારખાનું ઘણુ જોવા લાએકછે. તાંહાં ઉતપન થતી વસતુઓની ખુબસુરતીનું બયાં ન કલમથી થઈ શકતું નથી. નજરે જોયાથીજ સમજ પડેછે.

જુદી જુદી જીનસોનો પારીસ શેહેરમાં દર વરસે કેટલો ખપછે, તે નીચે જણાવેલી વીગત ઉપરથી માં લુમ પડસે. દરાખનો દારૂ (વાંઈન) દર વરશે ૨૬૯૮૪૧ પીપ અથવા (૧૯૬૦૦૦૦૦) એક કરોડ છનું લાખ રૂપીઆનો ખપેચ; અરખનો દારૂ (૯૮૬૯૨૮) નવ લાખ, છીઆસી હજાર, નવશો અઠાવીસં ગીઆલંન; સીડર નો દારૂ (૫૫૭૯૫૨) પાંચ લાખ, સતાવંન હજાર, નવશો બાવંન ગીઆલંન; બીર (૨૬૬૫૪૪૦) છવીસ લાખ, પાંસટ હજાર, ચીઆરશોને ચીઆલીસ ગીઆલંન, તથા સરકો (૩૫૩૨૩૨) તરણ લાખ, તેપંન હજાર, બશો બતરીસ ગીઆલન. ખાટકીનું ગોસ (૧૩૬૧૪૮૨૭૪) તેર કરોડ, એકસટ લાખ, ઉગતાલીસ હજાર, બશો ચું મોતેર રતલ, ડુકરનુ ગોસ (૧૭૦૦૦૦૦૦) એક કરોડ, સીતેર લાખ રતલ; હાંમ, ડુકરનું આથેલું ગોસ તથા બીજા સાસો (૧૬૦૦૦૦૦) સોલ લાખ રતલ; તઇઆર પકાવેલું ગોસ (૧૫૦૦૦૦) એક લાખ, પચાસ હજાર રતલ; પનીર (૨૩૦૦૦૦૦) રતલ; રોટલી (૨૪૦૦૦૦૦૦૦) ચોવીસ કરોડ રતલ, દરાખ (૧૭૦૦૦૦૦) સતર લાખ રતલ ખપેછે. દરીઆની માંછલી ( ૧૭૦૪૧૫૩ ) સતર લાખ, ચાર હજાર, એકશો તેપન રૂપીઆની કીમતની; નદીની માંછલી (૨૫૯૩૨૦) બે લાખ, ઓગનસાહાઠ હજાર, તરણશો વીસ રૂપીઆની; કાલુની માં છલી ( ૫૫૬૪૩૮ ) પાંચ લાખ, છપંન હજાર, ચારશો આરતીસ રૂપીઆની; મરઘી, બતક, તથા બીજો શેકાર (૫૮૦૭૬૦૦) અઠાવંન લાખ, સાત હજાર છશો રૂપીઆનો ખપેછે. માંખણ (૬૫૦૦૦૦૦) પાંસટ લાખ રૂપીઆ નું; એદાં (૩૧૦૦૦૦૦) એકતીસ લાખ રૂપીઆનાં; આપલનાં ફળ (૩૬૩૨૨૮) તરણ લાખ, તેંસટ હજાર, બશો અઠાવીસ ટોપલીઓ ભરીને; પેર (૧૦૩૦૦૦) એક લાખ તરણ હજાર ટોપલી ભરીને; તરબુચ (૪૦૦૦૦૦) ચાર લાખ રૂપીઆનાં; બોર (૨૦૦૦૦૦૦) વીસ લાખ રૂપીઆનાં; ઇસટરાબેરી (૨૦૦૦૦૦૦) વીસ લાખ રૂપીઆની; કાંદા (૨૩૭૨૫) તેવીસ હજાર, સાતશો પચીસ ગાડાં ભરીને; કોબી (૨૯૯૩૦) ઓગણતીસ હજાર, નવશો તીસ ગાડાં ભરીને; ગાજર ( ૧૧૬૮૦ ) અગીઆર હજાર, છશો હેંસી ગાડાં ભરીને; સલગમ (૧૦૨૨૦) દશ હજાર, બશો વીસ ગાડાં ભરીને; પટેટા (૭૦૦૦૦૦૦) સીતેર લાખ રતલ; ખાંડ (૨૫૦૦૦૦૦૦) બે કરોડ, પચાસ લાખ રતલ; મશરૂમ (૨૫૨૫૦૦૦) પચીસલાખ, પચીસ હજાર ટોપલી ભરીને; ઘાંસ (૭૭૮૦૮૧૦) સીતોતેર લાખ,

હે'સી હજાર આઠશો દસ પુરી, પે'નરે। (૧૨૯૪૦૭૪૩) એક કરોડ, ઓગણતીસ લાખ, ચીઆલીસ હજાર, સાતશે। તે'તાલીસ પુરી; બાજરી (૩૦૦૦૦૦૦) તીસ લાખ બુશેલ; દુધ (૮૮૦૦૦૦૦) ઈઠીઆસી લાખ રૂપીઆનુ; ચા હે, ખાંડ તથા સાકર (૩૧૦૦૦૦૦૦) તરણ કરોડ, દસ લાખ રૂપીઆની; નીમખ (૮૦૦૦૦૦) આઠ લાખ રૂપીઆનું; ભાજી તરકારી (૬૦૦૦૦૦૦) સાહાઠ લાખ રૂપીઆની, તથા મેવો (૫૦૦૦૦૦) પાંચ લાખ રૂપીઆનો ખપેછે. આ સઘળા ખપની જીનસોની કીમતનો અરસટો (૧૪૦૦૦૦૦૦૦) ચઉદ કરોડ રૂપીઆનો થાએછે.

પારીસમાં પીવાનું પાંણી લાવવાને વાસતે તરેહવાર ઉપાયો કરીઆમાં આવીઆછે. હાવાં ભારે વસતીનાં શેહેરમાં કુઆ ખોદી પાંણી પુરૂં પાડી શકાએ નહી, તેથી નેહરોની મારફતે નદીનું પાંણી શેહેરમાં લાવી મોટાં ટાંકાંઓમાં ભરીઆમાં આવેછે, અને એ ટાંકાં માહેથી નલીઓની મારફતે શેહેરનાં જુદા જુદા ભાગમાં પાંણી પોહોચાડીઆમાં આવેછે. સઉથી મોટી નેહર જેને " કનાલ ડી ઓરસ " નાંમ આપેલુંછે, તેની મારફતે " ઓરસ " નદીનું પાંણી શેહેરમાં આવેછે. એ નેહર લંબાઈમાં ૫૦ માઈલછે, અને પોહળાઈમાં ૩૧ ફુટછે, અને તેને બાંધતાં (૧૦૦૦૦૦૦૦) એક કરોડ રૂપીઆનો ખરચ થયો હતો. "કનાલ સે'ટ માર ટીન " નાંમની નેહેર ઉપર ( ૫૭૦૦૦૦૦ ) સતાવંન લાખ રૂપીઆ અને " કનાલ સે'ટ હેનીસ " ઉપર (૩૨૦૦૦૦૦) બતરીસ લાખ રૂપીઆ લાગા હતા. સઉથી મોટાં ટાંકાંનું નાંમ " બેસીન ડી લા વીલ " કરી નેછે તે ૨૨૨૦ ફુટ લાંબુ અને ૨૨૧ ફુટ પોહોળુંછે. " કનાલ ડી ઓરસ " ની નેહેરમાંથી આ ટાંકાંમાં ૨૪ કલાકની અંદર ૧૩૫૦૦ ઈંચ પાંણી આવેછે. આ પરમાણેની માહાભારત ગોઠવણ કરીઆમાં આવીછે, તોપણ પારીસની ભારી વસતી તથા રસતાઓ સીપવાનાં અને ફું'આરાનાં કારણસર પાંણીનો ભારે ખપ હોવાને લીધે " સોમસદ " નદીનું પાંણી પારીસમાં લાવવાને સતાવાળાઓ ધારેછે, અને જો એ કાંમ પાર પડશે તો તેની ઉપર (૨૫૦૦૦૦૦૦) બે કરોડ, પચાસ લાખ રૂપીઆનો ખરચ થાશે. શેહેરમાં પાંણી મુફત મલતું નથી. જેઓ દર રોજ ૧૮ ગીઆલંન સાધારણ વાપરવાનું પાંણી લીએ, તેઓ પાસેથી વરસ દાહાડે હડી રૂપીઆ લીધામાં આવેછે, અને જેઓ એટલુંજ પીવાનું પાંણી દર રોજ લીએ, તેઓની પાસેથી વરસ દાહાડે ચાર રૂપીઆ લીધામાં આવેછે. પારીસમાં દરરોજ (૧૫૪૦૦૦૦૦) એક કરોડ, ચોપંન લાખ ગીઆલંન પાંણી ખપેછે. ૧૮૫૫ નાં સાલનો હીસાબ છપાએલોછે, તે ઉપરથી હેવું જોયામાં આવેછે કે, તે વરસમા પાંણીની પેદાસ (૫૦૬૩૦૫) પાંચ લાખ, છ હજાર તરણશો પાંચ રૂપીઆની થાઈ હતી. હજુર શુધી નલીઓની મારફતે પારીસનાં દરએક ઘરમાં પાંણી પોંહોચતું પાડવાની ગોઠવણ થાઈ નથી. આ સેહેલ ગોઠવણ હજુર આતર ૪૩૦૦ ઘરોમાંજ કરીઆમાં આવીછે. ઉપર જણાવેલાં ટાંકાઓમાંથી રસતાંમાં પાંણી સીપવાને તથા ફું'આરામાં તથા મેહેલો અને ઘરોમાં પાંણી પોંહોચાડવાને વાસતે જે નલીઓ ગોઠવવી પડીછે તેની કુલ લંબાઈ ૧૩૨ માઈલની થાએ.

વળી ફરાનસમાં જાંહાં પાંણી નહી હોએ, તાંહાં ઘણા કુઆ ખોદીઆંમાં આવીઆછે, તેહવા એક કુઆનું બયાંન અતરે કરવાની જરૂરછે. પારીસની પહોસમાં ગરેનેલ ગાંમમાં પાંણીની ખુટને લીધે એક ઘણોજ ઉંડો કુઓ ખોદીઆમાં આવીઓછે, તે પારીસમાં ફરવા જનારાઓએ ખચીત જોવા જવું જોઈએ. ભુસતર વીદીઆ જાંણનારાઓની શોધ ઉપરથી માલુમ પડીઉંછે કે, જમીનની કેટલીએક ઉંડાઈએ જુદી જુદી જાતની વસતુઓનાં પર આવેછે, તાંહાં પાંણી મલતું નથી, પણ ઘણુંજ ઉંડે ગયાથી પાંણીનો ભાગ હાથ લાગીઆ વનાં રેહેતો નથી, તે મુજબ યઉરોપખંડમાંનાં ઘણાએક શેહેરોમાં હેવા ઉંડા કુઆ ખોદીઆમાં આવેછે. હેવા કુઆને " આરટીઝીઅંન વેલ " કરી કેહવામાં આવેછે. જે કુઆનુ નીચે બયાંન કરીએછે તે ગરેનેલ મધેનો કુઓ છે. એ કુઓ ખોદવાનુ કાંમ સને ૧૮૩૩ નાં સાલમાં શરૂ કરીઆમાં આવીઉં હતું. હેવા કુઆ પોહોળાઈમાં ઘણા આવતા નથી કાંજે જેમ નીચે જાઈએ તેમ પોહોળું ખોદી શકાએ નહી. મારે આ કુઓ ઘ

બનાવતા જોઈએછે. જે વસતુઓ ઘણી પાતલી બનાવવાની હોએછે તેજ ઓટીઆમાં આવેછે, બાકીની સઘળી ફરતા ચરખા ઉપર બનાવવામાં આવેછે. ઓટવાની રીત જે આપણે સાધારણ જગોએ જોઈએછે તેનાં કરતાં હીંઆં જુદીજ રીતછે. પાંણી સાથે મરોડી સારી પઠે મેળવીને પછી તેનો રગડો મોહલની ઉપર રેડવામાં આવેછે. એથી કરીને તે રગડા મધેની મરોડીનું પાતલું પર તે મોહલ ઉપર લાગેછે, પછી તે મોહલની નીચેની બાજુથી પાંણીની જીહણી ધાર ચાલુ કરેછે તેથી પેલા રગડા મધે જે કાંઈ વધતું પાંણી અથવા મરોડી હોએછે, તે પાંણી સાથે વધારે પાતલી થઈને બાહેર નીકળી જાએછે. મોહોલ ઉપર જે મરોડી ચહડી હોએ, તે સુકાયા પછી સેહલાઈથી છુટી થઈ શકેછે, અને આખું વાસણ આપણા હાથમાં આવેછે. તારપછી તે વાસણને હાથા અથવા જે કાંઈ બીજુ સાથે જોડવું હોએછે તે જોડીઆમાં આવેછે, અને પછી તે વાસણ એક ઓરડામાં ઓરતોનાં હાથમાં જાએછે. એ ઓરતો તે વાસણમાં કાંઈ ખોડ ખાંપણ આવી હોએ તેને સુધારેછે, અનેતારપછી તે ચીતારાનાં હાથમાં જાએછે. ચીતારાનાં ઓરડામાં આસરે ૨૦ આદમીઓ હોએછે. જે રંગ તેઓ કાંમમાં લાવેછે, તે સઘળા ધાતુનાં હોએછે, પણ ભુંજવા મુકીઆ પછી વાસણ ઉપર જે રંગ દેખાએછે તે પેહલા રંગ કરતાં જુદીજ તરેહનો હોએછે. સુનેરી રંગ સુનાંને પધળાવીને લગાડીઆમાં આવેછેં. તારપછી તે વાસણોને એકથી વધારે વાર ભઠીમાં મેલીઆમાં આવેછે તેથી તેની ઉપરની સફાઈ તથા ચલકાટ તથા રંગનો જહલકાટ નીકળી આવેછે. આ કારખાનાંમાં સઘળા મલીને ૧૮૦ કારીગરોછે. આ બધાંન પુરૂં કરતાં એક વાર ફરીથી કેહેવું જોઈએછે કે એ કારખાનું ઘણુ જોવા લાએકછે. તાંહાં ઉતપન થતી વસતુઓની ખુબસુરતીનું બયાંન કલમથી થઈ શકતું નથી. નજરે જોયાથીજ સમજ પડેછે.

જુદી જુદી જીનસોનો પારીસ શેહેરમાં દર વરસે કેટલો ખપછે, તે નીચે જણાવેલી વીગત ઉપરથી માંલુમ પડસે. દરાખનો દારૂ (વાંઈન) દર વરશે ૨૬૯૮૪૧ પીપ અથવા (૧૯૬૦૦૦૦૦) એક કરોડ છનું લાખ રૂપીઆનો ખપેય; અરખનો દારૂ (૯૮૬૯૨૮) નવ લાખ, છીઆસી હજાર, નવશો અઠાવીસં ગીઆલંન; સીડરનો દારૂ (૫૫૭૯૫૨) પાંચ લાખ, સતાવંન હજાર, નવશો બાવંન ગીઆલંન; બીર (૨૬૬૫૪૪૦) છવીસ લાખ, પાંસટ હજાર, ચીઆરશોને ચીઆલીસ ગીઆલંન, તથા સરકો (૩૫૩૨૩૨) તરણ લાખ, તેપંન હજાર, બશો બતરીસ ગીઆલન. ખાટકીનું ગોસ (૧૩૬૧૪૮૨૭૪) તેર કરોડ, એકસટ લાખ, ઉરતાલીસ હજાર, બશો ચુંમોતેર રતલ, ડુકરનુ ગોસ (૧૭૦૦૦૦૦૦) એક કરોડ, સીતેર લાખ રતલ; હાંમ, ડુકરનું આથેલું ગોસ તથા બીજા સાસો (૧૬૦૦૦૦૦) સોલ લાખ રતલ; તઈઆર પકાવેલું ગોસ (૧૫૦૦૦૦) એક લાખ, પચાસ હજાર રતલ; પનીર (૨૩૦૦૦૦૦) રતલ; રોટલી (૨૪૦૦૦૦૦૦૦) ચોવીસ કરોડ રતલ, દરાખ (૧૭૦૦૦૦૦) સતર લાખ રતલ ખપેછે. દરીઆની માંછલી ( ૧૭૦૪૧૫૩ ) સતર લાખ, ચાર હજાર, એકશો તેપન રૂપીઆની કીમતની, નદીની માંછલી (૨૫૯૩૨૦) બે લાખ, ઓગનસાહાઠ હજાર, તરણશો વીસ રૂપીઆની; કાલુની માંછલી ( ૫૫૬૪૩૮ ) પાંચ લાખ, છપંન હજાર, ચારશો આરતીસ રૂપીઆની; મરઘી, બતક, તથા બીજે શેકાર (૫૮૦૭૬૦૦) અઠાવંન લાખ, આત હજાર છશો રૂપીઆનો ખપેછે. માંખણ (૬૫૦૦૦૦૦) પાંસટ લાખ રૂપીઆનુ; એદાં (૩૧૦૦૦૦૦) એકતીસ લાખ રૂપીઆનાં; આપલનાં ફળ (૩૬૩૨૨૮) તરણ લાખ, તેંસટ હજાર, બશો અઠાવીસ ટોપલીઓ ભરીને; પેર (૧૦૩૦૦૦) એક લાખ તરણ હજાર ટોપલી ભરીને; તરબુચ (૪૦૦૦૦૦) ચાર લાખ રૂપીઆનાં, બોર (૨૦૦૦૦૦૦) વીસ લાખ રૂપીઆનાં; ઈસટરાબેરી (૨૦૦૦૦૦૦) વીસ લાખ રૂપીઆની, કાંદા (૨૩૭૨૫) તેવીમ હજાર, સાતશો પચીસ ગાડાં ભરીને; કોબી (૨૯૯૩૦) ઓગણુનીમ હજાર, નવશો તીસ ગાડાં ભરીને; ગાજર ( ૧૧૬૮૦ ) અગીઆર હજાર, છશો હેંસી ગાડાં ભરીને; સલગમ (૧૦૨૨૦) દશ હજાર, બશો વીસ ગાડાં ભરીને; પટેટા (૭૦૦૦૦૦૦) સીતેર લાખ રતલ; ખાંડ (૨૫૦૦૦૦૦૦) બે કરોડ, પચાસ લાખ રતલ; મશરૂમ (૨૫૨૫૦૦૦) પચીસલાખ, પચીસ હજાર ટોપલી ભરીને; ઘાંસ (૭૭૮૦૮૧૦) સીતોતેર લાખ,

(૧૨૪૪૦૦૦) બાર લાખ ચુંમાલીસ હજાર રૂપીઆ થાએછે. ઘરો ઉપર નંબર તથા મોહલાઓ ઉપર નાંમ લખવામાં (૩૨૦૦૦) બતરીસ હજાર રૂપીઆ થાએછે. પારીસનાં રસતા પોહળા કરવામાં ગયાં પંચાવંન વરસમાં સરકારને (૮૦૦૦૦૦૦) આઠ કરોડ રૂપીઆનો ખરચ થયો હતો. પારીસનાં રસતાઓનાં તરણ ભાગ કરી તેમની ઉપર થાતા આવ જાવ પરમાણે તેમને સમારીઆમાં આવેછે. જે રસતાઓ ઉપર સઉથી વધતો માંરોછે, તેઓની ઉપર દર આઠ વરસે નવેસરથી લાદી બદલીઆમાં આવેછે; જેઓની ઉપર મધીઅમ માંરોછે તેમની ઉપર દર વીસ વરસે, અને જેઓની ઉપર ઝાઝો મારો નથી, તેમની ઉપર દર પાંતરીસ વરસે લાદી બદલીઆમાં આવેછે. જેટલા રસતાઓ ઉપર લાદી જડેલીછે તે મધેની લાદીની સંખીઆ (૬૦૦૦૦૦૦) છ કરોડનીછે. એ લાદીની કીમત દર હજારે ૧૮૦ રૂપીઆછે, અને તરણ ચોરસ ફુટ લાદી જડવાનો ખરચ ૪ થીતે ૫ રૂપીઆ સુધીનો થાએછે. મુખીઅ રસતાંઓ તથા "બુલવારડસ" નાં ખુબસુરત મોહલાઓ તથા ધક્કાને સારી હાલતમાં રાખવાને કીજે દર વરસે (૧૨૦૦૦૦) એક લાખ વીસ હજાર રૂપીઆનો ખરચ થાએછે.

રાતને વખતે રસતા ઉપર ચાલનારાઓને રોશનીનો ફાએદો આપવાને સારૂ સરકારની તરફથી ઘણી સારી ગોઠવણછે. રસતાની હારેદોર થોડી થોડી વેગળાઈએ ફાંણસોની અંદર દીવા સલગાવીઆંમાં આવેછે. ઘણીખરી રોશની "ગીઆસ" અથવા બળતી હવાનીછે. પારીસમાં સઘળાં મલીને ૧૩૯૦૦, ફાંણસ "ગીઆસ" ની રોશનીનાં અને ૧૫૯૫ ફાંણસ તેલની રોશનીનાંછે. વરસનાં છ મહીનાં આ રોશની આખી રાત, અને બાકીનાં છ મહીનાં પેહલી રાત સુધીજ રાખીઆમાં આવેછે. આ પરમાણે રસતામાં રોશનીનાં કારણસર દર રોજ ૫૦૨૭૭ કીઉબીક ફુટ "ગીઆસ" ખપેછે અને તે પુરી પાડવાનુ કાંમ સને ૧૮૫૬ નાં વરસમાં એક કંપનીને ૫૦ વરસને પટે આપીઆમાં આવીઉંછે. સરકારનાં તથા જાહેર તથા ખાંનગી ખપને વાસતે એ કંપની દર વરસે (૧૦૦૦૦૦૦૦૦) દસ કરોડ કીઉબીક ફુટ "ગીઆસ" ઉતપન કરેછે. સરકારને જેટલી ગીઆસ તેઓ પુરી પાડેછે તેના દર તરણ કીઉબીક ફુટે ૧૫ દોકડા લેખે ભાવ લીએછે, અને ખાંનગી શખસો પાસેથી એટલીજ "ગીઆસ" નો બેવડો ભાવ લીએછે. આ કંપનીની નલીઓ રસતામાં જે જગો રોકેછે, તેને વાસતે તેઓ (૮૦૦૦૦) હેંસી હજાર રૂપીઆ સરકારને આપેછે. ઉપલો પટો પુરો થયા પછી, સરકાર એ કુંપનીને (૮૦૦૦૦૦) આઠ લાખ રૂપીઆ આપી, તે કાંમ તથા તેઓનો સઘળો સાંમાન પોતાને હસતક લેશે. પારીસમાં "ગીઆસ" થી રોશની કરીઆમાં આવી, તેની આગમચ રસતાને એક નાંકેથી તે બીજે નાંકે સુધી મજબુત દોરડું બાંધીઆમાં આવતું હતું, અને તે દોરડાંની અંદરથી ફાંણસો લટકાવીઆમાં આવતાં હતાં.

ફરાનસનાં જુદા જુદા ભાગો તથા શેહેરો વચે હવડાં લોહોડાંની સડકની મારફતે ઘણો વેહેવાર ચાલેછે. સઘળાં મુખીઅ શેહેરો લોહોડાંની સડકથી જોડાએલાંછે. તરીસ વરસની વાત ઉપર ફરાનસમાં આગનીનાં સાંચાની ગાડી હતી નહી. હવડાં એ મુલકમાં સઘળી તરફ લોહોડાંની સડક જોયામાં આવેછે, તે ગયાં પચીસ વરસની મેહેનતનું ફળછે. પારીસમાં પેહલો રેલવે સને ૧૮૩૭ નાં સાલમાં ઉઘાડીઆમાં આવીઓ હતો. ફરાનસનાં જુદા જુદા ભાગ તથા, શેહેરો ખાતે જવાની તથા આવવાની સડકોનાં પારીસ ખાતે દસ મથકોછે. એક કંપનીએ શાહાંનશાહ અને તેનાં રસાલાને વાસતે છ ગાડી ઘણીજ કીમતી બનાવેલીછે, અને તે ગાડીઓને બાહેરથી "ગીઆલરી" કાહાડી એક એક સાથે જોડીછે, અને તેમાં શાહાંનશાહ તથા તેની રાંણીને સારૂ જુદા જુદા ઓરડાછે તથા તેઓને સારૂ એક પુસતકખાંનુંછે. ફરાનસમાં હમણા ૩૦૦૦) તરણ હજાર માઈલની લોહોડાંની સડકછે, અને તે બાંધવામાં (૧૨૦૦૦૦૦૦૦) એક અબજ અને વીસ કરોડ રૂપીઆનો ખરચ થાયેછે, અને તેની દર વરસે લગભગ (૧૨૦૦૦૦૦૦) બાર કરોડ રૂપીઆની ઉપજ થાએછે.

ણોજ સાંકળોછે. તેને ખોદવાને સારૂ ઈસકરૂનાં આકારનાં હથીઆરો બનાવીઆમાં આવીઆં હતાં, અને જેમ ગરીમટથી આપણે લાકડાંમાં આંધલું પાડી શકીએછે, તેમ જમીનની અંદર આ કુઓ ખોદીઆમાં આવીઓછે. જેમ જેમ ઉંડું ખોદીઆમાં આવે, તેમ તેમ ખોદવાનુ હથીઆર ઉપરથી લાંબુ કરી વધારીઆ માં આવતું હતું. આસરે ચાર વરસ થયાં તાહરે ૪૧૮ વાર ઉંડી જમીન ખોદાઈ હતી, પણ તે વેળાએ એક માંહો બનાંવ એ બનીઓ કે ખોદવાનો સલીઓ ભાગી અંદર પડીઓ અને તેથી આગળ વધવામાં અ ટકાવ થયો. પેવા સલીઆનાં કટકા જે ભાગીને અંદર પડીઆ હતા, તે પાછા નીકળે નહી તાંહાં શુધી ખો દવાનુ કાંમ આગળ ચાલી શકે નહી, તેથી ઘણી મેહુનતથી તેમને પાછા કાહાડીઆ, અને એ કાંમ એટલુંતો બીકટ હતું કે તે કરવામાં પંદર મહીનાં લાગા હતા. ૧૮૪૦ નાં સાલમાં ફરીથી જાંહાં ચાકનો ભાગ આવીઓ હતો તાંહાં કોતરનારૂ હથીઆર ભાગી જાઈ અંદર પડીઉં, તે સોધી કાહાડવાને વળી કેટલાએક મહીનાં થયા હતા. અંતે આઠ વરસની બારે મેહુનત પછી ૧૮૪૧ નાં વરસમાં જારે ૧૮૦૦ ફુટ ઉંડું ખોદાયું તારે પાંણી નો ભાગ હાથ લાગો, અને ખોદનારો સલીઓ એકદંમ ઘણાએક વાર અંદર જતો રહેઓ. આ પરમાંણે પાં ણીનો ભાગ હાથ લાગા પછી થોડા કલાકની અંદર પાંણી એકદંમ ઉપર આવીઉં અને દર કલાકે (૬૦૦૦૦૦) છ લાખ ગીઆલંન પાંણી જમીનની સપાટી ઉપર ઉડવા લાગું. એ પાંણી જોસમાં ઉંચી ધારથી નીકળેછે તેથી જાંહાં સુધી તે ધાર પોંહોચેછે, તાંહાં સુધી નલી બાંધી લીધામાં આવીછે. આ કુઆથી ગરેનેલમાં પાંણીનુ ઘણુ સુખ થયુંછે.

ઈઉરોપનાં ઘણાએક દેશોમાં હેવા કુઆ હવે ખોદીઆમાં આવીઆછે. વગી વીદીઆવાંનોનું હેવું મ તછે કે, જેમ જેમ જમીનની ઉંડાઈએ જઈએ, તેમ ગરમી વૃધતી હોએછે, તે ઉપરથી જે ઘણાજ ઉંડા કુઆ ખોદીઆ હોએ તો, ગરમ પાંણી પણ મલી શકે, અને તે વીગેની તેહકીક કરવા સારૂ ફરાનસમાં ગોઠવણ પ ણ કરીઆમાં આવીછે. જારહે ડ પલાંનાં બાગમાં અરધો માઈલ સુધી ઉંડો કુઓ ખોદવાને ફરેનચની સરકારે ધારીઉંછે, અને એટલી ઉંડાઈએ ૮૮૦ અંસ ગરમ પાંણી મલી શકસે હેવું ધારીઆમા આવેછે, અને જો આ ઉમેદ પાર પડસેતો એ બાગમાં ગરમ મુલકનાં ઝારો ઉગાડવાનાં મકાંનોને એ પાંણીથી ગરમ રાખવામાં આવસે.

. પારીસમાં સઘળાં મલીને ૪૫૦૦૦ ઘરો તથા ૧૩૦૦૦ દુકાંનોછે. સેહેરની દીવાલની અંદરનાં ભાગ માં ૧૪૯૪ મોહલાછે, ૨૧ ધોરી મોહલા; ૧૦૫ ચોક; સાંકરા મોહોલા ૩૨; પોર ૩૭; પગ રસતા ૧૭૦; અં ધારી ગલીઓ ૧૩૧; "સેન" નદી તથા "કેનાંલ મેંટ મારટીન" ઉપર મલી પુલ ૩૫; ધકા ૩૯ અને બંદર ૨૯ છે. સઘળા રસતાઓની જુમલે લંબાઈ ગણીએતો ૨૨૫ માઈલની થાએ. દર વરસ રસતાઓ સુધારવા માં તથા પોહળા કરવામાં સતાવાળાઓ ઘણુ ધીઆંન આપેછે. કેટલાએક રસતાઓ ઉપર લાદી જડી લીધેલીછે. સેહેરનો દેખાવ ખુબસુરત રાખવાને સારૂ ઘરનાં માલેકોને સરકારની તરફથી હેવો હોકમછે, કે તેમને બાહેર થી ચુંનો લગાડીને અથવા સાફ કરીને હંમેસાં નવાં જેવાં દેખાડે. જેણે દશ વરસની અંદર એક વખતબી પોતાનાં ઘરને બાહેરથી ચુંનો લગાડી સાફ નહી કીધું હોએ, તેને સજા કરીઆમાં આવેછે. રસતાની અંદર કચરો નાંખવાનો હોકમ નથી, અને દરએક ઘર વાળાને પોતાનાં બારણા આગલનાં આંગણાનો સહવારનાં પોહોરમાં કચરો કહડાવવાની, તથા હુનાંળાની રૂતમાં તાંહાં પાંણી સીપાવવાની ફરજછે. આ પરમાણે ઘર વાળાઓને માંથે કેટલીએક ફરજ નાંખીઆ છતાં, પારીસનાં રસતા તથા મોહલા સાફ રાખવામાં સરકારને (૬૦૦૦૦૦) છ લાખ રૂપીઆનો ખરચ થાએછે. રસતા ઉપરથી જે કચરો કાહાડીઆમાં આવેછે, તેમાંથી પણ ઉપજ થાએછે. એ કચરો મોટી ખાહીઓમાં જમાંવ કરી કોહવાડીઆમાં આવેછે, અને પછી ખાતર ત રીકે વેચાએછે, તેનાં દર વરસ (૨૦૦૦૦૦) બે લાખ રૂપીઆ ઉતપન થાએછે. રસતાઓ ઉપર પાંણી સીંપવા નો ખરચ દર વરસે (૪૬૦૦૦) છેંતાલીસ હજાર રૂપીઆ થાએછે અને તેમની મરાંમત કરવામાં દર વરસે

(૧૨૪૪૦૦૦) બાર. લાખ ચુંમાલીસ હજાર રૂપીઆ થાએછે. ઘરો ઉપર નંબર તથા મોહલાઓ ઉપર નાંમ લખવામાં (૩૨૦૦૦) બતરીસ હજાર રૂપીઆ થાએછે. પારીસનાં રસતા પોહળા કરવામાં ગયાં પંચાવંન વરસમાં સરકારને (૮૦૦૦૦૦૦) આઠ કરોડ રૂપીઆનો ખરચ થયો હતો. પારીસનાં રસતાઓનાં તરણ ભાગ કરી તેમની ઉપર થાતા આવ જાવ પરમાણે તેમને સમારીઆમાં આવેછે. જે રસતાઓ ઉપર સઉથી વધતો માંરોછે, તેઓની ઉપર દર આઠ વરસે નવેસરથી લાદી બદલીઆમાં આવેછે; જેઓની ઉપર મધીઅમ માંરોછે તેમની ઉપર દર વીસ વરસે, અને જેઓની ઉપર ઝાજો મારો નથી, તેમની ઉપર દર પાંતરીસ વરસે લાદી બદલીઆમાં આવેછે. જેટલા રસતાઓ ઉપર લાદી જડેલીછે તે મધેની લાદીની સંખીઆ (૬૦૦૦૦૦૦) છ કરોડનીછે. એ લાદીની કીમત દર હજારે ૧૮૦ રૂપીઆછે, અને તરણ ચોરસ ફુટ લાદી જડવાનો ખરચ ૪ થીતે ૫ રૂપીઆ સુધીનો થાએછે. મુખીઅ રસતાઓ તથા "બુલવારડસ" નાં ખુબસુરત મોહલાઓ તથા ધક્કાને સારી હાલતમાં રાખવાને કોજે દર વરસે (૧૨૦૦૦૦) એક લાખ વીસ હજાર રૂપીઆનો ખરચ થાએછે.

રાતને વખતે રસતા ઉપર ચાલનારાઓને રોશનીનો ફાએદો આપવાને સારૂ સરકારની તરફથી ઘણી સારી ગોઠવણછે. રસતાની હારેહાર થોડી થોડી વેગળાઈએ ફાંણસોની અંદર દીવા સલગાવીઆમાં આવેછે. ઘણીખરી રોશની "ગીઆસ" અથવા બળતી હવાનીછે. પારીસમાં સઘળાં મલીને ૧૩૯૦૦, ફાંણસ "ગીઆસ" ની રોશનીનાં અને ૧૫૯૫ ફાંણસ તેલની રોશનીનાંછે. વરસનાં છ મહીનાં આ રોશની આખી રાત, અને બાકીનાં છ મહીનાં પેહલી રાત સુધીજ રાખીઆમાં આવેછે. આ પરમાણે રસતામાં રોશનીનાં કારણસર દર રોજ ૫૦૨૭૭ કીઉબીક ફુટ "ગીઆસ" ખપેછે અને તે પુરી પાડવાનુ કાંમ સને ૧૮૫૬ નાં વરસમાં એક કંપનીને ૫૦ વરસને પટે આપીઆમાં આવીઉંછે સરકારનાં તથા જાહેર તથા ખાંનગી ખપને વાસતે એ કંપની દર વરસે (૧૦૦૦૦૦૦૦) દસ કરોડ કીઉબીક ફુટ "ગીઆસ" ઉતપન કરેછે. સરકારને જેટલી ગીઆસ તેઓ પુરી પાડેછે તેના દર તરણ કીઉબીક ફુટે ૧૫ દોકડા લેખે ભાવ લીએછે, અને ખાંનગી શખસો પાસેથી એટલીજ "ગીઆસ" નો બેવડો ભાવ લીએછે. આ કંપનીની નલીઓ રસતામાં જે જગો રોકેછે, તેને વાસતે તેઓ (૮૦૦૦૦) હેંસી હજાર રૂપીઆ સરકારને આપેછે. ઉપલો પટો પુરો થયા પછી, સરકાર એ કુંપનીને (૮૦૦૦૦૦) આઠ લાખ રૂપીઆ આપી, તે કાંમ તથા તેઓનો સઘળો સાંમાન પોતાને હસતક લેશે. પારીસમાં "ગીઆસ" થી રોશની કરીઆમાં આવી, તેની આગમચ રસતાને એક નાંકેથી તે બીજે નાંકે સુધી મજબુત દોરડું બાંધીઆમાં આવતું હતું, અને તે દોરડાંની અંદરથી ફાંણસો લટકાવીઆમા આવતાં હતાં.

ફરાનસનાં જુદા જુદા ભાગો તથા શેહેરો વચે હવડાં લોહોડાંની સડકની મારફતે ઘણો વેહેવાર ચાલેછે. સઘળાં મુખીઅ શેહેરો લોહોડાંની સડકથી જોડાએલાંછે. તરીસ વરસની વાત ઉપર ફરાનસમાં અગનીનાં સાંચાની ગાડી હતી નહી. હવડાં એ મુલકમાં સઘળી તરફ લોહોડાંની સડક જોયામાં આવેછે, તે ગયાં પચીસ વરસની મેહેનતનું ફળછે. પારીસમાં પેહલો રેલવે સને ૧૮૩૭ નાં સાલમાં ઉઘાડીઆમાં આવીઓ હતો. ફરાનસનાં જુદા જુદા ભાગ તથા શેહેરો ખાતે જવાની તથા આવવાની સડકોનાં પારીસ ખાતે દસ મથકોછે. એક કંપનીએ શાહાંનશાહ અને તેનાં રસાલાને વાસતે છ ગાડી ઘણીજ કીમતી બનાવેલીછે, અને તે ગાડીઓને બાહેરથી "ગીઆલરી" કાહાડી એક એક સાથે જોડીછે, અને તેમાં શાહાંનશાહ તથા તેની રાંણીને સારૂ જુદા જુદા ઓરડાછે તથા તેઓને સારૂ એક પુસતકખાંનુંછે. ફરાનસમાં હમણા ૩૦૦૦) તરણ હજાર માઈલની લોહોડાંની સડકછે, અને તે બાંધવામાં (૧૨૦૦૦૦૦૦૦) એક અબજ અને વીસ કરોડ રૂપીઆનો ખરચ થાયેછે, અને તેની દર વરસે લગભગ (૧૨૦૦૦૦૦૦) બાર કરોડ રૂપીઆની ઉપજ થાએછે.

પારીસમાં ભાડુતી ગાડીઓ પુશકળછે. શેહેરની બાહેર લાંબી મંજલે જવાને વાસતે "ડીલીજેનસ" નાંમની મોટી ગાડીઓ હોએછે, તેહમાં ૧૮ આદમી બેસી શકેછે. એ ગાડીમાં બે અથવા ચાર ઘોડા જોડેલા હોએછે. જેવા પાટા ઉપર આગની ગાડી ચાલેછે, તેવા લોહોડાંનાં પાટા રસતામાં જડી લીધેલા હોએછે અને તેની ઉપરથી એ ગાડીઓ ચાલી જાએછે તેથી તેમની ચાલમાં ઘણો વધારો થાએછે અને એક કલાકમાં નવ માઈલ જાઈ શકેછે. એ પાટા હેવી રીતે જહેલાછે, કે બીજી ગાડીઓ રસતા ઉપરથી આડી અટાડી ચાલી જાએ, તેમને કસી હરકત થતી નથી. શેહેરની અંદરનાં આવ જાવને વાસતે સઘળી મલીને ૨૬૭૦ ભાડુતી ગાડીઓછે, તેમાં ૩૪૦) "આંમનીબસ" છે. એક "આંમનીબસ" ની અંદર ૪૦) આદમી સુધી બેસી શકે, અને બે અથવા ચાર ઘોડા તેહમાં જોડીઆમાં આવેછે. એ સઘળી ગાડીઓની ઉપર સરકારની તરફથી લેતા કરેલા કરનાં (૧૭૩૦૧૨) એક લાખ, તોંતેર હજાર, અને બાર રૂપીઆ ઉપજેછે. ખાંનગી તથા જાહેર તથા ભાડુતી ગાડી મલી પારીસનાં મોહોલાઓમાં દર રોજ (૬૦૨૫૯) સાહઠ હજાર, બશો ઓગંનસાહઠ ગાડીઓ ફરેછે, અને તેમાં બેસનાંરા આદમીઓની સંખીઆ (૨૦૦૦૦૦) બે લાખ આદમીની ગણીઆમાં આવેછે. પારીસમાં સઘળા મલીને (૧૧૪૦૦૦) એક લાખ અને ચઉદ હજાર ઘોડાછે. ભાડુતી ગાડી વાળાઓ વીશે સરકારની તરફથી ઘણો સારો બંદોબસતછે. એક મથકથી બીજે મથકે જવાનો, તથા માઈલ દર માઈલનો તથા કલાક દર કલાક તથા આખા દીવસનો દર સરકારની તરફથી બાંધેલોછે, અને આપણે એક ભાડુતી ગાડી બોલાવીકે તેને પડવા ઉભું રેહેવાની કસી જરૂર નથી. ગાડી વાળો આપણા હાથમાં એક છાપેલું કાગલ આપેછે, અને તેની ઉપર સઘળા ભાવ અને ગાડી ઉપરનો આંક તથા તેનાં માલેકનું નાંમ લખેલું હોએછે. જારે આપણે પાછા ઉતરીએ તારે પેલાં કાગલ મધેનાં ભાવ પરમાંણે ભાડું ચુકાવી આપવું જોઈએ *. આ કાગલમાં ગાડી ઉપરનો આંક તથા ધણીનું નાંમ એટલા વાસતે લખીઆમાં આવેછે કે તે ગાડીમાં આપણે કાંઈ વસતુ મેલીને વીસરી ગયા હોઈએતો તે વીશે તે ગાડી ઉપરનો આંક જાંણીઆથી પોલીસમાં પુછ પરછ કરી શકીએ. એ ગાડીવાળાઓ ઘણુ કરીને ઈમાંનદાર હોએછે, કાંએજે આપણે કોઈ વસતુ તેમાં ભુલી ગયા હોઈએતો તેને તેઓ તુરત જાઈને પોલીસનાં સવાધીનમાં આપેછે, અને જે ગાડી વાળાઓએ ઘણી ઈમાંનદારી બતલાવી હોએ તેઓને સરકારની તરફથી ઈનાંમ પણ મળેછે. ૧૮૫૫ નાં સાલમાં આ પરમાણે ગાડીમાં ભુલથી રહી ગએલી બેંકનોટ, સુનું તથા રૂપાનાંણુ તથા બીજી વસતુઓ મલીને સરકારને (૬૧૬૨૬) એકસઠ હજાર, છશો, છવીસ રૂપીઆ મળીઆ હતા, તે તેમનાં માલેકોને પાછા આપીઆમાં આવીઆ હતા, અને એજ વરસમાં ૬૬) ગાડીવાળાઓને સરકારની તરફથી ઈનાંમ મલીઉં હતું.

પારીસમાં સઘળી મલીને ૨૭) પોસટ આફીસછે, અને તે સાથે કાગળો લેવાને સારૂ બીજી ૨૯૭) આફીસોછે, તેથી સેહેરનાં હરએક ભાગમાં રેહનાંરા શખસને પોતાનું કાગળ પોસટની માંરફતે પોહોચાડવાને પોતાનાં ઘરમાંથી નીકલી થોડાં ડગલાં આગલ ચાલીઆથી એકબી પોસટ આફીસ મળીઆ વગર રેહતી નથી. દરરોજ સાત વખત પોસટ આફીસમાંથી કાગલ પોંહોચાડીઆમાં આવેછે; એટલેજે બબે કલાકને અંતરે જેમ જેમ કાગળો આવતાં જાએ, તેમ તેમ તુરત વેંહેંચવાનું શરૂ કરીઆમાં આવેછે. પેહેલી વેંહેંચણી સહવારનાં પોણા આઠ વાગતે, બીજી સાડા નવે, તરીજી સાડા અગીઆરે, ચોથી બપોરનાં દોહોડ વાગતે, પાંચમી સાડા તરણે, છઠી પાંચ વાગતે, અને સાતમી રાતનાં નવ વાગતે કરીઆમાં આવેછે, તેથી કરીને આપ

* બએ ઘોડાની મોટી ગાડી આખો દાહાડો ભાડે લીધી હોએતો ૮ થી ૧૨ રૂપીઆ આપવા પડેછે, અથવા મહીનાંની પકણ કીધી હોએતો ૧૬૦) થીતે ૨૦૦) રૂપીઆ આપના પડેછે બરોહોમ તથા નાથની શાઇટનોનાં કલાક એકનો રૂપીઓ એક અથવા આખા દીવસના છ અથવા સાત રૂપીઆ આપવા પડેછે. "આમનીબસ" નાં [illegible] તે પાંચ દોકડા આપવા પડેછે.

ણે કોઈ મીતરને લખેલો કાગલ પોસટમાં મોકલીઆ પછી તરણ કલાકની અંદર તેને મલેછે. એ પરમાંણે પોસટ આફીસની મારફતે કાગલો મોકલવાની રીત ચાલીઆથી, આપણે અતરે સીપાહીઓની મારફતે કાગલો મોકલી એછે, અને તેથી જે વીલંબ લાગેછે, તેમ ઇઉરોપમાં થાતું નથી. બે દોહોડીઆની કીમતની પોસટની તીકીટ થી એક કાગલ પારીસનાં હરેક ભાગમાં મોકલી શકાએછે.

પારીસમાં સઘળાં મલીને પર) બજારછે, તેમાંનાં છ બજાર ઘણાંજ મોટાં અને ઉમદાછે, અને તાંહાં ભાંત ભાંતની ચીજો અને વસતુઓ મળી શકેછે. બાકીનાં ૪૬) બજારોમાં ૨૨) નડાબંદ અને ૨૪) છુટક માલ વેચવાનાંછે. આપણે હીંદુસથાનમાં જેમ ટોપલાઓમાં અને નાંહની દુકાંનોમાં ઘણોજ બે કાએદે અ ને ખરાબ હાલતમાં ખોરાકીનો માલ જોઈએછે, તેમ પારીસમાં જોયામાં આવતું નથી. ખાટકી અને માછી નાં દુકાંનોબી જોવા લાએકછે. એ દુકાંનો મધેની ટેબલો ઉપર સંગેમરમરનાંતો પથરો જડેલાછે, કે જેથી માછ લી તથા ગોસ ખરાબ થાએ નહી. ફુલનું બજાર ખમીત જોવા લાએકછે. તરેહવાર જાતનાં ફુલોની ગોઠવણી, તથા તરેહ તરેહનાં તુરા તથા ફુલોનાં હાર હેવાતો અકલ અને રીતીથી ગોઠવેલા હોએછે, કે તે જોઈનેજ તે બજારમાંથી કાંઈબી ખરીદ કરવાને આપણો શોક થયા વનાં રેહે નહી. પારીસની પહોસમાં ખોરાકની બા જી તરકારી ઉગાડવાની જે જગાછે, તેની દર વરસે (૨૫૦૦૦૦૦૦) બે કરોડ પચાસ લાખ રૂપીઆની પેદાસછે, અને તે કાંમ ઉપર પચાસ હજાર આદમી રોકાએછે. પારીસની અંદર અને શેહેરની બાહેર તરત પહોસમાં ફુલનાં ૨૦૦) બાગછે—તે સઘળામાં ઉતપન થાતાં ફુલો પારીસમાં ખપેછે, અને શેહેરમાં જારે તેહવાર અથવા મોટા નાંચોની મોહોસંમ હોએછે, તારે દરરોજ ૧૨૦૦૦ થીતે ૨૫૦૦૦, રૂપીઆની કીમતનાં ફુલો ખપેછે. ઈંગ લંડનાં કરતાં ફરાનસમાં ફુલો વધારે ખુબસુરત તથા ખુશબોદાર થાએછે, તથા તુરા બનાવવાનો હુનર પારીસ માં ઘણોજ પુરી હાલતમાંછે, તેથી ઘણી વેળા લંડનમાં લગન અથવા કોઈ ખુશીનાં વખતમાં બખશેસ દાખ લ એક મીતરને તાંહાંથી બીજા મીતરને તાંહાં પારીસથી તુરો મંગાવી મોકલવાની મોટી ઉકમાઈ જાંણીઆં માં આવેછે.

## પ્રકરણ ૧૦ મું.

---

## પારીસથી લંડન.

ફરાનસમા મુસાફરી કરવા જનારને ચેતવણી. કેલેસ—"બરીટીશ ચાંનેલ"—ડોવર—લંડન.

ઉપલા સફાઓમાં પારીસ શેહેર વીશે જે હેવાલ પરગટ કરીઆમાં આવીઓછે, તે ઉપરથી એ શેહેર કેવુંછે, તે વીશે આ પુસતકનાં વાંચનારાઓને કાંઈબી સમજ પડીઆ વનાં રેહેશે નહી. જેટલું બયાંન હીંઆં કીધામાં આવીઉંછે, તે નજરે જોવાનેં સારૂ જે મુસાફર આસરે વીસ દાહાડા સુધી પારીસમાં રેહે અને સહવારથી સાંહાંજ સુધી તેજ કાંમમાં ગુતેલો રેહે, તે પોતાની ઈછા પુરી પાડી શકશે. આ શેહેર વીશે વધારે બોલવાને હમોને અગત દીસતી નથી, પણ ઉમેદછે કે જે કાંઈ બયાંન ઉપલા સફાઓમાં કરીઆમાં આવીઉંછે, તેથી વાકેફ થયાથી વાંચનારાઓ હમારા મતમાં સાંમેલ થાશેકે, પારીસ એક ઘણુંજ દબદબા ભરેલું, ખુબસુરત અને મોંઘુંઉં શેહેરછે.

પણ પારીસ અથવા ફરાનસનાં હરએક ભાગમાં મુસાફરી કરનાંર શખસની સાહુચેતીને કીજે, આ જગાએ કેહવાને દરૂસત ધારીએછે કે, જાંહાંસુધી ફરાનસમાં રેહવું હોએ, તાંહાસુધી તાંહાંની સરકારનાં કોઈબી કામની વીરૂધ મત આપણે આપવું નહી. ફરાનસનાં રાજમાં ઈંગલંડનાં રાજનાં જેવું, બોલવાનું તથા લખવાનું છુટાપણુ નથી. સરકારની વીરૂધ જે કોઈ મત આપે, તેની પછવાડે જાસુમો લાગેલા રેહેછે, અને તેઓને કેટલીએક આપદા ખંમવી પડેછે. ફરાનસમાં શાહાંનશાહ પોતાની મરજી પરમાંણે રાજ ચલાવનાંરછે, અને તેનાં કાંમની વીરૂધ જાહેરમાં કોઈથી બોલાએ નહી, માટે ફરાનસમાં મુસાફરી કરનાંરે પોતાંની મુસાફરીની મતલબ બર આવે, તેવી રીતે પોતાંનુ કાંમ કરીઆ જવું. આ પુસતકમાં ફરાનસની રાજધાની વીશે કાંઈ લખવાને મતલબ રાખી નથી, માટે એ રાજને સઘળી રીતે તપાસી જોવાની હમોને હીંઆં અગત નથી, પણ ફરાનસના ભાગનુ સેવટ લાવતી વેળાએ, આ દેશના જે લોકો તે મુલકમાં મુસાફરી કરવા જાએ તેઓને ઉપલી અગતની ચેતવણી આપવાની હમોને ફરજ પડીછે. અને હવે આપણે ઈંગલંડ જવાની કોશેસ કરીએ.

ફરાનસ અને ઈંગલંડની વચે જે ખાડી આવેલીછે, તેને "ધી બરીટીશ ચાંનેલ" કરી નાંમ આપેલુંછે, અને તે ખાડી પસાર કરીઆ વનાં પારીસથી લંડન જાઈ શકાએ નહી. ફરાનસનાં ઓતર કીનાંરા ઉપર બુલોન અને કેલેસ નાંમનાં બે શેહેરોછે, તે બંધે શેહેરોનાં બંદરેથી ઉતારૂઓને ઈંગલંડનાં કીનારા ઉપર લઈ જવાને દરરોજ આગબોટ ઉપડેછે. બુલોનથી જે આગબોટ ઉપડેછે, તે પોતાનાં ઉતારૂઓને ઈંગલંડનાં કીનારા ઉપર ફોકસટંનનાં બંદર ઉપર ઉતારેછે, અને કેલેસથી નીકળેલા ઉતારૂઓ ડોવરનાં બંદર ખાતે જાએછે. •ાંરે પારીસથી લંડન જનાંરા ઉતારૂઓ લોહોડાંની સડકની મારફતે પારીસથી કેલેસ અથવા બુલોન સુધી જાએછે, અને તાંહાંથી આગબોટમાં બેસી ઉપર જણાવેલી ખાડી પસાર કરી ઈંગલંડ જાએછે. બુલોનથી ફોકસટંન અને કેલેસથી ડોવર જતાં ખાડી પસાર કરવામાં અગતનો ફેરફાર કાંઈ નથી, ફકત પાછલી સફર આસરે અરધો કલાક વેહલી થાઈ શકેછે, તેમ તે આગબોટનાં દરમાં લગભગ દશ રૂપીઆ વધતા આપવા પડેછે. કેલેસથી ડોવર જતાં ૨૧ માઈલ ખાડી કાપવી પડેછે અને બુલોનથી ફોકસટંન જતાં ૩૦ માઈલ ખાડી કાપ

વી પડેછે, માંટે જેઓ દરીઆની સફરથી કંટાળેછે, તેઓ ઉપલો વધતો દર આપીને પણ કાંઈએક ટુંકી સફર પસંદ કરેછે. આગની ગાડીની મારફતે પારીસથી કેલેસ જતાં સાત કલાક થાએછે, અને તાંહાંથી આગબોટમાં બેસી ઉપર જણાવેલી ખાડી પશાર કરી ઈંગલંડનાં કીનાંરા ઉપર ડોવર બંદરે ઉતરતાં બે કલાક લાગેછે.

ફરાંનસનો કીનારો છોડીને આપણે આગબોટ ઉપર ચહડીઆ, કે આપણને નવી રીતનો છીવ આવેછે. ઈંગલંડ કે જેને વાસતે આપણે આટલું બધુ સાંભલીઉછે, તેના કીનાંરા ઉપર જવાની ઈછા જે આપણા મંન ઉપર મજબુત બેઠેલી હોએછે, તે પુરી પાડવાનો વખત જેમ નજદીક આવેછે, તેમ તે વીશેની ઈનતેજારી આપણા મગજ ઉપર ઘણી અસર કરેછે. ડોવરનાં કીનાંરા ઉપરનાં ચાકનાં ડુંગરો દુરથી આપણને દેખાએછે અને જાંણે મીતરાચારીની રાહે આપણને તેડું કરતા હોએ તેમ લાગેછે. ઈંગલંડની તાહાડનો કેટલોએક નમુનો આ ખાડીમાં આપણને મલેછે, અને ઈંગલંડનાં લોકો ઘટટી મગરૂરી સાથે આ ખાડીમાં બેસી, એમ પણ બોલેછે કે, ઈંગલંડનાં છુટાપણાની હવા હવે તેઓને વાગેછે. આ ખાડીમાં આપણે બે કલાકની સફર કરીએછે, તેટલા વારમાં તે ખાડીમાં ફરતી એટલીતો આગબોટો તથા બીજાં બારકસો આપણને મલેછે કે ઈંગલંડનાં કોસતાનાં મોટા વેપાર વીશે આપણને તરત શાહદત મલેછે. આપણી આગબોટ જતી હોએ તેની જુન વેગળાઈએ ડર્જનો બારકસો આપણે જોઈએ છઈએ, અને એ પરમાંણે જતી આવતી બોટોથી આ ખાડીનો દેખાવ ઘણોજ ખુબસુરત લાગેછે.

ડોવરમાં આપણે પગ મેલીએ કે ઈંગલંડની ભુમી ઉપર ઉતરીઆ. હીંઆંથી આપણને તરત લંડન લઈ જવાને વાસતે આગની ગાડી તઈઆર હોએછે. ડોવર શેહેરની તરણ બાજુએ ચાકનાં ડુંગરો આવીઆછે અને શેહેરની ઉગમણ તરફનાં ડુંગર ઉપર દરીઆની સપાટીથી આસરે ૩૨૦ ફુટની ઉંચાઇએ અસલનો એક ઘણોજ મજબુત કીલ્લો બાંધેલોછે, અને તેની આસપાસ જે મજબુત દીવાલછે તે સઘળી મલીને ૩૫ ચોરસ એકર જમીન રોકેછે. આ શેહેર ફરાંનસનાં કીનાંરાની સઉથી નજદીકછે, તેથી આ કીલ્લો ઘણોજ મજબુત કરેલોછે અને એ બંદરની આસપાસ જાંહાં જાંહાં સારી ઉંચાંન આવેલીછે, તાંહાં કીલ્લા બાંધેલાછે. એ શેહેરથી " ઈલેકટરીક ટેલીગ્રાફ " વીજલીનો તાર દરીઆની નીચે થઈ ફરાંનસ લઈ જવામાં આવીઓછે, અને એ તારની મદદથી ફરાંનસ અને યુરોપનાં બીજા મુલકો સાથે વીજલીનાં સાંચાથી સંદેશો ચલાવવાને બની આવેછે. ફરાંનસ તથા યુરોપનાં બીજા મુલકનાં મુસાફરો ઘણાખરા એ બંદરથી ઈંગલંડ જાએછે, તેથી તાંહાં ઘણાએક સારાં પોહોચખાંનાંછે. ડોવરની વસતી ૨૩૦૦૦ આદમીનીછે. ડોવરથી આગની ગાડીની મારફતે લંડન પોહોચતાં હડી કલાક લાગેછે.

જેમ ફરાંનસની આગની ગાડી વીશે હમોએ આગલ જણાંવીઉંછે કે તાંહાં બે જાતની ગાડી દોડેછે, એક " એકસપરેસ ટરેન, " અને બીજી આરડીનરી ટરેન " તે મીશાલે ઈંગલંડમાં પણછે. જેઓ ડોવરમા આવીઆ પછી વગર ઢીલે લંડન જવાને ચાહતા હોએ, તેઓ પેહલી ગાડીમાં જાએછે, અને એ ગાડી એક બે જગા શીવાએ બીજે કોઈ ઠેકાંણે ઉભી રેહતી નથી, પણ પાધરી લંડન જાએછે. ગાડીની બારીએ બેસીને આપણે ઈછા ભરેલી નજરથી ઈંગલંડનાં નાંધલા ગાંમડાંઓ કે જેની પાસેથી આપણે વીજલીની માફક ઉતાવલા પસાર થાઈએછે, તે જોઆથીજ આપણને ઈંગલંડ વીશે કાંઈએક સારો વીચાર આવેછે. દરએક સુખીઆ ગાંમડું કે જાંહાથી આપણે પસાર થાઈ જાઈએછ, તાંહાં જે " રેલવે સ્ટેશન " અથવા મથક હોએછે, તે નાધલુ પણ ખુબસુરત હોએછે. રાતને સમે જારે એ " સ્ટેશન " માં રોશની થાઈ હોએછે અને આપણે તેની પાસેથી તરત પશાર થાઈ જાઈએછે, તાહરે જાંણે આપણી પાસેથી એક ખુબસુરત દેખાવ ચાલી ગઓ હોએ તેમ લાગેછે. જેમ જેમ આપણે લંડનની નજદીક આવતા જાઈએછે, તેમ તેમ આપણને એક સરકી રીતે ખુશી તથા અચરતી ઉપજેછે. મોટા અને મજબુત પુલો આપણે પશાર કરીએછે. એક ભારે મારાના રસતા

માં આપણે ગાડીમાં બેસીને જતા હોઇએ, અને તારે આપણી આગલથી બીજી ગાડીઓ ચાલી જાએ, તે બી શાલે આપણે લંડંનની નજદીક આવી પોંહોચીઆકે જે સડક ઉપર આપણી ગાડી હોએછે, તેની પાસેની બીજી સડકો ઉપરથી બીજી આગની ગાડીઓની હારો ઝડપમાં જતી અને આવતી દેખાએછે, અને તેથી આપણને લંડંનનાં બોહોલા કારોબારની કેટલેએક દરજજે તરતજ સમજ પડેછે. એ પરમાંણે આગની ગાડીઓ આવતી જતી જોવાનું પણ રચનાં ભરેલુંછે, અને અગત કરીને જેઓ પેહલ વેહલલા લંડંન જાએછે તેઓને તેથી ઘણીએક રમુજ તથા ખુશી ઉતપંન થાએછે. લંડંનની નજદીક આવીઆથી આગની ગાડીમાંથી આપણને જે લાખો ધુંમાડીઆ દેખાએછે તથા પાસે પાસે ઘરોની ઠઠ મલેલી માલમ પડેછે, તેથી લંડંનનાં મોટાં કારખાંનાં અને તાંહાંની ભારી વસતી વીશે આપણને તરત વીચાર આવેછે.

" લંડંન બરીડજ સ્ટેશન " માં આવીઆકે લંડનમા આપણે ઉતરીઆ. આ મથક જોઇને આપણે હેરત થાઇએછ. હીંદુસથાંનનું સઉથી મોટું " રેલવે સ્ટેશન " આ મથક આગલ જીકરાં બરોબરછે. લંડનમા આપણે પોહોચીઆકે દુનીઆંનાં એક સઉથી સરસ શેહેરમાં આપણે છઇએ હેવું સમજવું, અને આ હમારૂં મત કેટલે દરજજે ખરૂંછે તે હવે પછીનાં સફાઓ વાચીઆ ઉપરથી માલુંમ પડશે.

## પ્રકરણ ૧૧ મું.

---

## લંડન.

લંડન એક નાંધની દુનીઆછે—એ શેહેરનો વીસ્તાર—હવા—લંડનની વસતી—રસતાઓ મધેની ભીડ—રસતાઓની ગોઠવણ તથા બાંધણી અને ખરચ—રસતાઓમાં ફરતી વખતે નકસાથી મળતી મદદ—પુલો તથા ટેમસ ટનેલનો નદીની નીચેથી બનાવેલો અજાએબ કરનારો મારગ—ઇમારતો તથા ઘરો, તેઓનો દેખાવ અને તેઓમાંની ગોઠવણ—ગેઆસની રોશની—ગેઆસનું કારખાનું—પાંણી પોહોંચતું કરવાના ઉપાયો—નરક દુર લઇ જવાની ગોઠવણ—દુમનો અને તેઓનો સોભતો દેખાવ—દુકાંનદારોની માલ વેચવાની ગરજ—ભાડેની ગાડી—ખાધ ખોરાકનો ખપ—પરગણાંઓ સાથે લોહોડાની સડક તથા વીજલીના તારની મારફતનો સબંધ—લોહોડાંની સડકથી લંડનમાં દર વરસ આવ જાવ કરતા આદમીઓની સંખીઆ—ટેમસ નદી ઉપરની સેલ—એ નદી ઉપર થાતો વેહવાર—મુસાફરને લંડન જવાની સઉથી સરસ મોહોસમ—તેને વાસતે રેહવાના પોહોંચખાનાં—શેહેરમાં જોવા લાએક તથા ગમત ઉપજાવનારી જગાઓ—ઇતીઆદી

જારે એક મુસાફર કોઇ નવાં શેહેરમાં પોહોચેછે, તારે તાહાંની આશચરીઅકારક તથા ગમતની બીનાઓથી વાકેફ થાવાને, તથા તેમને પોતાની નજરે જોવાને તે ઘણો ખાહેશમંદ થાએછે, પણ લંડન શેહેર ખાતે જાઈ પોહોચનાર મુસાફરની એવી ખાહેશની હદનું બયાંન થાઈ શકતું નથી, કાંએજે લંડન કાંઈ એક શાધારણ શેહેર નથી. કેટલાએક શેહેરો આપણે થોડા દીવસમાં સારી પઠે જોઈ શકીએ, પણ આખુ લંડન શેહેર ખોલતાં, અને તેમાં જે જોવાનુંછે તે સઘળુ જોતાં, વરશો થયા વનાં રેહે નહી. લંડન વીશે એવું કેહવામાં આવીઉ છે કે, તે કાંઈ એક શેહેર નથી, અથવા પરગણુ નથી અથવા દેશ નથી, પણ એક દુનીઆછે, અને એ દુનીઆંમાં ફરી વલતા ઘણો વીલંબ લાગેછે. અસલના વખતમાં બાબીલાંનનું શેહેર સઘળી રીતે મોટું ગણાતું હતું, તે ઉપરથી કેટલાએક લખનારાઓએ લંડનને આ જમાંનાંનુ બાબીલાન કરી નામ આપીઉંછે કોલરીડજ નામનાં નાંમીચા ગરંથકારે લંડનને રાખશી શેહેરનો ખેતાબ આપીઓછે, પણ હવડાંના વખતના ગરંથકારો લંડનને એક દુનીઆં દાખલ ગણેછે, અને એમ કેહવામાં તેઓ કોઈબી રીતે ભુલ કરતા નથી. લંડન ખરેખર એક દુનીઆનછે. પુરથવી ઉપર વસનારી સઘળી કોમોના લોકો તાહાં જોવામાં આવેછે. દુનીઆંમાં ઉતપંન થનારી કોઈબી વસતુ તાંહાં જોવામાં નથી આવતી હેવું નથી. તાંહાનો ઉદીઓગ અને વેપાર હદ વગરનોછે, અને મુસાફરને ગમત, ખુશી અને અકલ આપનારી જગાઓની સંખીઆની ગણતરી શેહેલથી થાતી નથી. એક શેહેરમા અથવા ગામમાં આપણે ફરવા નીકલીઆ હોઈએ, તો તાહાથી પાછા કેહવારે ફરશું, તે આપણાથી કેટલેએક દરજજે ચોકસ કહી શકાએ, પણ જારે આખી દુનીઆંની મુસાફરી કરવા નીકલીઆ હોઈએ, તારે તે કામ પુરૂં કરી પાછા કેવારે ફરશું, તે વીશે આપણાથી કાંઈ કેહેવાઈ શકાએ નહી, તેજ મીશાલે જો લંડન ખાતે ફરવા નીકલીઆ હોઈએ તો, તાંહાથી આપણે પાછા કેહવારે ફરશુ, તે કેહવાને ઘણુ બીકટ પડેછે. તરીસ વરશનો લંડનનો રેહવાશી કદી ખાતરીથી એમ નહી કહી શકશે કે, તેણે આખું લંડન જોયુંછે, તારે તાંહા ટુક મુદતની મુસાફરી કરનારની સામને કેટલું બીકટ કામછે, તેનો વીચાર શેહલથી થાઈ શકશે.

ટેમસ નદીના મોહડાંથી પચાસ માઈલ દુર લંડન શેહેરછે અને એ નદી આખા શેહેરમાં વેહેછે. આ શેહેર લંબાઈમાં ૮ માઈલ અને પોહોલાઈમાં ૬ માઈલછે અને સઘળાંનો વીસતાર ૪૮ ચોરસ માઈલ છે. આજે જેટલા ભાગને લંડન કેહવામાં આવેછે, તે જેટલા ભાગને આગળ લંડન કેહતા હતા, તેટલો નથી. જેટલો ભાગ હમણાં "સીટી" કરીને કેહવાએછે, તે આગલું લંડન હતું, પણ હમણાંનાં વખતમાં વેસ્ટ મીન સ્ટર, સાઉથવારક, ફીનસબરી, મેરલીબોન, ટાવર હાંમલેટસ, અને લાંમબેથ તથા સરે અને મીડલસેકસ, મધે નાં કેટલાંએક ગામડાંઓ લંડનની અંદર, અને એ શેહેરનાં ભાગ દાખલ ગણીઆમાં આવેછે. એથી કરીને એ શેહેરનુ કદ ઘણુ વધી ગયુંછે, અને જેમ જેમ તેની વસતી વધતી જશે, તેમ તેમ તેનુ કદ વધશે હેવું ધારી આમાં આવેછે.

આ શેહેરમા વરશનો ઘણો ખરો ભાગ થંડી રેહેછે. વરશમાં ચાર રૂત બદલાએછે તેમાં આરય, એ પરીલ તથા મેએમાં વસંત રૂતુની મોહોસંમ રેહેછે અને પાછલા બે મહીનાંમાં ઝાહો ઉપર ખુબસુરત મોહોરો જોવામાં આવેછે. જુન, જુલાઈ તથા આગસટ મહીનાં ગરીમીની રૂતનાં ગણાએછે અને એ રૂતમાં ઈંગલંડનો તથા લંડનનો દેખાવ ઘણોજ સરસ થાએછે. ઝાહો ઉપર સઉથી સરસ ફુલો એ મોહોસંમમાં લાગેછે. સપટે મબર, અકટોબર અને નવેમબર મહીના પાંનખર અને ચોમાંસાની રૂતનાં ગણાએછે. પેહલલા બે મહીનાંમાં વરસાદ ઘણો પડેછે, અને છેલલા મહીનાંમા અતીસે ધુમસ પડેછે. સઉથી વધતો ધુમસ ઘણુ કરીને નવેમબર ની બીજી અથવા તરીજી તારીખે પડેછે, તાહરે આપણીથી તરણ અથવા ચાર દગઝાં આગલ ચાલનારને આપણે ઓલખી શકતા નથી, એટલું અંધારૂ તે વખતે પડેછે, અને તારે ગાડીઓની સાથે બલતી મસાલો લઈને દોડવું પડેછે. એ મહીનાંમાં અને શીઆળાની રૂત જે ડીસેમબર, જાંનેવારી અને ફેબરવારી મહીનાં શુ ધી ચાલેછે, તારે દીવસને વખતે પણ આઈસો અને ઘરોમાં દીવા સલગાવીઆ વગર કાંમ થાઈ શકતું ન થી. શીઆળાની રૂતમાં આકાસ ઉપરથી કડાં અને બરફ પડેછે, અને નાંપળા નાંળા તથા પાણીનાં ચસમાં બંધાઈ જાએછે. જારે બરફ પડેછે, તારે શેહેરનો દેખાવ સઘળો સફેદ થાઈ જાએછે. ઘરનાં છાપરાં અને એ તરોની સપાટી તથા ઝાહોની દાંખલીઓ સઘળી સફેદ લાગેછે. સઉથી વધતી થંડી જાંનેવારી માસમાં પડે છે, તારે પારો ૨૦, ડીગરી સુધી ઉતરેછે, અને સઉથી વધતી ગરમી જુલાઈ મહીનાંમાં પડેછે, તારે પારો વધુ માં વધુ ૮૧, ડીગરી શુધી મહડેછે. લંડનની હવામાં પાંણીનો ભાગ વધારેછે.

છેલલા હીસાબ પરમાણે એ શેહેરની વસતી ( ૨૩૬૨૨૩૬ ) તેવીસ લાખ, બાસટ હજાર, બશો છ તરીસ આદમીની હતી, તે મધે ( ૧૧૦૬૫૫૮ ) અગીઆર લાખ, છ હજાર, પાનશો અકાવંન મરદ અને ( ૧૨૫૫૬૭૮ ) બાર લાખ, પંચાવન હજાર, છશો ઈઠોતેર ઓરતો હતો. વગર પરણેલા મરદોની સંખીઆ ( ૬૭૭૩૮૦ ) છ લાખ, ઓગનાહેંશી હજાર, તરણશો હેંશીની હતી, અને વગર પરણેલી અસતરીઓની સંખીઆ ( ૭૩૫૮૭૧ ) સાત લાખ, પાંતરીસ હજાર, આઠશો એકોતેરની હતી. આ પરમાણે લંડનની બા રી વસતીછે, તોપણ એ શેહેર એટલુતો બોહોલુંછે, અને દર રોજ એટલાંતો ઘરો બંધાતાં જાએછે, કે રેહવા નું ઘર મેલવવામાં ઝાજી અડચણ પડતી નથી. હેનરી મેહયુ નાંમનો ગરંથકાર હેવું કેહેછે કે, વગર શકે આ ખી દુનીઆમાં સઉથી મોટું શેહેર લંડનછે. દુનીઆમા જે બોહલાં અને મોટી વસતીનાં શેહેરો ગણાએછે, તે મની વસતી સાથે આ શેહેરની વસંતી સરકાવતા માલંમ પડીઉંછે કે, લંડનની વસતી ચીનનાં પાએતખત પીકીન શેહેર કરતાં એક ચથુરતાંઉસ વધારેછે—ફરાંનસનાં પાએતખત પારીસની વસતી કરતાં બે તરીતીઆં ઉસ વધારેછે—તુરકીનાં પાએતખત ઇશટંમબોલ કરતાં બેવડીછે, રૂશીઆનાં મુલકના પાએતખત સેંનટ પીટ રસ બરગ કરતાં ચોગણીછે—આસટરીઆના પાએતખત વીએનાં કરતાં પાંચ ઘણીછે—સ્પેનનાં પાએતખત મદરીદ તથા આમેરીકાનાં નીઉ યારક શેહેર કરતાં પાંચ ઘણીછે—પ્રુશીઆનાં પાએતખત બરલીન કરતાં સા

ત ઘણીછે—હાલંડનાં પાએતખત આમસ્ટરડામ કરતાં આઠ ગણીછે—ઇટાલીનાં મુખીય શેહેર રોમ કરતાં નવ ગણીછે. હીંદુસથાનનાં તરણ મોટાં શેહેરો સાથે સરકાવતાં લંડનની વસતી કલકતાના કરતાં તરણ ગણી, મુંબઈનાં કરતાં ચાર ગણી—અને મદરાસનાં કરતાં પાંચ ઘણીછે. હેવો અડસટો કાહાડીઆમા આવીઓછે કે, જો લંડનની આખી વસતીની બબે આદમીને સાથે ઉભા રાખીને એક હાર કરીઆમાં આવેતો, લંડનનાં રેહેવાસીઓની તે મોટી ફોજની લંબાઇ ૬૭૦ માઇલની થાએ. એ શેહેરમાં દરરોજ આસરે ૧૭૫ આદમી મરણ પામેછે અને આસરે દર પાંચ મીનીટે એક બાળક અથવા દર રોજ ૨૮૦ બાળક જનંમ પામેછે. હમણા લંડનની વસતીની જે સંખીઆછે, તે ચીઆલીસ વરશની અંદર બેવડી થાઇછે, અને હવે પછીનાં બીજાં ચીઆલીસ વરશની અંદર તેનો કેટલો વધારો થાશે, તે કેહેવાઇ શકાતું નથી. લંડનની ભારી વસતી વીશે કોઇબી એોકસ ગણતરી કાહાડીઆ વગર રસતામાં ફરીઆથીજ આપણને તેનો સેહેલથી વીચાર આવેછે.

એક ગરંથકાર હેવું કેહેછેકે, એક મુસાફર લંડન જાઇને તાંહાંનાં એક ભારી ઠઠ વાલા રસતા મધેનાં ઘરની બારીએ ઉભો રહો, અને જાંહાંશુધી તે રસતામાં આદમીઓનુ ટોલું, જે જતું આવતું દેખાતું હતું, તે કંમ થાએ તાંહાંશુધી બારીએ ઉભો રેહવાને તેણે ઠેડાવ કીધો. એ પરમાંણે કલાકોના કલાક તેને તાંહાં ઉભું રેહવું પડીઉં, કાંએજ જે ટોલું રસતામાં તે જોતો હતો તે ઓછું થાતુંજ નહી હતું. હજારો લોકો આવે અને હજારો લોકો જાએ; એક પલ શુધી પણ રસતાનો આવજાવ પાતલો થાએલો તેની નજરે આવીઓ નહી, તેથી તેને ઘણી અચરતી ઉપજી અને ગભરાટમાં પડી તેણે હેવું ધારીઉં કે, જે તરફથી લોકો જતાં આવતાં હતાં તાંહાં કાંઇબી બનાંવ બનીઓ હશે અને તે વીશે પુછપરછ કીધી. તેને હેવું જણાંવીઆમાં આવીઉં કે, તે બાબદમાં અચરત થવા જોગ કાંઇ હતું નહી, એતો લોકો પોતાંને કાંમે આવ જાવ કરતા હતા. આ સાદો જવાબ સાંભલી પેલા મુસાફરને ઘણીએક અચરતી ઉતપંન થાઈ.

રેહવાનાં તથા થોડા વેહવારનાં મોહલ્લાઓમાંતો થોડીજ ભીડ માલંમ પડેછે, પણ જાંહાં મોટા કારભારો ચાલેછે, તાંહાંનાં રસતાઓ ઉપરની ભીડનો, આપણાં શેહેરોમાં જાતરા હોએ, અને તેની ભીડ થાએ, તેવો દેખાવ આપણને માલંમ પડેછે. હેવા રસતાઓ ઉપર પગે ચાલી જનારાંઓને વારેવાર એક એક સાથે અથડવું પડેછે, અને ગાડીઓ જોરમાં હાંકી શકાતી નથી, પણ ધીમે ધીમે ચલાવવી પડેછે. વલી કોઇ વખત ગાડીઓનો રસતાઓ ઉપર એટલો બધો મારો થાએછે કે, તેમની વચમાં થાઇને એક બાજુથી બીજી બાજુએ આપણને જવું હોએતો, ગાડીઓની લાંબી હાર અને ભારી ઠઠને લીધે, કેટલીએક મીનીટ શુધી ખોટી થાવું પડે છે. લંડનનાં રસતાઓમાં પોતાંને કાંમ કાજે જતાં લોકોની જે ભીડ થાએછે, તેનો પણ મુસાફરને એક જોવા લાએક દેખાવ થાએછે. જેમ ભરતીને વખતે દરીઓ ભર જોસમાં દેખાએછે, તે મીશાલે દીવસને વખતે, લંડનનાં કેટલાએક રસતાઓમાં આદમીઓની થાતી ભરતીથી, તે રસતાઓનો દેખાવ ઘણોજ દબદબા ભરેલો લાગેછે. ડાકટર.જાંનસન હેવું કહી ગયોછે કે "આદમીની પુર ભરતી" જોવી હોએતો લંડનના રસતાઓમાં દેખાશે. જેઓએ દુનીઆના ઘણાંએક ભાગોમાં મુસાફરી કરીછે તેઓ હેવું કેહેછેકે જેવી ભીડ તેઓએ લંડનનાં રસતામા જોઇછે, તેવી ભીડ બીજાં કોઇ શેહેરમાં તેઓના દીઠામાં આવી નથી. "બેંક આવ ઇંગલંડ" તથા "રાએલ એકસચેનજ" તથા "સેંનટ પાલસ" નાં દેવલની આસપાસનાં તથા "ચેરીંગ કરાસ" તથા "રીજેનટ સરકસ" નાં રસતાઓ, જાંહાં ગાડીઓ અને આદમીઓનાં આવ જાવનો મારો સઉથી વધતો છે, તાંહાં કોઇ ઉંચી જગા ઉપર ઉભા રહીને નીચેનો દેખાવ જોઇએતો, ભીડનાં સબબથી આપણને રસતા ઉપરની ખાલી જમીન થોડી દેખાશે, અને જાંણે આદમીઓ અને ગાડીઓથી રસતો પાંથરી લીધો હોએ તેવો દેખાવ આપણી નજરે પડેછે. રાએલ એકસચેનજની સોહેનો કીંગ વીલીઅંમ સ્ટ્રીટ નાંમનાં મોહોલામાં હંમેસાં અતીઘણી ભીડ થાએછે, તેનો નકસો હીંઆં આપીઓછે, તે જોયાથી બીજા રસતાઓ ઉપ

રની ભીડની પણ સમજ પડશે. હીંઆં ગાડી ઘોડા એટલાતો એકઠા થાએછે કે ગાડીઓથી ઘેરીને જવાતું નથી અને આદમીઓને પણ ઘણુ સંભાલથી ચાલી જવું પડેછે.

જે શેહેરમાં આટલી ભારી વસતી, તે શેહેરમાં રસતાઓની ગોઠવણ ઘણી સારી જોઇએ, તે ભીશાવે લંડનમાંછે. ઘણુંખરા રસતાઓ પોહોલાછે પણ હાલમાં કેટલાએક ઘણી ભીડનાં રસતાઓ જેટલા જોઇએ તેટલા પોહોલા નથી, તેનું કારણ એછેકે, તે અસલનાં વખતનાંછે, પણ હમણાનાં વખતમાં જે નવા રસતા બાધીઆમાં આવેછે, તે અંગત કરીને લંડનની દર રોજ વધતી વસતી અને ભારી હેડને માફક આવતા બાંધી આમાં આવેછે. એ રસતાઓની બાંધણી ઘણી સારી અને સોભઈતી હોએછે. જે જે રસતાઓ ઉપર ગાડી નો મારો ભારીછે, તે ઉપર લાદીઓ જડી લીધેલીછે. જાંહાં કામ કાજનો અથવા વેપારનો મારો નથી, પણ ફકત રેહેવાનાંજ ઘરોછે, તાંહાં આંપણા હીંદુસથાંનનાં જેવા જીહનાં પથર તથા મરોડાંનાં બાંધેલા રસતાછે પણ લંડનનાં રસતાઓનો મોટો ભાગ લાદીથી જડી લીધેલોછે. ગાડીને સારૂ વચે વચમાં પોહોલો રસતોછે અને આદમીઓને સારૂ બંધે બાજુથી ગાડીનાં રસ્તાથી અરધી અથવા પોણી ફુટ ઉંચા મારગો બાંધેલાછે, અને તેની ઉપર પોરબંદરનાં જેવા પથરની સાફ લાદીઓ જડેલી હોએછે. હેવા પગે ચાલવાનાં રસતાઓ પો હોલાઈમા પાંચથી સાત-ફુટ શુધી હોએછે, અને ઘરની બાજુથી તે ગાડીના રસતાની બાજુ સુધી જરાક ટરા વનાં આકારમાં બાધેલાછે, કે જેથી વરસાતનું પાંણી તેમની ઉપર રેહે નહી, અને પગે ચાલનાંરા લોકોને કશી રીતની અડચણ પડે નહી. સઘળાઓ પોતાંના ઘરની અથવા દુકાનની સાંમનેનાં આ પગ રસતાને દરરોજ સવારનાં સાફ કરેછે તથા પાંણી અને સાબુ વટીક ધોએછે, તેથી પગે ચાલનાંરા લોકોને એ રસતાઓ ઉપર ચાલવાની કશી અડચંણ પડતી નથી, બલકે ખુશી ઉતપંન થાએછે. વચમાનાં રસતા જે ઉપરથી ગાડી ઓ ચાલી જાએછે, તેની ઉપર લાદી જડવાનું કારણ એછેજે, તેઓની ઉપર એટલોતો મારો ચાલેછે, કે જો શાધારંણ રસતાની માફક મરોડું અને જીહનાં પથરથી તે રસતા બાધીઆ હોએતો, તેવા મારાની અંદર તે રસતાઓ એક માસ પણ ટકે નહી, તેથી તેમની ઉપર પથરની લાદી જડીઆમાં આવીછે. લંડનનાં લાદી જડેલા રસતાઓની ગણતરીનો હીસાબ પારલામેંનટની સભાનાં હોકંમથી સને ૧૮૫૬ નાં વરસમા છપાઓ હતો, તે ઉપરથી હેવું માલંમ પડેછે કે, પાંચ હજાર કરતાં વધતા રસતાઓ ઉપર લાદી જડેલીછે અને તેઓને બાંધવાનો ખરચ (૧૪૦૦૦૦૦૦) ચઉદ કરોડ રૂપીઆ થાયો હતો, અને વલી તેમને સારી હાલતમા રાખ વાને સારૂ દર વરશે (૧૮૦૦૦૦૦) એક કરોડ અને હેંશી લાખ રૂપીઆ ખરચ થાએછે. ઉપલા પાંચ હ જાર રસતાઓની જો હારેદોર લંબાઈ ગણીએતો બે હજાર માઈલ થાએ. "કીઆનંન સ્રીટ વેસ્ટ" નામનો રસતો કે જે સેંનટ પાલસનાં મોટા દેવલથી "લંડન બરીડજ" શુધીછે, અને જેહની ઉપર ગાડી તથા આ દમીઓનો અતીસે મારો રાત અને દીવસ ચાલુછે, તે એખનો રસતો બાંધવામાં (૨૦૦૦૦૦૦) વીસ લાખ રૂપીઆનો ખરચ થાયો હતો. દરરોજ વધતી વસતી અને વેહવારને કીજે હવે લંડનમા જેટલા રસતાછે તે પુરા પડતા નથી, તેથી નવા નવા રસતાઓ ઢુંગાડવાના વીચારમાં સરકાર ગુનેલીછે. વલી નવા રસતાઓ બનાવવાને જગાની ઘણી તંગીછે તથા ઘરો અને ઈમારતોના માલેકોને તે ઘરો ભાજી નાંખવાને અને જગા સરકારને આપવાને સારૂ મોટો બદ્લો આપવો જોઇએ, તેના ભારી ખરચથી પણ ઉપલી મતલબ પાર પાડ વામાં ઘણીએક અડચંણ આવી પડીછે. હવડાં હેવો વીચાર ચાલીઓછે કે, લંડનનાં એક છેડેથી તે બીજે છેડે શુધી જમીનની અંદરથી લોહોડાની સડક બાંધવી, કે જેથી લોકોને શેહેરનાં હરેક ભાગમાં તેની મદદથી જવાને બની આવે અને ઉપરના રસતા તથા ઈમારતોને હાથ લગાડવો પડે નહી. જો આ વીચાર અમલ મા આવશેતો લંડન શેહેર હાલમા દુનીઆમાં જે મોટાઈ ધરાવેછે, તેમાં એક નવો વધારો થાશે.

લંડનનાં રસતાઓની ગોઠવણ ઘણી સારીછે. જેમ આદમીનાં સરીરમાંની નાયલી રગો મોટી રગોમાં




KING WILLIAM ST

થી છુટી પડેલીછે, તે મીશાલે લંડનને પેહલલે થોડાએક લાંબા રસતાઓમાં વેંહચીઉછે, અને પછી તે લાંબા રસતાઓની બંને બાજુએથી જેમ જેમ જરૂર હોએ અથવા સવલ પડીઉં હોએ, તેમ તેમ બીજા રસતાઓ તથા ગલીઓ કાહાડવામાં આવીછે. જે તરફ ઘરોની જેવી બાંધણી તે તરફ જુદી રીતનાં નાંમ આપીઆમાં આવીઆંછે. લાંબા મારગોને "સ્રીટસ" નાંમ આપેલાંછે; જે તરફ ઘરોની હાર એક ચોરસનાં આકારમાં આવી હોએ, ઈઆને એક ચોરસની ચાર બાજુએ ઘરોની હાર કીધામાં આવી હોએ અને વચે વચમાં ખાલી જગા અથવા બાગ હોએ તેને "સ્કુએર" કરી કેહેછે; જે તરફથી સાંમાં સાંમી મલી ચાર રસતા જોડાયા હોએ, તે જગાને "સરકસ" કેહેછે. હાલમાં ઈંગલંડમાં નવા રસતા બાંધતી વેલાએ જાંહાં બે રસતા જોડાતા હોએ, તાંહાં ઘણું કરીને ગોલ આકારમાં વલાંણ રાખીઆમાં આવેછે, કે જેથી કરીને એક રસતા ઉપરની ગાડી બીજા હાત ઉપરનાં રસતા ઉપરથી આવતી ગાડીની સાથે એકાએક અથડે નહી, અને તેવી વલાંણનાં રસતાઓને "ક્રેસેંનટ" કરી કેહેછે; રેહવાનાં ઘરોનાં મોહલ્લાઓનાં તરણ તરાંહનાં નાંમછે. જે ઘરોની સીધી હાર કોઈ મોટા રસતાની પાસે આવી હોએ તેને "પ્લેસ" કરી કેહેછે, અને તે જગા આગલથી રસતા કપાયા પછી જે મોટી સીધી હાર બીજી આવે તેને "ટેરેસ" કરી કેહેછે, અને મોહલ્લાને છેડેના જે ભાગ ઉપર જણાંવીઆ પરમાંણે વલાંણમાં બાંધેલા હોએ તેને "ક્રેસેંનટ" કેહેછે અને તે તરેહવાર જગાઓ વલી જુદાં જુદાં નાંમથી ઓલખાએછે. એ ઉપરાંત નાંધલી ગલીઓ તથા પોળો હોએછે, તેપણ તેમનાં નાંમથીજ ઓલખાએછે. એ સઘળી જાતના રસતાઓની ગણતરી આસરે ૧૧૦૦૦ ની થાએછે. હેવું કેહવામાં આવીઉછે કે, લંડનનો કોઈબી શખ્સ અથવા જુનાંમાં જુનો રેહવાશી હેવો નહી હશે કે, જે લંડનનાં દરએક મોહલ્લા અથવા ગલીઆ ફરી વલવાનો ગરવ રાખતા હશે.

ઉપલો હેવાલ વાંચીઆ પછી કેટલાએકોનાં ધીઆંનમાં હેવું આવશે કે, જે શખ્સ લંડનમાં પેહલલીવાર જાએ, તે તાંહાંનાં રસતાઓ ઉપર ફરવાને ઘણો ગુંછવારામાં પડે, પણ તેવી ધાસતી રાખવાનું કસું કારંણ નથી. એ શેહેરમાં ફરનારને વાસતે તાંહાંના રસતા તથા મોહલ્લા તથા ગલીઓ અને થાંમે થાંમની જગા બતાવનાંરા નકસા આવેછે, તે નકસો એક બે દીવસ શુધી સારી પઠે ધીઆંનમાં લીધાથી લંડનના રસતાઓ અને તેમની વેંહેચણી કેવી તરાંહનીછે, તે આપણાં ધીઆંનમાં સારી પઠે ઉતરેછે, અને પછી તે નકસાની મદદથી આપણે લંડનના જે ભાગમાં જવું હોએ, તાંહાં સેહલથી જાઈ શકીએછે. જેમકે આપણે એક રસતા ઉપરથી નીકલીઆ, અને બે માઈલ દુર એક ઠેકાંણે આપણને જવુંછે, તારે જાંહાંથી આપણે નીકલીઆ હોઈએ, તે જગા પેલા નકસા ઉપરથી જોઈ કાહાડવી, અને પછી આપણે જવા ધારેલી જગા ઉપર જતાં, કેટલા તથા કેવા રસતા આવેછે, તે પેલા નકસા ઉપર રસતાઓના નાંમની લીટીઓ સાથે દેખાશે, તે મારગ ઉપર ચાલુ રેહવું અને આપણને જોઈતી જગાએ પોંહચતાં કસું હગરૂં પડનાંર નથી. જેમ નકસાની લીટીઓ ઉપર નાંમ હોએ, તેજ મીશાલે રસતાઓની ઉપર પાટીઆં મારેલાં હોએછે, તે વલી એટલા શુધી કે, રસતાની શરૂઆતમાં અને તે રસતો પુરો થાએ, તે બંને જગાએ તે નાંમ હોએછે, કે જેથી કોઈ ભુલાવામાં પડે નહી.

ટેમસ નદી લંડન શેહેરની વચમાંથી વેહતી ચાલેછે, તેથી શેહેરના એક ભાગ ઉપરથી બીજા ભાગ ઉપર જવાને લોકોને અડચણ નહી પડવા સારૂ, મોટો દરવ ખરચીને તે નદીની ઉપર જુદી જુદી જગાએ મોટા અને માહાભારત પુલો બાંધીઆમાં આવીઆછે. એ પુલો જેમ ઈંગલંડનાં લોકોના હુનર તથા તાંહાંના ઈનજીનીઅરોની કાબેલીઅત બતાવનાંરાછે, તેમ શેહેરના એક સણગાર પણછે, અને તેમનું ટુક બયાંન નીચે આપીએછે.

લંડન બરીડજ નાંમનો પુલ જે પારીસથી લંડન આવતાં આપણને પેહલલો પસાર કરવો પડેછે, તે પુલ

ઘણોજ મોટો અને અચરત સરીખોછે. તેની લંબાઈ ૯૨૮ ફુટછે અને પોહોલાઈ ૫૪ ફુટછે. એ પુલ પાંચ આરકાંની ઉપર ગરાંનીટનાં પથરથી બાંધેલોછે, અને તેની વચે વચમાંનુ આરકુ૧૫૨ ફુટ પોહોલુંછે. એ પુલ ભરતીને વખતે પાંણીની સપાટી ઉપરથી પણ લગભગ તીસ ફુટ ઉંચો રેહેછે અને તે બાંધવામાં (૨૦૦૦૦૦૦) બે કરોડ રૂપીઆનો ખરચ થાયો હતો. એ પુલ ઉપરથી દરરોજ આસરે પંદર હજાર ગાડી જાએછે અને તેમાં તથા ચાલતા જતા આવતા શખસોની દરરોજની ગણતરી પોનો લાખ ઉપર આદમીની થાએછે. એ પુલની ઉપર રોશનીનાં ફાંનસને વાસતે જે લોહોડાંનાં થાંભાછે, તે ડીઉક આવ વેલીંગટને લડાઈમાં જીતેલી ટોપ ગાલીને બનાવેલાછે. યુરોપખંડનાં બીજા મુલકોથી જેઓ ઇંગલંડ જોવા જાએછે, તેઓ હંમેસાં પેહલ્લાં લંડન બરીડજ સ્ટેશન આગલ આવેછે, અને શેહરમાં દાખલ થયાની આગમજ તેઓને લંડન બરીડજનો પુલ પેહલો પસાર કરવો પડેછે, તેથી લંડનની ભારે વસતી તથા લોકોનાં આવ જાવનાં ભારી મારાની સમજ તેઓને પેહલ વેહલાં આ પુલ ઉપરથીજ કેટલેએક દરજજે મલેછે. એ પુલ પસાર કીધો કે તેની આસપાશનાં રશતાઓ પણ ઘણા ભીડનાં આવેછે, અને તે જોયાથી પેહલ વેહલો મુસાફર એકદંમ અચરતીમાં પડેછે. સાઉથવરક બરીડજ નાંમનો પુલ જોવા લાએકછે. એ પુલ નદીની અંદર પથરનો પાયો બાંધી તેની ઉપર ભીડનાં લોહોડાંનાં ભયંનકાર આરકાં કરી બાંધેલોછે. એ કાંમને વાસતે ૫૭૦૦ ટન લોહોડું ખપીઉંછે. એ પુલની વચે વચમાંનાં આરકાંની પોહોલાઈ ૪૦૨ ફુટછે. આ પોહોલાઈ કાંઈ થોડી નહી કેહવાએ અને હેવા પોહોલાં આરકાંનો પુલ દુનીઆમાં બીજો કેથે નથી. એ પુલ પછવાડે (૮૦૦૦૦૦) એંશી લાખ રૂપીઆનો ખરચ થાયો હતો. બીજો એક મોટો પુલછે તેનુ નાંમ વાટરલુ બરીડજ કરીનેછે. તેની લંબાઈ ૧૨૦૦ ફુટછે અને પોહોલાઈ ૪૩ ફુટછે અને તેને બાંધવાનો ખરચ લગભગ (૧૦૦૦૦૦૦૦) એક કરોડ રૂપીઆ થાયો હતો. એ પુલ ઉપર જેઓ આવ જાવ કરે તેની પાસેથી એક એક દમડી લીધામાં આવેછે અને એ પરમાંણે વરશ દાહાડે પચાશ હજાર રૂપીઆની ઉપજ થાએછે. બલાક ફરાએરસ બરીડજ નામનો પુલ ૯૯૫ ફુટ લાંબોછે અને તેની ઉપર તેર લાખ રૂપીઆનો ખરચ થાયો હતો. વાકસાલ બરીડજ નાંમનો પુલ ૭૯૮ ફુટ લાંબો અને ૩૬ ફુટ પોહોલોછે. એ પુલ ઉપરથી આવજાવ કરનારાઓ પાસેથી એક એક દમડી લીધામાં આવેછે. પારલામેનટનાં મેહેલની આગલ જે પુલ આવેલોછે, તેને વેસ્ટમીનસ્ટર બરીડજ કેહેછે. એ પુલ ઘણો પુરાંણોછે અને તેને બદલે હમણાં બીજો બંધાએછે. એ ઉપરાંત બીજા નાંધલા પુલોછે તેમનુ બયાંન કરવાની અગત નથી.

ટેમસ નદીની ઉપર હાલમાં બે સસપેનશન બરીડજ એટલે ઝુલતા પુલોછે. હંગરફરડ સસપેનશંન બરીડજ અને ચેલસા સસપેનશંન બરીડજ. પેહલલો પુલ બાંધવામાં (૧૧૦૦૦૦૦) અગીઆર લાખ રૂપીઆ થાયા હતા. એ પુલ ૧૩૫૨ ફુટ લાંબોછે અને પગે ચાલી જનારાઓને વાસતેજ હુંગાડોછે અને આવજાવ કરનારાઓ પાસેથી એક દમડી લીધામાં આવેછે. ચેલશા સસપેનશંન બરીડજ બાંધીઆને આજ લગભગ ચાર વરશ થાયાંછે અને લંડનમાં ટેમસ નદી ઉપર તે એક ઘણોજ ખુબસુરત પુલછે તેમાં કશો શક નથી.

પણ લંડનની ભારી વસતીનાં આવજાવને સારૂ મોટા ખરચથી માહાભારત પુલો બાધીઆમાં આવીઆછે તથા બીજી જે જે ગોઠવણો કરીઆમાં આવીછે તેમાં સઉથી અચરત ઉપજાવનારી યુકતી ટેમસ ટનેલછે. ઇંગલંડની અચરત સરીખી વાતોમાં આપણાં લોકો એમ કેહેછે કે, તાંહાં હેવા રસતાછે કે ઉપરથી ગાડી જાએ અને નીચેથી વાંહાંણો જાએ, તેતો આપણને સારી પેઠે સમજ પડેછે કે, મોટા અને ઉંચા પુલો ઉપરથી આદમીઓ અને ગાડીઓ જાએ અને નીચેથી વાંહાંણો જાએ. પણ જારે આપણે એમ કહીએ કે નીચેથી આદમીઓ જાએ અને ઉપરથી વાંહાંણો જાએ તારે એ વાત કેમ બને તે વીશે અંતજાણઓને સમજ પડતી નથી. એ અચરતી ટેમસ ટનેલ જોયાથી સમજ પડેછે. આગલ જણાવીઆ પરમાંણે ટેમસ




THE THAMES TUNNEL.

ટેમસ ટનેલ—નદીની નીચેનો રસ્તો—(૮૮)




TRIUMPHAL ARCH & DUKE OF WELLINGTON'S STATUE

નદી શેહેરની વચમાંથી વેહતી ચાલેછે તેથી લંડનનાં એક ભાગમાં એક કીનારેથી બીજે કીનારે પગથી જવાનો નદીની નીચેથી રસતો કાહાડેલોછે. એ કાંમ ઘણુજ હગરૂ અને માહાભારતછે. આ જગાએ ટેમસ ટનેલ નો નકસો આપીઓછે તે ઉપરથી જોવામાં આવશે કે, રસતા ઉપરથી ટનેલના મારગની નીચે આવવાને સારૂ સોભાઈતો દાદર બાંધેલોછે. એ દાદરની મારફતે નીચે આવીઆ પછે આરકનાં આકારમાં જે દરવાજા દેખાએછે, તે આ ટનેલનો મારગછે, અને તે પગાર કરીઆ પછી નદીને બીજે કીનારે જાઈ પોહોચીએ છઈએ, તાંહાં પાછા ઉપર આવવાને સારૂ આગલનાં જેવાજ સોભાઈતા દાદરછે તેની મારફતે રસતા ઉપર આવી શકાએછે. આ ટનેલની અંદર અનવાલુ પડવાને સારૂ ગીઆસની રોશની બાલીઆમાં આવેછે, તેથી તાંહાંથી ચાલી જવાને ઘણુ સવલ પડેછે. વલી એ મારગની બંને બાજુએ ફેંનસી વસતુઓનાં દુકાંનોછે અને કેટલે એક ઠેકાંણે હાસમોરાનીક દેખાવો પણ દેખાડીઆમાં આવેછે, તેથી કરીને આ ટનેલ હુંનર અને કારીગરીની એક અચરત શરીખી બીનાં દાખલજ જોવા લાએકછે એટલુજ નહી પણ તેમાં ચાલી જનારને બીજી ઘણી રીતે ગમત ઉપજેછે. આ ટનેલ ૧૨૦૦ ફુટ લાંબો અને ૩૮ ફુટ પોહોલો તથા ૩૨ ફુટ અને ૬ ઈંચ લાંબોછે. નદીની સપાટીથી ૭૬ ફુટની ઉંડાઈએ તે ખોદેલોછે. કારીગરી અને હુંનરથી બાંધેલો આ નાંમીચો મારગ જેની પછવાડે (૫૦૦૦૦૦૦) પચાશ લાખ રૂપીઆ ખરચ થાઓછે, તે બાંધવાનુ માંન સર આઈ કે બરેનેલને મલવું ઘટેછે, કાંએજે એ ટનેલ બાંધવાનો પેહલલો વીચાર તેણે કીધો હતો, તથા તેનાં ઉપરીપણાં હેઠલ તે બંધાયો હતો. નદીની ઉપરથી એ ટનેલ બાંધતાં જે પાંણી ગરતું હતું તેથી ઘણી અડચણ પડતી હતી અને એકવારતો તે ટનેલ આખો પાંણીથી ભરાઈ ગયો હતો, પણ તે પાંણી તેમાથી પાછુ કાહાડી નાંખીઆમાં આવીઉં હતું. આ માહાભારત કાંમ સને ૧૮૨૩ નાં વરસમાં શરૂ કરીઆમાં આવીઉં હતું, તે ૧૮૪૩ નાં શાલમાં પુરૂં થયું હતું અને એ વરશનાં મારચ મહીનાંની ૨૫ મી તારીખે લોકોનાં આવજાવને શારૂ તે ટનેલ ઉઘાડીઓ હતો. ઈંગરેજ લોકોની ભારે હીંમતનો અને હુંનરનો આ ટનેલ એક ઘણોજ સરસ નમુનોછે અને તેથી યુરોપનાં બીજાં મુલકોનાંલોકોબી ઘણીજ અચરતી પાંમેછે.

લંડનનાં રસતાએ ઉપર તથા કેટલાએક ચોકોમાં કેટલાએક પાદશાહોનાં તથા નાંમીચા શખસોનાં સંગેમરમરનાં તથા કાંસાનાં ધાતુનાં બાહાવલાં મેલેલાંછે. જે જે જગોએ હેવાં બાહાવલાંછે, તાંહાં રસતાનો દેખાવ ખુબશુરત લાગેછે. "માંનીઉમેનટ" નાં શેહરનાં ભાગમાં લંડન માંનીઉમેનટ નાંમનો મોટો થાંભ છે તે લંડનમાં ૨૦૦) વરસની વાત ઉપર આગ લાગી હતી તેની નીશાંણી દાખલ ઉભો કીધામાં આવીઓછે. તેની ઉંચાઈ ૨૦૨ ફુટછે, અને તેની અંદર બાંધેલા દાદરની મારફતે ઉપર જઈ શકાએછે. એ દાદરનાં ૩૪૫ કાંદીઆંછે, અને ઉપર ગયાથી લંડનનો એક ઘણોજ ખુબસુરત દેખાવ આપણી નજરે પડેછે. ડીઉક આવ યારક ડાલમન નાંમનો થાંભ જે વાટરલુ પલેસ આગલનાં ચોકમાંછે તે પણ ઘણો ખુબસુરતછે અને તેની ઉપરથીબી લંડનનો દેખાવ ઘણો સારો દીશેછે. લંડન મધે જે "તરાએમફલ આરચ" નુ માંનીઉમેનટછે તે ઘણુ સોભઈતુંછે. તેની ઉપર ડીઉક આવ વેલીંગટનનું ઘોડ સવાર પુતલુંછે. આ માંનીઉમેનટનો નકસો હીંઆં આપીઓછે અને જે જગાએ તે છે તાંહાંનાં રસતાનો દેખાવ તેથી સોભી રેહેછે. નેલસન કાલમનનું બયાંન "નાશનલ ગીઆલરી" ની બાબદમાં સફે ૧૯૩ મે વાંચીઆમાં આવશે. એક બાબદમાં લંડનની ખાંમી નજર આવેછે, તે એછેજે પારીસની માફક જાહેર રસતાએ ઉપર ઠાંમે ઠાંમ સોભઈતા અને ખુશનુમાં ફુંઆરા જોવામાં આવતા નથી. આખા લંડનમાં તરણ અથવા ચારથી વધારે ફુંઆરા નથી. લંડનમાં સઉથી સરસ ચોક તરાફલગર સકુએર ગણાએછે તાંહાં બે ફુંઆરાછે અને તેની આસપાસ પાદશાહોના તથા કેટલાંએક નાંમીચા શખસોનાં બાહાવલાંછે, તેથી તે ચોક ખુશનુમાં લાગેછે, અને તાંહાં સાંહાંજને વખતે લોકો આસાએસને વાસતે એકઠા પણ થાએછે.

લંડનની ઈમારતો તથા ઘરો સોભઈતાંછે, અને તેમાં રેહવાની ગોઠવંણ સુતરી અને સારીછે. લંડનમાં માલેકો પોતાનાં ઘરો જેમ પોતાંની મરજીમાં આવે, તેવા દેખાવનાં બાંધી શકતા નથી. એક મોહલ્લાનાં સઘળા ઘરો, એકજ આકારનાં અને ઉંચાઈનાં જોઈએ. અંદરથી તમારે ગમે તેવી ગોઠવણ રાખી શકાએ, પણ બાહેરનો દેખાવ અને બાંધણી આસપાસનાં ઘરોનાં જેવીજ રાખવી પડેછે, તેથી કરીને દર એક મોહલ્લાનો દેખાવ એક ચાલીનાં જેવો લાગેછે. કેટલાએક અસલના મોહલ્લાછે, તાંહાં ઉંચાં નીચાં તથા એક એકથી ફેરફાર આકારનાં ઘરોછે ખરાં, પણ શેહેરનો દેખાવ સુધારવાને તથા વધારે ખુબસુરત કરવાને કીજે હંમણાં સરકા આકારનાં ઘરો બાંધવાનો ધારો કાહાડેલોછે. હમણાં લંડનમાં ઘણુ કરીને ઈમારતો તથા મોટી ચાલો તથા આખા મોહલ્લા બાંધવાનું કાંમ "કંપની" ઓ માંથે લીએછે, અને પછી તેમાંથી તેઓ છુટક અથવા એકથી વધારે ઘરો સાથે વેચેછે. કેટલીએક કંપનીઓ હેવાં કાંમને માટેજ ઉભી થાએલીઓછે, અને તેઓ નકસા કરીને આખા મોહલ્લામાં બંને બાજુએ એક સરકી રીતના ઘરો બાંધેછે. ઇંગલંડનાં ઘરોનો બાહેરનો દેખાવ તથા બીજી બાંધણી હીંદુસથાંનનાં ઘરોથી જુદી રીતનીછે. જેમ અતરે વરસાદને વાસતે છજીઆં હોએછે, તેમ ઇંગલંડના ઘરોને છજીઆં છેજ નહી, તથા ઘરોની ઉપર છાપરાં દેખાતાં નથી. છાપરાં સલેટનાં અને બુડાઉ હોએછે. કાચની બારીઓ આપણાં ઘરોની માફક ધાંકવાની આવતી નથી, પણ દીવાલની અંદર ઉપરથી અથવા નીચેથી ઉતારવા અથવા ચહડાવવાની આવેછે.

હીંદુસથાંનનો રેહવાસી જે આખો દીવસ પોતાંનાં અને પોતાંનાં પડોશીઓનાં ઘરનાં બારણાં અને બારીઓ હુંગાડી જોતો આવીઓ હોએ, તે ઇંગલંડ ગયાથી, દીવસને વખતે પણ બારણાં અને બારીઓ બંધ જુએ, તેથી પેહલ વેહલાં તેને કાંઈએક અચરતી ઉપજીઆ વગર રેહેતી નથી. ઇંગલંડની હવા પરમાંણે તાંહાં બારી બારણાં હુંગાડાં રાખી શકાએ નહી. કાચની બારીઓ જે આગલ જણાંવીઆ પરમાંણે જેટલી જોઈએ તેટલી ઉંચી ચહડી શકેછે, તે થોડી ઘણી ચહડાવી ઓરડામાં હવા લેવી હોએ તે વેલાએ, પણ જો આખી બારી હુંગાડી રાખી હોએતો, અંદર આવતો પવંન તબીઅતને નુકસાંન પોંહોચાડે, એટલા માંટે ઉપલો રવઈઓ તાંહાં ચાલુછે. ઘરમાં દાખલ થવાનાં બારણાં પણ બંધ રાખીઆમાં આવેછે તે પણ ઘણુ કરીને ઉપલાં કારંણ ઉપરથીછે, પણ એ પરમાંણે બારણાં બધ રાખવાથી ઘરની અંદરનો બંચાવ પણ થાઇ શકેછે. જેમ અતરે આપણાં લોકોનાં કુટંબનાં બાએડી છોકરાંઓ ઘણુ કરીને ઘરની ખડકીમાં આખો દાહાડો રેહેછે, અથવા તેઓની ગેરહાજરીએ કોઈ પણ આદમી તાંહાં બેસેછે, તે મીશાલે ઇંગલંડનાં ઘરોમાં નથી. ઘરમા રેહનારાઓ પોતાંનાં દીવાંનખાંનાંમાં અથવા કાંમનાં ઓરડામાં રેહેછે, અને ચાકરો પોતાંની રાંધણીમાં રેહેછે, અથવા પોતાંના બીજાં કાંમ ઉપર રોકાએછે, તાહરે લંડન જેવી ઓહોલી અને તરેહવાર લોકોની વસતીનાં શેહેરમા બારણાં હુંગાડાં રાખવાનું કાંમ ડાહાપણ ભરેલું કેહવાએ નહી. જો એમ એક ઘર લંડનમાં એક આખો દીવસ હુંગાડું રાખીઆમાં આવેતો, બીજે દીને તેમાંની એક વસતુ પણ સલાંમત રેહે નહી. ઇંગલંડનાં ઘરોમાં હંમેસાં એક માલ જમીનની અંદર બાંધીઆમાં આવેછે, અને તાંહાં બબરચીખાંનુ તથા તેને લગતો સાંમાંન રાખવાની જગા તથા ચાકરોને સારૂ ઓરડાઓ હોએછે. એ માલનાં આગલનાં ભાગની બાજુએ વરાંણ રાખેલો હોએછે, અને બાહેરથી બારીઓ હોએછે, તેથી તેમાં અંદર અજવાલું તથા હવા દાખેલ થાઈ શકેછે. હીંદુસથાંનમાં એ પરમાંણે એક માલ જમીનની અંદર આપણે બાંધવા માંગીએ તો તેમ બની શકે નહી, કાંએજે આ દેશની ગરમી પરમાંણે તાંહાં કોઈ પરાંણીથી રેહવાઈ શકાએ નહી, પણ ઇંગલંડની ઘંડી હવાને લીધે તેવી અડચંણ તાંહાં માલંમ પડતી નથી. આ ચાકરોના મકાંનમાં જવાને સારૂ રસતો પણ બાહેરથીજ રાખેલો હોએછે. ઉપર જે વરાંણ જણાવીઓછે તેની અંદર રસતા ઉપરથી ઉતરવાને સારૂ સીહડી બાંધેલી હોએછે, અને ચાકરો તથા તેઓને મલવા આવનારાઓને આવ જાવનો રસતો પણ એજછે.

ઉપલી બીનાંથી વાંચનાંરનાં ખીઆલમાં કદાચ હેવું આવશે કે, જાહરે ઘરમાં જવાનાં બારણાં આખો દીવસ બંધ રેહેછે, અને ઘરનાં આદમીઓ પોત પોતાનાં કાંમમાં હોએછે, તારે કોઈ મલવા અથવા કાંઈ કાંમ સર આવીઉં હોએ, તે બારણું ઠોકીઆ કરેકે ? પણ નહી તેમ નથી. ઈંગલંડનાં અને યુરોપ ખંડનાં બીજાં મુલકોનાં ઘરોમાં ઘંટ એક મોટું સુખછે. બારણાંની બાહેર એક કલું હોએછે, તે ખેંચીઆથી જાંહાં ચાકર હંમેશ રેહતો હોએ, તાંહાં ઘંટ વાગેછે, એટલે તે ચાકર પોતાંની જગેથી આવીને બારણું ઉંઘાડીને જે કોઈ આવીઉં હોએ તેને પુછ પરછ કરી ઘરમાં દાખલ કરેછે. બારણાંની બંધે બાજુએ બે કલાં હોએછે તેમાં એકની ઉપર "વીઝીટર" અથવા મલવા આવનાંર ગરહસથ, અને બીજાની ઉપર "સરવંટ" અથવા ચાકર એ મીશાલે નાંમ પાડીઆમાં આવેછે. એમ કરવાનું કારણ એજે, જો કોઈ શખસ અથવા ચાકરને ઘરમાંનાં ચાકરને મલવું હોએતો તે ચાકરનોજ ઘંટ વજાડે, કે જેથી ચાકર જાંણે, કે આતો કોઈ મહનેજ પુછેછે, અને જો ઘરનાં ધણીને કોઈ મલવા આવીઉં હોએતો તે "વીઝીટર" નો ઘંટ વજાડેછે. પણ આખા ઘરમાં આ બે ઘંટોજછે એમ નહી સમજવું. ઘરની દેવાલોની અંદર ઘંટોનાં તારનો થાગ નથી. દરએક ઓરડાની અંદર ઘંટનું કલું હોએછે, અને તેનો તાર લઈ જાઈને ચાકરનાં ઓરડામાં બાંધેલા ઘંટોની સાથે જોડેલો હોએછે. ચાકરનાં ઓરડામાં જેટલા ઘંટ હોએ, તે સઘળાની ઉપર ઓરડાનાં આંકો પાડેલા હોએછે તેથી જેહવો પેલા ઓરડા મધેનો ધણી ઘંટનું કલું ખેંચે, કે તે ઓરડા વાલા આંકનો ઘંટ વાગે અને પેલો ચાકર જેને આદમીની જરૂર હોએ તેની પાસે જાઈ હોકંમ લેવાને વાસતે ઉભો રેહે. હાવી ગોઠવંણથી આપણાં મરદો તથા અસતરીઓ મોહડેથી ચાકરોને નાંમ સાથે હાક મારેછે, કે જે પડોશીઓ તથા રસતાનાં લોકો સાંભળેછે તે મીશાલે ઈઉરોપનાં મુલકોમાં કરવાની જરૂર પડતી નથી.

લંડંનમાં સઘળા મલીને ( ૩૩૦૦૦૦ ) તરંણ લાખ અને તરીસ હજાર ઘરોછે અને દર વરશે ૪૦૦૦ નવાં ઘરો બંધાએછે, કે જેમાં દર વરશે એ શેહેરમાં આવનાંરા ૪૦૦૦૦ નવા શખસોનો સમાવ થાઈ શકેછે.

હીંદુસથાંનનાં લોકોને તરંણ મોટી અગતની ખુટને લીધે ઘણીએક અડચણ તથા પીડા ખમવી પડેછે, તેમ ઈંગલંડ તથા યુરોપના બીજા મુલકોમાં તથા મુખીઅ શેહેરોમાં નથી. જમીનની અંદર તરંણ જાતની નલીઓછે; એક રોશનીને વાસતે "ગીઆસ" ની—બીજી પાંણી પોંહોચતું કરવાની, અને તરીજી નરખને તેની જગોએ પોંહોચાડવાની. રસતાઓમાં તથા ઘરોમાં ગીઆસની રોશની કરવાની ગોઠવંણથી માણુષ્ય જાતને ઘણુ સુખ થયુંછે. મીણબતી તથા તેલની જગા ગીઆંસે લીધીછે, અને તેથી રોશનીનાં ખરચમાં ઘટાડો થયો છે એટલુંજ નહી, પણ તેથી વધારે સારી અને સોભઈતી રોશની મલેછે. લંડંનનાં રસતાઓની ઉપર રાતને સમે જે રોશની થાએછે તે સંઘી ગીઆસનીછે, અને ગીઆસનાં એક દીવાની રોશની સાધારણ તરંણ દીવાની રોશની બરોબરછે, તેથી રાતને સમે રસતાઓ ઉપર ફરવાનું તથા ગાડી ઘોડાઓને આવ જાવ કરવાને ઘણું સવલ પડેછે. નલીઓની મારફતે તે ગીઆસને ઘરોમાં લીધામાં આવેછે, અને લંડંનનાં ઘણાખરાં ઘરોમાં ગીઆસનીજ રોશની બલેછે. ગીઆસ બનાંવવાનાં કારખાંનાં શેહેરથી કેટલાએક માઈલ દુર હોએછે, અને તે કારખાંનાંઓ મધેથી આખા લંડંનમાં ગીઆસ પોંહોંચતી પાડવાને સારૂ શેહેરમાં રશતાઓની નીચે જમીનની અંદર જે નલીઓ ગોઠવેલીછે તેની કુલ લંમાઈ ગણીએતો ૧૯૦૦ માઈલ થાએ. એ ગીઆસ બનાવવાને સારૂ જુદી જુદી ચઉદ કંપનીઓછે અને તે મધે (૪૦૦૦૦૦૦૦) ચાર કરોડ રૂપીઆની થાપણ રોકાઈછે. આખા શેહેરમાં રસતાઓ ઉપર દર રાતનાં (૩૬૦૦૦૦) તરંણ લાખ સાહઠ હજાર રોશની બલેછે, અને તે કારણ સર દર રોજ (૧૩૦૦૦૦૦૦) એક કરોડ તરીસ લાખ કીઉબીક ફુટ ગીઆસ ખપેછે, અને એ રોશની માંટે સરકારને દર વરસે પાંચ લાખ રૂપીઆ ખરચ થાએછે. "લંડંન ગીઆસ કંપની" નુ કારખાંનુ જે વાકસાલ મધેછે, તે સઉથી મોટું અને જોવા લાએકછે. પેહલ વેહલાં મોટી ભઠીઓમાં કોલસા બાલી

ને હવા કે જેને "ગીઆસ" કેહછે તે ઉતપંન કરીઆમાં આવેછે. કોલસા બાલીઆ પછી, જે વસતુ કોલસાના જેવીજ રેહેછે, તેને "કોક" કરી કેહછે, અને એ જાતનો કોલસો બાફનાં સાંચા ચલાવવામાં ઘણો અગતનોછે, તેથી ગીઆસ બનાંવનારી કંપનીની આએપતનો તે એક અગતનો ભાગ ગણાએછે. કોલસા બાલીઆ પછી જે હવા થાએછે, તે હવાને બીજી જગા ઉપર લઈ જાઈને પાંણી અથવા હવાથી થંડી કરીઆમાં આવેછે. તાર પછી તે ગીઆસને સાફ કરવા સારૂ પાંણીમાંથી પસાર કરીઆમાં આવેછે. તે પછી ગીઆસમાં કારબાંનીક આસીડનો જે ભાગ હોએ તે કાહડી નાંખવાને સારૂ, તેને ચુનાંનાં પાંણીમાંથી પસાર કરેછે, તાર પછી તેમાં જે કાંઈ ગંધકનો ભાગ હોએ, તે કાહડી નાંખવાને સારૂ "પર આકસાઈડ આવ આયરન" માંથી પશાર કરેછે. તાર પછી તે સઘળી ગીઆસને એક ઠેકાંણે લઈ જયામાં આવેછે, તાંહાં ઘડીઆલનાં જેવો એક સાંચો આપણને બતાવેછે કે, આજે કેટલી ગીઆસ બનાંવવામાં આવી. તાર પછી તે ગીઆસને મોટા ગોળ લોહડાંનાં કોઠાઓ, કે જે સઘળી બાજુથી તથા માંથા ઉપરથી બંધ હોએછે, તેમાં દાખલ કરીઆમાં આવેછે અને તેમાંથી પછી શેહેરનાં જુદા જુદા ભાગમાં પોહોંચતી કરીઆમાં આવેછે. હેવા દર એક મોટા કોઠામાં (૭૦૦૦૦૦) સાત લાખ કીઉબીક ફુટ ગીઆસ માંઈ શકેછે. જેમ કારખાંનાંમાં બંનતી ગીઆસનો હીસાબ ઈઅંતરથી મપાએછે, તેજ મીશાલે દરએક ઘરમાં કેટલી ગીઆસ દર રોજ પોંહોચેછે, તેનો હીસાબ પણ દરએક ઘરમાં ઈઅંતરથી માલંમ પરેછે.

લંડનમાં પાંણીને સારૂ કુઆ ખોદેલા નથી. "ટેમસ" તથા "લીઈ" નાંમની નદીઓ તથા એક કારીગરીથી વેહતી કીવેલી નદી જેને "નીઉ રીવર" કરી નાંમ આપેલુંછે તેમાંથી નલની મારફતે શેહેરમાં પાંણી લાવીઆમાં આવેછે, અને એ પરમાંણે પાંણી પોંહોચતું પાડવાને સારૂ નવ કંપનીઓ ઉભી થાએલીછે, તેવો દરરોજ આગલ જણાંવેલી બે નદીઓમાંથી આસરે (૨૭૫૦૦૦) બે લાખ પંચોતેર હજાર ઘરોને અને નીઉ રીવરમાંથી આસરે (૮૫૦૦૦) પંચીઆસી હજાર ઘરોને પાંણી પોંહોંચતું કરેછે. ઘરોનાં સઘળા ભાગોમાં પાંણીની નળીઓ લીધાથી જાંહાં જોઈએ તાંહાં આપણને પાંણી મલી શકેછે, તેથી કરીને ઘણી એક મેહનતનો બચાવ થાએછે. "નીઉ રીવર" નાંમની નદી જે કારીગરીથી વેહેતી કીવેલીછે, તે ૩૯ માઈલ લાંબી ૧૮ ફુટ પોહલી, અને ૪ ફુટ ઉંડીછે અને તેનું બાંધ કાંમ પુરૂં કરવામાં બાર વરશ લાગાં હતાં. લંડનમાં દર રોજ આસરે (૫૦૦૦૦૦૦૦) પાંચ કરોડ ગીઆલંન પાંણી ખપેછે.

લંડનનાં રેહવાશીઓને બીજું ખુશી થવાજોગ એછે કે જેમ હીંદુસથાંનમાં ગટરો ઉંઘાડીછે, તથા નરખ લઈ જવાને વાસતે ટેડાછે, તેમ નથી. નરખ તથા ગટરો જમેની ગલીચી સારી અને પકી બાંધણીની ગોઠવંણથી મેલેલી નલીઓની મારફતે ટેમસ નદીનાં છેક નીચેનાં ભાગોમાં લઈ જવામાં આવેછે, એ પરમાંણે દર રોજ (૯૫૦૦૦૦૦) પંચાણુ લાખ કીઉબીક ફુટ નરખ નદીની નીચે ખલાસ થાએછે. હાવાં ભારી વસતીવાળાં શેહેરમાં જો હાવી સારી ગોઠવંણ નહી હોએ તો, ઘણાંએક મરજોનો ઉપદરવ થયા વનાં રેહે નહી. લંડનની ભારી વસતી પરમાણે તાંહાં રોગોનો ઉપદરવ ઘણો નથી તેનું કારણ ઉપર જણાંવેલી અને બીજી સફાઈઓથીછે.

ઘરમાંની ગોઠવંણ ઉપરથી બાહેરનાં દેખાવ ઉપર આપણે જાઈએ. કોઈએ હેવું ધારવું નહી કે આખું લંડન મોટી ઈમારતોથીજ ભરેલુંછે. કેટલોએક ભાગ જોઈને જેમ આપણે અચરતીમાં પડીએછે, તેમ કેટલોએક ભાગ લંડનના નાંમને લાએકનો નથી. હરેક શેહેર સઘળું પુરૂં અને શોભઈતું હોએ હેવુનો બનવું મુશકેલછે, તોપણ એ શેહેરનો ઘણોખરો ભાગ સારોછે, અને હીંઆં જેટલી મોટી અને નાંમીચી ઈમારતો છે, તેવી દુનીઆંનાં બીજાં થોડાં શેહેરોમાં હશે. જે જે ઈમારતો ખુબસુરત તથા નાંમીચી ગણાંએછે, તેમનુ બયાંન તેમને લગતી જગાએ કરીઆમાં આવીઉંછે, માટે તે વીશે હીંઆં લખવાને જરૂર નથી. લંડનનો

પશ્ચમનો ભાગ કે જેને "વેસ્ટ એન્ડ" કરી કેહેછે, અને જાંહાં લંડનના પેહલલા વરગનાં ઘણાંખરા લોકો રેહેછે, તાંહાંનાં એક આકારનાં અને સીધાં તથા એક સરખાં ઘરોનાં મોહોલ્લા ઘણાંજ ખુબસુરત દેખાએછે, અને તેવા મોહલ્લાઓમાંથી ચાલી જવાને પણ આપણને ઘણી ખુશી ઉપજેછે. જે મોહલ્લાઓને "સ્કુએર" કરી કેહેછે, તાંહાં વચમાં બાગ પણ હોએછે તેથી તે બાગની આસપાસ રેહનારાઓને એક અગતનો ફાએદો થાએછે.

પણ લંડનનાં જે રસતાઓ અને મોહલ્લાઓમાં દુકાંનોછે, તાંહાંનો દેખાવ ખરેખર ઘણોજ ખુબસુરત લાગેછે. દુકાંનો હંમેશાં ઘરનાં નીચેનાં ભાગમાં હોએછે, અને કેટલાએક રસતાઓ ઉપર કાંઈજ નહી પણ દુકાંનોજછે. એ દુકાંનોની બાહેરની બારી તથા બારણાં કાચનાં હોએછે, તથા તે મધે જે માલ ગોઠવીઆમાં આવેછે, તે હેવી રીતે ચહડતો ઉતરતો ગોઠવીઆમાં આવેછે કે, બારીઓમાંથી સઘળો દેખાઈ શકે. ઝવેરી પોતાની દુકાંનમાંનાં હીરા મોતીથી જડેલા તથા સોનાં રૂપાનાં દાગીનાંના નમુનાં તરેહવાર રીતે ગોઠવીને પોતાની દુકાંનની બારીની સોડે મેલેછે, અને રસતેથી ચાલી જનાર શખસ દરએક દાગીનો પેલા કાચની અંદરથી શેહલથી જોઈ શકેછે. એ પરમાંણે જાંહાં ઝવેરીની દુકાંનો હારેદાર લાગી હોએછે, તાંહાં ઘણોજ સારો દેખાવ લાગેછે. કાપડ વેચનાર રંગ બે રંગ રેશમી તથા સુતરાઉ કાપડનાં નમુનાં તેજ મીશાલે દેખઈતા મેલેછે; મોચી, વેચવાનાં જોડા; રમકડાં વાલો, તેનાં રમકડાં; ટોપી વાલો, ટોપી; એ પરમાંણે ઈતીઆદી સાંમાંન વાલાઓ પોત પોતાનાં સાંમાંન દેખઈતા મેલીઆથી, હેવી દુકાંનોના મોહલ્લા તથા રસતાઓમાં ચાલી જતાં, આપણે જાંણે તરેહવાર માલોની વખારમાં ચાલી જતા હોઈએ તેવું માલંમ પડેછે, તથા હેવા રસતા ઉપરથી ચાલી જતાં આપણને કોઈબી રીતે અંનગમતું લાગતું નથી. આપણે કાંઈ કાંમને વાસતે જતા હોઈએ, તો આસપાસની દુકાંનોનાં ખુબસુરત દેખાવથી આપણી મંજલ કાપવામાં કસો કંટાલો ઉપજતો નથી.

ખુબસુરત માલોથી ભરેલી અને સઉથી સારા દેખાવની દુકાંનો "રીજેનટ સ્ત્રીટ" નામના રસતા ઉપરછે એ રસતો ઈંગલંડમાં સઉથી સરસ ગણાએછે અને તે મધેની દુકાંનો પણ સઉથી શોભાવંતછે. "આકસફરડ સ્ત્રીટ" તથા "પીકાડીલી" તથા "બાંનડ સ્ત્રીટ" નાંમનાં રસતાઓ ઉપરની દુકાનો પણ ઘણી ખુબસુરતછે, અને કોઈ શખસ ગમે તેવાં પોતાનાં કાંમને માંટે જતો હોએ, તોપણ તે રસતાઓ મધેની દુકાંનો તેની આંખને પોતાની તરફ લલચાવીઆ વગર રેહતી નથી. એ દુકાંનદારોની મોટી ખુબી એછેકે, સફાઈને તેઓ પોતાનાં ધંધામાં ફતે મેલવવાનું એક અગતનું હથીઆર સમજેછે. મોચીની દુકાંન પણ સફાઈમાં ઝવેરીનાં દુકાંન કરતાં ઉતરતી નથી આવતી. એજ મીશાલે તરેહવાર ખોરાકની તથા પોશાકની દુકાંનોમાં સફાઈ તથા ખુબસુરતી જોવામાં આવેછે.

દુકાંનો સવારના આઠ અને નવ વાગતાંની વચમાં ઉઘડેછે, તે રાતના નવ અથવા દશ વાગતા સુધી હુંગાડાં રેહેછે. રાતને સમે એ દુકાનોનો દેખાવ ઘણોજ સરસ લાગેછે, કાંએજે તેમની અંદર ઘણીજ સારી રોશની કરીઆમાં આવેછે. રોશનીનાં સબબથી જે જે દુકાંનોમાં ધાતુનો માલ હોએછે, તથા જાંહાં જાંહાં રંગ બે રંગ સાંમાંન હોએછે, તે ઘણો દીપેછે અને જે મોહલ્લા તથા રસતાઓમાં હારેદાર દુકાંનોછે તાંહાં હંમેશ રાતનાં જાતરા અથવા દીવાલી જેવું લાગેછે.

જેમ પારીસ વીશે બોલતાં આગલ કહુંછે કે દરએક દુકાંનદાર પોતાને તાંહાં ઘરાકોને ખેંચવાને સારૂ પોતાની દુકાંનને જેમ બને તેમ સાણગારેછે તથા ખુબશુરત કરેછે, તેજ મીશાલે લંડનનાં દુકાંનદારો વીશે કહી શકાએછે, તેઓ પણ એ બાબદમાં કોઈ રીતની કસર કરતા નથી. આ ખુબસુરત દુકાનો વીશે વાત કરતાં આ લખનારને એક ઈંગરેજ મીતરે હેવું જણાવીઉં હતું કે, એક કંનજુસ શખસને કોઈવાર કાંમને ખાતર

તેવી દુકાંનોનાં રસતા ઉપરથી જવું પડતું તો, તેને ઘણો બલાપો થાતો હતો. રસતાની બંધે બાજુએ ઘણી શો ભઈતી દુકાંનો, તેથી જે બાજુથી તે ચાલે તાંહાં તેહનો જીવ લલચાએ, તેથી તે ધણી હંમેશાં જેમ બને તેમ સીધું જોઈ ચાલતો, અને દુકાંનો તરફ નજર કરતો નહી હતો, કે રખે અંદર જવાને તેને લાલચ થાએ, અને જેથી કરીને તેના તંગ ગજવામાં હાથ ઘાલવો પડે. વાસતે જે દુકાંનનાં દેખાવથી કંજુસો લલચાએ, તે દુકાંનોમાં ખરચાલુને જવાને કેટલો વીલંબ લાગે, તે સેહલથી વીચારી શકાએછે.

લંડન જેવા મોટા ધંધાનાં શેહરમાં ઘણા ખશ લોકો જેઓને પોતાનાં કાંમનાં સબબથી દીવસને વખતે દુકાંનોમાં જાઈ માલ ખરીદ કરવાને બની આવે નહી તેઓ હંમેશાં તાંહાં રાતને સમે જાએછે, તેથી રાતના દશ વાગતાં શુધી એ દુકાંનો ઉઘાડાં રાખીઆમાં આવેછે. દુકાંનમાં માલનો વેચનાંર ધણી તથા તેહનાં આદમીઓ હંમેશાં ઘરાકની તરફ ઘણું સારૂં ધીઆંન આપેછે. દુકાંનનો ધણી અથવા તેનાં આદમીઓ હંમેશાં પોતાનાં ઘરાકની સાથે "સાહેબ" શબ્દ બોલીઆ વગર વાત કરતો નથી. જીનસોનાં ભાવો કેહવામાં તથા માલ દેખાડવામાં અતીશે લાએકી તેઓ વાપરેછે, અને ઘરાકનું દીલ ખુશી થાએ અને તેને માંન મલે હેવી રીતે તેઓ સઘળી વાતો કરેછે. જે આબરૂદાર દુકાંનોછે, તાંહાં માલની ઉપર તેનો ભાવ હંમેશાં નોંધેલો હોએછે, તેમાં કાંઈબી રીતનો ઘટાડો થાતો નથી. લંડનની દુકાંનો વીશે હેવું કેહેવામાં આવેછે, કે ઘરાકોને હંમેશાં આબરૂદાર દુકાંનોમાં જ્યાથીજ ફાએદોછે. હેવી દુકાંનોમાં આપણે હરેક જીનસનો ભાવ કાંઈએક વધારે આપીએછ ખરા, પણ તે માલ સારોજ હોએ તેમાં શક નહી. કેટલીએક દુકાંનોમાં માલ સસતો લાગે, અને બાહેરથી તે માલનો દેખાવ પેલા મોઘા માલનાં જેવોજ હોએ, તોપણ તેમાં કાંઈપણ હેવું તરકટ હોએ, કે જેમાં આપણે ઠગાયા વગર રહીએ નહી. કેટલાએક દુકાંનદારો પોતાનાં માલ ઉપર હેવી રીતે ભાવ માંડેછે, કે જે આપણુને ઘણો સસતો લાગે, પણ સઘલી ગણતરી કરીએતો તેજ માલ આપણને એક આબરૂદાર દુકાંનદારને તાંહાંથી ચાર ગણી ઓછી કીમતે મલી શકે. વાસતે પારકા શખસે અગત કરીને ખબર કાહાડીને સારાં નાંમ ધરાવનારી દુકાંનોમાંજ જવું.

લંડનનાં દુકાંનદારો પોતાની દુકાંન અને તે મધેનાં માલને જાહેર કરવાને વાસતે તરેહવાર ઉપાયો કરેછે, વરતમાંન પતરોની મારફતે જાહેર ખબર છપાવવાનાં તથા છુટી ખબર છપાવી વેંહચવાનાં તથા પોતાની દુકાંન ઉપર સોબાઈતાં અને મોટાં પાટીઆંઓ મારવાનાં ખરચમાં તેઓ કશી રીતની બખીલાઈ કરતા નથી. મુંબઈનો કોઈ દુકાંનદાર અથવા પેહડીવાલો વરતમાંન પતરમાં એક જાહેર ખબર છપાવે છે તો તેણે તે વરતમાંન પતર ઉપર ઉપકાર કીધો હોએ, એમ તે સમજેછે પણ લંડનમાંતો કોઈબી ધંધાદારી જાહેર ખબરો છપાવવામાં ઘણોએક ખરચ કરીઆ વગર પોતાની ઉમેદમાં ફતે મેલવવાની આશા રાખતોજ નથી. પોતાની દુકાંનનો બાહેરનો દેખાવ તેઓ હેવો કરેછે કે, જેથી રસતે જનારને તે દુકાંનમાં શું મલેછે, તેની તરત સમજ પડેછે, અને તેવી મતલબ જલદીથી જાહેર થાઈ શકે, તેવાં ચીતારનાં પાટીઆં મારવામાં તેઓ ઘણોએક ખરચ કરેછે. પેહરવાનાં પોશાક વેચનારાઓ મોટાં પાટીઆં ઉપર ડગલા, ટોપીઓ ઈતીઆદી પાડેછે; પલંગ વાલાઓ મોટાં પાટીઆં ઉપર પલંગનાં ચીતારો પાડેછે; ખુરશી વેચનાર ખુરશી પાડેછે, ઘોડા તથા ગાઓઢોરને ખાવાનો ખોરાક વેચનાર પોતાની દુકાંનનાં માંથાં ઉપર એક મોટાં પાટીઆં ઉપર માતેલા ઘોડા તથા ગાએ પાડેછે; ચસમો બનાંવનાંર મોટા ચસમાં પાડેછે; છરી કાતર બનાંવનાર છરી, અને કાતર પાડેછે; અસતરા વેચનાંર અસતરા પાડેછે; હજાંમ ભપકામાં ઉભો રહી દાહડી બોરતો હોએ એવો ઘણો ખુબસુરત ચીનાર તે પોતાંની દુકાંનનાં માંથા ઉપર મેલેછે. ઉનનાં કપડાં વેચવાની દુકાંન વાલો પોતાની દુકાંનનાં માંથાં ઉપર સુનેરી ધીર સાથનુ એક મોટું મેંહેનડું ટાંગેછે, તેની મતલબ એજે મેંહેનડાનાં ઉનનાં બનાંવેલાં કપડાં, તે દુકાનમાં વેચીઆમાં આવેછે. બુટવાલાની દુકાંન ઉપર લાકડાંનુ અથવા ધા

ત્તુનું બનાવેલું હેવુંતો મોટું બુટ મેલેછે, કે તે ઘણુ દુરથી દેખાઈ આવે, અને તેમાં એકદંમ પચીસ પગ માં એ. છતરીવાલો એક મોટી છતરી પોતાની દુકાંન ઉપર ટાંગેછે, અને વળી કેટલાએક જણ એક મોટું ચીતર ટાંગેછે, અને તેમાં બે આકાર પાડેછે. ભર વરસાદમાં બે જંણને ઉભા રાખેછે, એકને છતરી ઓઢારેલી હોએછે, તે કોરહો અને ઠકરતો દેખાએછે, અને વગર છતરી વાલો ભીનાંએલો અને થરથર કાંપતો માલંમ પડેછે, તેથી કરીને વગર છતરી વાલાને છતરી લેવાની ઉલટ થાએછે. વરસાદમાં છતરી વગર ચાલે તેવાં રબરનાં કપડાં વેચનાર પોતાનાં કપડાં વાલા શખસને વરસાદમાં વગર અડચણે ચાલતો અને પાંણીની દરકાર નહી કરતો પાડેછે. દાંત જડનાર એક મોટાં પાટીઆં ઉપર એક બોખો શખસ પાડેછે અને તેજ શખસ દાંત જડીઆથી કેવો જુવાંન થાએછે તેનો ચીતાર તેનીજ પાસે મેલેછે. જાહેર ખબરનાં કાગલો આપણને રસતામાં ચાલતાં આપેછે, તથા આપણા ઘરમાં નાંખી જાએછે. એ પરમાંણે તરેહવાર ધંધાદારીઓ પોતાનો ધંધો બતલાવનાર નકસા પોતાંની દુકાંન અથવા વખારની ઉપર દેખાડેછે તથા જાહેર ખબરો અને બીજી રીતે તે વીશેની ખબરો ફેલાવેછે. આપણે હીંદુસથાંનમાં હેવું સાંભલતા આવીઆ છઈએ કે, પરોફેસર હાલોવે પોતાની ગોલી અને મલંમની જાહેર ખબર છપાવવામાં સઉથી વધારે ખરચ કરેછે, પણ તે વીચાર ઈંગલંડ ગએથી નીકલી જાએછે. હાલોવેનાં કરતાં ઘણે દરજજે મોટા જાહેર ખબર છપાવનારા ઈંગલંડમાંછે. "મોસીસ એનડ સંનસ" નાંમનાં નાંમીચા દુકાંનદારોછે, તેઓની જાહેર ખબરનો કશો પાર નથી. ગરેટ બરીટંન અને આએરલંડનાં કોઇબી પરગણાંમાં જાઓ, અથવા શેહેરમાં અથવા ગાંમડાંમાં જાઓ, અને તમો તાંહાં "મોસીસ એનડ સંનસ" ની જાહેર ખબર જોશો, એટલુંજ નહી પણ દરએક શેહેર અને ગાંમડાંમાં જાંહાં જાંહાં ઘણાં લોકોનો આવજાવ થાતો હોએ, તથા દરએક "રેલવે સ્ટેશંન" ઉપર તેની ખબરનાં મોટાં પાટીઆં મારેલાં જોશો. કેટલાએક ધંધાદારીઓ શેહેરનાં જુદા જુદા ભાગ ઉપર હેવું લખીને પાટીઆં મારેછે કે, ફલાંણી વસતુ સઉથી સારી અને સસતી જોઈતી હોએતો, ફલાંણે ઠેકાંણે જાઓ, જેમકે તમોને સારી ચાહ જોઈતી હોએ તો ફલાંણા ધણીની દુકાંન અને ફલાંણે ઠેકાંણે જાઓ; તમોને હાંશો થાયો હોએ, તો ફલાણે ઠેકાણેથી હાંશાની ગોલી મલશે. વલી કેટલાએકોતો જાંણે તેઓ વતરોગે બીજા કોઈ સારો અને સસતો માલ વેચતા નહી હોએ, તે ઝીશાલે મોટાં પાટીઆં અથવા દેવાલો ઉપર રંગથી લખેછે કે, જારે આટલો સસતો અને સારો માલ ફલાંણાંને તાંહાંથી મલેછે, તારે બીજે ઠેકાંણે જવાનું શું કાંમછે ? એ પરમાંણે તરેહવાર ઈઉકતીઓ પોતાનો માલ ખપાવવામાં ધંધાદારીઓ કાંમે લગારેછે.

જે શેહેરમાં વેચવાને વાસતે આવતા માલની હદ નહી, અને જાંહાં ધંધાદારીઓની સંખીઆની ગણતરી નહી, તાંહાં ઘણાંએકો પોતાનો માલ વેચાએ, હેવી ઈઉકતી કરવામાં આડા આરગોબી કાંમે લગાડે, તેમા અચરત સરીખું કાંઈ નથી. દુકાંનદારો પોતાનાં પહોસીથી સરસ થવાને અને વધારે ઘરાક મેલવવાને તરેહવાર ઉપાયો કરેછે, અને તેથી કરીને અલબતાં ઘણાંએક ભોલા અને અંનજાંણાઓ ઠગાએછે. જેમકે કેટલાએકો હેવી ખબર આપેછે કે "આ દુકાંનમાંનો માલ ઘણી નુકસાંની સાથે તુરત્ વેચી નાખીઆમાં આવનાર છે." આ પરમાંણેની ખબર કોઇ અંનજાંણાંનાં જોવામાં આવે, તારે તે સંમજે કે હીંઆંથી ઘણો સસતો માલ મલશે, અને તેવી ધારણાંથી તે દુકાંનમાં જાએ, અને કાંઈએક માલ ખરીદ કરે, પણ જે ભાવ તાહાં તેની પાસેથી લીધામાં આવેછે, તે બજાર ભાવ કરતાં બેવડો હોએછે. પેલો ખરીદદારતો બીચારો એમજ સમજેછે કે, ઘણી નુકસાંની સાથે હીંઆં માલ આટલી કીમતે વેચાએછે, તાહરે બજારમાંતો તેનો ઘણો ભાવ હશે. કેટલાએકો પોતાની દુકાંન ઉપર સાફ બેહાઈ સાથે હેવી ખબર ચોહટાડેછે કે, "તરત નવો માલ આવેલોછે તે જલદીથી ખપાવવાને વાસતે અરધી કીમતે વેચી નાંખીઆમાં આવેછે." હેવી દુકાંનમાં જાઇને

જે ભોલો શખસ હરખી કીમતે માલ ખરીદ કરે, તે હંમેશાં બેવડી કીમત આપી આવેછે. વલી એક રસતા ઉપરથી ચાલી જતાં આપણી નજરે કોઈ દુકાંન પડેછે, કે જેની ઉપર હેઠું લખેલું હોએ કે આ દુકાંન મધેનો સાંમાંન જેમ જાએ તેમ વેચી નાંખીઆમાં આવેછે. આ ઉપર તમારી નજર પડીઆથી તમો સંમજો કે, હીંઆં સસતો સાંમાંન મલશે, પણ અંદર જાઓ કે તમોને મોંઘો મલીઆ વગર રેહે નહી. એ પરમાણે તમો જાહરે તે દુકાંન આગલથી જાઓ, તારે તમોને તેજ ખબર પાછી દેખાશે, છ મહીનાં પછી, વરશ પછી બે વરશ પછીબી તમો જોશોકે હજુર આ દુકાંન ઉપર ઉપલીજ ખબરછે, અને પછી તમોને તે ઠગાઈ વીશે સમજ પડે, અને તમો તે દુકાંનદારને તે ખબર મારવા વીશે પુછો, તારે તે તમોને થંડે કલેજે કેહેશે કે, "ગાંમમાં સઘલાઓ જેમ પોતાથી માલ વેચાએ તેમ વેચેછે, અને હમેબી જેમ વેચાએ તેમ વેચીએછ, પછી કોઈ તે વીશે જાહેર ખબર મારેછે અને કોઈ નથી મારતું." હમોએ આગલ જણાવીઉં છે કે, કેટલાએક દુકાનદારો પોતાની જીનસોની ઉપર ઘણા સસતા ભાવ મેલેછે, પણ તેમાં કેટલીએક તરાંહાંની ઠગાઈછે. હવે એ સસતા ભાવો ઉપર જો લેકોનુ ધીઆંન નહી પોંહોચતું હોએતો તે નજરે પાડવામાં પણ દુકાંનદારો પોતાની અકલને કાંમે લગાડેછે. દુકાંનોની બાહેરની બારી અને બારણાંનાં કાચ ઘણાંજ કીમતી અને શોભઈતા આવે છે, તેવા કાચમાંનો સઉથી કીમતી અને શોભઈતો કાચ ભાંજી નાંખવાને પોતાનાં કોઈ આદમી અથવા રસતે જનારને શીખવેછે, અને જાહરે તે કાચ ભાંજીઆમાં આવેછે, તારે પેલો દુકાંનદાર કેટલોએક ઘબરાટ ઉઠાવેછે, અને તેથી કરીને તે દુકાંનની સોહે લેકોનુ ટોલું થાએછે, અને તારે પેલો સસતો ભાવ તેઓની નજરે પડેછે, અને તે ઉપરથી કેટલાએકોને તે "સસતો" માલ લેવાને ઉલટ થાએછે, પણ સસતો માલ લેવા જતાં આગલ કહુંછે તેમ બેવડું આપેછે, તેનું ધીઆંન તેઓ રાખતા નથી.

આ દુકાંનદારોની ઘરાક મેલવવાની યુકતીનો એક અમરત સરીખો દાખલો જણાવીઆમાં આવીઓછે. પેહરવાની ટોપીનાં બે કારખાંનાં વાલાઓએ પોત પોતાની તારીફમાં ખબરો છપાવીઆ પછે, એક એકની અને અરસ પરસનાં માલની વીરૂધ છપાવા લાગા તે એટલા શુધી કે ગાલા ગાલી ઉપર આવીઆ. એક કેહેજે અસલ અને સારો માલ તેનોછે અને બીજો કેહેજે અસલ અને સારો માલ તેનોછે, એ પરમાંણે વારેઘડીએ મારામારી કરીઆથી તથા ઘંઠેરા ફેરવીઆથી, તથા "હેનડબીલ" ફરતાં કરીઆથી, બંધે દુકાંનદારો વીશે ગાંમમાં ઘણી ખબર ફેલાવા લાગી, કોઈ એકને માંને અને બીજે બીજાને માંને, એ પરમાંણે તે બંધે દુકાંનમાં ઘરાકો ખેંચાવા લાગાં, અંતે તે દુકાંનદારોએ પોત પોતામાં એટલુંતો વેર દેખાડીઉં કે ભર રસતાની અંદર એક બીજાની ટોપીઓના ખરાબ આકારનાં ગાડાં બનાવી ફેરવવા માંડીઆં, અને વલી તેમને એક એક સાથે અથડાવી મારા મારી કરવાનુ શરૂ કીધું. ઉપલા વાંધાથી લેકોને પેહલલાંતો રંજ પેદા થાઈ હતી, પણ પછવાડેથી ઘણો કંટાલો આવીઓ. આ પરમાંણે અંતે કેટલાંએક વરશ શુધી ચાલીઉં, અને પછી ઘણેએકે આ અચરત સરીખી ખબર માલંમ પડી કે, તે બંધે દુકાંનોનાં માલેકો એકજ હતા, અને તેઓએ લેકોનુ ધીઆન પોતાની દુકાંન ઉપર પોહોંચાડવાને વાસતે હાવા પણ ઉપાએ કીધા હતા !!

વાંચનાર કદાચ પોતાનાં મનમાં હેઠું વીચારશે કે, ઉપર જણાવેલાં તરકટો હંમેશાં ચાલુ રેહેછે તેથી લંડનનાં રેહવાશીઓએ તેમાંના ઘણાંખરાથી જાંણીતા રેહવું જોઈએ, અને જાહરે લેકો તે તરકટોથી વાકેફ હોએ તારે તે વધારે મુદત શુધી શી રીતે ચાલી શકેછે, પણ જેઓ લંડનની મોટી વસતી તરફ તથા દરરોજ શેહેરમાં આવતાં નવાં લેકો તરફ ધીઆંન રાખી આ બાબદનો વીચાર કરશે તેઓને સમજ પડશે કે, પણાએક ભોળા તથા અંનજાણાઓ તે તરકટીઆ દુકાંનદારોનાં શેકાર થાઈ પડે તેમાં નવાઈ જેવું નથી. ઈમાંનદાર અને આબરૂદાર દુકાંનદારો વીશે એકવાર ઉપર બોલીઆ છઈએ તેથી હીંઆં જે કહુંછે તે સઘળા દુકાંનદારોને લાગુ પડેછે, તેવું કોઈ શમજશે નહી, એવી હમોને આશાછે, અને ફરીથી કહીએછ કે, જે

ખરેખર સારો અને સસતો માલ લેવો અથવા ખરીદ કરવો હોએતો આબરૂદાર દુકાંનદારો ઘણાછે. તેઓને તાંહાં જ્યાથી કોઈબી રીતે ઠગાવાની ધાસતી રેહતી નથી.

લંડનની ભારી વસતી કે જે વીશે ઉપલા સફાઓ ઉપરથી વાંચનારે પોતાંનો વીચાર બાંધીઓ હશે તે ઓનાં કાંમને સારૂ કેટલી ગાડીઓ ખપમાં આવેછે/તેની વીગત જાંણવા જોગછે. ભાડેની ગાડી જેવી શેહેલથી લંડનમાં મલી શકેછે, તેવી દુનીઆંનાં થોડાંજ શેહેરોમાં મલી શકતી હશે. તમોને જે વખતે અને જે જગોએ ગાડી જોઈએ, તે વખતે અને જગોએ તે મલી શકશે. ભાડેની ખાલી ગાડીઓ ઉભી રેહવાને વાસતે શેહરનાં જુદા જુદા ભાગોમાં ઠેકાંણાં કરી આપેલાંછે, તેવાં ઠેકાંણા આખાં લંડનમાં ૩૦૦ થી વધારેછે, અને તેમાંનાં કોઈની ઉપર પણ જારે તમો જાઓ તારે ખાલી ગાડી ઉભેલી મલીઆ વગર રેહે નહી, તે સાથે વળી ખાલી ગાડીઓ રસતામાં ભાડું શોધતી ફરેછે, તેથી કરીને જારે આપણને જોઈએ, તારે કોઈબી વખત ગાડી નહી મલે. પણ લંડનનાં રસતાઓ ઉપર પોતાનાં કાંમ કાજને સારૂ મુસાફરી કરનાંરાઓને " આંમનીબસ " નાંમની બે અથવા તરંણ ઘોડાની મોટી ગાડી ઘણીજ ઉપીઓગનીછે. એ ગાડીમાં બાર શખસ અંદર અને ચઉદ શખસ બાહેર ગાડીનાં માથા ઉપર કરેલી બેઠક ઉપર બેસેછે. એ ગાડીઓ શેહેરનાં સઘળા ભાગો ઉપર આખો દીવસ અને મોડી રાત શુધી ફરેછે. આ ગાડીનાં ધણીઓ તેમને એહવી ગોઠવણથી ફેરવેછે કે, તેથી તેઓને પણ ફાએદો થાએછે, અને લોકોને ઘણુ સવલ પડેછે. શેહેરનાં જુદા જુદા ભાગો ઉપર ફરવાને જુદી જુદી " આમનીબસ " છે, અને તે ગાડીઓ કાંહાં કાંહાં ફરેછે, તે જગાઓનાં નાંમ પણ તે ગાડીની ઉપર દુરથી વંચાઈ શકાએ તેવા મોટા હારફથી લખીઆમાં આવેછે. એક લાંબા રસતાને નાંકેથી એક આમનીબસ નીકળે તે છેલ્લી કાંહાંથી પાછી ફરશે, તે આપણે તરત જાંણી શકીએછે, તેથી તે આંમનીબસની લીટી અથવા હદમાં જેને જવું હોએ તે બેસેછે, અને જે જગાએ તેને ઉતરવું હોએ, તાંહાં તેને ઉતારીઆમાં આવેછે. એ પરમાંણે એ ગાડીઓનાં જે મુખીઅ મથકો કીરેલાં હોએછે, તાંહાથી પસાર થવાનાં મારગનાં આવ જાવ પરમાંણે પાંચ પાંચ મીનીટે અથવા દશ દશ મીનીટે અથવા પા અથવા અરધા અથવા એક એક કલાકને આંતરે તે ગાડીઓ નીકળેછે અને પાછી ફરવાને વાસતે છેડવેલે મથકે જાઈ પોંહોંચીઆની આગમજ શેહરો ઉતારૂઓને લીએછે અને ઉતારેછે. એ ગાડીઓ ઓતરથી દખણ અને ઉગમંણથી પશચમ તરફ સઘળા મુખીઅ રસતાઓ ઉપર ફરેછે. એક ગાડીનાં છેડવેલા આખા મારગમાં ગમે તેટલી સફર કરીને ઉતરે, પણ તેનો દર ૭ પેનસ અથવા પા રૂપીઓ આપવો પડેછે. જો એક નાંકેથી નીકળીને બીજે નાંકે ઉતરીઆ હોઈએ તો પણ પાવલોજ આપવો પડે, વધતુ આપવું પડે નહી. કેટલીએક આંમનીબસનો હેવો ધારોછે કે એક માઈલની અંદર ઉતરે તો ચાર પેનસ અથવા આઠ કદીઆંજ આપવાં પડે. એ ગાડીઓ હંમેશાં ઘણી ઉતાવલથી દોડેછે અને વારે ઘડીએ ઉતારૂઓ લેવા અને ઉતારવાને વાસતે ઉભી રેહેછે તોપણ એક કલાકમાં શેહલથી આઠ માઈલ જાઈ શકેછે. લંડનમાં સઘલી મલીને હાવી આસરે ૯૦૦ ઉપર ગાડીઓછે. એ સંખીઆ મધેની ૬૦૦ ગાડીઓ એક કંપની કે જે " લંડન જનરલ આમનીબસ કંપની " ને નાંમે ઓલખાએછે તેની છે. એ સઘળી ગાડીઓ તેને લગતા ઘોડા તથા સાંમાન સાથે એક આગલી કંપની પાસેથી ઉપર જણાવેલી પનીએ (૪૦૦૦૦૦૦) ચીઆલીસ લાખ રૂપીઆ બદલે, અથવા દરએક ગાડીને માથે રૂ૭૦૦૦ આપીને ખરીદી હતી. એ સઘળી ગાડીઓ એક દીવસ અને રાતમાં જેટલી સફર કરેછે, તેનો હસાબ કાહાડીઓછે, તે ઉપરથી હેવું જોયામાં આવેછે કે, એક માસમાં એ ગાડીઓ ( ૧૧૧૧૦૧૬ ) અગીઆર લાખ, અગીઆર હજાર અને શોલ માઈલ ફરેછે, અને આપણી પુરથવીનો ગોલ ફેરાવો ( ૨૫૦૦૦ ) પચીસ હજાર માઈલનોછે તે ઉપરથી આપણે એમ ધારીએ કે એ ગાડીઓ એક માસની અંદર પુરથવીનાં ગોલાની આસપાસ ચુંમાલીસ વખત ફરી શકે. ઉતારૂઓના હીસાબ ઉપરથી હેવી ગણતરી મલીછે કે એક માસની મુદ

લંડનની વસતીનો ખાધ ખોરાકનો દર વરશે કેટલો ખપછે, તે નીચે જણાવેલી વીગત ઉપરથી માલંમ પડશે, અને એ વીગત ઉપરથી લંડનની મોટી વસતીનો પણ આપણને વીચાર આવશે. એ વસતીમાં દર વરશે ગોસતનાં ખોરાકને કીજે (૨૪૦૦૦૦) બે લાખ ચીઆલીસ હજાર બલદ; (૧૭૦૦૦૦૦) સતર લાખ મેં હનડાં; (૩૫૦૦૦) પાંતરીસ હજાર ડુકર; (૨૭૪૨૦૦૦) સતાવીસ લાખ, બેંતાલીસ હજાર મરઘી તથા (૨૫૦૦૦૦૦) પચીસલાખ બીજી જાતનાં શેકારનો ખપછે. માંહીનીતો ગણતરીજ નથી, બીજી જાતની માંહી ની ગણતરી પડતી મેલતાં ફક્ત સાર્મનની માંહીની સંખીઆ (૩૦૦૦૦૦૦) તરીસ લાખની જણાંવીઆમાં આવીછે. બેદાંની ગણતરીતો કાહડી શકાતીજ નથી. ઈંગલંડનાં જુદા જુદા ભાગોમાંથી લંડનનાં ખપને સારૂ કરોહો બેદાં જાએછે, તેટલાં પુરાં થાતાં હોએ તેવું લાગતું નથી, કાંએજે ફરાંનસ તથા યુરોપ ખંડનાં બીજા મુલકોમાંથી દર વરશે લંડનમાં (૭૫૦૦૦૦૦) સાત કરોડ, પચાસ લાખ બેદાંની અઈઆત થાએછે. લંડન ની વસતીને દુધ પુરૂં પાડવાને વાસતે શેહેરમાં (૧૩૦૦૦) તેર હજાર ગાએછે. સઘડીઓ તથા કારખાંનાંઓ ના ખપને સારૂ દર વરશે (૩૦૦૦૦૦૦) તરીસ લાખ ટંન કોલસો લંડન ખાતે લાવવો પડેછે, અને તે કાંમ માં આસરે ૧૦૦૦ બારકસો.કામે લાગેછે. લોહોડાંની સડકે જે કોલસો આવેછે, તેનીતો ગણતરી જુદી જછે. લંડનમાં દારૂનાં ખપની એક વરસની ગણતરી નીચે જણાંવીઆ પરમાંણેછે. (૬૫૦૦૦) પાંસટ હજાર પીપ દરાખનાં દારૂનાં; (૨૦૦૦૦૦૦) વીસ લાખ ગીઆલંન અરકનો દારૂ; (૪૩૨૦૦૦૦) ચાર કરોડ, બતરીસ લાખ ગીઆલંન પોરટર તથા એલ. લંડનની મોટી વસતીને સારૂ પેહેરવાનો પોશાક બનાંવતા (૨૩૫૨૦) તેવીસ હજાર પાંચસો વીસ દરજીઓ, (૨૮૮૦૦) અઠાવીસ હજાર આઠસો જોડા બનાંવનાંરાઓ, અને (૪૦૦૦૦) ચીઆલીસ હજાર પોશાક વેચનાંરા તથા બનાંવનારાઓછે. ઘરનું કાંમ કાજ કરનાંરા ચાકરો (૧૭૦૦૦૦) એક લાખ સીતેર હજારછે. ઉપલી વીગતો ઉપરથી લંડનની મોટી વસતી અને તેનાં બોહલા કારભાર વીશે વાંચનાંરને તરત સમજ પડીઆ વગર રેહેશે નહી.

ગરેટ બરીટંનનાં આ પાએતખતને તે મુલકનાં જુદા જુદા શેહેરો સાથે સાત લોહડાંની સડકોથી જોડેલુંછે, અને એ શડકોની મારફતે લંડનમાં દર રોજ આવતા તથા જતા આદમીઓ તથા માલની સંખીઆ ઘણી ભારીછે. લંડન બરીડજ આગલની લોહડાંનીસડકનાં મથક આગલથી એક વરસમાં (૧૧૦૦૦૦૦૦) એક કરોડ, અગીઆર લાખ આદમીઓ આવજાવ કરેછે, તેજ પરમાંણે બીજા મથકો આગલથી પણ નીચે જણાવીઆ પરમાંણે ભારી આવ જાવ થાએછે. સાઉથ વેસટરંન રેલેવેથી (૩૫૦૦૦૦૦) પાંતરીસ લાખ; શારડીચ સ્ટેશંનથી (૨૩૦૦૦૦૦) તેવીસ લાખ; યુસ્ટંન સ્કુએર આગલથી.(૧૦૦૦૦૦૦) દશ લાખ, પાડીંગટંનથી (૧૫૦૦૦૦૦) પંદર લાખ; કીંગસ કરાસ આગલથી (૮૦૦૦૦૦) આઠ લાખ; અને ફેનચરચ સ્ટ્રીટ આગલથી (૮૧૦૦૦૦૦) એકીઆશી લાખ આદમીઓ આવ જાવ કરેછે. એ સંખીઆ ઉપરથીજ લંડન અને ગરેટ બરીટંનનાં બીજાં શેહેરો સાથેનાં સંબંધ વીશે સમજ પડશે. એ સઘલી સડકોની બાજુથી વીજલીનાં તારો ચલાવેલાછે, અને તેની મારફતે દર પલે અને દર ઘડીએ આખા મુલકમાં સંધેશા ચાલેછે. કોઈબી અગતનો બનાંવ મુલકમાં હોવો બંનતો નથી, કે જે તરતજ તેનાં પાએતખતમાં ખબર પડે નહી. સંધી વાતે લંડન ગરેટ બરીટંનનુ પાએતખતછે. કોઇ કાંમને વાસતે આપણને તરત લંડન છોડવું પડીઉ હોએતો, આગની ગાડી દીવસમાં ઘણાંખરા શેહેરો તરફ એટલી બધી વખત જાએછે, કે જેથી ઓછાંમો ઓછા વીલંબથી તરત રવાંને થવાને આપણને બની આવેછે. તેમજ ગરેટ બરીટંનનાં કોઈબી શેહેર સાથે તમોને સંધેશો ચલાવવાનો હોએ તો, વીજલીનો તાર તમારી ચાકરી કરવાને તઈઆરછે, અને થોડી મીનીટમાં તમારૂં કાંમ થયા વગર રેહે નહી.

લંડન શેહેરની રચનાં જોવાને શારૂ હેવી પંણ ભલાંમણ કરીઆમાં આવેછે, કે ટેમસ નંદીમાં ફરનો

રી નાધલી આગબોટોમા સવાર થાઈને તે નદીની બન્ને બાજુ ઉપર શેહેરનો દેખાવ જોવાને સારૂ ફરવુ કે જેથી એ નદી ઉપર ફરનારી પુશકળ આગબોટો તથા જાહાજોની ઠ૦ જોવાને તથા વેપારનો અડસટો કાહાડવાને તથા એ નદી ઉપરના નોગ પુલો જોવાને બની આવે લડન અર્થેના મોટા અને નામીના પુલોનુ બયાન બીજા પ્રકરણોમા જોવામા આવશે, માટે હીંઆ તે વીશે કાઈ બોલવાની જરૂર નથી પણ અગત કરીને મુસાફરે ઉપર જણાવીઆ પરમાણે નદીમા સેર કરીઆથી તેને ઘણીએક ચીજ જોવાને બની આવશે, તથા કેટલીએક તરેહની ગમત ઉતપન થાશે, કે જે સઘળાનુ વીગતવાર બયાન હીંઆ થાઈ શક્તુ નથી લડનનો ઘણોએક મારજાર આ નદી ઉપર થાએછે લડનના એક બાગ ઉપરથી બીજા બાગ ઉપર જવાને રસતાઓ ઉપર જાહાજો તથા માલ લઈ જવા લાવવ મા ગ ડીઓ ફરેછે તેમજ લડનના એક બાગમાથી બીજા બાગ ઉપર જવાને ઘણાએક શખસો આગબોટ મમે લગાડેછે, માએજે તેના ગાડીના કરતા સસતુ પડેછે ચાર ફ દીઆ આપીઆથી એ નદીના મોટા બાગ ઉપર આપણ ફરી શકીએછે રેમમ નદીના કીનારા ઉપર ગરાવેમેનડ છેતો ફમઓછે અને લડન બરીડજના પુલ આગળથી આ મ્મબો જે તાહાથી તરીમ માર્ગ કરછે, તાહાશુધી નદીમા સફર કરીઆથી ખરેખર લડનના બોહોલા વેપર વીશે મુસાફરના ધીઆનમા બરોબર વીચાર ઉતપન થયા વના રેહેનાર નથી સસતા ભાડાને સારૂ જેઓ લડનના એક બાગમાથી બીજા બાગમા જવાને સારૂ આગબોટની મદદ લીએછે, તેવા શખસોની દર રોજ ૧૫૦૦૦ આદમીની સ ખીઆ થાએછે

આખા ગરેટ બરીટનના વેપાર વીશે એક જુદુ પ્રકરણ ગોઠીઆમા આવીઉછે, પણ લડનના બોહોલા વેપાર વીશે વાચનારને સમજ આપવાને વાસ્તે આટલુ હીંઆ કેહેવાને આવનુછે કે, લડનના બદરને લગતા ૩૦૦૦ સઢના અને ૩૫૦ બાફના આગાના ખારમોછે, અને આ ૩૩૫૦ બારમોમા ૩૫૦૦૦ આદમી ગેજએ લાગેલાછે આ મોટા કારખ રથી આહઆત માલની જકાતની આવક દર વરસે (૧૧૦૦૦૦૦૦) અગીઆર ક્રોડ રૂપીઆથી વધ રે થ એછે, અને એ બદરમાથી થાતી નીકસની જગ ત પણ એટલીજ જણ વીઆમા આવીછે આખા ગરેટ બરીટનના વેપારનો અરધો હસ્સ વેપર લડનના બદરે થાએછે એવુ જણ વીઆમા આવીઉછે

નાંમાં ઉતરવું હોએતો, અગત કરીને જે પોહોચખાંનાં આબરૂદાર ગણાતાં હોએ તાંહાંજ જવું. તાંહાંનો ભાવ બીજા તેવી કીસંમનાં ઘરો કરતાં કાંઈએક વધતો હશે ખરો, પંણ ઘણાં સસતાં પોહોચખાંનાંમાં આપણે સઉથી વધતું આપી આવીએ હેવું બનેછે. જેઓને ખરચની દરકાર નહી હોએ, અને જેઓને લંડંનના સારી હવાનાં ભાગમાં રેહવું હોએ, તેઓએ સેનટ જેમસનાં મેહલની પડોસનાં મુખીઅ મોહલ્લાઓમાં જે પોહોચખાંનાંછે તેમાં ઉતરવું. લંડંનનાં આ ભાગમા "નીઉ બાંડ સીટ" નાંમનાં મોહલ્લામાં "કલારેનડંન હોટેલ" છે; "બરૂક સીટ" નાંમનાં મોહલ્લામાં "મીવારટસ હોટેલ" છે; "આલબીમારલ સીટ" માં ગરીલંનસ હોટેલછે; "સેનટ જેમસ સીટ" માં કેનટંન હોટેલ—કરીસટીસ હોટેલ—હાચીનસ હોટેલ તથા એલીસ હોટેલછે. જરમંન સીટ—હોવર સીટ અને બાંડ સીટ નાંમનાં મોહલ્લાઓમાં પંણ ઘણાંએક આબરૂવાલા પોહોચખાંનાંછે. કારક સીટ મધે બરલીંગટંન હોટેલ અને કુઈનસ હોટેલછે, તે કુટંબ સાથે રેહવા લાએકનાંછે. પીકાડીલી નાંમના મોહલ્લામાં હારચેટસ હોટેલછે, તે પંણ ઘણુ સારૂંછે, અને તાંહાંનો ભાવ પણ કાંઈએક કીફાએત વાલોછે. "કોવેનટ ગારડન" આગલ રીચરડસન હોટેલ, ટાવીસટાક હોટેલ, નીઉ એનડ ઓલડ હમંમસ હોટેલ, અને બેટફરડ હોટેલ પણ સારાંછે. લંડંનનો શેહેરનો ભાગ કે જાંહાં ઘણો ખરો વેપાર વનજનો કારબાર ચાલેછે, તેજ ભાગમાં રેહવું હોએતો બરીડજ હાઉસ હોટેલ, ધી કુઈનસ હોટેલ, અને કાસટલ એનડ ફાલકંન, એ સઘલા સારાં પોહોચખાંનાંછે. જેઓએ શેહેરનાં ભાગથી છેક દુર પશચંમ રેહવું હોએ, તેઓને વાસતે "ધી ગરેટ વેસટરંન હોટેલ" સઉથી સારૂંછે, અને લંડંનમાંનાં સઉથી સારાં અને સઉથી મોટાં પોહોચખાંનાં મધેનું એક વખણાંએલું પોહોચખાંનુંછે. જેઓ પશચંમનાં ભાગની અને શેહેરનાં ભાગની વચેવચમાં રેહવાને ખુશી હોએ, તેઓને વાસતે કાકસપર સીટમાં યુનીઅંન હોટેલ, તથા બરીટીશ હોટેલ, તથા ચેરીંગ કરાસમાં મારલીસ હોટેલ સઉથી સારાંછે.

ઉપર જણાંવેલાં પોહોચખાંનાં સઘળાં આબરૂદારછે અને તેમાનાં કોઈબી મુસાફરને કોઈ રીતની અડચંણ પડે હેવાં નથી. એ પોહોચખાંનાઓમાં માફકસર રેહવા ચાહીએતો તે બની શકે, અને વધતો ખરચ કરવા માંગીએતો તે પણ બની શકે અને જે જોઈએ તે આપણને મલે, પઈશા ખરચીએતો શાહાજાદાની માફક પણ રેહવાએ, અને હેવી ગોઠવંણનાં પોહોચખાનાથી સઘળી જાતનાં અને સઘળે વાંધેનાં મુસાફરોને એ શેહેરમાં ઘણુ સવલ પડેછે. એ પોહોચખાંનાં મધેનાં ધણીઓ તથા તેમનાં હાથ તલેનાં માણસો હમેશાં નમનતાઈ ભરેલી રીતે અને આબરૂથી ચાલેછે, અને જેમ આપણાં ઘરમાં આપણે સુખથી રેહતા હોઈએ, તેમ તાંહા રેહવાને આપણને બની આવેછે. જેમ પોહોચખાનામાં રહી શકીએ, તેમ કેટલાએક આબરૂદાર કુટંબો પણ બે તરંણ શખસોને પોતાનાં ઘરમાં, રાખવાનો તથા સરેસતા પરમાંણે ખોરાકનો લવાજમો લેતો ફરીને રાખેછે, અને જો લાંબી મુદત શુધી કોઈ પારકા શખસે લંડંનમા રેહવું હોએ તો, આ ગોઠવંણ વધારે પસંદ કરવા જોગછે.

હમોએ આગલ જણાંવીઉછે કે, લંડંનમાં મુસાફરને વાસતે ઘણું જોવાનુંછે. આપણી આંખ હેરાન રેહે તેવા પાદશાહી મેહેલો તથા ઉમરાઓનાં ઘરો—ભારી દબદબા અને ઉંચી કારીગરી સાથની સરકારી અને બીજી જોવા લાએક અને વખણાંએલી જાહેર તથા વેપારી ઈમારતો—ગોદીઓ—ખુશનમાં બાગ તથા બગીચાઓ—ઉંચા તથા તારીફ લાએક કારીગરીનાં દેવલો—ઈનસાફની દરબારો—નાટકશાલા તથા ખુશી, ગમત અને મોજનાં બીજા તરેહવાર કારખાંનાં—એલમ હુનર બતાવનારા અને ગનીઆંન વધારનારાં સંગરહ સથાંનો, નાંમીચાં ધરંમખાતાં અને બીજાં તરેહવાર ખાતાઓ, અને જગાઓ એટલી બધીછે કે, તે સઘળાંને બરાબર જોવાને જે મુસાફર વેઠાવ કરે તેની સાંમને કાઈ શેહલું કામ નથી. તોપણ લંડંન ખાતે ફરવા નીકલેલા મુસાફરે મુકરાનાં કરવા જોઈએછે કે, તેની સાંમે જે બીકટ કાંમછે, તેને ઈગલંડનાં છાપાખાંનાં વાલા

ઓએ કેટલેએક દરજજે સેહલું કીધુંછે. જે જે જગા, ઈમારત તથા વસતુ જોવા લાએકછે, તેનાં બયાંનનાં છાપેલાં ચોપાંનીઆં તથા કાગલો આગમજથી આપણાં હાથમાં આવેછે, અને તેથી આપણી મતલબ હાંસલ કરવામાં એક મોટી મદદ આપણુને મલેછે અને હરેક જગા જોવા આપણે જવું હોએ તે વીશે આગમજથી તેનું બયાન મેલવી વાંચવાથી ઘણોએક ફાએદો થાએછે. એ ચોપાંનીઆ તથા કાગજોની જુજ કીમત આપવી પડેછે પણ તેટલો ખરચ જેમ અગતનોછે તેમ તેનો બદલો ઘણે દરજજે વધતો મલેછે. જે આપણે જોવા જાઈએછે, તે એક એકથી શરસ દીશેછે. કોઈ દીવસ આપણો વેરથ ગએલો કેહવાશે નહી. હરેક ચીજ જોવામાં આપણી આંખ શારી પડે કાંને લગાડવી અને તેથી આપણુને ગમત અને ગનેઆંન બંને મલશે. હમોએ આગલ કહેઉંછે, તેમ વરશોનાં વરશ લંડંનમાં રહીએતો આપણે ધરાઈએ નહી, અને સઘળું જોઈ શકીએ નહી, પણ આપણી ફરજછે કે, ટુક મુદતમાં જેટલું વધતું જોવાએ તેટલું જોવું. લંડંન જોયું, કે આખું ગરેટ બરીટંન જોયું એમ થાતું નથી. કાપડ બનાંવવાનાં અને બીજાં મોટાં કારખાંનાંઓ ઈંગલંડનાં બીજા શેહેરોમાંછે, તથા લંડંન છોડીઆ પછી એ મુલકનો સોભઈતો દેખાવ બીજીગંમ જોપામાં આવેછે, તે સઘળું મુસાફરનું ધીઆંન રોકવા લાએકછે. હાલ તરત હીંઆં આ પ્રકરણ બંધ કરીએ છઈએ અને લંડંનમાં તથા ગરેટ બરીટંનનાં બીજા ભાગોમાં શું શું જોવાનુંછે તેનું બયાંન આ પછેનાં સફાઓમાં કરીએછે.

---

# પ્રકરણ ૧૨ મું.

---

## પાદશાહી મેહેલો.

બકીંગાંમ પાલેસ—અસલી ઇમારત તથા તેને લગતી કેટલીએક બીનાં—તેનો બાહેરનો દેખાવ—માર્બલ હાલ—પુતળાંથી સણગારેલુ દીવાંનખાંનુ—પુસતકખાંનુ—દાદરની બાંધણી—ગરીન (લીલો) ડરાઇંગ રૂમ—તખત—દીવાંનખાંનુ—તસવીરખાંનુ—ઇઅલો (પીલો) ડરાઇંગ રૂમ—જંમવાનો મોટો ઓરડો—સપડી—ખાંનગી ઓરડા—દેવલ—મેહેલની આસપાસનો બાગ—પાંણીનો ચસમો—હુનાંલાની બંગલી. સેનટ જેમસ પાલેસ—અસલી ઇમારત—દરવાજા ઊપરનુ ઘડીઆલ—રાંણીનાં અમલદારોની આફીસ—ગારડ ચેમબર—દરબારી ઓરડા—તખત વાળું દીવાંનખાંનુ. કેનસીંગટંન પાલેસ તથા તે મધેનો સાંમાંન. વાઇટ હાલ પાલેસ. વીંડસર કેઆસલ—બાલરૂમ—સેંનટ જારજીસ હાલ—મુલાકાત લેવાનુ દીવાંનખાંનુ—વાટરલુ ચેમબર—પ્રેસેનસ ચેમબર—દાદર—દેવલ. બાગ—રાંણુ—વરજીનીઆ વાટર. હંમપટંન કોરટ પાલેસ—બાગ—દરાખનો વેલો. બકીંગામ પાલેસ તથા વીનડસર કેઆસલને લગતા તબેલા—રાંણીની ગાડી તથા ઘોડા ઇતીઆદી.

લંડંનમાં જતાંનેવાર પાદશાહી મેહેલો કરતાં બીજી બાબદો ઉપર મુસાફરનું ધીઆંન પેહલલાં પોંહોચે છે, તેનું એક ઉઘાડું કારણ એછેકે, આપણે જે વખતે મેહેલો જોવા જવાને ચાહતા હોઇએ, તે વખતે તે બની શકતું નથી. જો રાંણી મેહેલમાં રેહતી હોએ તો, તે જોવાને પરવાંનગી મલતી નથી, તેથી પાદશાહી મેહેલો જોવાનું કાંમ હંમેશાં મુસાફર કેટલુંએક શુધી પછાત રાખેછે, અને પોતાંનો વખત નહી ખોવાને સારૂ બીજી બાબદો જે મેહેલો જેવીજ હોએછે, તે ઉપર પોતાનુ ધીઆંન આપેછે, તો પણ લંડંનમાં જે જે ઇમારતો જોવા લાએકછે, તેમનું પુસતકમાં બયાંન કરવામાં પાદશાહી મેહેલોને પેહલી જગો આપવી જરૂરછે, અને ખરેખર એ મેહેલો કોઇબી રીતે ઉતરતા નથી, અને જો લંડંનમાં જતાંને વારજ તે જોવાને જોગવાઇ મલેતો, તે હાથથી જવા દેવી પણ નહી જોઇએ.

લંડંન અને તેની પડોસમાં છ પાદશાહી મેહેલોછે તેઓનાં નાંમ—બકીંગાંમ પાલેસ—સેંનટ જેમસ પાલેસ—કેનસીંગટંન પાલેસ—વાઇટ હાલ પાલેસ—વીંનડસર કેઆસલ અને હાંમપટંન કોરટ પાલેસ. આ પણી બખતાવર રાંણી વીકટોરીઆ જાહરે લંડંનમાં હોએછે, તાહરે બકીંગાંમ પાલેસમાં રેહછે, અને સેંનટ જેમસ પાલેસ કે જે ઉપલા મેહલની પડોસમાંજછે, તાંહાં પોતાની દરબાર ભરેછે, તથા નાંચ અને ખાંનાં આપેછે. તરીજા મેહેલમાં આજ કેટલાંએક વરસ થયાં રાંણી રહી નથી પણ તેમાં કેટલીએક જોવા લાએક વસતુઓછે. વાઇટ હાલના અસલી મેહેલનો થોડોએક ભાગ રહેલોછે તે કાંઇ પાદશાહને રેહવા લાએક નથી.

વીકટોરીઆ રાંણી ઇંગલંડની જુદી જુદી મોહસંમ પરમાંણે જેમ તે નાંમદારને હવા પસંદ આવેછે, તેમ જુદે જુદે ઠેકાંણે રેહેછે, લંડંનની હવા સારી હોએછે, તારે બકીંગાંમ પાલેસમાં રેહછે. વરસનો કેટલોએક ભાગ લંડંનથી ૨૧ માઇલ દુર વીંનડસર કાસલના અસલી તથા નામીચા મેહેલમાં તથા આઇલ આફ વાઇટનાં ટાપુમાં "આસબોરન હાઉસ" માં રેહેછે. આગસટ, સપટેમબર તથા અકટોબર મહીનામાં એ નાંમદાર સ્કાટલંડના છેક ઓતરના ભાગમાં બાલમોરલ મધેના મેહેલમાં રેહેછે. છેલ્લા બે મેહેલો નાંમદાર રાં



BUCKINGHAM PALACE.

બકીંગાંમ પાલેસ—(૧૦૨)

આ મેહેલની આગલી બાજુથી ભોંએતલીઆં સાથે બીજા બે માલ દેખાએછે. મેહેલનાં કંપાઉનડની આસપાસ ઘણાજ સોભઈતા કટેરાછે, અને તેમાં દાખલ થવાને વાસતે (૩૧૫૦૦) એકતરીસ હજાર પાંચ શો રૂપીઆ, ખરચીને ઘણો ખુબસુરત દરવાજો બાંધેલોછે. લોહડાંનાં દરવાજા ઉપર સુનેરી ઘોર ચહડાવેલોછે અને તેને લગતા થાંબાઓનાં માંથા ઉપર સીંહ તથા એક સીંગડાનાં ગેનડાનાં અને બીજાં પુતલાંઓછે. એ મેહેલના આગલા ભાગની બંને બાજુએ જે ઈમારત ખેંચી કાહડેલીછે, તેનાં મથાંલાં ઉપર સહવાર, બપોર, અને રાતનો વખત અને જુદી જુદી મોહોસંમ બતલાવનારાં ખુબસુરત પુતલાંઓછે. વચેવચમાંનાં ભાગનાં મથાલાં ઉપર બરીટાંનીઆ તથા સેંનટ જારજનાં તથા બીજા તરેહવાર પુતલાછે.

બારીઓની આગલ બાહેરથી ખુબસુરત થાંબાંછે તથા આખી ઈમારત ઉપર બાહેરથી તરેહવાર જાતની નકશી તથા ફુલો પાડેલાંછે, તેથી સઘળો દેખાવ ઘણો ખુબસુરત લાગેછે. બાગની આગલનો આ મેહેલનો બાહેરનો ભાગ જેની કુલ લંબાઈ ૩૪૫ ફુટછે તે ઘણોજ ખુબસુરતછે અને તેની ઉપર ડાહપણ, પરેજી, હીંમત, આકીન, ઉમેદ અને સખાવત બતલાવનારાં પુતલાં બનાંવેલાંછે તથા ઘણીજ ખુબસુરત અગાસી કાહાડેલીછે. આ મેહેલનાં ઉગમણ તથા આગલા ભાગની લંબાઈ ૩૬૦, ફુટ અને ઉંચાઈ ૭૭ ફુટછે; છેક અંદરના ભાગની કુલ ઉંચાઈ ૯૦ ફુટછે. હવે અંદરનો ભાગ કે જે ખરેખર ખુબસુરત અને દબદબા ભરેલો અને જોવા લાએકછે તેનું બયાંન શરૂ કરીએછે.

મેહેલની અંદરના ભાગમાં દાખલ થવાનો દરવાજો પણ ઘણોજ રોણકદારછે અને તાંહાં ખેડવાનો હુનર તથા વેપાર બતલાવનારાં પુતલાંનાં રોલાં ગોઠવેલાંછે. પેહેલલાં અંદર દાખલ થતાં આપણને એક મોટું દીવાંનખાંનુ મલેછે જેને "મારબલ હાલ" કરી કેહેછે. એ દીવાંનખાંનું ઘણુંજ સોભઈતુંછે. તેની ભોંએ તરેહવાર રંગનાં સંગેમરમરનાં પથરની બનાંવેલીછે અને તેની વચે વચમાં ઘણાજ સારી કારીગરીના ચીતારોછે. એ દીવાંનખાંનાંની સીલીંગ ચુંમાલીસ થાંબો ઉપર આધાર રાખેછે. એ થાંબા સંગેમરમરના પથરનાછે, અને દરએક થાંબ આખા એક કટકાનાંછે, અને તે થાંબોનાં તાક અને મથાલા ઉપર સુનેરી ઘોરછે. આ દીવાનખાંનાંની પછવાડે પાદશાહી ખાંનદાંનના શખસોનાં તથા નાંમીઆ પરધાંનોનાં પુતલાંઓથી સણગારેલું એક બીજુ દીવાંનખાંનુંછે તાંહાં પણ ઉપર જણાવેલા જેવા બતરીસ થાંબાછે. આ જગાએથી નીકલીઆ પછી "લાઈબરેરી" અથવા પુસતકખાંનાંમાં જવાઈ શકાએછે. એ પુસતકખાંનાંની જગા બોહલીછે, જેઓ રાંણીની મુલાકાતને જાએછે, તેઓને જાંહાં શુધી રાંણી મલવાને તઈઆર થાએ, તાંહાં શુધી તાંહાં બેસાડીઆમાં આવેછે. માલ ઉપર જવાનો જે મોટો દાદરછે, તેની ખુબસુરતીની ઘણી વખાંણ થાએછે, તેનાં ફાડીઆં સઘળાં સફેદ સંગેમરમરનાં પથરનાંછે અને કટેરા સુનેરી રંગ સાથે ચીતારથી પુરછે. આ દાદરનાં માંથા ઉપર સુનેરી રંગની સીલીંગછે અને વળી તેની ઉપર સહવાર, બપોર, સાંહજ અને રાત બતલાવનારા સોભઈતા ચીતારો પાડેલાછે. એ દાદર આગલ નાંમદાર રાંણી અને પરીનસ આલબરટનાં સંગેમરમરનાં બાવલાંછે અને દીવાલ ઉપર સુલેહ અને લડાઈનાં ચીતારોછે. માલ ઉપર એક મોટું દીવાંનખાંનુ જેને "ગ્રીન (લીલો) ડરાઈંગ રૂમ" કરી કેહેછે, તે જોયાથી આપણે ખરેખર હેરત થાઈએછે. એ દીવાંનખાંનું ૫૫ ફુટ લાંબુંછે અને તેની ઉંચાઈ ૩૨ ફુટછે, અને તેનાં નાંમ મુજબ તેમાં આપણને સઘલું લીલુંજ દેખાએછે. દીવાલનો રંગ લીલોછે; તેમાં ટાંગેલા પરદા તથા ઝાલરો લીલા રંગની સાટીનનીછે, તેમાં મેલેલી દરએક વસતુ તથા સાંમાંનનો રંગ લીલોછે; પણ દીવાલ પરદા અને સાંમાંનની કોરો સુનેરી રંગનીછે, તેથી કરીને સઘળો દેખાવ ઘણોજ સરસ લાગેછે, તથા આંખને મજાહ આપેછે. બારણાં અને બારીઓનાં ચોકટાંની ઉપર આરસીઓ જડી લીધેલીછે, તેથી કરીને ઓરડાનો દેખાવ, જે તે મધેથી આપણે જોઈએછે, તે ખરેખર ખુશનુમાં લાગેછે. જાહરે નાંમદાર રાંણી મોટા નાંચ આપેછે, તેહારે આ દીવાંનખાંનાની એક બાજુ ઉપર ટીપુ સાહેબવાલો કીમતી

અને ખુબસુરત તંબુ ઉભો કરીઆમાં આવેછે, અને તેમાં એક મોટું ઝુમર, કે જેનો વીસતાર ૮ ફુટછે તે સલગાવીઆમાં આવેછે તાહરે તે તંબુનો દેખાવ અચરત સરીખો થાઈ રેહેછે અને તાંહાં " રીફરેશમેનટ " ને વાસતે ટેબલ ગોઠવીઆમાં આવેછે.

જે દીવાંનખાંનાંમાં નાંમદાર રાંણીનું તખત કીધેલુંછે, તે ખચીત જોવા લાએકછે. જેમ ઉપર જણાવેલાં દીવાંનખાંનાંનો રંગ લીલોછે, તેમ આ દીવાંનખાંનાંનો રંગ કીરમજીછે. તેમાંનાં પરદા અને ઝાલરો સઘળી તેજ રંગનાં પટાની સાટીનનીછે. દીવાલ તથા પરદા અને ઝાલરોની કોરો સુનેરીછે. સીલીંગ ઘણીજ ખુબસુરત રીતે રંગેલીછે, અને તેનાં ઉપર પંદરમી સદીની ઈટાલીઅંન ધપ પરમાંણે ઘણાંજ કીમતી ચીતારો પાડેલાંછે. આ દીવાંનખાંનાંને છેડે દીવાલમાં બે સોભઈતા થાંભોછે, અને એ થાંભોની વચમાં નાંમદાર રાંણીનું તખત કરીઆમાં આવીઉંછે. એ તખતનાં માંથા ઉપર પાંખ સાથનાં બે પુતલાંઓનાં હાથમાં ફુલોના હાર આપેલાછે, અને તેની ઉપર નાંમદાર રાંણીની ઘણીજ સોભઈતી રીતે V. R. ની સહી પાડેલીછે. નાંમદાર રાંણીને બેસવાની ખુરસી સુનેરી ઘોર સાથનીછે, અને રાંણીની ખુરસીની ડાબી બાજુએ તેના નાંમદાર ભરથાર પરીનસ આલબરટની ખુરસીછે. હેવું જણાવીઆમાં આવીઉંછે કે, જારે નાંમદાર રાંણી પાદશાહી પોશાક સાથે આ તખત ઉપર બેસેછે, અને તેની ડાબી બાજુએ પરીનસ આલબરટ બેસેછે, અને તેઓની આસપાસ ભારી દબદબાનાં પોશાક સાથે ઉમરાજાદીઓ ઉભી રેહેછે તથા પરધાંનો હાજર રેહેછે અને તખતની બંને બાજુએ દરબારનાં ધારા પરમાંણે કેટલાએક ગરહસથો તેમનાં દરબારી અને ભપકાદાર પોશાક સાથે પોતાંની ખાધ ઉપર એક ભાલો લઈને ઉભા રેહેછે, તાહરે તાંહાં એક ઘણોજ જોવા લાએક દેખાવ બનેછે. આ દીવાંનખાંનાંમાં નાંમદાર રાંણીની પરીવી કોનસલની સભા પણ ભરાએછે.

આ દીવાંનખાંનાં અવેથી નીકળીઆ પછી, જે જગાએ "પીક્ચર ગીઆલરી" એટલે તશવીરખાંનુંછે તાંહાં આપણને લઈ જવામાં આવેછે. આ ઓરડો ૧૬૪ ફુટ લાંબો અને ૨૮ ફુટ પોહોલોછે. તાંહાં ઘણાં ખુબસુરત ચીતારોછે, તે અવેનું એક વાંહાંણ બાંધનાર અને તેની બાએડી વીશેછે, તેની કારીગરીની ઘણીજ વખાંણ થાએછે, અને પાદશાહ ચોથા જારજે (૫૨૫૦૦) બાવંન હજાર પાંચસો રૂપીઆ બદલે તે ખરીદ કીધું હતું. બીજા ઘણાખરા ચીતારો પણ ઘણાજ ખુબસુરત, કીમતી અને પાદશાહી મેહેલના સણગારને લાએકનાછે. એક મોટું ચીતારછે, તેમાં એક છોકરી પોતાંના હોઠ ઉપર આંગલી મેલી, હરૂથે કાંઈ સાંભળવા જતી હોએ, તે મીશાલે એક અંધારા અને ગોલ દાદર ઉપરથી ઉતરતી પાડીછે, તે વીશે જેઓ જોએછે, તેઓ ઘણી તારીફ કરેછે. નાંસા ગોસાની રમતનું એક ચીતરછે, તે પણ ઘણું સુંદરછે. એ ચીતારોની ખુબીનું બયાંન કરવાને કલમ શકતીવાંન નથી, આંખજ તેમની પીછાંન કરી શકેછે. આ ઓરડામાં ઈઉરોપખંડ અવેના સઘળા વરગના "નાંઈટ" ના "સ્ટાર" અથવા નીશાંણો ચીતારેલીછે.

ઉપલી જગાએથી નીકળીઆ પછી જે દીવાંનખાંનામા આપણે જઈએ છઈએ, તે આખા મેહેલમાં સઉથી સરસ ગણીઆમાં આવેછે. લીલા તથા કીરમજી રંગનાં દીવાનખાંનાં આપણે મેલી આવીઆ, તેમ આ દીવાંનખાંનાંનો અને તે અવેનાં સઘલાં કાંમનો રંગ પીળોછે. એની લંબાઈ ૪૮ ફુટ અને પોહોલાઈ ૩૫ ફુટછે. એ ઓરડાની અંદર ઘણાજ ઉંચા સંગેમરમરના સોભઈતા થાંભોછે, અને તે દર એકની ઉપર પાદશાહી ખાંનદાંનનાં શખસોની તસવીર પાડેલીછે. આ દીવાંનખાંનાંમાં દીવાલ ઉપર ઘણાએક કીમતી ચીતારોછે. એ ચીતારો પીઆર આપણા જીવને મોજ કરવાને વાસતે ઉશકેરતો હોએ, આપણો જીવ કોઈ ઘણીજ ખુશીમાં હોએ, સણગાર કરવાથી ઉતપંન થાતી ખુશી, ગાંએનની શોધ અને તેથી ઉપજતી ખુશી; નાચવાની ગમત, અને હેવી બીજી ઘણીએક મતલબ બતલાવનારાછે. એ દીવાનખાંનાં અવેના સાંમાન ઉપર અધજો સુનેરી ઘોરછે. આ દીવાંનખાંનું જોયાથી ખરેખર આપણા જીવને ખુશી ઉપજીઆ વનાં રેહતી નહી, અને હરેક જગા ત

થા વસતુની ખુબસુરતી વધારવામાં પઈસા અને અકલ સાથે મલીઆથી કેટલું બની શકેછે, તેનો દાખલો આ મેહેલમાં આપણને મલેછે. "સલુન" તથા મેહેલના દખણનાં ભાગમાં જે દીવાંનખાંનુંછે, તે પણ ખુબસુરતી અને તેમાંનાં કીમતી સણગારમાં કોઈબી રીતે ઉતરતું નથી. જાંહાં જાઈએ તાંહાંનાં તરેહવાર ચીતારો જોયાથી આપણો જીવ મધંન થાએછે.

મેહેલનાં છેક દખણનાં ભાગમાં જમવાનો મોટો ઓરડો આવેલોછે, તે ૬૮ ફુટ લાંબો અને ૩૫ ફુટ પોહોલોછે. એ ઓરડાની બારીઓ બાગની તરફ આવેલીછે અને બારીઓની વચમાં જે દીવાલછે તેની ઉપર આરસીઓનાં તકતા જડી લીધાછે. સીલીંગની ઉપર પણ ઘણા સુંદર ચીતારછે. એ ઓરડાનાં દખણ છેડાની અંદર દીવાલમાં અંદરથી એક ગાલો કરી તેમાં ઘણીજ મોટી અને સુંદર આરસી જડેલીછે, અને જાહરે રાંણી મોટું ખાંનું અથવા નાંચ આપેછે, તારે આ આરસીની સાંહાંમણે સુનાંનાં ઘોરનુ "બફેટ" મેલેછે, તાહરે તે જગાએ એક જોવા લાએક દેખાવ થાએછે. આ ઓરડાની ઉગમણની બાજુએ ઇંગલંડનાં આગલા પાદશાહનાં કુટંબોનાં શખસોની તસવીરોછે.

જુદા જુદા દીવાંનખાંનાંઓની અંદર ગરમીને સારૂ જે સગડીઓ બાંધેલીછે, તે સઘળી સંગેમરમરનાં પથરની અને તરેહવાર સણગારથી બાંધેલીછે, અને તે જોયાથીજ આપણને કેટલીએક અચરતી ઉપજેછે. આ મેહેલમાં જેટલો ભાગ રાંણીનાં ખાંનગી વાપરવાસને સારૂ રોકાએલોછે, તે કદી કોઈને દેખાડીઆમાં આવતો નથી, પણ તે ભાગબી પાદશાહી કાંમ અને દબદબાને લાએકનો હશે, તેવું કેહવાને કસો આચકો લાગતો નથી.

રાંણી બગતી કરવાને વાસતે જાહેર દેવળોમાં કોઈજ વાર જાએછે, કાંએજે તેને તથા પાદશાહી કુટંબને દર રવીવારે બંદગી કરવાને બની આવે તેવું કરવા મેહેલની સાથે નાંધલાં દેવળો બાંધેલાં હોએછે. એ જગા મુસાફરને દેખાડીઆમાં આવેછે. બકીંગાંમ પાલેસનાં મેહેલની સાથે જે દેવળછે, તે અંદરથી ઘણુંજ સોભાઈતું અને સુંદરછે. નાંમદાર રાંણીને બેસવાને વાસતે જે જગા કીધેલીછે, તે તેની રોણક અને ખુબસુરતી ઉપરથી તરત ઓલખાઈ આવેછે.

આ મેહેલની આસપાસ ૪૦ એકર જમીનનો બાગ કીધેલોછે, અને તેમાં પાંચ એકર જમીન ઉપર પાંણીનો ચસમોછે. આ ચસમાંને એક છેડે હુંનાંલાની મોહોસંમમાં રાંણીને આસાએસ લેવાને સારૂ એક નાંધલી બંગલી બાંધેલીછે, અને તેની ઉપરનુ છાપરૂં મીનારાનાં આકારમાંછે. એ બંગલીની વચેવચમાં આઠખુનાંનો એક ઓરડો કાહાડેલોછે, અને તેમાં મધરાત તથાં બાંમદાદ બતલાવનાંરા, તથા નાંમીચા કવેસર મીલટંનનાં કવેતો મધેનાં બનાંવો બતલાવનાંરા ચીતારોછે. આ ઓરડાની જમની અને ડાબી બાજુએ બે સુંદર ઓરડાછે, અને તે બવે પણ ઘણાએક કીમતી ચીતાર તથા વખાંણુવા જોગ સણગારછે. બકીંગાંમ પાલેસના મેહેલ તથા તેની આસપાસનાં બાગ અને તરેહવાર સોભઈતાં ઝાહો તથા આ બંગલીનો છાપો પેલા ખુશનુમાં ચસમાંમા પડેછે, તે સઘળાંનો દેખાવ એ બંગલીમાંથી ઘણો સરસ દીશેછે, અને તેથી આપણા મગજ ઉપર જે અસર થાએછે, તે ખરેખર આપણા મગજમાંજ રેહેછે, ગમે તેહવી મજબુત કલંમ હોએ તે આપણાં માંથામાંનો વીચાર કાહાડી કાગલ ઉપર મેલી શકતી નથી—આપણને ખબર નથી કે બેહસતની અંદર શું છે; પણ આ બંગલીમાં જાઈને ઉભા રેહવું, અને આ દુનીઆ ઉપરનુ બેહેસત તેજ આપણને માલંમ પડશે. જે બયાંન ઉપર દીધામાં આવીઉંછે, તે એક નબલી કલંમનુ બયાંનછે, અને નજરે જોવામાં અને લખવામા કેટલો ફરકછે, તે એ ગંથે કાંમ કરનાંર સઉથી વધારે સંમજેછે, તે ઉપરથી કેહવાને હમો આચકો ખાતા નથી, કે આ બયાંન વાંચીઆ પછી વાંચનાર તે મેહેલ વીશે પોતાંનાં મંનમાં જે ખીઆલ કરશે, તે એ મેહેલની ખરી ખુબીને પા હીસસે પણ પોંહોચનાર નથી. આપણી બખતાવર રાણી

નાં આ સુખીઆ મેહેલનું બયાંન પુરૂં કરતી વેલાએ, એક વફાદાર પરજા તરીકે, હમો એટલુંજ કહીએછ, કે જે નાંમદાર રાંણી તેમાં હવડે રેહેછે, તેને તેનાં ભરથાર અને વાહલાં કુટંબની સાથે, અને પોતાંની રઈએતનાં પીઆરની અંદર, બીજાં ઘણાંએક વરસ અને લાંબી ઉમર શુધી વાપરવાને પરવરદેગાર સલાંમતી બખશે, અને દરએક વાંચનાર આ સતરો વાંચીને—"આમીન" બોલીઆ વગર રેહેશે નહી, હેવો હમોને પકો ભરોશોછે.

## સેંનટ જેમસ પાલેસ.

જે જગા ઉપર આ મેહેલ હમણાછે તાંહાં ઈંગલંડનાં નારમંન પાદશાહોએ રાજ કરવાનું શરૂ કીધું તેની આગમજ દરદી અસતરીઓને વાસ્તે એક ધરમનું દવાખાનું હતું, અને તેનાં ખરચને વાસતે શેહેરનાં લોકોએ જમીન તથા નાંણું આપીઉં હતું. ઈ૦ સ૦ ૧૫૩૨ નાં શાલમાં ઈંગલંડનાં પાદશાહ આઠમાં હેનરીએ એ ઈમારતને પોતાંનાં ધણીપણામાં લઈને તેને બદલે સફોકમાં કેટલીએક જગા આપી, અને તે ઈમારતંને તોડી પાડી તે જગાએ પોતાંને રેહવાને સારૂ એક મેહેલ બાંધીઓ. પાદશાહ પેહેલા ચાર્લસે આ ઈમારતમાં કેટલોએક વધારો કરીઓ. આ મેહેલની અંદર જે નાંધલું દેવળછે, તે આ પાદશાહનાં વખતમાંજ બંધાયું હતું. ઈંગલંડની તવારીખનાં જાંણનારને ખબરછે, કે પેહલલા ચારલસને ગરદંન મારીઆમાં આવીઓ હતો, અને જે દીને તેની ઉપર આ સીતંમ ગુજરીઓ હતો, તે દીને સહવારનાં જે દેવળમાં તે બંદગી કરવા ગયો હતો, તે આ દેવળછે. ઈ૦ સ૦ ૧૬૯૭ નાં શાલથી આ મેહેલમા પાદશાહી દરબાર ભરાતી આવીછે, અને તેટલા ઉપરથી ઈંગલંડની દરબારને "કોરટ આવ સેંનટ જેમસ" થી ઓલખીઆમાં આવેછે. પાદશાહ પેહલો જારજ અતરે રેહતો હતો. ૧૭૬૧ નાં વરશમાં પાદશાહ તરીજા જારજનાં લગંન આ મેહેલમાં થયાં હતાં, અને તે વેલાએ એ મેહેલનાં દીવાંનખાંનાંઓમાં ઘણોએક વધારો તથા ફેરફાર કરીઆમાં આવીઓ હતો. ૧૮૧૪ નાં શાલમાં જાહરે રૂશીઆનો સાહનશાહ અને પ્રુશીઆનો પાદશાહ ઈંગલંડની દરબારની ભેટ લેવાને ગયા હતા, તાહરે તેઓને આ મેહેલમાં ઉતારો આપીઆમાં આવીઓ હતો.

આ મેહેલની અંદર દાખલ થવાનાં મોટા દરવાજાની ઉપર ૧૭૩૧ નાં શાલનુ એક ઘણુજ પુરાંણુ ઘડીઆલછે. એ ઘડીઆલ બધેની ઘંટી અને પા ઘડીઓ તરંણ ઘંટોની ઉપર વાગેછે. આ મેહેલ મધે રાંણીનાં લારડ ચેમબરલેન તથા લારડ સ્ટુઅરડ અને બીજા અમલદારોની આફીસોછે. પશચંમનાં ભાગમાં રાંણીનાં કુટંબને વાસતે કેટલાએક ઓરડાછે, અને જે મોટા દરબારી દીવાંનખાંનાંછે તે દખણ બાજુ ઉપરછે. એ દીવાંનખાંનાંઓમાં જવાને વાસતે એક મોટો અને ઘણોજ ખુબસુરત દાદર પશાર કરવો પડેછે. દાદર પશાર કીધા પછી "ગારડ ચેમબર" નો ઓરડો આવેછે, તે જોવા લાએકછે. હીંઆંની દીવાલ ઉપર તરેહવાર જાતનાં હથીઆરો ઘણાજ રોણુકથી ગોઠવેલાંછે અને જાહરે મોટી દરબાર હોએછે, તાહરે રાંણીનાં પેહરાનાં અમલદારો હીંઆં ઉભા રેહેછે. આ ઓરડો પશાર કરીઆ પછી જે ઓરડામાં જાઈએછે, તાંહાં ટેપીસટરીનાં બરતો કે જેની ખુબસુરતી વીસે પારીસનાં ભાગમાં ( સફે ૭૨ ) વીગતવાર બયાંન કીધેલુંછે, તેની તથા રંગની કેટલીએક તસવીરોછે. ' ઈંગલંડના પાદશાહનાં મરણ પછી ગાદી ઉપર આવનારા પાદશાહની "પરીવી કાંઉનસીલ" ની તરફથી પેહલી મુલાકાત આ દીવાંનખાનાંમાં લીધામાં આવેછે, અને હીંઆંની મોટી બારીઓમાંથી પોકાર કરીને નવા પાદશાહનું નાંમ નીચેનાં મોટા વરાંણમાં ઉભેલી રઈએતને જણાવીઆમાં આવેછે. આપણી હાલની રાણી વીકટોરીઆ વીશે ઉપલી કીરીઆ તારીખ ૨૧ મી જુન ૧૮૩૭ ને દીને થાઈ હતી, તારે જે દેખાવ થયો હતો, તે ઘણોજ જોવા લાએક થયો હતો, હેવું તે વખતનાં લખનારાઓ જણાવેછે.

જે દીવાંનખાંનાંમાં તખતછે તેની બારીઓ ઉપરની મખમલની ઝાલરો બેહદ તારીફ લાએકછે, અને તેમની ઉપર સુનેરી કોરોછે, તથા એ દીવાંનખાંનાં મધેનાં બીજા સામાંનુ તથા સણુગાર ઉપર સુનેરી ધારછે

અને સઘળું રાંણીનાં તખ્તનાં દીવાંનખાંનાંનાં નાંમને લાએકનુંછે. તખતનાં પોતાંનાં ભપકાથી આપણી આંખ દીપેછે. હીંઆંની સુનેરી ઘોરની ખુરશીઓ ઘણી ફુશાદેછે, તેઓની ઉપર કીરમજી રંગની મખમલનું સુનેરી કોર સાથનું એક ઘણુંજ સોભઈતું છતર બનાંવેલુંછે, અને તેની ઉપર સુનેરી કસબથી તરેહવાર ભરત તથા તાજ ભરેલુંછે. આ દીવાંનખાંનાંમાં વાટરલુ તથા વીટોરીઆની લડાઈનાં ઘણાજ સુંદર ચીતારોછે. આ ગલ જણાંવીઆમાં આવીઉછે તેમ આ મેહેલમાં હવડાં આપણી રાંણી રેહતી નથી, પણ દરબારો ભરવામાં તથા મુલાકાત લેવામાં વાપરેછે. આ મેહેલની પરોસમાં "સેંનટ જેમસ પારક" નો મોટો બગીચો આવેલોછે તેનુ બયાંન ઘટટી જગોએ જોયામાં આવશે.

## કેનસીંગટંન પાલેસ.

આ મેહેલ હમણા કોઈબી કાંમસર વાપરીઆમાં આવતો નથી, તોપણ તે જોવા લાએકછે. આ મેહેલ એક માલનોછે અને કેનસીંગટંન નાંમના મોટા બાગમાંછે. બાહેરથી તેનો દેખાવ ખુબસુરત નથી, તથા કેટલોએક આહો અટાહોછે, કાંએજે ઘટટી ગોઠવણ કરીઆ વગર તેમાં જુદી જુદી વખતે વધાર ઘટાડ કરીઆમાં આવીઉછે. પાદશાહ તરીજો વીલીઅંમ તેમાં રેહતો હતો. આપણી હાલની રાંણીનાં બાપ ડીઉક આવ કેનટે આ મેહેલમાં પોતાંનુ રેહવાનું કીધું હતું, અને તારીખ ૨૪ મી મારચ ૧૮૧૯ ને દીને આ નાંમવર વીકટોરીઆનો જનંમ તાંહાં થયો હતો, અને એ નાંમદાર રાંણીએ તખતનશીન થયા પછી તારીખ ૨૦ મી જુન ૧૮૩૭ ને દીને પોતાંનાં પરધાંનોની પેહલી સભા આ મેહેલમાં ભરી હતી. એ બનાંવનુ વીલકી નાંમનાં એક કારીગરે ઘણુંજ સુંદર ચીતાર પાડીઉછે.

આ મેહેલનાં માલ ઉપર જવાનાં દાદરની બાંધણીની ઘણી તારીફ કરીઆમાં આવેછે. તેનાં ફાંડીઆં કાલા તથા સફેદ સંગેમરમરનાં પથરનાંછે અને તેનાં કટેરા લોહોડાંનાં અને ઘણીજ સુંદર નકશીનાંછે. આ સપાસની દીવાલ ઉપર ઘણાજ ઉમદા ચીતારો પાડેલાછે. આ મેહેલનો બાહેરનો દેખાવ સારો નથી, તોપણ તેની અંદર બાર મોટાં અને સોભઈતાં દીવાંનખાંનાંછે અને તે મધેનો સામાંન ઘણો સરસછે, અને તેમની સીલીંગો ઉપર સુંદર ચીતારો પાડેલાછે, અને દીવાલ ઉપર ટેપીસટરીનાં ભરતની અને રંગની તરેહવાર તસવીરોછે. એક દીવાંનખાંનાંમાંની સધડીની બાંધણી ઘણીજ રોણકદારછે, અને તેની આરાપાસ ફુલ, ફલો અને તરેહવાર ચીતારો પાડેલાછે. એક ઓરડાની સીલીંગ ઘણી સરસછે, તેની સફેદ ભોંએની ઉપર રાતા, આસમાની અને સુનેરી રંગથી સોભઈતા ચીતારો પાડેલાંછે. એક દીવાંન ખાંનાંની અંદર સુનેરી ઘોર સાથનાં કેટલાંએક નોટાં બાહાવલાં તથા અરધાં પુતલાંછે.

## વાઈટહાલ પાલેસ.

આઠમાં હેનરીનાં વખતથી તે તરીજા વીલીઅંમનાં વખત શુધી, આ મેહેલમાં ઈંગલંડનાં પાદશાહો રેહતા હતા. છેલલા પાદશાહના વખત પછી તેનો મોટો ભાગ આગથી બલી ગયો હતો, અને હમણા તેમાંનો કાંઈ જીજ ભાગ રહોછે, તાંહાં થોડીએક જેવા લાએક વસતુઓ વીગરે બીજું કાંઈ નથી. ઈંગલંડનાં પાદશાહ પેહલલા ચારલસને ગરદંન મારીઆમાં આવીઓ હતો તે આ મેહેલનાં બારણાં આગલ.

## વીંનડસર કેઆસલ.

ઈંગલંડનાં પાદશાહોનો આ એક સઉથી પુરાંણો અને નાંમીગો મેહેલછે. ઈંગલંડની તવારીખનાં ઘણાએક બનાંવો સાથે એ મેહેલ તાલુક રાખેછે. જેમ એ મેહેલ અસલનાં વખતમાં પાદશાહોને મંનગંમતો હતો, તેમજ હવડાંનાં વખતમાં આપણી નાંમદાર રાંણી પણ વરસનો કેટલો

એક ભાગ તાંહાં ગુજારેછે. એ મેહેલ લંડનથી ૨૧ માઈલ દુરછે અને લોહોડાંની સડકથી એક કલાકમાં તાંહાં જાઈ શકાએછે, તેથી રાંણી તાંહાં રેહે તારે જાણે લંડનમાંજ હોએ તેવું લાગેછે. એ મેહેલ કીલ્લાનાં આકારમાંછે અને તે કીલ્લા જેવો મજબુત પણછે અને તે કાંમમાં આવી શકે તેવોપણછે. પાદશાહ "વીલીઅંમ ધી કાંનકરરે" આસરે ૮૦૦ વરસની વાત ઉપર તે બાંધીઓ હતો, તાર પછી તરીજા એડવરડનાં વખતમાં તેનો કેટલોએક ભાગ ભાંજી નાંખી તે ફરીથી બાંધીઓ હતો. તેની પછીનાં પાદશાહોએ તેમાં કેટલોએક વધારો કીધો હતો. સઉથી વધતો ફેરફાર તેમાં ચોથા જારજે કીધો હતો, અને એ પાદશાહે પોતાનાં પાછલા દાહડા ઘણાંખરા હીંઆં કાહાડીઆ હતા. એ મેહેલ જે અસલ બાંધીઆમાં આવીઓ હશે, તેને પાછલથી શુધારવામાંજ એક કરોડ ઉપર રૂપીઆનો ખરચ થયોછે.

એ મેહેલ જોવા જવાને વાસતે લંડનથી લારડ ચેમબરલેનની પરવાંનગી લેવી જોઈએછે. નાંમદાર રાંણી જેવારે એ મેહેલમાં નાંચ આપેછે, તારે જે દીવાંનખાંનુ તે કાંમમાં લીએછે તે ઘણુ મોટું અને સોભઈતું છે અને તાંહાંની આખી દીવાલ પાદશાહો તથા નાંમીચા શખસોની તસવીરોથી ભરાઈ ગઈછે. જે ઓરડાને "સેંનટ જારજીસ હાલ" કરીને કેહેછે તે ૨૦૦ ફુટ લાંબો અને ૩૪ ફુટ પોહોલોછે અને તાંહાં નાંમદાર રાંણી "નાઈટ આંવ ધી ગારટર"નો ખેતાબ બખશેછે, તે ઓરડો ખરેખર જોવા લાએકછે. હીંઆં રાંણીને વાસતે એક તખત કીધેલુંછે, અને એ ઓરડાની દીવાલની બંને બાજુએ જે જે ગરહસથોને આ ખીતાબ મલીઆછે, તેઓનાં નાંમ અને તેઓનાં અલમતનાં ચીતારો પાડેલાંછે. જારે રાંણી કોઈ મોટું ખાંનુ આપેછે, તારે આ ઓરડો તે કાંમમાં વાપરીઆમાં આવેછે. આ ઓરડામાં ઈંગલંડનાં પાદશાહ પેહેલા જેમસથી ચોથા જારજ શુધીની તસવીરોછે. તરાવનકોરનાં રાજાએ કેટલાંએક વરશની વાત ઉપર રાંણીને સારૂ એક ખુબસુરત પાલકી, તથા એક અંમારી તથા એક રેંકડો મોકલીઓ હતો, તે આ મેહેલનાં એક ઓરડામાં જોયામાં આવેછે. એક ટોપ હીંઆં જોયામાં આવેછે, તે ટીપુ સુલતાંનનો મુલક ઈંગરેજોએ હાથ કીધો તે વખતે તાંહાં ચાલતા પઈસાનાં ધાતુને ગાલીને બનાંવેલોછે.

જે દીવાંનખાંનાંમાં નાંમદાર રાંણી મુલાકાત લીએછે, તે ઘણુજ સુંદરછે. સીલીંગની ઉપર બરીટાંનીઆ દાખલ રાંણી કેથેરાઈનને પાડીછે, અને તેને એક ગાડીમાં બેસાડેલીછે, તે ગાડી હાંસો ખેંચેછે, અને તેની આસપાસ ફરેસતા પાડેલાછે. દીવાલની ઉપર ટેપસટરીનાં ભરતની ઘણીએક તસવીરોછે. એ દીવાંનખાંનાંની પાસેનાં ઓરડામાં જે સઘડીછે, તેની ઉપર તરીજા જારજ પાદશાહની મોટા જલાનાં પોશાક સાથની રંગીન કાચમાં તસવીરછે. એક દીવાંન ખાંનાંને "વાટરલુ ચેમબર"નું નાંમ આપેલુંછે, તાંહાં એ લડાઈની વખતે યુરોપમાં જે પાદશાહ તથા નાંમીચા પરધાંનો તથા સરદારો હતા તેઓની તસવીરોછે. વાટરલુની લડાઈ થયા પછી લંડન મધે પરવરદેગારનો ઉપકાર માંનવાને વાસતે જે દીરીઆ થાઈ હતી, તે દીને ડીઉક આવ વેલીંગટંને જે પોશાક પેહેરીઓ હતો, તે પોશાક સાથની તેની તસવીર હીંઆંછે. એક બીજું દીવાંન ખાંનુ જેને "પ્રેસેનસ ચેમબર" કરી કેહેછે, તાંહાં ટપેસટરીનાં કીમતી ભરતની તસવીરોછે. "ગારડ ચેમબર" નાંમનાં ઓરડામાં તરેહવાર અસલી હથીઆરોછે. ૭ આખા આકારને બખતર પેહેરાવીને તથા તેઓનાં હાથમાં ભાલા આપીને ઉભા રાખેલાછે. વીકટરી નાંમનાં વાંહાંણ ઉપર નેલસંન મરણ પાંમીઓ હતો તેનાં આગલા ડોલનાં એક ભાગની ઉપર નેલસંનનુ અરધું બાહાવલું ગોઠવીઆમાં આવીઉંછે, અને તેની બંને બાજુએ પંજાબની લડાઈની વખતે લારડ હારડીનજે કબજ કીધેલી ટોપો મેલેલીછે. વેલીંગટંન તથા મારલબરોનાં બાહાવલાં પણ હીંઆંછે. આ મેહેલનાં બે ઓરડામાં રાંણીની સુનેરી પલેટ રાખવામાં આવેછે, તે ઓરડાઓની બાંધણી એવીછે કે આ મેહેલમાં આગ લાગે તોપણ તે ઓરડાઓને કશું નુકસાંન પામે નહી. એ મેહેલનો દાદર ઘણોજ રોણકદારછે અને તાંહાં ચોથા જારજનું એક બાહાવલુંછે. દાદરની ઉપરનાં

ભાગ આગલ જુદી જુદી જાતનાં હથીઆરો ગોઠવેલાંછે, તેથી તે જગાનો દેખાવ ઘણો સારો લાગેછે. એ મેહેલને લગતો જે મોટો અને ઉંચો "ટાવર" અથવા કીલ્લોછે, તેની ઉપર જતાં માલ ઉપરથી એકશોથી વધારે ફુંડીઆં ચહડવાં પડેછે. એ જગોએ આગલ પાદશાહી કેદીઓ રાખીઆમાં આવતા હતા. હીંઆં છેક ઉપરનાં ભાગમાંથી દીવાલની અંદર એક રેપ હેવી રીતે ગોઠવેલીછે કે તેથી આખા દાદરનો મારગ સંભાલી શકાએ.

એ મેહેલને લગતું એક નાંધલું અને સોભઈતું દેવલછે. સઘળા નાંઈટોનાં વાવટા હીંઆં હારેદાર ટાંગેલાછે. એ દેવલનો એક ભાગ પાદશાહી કુટંબની કબરને સારૂછે. જે ઓરડામાં પાદશાહી ખાંનદાંનનાં બાલકોને "બાપટીઝમ" આપીઆમાં આવેછે તે પણ આપણને દેખાડીઆમાં આવેછે.

આ મેહેલને લગતો બગીચો ૫૦૦ એકરથી વધારે જમીન રોકેછે, અને ઘેરાવામાં આસરે ચાર માઈલછે. એ બગીચાની પછી ૧૮૦૦ એકર જમીનનું એક મોટું રાંણછે તાંહાં ઓકનાં તથા બીજાં મોટાં ઝાહોછે. એ રાંણમાં હજારો હરણોછે. †

જેઓ વીંનડસર કેઆસલનો મેહેલ જોવા જાએછે, તેઓ તાંહાંથી છ માઈલ દુર "વરજીનીઆ વાટર" નાંમની જગા જોવા જવાને ભુલતા નથી, કાંએજે એ જગા ઘણીજ તંદરોસતી બખશનારી તથા ખુશનુમાંછે. તાંહાં જતાં એક લાંબો અને સીધી લીટીનાં જેવો મારગ પશાર કરવો પડેછે, અને તેની બંધે બાજુ ઉપર તરેહવાર અને ખુબસુરત ઝાહોછે. એ મારગ પુરો થાએછે, તાંહાં પાદશાહ ચોથા જારજનું એક ઘોડસવાર પુતલુંછે. એ જગાને વરજીનીઆ વાટર કરી એટલા વાસતે કેહેવામાં આવેછે કે, તાંહાં મંડલ આકારમાં એક નાંલું બનાંવેલુંછે. એ નાંલાંને એક છેડેથી નીકલતાં જો તેનાં ડાબા હાથ ઉપરથીજ ચાલીઆ કરીએતો પાછા જાંહાંથી નીકલીઆ હોઇએ તાંહાંજ આવી પોંહોચીએ. આ નાંલાંનુ પાંણી વધીને જાંહાં વેહેછે, તાંહાં ખડકનાં મોટા પથરો ગોઠવીને એક યુકતીક ધોધ બનાવેલોછે. એ નાંલાંની અંદર સોભાને વાસતે કેટલીએક નાંધલી બોટો ફરતી મેલેલીછે, અને તેનાં કીનાંરાનાં એક ભાગ ઉપર ચીનાંઇ આકારનો એક સોભઈતો ઓટલો બાંધેલોછે. ગરાંનીટ તથા બીજા પથરોની જાંણે એક ઈમારતનો નાંસ થાયો હોએ, તેવું દેખાડીને આ જગાને અસલી દેખાવ આપવાને સારૂ એક બાંધણી કરીઆમાં આવીછે. ટુકાંમાં કહીજીએ મ કે એ જગા ઘણીજ ખુશનુમાંછે.

## હાંમપટન કોરટ પાલેસ.

રેમસ નદીનાં ઓતર કીનાંરા ઉપર લંડનથી ૧૩ માઈલ દુર આ મેહેલછે. આજ ઘણા વરસ થયાં તે પાદશાહી વાપરવાસમાં આવતો નથી, પણ સઘળી રીતે તે મેહેલ વખાંણવા લાએકછે. તેનાં આગલા ભાગ શવાએ બાકીનો ભાગ ઘણોજ પુરાંનોછે. એ મેહેલ અસલ કારડીનલ વુલસીનો હતો, તેણે પાદશાહ આઠમાં હેનરીને ભેટ આપીઓ હતો. તેનાં પછી તરીજા જારજનાં વખત શુધી પાદશાહો તેમાં રેહેતા હતા. એ મેહેલ જોતી વખતે પારીસનાં વારસેલ મેહેલની યાદ આવેછે; કાંએજે તે મધે વારસેલ વાલાની માંફક ટેપેસટરીનાં ભરતની તથા રંગની તસવીરોનો ઠાગ નથી. પચીસથી વધારે ઓરડા એ પરમાંણે તસવીરોથી પુરછે. આ મેહેલમાં કેટલાએક ઓરડાઓ આગલા પાદશાહો તથા રાંણીઓ જેમ વાપરતાં હતાં, તેમજ રેહ

† વીંનડસરથી ૩॥ માઈલ દુર ટેમસ નદીમાં એક નાધલું ટાપુછે, તાહા ઇંગલંડનાં પાદશાહ જાને તારીખ ૨૫ મી જુન ૧૨૧૫ ને દીને "મેગના ચારટા" નાં સનદ ઉપર સહી કરી હતી, તે ઉપરથી તે ટાપુને મેગના ચારટા ટાપુ કરી કેહવામાં આવેછે

"ઇટંન કાલેજ" ની નાંમીચી અને પુરાંણી મદરેસા જે ૧૪૪૦ નાં સાલમાં પાદશાહ છઠા હેનરીએ સથાપી હતી, અને જેમાં ઈંગલંડનાં સઊથી નાંમીચા અને વખણાએલા શખસોએ કેલવણી લીધીછે, તે વીંનડસરની પડોસમાંછે, તે જોવા લાએકછે.

અંદરની લેલીન રાતી મખમલનીછે અને તેની કોરો ઉપર સુનેરી લેસ જડેલીછે તથા તરેહવાર સોળ ઈંતા બુટાછે. આ ગાડીની લંબાઈ ૨૪ ફુટ, પોહોલાઈ ૮ ફુટ ૩ ઈંચ, ઉંચાઈ ૧૨ ફુટછે અને પુલ ૧૨ ફુટ અને ૩ ઈંચ લાંબોછે. આખી ગાડીનુ વજંન ૪ ટંનછે. એ ગાડી બનાંવવામાં સુથાર તથા લુહારકાંમનાં રૂપીઆ ૧૬૩૭૦, કોતરકાંમના રૂપીઆ ૨૫૦૦૦, ઘોર ચહુડાવવાનાં રૂ૯૩૫૦, રંગવાનાં રૂપીઆ ૩૧૫૦, લેલીન ઉપર કસબનાં રૂપીઆ ૭૩૭૦ તથા બીજા પરચુટંન કાંમનાં રૂ૧૪૦૬૦ મલી, જુમલે એ ગાડીની કીમત રૂપીઆ ૭૫૩૦૦ ની જણાંવીઆમાં આવીછે. એ ગાડી ૧૭૬૨ નાં શાલમાં બનાંવેલીછે. એ તબેલામાં બીજી ચીઆંલીસ સુંદર ગાડીઓછે. નાંમદાર રાંણીને જે ઘોડાઓ બાહેરથી નજરાંણા દાખલ મલીઆછે, તે ઘણાખરા આ તબેલામાંછે. ઘોડાનાં હારનીસ રાખવાનો ઓરડો જુદોછે, અને તાંહાં રાખેલા હારનીસની ખુબસુરતી અને ગોઠવંણ જોયાથીજ આપણને અચરતી ઉપજેછે. સઉથી મોટી પાદશાહી ગાડીમાં જોડવાનાં આઠ ઘોડાઓનાં હારનીસો રાતાં મોરાકોનાં ચામડાંનાંછે, તે જોવા લાએકછે. તેઓની ઉપર ધાતુનું જે કાંમછે તે સઘળુ નકસીનુ અને રૂપાંનુંછે, અને દરએક હારનીસ વજંનમાં એક ટંન થાએછે, તે ઉપરથીજ તેની કીમતનો વીચાર શેહેલથી આપણાં ખીઆલમાં ઉતરેછે.

વીનડસર કેઆસલને લગતો તબેલો પણ જોવા લાએકછે. રાંણીનાં પોતાંનાં વેચાતા લીધેલા તથા ભેટ થાએલા ઘણાએક ઘોડા હીંઆંછે. ગ્રીસરનાં પાશાએ તથા સારડીનીઆનાં પાદશાહ વીક્ટર ઇમાંનીઉલે ભેટ કીધેલા ઘોડા ઘણાજ ખુબસુરતછે. એ ઘોડાઓનાં નાંમ, તેમને ભેટ કરનાર ઉપરથી આપીઆમાં આવીઆછે. ફરાંનસનાં પાદશાહાએ નાંમદાર રાંણીને એક મોટી ગાડી ભેટ કીધીછે, અને જેમા વીસ આદમી બેશી શકેછે અને છ ઘોડા વગર ખેંચાતી નથી, તે હીંઆં મેલેલીછે. રાંણીની સફર કરવાની ગાડીઓ ઘણી ફુસાદેછે. આગલા ભાગમા બેઠકછે અને પાછલા ભાગમાં સામાંન મેલવાની જગાછે. જે ગાડીમાં પ્રીનસ આવ વેલસે આસરે ચાર વરસની વાત ઉપર યુરોપમાં સફર કીધી હતી, તે હીંઆછે. નદી બંધાઈ જાએ તારે તેની ઉપર ઘસડવાની ગાડી જે રૂશીઆનાં શાહાંનશાહ નીકોલાસે રાંણીને ભેટ કીધી હતી, તે પણ હીંઆંછે. એ તબેલાને લગતી એક "રાઈડીંગ સ્કુલ" છે તે એક ઘણો લાંબો અને પોહોલો ઓરડોછે. હીંઆ રાંણીનાં છોકરાંઓને ઘોડા ઉપર સવાર થવાને સીકવવામાં આવેછે, અને તે વેલાએ રાંણી પોતે તાંહાં હાજર રેહેછે. જારે બાહેરની હવા સારી નહી હોએ, તારે રાંણી પોતે પણ એજ તબેલામાં સવારી કરેછે.

વા દીધામાં આવીઆછે. તેઓનાં સુવાનાં પલંગો તથા બેસવાની ખુરસી તથા રેબએ જેમ આગલ હતી, તે મજ હંમણાં પણ હીંઆં આપણે જોઇએછે. જે મોટી ગાડીમાં મેલીને ડીઉક આવ વેલીંગટંનનુ મુરદુ સેંનટ પાલસ કથીડરલનાં દેવળમાં દાટવાને સારૂ લઈ જયામાં આવીઉ હતું, તે ગાડી હીંઆં એક ઓરડામાં સર વેને જોવા સારૂ મેલીઆમાં આવીછે.

આ મેહેલને લગતો બાગ ઘણોજ સુંદરછે. તાંહાં એક ઘણોજ ખુબસુરત ફુંઆરો પણછે. એ બાગ માં દરાખનો એક ઘણોજ કીમતી વેલોછે, અને તેમાંની સઘળી દરાખ રાંણીને સારૂ જાએછે. કેહેછે કે એ વેલા મધે જેવી દરાખ થાએછે, તેવી મોટી અને સારી દરાખ યુરોપખંડ મધે કોઈ ઠેકાંણે થાતી નથી. એ બાગમાં ગમતને સારૂ, ઉંચા અને જાડા વેલાની અંદર આડો અવળો રસતો કરીઓછે, તેની અંદર અંન જાંણ્યો દખલ થાએછે, તે પાછા નીકલી શકતા નથી, કાંએજે તેઓ ગમે તેટલા અંદર ફરેછે તોપણ તાંહાં નાં તાંહાં ફરીઆ કરેછે. એથી કરીને ઘણી ગમત થાએછે. જો કે ઘણી ટુક જગાની અંદર આ મારગો ક રીઆમાં આવીઆછે, તોપણ કેટલાએક શખસોતો કલાકનાં કલાક અંદર ફરીઆ કરેછે તોબી તેઓનો છેહો આવતો નથી.

સને ૧૮૫૭ તથા ૫૮ નાં વરસમાં ઉપલા મેહેલોની મરાંમત ઉપર ( ૮૬૯૧૦૦ ) આઠ લાખ ઓગ નોતેર હજાર અને એકશો રૂપીઆ થયા હતા.

રાંણીના મેહેલોનુ બયાંન પુરૂં કરતી વેલાએ, તે મેહેલોને લગતા તબેલા વીશે થોડુંએક જણાવવું જરૂ રછે. બકીંગાંમ પાલેસને લગતો તબેલો જોવાને કોઇએ ભુલવું નહી, કાંએજે તાંહાં તે નાંમદારની સવારીની કીમતી અને ખુબસુરત ગાડીઓ તથા ઘોડા જોવાને બની આવેછે. એ તબેલા જોવા જવાને વાસતે "માસ ટર આવ ધી હારસ" ની રજા મંગાવવી જોઇએછે. ગાડીઓ સઘળી એક તબેલામાં રાખીઆમાં આવેછે, અ ને બીજામાં ઘોડાઓને. જારે નાંમદાર રાંણી પારલામેંનટની સભામાં બીરાજવાને જાએછે, તારે જે ગાડીમાં સવારી કરેછે, તે ખચીત જોવા લાએકછે, અને તેની ઉપરની નકસી અને બીજી સણગાર જે પાદશાહ જા દી અંદર બેસેછે, તેને લાએકનોછે. એ ગાડીનાં પઈડાં, અસલનાંવખતમાં ફતેહની ગાડીનાં પઈડાં જેહવાં બ નાંવીઆમાં આવતાં હતાં, તેવાંછે. તેના વચમાંનો મોટો પુલ ભાલાનાં એક મોટાં બંડલનાં જેવોછે. ગાડીનુ છતર નાલીએરીનાં ઝાડનાં જેવા આઠ થાંભા ઉપર આધાર રાખેછે, અને આ આઠ થાંભાની આગલનાં ખુનાંમાં બરીટંનની ફતેહનાં ચીતારોછે. છતરની વચે વચમાં ઇંગલંડ, સ્કાટલંડ અને આએરલંડનાં જીનોનાં ચીતારો પાડેલાંછે, અને તેઓનાં હાથમાં તાજ તથા તલવાર અને રાજની લાકડી તથા " નાંઇટહુડ " નુ અલમત આપેલુંછે. તેઓનાં શરીરમાંથી ફુલોનાં હાર કાહાડેલાછે, તે ગાડીનાં ચાર ખુનાં શુધી પોહોંચેછે. ઉપર જણા વીઆ પરમાંણે નાલીએરીનાં આઠ થાંભાછે, તેની વચમાંની જે જગાછે તેની ઉપર આરસીનાં તકતા જડેલા છે, અને નીચેનાં ભાગ ઉપર તરેહવાર ચીતારોછે. આગલા ચોકટાંનાં બાહેરનાં ભાગ ઉપર તખતની ઉપર બરીટાનીઆંને બેશાડેલીછે, તે છુટાપણાંને ફુલનો હાર બખશેછે, અને તેની સાથે ધરંમ, ઇનસાફ, ડાહાપણ, હીંમત, દેલાવરી, વેપાર, આબાદાંની, અને ફતેનાં ચીતારોછે. જમની બાજુનાં બારણા ઉપર ઉદીઓગ અને ક લા ઇંગલંડનાં બચાંઓને પોતાંની બખશેસ કરેછે, અને તેની બાજુનાં ચોકટાં ઉપર તવારીખ ફતેહનુ બયાંન કરેછે, અને સુલેહ લડાઈનાં હથીઆરોને આગથી બાળેછે. પાછલાં ચોકટાં ઉપર નેપચીઉન ઘોડાની ગાડી માં દરીઆમાં સવાર થાઈને આખી દુનીઆંની તરફથી ઇંગલંડને વાસતે નજરાણું લાવેછે. પછવાડેનાં ચોક ટાંનાં ઉપરનાં ભાગમાં પાદશાહી અલમતોછે. ડાબી બાજુનાં બારણા ઉપર મારસ, મીનરવા અને બુધનાં ચેતારાઓ પાદશાહી તાજને ટેકો આપેછે, અને તેની બાજુનાં ચોકટાંઓ ઉપર હુંનર અને વીદીઆનો બં ચાવ પાડેલોછે.

અંદરની લેલીન રાતી મખમલનીછે અને તેની કોરો ઉપર સુનેરી લેસ જડેલીછે તથા તરેહવાર સોભ ઈતા બુટાછે. આ ગાડીની લંબાઈ ૨૪ ફુટ, પોહોલાઈ ૮ ફુટ ૩ ઈંચ, ઉંચાઈ ૧૨ ફુટછે અને પુલ ૧૨ ફુટ અને ૩ ઈંચ લાંબોછે. આખી ગાડીનુ વર્ન્નન ૪ ટંનછે. એ ગાડી બનાંવવામાં સુથાર તથા લુ હારકાંમનાં રૂપીઆ ૧૬૩૭૦, કોતરકાંમના રૂપીઆ ૨૫૦૦૦, ઘોર ચહડાવવાનાં રૂ૯૩૫૦, રંગવાનાં રૂપીઆ ૩૧૫૦, લેલીન ઉપર કસબનાં રૂપીઆ ૭૩૭૦ તથા બીજા પરચુટંન કાંમનાં રૂ૧૪૦૬૦ મલી, જુમલે એ ગા ડીની કીમત રૂપીઆ ૭૫૩૦૦ ની જણાંવીઆમાં આવીછે. એ ગાડી ૧૭૬૨ નાં શાલમાં, બનાંવેલીછે. એ તબેલામાં બીજી ચીઆંલીસ સુંદર ગાડીઓછે. નાંમદાર રાંણીને જે ઘોડાઓ બાહેરથી નજરાંણા દાખલ મલીઆછે, તે ઘણાખરા આ તબેલામાંછે. ઘોડાનાં હારનીસ રાખ્વાનો ઓરડો જુદોછે, અને તાંહાં રાખેલા હારનીસની ખુબસુરતી અને ગોઠવંણ જોયાથીજ આપણને અચરતી ઉપજેછે. સઉથી મોટી પાદશા હી ગાડીમાં જોડવાનાં આઠ ઘોડાઓનાં હારનીસો રાતાં મોરાકોનાં ચામડાંનાંછે, તે જોવા લાએકછે. તેઓ ની ઉપર ધાતુનું જે કાંમછે તે સઘળુ નકસીનુ અને રૂપાંનુંછે, અને દરએક હારનીસ વર્ન્નનમાં એક ટંન થાએછે, તે ઉપરથીજ તેની કીમતનો વીચાર શેહેલથી આપણાં ખીઆલમાં ઉતરેછે.

વીનડસર કેઆસલને લગતો તબેલો પણ જોવા લાએકછે. રાંણીનાં પોતાંનાં વેચાતા લીધેલા તથા ભે ટ થાએલા ઘણાએક ઘોડા હીંઆંછે. મીસરનાં પાશાએ તથા સારડીનીઆનાં પાદશાહ વીકટર ઈમાંનીઉલે ભેટ કીધેલા ઘોડા ઘણાજ ખુબસુરતછે. એ ઘોડાઓનાં નાંમ, તેમને ભેટ કરનાર ઉપરથી આપીઆમાં આવી આંછે. ફરાંનસનાં પાદશાહાએ નાંમદાર રાંણીને એક મોટી ગાડી ભેટ કીધીછે, અને જેમા વીસ આદમી બેશી શકેછે અને છ ઘોડા વગર ખેંચાતી નથી, તે હીંઆં મેલેલીછે. રાંણીની સફર કરવાની ગાડીઓ ઘ ણી ફુસાદેછે. આગલા ભાગમા બેઠકછે અને પાછલા ભાગમાં સામાંન મેલવાની જગાછે. જે ગાડીમાં પ્રીનસ આવ વેલસે આસરે ચાર વરસની વાત ઉપર યુરોપમાં સફર કીધી હતી, તે હીંઆંછે. નદી બંધાઈ જાએ તારે તેની ઉપર ઘસડવાની ગાડી જે રૂશીઆનાં શાહાંનશાહ નીકોલાસે રાંણીને ભેટ કીધી હતી, તે પ ણ હીંઆંછે. એ તબેલાને લગતી એક "રાઈડીંગ સ્કુલ" છે તે એક ઘણો લાંબો અને પોહોલો ઓરડોછે. હીં આં રાંણીનાં છોકરાંઓને ઘોડા ઉપર સવાર થવાને સીકવવામાં આવેછે, અને તે વેલાએ રાંણી પોતે તાંહાં હાજર રેહેછે. જારે બાહેરની હવા સારી નહી હોએ, તારે રાંણી પોતે પણ એજ તબેલામાં સવારી કરેછે.

---

## પ્રકરણ ૧૩ મું.

---

## પારલામેંનટનો મેહેલ.

વેસ્ટમીનસ્ટરનો અસલી મેહેલ—નવા મેહેલની બાધણી—લંબાઇ—પોહોલાઇ તથા ઊંચાઇ—મીનારા—આ મેહેલની પેહેલણી—આઠ ખુંણાનો ઓરડો—રાણીનો પોશાક પેહેરવાનો ઓરડો—પ્રીનસ ચેમબર—રાણીનુ પુતલું અને તેમા બતલાવેલી મતલબો—ઊમરાઓની સભાનુ દીવાંનખાંનુ—રાણીનુ તખત—બારીઓ તથા કાચની સબીઓ—થાંભા ઉપર બાહાવલા—સીલીંગ—ગીઆલરી—કેટલીએક ઊમરાવજાદીઓની પોતાનો હક જાલવવામાં બતલાવેલી હીમત ભરેલી ચાલ—દીવાંનખાંનાંમા થંડી તથા ગરમી લાવવાનાં ઉપાએ—રાણીનુ ઊમરાઓની સભામા જવું તથા ખોરાનુ—પીઅરસલાબી—આમની સભાનુ દીવાંનખાંનુ—તેમાં રોશની તથા બીજી ગોઠવણ—પુસતકખાંનાં—વીજલીના તારનો સાંચો—એ મેહેલ બાધવાનો ખરચ—તે જોવા જાવાની પરવાંનગી.

નાંમદાર રાણીનાં મેહેલનાં બયાંન પછી, આ પુસતકમાં સઉથી અગતની જગા પારલામેંનટનાં મેહેલને ઘટેછે. ફકત લંડંનમા નહી એટલુંજ નહી, પણ આખી દુનીઆમાં હાવો મોટો અને ખુબસુરત મેહેલ છેજ નહી. એ મેહેલની પોહોલાઈ, ખુબસુરતી, બાહેરની તથા અંદરની કારીગરી, એ સઘળું આખી દુનીઆં ઉપર જે સઉથી કઉઅતવાલું રાજ ગણાએછે, તે રાજના નામને લાએકતુંછે. ઈંગલંડની પારલામેંનટ પોતાનાં અને પોતાંને લગતાં મુલકોનોજ રાજકારભાર ચલાવેછે, એમ નથી, પણ તેના અવાજથી દુનીઆ ઉપરનાં બીજાં રાજો ઉપર અસર થાએછે, તેવી સભાનો મેહેલ પણ દુનીઆમાં સઉથી સારો, મોટો, અને ખુબસુરતછે. સરકારી કાંમકાજ ચલાવવાને સારૂ તે મધે બનાંવેલી ગોઠવંણ, રોશની, હવા, પાંણી પુરૂં પાડવાના ઉપાયો, તથા આગ લાગે તો તેમાંથી તેનો બંચાવ કરવાની યુકતીઓ, એ સઘળું એટલુંતો પુરૂંછે, કે આખી દુનીઆમાં તેહવી કોઈ બીજી ઈમારત નથી. આ મેહેલ ટેમસ નદીની બાજુથી આવેલોછે, અને તેનો સઉથી સરસ દેખાવ તે જગેથી દેખાએછે. સું તેની બાહેરની કારીગરી, ઉંચાઈ અને મીનાંરાઓની ખુબસુરતી, એ સઘળું એકદંમ આપણી નજરે પડેછે, તારે આપણી નજર હેરાંન રેહેછે. તેનાં બાહેરનાં દેખાવ વીશે લંબાણથી બોલવાની કશી અગત નથી. એ ઈમારત નજરે જોયાથી, તેનો ચીતાર લખવાની કલંમથી હમો નબલી રીતે ઉતારી શકીએ, તેનાં કરતાં પણ સરસ વીચાર આ પુસતક વાંચનાંરને, એ મેહેલનાં બાહેરનાં દેખાવ વીશે, અતરે આપેલા ચીતાર ઉપરથી આવશે, અને જે નજરનું કાંમછે તે કલંમ નથી કરી શકતી, એવું હમોએ એકથી વધારેવાર કહુંછે તેનો દાખલો મલશે.

આ મેહેલને પારલામેંનટનો મેહેલ અથવા વેસ્ટમીનસ્ટરનો નવો મેહેલ કેહેછે. આ પાછલું નાંમ આપવાનું કારણ એછે કે, જે જગાએ આ મેહેલ હમણાંછે તાંહાં આગલ એક પુરાંણો મેહેલ હતો, તેનુ નાંમ વેસ્ટમીનસ્ટર પાલેસ કરીને હતું. પેહેલે નરમંત પાદશાહ વીલીઅંમ જેને ઈ૦ સને ૧૦૬૬ નાં વરસમાં ઈંગલંડમાં રાજ કરવાનુ શરૂ કીધું હતું, તે પોતાંનાં પરધાંનોની સભા તે મેહેલમાં ભરતો હતો. પાદશાહ જાંને પરજાનાં છુટાપણાનો સનદ "મેગનાં ચારટા" ઈંગલંડનાં લોકોને આપીઓ હતો, તે પાદશાહ તરીજા હેનરીએ તે મેહેલમાં બાહાલ રાખીઓ હતો. ૧૨૩૮ ના સાલમાં ટેમસ નદીની રેલથી તે મેહેલ લગભગ ડુબી ગયો હતો, અને તેનાં મોટાં દીવાંનખાંનાંમાં બોટો ફરતી થાઈ હતી, અને ૧૨૯૮ નાં સાલમાં



NEW HOUSES OF PARLIAMENT.

From Lambeth Palace

પારલામેંનટનો મેહેલ—(૧૧૨)

આગથી તેનો નાંસ થયો હતો, પણ પાદશાહ બીજા એડવરડે તેને ફરીથી બાંધીઓ હતો. ૧૫૧૨ નાં સા લમાં તેનો મોટો ભાગ ફરીથી બળી ગયો હતો. આઠમાં હેનરીએ તેને ફરીથી બાંધીઓ, તે ૧૮૩૪ મા ફરી થી આગથી બળી ગયો હતો જે મોટી ઈમારત હવડાં તાંહાં જોયામાં આવેછે તે આ છેલલી આગ લાગા પછી તાંહાં બાંધીઆમાં આવીછે. આ નવો મેહેલ કેવી રીતે બાંધવો, તેને વાસતે જુદા જુદા શખસોની તરફથી ૯૭ નકસા તઈઆર કીધામાં આવીઆ હતા, અને તેમાંથી શ્રી૦ ચારલસ બારી નાંમનાં એક શખ સનો નકસો સને ૧૮૩૬ નાં સાલમાં પસંદ કીધામાં આવીઓ હતો, અને તે ઉપરથી આ મેહેલ બાંધેલોછે, અને તે નકસાનાં બનાવનારને "નાંઈટ" નો ખેતાબ આપીઆમાં આવીઓ હતો. તારીખ ૨૭ મી એપરી લ ૧૮૪૦ ને દીને એ ઈમારતનો પેહલો પાયો નાંખીઓ હતો. પાયો ૧૨ ફુટ પોહોલોછે. ઈમારતનો બાહે રનો ભાગ સફેદ ચુનાનાં પથરનોછે, અને અંદરનો ભાગ "કેએન" નાં પથરનોછે. નદીની બા જુનો બાહેરનો ભાગ ગરાંનીટનાં પથરનોછે. અંદરનાં દીવાંનખાંનાંઓની દીવાલો સારી ઈટડીઓ નીછે અને છાપરૂં સઘળું લોહોડાંનુંછે. એ પરમાંણે આ આખી ઈમારતનાં છાપરાંમાં લાકડું મુતલગ વાપરી આમાં આવીઉં નથી. આ આખો મેહેલ ૮ એકર જમીન રોકેછે, અને તેની ચાર મુખીઅ બાજુઓ કા હાડેલીછે. જે બાજુ નદીની તરફથીછે તેની લંબાઈ ૯૪૦ ફુટછે. આ મેહેલની બાંધણીમાં ૧૧ ખુલ્લા ચો કછે અને પાદશાહી દીવાંનખાંનાં તથા "હાઉસ આવ લારડસ" તથા "હાઉસ આવ કાંમનસ" ની સભા ભરાએછે તે, તથા વચમાંનાં દીવાંનખાનાં સીવાએ બીજા ૫૦૦ ઓરડાછે. આ સગલી બાંધણીમાં (૯૦૦૦૦) નવ લાખ ટંન પથર, (૨૪૦૦૦૦૦૦) બે કરોડ ચીઆલીસ લાખ ઈટરડી અને (૫૦૦૦) પાંચ હજાર ટંન લોહોડું ખપીઉંછે.

આ મોટી ઈમારતનો દેખાવ તે મધે બાંધેલાં ઉંચા મીનાંરાઓથી ઘણો સોભી નીકલેછે. એ મધેનાં તરણ મુખીઅ મીનાંરા ઘણાજ ખુબસુરતછે, આ બયાંન સાથે આપેલા નકસામાં ડાબી બાજુએ જે મોટો મીનાંરો દેખાએછે, તે મીનાંરાની નીચેના દરવાજાથી નાંમદાર રાંણીની ગાડી એ મેહેલમાં દાખલ થાએછે, તેથી તે મીનારાને "વીકટોરીઆ ટાઅર" કરી નામ આપેલુંછે, અને જમણી બાજુએ જે સઉથી ઉંચો મી નાંરો દેખાએછે તેની ઉપર ઘડીઆલછે તેથી તેને "કલાક ટાઅર" નાંમ આપેલુંછે. વચેવચમાંનાં મોટા મીનાંરાને "સેનટરલ ટાઅર" કરી નાંમ આપીઆમાં આવીઉંછે. "વીકટોરીઆ ટાઅર" ની ચારે બા જુ ૭૫ ફુટછે, અને તેની ઉંચાઈ ૩૪૦ ફુટછે. રાંણીને દાખલ થવાનાં દરવાજાનું આરકુ ઉંચાઈમા ૬૫ ફુટછે. દરવાજાની અંદરનાં ભાગને ઈંગલંડ, સ્કાટલંડ અને આએરલંડના મુખીઅ "સેનટ" નાં પુતલાંથી સણગા રેલાછે. એ જગા ઉપર વીકટોરીઆ રાંણીનુ બાહાવલુંછે, અને તેની આસપાસ ઈનસાફ અને દયા બતલાવ નાંરા પુતલાંછે. ઘડીઆલવાલા મીનાંરાની ચારે બાજુ ૪૦ ફુટછે અને તેની ઉંચાઈ ૩૨૦ ફુટછે. એ મી નાંરા ઉપર ચારે બાજુથી ઘડીઆલ દેખાએછે. વચેવચમાંનાં મીનાંરાની ઉંચાઈ ૩૦૦ ફુટછે અને એ મી નાંરાની નીચે આઠ બાજુનુ દીવાંનખાંનુ બાંધેલુંછે તેનો વીઆસ ૬૦ ફુટછે.

આ મોહોટા મેહેલ મધેનાં સઘલા ચોક, દીવાંનખાંનાં અને ઓરડા તથા બીજા ભાગોનું પુરેપુરૂં બ યાંન કરવાનું કાંમ ઘણુ હઘરૂંછે, તોપણ જેમ બને તેમ તેનાં મુખીઅ ભાગોનુ વરણન હમો નીચે આપીએ છઈએ. આ ઈમારતનો દખણનો અથવા "કલાક ટાઅર" તરફનો ભાગ ઉમરાઓની સભા ભરવાના ત થા તેઓનાં પુસતકખાંનાં તથા આસાએસ લેવાનાં ઓરડા અને તેઓનાં બીજાં કાંમને લગતી આફીસોથી રોકાએલોછે, અને ઓતરનો અથવા "કલાક ટાઅર" તરફનો ભાગ આંમની સભાનાં અને તેઓને લગ તી આફીસો તથા કાંમની જગાઓથી રોકાએલોછે. આ મેહેલ જોવા જનાંર ઘણુ કરીને અસલી મેહેલનાં વરાંણમાંથી અથવા "વેસટમીનસટર હાલ" નાં દીવાંનખાંનાંમાં થઈને દાખલ થાઈ શકેછે. એ દીવાંનખાં

નુ આગલા મેહેલનો એક ભાગછે અને તે હજુર સલાંમતછે. તેની પશચમ દશાની બાજુએ ઈનસાફની અ દાલતોછે, કે જે આ મેહેલની ઈમારતમા દાખલ કરીઆમાં આવીછે. આ દીવાંનખાંનુ ઉપર જણાવીઆ પર માંણે ઘણુ પુરાંણછે. ઈ૦ સ૦ ૧૦૯૭ નાં વરસમાં વીલીઅંમ રૂફસે તે બાંધીઉં હતું અને પાદશાહ બીજા રીચરડનાં વખતમાં તેમાં કેટલેએક શુધારો કરીઆમાં આવીઓ હતો. આ દીવાંનખાંનુ ૨૩૮ ફુટ લાંબુ, ૯૮ ફુટ પોહોલું અને ૬૦ ફુટ ઉંચુંછે, તોપણ વાંચનારને જાંણવાથી અચરતી ઉપજશે કે, તેનાં છાપરાંને ટેકો આપવાને સારૂ એકબી થાંભો તાંહાં ઉભો કરીઆમાં આવીઓ નથી. તેનુ છાપરૂં ચેસનટ લાકડાંનુછે અ ને તેમાં ઘણી સુંદર નકશીઓછે, અને ફરેસતાઓનાં આકાર કોતરેલાછે. હેવું જણાવીઆમાં આવીઉંછે કે, આ મોટા દીવાંનખાંનાંમાં પાદશાહ બીજો રીચરડ કરીસ્ટમસનાં તેહવાર ઉપર કેટલાએક દીવસ શુધી દર રો જ બે હજાર શખસોને મેજબાંની આપતો હતો, અને તે વેલાએ ખોરાકને સારૂ દર રોજ ૨૮ બલદ, ૩૦૦ મેંહનડાં અને ગણતરી વગરની મરઘીનો ભોગ થાતો હતો.

હીંઆંથી પશાર થયા પછી આઠ ખુનાંનો એક ઘણોજ સોભઈતો ઓરડો આવેછે, તે ઓરડાની જમ ની બાજુનાં રસતાથી ઉમરાઓની સભાનાં ઓરડામાં, અને ડાબી બાજુથી આંમની સભાનાં ઓરડામાં જ વાઈ શકાએછે, એ ઓરડામા એક ઘણોજ મોટો ઝુંમરછે, તે જમીનથી ૩૨ ફુટ ઉંચો ટાંગેલોછે, અને જોવા લાએ કછે. આગલ જણાવીઆ પરમાણે રાંણી પારલામેંનટ સભામાં બીરાજવાને સારૂ બીજે રસતે જાએછે. વીક ટોરીઆ ટાવરનો દરવાજો પશાર કીધા પછી જે જગા ઉપર તે નાંમદાર આવી પોહોચેછે, તાંહાં દીવાલ ઉ પર ઘણાજ સુંદર ચીતારોછે, અને તાંહાથી જમની બાજુથી નાંમદાર રાંણીનો "રોબીંગ રૂમ" અથવા મોટો દરબારી પોશાક પેહેરવાનો ઓરડો આવેછે. એ ઓરડામાં ઘણાએક સારાં ચીતારોછે તેમાં કેટલાંએક સખાવત ની અને ધરમાંનુ ખાશીઅત ઉતપંન કરનારાંછે. પોશાક પેહરીઆ પછી, નાંમદાર રાંણી એક બીજા મોટા દીવાંનખાંનાંમાં પશાર થાએછે, તે દીવાંનખાંનુ ૧૧૦ ફુટ લાંબુ, ૪૫ ફુટ પોહોલું અને ૪૫ ફુટ ઉંચુછે. હી આંની બારીઓમાં રંગીન અને ખુબસુરત કાચો જડેલાછે. હીંઆંથી નીકલીઆ પછી રાંણી "પરીનસ એ મબર" નાંમનાં ઓરડામા આવેછે, તે ઓરડો પણ ઘણો ખુબસુરતછે. દીવાલની ઉપર ઓકનાં લાકડામાં ઘણાએક સારાં ચીતાર તથા નકસીછે. બારીઓની ઉપર તરેહવાર ફુલોનાં ચીતારછે. આ ઓરડામાં રાંણી નુ એક ઘણુજ ખુબસુરત પુતલુંછે. તે નાંમદારનાં એક હાથમાં તેનાં અમલની નીશાંણ દાખલ રાજની લાક ડી અને બીજા હાથમાં ફુલોનો હારછે, તે જેઓ તેની બખશેસને લાએક હોએ, તેઓને ઈનાંમ આપવા ને તે ખાહેશમંદછે હેવું બતાવેછે. રાંણીની એક બાજુએ ઇનસાફ બતલાવનારૂં અને બીજી બાજુએ રેહેમ દેખાડનારૂં પુતલુંછે. જે તાકની ઉપર રાંણીનુ પુતલું બેસાડેલુંછે તેની આગલી બાજુએ દરીઓ અને વાંહાં ણનો આકાર પાડી વેપાર બતલાવેલોછે; જમની બાજુએ એક છોકરો લુગોલ વીદીઆનો અભીઆસ કરતો પાડેલોછે, તે વીદીઆ બતાવેછે; અને ડાબી બાજુએ બાફનું ઈઅંતર, વીજલીનું ઈઅંતર, લોહોડાંની સડક બતલાવનારાં ચીતારોછે, કે જેથી હુંનરનો વધારો માલંમ પડેછે. આ ઓરડામાંથી ઉમરાઓની સભાનાં દી વાંનખાંનાંમાં જાઈ શકાએછે. અંદર દાખલ થતાં તેનાં પીતલનાં મોટાં બારણાજ પેહલલા આપણને અચ રતીમાં નાંખેછે. તે વજનમાં દોહડ ટંન, અગીઆર ફુટ ઉંચા અને ૬ ફુટ પોહોલાછે. આ દીવાંનખાંનાં માં આપણે દાખલ થયા કે પછી તાંહાંનો દબદબો, સુનેરી રંગનો ઝલકાર, નકસીની ખુબસુરતી અને તરેહ વાર રંગનો સાણગાર ઈતીઆદી, હેવોતો છે કે કેટલાએક કલાકો શુધી લાગટ જોયાજ કરીએ. એક વખત ઓરડામાં આપણે જાઈને ઉભા રહીએ, તો આપણે કદાચ વીચારમાં પડીએ કે આ હું સું જોઉંછું—હું જાણુ છું કે સપનો જોઉંછ. જાંહાં નજર ફેરવીએ તાંહાં કાંઈજ નહી પણ ઝલકાર અને ખુબસુરતી આપણી આં ખો ઉપર હોમનો કરેછે. આ બારી, આ થાંભ, આ સીલીંગ, આ દીવાલ, આ બેઠક, આ ચીતાર, આ

નકશી, એ સઘળું આપણે જોયું, તેમાં એકથી વધારે સરસ બીજું કહુંછે, તે આપણીથી કેહવાતું નથી. દર એક વસતુ, દરએક સણગાર પોતાંની કીમત અને ખુબી અને તેનાં કારીગરની ભારે સકતી બતાવેછે. આ ઓરડો અને તે ગવે જોછે તેનો દેખાવ કેવો સારોછે, તેની સમજ આપવાને સારૂ હરેક ભાશામાં પુરતાં વીશેશંન નથી.

આ ઓરડામાં સઉથી સરસ અને અગતનો ભાગ નાંમદાર રાંણીનુ તખતછે. એ તખત ઘણુંજ સોભઈતું તથા ખુબસુરતછે. તરણ પગતીની ઉચી જગા કરીઆમાં આવીછે, અને તેની ઉપર ઘણોજ કીમતી અને સોભઈતા રાતા રંગનો ગાલીચો જડી લીવેલોછે. એ ગાલીચાની ઉપર શીહનાં અને ફુલોનાં ખુબસુરત ચીતારોછે, અને તેની કોર સઘળી સુનેરી કસબનીછે. આ બેઠકની ઉપર માહાગનીનાં સઉથી સરસ લાકડાંની તરણ ખુરસીઓછે, તેઓંની ઉપર તમાંમ સુનેરી ઘોરછે. વચમાંની ખુરસી રાંણીને વાસતેછે, તેની ખુબસુરતીનુ બયાંન થાઈ શકતુંજ નથી. એ ખુરસીનાં દરએક ભાગમાં તરેહવાર અને એટલીતો મતલબો બતલાવનાંરી નકશીછે, કે તેનુ બયાંન હીઆં થાઈ શકતું નથી. ખુરસીનાં માંથા ઉપર તાજ મેલેલુંછે, અને પીઠ આગલ હીરા જડેલાછે. ખુરસીની આગલ પગ મેલવાને વાસતે જે ટુલછે, તે પણ ઘણુંજ સોભઈતુ નકશીદારછે. રાંણીની ખુરસીની બંને બાજુએ એક એક ખુરસીછે તેમાં એક રાંણીનાં ભરથાર અને બીજી વડા પુતરને સારૂછે અને તેઓની ઉપર પણ સુનેરી ઘોર અને તરેહવાર સણગારછે. આ તખતની ઉપર ઘણુંજ સુંદર છતર બનાંવેલુંછે. આ બેઠકની પીઠ પછવાડે રાતી ભોએની ઉપર સીંહના ચીતારો પાડેલાછે, અને તેની ઉપર ઈંગલંડનાં રાજની કેટલીએક બીજી નીશાંણો પાડેલીછે અને તેની આસપાસ સોભઈતા દસકતથી "ખોદા અને માહારો હક" હેવા સબદો પાડેલાછે.

આ દીવાંનખાંનાંની ઉગમણ અને પશચમ બાજુ મલી બાર મોટી બારીઓછે. એ બારીઓ અચરતી ઉપજાવનાંરીછે. દરએક બારીની ઉપર રંગીન કાચમાં ઈંગલંડનાં પાદશાહ અને રાંણીઓની સબી પાડેલીછે. આ સબીઓ જો કે રંગીન કાચનીછે, તોપણ ખુબસુરતીમાં કોઈબી જાતની બીજી સબીઓ કરતાં ઉતરતી નથી. આદમીનાં બદંન અને પોશાકનો દરએક ભાગ જેવા રંગનો હોએ, તેવા રંગનાં કાચોનાં કટકા એકઠા મેલવી બરાબર ભાગ પરમાંણે કાપી હેવાતો કારીગરીથી જોડીઆમાં આવીઆછે કે હાવી કાચની સબીઓ બનાંવતાં હજારો રૂપીઆ થાએછે. એ બારીઓથી આ દીવાંનખાંનાંની ખુબસુરતીમાં ઘણો વધારો થાયોછે. રાતને સમે એ બારીઓની પછવાડે રોશની કરીઆમાં આવેછે તેથી તે ચીતારો ઘણાજ ડીપી નીકળેછે. દખણ અને ઓતર તરફની બીજી જે બે બાજુછે તાંહાં આરકાં કરી દીવાલની ઉપર ઘણાજ સુંદર ચીતારો પાહેલાછે. બારીઓની અને ઉપર જણાવેલાં આરકાંઓની વચમાં જે થાંબ આવેલાછે, તેની ઉપર જે અઢાર નાંમીચા ઉમરાઓએ પાદશાહ જાંન પાસેથી જબરદસતીથી છુટાપણાનો (મેગનાં ચારટા) સનદ લીધો હતો, તેઓના કાંસાનાં પાતુમાં ઓટી કાહાડેલાં બાહાવલાં બનાવેલાછે. આ દીવાંનખાંનાંની સીલીંગ ઘણીજ નાંદર અને ખુબસુરતછે અને મોટા ભારવટીઆઓથી તેનાં અઢાર ભાગ કીધાછે અને તે દર એક ભાગને વલી ચાર ભાગમાં વેંહેચીઆછે, અને એ દર એક ભાગ ઉપર તરેહવાર ચીતારોછે તથા નાંમદાર રાંણી—પરીનસ આલબરટ તંથા પરીનસ આવ વેલસનાં નામો માડેલાંછે. ભારવટીઆઓની ઉપર હેવોતો સારી પઠે સુનેરી ઘોર ચહડાવેલોછે, કે જાંણે તે ધાતુનાંજ બનાંવીઆ હોએ તેવા લાગેછે, અને તેઓની બાજુ ઉપર વફાદારી અને ધરંમની નશીઅતો કોતરેલીછે. આ ઓરડાની અંદર ચાર ગીઆલરી કીધેલીછે. રાંણીની તખતની સાબેની બાજુ ઉપર વરતમાંન પતરોનાં રપોરટરોને સારૂ એક ગીઆલરી બાધેલીછે, અને તેની પછવાડે એક બીજી ગીઆલરી પારકા શખસોને સારૂછે. એ બંધે જગાની ગોઠવંણ પણ ઘણી સારીછે. એ ગીઆલરીનાં આગલા ભાગ આગલ ઈંગલંડનાં પાદશાહોની નીશાણો પા

હેલીછે, અને તાંહાં જે આરકાં આવેલાંછે તેની ઉપર ઇંગલંડનાં સાકશંન, નાંરમંન, પલાંનટાજનેટ, ટીઉડર, સ્ટુઅરટ તથા હાંનોવરનાં ખાંનદાંનનાં પાદશાહોનાં (કોટ આવ આરંમસ) અલમતો પાડેલાંછે. હીંઆં એક ઘણુજ કીમતી ઘડીઆલછે, તે આ ઓરડામાં સરવેને વખત જાહેર કરેછે. ઉમરાવજાદીઓને સારૂ જે ગીઆલરી કીધીછે, તેની નીચેની સીલીંગની ઉપર સુનેરી ઘોરછે, તથા ઇંગલંડનાં લારડ ચાંનસેલરોની નીશાંણીછે. †

ઉમરાઓની સભાનાં કાંમ સર આ ઓરડાની વચેવચમાં ઓકનાં લાકડાંની એક ટેબલછે અને તેની આસપાસ ચહડતા ઉતરતા લાલ ચામડાંની ગાડીની બેઠકનાં કોચો મેલેલાછે. તાંહાં ૪૫૦ ઉમરાવોની બેથક કીધેલીછે. લારડ ચાંનસેલરને વાસતે ખુરશી જુદી હોએછે. હાઉસ આફ લારડસની સભાનુ કામ રાતને સમે ચાલેછે તેથી કરીને એ ઓરડાનાં ચાહરે ખુનાંમાં ઇશટાંન ઉપર મોટા ઝુમરોછે, તે પીતલનાં બનાંવેલાછે, અને ૧૭ ફુટ ઉંચાછે અને વજંનમાં ૧૧॥ હંદરવેટ થાંએછે. એ મોટા ઝુમરોમાં તથા બીજી બતીઓમાં ગીઆસની મારફતે એટલીતો રોશની થાએછે કે, રાતની વેલાએ તાંહાં સઘળી રીતનું કાંમ કરવાને કશી અડચણ પડતી નથી. હીંઆં પાંથરેલો ગાલીચો ઘણોજ કીમતીછે અને આસમાંની રંગની ભોંએ ઉપર સુનેરી રંગનાં ફુલો પાડેલાંછે. આ ઓરડાંનાં માંથા ઉપરની સીલીંગ અને તેનાં છાપરાં વચે આસરે તરીસ ફુટનો ઉંચો ગાલોછે, અને તેનાં બે ભાગ કરેલાછે અને, જેમ જરૂર પડે તેમ ઉમરાઓને સારૂ તે ઓરડામાં થંડી અથવા ગરમી લાવવાને સારૂ ગોઠવંણુ કરેલીછે. એ ઓરડામાં ગરમી દાખલ કરવાને સારૂ તેની નીચે પણ મોહું ભોંએરૂં કીધેલુંછે અને તેમાં ગરંમ હવાનો જમાવ કરીઆમાં આવેછે. જારે રાંણી પારલામેંનટની સભામાં બીરાજવાને આવવાની હોએછે, તારે બે કલાક આગમજથી તેની અંદર જાઈ તપાસ કરીઆમાં આવેછે. ૧૬૦૫ નાં સાલમાં ગાઇ ફાકસે દારૂ ગોલાની મારફતે પારલામેંનટની સભાને ઉડારી નાંખવાનુ ટરકટ કીધું હતું, તે ઉપરથી એ ભોંએરૂ પાદશાહ આવે તેની આગમજ તપાસીઆમાં આવતું હતું, તે ચાલ હજીુર શુધી ચાલુછે.

આ ઓરડો ભરતમાં ૯૧ ફુટ લાંબો, ૪૫ ફુટ પોહલો, અને ૪૫ ફુટ ઉંચોછે તાંહાં સઘળા મલી ૧૧૦૦ આદમી સેહેલથી સમાઇ શકે હેવું જણાંવીઆમાં આવીઉંછે.

ઉમરાઓનાં ઓરડાનું બયાંન પુરૂં કરીઆ પછી નાંમદાર રાંણી જારે તાંહાં આવેછે, તાંહારે કેવો બ

---

† ઇ૦ સને ૧૭૩૮ નાં સાલમાં લેડીઓને પારલામેંનટની બંધે સભામા હાજર થવાની મનાંઇ થાઇ હતી, તે ઉપરથી કેટલીએક પેહલેવાંધેની ઊમરાવજાદીઓએ ઘણીજ હીંમતથી પોતાંનો હક લીધો હતો, તેની વીગત આ જગાએ પરગટ કરવા જોગછે. કેટલીએક ઊમરાવજાદીઓએ હેવો ઘેડાવ કીધો, કે હાવો હોકંમ થયોછે તોપણુ તેઓએ તાહાં જવું, અને તે ઘેડાવને તેઓ ઘણી હીંમતથી અમલમાં લાવીઆં. એક દીને સવારનાં ઊમરાઓની સભા બેઠી હતી, તે વેલાએ તેઓ તાંહાં ગયાં અને અંદર જતા હતાં, તેવામાં તેમનો અટકાવ કીધામાં આવીઓ, તે છતાં તેઓએ બોહોસથી અંદર જવા માંગીઉં. એ વીસે ઊમરાઓને ખબર થયાથી તેઓએ હેવો હોકંમ કીધો કે, તેઓની સાંમને બારણા બંધ કરવા. એ પરમાંણે થયુ તોપણ તે અસતરીઓ ત્યાહાથી ગઇ નહી, અને સુબેથી પાછલા પોહોરનાં પાંચ વાગા તાંહાં શુધી ભુખ્યાં અને તરસીઆં તેઓ તાંહા રહેઆ, અને વારે ઘડીએ જોરથી બારણા અફાલીઆ કીધાં છેલસે સરવાલે તેઓએ એક યુકતી કીધી અને અરધો કલાક શુધી સાકીદાં રહેઆં, કે જેથી ઊમરાઓ એમ સમજે કે તેઓ જતાં રહાં હશે. આ વીચાર ખરો ઠરીઓ, અને જેવું બારણુ ઉઘાડીઉં કે તેઓ ગરોગર અંદર દાખલ થાઇ પોતાંની જગોએ જાઇને બેશી ગયા, અને તાંહાં રાતનાં ૧૧ વાગતા શુધી રહેઆ. એ જગાએથી તેઓએ ઊમરાઓની હસી તથા આંખોથી મશ્કરી કરવામાં બાકી રાખીઉં નહી, અને તે દીનથી ફરીથી અસતરીઓને અંદર જવાની છુટ મલી હતી આ લેડીઓમાં, લેડી હંટીંગડંન— ડચેસ આવ કુઇનસબેરી—ડચેસ આવ આનકાસટર—લેડી વેસટમોરલાંનડ—લેડી કોબામ—લેડી ચારલોટ એડવીન—લેડી આરચીબાલ્ડ હામીલટંન અને તેની છોકરી—મીસીસ સ્કાટ તથા મીસીસ પેનડારવીસ અને લેડી સાંનડરસન હતાં. આ પરમાંણે અસતરીઓનાં હકને વાસતે તેઓએ ઘણી હીમતથી પોતાંને ઘણા જોખમમાં નાખીઆં હતાં.



INTERIOR OF THE HOUSE OF COMMONS

હાઉસ આવ કૅામન્સ—આમની સભા—(૧૧૭)

રટરો તથા જોવા આવનારાઓને સારૂ ફરતી ગીઆલરીઓછે. જે ગીઆલરી લેડીઓને વાસતેછે, તેની ઉપર પીતલની બારીક જારી જડેલીછે, કે જેથી આ દીવાંનખાંનાં મધેનું સઘળું તેઓને દેખાએ, પણ તેઓ કોઈને દેખાએ નહી. હાઉસ આવ કામનસનાં "સ્પીકર" ની ખુરસી ઘણીજ નકસીદાર અને સોબઈતી છે. અધીકારીઓને વાસતે ફરતા કોચો મેલેલાછે. રાંણીનાં પરધાંનો સ્પીકરની જમની બાજુનાં કોચની પેહલી હાર ઉપર બેસેછે, અને તેઓની સાહાંમણે ઈઆને સ્પીકરની ડાબી બાજુએ પરધાંનોની વીરૂધની ટોલકીનાં વડાઓ બેસેછે. આ ઓરડાની સીલીંગને ઘણીજ સારી રીતે બનાંવેલીછે અને તેમાં કાચનાં ચોકટાં જડેલાંછે અને કાચની ઉપર ફુલોનાં તથા બીજા ચીતારો પાડેલાંછે. આ દીવાંનખાંનાંમાં જે રોશની થાએછે, તે આ કાચની સીલીંગની અંદર કરીઆંમાં આવેછે, અને તેથીજ સઘળું અજવાલું ઓરડામાં પડે છે. એ ઓરડાની નીચે હવા ગરમ થવાને વાસતે ભોએરૂ બનાવેલુંછે, અને તેમાંથી જે હવા ઓરડામાં આવેછે, તે પાછી સીલીંગની વાટે નીકલી જાએ હેવી ગોઠવણ કરીઆમાં આવીછે. આ ઓરડાની બાંધણી હેવીછે કે, જો તેમાં આગ લાગે તો ફકત તાંહાંનાં બાંકો તથા સામાંન બલી જાએ, પણ ભોએ, દીવાલ અને સીલીંગ સઘળી સલાંમત રેહે. દીવાલની ઉપર પણ ઘણાએક સારાં ચીતારોછે. આ ઓરડો જોઈ રહેઆ પછી તેની બાહેર એક કલુંછે, તે આપણને દેખાડીઆમાં આવેછે. મોડી રાત થાએછે અને અગતની તકરાર થાઈ રહી હોએ, તાહરે કેટલાએક અધીકારીઓ આશાએસને સારૂ પોત પોતાનાં ઓરડામાં જાઈને બેએછે, અને જારે મત લેવાનો વખત આવેછે, તારે પેલું કલું ખેંચેછે, તેથી દરએક ઓરડામાં ઘંટ વાગેછે તેથી પેલા અધીકારીઓ તરત પોતાની જગા ઉપર આવીને બેસેછે, અને પછી પોતાનાં મત આપેછે. જેઓ એક બાજુએ મત આપવાનાં હોએ, તેઓ એક હલાએદા ઓરડામાં એકઠા થાએછે અને બીજી બાજુના મત વાલા બીજા ઓરડાંમાં એકઠા થાએછે, તાંહાં મતોની સંખીઆ ગણીઆમાં આવેછે. આંમની સભાના તથા ઉમરાઓની સભાનાં પુસતકખાંનાં પણ ઘણાજ કીમતી અને સુંદરછે. જે દીવાંનખાનાને સેંનટ સ્ટીવંનસ હાલ કરી કેહેછે, તે ૯૫ ફુટ લાંબો અને ૩૦ ફુટ પોહોલોછે, અને ઘણોજ સારી રીતે પારલામેંનટનાં નામીચા અધીકારીઓનાં પુતલાંથી સણગારેલોછે. આ મેહેલમાં સઘળાં મલીને ૪૫૦ પુતલાંછે. આ મેહેલનાં એક ઓરડામાં "ઈલેકટરીક ટેલીગરાફ" અથવા વીજલીનાં તારથી સંધેશો ચલાવવાની આફીસછે અને તાંહાંનો તાર વડી આફીસ કે જે "સેંનટ જેમસ ગ્રીટ" નાંમનાં મોહોલ્લામાંછે તાંહાં લઈ જયામાં આવીઓછે. એ તારની મદદથી પારલામેંનટની સભામાં જે કાંઈ કાંમ ચાલેછે તે વીશેનો અંધેશો રફતે રફતે વડી આફીસમાં જાએછે; અને તાંહાંથી છપાઈને લોકોની અંદર ફેલાએછે. આવી સારી ગોઠવંણથી ઉપલી સભામાં જે કાંઈ બનાંવ બનેછે, તે સઉથી થોડા વખતમાં આખ્ખાં લંડનમાં જાહેર થાએછે.

પારલામેંનટનો આ મેહેલ બાધવામા (૧૫૦૦૦૦૦૦) એક કરોડ અને પચાસ લાખ રૂપીઆ ખરચ થયોછે, હેવું જણાવીઆમાં આવીઉંછે.

જે વેલાએ આમની તથા ઉમરાઓની સભા ભરાતી હોએ, તે વેલાએ તાંહાં ચાલતો કારભાર જરૂર જોવો જોઈએછે. જેમ તેઓનાં દીવાંનખાનાં ખુબસુરતછે, તેમ તાંહાનો ઈનસાફ અદલછે, અને દરએક ભાંશાંણ કરતાની શકતી, અને બોલવાની ટપ તપાસવા જોગછે" ઉમરાઓની સભામાં જવાને વાઅતે કોઈબી ઉમરાવનો હોકંમ જોઈએ, અને આમની સભામાં જવાને વાઅતે તે સભાનાં કોઈએક અધીકારીનો હોકંમ જોઈએ. ‹ બીજી વેલાએ મેહેલ જોવા જવાની પરવાંનગી લારટ ચેમબરલેનની આફીસમાથી મેલવી શકાએછે

નાંવ થાએછે, તે વીશે જણાવવાની અગતછે. જે દીને તે નાંમદાર પારલામેંનટમાં જાએછે, તે દીને આ મેહેલ તરફ સહવારનાં દશ વાગતેથી ગાડી ઘોડાઓની દોરા દોરી ચાલેછે. જેઓ તે દબદબા ભરેલો દેખાવ જોવાને જાએછે, તેઓની પારલામેંનટનાં મેહેલથી એક માઈલ દુરથી ગાડી દોડી શકતી નથી, પણ ભીડનાં સબબથી આસતે આસતે જેમ સરગસ ચાલતું હોએ તેમ હારેદોર ગાડીઓમાં આસતે આસતે જવું પડેછે. એ વેલાએ રસતાઓમાં એક અજબ દેખાવ થાએછે. બકીંગાંમ પાલેસથી તે પારલામેંનટનાં મેહેલ શુધીનાં રસતાની હારેદોર લોકોની ભારે ઠઠ થાએછે. દરએક જણ રાંણીનો ચેહરો જોવાની ઉમેદમાં કલાકો આગમજથી ઉભા રેહેછે. જેવી રાંણીની ગાડી આવી, કે લોકો ઘણા ખુશીમાં આવી પોતાની ટોપીઓ તથા હાથો અને રૂમાલો ફેરવેછે, અને "રાંણીની ઉમર દરાજ હોજો" એ ઝીશાલે વારેવાર પોકાર મારેછે.

રાંણી બકીંગાંમ પાલેસમાંથી બરોબર પોંણા બે વાગતે નીકલેછે, અને તે વખતનુ સરગસ ઘણુંજ જોવા લાએક થાએછે. બબે ઘોડાની જોડીની જુદા જુદા અમલદારોથી ભરાએલી છ મોટી ગાડીઓ પેહલે ચાલેછે. તેઓની પછી નાંમદાર રાંણીનાં "મારશલમેન" તથા "ફુટનેન" તથા "યેમેન ગારડ" ની એક ટોલકી ભારે દમાંમનાં પોશાકો સાથે પીઆદા ચાલેછે. તેઓની પછવાડે કદમે કદમ નાંમદાર રાંણીની મોટી ગાડી કે જેમાં આઠ સફેદ ઘોડા જોડેલા હોએછે, તે ચાલેછે. નાંમદાર રાંણીની સાથે પરીનસ આલબરટ, મીસતરેસ આવ ધી રોબસ અને માસતર આવ ધી ગરૂમસ બેશેછે. રાંણીની ગાડી "વીકટોરીઆ ટાવર" આગલ આવી પોહોચેછે, એટલે ટોપોનાં અવાજ નીકલેછે, તેથી સરવેને ખબર પડેછે, કે રાંણી આવી પોહોતી. રોબીંગ રૂમમાં દરબારી પોશાક અને તાજ પેહરીઆ પછી રાંણી ઉમરાઓનાં ઓરડાંમાં જાએછે, તારે સઘળાઓ ટોપી કાહાડીને આદરમાંનથી ઉભા થાએછે. નાંમદાર રાંણી તખત ઉપર બેઠા પછી સરવેને બેસવાને કેહેછે, તારે તેઓ બેસેછે. તારપછી આમની સભાનાં અધીકારીઓને તેડું મોકલેછે, તારે તેઓ આવેછે. એ વખતે રાંણીનાં દાહવા હાથ ઉપર રાંણીનો એક પરધાંન નાગી તલવાર લઈને ઉભો રેહેછે, અને બીજા હાથ ઉપર બીજો પ્રરધાંન "કાપ આવ મેનટેનંનસ" લઈને ઉભો રેહેછે, અને એક પરધાંન મખમલની ગાદીની ઉપર મેલેલુ તાજ લઈને ઉભો રેહેછે. તારપછી લારડ ચાંનસેલર ગુઠણ મરડી ઉભો રહીને, રાંણીને એક લખેલુ ભાશાંણ આપેછે, તે તે નામદાર ધીરા અને સાફ અવાજથી વાચેછે. પછી તુરત સભા બરખાસત થાએછે. જારે આ મોટી સભા મળેછે તારે નાંમદાર રાણી અને પરધાંનો જેઓ સઘળા દરબારી પોશાકમાં હાજર થાએછે, તે સઘળાનો દેખાવ દીવાંનખાંનાંની ખુબસુરતીની અદર ભેલાઈને હેવોતો બનેછે, કે જોનાર એક સપનો જોતો હોએ તેવું બનેછે. ઈંગલંડનાં રાજનાં કઉન્સતનો આએ એકજ દાખલો નોટોછે કે રાંણી જે ભાંશાણ કરેછે, તે વીજલીનાં તારની મારફતે થોડા કલાકમાં આખા યુરોપખંડમાં ફેલાએછે, અને તેનાં એક સખુનથી દુનીઆં ઉપર ઉલટ પાલટ થાએછે. ઉંમરાઓ હંમેસાં જે ઓરડામાં થાઈને ઉપલા દીવાંનખાંનાંમા આવેછે તે પણ ઘણો સોભઈતોછે. એ ઓરડાને "પીઅરસ લાબી" કરી કેહેછે. તેની બંધે બાજુએ મોટાં આરકાંછે, અને તેની ઉપર ઈંગલંડના સાકસન, નારમન, પલાંનટાજનેટ, ટીઉડર, સ્ટુઅરટ અને હાંનોવરનાં ખાનદાંનનાં પાદશાહોનાં અલમતછે, અને તે દરએકની ઉપર પાદશાહી તાજ પાડેલાંછે. આરકાની ઉપર ગોલાબનાં ફુલો પાડેલાંછે, અને તેની અંદરનાં ભાગ ઉપર સુનેરી રંગથી ઓકનાં ઝાડના પાતરાં પાડેલાંછે.

હવે "હાઉસ આવ કામનસ" અથવા આંમની સભાનાં દીવાંનખાંનાંનુ બયાન કરીએછ. એ દીવાંનખાંનુ જો કે ઉમરાઓનાં દીવાનખાનાના જેવું કીમતી નથી, તો પણ ઘણુ સોભઈતુંછે અને ભરતમાં ૭૫ ફુટ લાંબુ, ૪૫ ફુટ પોહોલું અને ૪૧ ફુટ ઉંચુંછે. એ ઓરડાની બે બાજુએ રંગીન કાચની બારીઓ છે, અને તેની ઉપર પારલામેંનટનાં અધીકારીઓના પરગણાનાં અલમતોના ચીતારોછે. એ ઓરડામા રપો

## પ્રકરણ ૧૪ મુ

---

## કીલ્લો—માંનશન હાઊસ—ગીલડહાલ—ટકશાલ—બેંક આવ ઈંગલંડ—રાયલ એકસચેન્જ—પોસટ આફીસ—ટાંઈમસ આફીસ.

લંડનનો કીલ્લો—સહુથી પુરાણો ભાગ—દેવલ—દફતરખાનુ—દરવાજા—આગલા પાદશાહોનુ રેહઠાણ—નામીચા શખસોનુ કેદખાનુ—આદમીઓના તથા ઘોડાઓને પેહરવાના આગલા વખતના બખતરોનો સંગરહ—રીબાવીને મારી નાખવાના હથીઆરો—પાદશાહી જવાહેરાત માનશન હઊસ—બાહેરના ભાગ ઊપર ચીતારો—ઈજીપશીઅન હાલ—લારડ મેયરનુ સરગસ ગીલડહાલ—એ ઇમારતનો ખરચ—દીવાનખાનુ—રાખસોના પુતલા—લારડ નેલ્સનનુ બાવલુ—કોરટ આવ એકસચેકર—કામન કાઊનસીલ ચેમબર—આલડરમેનોની સભાનુ દીવાનખાનુ—ચેમબરલેનનો પારલર ટંકશાલ—ધાતુ પીગલાવવાની રીત—લાઠા—પતરા—સીક્કા પાડવાનો સાંચો—ટંચ કાહાડવાની ચાલ ઇતીઆદી બેંક આવ ઇંગલંડ—કારભારીઓની ફોજ—બેંક પારલર તથા બીજા ઓરડાઓ—નગદી—છાપેલી નોટો—નોટ છાપવાનુ કારખાનુ—એ બેંક કેમ ઊભી થાઇ—તેનો કારભાર ઇતીઆદી રાયલ એકસચેન્જ—અસલની ઇમારતો—હાલની ઇમારત—દીવાનખાનુ—લાઇડની નામીચી આફીસ—હવાની ખબર રાખનાર યંત્ર—વરસાદ માપવાનુ યંત્ર પોસટ આફીસ—વરતમાન પતરો તથા કાગલોનો મોટો જથો—એક માલ ઊપરથી બીજા માલ ઊપર કાગલોના જથા પોહોચાડવાની ગોઠવણ—સ્ટામ્પ ઠોકવાના સાંચો—જુદા જુદા મથકોના કાગલો છુટા પાડવા તથા પોહોચાડવાની રીત—લંડનમા કાગલોની વેહચણી—વેહચનારાઓને બેસવાની ગાડી—લંડનમા આવી પોહોચવાની આગમજ કાગજો છુટા પાડવાની ગોઠવણ—પોસટ આફીસનો હીસાબ ઇતીઆદી લંડન ટાઇમસ—એ પતરનો વગ તથા માન—કાગલ પેચવાનો ઓરડો—ટીબા જોડનારાઓના ઓરડા— સ્ટીરીઓટાઇપ બનાવવાનુ કામ—કાગલ ભીંજવવાની રીત—છાપવાનો સાંચો—એ પતર સંબંધી કેટલીએક જાણવા જોગ વીગતો

લંડન શેહેર મધે મુસાફરનુ ધીઆન ખેંચનારી બીજી કેટલીએક ઇમારતનુ બયાન આ પ્રકરણમા કરીઆમા આવીઉછે એ દરએક ઈમારતો તથા તે મધેની વસતુઓ જોવા લાએકછે લંડન જેવા ભારે વસતી કઉઅત, વેપાર અને દોલતવાલા શેહેરનો કીલ્લો કાઈ જેવો તેવો હશે હેવુતો વાચનાર કધી સમજશે નહી એ કીલ્લો ટેમસ સ્ટ્રીટના મોહલ્લાને છેડે નદી આગલથી બાંધેલોછે એ કીલ્લાનો ચીતાર જે હીંઆ આપીઓછે, તે ઉપરથી જોયામા આવશે કે તેનો દેખાવ ઘણો શારોછે એ કીલ્લો ૧૨ એકરથી વધતી જમીન રોકેછે અને તેની મજબુતી વીશે ઘણુ શારૂ મત આપીઆમા આવીઉછે તે હેવી રીતે બાંધીઆમા આવીઓછે કે ટેમસ નદીને રસતે આવતા દુશમેનની ઉપર હોમલો કરી શકાએ અથવા શેહેરમા કાઈ બળવો થાએ હોએ, તો તે બળવો બેસાડવાને પણ બની આવે આ કીલ્લાના ઘણાએક ભાગછે અને તેને જુદા જુદા નામ આપેલાછે હેવુ જણાવીઆમા આવીઉછે કે એ કીલ્લાનો સહુથી પુરાનો ભાગ વચમા ચાર ઉંચા મીનારા સાથનો જે ભાગ દેખાએછે, અને જેને "હાઈટ ટાવર" કરી નામ આપેલુછે તે છે, અને હેવુ કેહવામા આવીઉછે કે ઇંગલંડના પેહલા નારમન પાદશાહ વીલીઅમે તે બાંધીઓ હતો, તાહરે એ કીલ્લો આજે આસરે ૧૮૦૦ વરશનો પુરાનો ગણાએછે અસલના નારમન પાદશાહની વખતની બાંધણીનુ એક નાંધનુ સોલઈનુ દેવલ પણ એ કીલ્લામાછે, તે હમણા સરકારનુ દફતરખાનુ•કરીઆમા



THE TOWER OF LONDON

આવીઉછે. આગલા વખતમાં તેમાં દાખલ થવાનાં ચાર દરવાજા હતા. એક દરવાજો જેને "લાયનસ ગેટ" કરી કેહેછે, અને જે હમણાનાં કાંમને વાસતે મુખીઅ દરવાજોછે, તે આગલ એ કીલ્લામાં જંગલી જાનવરોને રાખવામાં આવતાં હતાં તેઓનાં મકાંનનો દરવાજો હતો. બીજો દરવાજો નદીની બાજુથી બોરો તથા નાંધલાં વાંહાંણોમાંથી સામાંન ઉતારવાને કીજે હતો. તરીજો દરવાજો લોહોડાંનો અને ઘણોજ મજબુત હતો, કે જે કોઈજ વેલાએ હુંગાડીઆમાં આવતો હતો, અને ચોથો દરવાજો મોટા અને પાદશાહી બંદીવાંનો, જેઓને એ કીલ્લામાં કેદ કરીઆમાં આવતા હતા, તેઓને અંદર દાખલ કરવાને શારૂ હતો. એ કીલ્લાનો આગલ એક મોટા ચરથી બંચાવ કીધેલો હતો, પણ હમણા તે જગાએ એક બાગ બનાવેલોછે.

ઈંગલંડની તવારીખ ઉપરથી હેવું જોયામાં આવેછે કે, આ કીલ્લો ઘણી વખત મેહેલ તથા બંદીખાંનાં દાખલ વાપરીઆમાં આવીઓછે. પાદશાહ સ્ટીવંનસ ૧૧૪૦ નાં શાલમાં ભારી દમાંમ સાથે પોતાંની દરબાર એ કીલ્લામાં ભરતો હતો. તરીજા હેનરીએ વચેવચમાંનાં કીલ્લાને ઘણોએક મજબુત કીધો હતો, અને એ પાદશાહનાં વખતમાં તેનાં બલવાખોર ઉમરાઓએ તેની સાંમને એ કીલ્લો કેટલીએક વખત હાથ કીધો હતો. પાદશાહ બીજો એડવરડ પોતાની રઈએતનાં બલવાથી નાહસીને એ કીલ્લામાં ભરાયો હતો. સ્કાટલંડનાં પાદશાહ ડેવીડને અને ફરાંનસનાં પાદશાહ જાંનને તેનાં છોકરા ફીલીપ સાથે આ કીલ્લામાં કેદ રાખીઓ હતો. વાટ ટાઈલર નાંમનાં શખસે જાહરે લંડનમાં બલવો ઉઠાવીઓ હતો, તાહરે બીજો રીચરડ પોતાંનાં ૬૦૦ ઉમરાઓ સાથે બંચાવને સારૂ હીંઆં ભરાયો હતો. પાદશાહ ચોથા એડવરડે ભારી દમાંમ સાથે પોતાંની દરબાર હીંઆ રાખી હતી. છઠા હેનરીને બે વાર હીંઆં કેદ કીધામાં આવીઓ હતો, અને તાંહાં તેનુ મરણ પણ થાઈઉં હતું. આઠમો હેનરી ઘણીવાર એ કીલ્લામાં રહેઓ હતો. એ પાદશાહની રાણી આન બુલેન અને કાથેરાઈન હાવરડને એજ કીલ્લામાં ગરદન મારીઆમાં આવી હતી. લેડી જેન ગરેને પણ આ કીલ્લામાં મારી નાંખીઆમાં આવી હતી, રાંણી એલીજાબેથને તેહની બેહેનનાં રાજમાં કેદ કરીઆમાં આવી હતી તે પણ હીંઆંજ. પાદશાહ પેહેલો જેમસ હીંઆં રેહતો હતો, અને તેને જંગલી જાંનવરોની લડાઈ જોવાનો ઘણો શોક હતો, તેથી આ કીલ્લાનાં એક મોટા ચોકમાં શીંહ તથા રીછની સાથે કુતરાઓને લડાઈ કરતાં જોઈને ઘણો ધમન થાતો હતો. પેહલા વીલીઅંમનાં વખતથી તે બીજા ચારલસનાં વખત શુધી ઈંગલંડનાં પાદશાહો પોતાનાં માથા ઉપર તાજ મેલીઆ પછી ભારે દમાંમ સાથે આ કીલ્લામાંથી નીકલીને શેહેરમાં પધાર થાઈને વેસ્ટમીનસ્ટર ખાતેનાં મેહેલમાં જતા હતા. ઈંગલંડની તવારીખ જાંણનારને સારી પઠે ખબરછે કે ઘાતકી પાદશાહ તરીજા રીચરડે ચોથા એડવરડનાં બે ઘણાજ નાંધલી વએનાં શાહાજાદાઓને બીછાંનાં ઉપર ગુંગરાવીને મારી નખાવીઆ હતા, તે બનાવ પણ આ કીલ્લામાંજ બનીઓ હતો. એ ઉપરાંત ઈંગલંડની તવારીખને લગતા બીજા સેંહકડો જાંણવા જોગ બનાવો હીંઆં બનીઆ હતા, તે સઘળાનું બયાંન કરવાની જગા નથી.

વચમાનો કીલ્લો ૧૭૬ ફુટ લાંબો અને ૯૬ ફુટ પોહોલો તથા ૯૨ ફુટ ઉંચોછે. એ કીલ્લાની બાહેરની બાજુની દીવાલ ૧૦ થી ૧૨ ફુટ અને અંદરની દીવાલ ૭ ફુટ જાડીછે. સર વાલટર રાલીને આ કીલ્લામાં કેદ રાખીઆમાં આવીઓ હતો, તે આ જાડી દીવાલમાં એક ઓરડો ખોદીને રાખીઆમાં આવીઓ હતો, કે જેથી અંદર જવાનાં નાંધલાં બારણા શીવાએ બીજી કોઈ જગેથી તેમાં રોશની દાખલ થાએ નહી. એ ઓરડો આજ દીને પણ આપણને દેખાડીઆમાં આવેછે. એજ ઓરડામાં સર વાલટર રાલીએ આખી દુનીઆંની તવારીખ લખી હતી

વ્હાઈટ ટાઅરનાં ઓતરનાં ભાગ ઉપર આગલ લશકરી હથીઆરો રાખવાને માટે ૩૪૫ ફુટ લાંબી એક ઈમારત બાંધેલી હતી, તેમાં આસરે તરીજ લાખ રૂપીઆની કીમતનો લશકરી સાંમાંન રેહતો હતો.

એ ઈમારત તથા તે મધેનો સામાંન ૧૮૪૧ નાં સાલમાં આગથી બલી ગયો હતો, તેની જગાએ હમણા ૧૦૦૦ સીપાઈઓ સમાઈ શકે તેવી બરાખ બાંધીઆમાં આવીછે.

પણ આ કીલ્લા મધેનું એક દીવાંનખાંનું કે જાંહાં અસલનાં વખ્તનાં ધાતુનાં બખ્તરો હારેરોર અને ઘણાજ સોભઈતી રીતે ગોઠવેલાંછે, તે ઘણુ જોવા લાએકછે. લડાઈનાં કાંમમાં દારૂ ગોલો નહી વાપરીઆમાં આવતો હતો, તારે સીપાઈઓ તથા સરદારો જે બખ્તરો પેહેરતા હતા, તેનો એક ઘણોજ કીમતી સંગરહ હીંઆં કરીઆમાં આવીઓછે. પેહલાં એ બખ્તરો વગર તારીખે મેલેલાં હતાં, પણ ૧૮૨૬ નાં સાલમાં ૧૫૦ ફુટ લાંબા અને ૩૪ ફુટ પોહોલા ઓરડામાં સઘળાં બખ્તરો તેમનાં પુરાતમપણા મુજબ ગોઠવીઆમાં આવીઆં હતાં, તેથી અસલી બીનાંઓની શોધ કરનારને એ બાબદમો ઘણુએક સવલ પડીઉછે. આ ઓરડાની બારીઓ રંગીન કાચનીછે, અને તેની ઉપર અલમતો પાડેલાંછે, તથા બીજાં અસલી ચીતારોછે. દીવાલ તથા સીલીંગની ઉપર લડાઈમાં જીતેલા વાવટાઓ તથા બીજી ફતેહની વસતુઓછે. ઈંગલંડનાં પાદશાહ પેહલા એડવરડનાં વખ્તથી તે બીજા જેમસનાં વખત શુધી ઘોડા તથા આદમીઓને પેહેરવાનાં બખતરો, ઘોડાનાં તથા આદમીઓનાં પુતલાં ઉપર પેહેરાવીને, આ ઓરડાનાં વચે વચમાંનાં ભાગમાં ગોઠવેલાંછે. આઠમાં હેનરીએ તથા પેહલા ચારલસે જે બખતર પેહેરીઆં હતાં, તે હીંઆં આપણને દેખાડીઆમાં આવેછે. આઠમો હેનરી ઘણોજ ઠીંગો અને કદાવર હતો, તેનું બખતર પણ ઘણુજ મોટુંછે. એ બખતરો કેવાં છે તેની સમજ આપવાને વાસતે તેનાં જુદા જુદા ભાગ નીચે જણાવીએછ. હેલમેટ, માંથાંનો ભાગ—ગોરજેટ, ગરદન ધાંકવાનો ભાગ—પાલડરનસ, ખભાં સંભાલવાનો ભાગ—રીઅર બ્રેસીસ, ઉપરની બાજુ ધાંકવાનો ભાગ—વાંમ બ્રેસીસ નીચેની બાજુ ધાંકવાનો ભાગ—એલબો પીસીસ, કોપરીઆં ધાંકવાનો ભાગ—ગાંનટલેટસ, હાથ ધાંકવાનો ભાગ—બ્રેસ્ટ પેલટ, અને બેક પલેટ, છાતી તથા પીઠ ધાંકવાનાં ભાગો—ટેસેટ એનડ ટાસેટ, પેટ ધાંકવાનાં ભાગો—ગારડ ડી રેનસ, કંમર ધાંકવાનો ભાગ—ટેલસ, કંમર અને પેટની બાજુ ધાંકવાનો ભાગ—જીતુલેર, ગુડણ ધાંકવાનો ભાગ—જાંબસ, ટેટાં ધાંકવાનો ભાગ—સાલેરટ, લોહોડાંના જોડા. એ પરમાંણે પંદર જુદા જુદા ભાગનુ આખુ બખ્તર બનેછે તે સઘળા આપણે હીંઆં જોઈએછે. કેટલાએક ભાગ વલી બેવડા પણ આવેછે. ઘોડાને વાસતે નીચે જણાવીઆ પરમાંણેછે. ચાંનફરન, માંથાંને સારૂ—પાઇત્રેલ, છાતીને સારૂ—માંનેફેર ગરદનને સારૂ—ફલાંચારડ પાંસરી અને ટેટાંની વચેનાં ભાગને સારૂ અને કરૂપીએર જાંગને સારૂ.

આ સઘળાં બખતરો ઘણાજ પુરાંનાંછે, તોપણુ હેવી રીતે સાફ રાખીઆમાં આવીઆંછે કે, જાંણે આજે કાંમ આવી શકે. કેટલાંએક બખતરો ઉપર ઘણોજ સારો ધોર ચહડાવેલોછે, તથા અલમતો અને બીજી નકસીઓછે. આ બખતરો જોયાથી આપણને અચરતી ઉપજીઆ વનાં રેહતી નથી, કે તે આટલાં ભારી છતાં તેનાં પેહરનારાઓએ તેમને આંગ ઉપર કેમ ઉંચકીઆ હશે, એટલુંજ નહી, પણ તે પેહરીને શી રીતે લડાઈ કીધી હશે. પણ આદત ઘણુ કરી શકેછે, અને હરેક વાતની ટેવં જે છે, તે બીજી કુદરતી શકતીછે. હાલનાં સમેમાં લડાઈમાં દારૂ ગોલાનું કાંમ નીકલીઆથી બખતરોની ચાલ નીકલી ગઈછે, પણ આગલા વખતમાં જાહરે લડાઈનુ મુખીઅં હથીઆર તલવાર હતું, તાહરે આ બખતરો બંચાવને સારૂ ઘણા કીમતી ગણાતાં હતાં.

આ ઓરડામાંથી નીકલીઆ પછી એક બીજા ઓરડામાં આવીએછે, તે ખચીત જોવા લાએકછે. તાંહાં લડાઈનાં હથીઆરોનુ એક સંગરહસથાંનછે. એ ઓરડાને "કુઈન ઈલીજાબેથસ આરમરી" કરી નાંમ આપીઆમાં આવીઉછે, તેનુ કારણ એછે કે હીંઆં જે કાંઈ હથીઆરોછે, તે ઘણાખરા એ રાંણીનાં વખતનાંછે. દારૂ ગોલાનાં હથીઆરો નીકલીઆં તેની આગમજ યુરોપખંડમાં લડાઈમાં કેવાં હથીઆરો વપરા

તાં હતાં તેનો પણ એક કીમતી સંગરહ આ ઓરડામાંછે. સેંહકડો જાતનાં હથીઆરો જે આપણે હીંઆં જોઈએછ, તેથી આપણને આગલા જમાનાનાં હથીઆરો વીશે ઘણીએક માહેતગારી મલેછે. એ ઓરડાને છેડે રાંણી એલીજાબેથનું ઘોડા ઉપર એક બાહાવલુંછે.

બંધવાઓને રીબાવવા અથવા રીબાવીને મારી નાંખવાનાં આગલા જમાનાંના કેટલાંએક હથીઆરો આ ઓરડાનાં વચેવચમાંનાં ભાગમાંછે. હાથનાં આંગલા દાબવાનો ઈસકરૂ—ગરદન મંડવાનો ઈસકરૂ જે ૧૫૫૮ માં ઈસપાંનીઅરડ સાથની લડાઈમાં લીધો હતો—હાથ, પગ તથા ગરદન એ સઘળાં એકઠાં કરીને દાબવાનો સાંચો, તથા એવા બીજા ઘાતકી સાંચાઓ હીંઆં જોવામાં આવેછે. આઠમાં હેનરીની રાંણી આંન બુલેન તથા અરલ આવ એસેકસ નાંમનાં ઉમરાવને જે ટીમરાં ઉપર તથા કોટારાથી ગરદંન મારીઆમાં આવીઆં હતાં, તે ટીમરૂં અને કોહારો આ ઓરડામાંછે, તે આપણને દેખાડીઆમાં આવેછે. એક લાકડાંની ટોપ કે જે આઠમાં હેનરીએ બુલોનની લડાઈને વખતે કાંમમાં લગાડી હતી તે પણ હીંઆંછે. આ કીલ્લામાં જુનાંમાં જુની એક ટોપ પીતલનીછે, તે સાતમાં હેનરીનાં વખતની અથવા પંદરમી સદીને છેડેની બનાંવેલીછે.

લંડંનના કીલ્લાનો દરવાજો રાતના બંધ કરીઆમાં આવેછે, તે વેલાએ પુરાંની રશમ પરમાણે દબદબા ભરેલી કીરીઆ કરીઆમાં આવેછે. રાતનાં અગીઆર વાગતાની થોડી મીનીટ આગમજ, એ કીલ્લાનો એક અમલદાર રાતો જબ્બો પેહરીને પોતાનાં હાથમાં કુંચીઓનો મોટો ઝુમખો લઈને પેહરાગીરોની જગા આગલ જાએછે, અને તે વેલાએ તેની સાથે એક બીજો અમલદાર હાથમાં ફાંનસ લઈને ચાલેછે. પેલા પેહરાનાં મકાંન આગલ આવી તેઓ પોકાર કરી બોલેછે કે "કીલ્લાની કુંચી" તેવામાં પેલા પેહરાગીરો બાહેર નીકલી તેઓની સાથે સાંમેલ થઈ બાહેરનાં દરવાજા શુધી જાએછે. એ પરમાણે દરવાજો બંધ કીધા પછી તેઓ ફરીથી પેહરાગીરોનાં મકાંન આગલ જાએછે, તાહરે તાંહાં જે સીપાઈ હોએછે, તે જોરથી જમીન ઉપર પોતાંનો પગ અફારીને પુછેછે કે "એ કોણ જાએછે?" તેઓને જવાબ મલેછે કે "કુંચી" ફરીથી પુછીઆમાં આવેછે કે "કોણની કુંચી"? જવાબ દીધામાં આવેછે કે "રાંણી વીકટોરીઆની કુંચી." તારે પેલો સીપાઈ બોલેછે કે "રાંણી વીકટોરીઆની કુંચી લઈને જાઓ, સઘળુ બરાબરછે." આ વેલાએ "ઈઓમન પોરટર" બોલેછે કે "રાંણી વીકટોરીઆની ઉમરદરાજ હોજો" તેને પેહરાનાં સીપાઈઓ જવાબ આપેછે કે "આંમીન." પછી પેલી કુંચીઓ કીલ્લાનાં રખેવાલ અમલદારનાં ઘરમાં લઈ જાઈને મુકીઆમાં આવેછે, અને તે પછી તે કીલ્લામાં કોઈથી જવાતુ નથી, અને હમો પણ એ કીલ્લાનુ બયાંન હીંઆં પુરૂં કરીએછે.

## પાદશાહી જહવેરાત.

ઉપલા કીલ્લાનાં દીવાંનખાંનાંમાં પાદશાહી જહવેરાતછે, તે સઉથી સરસ જોવા લાએકછે. એક મોટા ઓરડાની અંદર ઘણુંજ સોભાઈતી રીતે કાચનાં એક મોટા કેસમાં ગરેટ બરીટંનનાં તાજનુ પાદશાહી જહવેરાત ગોઠવેલુંછે, તે જોવાને વાસતે દર રોજ લોકોની ભારે ઠઠ મલેછે. એ કીલ્લામા જહવેરાત રાખવાનું ઈ૦ સ૦ ની ૧૩ મી સદીથી ચાલતું આવીઉંછે, પણ જે જગા ઉપર હમણા જહવેરાત ગોઠવેલુંછે, તે જગા ૧૮૪૧ નાં સાલમાં બાંધીઆમાં આવીછે. ઈંગલંડનાં પાદશાહ પેહલા ચારલસની આગમજ પાદશાહતનુ જહવેરાત ઘણુજ કીમતી અને પુશકલ હતું, પણ તે માંઠા ભાગ્એગનાં પાદશાહનાં વખતમાં એ દેશ મધે માહોમાંહેની જે લડાઈ ચાલી હતી, તે વેલાએ તેમાંનુ કેટલુંએક વેચી નાંખીઆમા આવીઉં હતું. હમણા પાદશાહતનુ જહવેરાત નીચે જણાવીઆ પરમાંણેછે.

આપણી હમણાની નાંમદાર અને બખતાવર રાંણી વીકટોરીઆ જાહરે તખતનશીન થાઈ હતી, તા

રે તે નાંમદારને વાસતે જે તાજ બનાંવીઆમાં આવીઉં હતું, તે સઘળા જહવેરાતની વચે વચમાં મથાલેથી ગોઠવીઆમાં આવીઉંછે. જેમ આખા મુલકમાં રાંણી સરવેથી નેક, દબદબા ભરેલી અને જલકાટ ભરેલીછે તેમ તેનાં માંથા ઉપર મેલવાનુ તાજ, આ જહવેરાતખાંનામાં સઉથી સરસ ડીપી નીકલેછે. એ તાજ લાલ રંગની મખમલનુ બનાવેલુંછે અને તેની આસપાસ રૂપાંનાં પટાનાં અણીદાર આરકાં પાડેલાંછે અને તેની ઉપર તમાંમ જાહનાં હીરા જડી લીધેલાછે, અને તેને મથાલે એક દરો તથા "ક્રાંસ" નો આકારછે. ક્રાસની ઉપર તરંણ મોટાં મોતીછે, તથા એક ઘણોજ કીમતી લીલંમ કે જે કદમાં લગભગ બે ઇંચ ચોરસછે, તથા છાતીનાં આકારનું એક ઘણુંજ કીમતી પાનુછે, કે જે પેહલ વેહલે "એડવરડ ધી બલાક પરીનસ" પેહરતો હતો. એ તાજનાં બીજા ભાગોમાં પણ કીમતી હીરા જડેલાછે અને તેમાંના. સઉથી મોટા ચારની કીમત (૪૦૦૦૦૦) ચાર લાખ રૂપીઆની જણાવીઆમાં આવીછે. આખાં તાજની કીમત (૧૧૯૦૦૦૦) અગીઆર લાખ, ઓગનીસ હજાર રૂપીઆની જણાવીઆમાં આવીછે. વજંનમાં એ તાજ પોનાં બે રતલછે.

એક બીજું તાજછે તે પેહલ વેહલું બીજા ચારલસને વાસતે બનાંવીઆમાં આવીઉં હતું અને એ તાજ તેની પછી દરએક પાદશાહ જે ઇંગલંડની ગાદી ઉપર બેઠો હતો તેના માંથા ઉપર પેહલે તાજ પેહરાવવાની ક્રીરીઆની વખતે મેલવામાં આવતું હતું. પાદશાહ અથવા રાંણીનાં માથા ઉપર ઇંગલંડનો સઉથી વડો પાદરી પેહલે જે તાજ મેલેછે, તે એ તાંજછે. ઇંગલંડનાં સીક્કાની ઉપર જે તાજ પાડેલુંછે, તે આ તાજનો આકારછે. એ તાજ સુનાંનુ બનાંવેલુંછે અને તેની ઉપર સોભાઇતી રીતે કીમતી હીરા, માંનેક, પાંનાં, મોતી તથા લીલંમ જડેલાછે. પરીનસ આવ વેલસ, અથવા પાદશાહ અથવા રાંણીનો વડો છોકરો જે ગાદીનો વારેસ હોએ, તેને વાસતે પણ એક ઘણુજ કીમતી તાજછે, તે આખુ સુનાંનુ બનાંવેલુંછે, પણ તેમાં જહવેરાત જડેલું નથી. જારે તખત ઉપર પાદશાહ હોએ, તારે તેની જે રાંણી હોએ, તેને વાસતે પણ એક સુનાંનુ તાજછે, અને તેની ઉપર કીમતી હીરા તથા મોતી જડેલાંછે. પાદશાહ બીજા જેમસની રાંણીને વાસતે બનાવેલુ સુનાંનુ તાજ પણ હીઆંછે, અને તેની ઉપર પણું કીમતી હીરા તથા મોતી જડેલાંછે. સેંટ એડવરડસ સ્ટાફ નાંમની ચાર ફુટ અને સાત ઇંચ. લાંબી અને વજનમાં નવ રંતલની એક સુનાની લાકડીછે, તેને મથાલે દડો અને ક્રાસ છે. એ લાકડી પાદશાહ અથવા રાંણીનાં માંથા ઉપર તાજ મેલવાની ક્રીરીઆની વખતે લઈ આગલ ચાલીઆમાં આવેછે. એક બીજી લાકડી કે જેને "રાયલ સેપટર" કરી નાંમ આપેલુંછે, તે પણ સુનાંનીછે અને બેફુટ, નવ ઇંચ લાંબીછે. એ લાકડી ઉપર ઘણાંજ કીમતી હીરા જડેલાછે, અને તાજ મેલવાની ક્રીરીઆની વખતે પાદશાહની જંમની બાજુએ તેને મેલીઆમાં આવેછે. એજ વખતે ડાબી બાજુએ જે લાકડી મેલીઆમાં આવેછે અને જેને "રાડ આવ ઇકવીટી" કરી કેહેછે, તે તરણ ફુટ, સાત ઇંચ લાંબીછે, અને તેની ઉપર કીમતી હીરા જડેલાછે. એ લાકડીને મથાલે ઉડતાં ખબુતરનું એક સુંદર પુતલું જડેલુંછે. એક બીજી લાકડી જેને "કુઇનસ સેપટર" કરી કેહેછે, તેની કારીગરી ઘણીજ સુંદરછે અને તેની ઉપર હીરા જડેલાછે. બીજી બે લાકડીઓ પણ ઘણીજ સોભઇતી અને કીમતીછે. એક સુનાંનો દડો કે જેનો વીઆસ છ ઇંચછે, તેની ઉપર મોતી જડી લીધેલાં છે, અને તેને મથાલે સુનાંનો ક્રસબછે. એક બીજો દડો હેવોજછે, પણ કદમાં જરાક નાંધલોછે. એક તલવાર કે જેને "સોરડ આવ મરસી" અથવા દયાની તલવાર કરી નાંમ આપેલુંછે, તે છેહેથી બુઠીછે, અને તેની ઉપર સુનેરી સણગારછે. બીજી તરણ તલવારોછે, તે પણ ઘણી કીમતીછે. એક ઘણીજ કીમતી સુનાંની બરેસલેટછે, તેની ઉપર ગોલાબનાં ફુલની નકસીછે, અને છેડે મોતી જડેલાંછે. સુનાંનાં કાંટા કે જે પાદશાહ અથવા રાંણી તાજ પેહરવાની ક્રીરીઆની વખતે પેહેરેછે. એક સુનાંનુ વાસણછે તે ઘણુ પુરાંનુંછે, અને ગરૂડ પખશી પોતાની પાંખ પોહરી કરી ઉડી જતું હોએ તેવા આકારનુંછે. એક સુનાંનો ચંમચોછે કે જેની અંદરથી પાક તેલ પાદશાહને તાજની વેલાએ લગાડીઆમાં આવેછે. એક ઘણીજ કીમતી નીમખદાંનીછે, તે

એકજીટર શેહેરનાં લોકોએ પાદશાહાને બખશેશ કીધી હતી. એક રૂપાંનાં ઘેરનું મોટુ વાસણછે, તે પાદ શાહનાં કુટંબનાં બાલકોને "બાપટીનંઝ" આપતી વેલાએ કાંમમાં લાવીઆમાં આવેછે, અને તે ચાર ફુટ ઉંચુછે. એ વખતે કાંમમાં આવતા વાંઇન (દારૂ) ને વાસતે એક રૂપાંનો ફુંઆરોછે, તે પલીમથ શેહેરનાં લોકોએ પાદશાહ બીજા ચારલસને ભેટ આપીઓ હતો. એ ઉપરાંત બીજી ઘણીએક સુનાંની તથા રૂપાંની જીનસોછે, કે જેનુ વીગતવાર બયાંન હીંઆં થાઈ શકતું નથી. પણ આટલું કેહવામાં આવેછે કે, જેઓ આ જ હવેરાત જુએછે, તેઓનો જીવ ઘણો ખુશી થાએછે. જુદાં જુદાં તાજોની ખુબસુરતી, તે ઉપર જહેલાં કીમતી જહવેરાતનો ચલકાટ, અને બીજી સઘળી કીમતી જીનસો જે સોભાઈતી રીતે ગોઠવેલીછે, તે સઘળાનો એકઠો મલેલો દેખાવ ઘણોજ તએેસમાંતી લાગેછે. આ સઘળા જહવેરાતની કુલ કીમત તરણ કરોડ રૂપીઆની જણાવીઆમાં આવીછે.

ઉપલાં બયાંન મધેનું બીજું તાજ ચોરવા સારૂ એક વખતે કલનલ બ્લડ નાંમનાં એક શખસે ઘણીજ હીમત ભરેલી કોશેશ કીધી હતી તેની વીગત ઘણી જાંણવા જોગછે.

હેવું જણાવીઆમાં આવીઉંછે કે, આ શખસ ઘણોજ લોભી હતો. કોઈબી રીતે તેને કાંઈ ફાએદો થતો હોએ, અને તેમાં ગમે એટલો જોખમ હોએ તોબી, તેવું કાંમ કરવાને તે કધી આચકો ખાતો નહી હતો. ઉપર જણાવેલુ કીમતી તાજ ચોરવાની એ શખસની ઈછા થયાથી, એક દીને તે પાદરીનો પોશાક પેહરીને આ જહવેરાત જોવા ગયો, અને પોતાની બાએડી દાખલ સાથે એક અસતરીને લઈ ગયો. આ અસતરી તે જહવેરાત જોવાનાં ઓરડામાં ચરત કરીને આજારી પડી, તેથી તે જહવેરાતના ઓરડાનો રખેવાલ દયા કરીને તેને પોતાનાં ઓરડામાં લઈ ગયો, અને એ વખતથી કલનલ બ્લડ અને તે રખેવાલનાં કુટંબ વચે ઓલખાંણ થાઈ, તે તેણે આસતે આસતે સારી પેઠે વધારી. છેલલે સરવાલે એ દોસતીમાં એટલેતો વધારો થયો કે તે રખેવાલની છોકરી સાથે પોતાનાં ભતરીજાનાં લગન કરવાને બ્લડે ગોઠવીઉં, અને એ બંધે જોડાની ઓલખાંન કરાવાને વાસતે એક દાહાડો મુકરર કીધો. એ દાહડે પેલા પાદરીનાં લેબાસ સાથના ચોરે ઉપર જણાવેલુ તાજ ચોરવાની ગોઠવણ કીધી હતી. પોતાનાં ભાંનેજ અને બીજા બે દોસતોની સાથે પીસટોલો તથા લાકડીની અંદર ગુપટીઓ અને ખંજર સંતાડીને તાંહાં ગયો. એક દોસતને કોઈ બાંહણુ કાહાડીને બારણા હેઠલ ચોકી કરવાને સારૂ ઉભો રાખીઓ, અને પેરો ચોર પોતાના દોસતોને જહવેરાત દેખાડવાને બાહાણે ઉપર ગયો. અંદર પોહોચતાંને વાર તેઓએ તે ઓરડાનુ બારણુ બંધ કીધું, પેલા રખેવાલને પકડીને બાંધીઓ, અને તેનાં મોહડાંમાં ડુચા ઘાલીઆ, અને જણાવીઉં કે જો તે ચુપકીદી ધરશે તો સલાંમત રેહેશે, પણ તે બચારો વફાદાર હતો, તેથી જેમ બને તેમ બુમ પાડી અને અંતે ઘણા જખમથી લોહી લુહાંન થયો, તારે બેહોસ થયો. આ વેલાએ બ્લડે પેલું તાજ પોતાનાં દગલાનાં પરમાં સંતાડીઉં અને તેના બીજા દોસતો બીજું જહવેરાત એકઠુ કરવા લાગા. એવાંમાં પેલા રખેવાલનો છોકરો તાંહાં આવી પોહોચીઆથી ગભરાટ થયો, અને પેલા ચોરો નાહાસવા મંડી ગયા. તેઓને કીલ્લામાંથી નીકલતાં એક પેહરાગીરે અટકાવવાની કોશેસ કીધી, પણ તેને તેઓએ તરત ગોલીથી મારી નાંખીઓ. કીલ્લાની બાહેર તેઓનાં ઘોડા રાખેલા હતા, તેઓની ઉપર તેઓ તરત સવાર થયા, અને પોતે પણ "ચોરને પકડો" હેવો પોકાર કરતા દોડતા ગયા, તેથી રસતામાં તેઓ ઉપર કોઈ શક લઈ ગયુ નહી અને તેઓને અટકાવવાની કોશેસ કોઈએ કીધી નહી. પણ અંતે પેલા રખેવાલના જમાંઈએ ઘોડસવાર થાઈને બ્લડને પકડીઓ. બ્લડે આ શખસને ગોલીથી મારવાની વેતરણ કીધી પણ તે તેને લાગી નહી. જાહરે બ્લડ પકડાયો, તારે તે એમ બોલીઓ કે "આ કોશેસ સાને વાસતે હતી! તાજને વાસતે, જોકે તેમાં હું ફતે પાંમીઓ નહી તોપણ તે ઘણી હીમત ભરેલી હતી." વાંચનારને તરત જાંણવાને ઈછા થાશે કે, આ ગુનાંહને વાસતે બ્લડને શું સ

જા કરીઆમાં આવી હતી, પણ તેને અચરતી ઉપનજશે કે, એ શખસને કોઈ શજા થાઈ નહી હતી, પણ પાદશાહ બીજા ચારલસે તેની ઉપર મેહરબાંની રાખી હતી. કેટલાએકો એવું ધારેછે કે, બ્લડે પાદશાહને ધાસતી આપી હતી કે જો તેને કાંઈબી ઈજા કીધામાં આવશે તો, તેનાં દોસતો પાદશાહનો જીવ લીધા વગર રેહેશે નહી.

## માંનશન હાઊસ.

લંડનનો જે અસલ ભાગછે અને જેને હાલમાં "સીટી" અથવા શેહેર કરીને કેહવામાં આવેછે, તાંહાંનો પોલીસખાતાંનો તથા જાહેર શુધરાઈ ખાતાંનો તથા બીજા સઘળા દીવાંની કાંમનો કારભાર અસલનાં વખતથી "ટાઉન કાંઉનસલ" ને નાંમે શેહેરનાં કેટલાએક ગરહસથો ચલાવતા આવીઆછે. શેહેરનાં રેહવાશીઓ "કાઉનસલર" ચુંટી કાહાડેછે, અને તે કાંઉનસલરોમાંથી કેટલાએક "આલડરમેન" ચુંટી કાહાડીઆમાં આવેછે. એ આલડરમેનો પોત પોતામાંથી દર વરશે એક વડો ચુંટી કાહાડેછે તેને "લારડ મેઅર" કેહવામાં આવેછે. એ ગરહસથ "ટાંઉન કાંઉનસલ" ની સભાનો સરનશીન તથા લંડંનનો સઊથી વડો કોટવાલ ગણાએછે. લંડન શેહેરનાં લારડ મેઅરનો દરનજો ઘણો પુરાંણો તથા મોટો અને હંમેશાં ભારે દમાંમ તથા ખરચ સાથે જાલવીઆમાં આવેછે. શેહેરમાં પાદશાહથી ઉતરતો લારડ મેઅર ગણાએછે. જારે પાદશાહ મરણ પાંમે તારે લારડ મેઅર પરીવી કોનસલમાં જાએછે, અને નવા પાદશાહને તખત ઉપર બેસાડવાની સનદ ઉપર સઊથી પેહલે તે શહી કરેછે. તેનો પગાર વરશ દાહડે (૮૦૦૦૦) હેંશી હજાર રૂપીઆનોછે, પણ તેનો હોધો જાલવવાને સારૂ જે ભારી ખરચ રાખવો પડેછે, તેમાં તેનાં પગાર કરતાં વધારે ખરચ થાએછે. એ હોધો આબરૂ અને માંનને સારૂ લીધામાં આવેછે. એ અમલદારને સારૂ રેહવાને શેહેરમાં જે મકાંનછે, તે ઘણુંજ જોવા લાએકછે. ઈ૦ સ૦ ૧૭૫૩ નાં સાલમાં તે બાંધીઆમાં આવીઉં હતું, અને તેની ઉપર (૭૧૦૦૦૦) સાત લાખ, દશ હજાર રૂપીઆનો ખરચ થયો હતો. દર વરશે જે લારડ મેઅર થડે તે હીંઆં રેહેછે. આ ઘરનો બાહેરનો દેખાવ ઘણોજ સારોછે. તેનાં આગલા ભાગમાં એક સોળ ઇતા "પોરટીકો" કાહાડેલોછે, અને તેની ઉપર છ મોટા ખુબસુરત થાંબાછે, અને તે થાંબાની ઉપર જે બાંધણીછે તેની દીવાલમાં સારાં ચીતારો કોતરેલાંછે. એ ચીતારમાં વચેવચમાં લંડંન શેહેરને એક સ્ત્રીનો આકાર આપીને તેનાં દુશનનોને તે પગ તલે ચાંપતી હોએ, તેમ દેખાડીઆમાં આવીઉંછે. આ સ્ત્રીની જમની બાજુએ એક પુરશ અને છોકરો છુટાપણાની નીશાંણ હાથમાં લઇને ઉભેલાછે અને તેઓની બાજુએ "નેપચીઉન" તથા દરીઓ ખેરવાની નીશાંણો પાહેલીછે. ડાબી બાજુએ એક સ્ત્રી અને બે છોકરાઓનાં હાથમાં આલીવનાં ઝાડની દાંખડી આપેલીછે, અને એ ચીતારનાં ખુનાંનાં ભાગમાં વેપારની નીશાંણ દાખલ પીપ, ગાંસડી, ઈતીઆદી, પાહેલાંછે.

લારડ મેઅરનાં મેહેલની અંદર જે દીવાંનખાંનાંને "ઇજીપશીઅંન હાલ" કરી કેહેછે, તે ઘણુંજ ખુબસુરતછે. તેની લંબાઈ ૯૦ ફુટ અને પોહોલાઈ ૬૦ ફુટછે અને તેની ઉપરનુ છાપરૂ ગોલ આકારમાંછે તેની ઉપર ઘણોજ શારો સણગારછે. એ ઓરડામાં લારડ મેઅર "ઈસટર મંનડે" નાં તેહવાર ઉપર આસરે ૫૦૦ આદમીનુ ખાંનુ કરેછે, તે વેલાએ રાંણીનાં પરધાંનો પણ તેનાં મેજબાંન થાએછે, અને હેવાં એક ખાંનાંની ધાંમધુમ જોવા લાએકછે. એ વેલાએ તખલ ઉપર જે રૂપાંનો સાંમાન મેલીઆમાં આવેછે, તે ઘણોજ સુંદરછે અને તેની કીમત (૨૦૦૦૦૦) બે લાખ રૂપીઆની જણાવીઆમાં આવીછે. એજ દીને જે દીવાંનખાંનાંમાં બાલ અથવા નાંચ કરીઆમાં આવેછે તે દીવાંનખાંનું પણ ઘણુ સણગારેલુંછે, અને તેમાં કેટલાંએક સંગેમરમરનાં પુતલાંછે.

આ ઘરમાં એક ઓરડોછે તાંહાં લારડ મેઅર ફોજદારી ઈનસાફ કરેછે, તાંહાં પણ એક વેલાએ મુસાફરને જવાની બલામણ કરીઆમાં આવેછે.

દર વરશનાં નવેંબર મહીનાંની ૯ મી તારીખે લારડ મેઅરને તેનાં હોધા ઉપર નેમીઆમાં આવે છે અને એ દીને એ મોટો અમલદાર "ચાંનસેલર આવ ધી એકસચેકર" (રાણીના એક પરધાંન) ની આફીસમાં જાઈને સોગંદ લીએછે, તે દીને એક મોટી રચનાં થાએછે અને તે દીવસને "લારડ મેઅરસ ડે" કરી નાંમ આપેલુંછે. એ દીવસે સહવારનાં લારડ મેઅર "ગીલડહાલ" મધે આલડરમેંનોની સાથે નાંસતો કરેછે અને બપોરનાં મોટા સરગસ સાથે વેસ્ટમીનસ્ટર ખાતે જાએછે. એ વેલાએ લારડ મેઅર પોતાનાં હોધાનાં કીમતી અને દબદબા ભરેલા પોશાક સાથે એક ઘણીજ મોટી અને કીમતી ગાડીમાં સવાર થાએ છે. એ ગાડીની કીમત દશ હજાર રૂપીઆની જણાવીઆમાં આવીછે અને તેને સારી હાલતમાં રાખવાને વાસતે તેની ઉપર દર વરશે ૧૦૦૦, રૂપીઆનો ખરચ થાએછે. એ સરઘસમાં આલડમેરનો, શેરીફો અને બીજા ઘણાએક ઓહોદેદારો પોતાનાં હોધાનાં પોશાકો પેહરીને મોટી ગાડીઓમાં સવાર થાએછે, તથા તેઓની સાથે ટરંમપેટ વજાડતા સીપાઈઓ ઘોડા ઉપર અને પીઆદા હોએછે, તેથી લારડ મેઅરનું સરગસ જોવા લાએક થાએછે. એ વેલાએ રશતાની ઉપર ભારી ભીડ થાએછે, અને આંમનીખસો તથા ભાડેની અને બીજી ગાડીઓનો આવજાવ બંધ કરીઆમાં આવેછે. રસતામાં લોકોની ઠઠ થાએછે, એટલુંજ નહી, પણ ઘરોની બારીઓ અને છાપરાંઓ ઉપર લોકો તે તમાસો જોવાને ચહડેછે. વેસ્ટમીનસ્ટર મધે સોગંદ લીધા પછી તેવીજ ધાંમધુમ સાથે તે સરગસ પાછું શેહેર મધે જાએછે.

## ગીલડહાલ.

આ ઈમારતની બાહેરની બાધણી જે ઘણી ખુબસુરતછે, તે લંડંન શેહેરનાં ટાઉન હાલ દાખલ ગણાએછે અને લારડ મેઅરનાં હોધા તથા શેહેરનાં કાંમ કાજને લગતીછે. અસલ જે ગીલડહાલની ઈમારત હતી તે ઈ૦ સ૦ ૧૪૧૧ નાં વરશમાં બાંધેલી હતી, પણ તેનો ૧૬૬૬ નાં વરશમાં આગથી નાંસ થયાથી તેની જગાએ બીજી ઈમારત બાંધીઆમા આવી હતી, અને તે હમણા આપણે જોઈએ છઈએ. આ ઈમારત શેહેરનાં નાંમને લાએક કરવાને વાસતે કેટલીએક કંપનીઓએ ઘણુ નાંણુ ભરીઉં હતું. લોકો ઉપર કેટલાએક કર નાંખીઆમાં આવીઆ હતા, તથા બંધવાઓ જેઓ ફોજદારી અનેઆએને માટે કેદ હતા તેઓની પાસેથી દંડ લઈ તેમનો ગુનાહ માફ કરીઆમાં આવીઓ હતો, અને એ રીતે મોટી થાપણ એકઠી કરીઆમાં આવી હતી. એ ઈમારતનાં સણગારમાં વધારો કરવાને સારૂ કેટલાએક ખાનગી ગરહસથોએ સખાવતની રાહે પણ મોટી રકમો બખશેસ દાખલ આપી હતી. કેટલાએક દરવવાંન આલડરમેનોએ બારીઓનો સણગાર વધારવામાં તથા શેહેરની કેટલીએક નીશાણો તે ઉપર પાડવાને સારૂ પોતાની ગીરેનો ખરચ કીધો હતો. એ ઈમારતનાં બાહેરના દેખાવનાં સોબઈતા થાંબાઓથી તરણ ભાગ દેખાએછે, અને વચમાંના ભાગમાં શેહેરના અલમતો પાડેલાંછે. અંદર જતા જે સઉથી મોટું દીવાનખાંનુંછે, તે ૧૫૩ ફુટ લાબુ, ૫૦ ફુટ પોહોલું અને ૫૫ ફુટ ઉંચુછે, અને તેમા ૭ થી સાત હજાર આદમી શમાઈ શકે તેવુછે. એ દીવાનખાનાંની ઉગમણુ અને પશ્ચમની બાજુ એક એક મોટી બારીઓ બનાવેલીછે, અને તે બારીની અંદર સોબઈતા થાબાઓથી નકશીદાર આરકા પાડેલાંછે, અને તેની ઉપરનો ભાગ રંગીન કાચનોછે અને તેનાં ઉપર પાદશાહી અલમતોના તથા બીજા ઘણાંએક ચીતાર પાડેલાછે. ઉગમણુ તરફથી બારીની આગલ પાદશાહ છડા એડવરડ તથા રાણી એલીજાબેથ અને પાદશાહ પેહલા ચારલસનાં સંગેમરમરનાં પુતલાછે. દાબી બાજુની બારી આગલ ઉંચા તાક બનાવીને તેની ઉપર એ મોટા રાખશોનાં પુતલાં મેલેલાછે.

એ પુતલાં ઉંચાઇમાં ૧૫ ફુટ લાંબાછે અને તેઓની દાહડી મોટી અને કાલી પાહેલીછે. એ બેમાં એક રાખશનાં માંથા ઉપર પીછો સાથની "હેલમેટછે", તેની બાજુએ મોટી તલવારછે, અને હાથમાં એક ધાલ અને ભાલોછે. બીજા રાખશની બાજુએ તલવાર બાંધેલીછે, અને તેની ખાંધ ઉપર તીરકાંમઠા બાંધેલાછે અને તેનાં હાથમાં એક મોટી લાકડી આપેલીછે, કે જેની સાથે બાંધેલી સાંકલ સાથે એક ગોલ દડો કે જેની આસપાસ સઘળા કાંટાછે, તે લટકેછે. એ દીવાંનખાંનાંની આસપાસ બીજા ઘણા પુતલાંછે, તેમાં અરલ આવ ચાથાંમ, મી૦ પીટ તથા લારડ નેલસંન નાં પણ જોયામાં આવેછે.

લારડ મેઅર જે દીવસે પોતાંનો હોદો પોતાંને સવાધીન લીએછે (તારીખ ૯ મી નવેંમબર) તે દીને રાતનાં રાંણીનાં પરધાંનોને તથા બીજાઓને તે અમલદાર મોટું ખાંનુ આપેછે, તે આ દીવાંનખાંનાંમાં થાએછે. એક રાતનાં આ મોટા ખાંનાંનો ખરચ (૨૨૦૦૦) બાવીસ હજાર રૂપીઆ થાએછે, તેમાંથી દશ હજાર રૂપીઆ લારડ મેઅર આપેછે, અને બાકીનાં બાર હજાર રૂપીઆ તે વરશનાં બે શેરીફ, જેઓનેખી લારડ મેઅરની સાથે દર વરશે ચુંટી કાહાડીઆમાં આવેછે, તેઓ આપેછે. હીંદુસથાંનથી ગએલા મુસાફરને આ ખાંનાંનો દેખાવ અચરત શરીખો લાગીઆ વનાં રેહેશે નહી. લારડ મેઅર તથા શેરીફ અને આ લડરમેનો સઘળા પોતાંનાં હોદાનાં મોટા જબા પેહરીને જંમવા બેશેછે તથા તે વેલાએ આસરે ૧૨૦૦ ગરહસથો હોએછે. "ટરમપેટ" વજાડીઆમાં આવેછે તારે સઘળા તેબલ ઉપર બેશેછે, અને જંમતી વખતે પણ કેટલીએક અસલની કીરીઆ થાએછે, તે સઘળું જોયાથી આપણને ઘણીએક અચરતી ઉપજીઆ વનાં રેહેતી નથી. આ દીવાંનખાંનાંમાં લારડ મેઅરોએ પાદશાહોને પણ ખાંનાં આપીઆંછે. ૧૮૧૪ નાં સાલમાં પાદશાહ ચોથો જારજ જાહરે "રીજેનટ" દાખલ રાજ ચલાવતો હતો, તાહરે તેને તથા તે વેલાએ રૂશીઆનો શાંનશાહ આલેકજાંનડર તથા પ્રુશીઆનો પાદશાહ ફરેડરીક વીલીઅંમ, જેઓ લંડંનની દરબારની ભેટ લેવાને આવીઆ હતા, તેઓને લારડ મેઅરે આ દીવાંનખાંનાંમાં એક મોટુ ખાંનુ આપીઉં હતું, તેની રચનાંની ભારે તારીફ કરીઆમાં આવીછે. એ વેલાએ ખાંનાંનો ખરચ (૨૫૦૦૦૦) બે લાખ, પચાસ હજાર રૂપીઆ થયો હતો, અને તે વેલાએ તેબલ ઉપર મેલેલી કીમતી પલેટોની કીમત (૨૦૦૦૦૦૦) વીશ લાખ રૂપીઆની જણાવીઆમાં આવીછે. સને ૧૮૫૧ નાં વરશમાં લંડંન બધે સઘળા દેશોની કારીગરીનું જે મોટુ સંગરહસથાંન ઉગાડીઆમાં આવીઉં હતું, તેની મુબારકબાદીમાં શેહેરનાં લોકોની તરફથી તે વરશની તારીખ ૯ મી જુલાઇને દીને ઉપલાં દીવાંનખાંનાંમાં રાંણી વીકટોરીઆને જે ખાંનુ આપીઆમાં આવીઉં હતું, તેનો (૫૧૨૦૦) એકાવંન હજાર બશો રૂપીઆ ખરચ થયો હતો. આ પરમાંણે ખાંનાં ઉપર મોટો ખરચ કરીઆમાં આવેછે, તે ઉપરથી વાંચનારને સમજ પડશે કે, તે ખાંનાંની વખતે કોઈ તલેસમાંતી દેખાવ થાતો હશે. જારે આ દીવાંનખાંનાંમાં પાદશાહોને ખાંનાં આપીઆમાં આવેછે તારે તેનાં સણગારમાં વધારો કરવાને કશી રીતની કશુર રાખીઆમાં આવતી નથી. પાદશાહ અથવા રાંણીને વાસતે સોભઈતાં છતરં સાથની ઘણીજ સુંદર બેઠક બનાંવીઆમાં આવેછે. દીવાંનખાંનાંની બંને બાજુઓની મોટી બારીઓ ઉપર ગીઆસની રોશનીની આસરે ૭૦૦૦ જોત સલગાવીઆમાં આવેછે, તથા દીવાલો ઉપર સેતારાઓ અને બીજા આકારો રોશનીની જોતોથી કરીઆમાં આવેછે તથા "રીફલેકટરસ" ની મારફતે એક મોટો શુરજ બનાંવીઆમાં આવેછે. દીવાંનખાંનાંમાં જાંહાં જાંહાં નકશીછે તાંહાં ગીઆસની જોતો સલગાવીઆમાં આવેછે, અને તેવી જોત આસરે પાંચ હજાર થાએછે. સીલીંગને માંથેથી બે મોટા ઝુંમરો ટાંગીઆમાં આવેછે. એ દરએક ઝુમરનો વીઆસ બાર ફુટછે, અને તેમાં પણ ગીઆસથી દીવા બલેછે. જો આ દીવાંન ખાંનાંમાં ૪૬૦૦૦ મીનબતીની રોશની કરીઆમાં આવેતો તેથી જેટલો ઉજાસ પડે, તેટલો ઉજાસ ઉપર જણાંવીઆ પરમાંણે ગીઆસની રોશનીથી પડેછે.

આ ઈમારતની અંદર " કોરટ આવ એકસચેકર " તથા "કાંમન કાંઉનસલ ચેમબર" તથા આલ ડરમેનોની સભાના ઓરડાઓ જોવા લાએકછે. પેહલા ઓરડામાં રંગમા ઉતારેલી કેટલીએક સબીઓછે, તે માં એક ફરેનચનો પાદશાહા લુઈ ફીલીપ, જે ૧૮૪૪ નાં સાલમાં લંડંન ગયો હતો, તાહરે તેને તાંહાંનાં રેહ વાશીઓએ એક માંનપતર આપીઉં હતું, તે વખતનાં દેખાવનું એક ચીતર એજ પાદશાહે આ ઓરડામાં મેલવાને સારૂ ભેટ દાખલ મોકલીઉં હતું, તે ઘણુંજ તારીફ લાએકછે. આ ઓરડામાં કેટલાએક પાદશાહ તથા લારડ મેઅરની પણ રંગમાં સબીઓછે. બીજા ઓરડામાં પણ ઘણીએક રંગમાં ઉતારેલી સુંદર સબીઓ છે, અને તેમાં એક નાંમદાર રાંણી વીકટોરીઆનીછે. લારડ મેઅરનાં ખાંનાં તથા શેહેરની બીજી કંપની ઓની ફીરીઆનાં ચીતારો પણ આ ઓરડામાંછે. આલડરમેનોની સભાનો ઓરડો રંગથી અને સુનેરી ધાર થી ઘણો સારી પડે સણગારેલોછે, અને તેમાં લંડંન શેહેરનાં તથા ડાહાપણ, ઈનસાફ, પહરેજી અને હીમત બ તાવનારાં ચીતારોછે. આ જગાએ શેહેરનાં કાંમ કાજ તથા કારભારને વાસતે લારડ મેઅર તથા આલડરમેનો ની સભા તથા શેરીફ અને બીજા અધીકારીઓની સભા ભરાએછે.

" ચેમબરલેનસ પારલર " નાંમનાં એક ઓરડામાં જયા વગર જોવા જનારે પાછું ફરવું નહી. લંડં ન શેહેરનુ છુટાપણુ તથા એ શેહેરની તરફથી સાબાશીઓ કોણને મલીછે, તથા કોણ કોણનો ઉપકાર માંની આમાં આવીઓછે, તેની એવડી નોધ ઘણાજ સોભઈતા દશકતથી તે ઓરડામાં રાખીઆમાં આવીછે.

કોરટ આવ કામન પલીસ, અને કુઈનસ બેંનચની અદાલતો પણ આ મકાંનમાં કીધેલા ઓરડાઓ માં ભરાએછે, તે વેળાએ તાંહાં હાજર થયાથી ઈંગલંડની અદાલતોમાં કેમ ઈનસાફ થાએછે તે માલંમ પડશે.

## ટંકશાલ.

આખી દુનીઆમાં સઉથી પુરી, સઉથી સરસ અને મોટી ટંકશાલ લંડંનમાંછે. ગરેટ બરીટંન ત થા આયરલંડનાં મુલક ખાતેના ચલણનો સીક્કો આ ટંકશાલમાં પાડીઆમાં આવેછે, એટલુંજ નહી, પણ બ રીટીશનાં રાજને લગતા જુદાં જુદાં સ્વસથાંનોનો સીક્કો પણ એજ ટંકશાલમા પડેછે. સાંચાની મદદથી સ ઘલા સીક્કા પડેછે, તે સાંચાઓની ગોઠવણ તથા જહડપ અને સીક્કાઓ પડીઆ પછી તેમને તપાસવાની તરેહવાર અને બારીક રીતો અગત કરી જોવા લાએકછે. એ ટંકશાલ જોવા જવાને વાસતે ટંકશાલનાં વ ડાની આગમજથી પરવાંનગી મેલવવી જોઈએ.

એ ટંકશાલ દેખાડવામાં હમેશાં એક આદમી આપણી સાથે ફરેછે, તે પેહલેથી તે છેલલે શુધી દર એ ક કામ આપણને દેખાડેછે, તથા સંમજાવેછે. પેહલ વેહલલાં આપણને એક ઓરડામાં લઈ જયામાં આવેછે, કે જાંહાં સુનાંનાં તથા રૂપાંનાં તથા તરાંબાનાં સીક્કાને શારૂ સુંનું તથા રૂપું તથા તરાંબુ ગળાએછે. મોટા જાડા બંધ સુનુ અથવા રૂપુ પીગલેલું કાંઈ વારેવાર આપણા જોવામાં આવતું નથી, તેથી આ ટંકશાલમાં સુનુ ગલાઈને પોતની માફક મોટા વાશણમાં પડેછે, તે જોયાથી આપણને ખુશી ઉપજીઆ વનાં રેહતી નથી. એ પરમાંણે પીગલેલાં ધાતુનાં પછી લાથા બનાંવીઆમાં આવેછે. સીક્કો સુનાંનો અથવા રૂપાંનો અથવા તરાંબાં નો હોએ તોપણ તેને પાડવાની રીત એકજછે—વાસતે હવે તે સીક્કો કેમ પાડીઆમાં આવેછે તેનું ટુકમાં બયાંન કરીએ છઈએ.

પીગલેલાં ધાતુનાં લાથા બનાંવીઆ પછી તેને સાંચાની મદદથી ચાલતા ફરતા પરેસોની અંદર પશાર કરીઆમાં આવેછે તાંહાં તેનાં પતરાં બનેછે. એ પતરાં સીક્કાની જડાઈ બરાબરનાં થાએછે. આ પતરાંમાં જો કોઈબી ઠેકાણે જરૂર કરતાં વધારે જડાઈ હોએ, અને અગત કરી પાંઉનડનાં સીક્કામાંતો તેની કીમતમાં ઘણો ફરક પડે, તેથી કરીને એ પતરા સઘલી બાજુથી પાડવાનાં સીક્કાનીજ જડાઈનાં છેકે નહી, તે એક ઘ

ણુજ બારીક સાંચાની મારફતે તપાસીઆમાં આવેછે. એ પરમાણે જોઈતી જાડાઈનાં પતરાં થયા પછી તે પતરાંઓને એક બીજા સાંચામાં પશાર કરીઆમાં આવેછે, તેથી સીક્કાનાં ગોલ કટકા થાએછે. તાર પછી એ દર એક કટકો ઘટટા વજનતાંછે કે નહી, તે તપાસીઆમાં આવેછે. વજનમાં તપાસ કરીઆ પછી, તે સીક્કાઓને એક સાંચામાં નાંખીઆમાં આવેછે, તાંહાં તેમની ફરતી કોર જરાક ઉલી થાએછે, અને તાર પછી તેમની ઉપર છાપ મારવાને વાસતે વળી બીજા સાંચામાં પશાર કરીઆમાં આવેછે. ટંકશાળ જોવા જનાંરને સઉથી અચરતનો ભાગ આ જગાએછે. દર એક સીક્કો છાપની જગાએ આવીને પહોંચે, અને તાંહાં ઈસકરૂની મારફતે ઉપર તથા નીચે છાપ પડેછે, એટલુંજ નહી, પણ તે સીક્કાની કાપાદાર કોર પણ તાંહાંજ પડેછે. એ ઈસકરૂનાં સાંચાની ગોઠવણ હેવીછે કે તે ઈસકરૂનાં નીચેનાં ભાગમાં તીખાં લોહડાંનો એક "ડાઈ" રેહેછે, જેની ઉપર સીક્કાનાં છાપતી નકશી હોએછે, અને ઉપરનાં ભાગમાં બીજો "ડાઈ" રેહેછે. એ બેની વચે જારે સીક્કો ચંપાએછે તારે બંધે તરફ ઘટટો છાપ પડેછે. એ પરમાંણે એક સીક્કાની ઉપર છાપ પડીઓ કે તે સીક્કો તરત બાહેર પડેછે અને તેની જગાએ તરત બીજો આવીને ઉભો રેહેછે. હાથથી સીક્કા મેલવાની અગત પડતીજ નથી. એક છપાયો કે તે નીકલીઓ, અને બીજો તેની જગા ઉપર આવેલો જછે. એ પરમાણે ઘણા ઈસકરૂ સીક્કા છાપવાનાં કાંમ સર આ ઓરડામાં કાંમમાં લગાડેલાછે, અને જે જહડપથી તાંહાં કાંમ ચાલેછે, તે જોઈને આપણે અચરત થાઈએ છઈએ. દર એક કલાકમાં પાંચથી ૭ હજાર સીક્કા એ પરમાંણે તઈઆર થાએછે. આ પરમાણે ટંકશાળમાં સીક્કા તઈઆર થાએછે, તેની ઉપર રાંણીની તરફથી ઠેહેરેલા ટચ કાહાડનાંરની તરફથી તપાસ થયા વગર તેમને બાહેર પાડીઆમાં આવતા નથી. રાંણીની તરફનાં ટચ કાહાડનાંરની તપાસ થયા પછી દર એક વખત છપાએલા જડા મધેથી એક સીક્કો જુદો પાડી તેને એક કોથલીમાં નાંખેછે, અને તેની ઉપર તરણ સીલ મારીઆમાં આવેછે, તથા જે બાકસમાં તેને મેલીઆમાં આવેછે, તેને તરણ તાલાં મારીઆમાં આવેછે, તેમાંની એક કુંચી ટંકશાળનાં વડાની પાશે, બીજી કુંચી રાંણીનાં ટચ કાહાડનાંર પાશે અને તરીજી કુંચી "ચાંનસેલર આવ ધી એકસચેકર" પરધાંન પાશે રેહેછે. તે સીક્કો પછી "વેસ્ટમીનસ્ટર આબી" નાં દેવળનાં એક ઓરડામાં ઉપલા પરધાંન અને (ગોલડસમીથ કંપની) સોનીઓની કંપનીનાં બે અધીકારીઓની હજુરમાં ફરીથી તપાસીઆમાં આવેછે.

એ ટંકશાલનો હેવો ધારોછે કે વેપારી જેટલી નગદી મોકલે તેટલો સીક્કો વગર ખરચે તેને પાડી આપવો. સને ૧૮૫૭ નાં શાલમાં એ ટંકશાલ મધે પાંઉડથી તે પેનસ શુધીનાં પાડેલા જુદા જુદા સીક્કાની કીમત (૫૨૩૫૬૪૧) બાવંન લાખ, પાંતરીસ હજાર, છશો એકતાલીસ પાઉંડ અથવા પાચ કરોડ, તેવીશ લાખ, છપંન હજાર, ચારશો દશ રૂપીઆની થાઈ હતી.

## બેંક આવ ઈંગલંડ.

આ બેંકમાં આખાં ઈંગલંડનુ નાંણુ રેહેછે, એટલુંજ નહી, પણ યુરોપખંડના ઘણાએક મુલકોનાં નાંણાની તાંહાં સંભાલ થાએછે. એ બેંક દુનીઆમાં સઉથી મોટી જાણીઆમાં આવેછે. ગરેટ બરીટંનના મોટા વેપાર અને તાંહાંનાં લોકોનાં ભારી દરવ મુજબ આ બેંકનુ કાંમ ઘણુજ બોહોલુંછે. ઈંગલંડની સરકારનાં ખજાંનચીતું કાંમ પણ એજ બેંક કરેછે. સરકારનાં કર જે વસુલ થાએછે, તે હીંઆંજ રાખીઆમાં આવેછે, તથા સરકારી નોટોનું વીઆજ પણ તેનાં ધરાવનારાઓને સરકારની તરફથી એજ બેંકમાંથી આપીઆમાં આવેછે. એ બેંકની ઈમારતની બાહેરની બાંધણી ખુબસુરતછે, અને તેનાં બોહલા કારભાર માફક અંદરની ગોઠવણ ઘણી સારીછે. જે ભારી જોખંમ એ બેંકમાં રેહેછે, તેને આગથી બંચાવ કરવાને વાસતે, તેની ઈમારત ઘણી ખરી પથરની બાંધેલીછે તથા બીજી હેવી બાંધણી કીધેલીછે, કે આગની અસર તેની ઉપર થાએ નહી. એ ઈમારતની ચાર બાજુની લંબાઈ નીચે જણાવીઆ પરમાંણેછે, તે ઉપરથીજ તેની બોહલાઈનો વી

ઞાર સેહેલથી આવશે. દખણ તરફથી ૩૬૫ ફુટ, ઓતર તરફથી ૪૧૦, ઉગમણ તરફથી ૨૪૫, અને પશ્ચમ તરફથી ૪૪૦ ફુટછે. અંદર ૯ ખુલ્લા ચોક કીધેલાછે અને આફીસનાં કાંજ્ઞસર અને અમલદારોનાં રેહવાને કીજે પુશકલ ઓરડાછે. વચેવચમાંનો જે સઉથી મોટો ચોકછે, તાંહાં એક ખુશનુમાં બાગ કીધામાં આવીઓછે, અને તેની વચમાં પાંણીનો એક સોબઇતો ફુંઆરોછે. એ મોટી ઈમારતની કીમત વીશે સર જાંન સોન નાંમનાં નાંમીચા એનજીનીઅરનું મત પુછીઆમાં આવીઉં હતું, તારે તેણે હેવું કહેઉં હતું, કે જો એ આખી ઈમારત ભાડે આપીઆમાં આવેતો તેનાં વરશ દાહડે (૩૫૦૦૦૦) તરંણ લાખ, પચાસ હજાર રૂપીઆનું ભાડું ઉપજે, અને તેનાં રપેર તથા બીજા કાંમમાં વરશ દાહાડે (૫૦૦૦૦) રૂપીઆનો ખરચ થાએ.

બેંકને લગતાં દર એક કાંમનાં જુદા જુદા ભાગછે, અને એ દર એક ભાગમાં આપણે દાખલ થાઈએછે, તારે તાંહાં મેહતાઓની એક મોટી ફોજ આપણી નજરે પડેછે. જે ઓરડામાં જાઈએ, તાંહાં મેહતાઓનુ ટોલું દીશેછે, તેથી એ બેંકનાં બોહોલાં કાંમની આપણને સેહલથી સમજ પડેછે. સઘળા મળીને એ બેંકમાં ૧૧૦૦ શખ્સ ચાકરીછે, અને તેમાં દર વરશે પાંચશો રૂપીઆથી તે ૧૨૦૦૦ રૂપીઆ શુધીનાં પગારનાં કારભારીઓછે. એઓને પગાર આપવામાંજ બેંકને (૨૫૦૦૦૦૦) પચીસ લાખ રૂપીઆનો ખરચ છે. એ કારભારીઓના ફાએદાને શારૂ એક પુસતકખાંનુ પણ બેંકને ખરચે એક ઓરડામાં ઉભું કીધેલુંછે.

એક મોટો ગોલ ઓરડોછે અને જેની ઉપર આસરે સતાવંન ફુટ વીઆસનો એક ખુબસુરત ગુંબજ છે તાંહાં વેંહચણી આપવાનું કાંમ ચાલેછે. જાહરે એ વેંહચણી આપવાનો વખત આવેછે તારે આ ઓરડામાં થાતી ભીડ જોવા લાએક થાએછે. જે દીવાંનખાંનાંમાં એ બેંકનાં ડરેકટરો બેશેછે, અને જેને "બેંક પારલર" કરી કેહેછે, તે દીવાંનખાંનુ ઘણુજ ખુબસુરતછે. જે ઓરડામાં નોટોનાં નાંણા મગાર કરીઆમાં આવેછે, તે ઓરડો ૭૯ ફુટ લાબો અને ૫૦ ફુટ પેહેહોલોછે.

ઉપર જણાવેલા બે મોટા ઓરડા તથા કારભારીઓનાં કામનાં ઓરડા સીવાએ, એ બેંક જોવા જનાંરને જે ઓરડામાં નગદી રાખીઆમાં આવેછે તે, તથા જે ઓરડામાં બેંક નોટોનો જથો રાખીઆમાં આવેછે તે, તથા જાંહાં બેંક નોટો છપાએછે, તે દેખાડીઆમાં આવેછે. એ બેંકમાં જે સુનું લીધામાં આવેછે તે ઘણુ કરીને ૧૬ રતલનાં લાથાનાં આકારમાં લીધામાં આવેછે. એ દરએક લાથાની કીમત ૮૦૦૦ રૂપીઆની થાએછે, અને જેમ આપણા ઘરમાં લાકડાંના ભારા પડેલા હોએછે, તેમ આ ઓરડામાં હાવા સુનાંનાં લાથા પડેલા આપણા જોયામાં આવેછે. બેંકમાં જે સુનનુ તથા રૂપું આવેછે, તેને તોલવાને સારૂ ઘણીજ સારી ગોઠવણનાં તરાજુઓછે. એક તરાજુ જે મી૦ બેટ નાંમનાં એક શખસે પોતાની અકલથી બનાંવીઉંછે, તેમાં ૫૦ રતલથી ૮૦ રતલ સુધી રૂપાંનાં લાથા તોલાઇ શકાએછે. સર જાંન બારટને એક તરાજુ બનાંવીઉંછે તેમાં થોડા આંઉસથી ૧૮ રતલ શુધી સુનાંનાં સીક્કા તોલી શકાએછે, તથા મી૦ બેટે એક બીજું તરાજુ બનાંવીઉંછે, તેમાં ૭૨ રતલ શુધી ડાલરો તોલી શકાએછે. એક બાલભર પણ ફરક પચાર થાએ નહી તેવાં એ તરાજુઓછે. એ બેંકમાં એક બીજું તરાજુછે તેની ઘણી તારીફછે. વેપારીઓ સાવરેન અથવા સુનાંનાં સીક્કા બેંકમાં ભરવા મોકલેછે, તેમાંનો કોઈબી સીક્કો ઘસાયાથી અથવા વપરાયાથી અથવા બીજાં કોઈબી કારણથી હલકો થાયો હોએ, તે તપાસવાને વાસતે ઉપલું તરાજું ઘણુજ કીમતીછે. ૮૦ થી ૧૦૦ સીક્કાની ચોર એક નલીની અંદરથી મેલીઆમાં આવેછે, તેમાંનો દરએક સીક્કો વારાફરતી જહડપમાં પેલાં તરાજુની એક રકાબીની ઉપર આવીને પડેછે, અને જે વજનમાં બરાબર હોએ, તે એક બાજુનાં વાગંણમાં પડેછે, અને જે વજનમાં એક બાલ બરાબર પણ કંમતી હોએ, તે પોતાની મેળે બીજી બાજુએ એક બીજાં વાશંણમાં પડેછે. એથી કરીને કાંઈબી મેહનત વગરે હલકા સીક્કા તરત પરખાઈ આવેછે. આ તરાજુમાં એ પરમાણે આખા દાહડામાં ૩૫૦૦૦ સીક્કા તપાસીઆમાં આવેછે. જે સીક્કા વજનમાં ઓ

છા ઉતરીઆ હોએ તેમને ગંડી નાંખીને પેલા વેપારીને તાંહાં પાછા મોકલીઆમાં આવેછે, તેઓ પછી તેને ગાલીને સુનનુ કરેછે. ઉપલા સીક્કા મંડવાનું કાંમ પણુ એક સાંચાથી થાએછે, તેમાં દર મીનીટે ૨૦૦ સીક્કા મંડાએછે. હલકા સીક્કા તોલવાનાં ઉપર જણાવેલા જેવાં છ તરાજુછે, તેમાં પાંચ વરશની અંદર (૪૮૦૦૦૦૦૦) ઉરતાલીસ કરોડ સાવરેન તોલીઆમાં આવીઆ હતા. દર વરશે એ પરમાણે બેંકમાં આસરે (૯૦૦૦૦૦૦) નેવું લાખ સાવરેન જાએછે, તેમાંનો પા ભાગ હલકા સીક્કા નીકલેછે. રૂપાંનાં સીક્કાની કોથલીઓમાં એકશો સાવરેનની કીમતનાં સીક્કા ભરીઆમાં આવેછે, અને સુનાંનાં સીક્કાની કોથરીઓમાં એક હજાર સાવરેન નાંખીઆમાં આવેછે, અને પછી તેમને એક મજબુત ઓરડામાં જાંહાં લોહડાંની કબરોછે, અને જેને તાલાં કુંચીનો ઠાગ નથી, તેમાં મેલીઆમાં આવેછે.

જે ઓરડામાં બેંક નોટોનાં જથા રાખીઆમાં આવેછે, તાંહાં નોટોનાં બંડલો માંએ તેવાં ખુનાંઓની કબરોની હાર લાગેલીછે, તેમા સઘળી નોટો ભરેલી હોએછે, અને તેનાં કરોડો પાંઉંડ થાએછે. એક બેંક નોટ દશ લાખ પાંઉંડ અથવા એક કરોડ રૂપીઆનીછે, તે પણ બેંક જોવા જનારને દેખાડીઆમાં આવેછે.

બેંક આવ ઇંગલંડે હેવો ધારો રાખેલોછે કે, એક વાર એક નોટ બાહેર જઈ આવી હોએ, તે નોટ ફરીથી બાહેર પાડવી નહી. જે નોટ એકવાર બાહેર ગઈ અને પાછી આવી, પછી તેજ દીને હોએ, તોબી તેને રદ કરીઆમાં આવેછે. નંબર આગલથી તે નોટોને વચમાથી કાતરીઆમાં આવેછે, અને તેમનાં બંડલો કરી એક ઓરડામાં ગોઠવીઆમાં આવેછે. ગયાં દશ વરશ શુધીનાં હેવાં બંડલો જારવી રાખીઆમાં આવેછે, અને વરશે વરશ એક વરશ આગમજનાં બંડલો બારી નાંખીઆમાં આવેછે. એ રદ થાએલી નોટોને હેવીતો સારી ગોઠવણથી રાખીઆમાં આવીછે કે, ગયા દશ વરશની અંદરની તમોને જે નંબરની નોટ જોઈએ, તે પેલા દશ વરશની એકઠી થાએલી નોટનાં જથામાંથી પાંચ મીનીટની અંદર કાહાડી આપીઆમાં આવેછે. બેંક આવ ઇંગલંડની નોટમાં "ફારજરી" અથવા કોઈ ખોટી બનાંવટ કરવામાં સેહેલથી ફાવે નહી તેવું કરવાને વાસતે આ ગોઠવણ કરેલીછે. ખોટી નોટ બનાંવનારને શી રીતે ખબર પડે કે, આ નંબરની નોટ બેંકમાં ગયાથી રદ થએલીછે કે બાહેરછે, તેથી કરીને તેને કેટલોએક સંદે તો પેહલલે ખોટી નોટ બનાંવતાંજ ઉતપન થાએ. નોટ લઈને નાંણા આપનારા કારભારીઓની હેવી ચાલાકીછે કે, તેઓનાં હાથમાં નોટ જતાંને વારજ તેઓ કહી શકે કે, આ નંબર બાહેરછે કે અંદર આવેલુંછે.

જે જગાએ બેંક નોટ છપાએછે તાંહાં પણ આપણે કેટલીએક અચરત થવા જોગ ગોઠવણ જોઈએછે. નોટનાં કાગલની બનાંવટ તથા તેમાંના "વાટર મારકસ" હેવાછે કે તેવું કાગજ કોઈ તરકટીઆથી બની શકે નહી. દશ અથવા બાર બેંક નોટો એકદંમજ છપાએછે. છાપવાનાં પરેસો જે સાંચાથી ચાલેછે, તેમાં એવી સારી ગોઠવણછે કે, એક નોટ છપાઈ રહી કે તે કાહાડતી વેલાએ તરત પરેસની અદર તે પછી આવતી નોટોના નંબરો પોતાંની મેલે બદલાઈ જાએછે, તેથી કરીને દર એક નોટનાં નંબરો હાથે મેલવાની જરૂર પડતી નથી. એ પરમાંણે એકથી તે એક લાખ શુધીનાં નંબરો પોતાંની મેલેજ કરેછે. એ પરેસમાં બીજી હેવી ગોઠવણોછે કે, તેમાં દર એક કાંમ જે થાએછે તેની નોધ પોતાંની મેલે થાએછે, તેથી તેમાં છપાતી નોટોમાં કોઈબી રીતનુ કશું તરકટ થાઈ શકતું નથી દર રોજ પાતરીસ હજાર નોટો એ પરમાંણે છપાએછે. બેંકમાંથી દર રોજ પાંતરીસ હજાર નોટો આસરે દશ લાખ પાઉંડની કીમતની બાહેર જાએછે, અને પાતરીસ હજાર નોટો ઉપર જણાવીઆ પરમાંણે અંદર આવીને રદ થાએછે.

એ બેંકમાં એક મોટું ઘડીઆલછે, તે ઘડીઆલની સાથે આખી બેંકમાનાં જુદાં જુદાં ઘડીઆલોને પીતલનાં તારની મારફતે જોડેલાછે, તેથી કરીને જે વખત તે મોટાં ઘડીઆલમા દેખાએછે, તેજ વખત બીજાં સઘલાં ઘડીઆલોમાં માલંમ પડેછે.

આખી દુનીઆમાં મધેની આ સઉથી મોટી બેંક પેહલ વેહલાં ૧૬૯૪ નાં સાલમાં સથાપીઆમાં આવી હતી. ઈંગલંડની સરકારને તે વેલાએ નાંણુ જોઈતું હતું, તેથી એક કંપની એકઠી મલીને (૧૨૦૦૦૦૦) બાર લાખ પાંઉડની થાપણ કરીને સરકારને તે રકંમ વીઆજે ઉછીની આપી. બે વરશ પછી તેઓએ પોતાની અસલની થાપણમાં વધારો કરી જુમલે ૨૨૦૧૨૭૧ પાંઉડ અથવા (૨૨૦૧૨૭૧૦) બે કરોડ, વીશ લાખ, બાર હજાર સાતશો દશ રૂપીઆની થાપન કીધી. એ બેંકનું કાંમકાજ હાલમાં એક ગવરનર તથા એક ડીપીઉટી ગવરનર અને ચોવીસ ડરેકટરો ચલાવેછે. જેની પાશે ૪૦૦૦ પાંઉડ શુધીનાં શેર હોએ, તેજ ગવરનરનાં હોધા ઉપર થઈ શકેછે, અને ડીપીઉટી ગવરનરનાં હોધા ઉપર તથા ડરેકટર થડવાને ૩૦૦૦ અને ૨૦૦૦ પાંઉડની પુંજી શેરમાં જોઈએ.

ઈંગલંડની સરકાર એ બેંકને જેટલી રકમની દેવીછે, તેટલી રકમની કીમતની તથા બેંકમાં જેટલી નગદી હોએ, તેટલી સખીઆની નોટો ફેરવવાને એ બેંકને સતા આપીઆમાં આવીછે. ઈંગલંડની સરકારને (૭૭૪૦૦૦૦૦) સીતોતેર કરોડ ચીઆલીસ લાખ પાંઉંડનુ કરજછે તેનુ વીઆજ (૨૫૦૦૦૦૦૦) બે કરોડ, પચાસ લાખ પાંઉંડ થયું, તે સરકારને હસાબે આ બેંકમાંથી આપીઆમાં આવેછે. સઘળા સરકારી ખાંતાંઓનુ નાંણુ હીંઆં વશુલ કરીઆમાં આવેછે, તથા તેઓનો ખરચ પણ હીંઆંથી આપીઆમાં આવે છે. એ સઘળી મેહનતનાં બદલામાં એ બેંકને વરસ દાહડે (૧૨૦૦૦૦) એક લાખ વીસ હજાર પાંઉંડ મળે છે. હુંડીઓ તથા જમાંનત ઉપર એ બેંક (૨૫૦૦૦૦૦૦) બે કરોડ પચાસ લાખ પાંઉંડ શુધી ધીરધાર રાખે છે. સરકારને એકાએક કોઈ મોટો ખરચ આવી પહોછે તારે સરકારની હુંડી પણ એ બેંક વટાવેછે. ખાંનગી વેપારીઓ તથા ગરહસથો અને બીજી બેંકોનું નાંણુ પણ એ બેંકમાં રેહેછે, અને તે રકંમ (૪૦૦૦૦૦૦) ચીઆલીસ લાખ પાંઉંડ અથવાં ચાર કરોડ રૂપીઆથી કોઈ દીને ઓછી થાતી નથી. હુંડી અને જમાંનતો ઉપર એ બેંક જે ધીરધાર કરેછે તેમાં આ નાંણુ વાપરેછે તે પારકાં નાંણાની ઉપરજ એ બેંકને વરશ દાહડે (૧૬૦૦૦૦) એક લાખ શાહઠ હજાર પાંઉડ અથવા શોલ લા ખ રૂપીઆ મલેછે. એ બેંક પોતાનાં ભાગીદારોને સેંકડે સાત ટકાની વેંહચણી આપેછે.

ખોટી બેંક નોટ બનાવનારાઓનાં તરફથી આ બેંકને એકથી વધારેવાર ભારી નુકસાંન ખંમવું પડીઉંછે. ૧૭૫૮ નાં વરશમાં એક કાપડ વેચનારે એક ખોટી નોટ બનાંવી હતી તેની ઉપર ગુનાંહ સાબેત થયાથી તેને ગરદન મારીઆમાં આવીઓ હતો. રાબરટ આસતલેટ નાંમનાં એક શખસનાં તરફથી એ બેંકને (૩૨૦૦૦૦) તરણ લાખ વીશ હજાર પાંઉંડનુ અને ફાંનટરાએ નાંમનાં શખસનાં તરફથી (૩૬૦૦૦૦) તરણ લાખ શાહઠ હજાર પાંઉંડનુ નુકસાંન ખંમવું પડીઉ હતું. એ બેંકની ઉપર એકથી વધારેવાર નાંણાંની તાંન થાઈ હતી, પણ તેની આંટનો બંચાવ સારી રીતે થાયો હતો.

બળવાની વખતે અથવા કોઈબી તેવી અગતની વખતે એ બેંક મધેનાં સઘળા કારભારીઓને સીપાઈ બનાંવવાનો ધારોછે કે જેથી તેઓ બેંકનો બંચાવ કરી શકે, અને તેવાં કાંમને વાસતે એ બેંકનાં એક ઓરડામાં હથીઆરખાંનુ કીધેલુંછે, તે પણ મુસાફરને દેખાડીઆમાં આવેછે.

## રાયલ એકસચેન્જ.

યુરોપનાં ઘણાખરા મુલકોનાં મોટાં શેહેરોમાં વેપારીઓનાં મેલાપને વાસતે જાહેર મકાંનો બાંધેલાંછે, તે જગાએ એક હેડવેખે વખતે વેપારીઓ તથા દલાલો એકઠા મલેછે, અને વેપાર બજાર વીશે તાંહાં ઘણીએક પુછપરછ તથા આમન આમન ખબર મલેછે, તથા ઘણાએક માલનાં વેચાંણ થાએછે. એવા મકાંનોને "એકસચેન્જ" નુ નાંમ આપીઆમાં આવીઉંછે. લંડનનાં જેવું વેપારનુ મોહોલુ શેહેર કોઈ નથી, તેથી ઉપલી મત

લબને મલતી જે ઈમારત લંડનમાંછે, અને જેને રાયલ એકસચેનજ કરી નામ આપેલુંછે, તે ઈમારત બેંક આવ ઇંગલંડની પહોસમાં અને લંડનના વેપાર અને દોલતને લાએકનીછે. જે જગાએ હમણા આ એકસચેનજ છે, તેજ જગાએ તેવીજ કીસમની બે ઈમારત આગલ બંધાઈ હતી. પેહલી ઈમારત રાંણી એલીજાબેથનાં વખતમાં સર ટાંમસ ગરેશાંમ નાંમનાં એક વેપારીએ પોતાને ખરચે બાંધી હતી. ૧૬૬૬ નાં વરશની લંડન મધે થાએલી મોટી આગમાં તે બલી ગઈ હતી. તાર પછી એજ જગાએ (૬૬૦૦૦૦) છ લાખ શાહઠ હજાર રૂપીઆને ખરચે ફરીથી એકસચેનજ બાંધી ૧૬૬૯ નાં વરસમાં હુંગાડીઆમાં આવી હતી. ૧૮૩૮ નાં સાલમાં ફરીથી આગ લાગાથી તે ઈમારતનો નાંસ થયો હતો. એ બનાંવ પછી આસરે ચાર વરસે ફરીથી એકસચેનજ બાંધવાનું શરૂ થયું હતું, અને ૧૭ મી જાંનેવારી ૧૮૪૨ ને દીને પરીનસ આલબરટે તેનો પાયો નાંપીઓ હતો. તરણ વરસની ટુંકી મુદતમાં તે ઇમારત પુરી થાઈ હતી, અને તેને બાંધવાનો ખરચ (૧૮૦૦૦૦) અટાર લાખ રૂપીઆ થાયો હતો. તારીખ ૨૮ મી અકટોબર ૧૮૪૪ ને દીને નાંમદાર રાંણી વીકટોરીઆએ બારે દમામ તથા ફીરીઆ સાથે એ ઈમારત હુંગાડી હતી. એ વેલાએ લારડ મેઅર તથા આલડરમેનો અને શેહેરનાં બીજા અધીકારીઓ પોતાનાં મોટા પોશાકો સાથે રાંણીનાં રશાલા સાથે મલીઆ હતા, અને તે વેલાએ ઘણોજ સોભઇતો દેખાવ થાયો હતો. એ ઈમારત મધે જે મોટો ખુલ્લો ચોકછે, તાંહાં નાંમદાર રાંણીએ પોતાનાં પરધાંનો તથા બીજા સેંકડો અમલદારો વચે ઉભી રહીને કહું કે "મારી ખુશી અને હોકંમ હેવોછે કે, આ ઈમારતને "રાયલ એકસચેનજ" નુ નાંમ આપવું." રોમ મધે પાંનથીઅંનની નાંમી ઈમારતછે તેની નકલ કરીને આ ઈમારત બાંધેલીછે. તેનો પાયો કેટલીએક જગેથી ૧૮ ફુટ પોહોલોછે અને આખી ઈમારત પોરટલંડનાં પથરની બાંધેલીછે. એ ઈમારત તરણશો આઠ ફુટ લાંબી અને ૧૭૫ ફુટ પોહોલીછે. તેમાં પશમમ તરફથી દાખલ થવાનો દરવાજોછે તાંહાં એક ઘણોજ ખુબસુરત પોરટીકો કાહાડેલોછે, તે ૯૬ ફુટ પોહોલો અને ૭૪ ફુટ ઉંચોછે. તેની હરોલમાં આઠ સોભઇતા થાંભોછે તે દર એક થાંભનો વીઆસ ૪ ફુટ બે ઈંચછે. થાંબાની ઉપર ચુનાનાં પથરની બાંધણીછે અને તેની ઉપર ૧૭ આકાર કોતરેલાછે. વચેવચમાંનો આકાર વેપાર બતલાવેછે, તેની પાસે દશ ફુટ ઉંચુ વેપારતુ તાજછે, અને તેનાં હાથમાં એકસચેનજનો સનદછે. તેની જમની બાજુ ઉપર તરણ બરીટીશ વેપારી દાખલ લારડ મેઅર, આલડરમેન અને કાંનસલમેન પાડેલાછે, તથા બીજાં દેશનાં વેપારની નીશાંણુ દાખલ, એક હીંદુ, એક મુસલમીન, એક ઇઉનાંની અને એક ટુરકી વેપારી પાડેલોછે. ડાબી બાજુએ બે બરીટીશ વેપારી, એક ઇરાંની, એક ચીનો, એક મુસલમીન ખલાસી એક બરીટીશ ખલાસી, એક સુપરકારગો, અને એક શીખી પાડેલોછે. બંને બાજુનાં ખુનાંઓમાં લંગરો તથા ગાંસડીઓ અને પીપો પાડેલાંછે. આ સઘલા આકારો લંડનનો બોહોલો વેપાર બતાવેછે. આ ઈમારતની તરણ બાજુ તરણ રસતા ઉપર આવીઆથી ખુલ્લીછે, અને તે સઘલી સોભઈતી બાંધણીનીછે. ઉગમંણની બાજુ ઉપર બાહેરથી એક કીમતી ઘડીઆલછે તે વખત દેખાડવામાં ઘણુજ બરાબરછે. એ ઘડીઆલનાં કાંમની સાથે ઘંટોની મારફતે રાગ વજાડવાની પણ ગોઠવણછે, તેમાંથી વેડવેને વખતે સુંદર રાગો નીકલેછે.

ઉપલા પોરટીકોમાં થાઇને રાએલ એકસચેનજમાં દાખલ થવાનાં વચે વચમાંનાં બારણાની ઉપર પાદશાહી અલમતો પાડેલાંછે. બારણાનો દરવાજો લોહાડાંનોછે. તેની ઉંચાઈ ૨૨ ફુટ, ૬ ઈંચછે અને પોહોલાઈ ૧૧ ફુટ, ૪ ઈંચછે. આ બારણામાંહેથી આપણે એક મોટા હાલમાં જાઈએછે. એ હાલ મધેનો વચેવચમાંનો ભાગ ખુલ્લોછે અને ચારે બાજુથી ફરતી સીલીંગછે, તેની ઉપરનો સણગાર સારોછે. ચોક અને આ ઢાંકેલા ભાગને સોભઈતાં થાંભો તથા આરકાંથી જુદા પાડેલાછે, તેથી આખા હાલનો દેખાવ ઘણોજ સારો લાગેછે. ચોકની વચે વચમાં નાંમદાર રાણીનું એક સંગેમરમરનુ પુતલુંછે. અને હાલનાં, બે ખુનાંઓમાં

રાંણી એલીજાબેથ અને પાદશાહ બીજા ચારલસનાં પુતલાંછે, કાંએજ આગલ જે બે ઈમારત બલી ગઈ હતી તે તેઓનાં રાજમાં બંધાઈ હતી. આ હાલનાં ચાર ખુનાંમાં એડવરડ ધી કંનફેસર તથા તરીજા એડવરડ, તથા રાંણી એલીજાબેથ અને પાદશાહ બીજા ચારલસનાં અલમતો કોતરેલાંછે. દીવાલની ઉપર યુરોપનાં બીજા દેશોનાં અલમતો કોતરેલાંછે. હીંઆં પાછલા પોહોરના વેપારીઓ તથા દલાલો વેપાર વનજની ખબર અંતર ને વાસતે એકઠા મલેછે, અને તે વેલાએ થાતી ભીડ આ શેહેરનાં મોટા વેપારની એક નીશાંણી બતાવેછે.

આ ઈમારતના પેહલો માલ ઉપર લાઅેડવાલી નાંમીચી વીમાની આફીસ, તથા બીજી બે વીમાની આફીસોછે. કોઈબી વેપારીએ લાઅેડનું નાંમ સાંભલીઉ નહી હશે, હેવું નથી. લંડનનો દર એક વેપારી તથા દલાલ લાઅેડનાં "એકસચેનજ" માં દરમાહેઓ આપીને સાંમેલ થાએછે. લાઅેડનાં એકસચેનજમાં વેપારની તથા વાંહાંણની સઘલી ખબરોનાં સઉથી ઉતાવલા સમાચારો મલેછે. એ કંપનીની આફીસમાં જવાનો દરવાજો ઉગમણ તરફથીછે. ઉપર જવાનો દાદર પથરનો અને ઘણો સોભાઈતોછે. એક એક પગતીની લંબાઈ ૧૪ ફુટછે અને દરએક પગતી ગરાંનીટનાં આખા પથરનીછે. દાદર ઉપર ચહડી રહા કે પરીનસ આલબરટનું સંગેમરમરમાં એક પુતલુ આપણા જોયામાં આવેછે. લંડન ટાંઈમસનાં નાંમીચાં પતરે ૧૮૪૨ નાં વરસમાં એક મોટું તરકટ હુંગાડુ પાડીઉં હતું, અને જેથી વેપારીઓનાં હકમાં ઘણો ફાએદો થયો હતો, તે બનાંવની યાદગારીમાં અને ટાંઈમસને માંન તરીકે ઉપલા બનાંવનાં બયાંનની એક તકતી આ દાદર આગલની દીવાલ ઉપર મારીઆમાં આવીછે. પરીનસ આલબરટની શોડે જે બીજું પુતલું જોયામાં આવેછે તે મી૦ હશકીસંનનું છે. એજ જગાએ મી૦ જાંન લીડેકેદ નાંમનાં ગરહસથે નાંચાર ખલાસીઓનાં ફાએદાને વાસતે (૫૮૦૦૦૦) પાંચ લાખ, હેંશી હજાર રૂપીઆની એક રકમ ધરમ ખાતે આપી હતી, તેની યાદગારીમાં એક પુતલુંછે. લાઅેડનાં હસતકમાં તરણ મોટા દીવાંનખાંનાંછે તેમાં સબસકરાઈબરસ રૂમ, વેપારીઓનો ઓરડો, અને કપતાંનનો ઓરડો. પેહલો ઓરડો ૧૦૦ ફુટ લાંબો અને ૪૫ ફુટ પોહોલોછે. એ ઓરડાનાં સગલા લાભ મેલવવાને જે સામેલ થાએછે, તેને વરસ દાહડે ૪૨ રૂપીઆ આપવા પડેછે. એ ઓરડામાં વાંહાંણોની પોંહોંચ, તથા બાગાની તથા બચેલા માલની અને વાંહાણોને લગતી બીજી સઘલી ખબરો જે દેશેદેશથી અને ગાંમેગાંમથી લાઅેડનાં આડતીઆઓની મારફતે આવેછે, તે દીવાલો ઉપર ચોહોટાડીઆમાં આવેછે. એ ઓરડાની અંદર હવાની ખબર રાખનાર ઈઅંતર " એનાંમીટર " ની એક ઘણીજ સારી ગોઠવણછે. એકસચેનજનાં છાપરાંની ઉપર એક મોટો ડોલછે, અને તેની ઉપર પવનચકીનાં આકારનો એક મોટો પંખોછે, તેની સાથે જડેલી એક ધાતુની પટેટ હેવી રીતે મેલેલીછે, કે તેનુ મોહડું પવનની સાહાંમણે રેહે. આ પટેટની સાથે કમાંનો જડેલીછે, અને એ કમાંનોની સાથે જોડેલા ધાતુનાં સલીઆ પેલા ઓરડાની દીવાલ ઉપર ઉતારીઆમાં આવીઆછે, અને તેની સાથે પેનસીલો જોડેલીછે. દીવાલની ઉપર કોરા કાગલો ચોહોટાડેલાં હોએછે. ઉપર પેલા સલીઆ અને ની પેનસીલો, ઘડીઆલના જેવા કાંમની ગોઠવણથી, પેલા કાગલની ઉપર ફરેછે, અને તેથી પવંનનો મારગ નોંધાએછે. જારે પવંન ઘણો જોરમાં હોએછે, અને પેલી છાપરાં ઉપરની પટેટ ઉપર વાગેછે, તારે તેની સાથે જડેલી કમાંન દબાએછે, અને તે કમાંન દબાવાથી પેલો સલીઓ નીચે ઉતરેછે. અને દેવાલની ઉપરનાં કાગજ ઉપર પેલી પેનસીલથી લીટી પડેછે, તેથી માલંમ પડેછે કે પવંન જોરમાં ફુકેછે. પેલાં કોરાં કાગલની નીચે એક બીજી પેનસીલ ફરેછે તેની મદદથી પડતી લીટીઓ પવંન કહી તરફનોછે તે બતાવેછે. જે કાગલની ઉપર આ પરમાણે લીટીઓ પવંનનુ જોર તથા ફરવું રેખાડેછે, તે કાગલની ઉપર ચોવીસ ચોરસ ખુનાં પાડેલાંછે, અને પેનસીલ જે ફરેછે, તે દર એક કલાકે એક એક ચોરસમાં ફરી રેહેછે, તેથી કરીને દર એક કલાકમાં પવંનનુ ફરવું તથા જોર કેટલું હતું, તે જુદું જુદું માલંમ પડેછે. એ મતલબ પેલા સલીઆની સાથે ઘડીઆલની ગોઠવણ જોડેલીછે તેથી પાર પડેછે. આ ઓરડામાં "રેન ગેજ" પણ ઉતારીઆમાં આવીછે, તેથી દર રોજ કે

ટલો વરસાદ પડેછે તેની નોધ પણ તાંહાં થાએછે. આ ઓરડાનો લાભ લેવાને ૧૯૦૦ સબસક્રાઈબરોછે અને તે ઓરડાનાં માંથા ઉપર એક બીજો ઓરડોછે, તાંહાં મોટા નકશા તથા ચારટોછે. વેપારીઓનાં ઓરડામાં એક ઉપરી હોએછે, તે હમેશાં ઘણીખરી લાશા જાંણેછે. એ ઓરડામાં આગલા ઓરડા મધેની વાંહાંણુ તથા બીજી ખબરોની નોધોની નકલો હોએછે, તથા દુનીઆનાં ઘણાખરા બાગોનાં વરતમાન પતરોની ફાઈલછે. એ ઓરડાનો લાભ મેલવવાને વાસતે વરશ દાહડે ૨૧ રૂપીઆ આપવા પડેછે. કપતાંનનાં ઓરડામાં વેપારીઓ વાંહાંણનાં કપતાંનો સાથે મલેછે, તથા તાંહાં વાંહાંણોનાં વેચાંણ થાએછે. એ ઓરડાનો લાભ મેલવવાને વાસતે દર વરશે ૧૦ાા રૂપીઆ આપવા પડેછે.

## પોસટ આફીસ.

લંડંનની પોસટ આફીસ એક અચરત સરીખુ કારખાંનુછે. કરોડો કાગલો મેલવવાં અને તેમને ઘટટી જગોએ પોહોચાડવાની જે ગોઠવણ તાંહાંછે, તે જોયાથી આપણને અચરતી ઉપજેછે. આ પોસટ આફીસનો જે હેવાલ નીચે આપીઆમાં આવીઓછે, તે ઉપરથી વાંચનારની ખાતરી થાશે કે, એ ખાતું જોવા લાએકછે.

લંડંનની સઘલી જાહેર તથા સરકારી ઈમારતો બાંધવામાં તેમની બાહેરની ખુબસુરતી તથા અંદરની સારી ગોઠવણ ઉપર ખરચની કસુર રાખીઆમાં આવી નથી, તેજ મીશાલે પોસટ આફીસ વીશે પણ કહી શકાએછે. જેમ તેનો બાહેરનો દેખાવ સારોછે, તેમ અંદરનાં ભાગમાં લાખો કાગલોને તેમની ઘટટી જગાએ પોહોચાડવામાં તથા તે કાંમમાં ગુંતેલા હજારો આદમીઓને કોઈબી રીતની અડચણ નહી પડે, તથા તેઓની તબીઅતમાં બીગાડો નહી થાએ, તેવી ગોઠવણ કરીઆમાં આવીછે.

આ પોસટ આફીસની ઈમારત બાંધાવાનુ કાંમ ૧૮૨૫ નાં સાલમા શરૂ કીધામાં આવીઉં હતું તે ૧૮૨૯ માં પુરૂં થાયું હતું. તેનાં આગલા ભાગમાં સોભઈતા તરણ પોરટીકો કાહાડીઆમાં આવીઆછે, અને હારેદાર સોભઈતા થાંભાથી બાહેરનો દેખાવ ખુબસુરત કીધેલોછે. વચલા પોરટીકોની અંદરથી જવાનાં બારણાનાં માંથા ઉપર સારી કળાનુ એક ઘડીઆલછે, જેની ઉપરનો વખત રાતને વેલાએ તેની ઉપર પોતાની મેલે થાતી રોશનીની મારફતે દેખાએછે. વચલા બારણાની અંદરથી આપણે એક મોટા હાલમાં જાઈ શકીએ કે જે ૮૦ ફુટ લાંબો અને ૬૦ ફુટ પોહોલોછે. એ હાલમાં તરણ બારીઓની અંદર ઈંગલંડનાં તથા બાહેરનાં મુલકોનાં કાગળો તથા વરતમાંન પતરો લીધામા આવેછે. તેની દખણ દશાએ લંડંનમાં પોહોચાડવાનાં કાગળો લીધામાં આવેછે. નહી જડનાર ધણીઓનાં તથા પાછાં આવેલા કાગલોની આફીસનાં ઓરડા તથા સકરેટારી અને બીજા અમલદારોની આફીસનાં ઓરડા હુલાએદાછે. સઘલી ગોઠવણ હેવીછે કે કોઈબી તરેહનો ગભરાટ ઉઠે નહી. પોસટ આફીસમાં જે સઉથી સરસ દેખાવ જોવાનોછે, તે શુકરવાને દીને શાંહાંજનાં ઉપલા હાલમાં થાએછે. પોસટ આફીસ જોવા જનારે શુકરવાર એટલા સારૂ લેવો જોઈએછે, કે લંડંનમાં દર અઠવાડીએ પરગટ થનારા ઘણાખરા વરતમાંન પતરો સનીવારની તારીખ ધરાવેછે, પણ શુકરવારને દીને પાછલા પોહોરનાં છપાઈને પોસટ આફીસમાં જાએછે, કે જેથી તેમનાં ઘરાકોને સનીવારને દીને મલી શકે. એ કારણ ઉપરથી શુકરવારને દીને આ આફીસમાં સઉથી વધતી ભીડ થાએછે. આ હાલની ઉપર જે માર આવેલોછે, તાંહાં ઉભા રહાથી આ જગાએ બનતો દેખાવ ઘણોજ રમુજી નજર આવેછે. કાગળો તથા વરતમાંન પતરો નાંખવાની જુદી જુદી હારેદાર બારીઓછે. પાંચ અને છ વાગતાંનાં વખતની અંદર સઘળાં વરતમાંન પતરોની આફીસમાંથી ગુણનાં મોટા કોથરા ભરાઈને આવેછે. એ કોથરાઓ શુધાં તે પતરો પેલી બારીની અંદર નાંખીઆમાં આવેછે, અને જેમ એક જગાએ પેહેલે જવાને વાસતે લોકો એક એ

કને આમકા મારેછે, તેમ આ હેલકરીઓ પોતાનાં માંથા ઉપરનાં વરતમાંન પતરના કોથરાઓ નાંખવાને સા
રૂ બારી આગલ આવવાની જહડપ કરેછે અને કોથરાની ઉપર કોથરા પડેછે, તે એટલા શુધી કે, તેમને ખીં
ચાડવાને સારૂ બારીની અંદર કેટલાએક માંણસો લાગેલાં રેહેછે. પેલા કોથરાઓ ઉપર દરએકની આફીસનાં
નાંમ હોએછે, તે નાંમ ઉપરથી બીજે દીને તેઓ તાંહાં જાઈને પોતાનાં કોથરા તપાસી લીએછે. એજ પરમા
ણે કાગલની બારીઓ ઉપર પણ ઘણોજ જોવા લાએક દેખાવ થાએછે. એ બારીઓમાં એટલાંતો જહડપમાં
કાગલો પડેછે કે, દર એક અથવા બે મીનીટે કાગલોનો મોટો જથો થાએછે. તાંહાં એક આદમી ઉભેલું હો
એછે, તે આપણા રસતાઓ ઉપર નેતરની જાહડુથી કચરો સાફ કરીઆમાં આવેછે, તેવી મોટી જાહડુ લઈ
ને ઉભો રેહેછે, અને દર મીનીટે કાગલોનો મોટો જથો થવાથી તે જાહડુથી તેમને એકઠાં કરી નેતરનાં મોટા
ટોપલાઓમાં નાંખેછે. એ પરમાંણે આવીને પડતાં કાગલો તથા વરતમાંન પતરોનો થોડા થોડા વારમાં બં
નતો જથો જોયાથીજ આપણને લંડંનનાં લોકોનાં કાગલ પતરનાં વેહવાર વીશે ઘણો મોટો વીચાર ઉતપન થાએ
છે. ખચીત એ વખતે હીંઆ હેવોતો રમુજી દેખાવ થાએછે કે, જેઓ દર રોજ કાગલો તથા પતરો નાંખવા
પોસટ આફીસમાં જાએછે, તેઓ પણ હંમેસ થોડી મીનીટ આ તમાસો જોવાને સારૂ લલચાઈને ખોટી
થાએછે. એ બારીઓ ઉપર હેવી ગોઠવણ કરેલીછે કે, જે વખતે પોસટ બંધ થવાનો હોએ તે વખતે તાંહાં
પરદા પડી પોતાંની મેલે બંધ થાએછે, અને જે ધણી મોહો આવે તે નાંસીપાસ થાઈ પાછો જાએછે.

સઘળાં કાગલો તથા પતરો એકઠા થયાં કે તેમને ઘટતે ઠેકાંણે મોકલવાની સઘળી ગોઠવણ કરવાની
જુદી જુદી જગાએ કીરીઆ થાએછે. દર એક માર જુદાં જુદાં કામને વાસતે રાખેલોછે. એ દર એક મા
ર ઉપર જવાનુ તથા કાગલો પોંહોચાડવાનુ કાંમ ઈમારીઓ કે જે સાંચાથી ઉંચકાએછે તથા નીચે ઉતરેછે, તે
ઓની મદદથી બનેછે. બોમ્એતલીએ જે હાલ છે તેની અંદર લોહોડાંની સડકછે, તેથી કરીને એક ભાગમાંનો
સામાંન બીજા ભાગમાં તે સડકની મારફતે પોંહોચાડીઆમાં આવેછે. આ ઈમારતને ગરમ રાખવાનો સાં
ચો પણ તે બોમ્એતલીઆંમાંછે.

કાગલો તથા વરતમાંન પતરો ઉપર જે સ્ટાંમપ અથવા ટીકીટ હોએછે, તે છેકવાનો ધારોછે, તેમ કરવા
ને વાસતે સને ૧૮૫૮ નાં વરશ શુધી ૨૦, આદમીઓ કાંમ લાગતાં હતાં, અને તેઓનુ કાંમ એજ હતું.
એઓએ પોતાનાં કાંમમાં એટલી ઝડપ મેલવી હતી કે, દર એક જણ દર કલાકમાં ૩૫૦ કાગલ ઉપરની ટી
કીટ છેકતા હતા, પણ હમણા એક સાંચો બનાંવીઆમાં આવીઓછે તેથી કરીને દર એક કાગજ ઉપરની ટી
કીટ તેમાં છેકાએછે, અને તેથી કરીને હાથથી જાંહાં સેંહકડો કાગલ ઉપરનાં સ્ટાંમપ છેકાતા હતા, તાંહાં હ
મણા હજારો છેકાએછે, અને એથી કરીને પોસટનાં બીજા કાંમમાં કેટલોએક વધતો વખત મલીઓછે. એ
કીરીઆ થયા પછી દર એક કાગલ કાંહાં જવાનુંછે, તેની તપાસ થાએછે. લંડંનથી ગાંમેગાંમનો પોસટ જુદા
જુદા રેલવેથી જાએછે, તેથી કરીને ગાંમો ઉપરથી જે જે રેલવેની મારફતે કાગલો રવાંનાં કરવાનાં હોએ, તે પ
રમાણે જુદાં પાડીઆમાં આવેછે. રેલવેની મારફતે જતાં કાગલો થકેઆથી, તે રેલવેથી જતાં જુદાં જુદાં શેહે
રોનાં કાગલો છુટાં પાડીઆમાં આવેછે, અને તાંહાં વલી તે કાગલો ઉપર તેમનાં વજન મુજબ ઘટતો સ્ટાંમ
પછે કે નહી, તે પણ તપાસીઆમાં આવેછે. એ કાગલ તોલનાંરાઓને પોતાનાં હાથમાં એટલી અનજાંસ
આવીછે, કે સર સર કાગલ નાંખતાંજ તેઓ જાંણેછે, કે આ કાગજ ઉપર બરાબર ટીકીટછે કે નહી, અને કો
ઈવાર તેને શક પડેછે તારે તરાજુ સાંહાંમને હોએછે તેની મદદ લીએછે.

એ પરમાણે દરએક શેહેરનાં કાગલો જુદાં પાડીઆ પછી તેમને કંનતાંનનાં મોટા કોથરાઓમાં બાધી
આમાં આવેછે, અને તેની ઉપર શેહેરનુ નાંમ લખી સીલ કરીઆમાં આવેછે. એવા દર રોજ આસરે ૮૦૦
કોથરા થાએછે. એ કોથરાઓને દરએક માલ ઉપરથી રસતા ઉપર ઉભેલાં ગાડાંમાં મોકલવાનો અલાજ થ

ણે સેહેલથી ફીરેલોછે. દીવાલની અંદરથી ઘેડાવનાં આકારમા એક ગોલ જગા બાંધી લીધેલીછે, તેમાંથી તે કોથરાઓ શેરવી નાંખીઆમાં આવેછે અને આ મોટી નલીનું મોહડું બરાબર ગારૂં ઉલું રહી શકે તાંહાંછે, તેથી તે કોથરા આબાદ તાંહાં આવી પહેછે. તાહર પછી ગાડાં દરએક રેલવેનાં મથક ઉપર જાએછે. એ પરમાણે દર રોજ લાખો કાગલો તથા વરતમાંન પતરો પોસટ આફીસમાં એકઠાં થયા પછી બે અથવા તરણ કલાકની અંદર પોતાંને મારગે જતાં થાએછે, એથીજ લંડનની પોસટ આફીસની ઝડપ વીશે વાંચનારને ,સમજ પડશે. વડી પોસટ આફીસ તથા લંડનનાં જુદા જુદા ભાગમાંની પોસટ આફીસો મલી ૩૨૦૦ આદમીઓ લંડનનાં રેહેવાસીઓની શેવા બજાવવામા ગુતેલાછે.

લંડનમાં કાગલોથી સંદેશો ચલાવવામાં લોકોને આ પોસટ આફીસની ગોઠવણથી ઘણી સારી મદદ મલેછે. લંડનનાં એક ભાગમાંથી બીજા ભાગમાં મોકલવાનાં કાગલો પણ પોસટ આફીસમાંજ નાંખીઆમાં આવેછે, કાંએજે એ મારગથી કાગલ તેમનાં ધણીને સઉથી વેહલાં અને બરાબર પોહોચેછે. આપણા મુલકમાં ચાકરો તથા સીપાઈઓ પાસે આપણે કાગલો મોકલીએછે, તેવી ચાલ લંડનમાં ઘણીજ જુજ હશે. અથવા મુતલગ નથી. લંડનમાં કાગલો લેવાની જગાને સારૂ, ઉપર જણાવેલી પોસટ આફીસ એખલીછે, એમ નહી સમજવું. એ મોટી પોસટ આફીસનાં સેંહકડો બચ્ચાં તથા કચ્ચાં લંડનનાં ભાગમાં વેહેચાએલાંછે. લંડનનાં દરએક ભાગમાં નાંધલી પોસટ આફીસછે, એટલુંજ નહી, પણ પોસટનાં કાગલો નાંખવાનાં થાંમે થાંમ થાંભાછે, તથા બબે તરણ તરણ મોહલ્લાને આંતરે દુકાંનદારોને તાંહાં તેની દુકાંનનાં બાહેરનાં ભાગ ઉપર પોસટનાં બાકસો રાખીઆમાં આવેછે, તાંહાં લોકો પોતાંનાં કાગલો નાંખેછે. એ પરમાંણે આખાં લંડન શેહેરમાં પોસટનાં કાગલો લેવાને સારૂ સઘળાં મલીને આસરે ૪૦૦ મકાંનછે. હીંઆંથી બબે અથવા તરણ તરણ કલાકે કાગલો લઈ જઈને, તેમની ઘટતી જગોએ પોહોચાડીઆમાં આવેછે. લંડનમાં વેંહચવાનો પોસટ દીવસમાં દશ વખત કાહાડીઆમાં આવેછે. પેહલલી વેંહચણી સવારનાં ૮ વાગતે થાએછે, બીજી વેંહચણી ૧૦ વાગતે અને તરીજી વેંહચણી ૧૨ વાગતે, તાહર પછી ૧, ૨, ૩, ૪, ૫, ૬ અને ૮ વાગતે થાએછે. હાવી ગોઠવણથી જે શખસે ઉપલી વેંહચણીનાં વખતની થોડો વખત આગમજ લંડનનાં હરેક ભાગમાં રેહેનારા પોતાનાં દોસત ઉપર પોહોચાડવાનો કાગજ સુખીઅ અથવા વડી પોસટ આફીસમાં નોકલીઓ હોએ, તે કાગલ એક અથવા બે કલાકની અંદર પેલા શખસને પોહોચેછે, સાખા પોસટ આફીસ મજેનાં કાગલ એકઠાં થાઈને વડી આફીસમાં જાએછે, અને તાંહાથી વેંહચાવાને બાહેર પડેછે, તેથી તેને જરાક વધતો વીલંબ લાગેછે. પણ જો વડી પોસટ આફીસમાં કોઈ શખસે સવારનાં આઠ વાગતાંમા કાગલ મોકલીઓ હોએ તો, દશ વાગતાંમાં તે કાગલ તેના મીતરને મલે, અને જો તે શખસ તેનો ઉતર અગીઆર વાગામાં મોકલે, તો તે જવાબ પેલા શખસને બાર વાગતાની અંદર પાછો મલે. લંડનનું શેહેર ૮ માઈલ લાંબુ અને ૬ માઈલ પોહોલુંછે, તાંહાંનાં હરેક ભાગમાં લખેલાં કાગલનો આ પરમાણે જલદીથી જવાબ ફરી વલે તે અચરત શરીખુછે, અને એથી કરીને એ શેહેરમાં કાગલનો સઘળો વેહવાર પોસટ આફીસની મારફતેજ થાએછે. કાગલો વેંહેચવામાં એક બીજી ગોઠવણ ઘણી સારી રાખેલીછે વેંહચનારાઓને ઠેઠવી આપેલા દરએક લતા ઉપર જવાને સારૂ ઉતાવલી ચાલનાં ઘોડાની હલકી ગાડીઓ હોએછે, તેમાં ૧૪ આદમીઓ પોતાનાં કાગલોનાં કોથરા સાથે બેશી શકેછે. હેવી સેંહકડો ગાડીઓ વડી આફીસ આગલથી ઉપર જણાવેસે વખતે નીકલેછે. ગાડીઓમાથી ઉતરવાનુ બારણુ પાછલી ગંમથી હોએછે, અને જેમ લતા પેહલલા આવતા હોએ, તે પરમાંણે તે વેંહચનારાઓ બેશેછે, કે જેથી કરીને ઉતરતી વેલાએ કોઈને ખોમચું પડે નહી. એ ગાડીઓ ઘણી ઝડપમાં જાએછે, અને ઉતરવાની જગાએ એક કડું હોએછે, તે કમાંનથી ખેચાઈ શકાએછે, તે ધરીને દોડતી ગાડીએ જેનો લતો આવીઓ હોએ તે ઉતરેછે. ઉપલાં કડાથી પેગ દોર

તી ગાડીએ ઉતરનાર પડતો નથી, કાંએજે તેને ઉતરતાં જે વખત થાએ તેમાં પેલુ કડું ખેંચાયાથી તેનાં હાથમાંજ રેહેછે, અને તેણે તે છોડી દીધા પછી પાછું અંદર ખેંચાએછે.

ગરેટ બરીટંનનાં બીજા શેહેરો મધેથી લંડન ખાતે આવતાં કાગલોને તેમનાં ધણીઓને તાંહાં વેહલાં પોંહોચતાં કરવાની એક બીજી ગોઠવણ ઘણી સારી કીધામાં આવીછે, તે એછે જે, જે શેહેરથી તે કાગલો આવેછે, તેજ શેહેરની પોસટ આફીસનાં કારભારીઓ લંડનનાં જુદા જુદા ભાગનાં કાગલો છુટા પાડી તેમની જગા પરમાંણે બંડલ બાંધેછે. જાંહાં એમ, નથી બંનતું તાંહાંનાં કાગલો આગની ગાડીમાં આવતાં વખત થાએછે તે વખતમાં પોસટ આફીસનાં કારભારીઓ આગની ગાડી ઉપર રાખેલા હોએછે, તેઓ કરેછે. લંડનમાં દર રોજ વેંહચવાને સારૂ બીજા શેહેરો ખાતેથી આવતાં મોટા જહા મધેનાં દોહડ લાખ કાગલો એ પરમાંણે બાહારો બાહેર છુટાં પાડીઆમાં આવેછે. એથી કરીને એમ સવલ પડેછે કે, લંડનમાં જેવાં કાગલો આવી આં કે તે બંડલો લઈને પોસટનાં માંણશો વેંહચવા નીકલી પડેછે. એજ મીશાલે ગરેટ બરીટંનનાં જુદાં જુદાં શેહેરો ખાતે તેમનાં અગતપણા મુજબ જરૂરની સારી ગોઠવણો રાખેલીછે. ગરેટ બરીટંનમાં જાંહાં જાંહાં લોહોડાંની સડકે ફેલાવો કીધોછે, તાંહાં પોસટ આફીસનાં સતાવાલાઓએ પોતાનાં પાકીટો મોકલવાને સારૂ તેની કંપનીઓ સાથે બંદોબસત કીધેલાછે, અને એથી કરીને ગરેટ બરીટંનને એક નાંકેથી બીજે નાંકે શુધી કાગલ પતરો ઘણાંજ ટુક વખતમાં મોકલી શકાએછે. લંડંન અને એડીનબરો વચે ૩૦૦, માઈલનો તફાવતછે, પણ લંડનથી સોમવારે સાંહાંજનાં લખેલાં કાગલનો જવાબ આપણને બુધવારે મલી શકે. જાંહાં જાંહાં રેલવે નથી તાંહાં ઘોડાની ગાડીઓથી મેલ મોકલીઆમાં આવેછે. જાંહાં જાંહાં લોહોડાંની સડકથી મેલ જાએછે તે સઘળી સડકની એકદંમ લંબાઈ ગણીએતો ૨૮૬૯૨ માઈલ થાએ, એટલે જે દર રોજ મેલ એટલા માઈલ લોહોડાંની સડક ઉપર સફર કરેછે. ઘોડાની ગાડીમાં જે મેલ જાએછે, તે દર રોજ જુમલે ૩૨૭૨૧ માઈલ સફર કરેછે.

સને ૧૮૫૭ નાં વરસનો પોસટ આફીસનો જે હસાબ છપાયોછે, તે ઉપરથી નીચે જણાવેલી જાણવા જોગ વીગત મલેછે. એ વરસમાં ગરેટ બરીટંન તથા આયરલંડ મલી જુમલે ૧૨૦૦૦ પોસટ આફીસો હતી, અને તેઓ મધે સઘળા મલીને જુમલે (૫૦૪૪૨૧૦૦૦) પચાસ કરોડ, ચુંમાલીસ લાખ, એકવીસ હજાર કાગલો પશાર થયાં હતાં, તેમાંનાં ઈંગલંડ અને વેલસની પોસટ આફીસમાં (૪૧૦૦૦૩૦૦૦) એકતાલીસ કરોડ, અને તરંણ હજાર, સકાટલંડની પોસટ આફીસમાં (૫૧૬૧૨૦૦૦) પાંચ કરોડ, શોલ લાખ અને બાર હજાર અને આયરલંડની પોસટ આફીસમાં (૪૨૮૦૬૦૦૦) ચાર કરોડ અઠાવીસ લાખ અને છ હજાર. ગરેટ બરીટંન અને આયરલંડની વસતી સાથે કાગલોની ઉપલી સંખીઆનો મુકાબલો કરતાં ઈંગલંડમાં દર એક આદમી દર રોજ ૨૧ કાગલ લખતો હોએ, સ્કાટલંડમાં ૧૬ અને આયરલંડમાં ૭ એવો અરસટો આવેછે. ફકત લંડનનીજ પોસટ આફીસમાં જતાં કાગલોનો અરસટો તાંહાંની વસતી સાથે શરકાવીએછ, તો લંડનમાં દરએક આદમી દર રોજ ૪૧ કાગલ લખતો હોએ તેવો અરસટો મલેછે, તેથી સઉથી વાતો કાગલ પતરોનો વેહવાર લંડન સાથેછે હેવું હુંગાડું દીશેછે. હીંદુસથાંન અને ગરેટ બરીટંન વચે કાગલો તથા વરતમાંન પતરોનો જે આવ જાવ થાએછે તેની સંખીઆ આસરે (૨૫૦૦૦૦૦) પચીસ લાખની નણાવીઆમાં આવીછે. ઉપલી સઘલી પોસટ આફીસમાં (૭૧૦૦૦૦૦૦) સાત કરોડ, દશ લાખ વરતમાંન પતરો અને (૬૦૦૦૦૦૦) સાહાઠ લાખ ચોપડીઓ પશાર થાઈ હતી. એ વરસમાં આખા મુલકની પોસટ આફીસની આએપત (૨૯૨૮૮૫૮૦) બે કરોડ, બાંનુ લાખ, ઈઠીઆશી હજાર, પાંચશો હેંશી રૂપીઆની થઈ હતી અને ખરચ (૧૭૨૦૮૧૫૦) એક કરોડ, બોંતેર લાખ, આઠ હજાર, પાંચશો દશ રૂપીઆનો થાયો હતો. સઉથી ઓછા વજનનો કાગલ, ०॥ ઉંસ, ગરેટ બરીટંનનાં હરેક ભાગમાં એક પેની અથવા બે ફદીઆંનાં સ્ટાંપ

થી, જાઈ શકેછે. આટલો ઓછો દર લેતાં પણ ઇંગલંડની સરકારને પોસટ આફીસમાંથી (૧૩૨૨૨૩૭૦) એક કરોડ, બતરીસ લાખ, બાવીસ હજાર, તરણશો સીતેર રૂપીઆનો નફો નફો મલેછે. ઉપર જણાવેલા ખરચની વીગત નીચે જણાવીઆં પરમાંણેછે. પગારનાં રૂપીઆ ૯૪૮૫૭૩૦; ઈમારતોનાં ૨૯૩૬૭૦; લોહે ડાંની સકડને મારગે મેલ મોકલવાનાં ૪૨૦૦૦૦૦; ઘોડાની ડાકે મેલ મોકલવાના ૧૬૫૦૦૦૦; વેપારીનાં વાં હાણોમાં મેલ મોકલવાનાં ૧૨૨૯૮૦; પોસટનાં સ્ટાંપ બનાંવવાનાં ૨૮૫૬૬૦, પરચુટંન ૧૦૯૬૭૨૦ રૂપીઆ.

ઇંગલંડની સરકારે પોસટ આફીસની શાથે એક ઘણીજ સારી ગોઠવણ કીધેલીછે અને તેથી એ મુલક નાં ગરીબો તથા બીજાઓને ઘણુ શુખ થયુંછે, એટલુંજ નહી, પણ તેમાંથી આએપતની રાહે સરકારને ફાએદો પણ થાયેછે. એ ગોઠવણ હેવીછે કે હરેક શખસને એક ગાંમથી બીજે ગાંમ કાંઈ નાંણુ વાલવું હોએ તો તે પોસટ આફીસની મારફતે બની શકેછે, તે એ રીતે કે, પોસટ આફીસમાં તે નાંણુ આપવું અને કાંઈ ઘણોજ જુજ વટાવ લઈને તાંહાંથી એક "મની આરડર" જેવી કે હુંનડી, જે ગાંમમાં નાંણુ લેવાનુ હોએ તાંહાંની પોસટ આફીસ ઉપર આપીઆમાં આવેછે. એ હુંડી જેવી પોસટ આફીસમાં દેખાડીઆમાં આવે છે, કે તેનું નાંણુ પેલા ધણીને આપીઆમાં આવેછે. હાવી ગોઠવણથી નાંધલી રકંમનું નાંણુ ગાંમે ગાંમ ઘણુ શેહલથી મોકલાઈ શકાએછે. સને ૧૮૫૭ નાં વરસમાં સઘલી પોસટ આફીસોની મારફતે જુમલે ૬૩૮૯૭૦૨ હુંડી (૧૨૧૮૦૨૭૨૦) બાર કરોડ, અઢાર લાખ, બે હજાર સાતશો વીશ રૂપીઆની કીમતની આપીઆમાં આવી હતી. આ કાંમને લગતો સરકારનો ખરચ બાદ કરીઆ પછી (૨૪૧૭૫૦) બે લાખ, એકતાલીશ હજાર સાતશો પચાશ રૂપીઆનો નફો થયો હતો. આ ગોઠવણ અમલ કરીને સરકારે ગરીબ લોકોનાં ફા એદાને માટ કાહાડેલીછે. કરીમીઆંની લડાઈની વખતે એ ગોઠવણ બાલાકલાવા તથા સ્કુટારી અને કાંનસ્ટાં નટીનોપલમાં પણ કીધી હતી તેથી કરીને ગરીબ સીપાઈઓને પોતાનાં પગારમાંથી પોતાનાં કુટંબોને વાસતે નાં ણુ વાલવાને ઘણુ સવલ પડીઉં હતું. હેવું જણાવીઆમાં આવીઉંછે કે, તે વેલાએ સીપાઈઓએ આ ગોઠવ ણથી (૭૧૦૦૦૦) સાત લાખ દશ હજાર રૂપીઆ શુધી નાંણુ વાલીઉં હતું, કે જે નાંણુ જો ઉપર જણાવી આ પરમાંણે જોગવાઈ નહી થાતે તો, તેવો લડાઈનાં મેદાંનમાં આડી રીતે વાપરી દેતે અને તેઓની બાએ ડીઓ અને છોકરાંઓનાં હકમાં મોટી નુકસાંની તથા ગેરફાએદો થાતે.

## લંડન ટાઇમસ.

આ પતર જેમ કદમા જુંલંછે, તેમ તેની આફીસ પણ ઘણી મોટીછે, અને તે જોવા જવાને વાસ તે લંડન ખાતે જનારાઓને હમેશાં ખાહેશ થયા વના રેહેતી નથી. એ પતર કેવું હોશીઆરીથી અ ને હીંમતથી ચલાવીઆમા આવેછે, તથા તેનો એખતીઆર કેટલોછે, તે સરવે કોઈ જાંણેછે. કદમા આટલું મોટું પતર અને તેની (૬૦૦૦૦) શાહાઠ હજાર નકલો દર રોજ સી રીતે છપાતી હશે, તે અચરતી પુરી પાડવાને વાસતે, બીજાં જાહેર ખાતાઓની મોઆફેક ટાંઈમસ આફીસ જોવાને સારૂ પણ લોકો જાએ છે. † રાયલ એકસચેનજ મધે લાએડની આફીસમાં જેવી તકતીછે, તેવીજ આ આફીસમાં દાખલ થવાના દરવાજાના માથાં ઉપર લંડનના રેહેવાસીઓની તરફથી સંગેમરમરની એક તકતી મારેલીછે, અને તેમાં લંડન ટાઇમસે સને ૧૮૪૨ ના સાલમાં જે મોટું કાવતરૂં હુંધાડું પાડીઉં હતું, અને જેથી કરીને વેપારીઓ ને તેઓને થાતાં મોટાં નુકસાંનમાંથી બંચાવીઆ હતા, તેથી કરીને લંડનના રેહેવાસીઓ ઉપર એ પતરથી થાએ લા ઉપકારનું બયાંન કરેલુંછે. એજ વખતે લંડન ટાંઇમસને જે ભારી ખરચ થાયો હતો, તે બાબદમાં એક ઉ

† એ આફીસ તરફ જતા એક ગલીમા રોમન લોકો બરીટનમાં આવીઆ હતા તે વખતની અસલી ઇમારતની થોડીએક દીવાલ ઊભીછે, તે આપણા જોવામાં આવેછે.

ઘરાંણુ કરી તેની રકંમ એ પતરના માલેકોને તેઓના ખરચના બદલામાં આપવાને ઠેરવેઉં હતું, પણ તે ક બુલ રાખવાને તેઓએ ના પાડી, અને કહેઉં કે વરતમાંન પતરનાં બનાંવનારે હંમેશાં પરજાનાં લાભ તરફ નજર રાખવી જોઇએ, તેમ હમોએ હમારી ફરજ અદા કીધીછે. એ ઉપરથી તે નાણા મધેથી ટાંઇમસનું નામ કાએમ રાખવાને વાસતે આકસફરડ તથા કેમબરીડજની મદરેસાંઓમા "સ્કાલરશીપો" સથાપીઆમા આવીછે. એટલું એ પતરનું માન અને મરતબોછે.

આ આફીસમાં અંદર દાખલ થતાંનેવાર એક મોટા ઓરડામાં આપણે દાખલ થાઇએછે, તાંહાં સ હવારના પોહોરમાં બહુ ભીડ થાએછે. જેમ મુંબઇમા વરતમાન પતર વાલાઓ પોતાના ઘરાકોને ઘર પતરો પોંહોચતાં કરેછે, તેમ લંડંનના વરતમાંન પતર વાલાઓ કરતા નથી. ચોપડીઓ તથા કાગલ વેચનારાઓ ટાંઇમસની ઠેરવેલી કીમતમાં કાંઈ જુજ તફાવતે જથાબંધ પતરો પોતે ખરીદ કરેછે, અને પછે તેઓને તાંહાં જે કોઈ ઘરાકોનાં નાંમ નોધાએલાં હોએ, તેઓને તે પુસતક તથા કાગજ વેચનારાઓ તે પતરો પોંહોચતા કરેછે. હેવા સેંહકડો તથા હજાર શખસો ટાંઇમસની શેંકડો તથા હજારો નકલ લેવાને, દર રોજ આ ઓરડામા એકઠા થાએછે, તે વખતે તાંહાં એક જોવા લાએક તમાશો બનેછે. વલી દર રોજ રસતામાં હજારો છુટક નકલો વેચાએછે.

હીંઆંથી નીકલીઆ પછી "કમપાજીટર" એટલે ટીબાં ભરનારાઓના ઓરડામાં આપણે જઇએછે. એ ઓરડાઓમા ટીબાં ભરવાના સેંહકડો કેસો આપણા જોવામાં આવેછે, અને તાંહાં બેઠેલા ટીબાં ભરનારાઓની ચાલાકી અચરત થવા જોગછે. જેમ બને તેમ ઓછાં માણસો રાખવાને વાસતે સઉથી સરસ આદમીઓનેજ રાખવામાં આવેછે, કે જેથી તરણ માંણસનું કાંમ એક માણસ કરી શકે. ટીબાં ભરનારાઓનાં જુદા જુદા ઓરડાછે, જેમકે જાહેર ખબર ભરવાના તથા પારલેમેંનટની સભાના હેવાલના, તથા ખબરોના તથા બાહેરથી આવેલાં કાગલો ભરવાના જુદા જુદા ઓરડાછે, કે જેથી એક કાંમના ટીબાં ભરનારાઓ અને તેઓનું કાંમ સાથે ભેલાઇ જાએ નહી. રપોરટરો તથા કરેકટરોને વાસતે જુદા જુદા ઓરડાછે.

હીંઆંથી નીકલીઆ પછી એક ઓરડામાં આપણને લઈ જવામાં આવેછે, કે જાંહાં દર રોજ છપાતાં ટાંઇમસ પતરને સારૂ "સ્ટીરીઓટાઇપ" બનાંવીઆમાં આવેછે. હમારા કેટલાએક વાંચનારાઓને ખબર હશે કે, જારે હરેક પુસતકની જહાબંધ નકલો છાપવાની હોએછે, તારે તેવું પુસતક "સ્ટીરીઓટાઇપ" ઉપર છાપેછે, એટલેજે છાપવાના પાનાં પેહેલે ટીબાંમાં ભરીઆમા આવેછે, અને પછે તેની ઉપરથી ધાતુની પલેટો ઓટીઆમાં આવેછે, અને હેવી પલેટો ઉપરથી પુસતક છપાએછે, તેવા છાપવાને સ્ટીરીઓટાઇપ" કરીને કેહેવામાં આવેછે. લંડંન ટાંઇમસની હજારો નકલ પણ એમજ છાપીઆમાં આવેછે. બીજે દીને પતરમાં પરગટ થનાંરી સધળી બાંબદોને ટીબાંમાં ભરીઆ પછી "ફારમ" અથવા પતરના આકારમાં બાંધીઆમા આવેછે, અને પછી તેની ઉપર એક જાડું કાગલ * કે જે તે કારણને વાસતેજ બનાવીઆમાં આવેછે, તેને મેલીને સાંચામાં દાબીઆમાં આવેછે, તેથી પેંગ આખો ફારમ તે કાગલ ઉપર દબાએછે. પછી એ કાગલોને તાંહાંથી ઉચકી લઇને એક મોહોલમાં મેલીઆમા આવેછે, અને તેની ઉપર તવાએલું ધાતુ રેડીઆથી દસકતો સાથની જે પલેટ બનેછે તેને "સ્ટીરીઓટાઇપ" કરી કેહેછે, અને પછે એ પલેટોને છાપવાના પરેસોમા મેલીને કાગનો છાપીઆમાં આવેછે. ધાતુ ગને તેવું ગરમ થાએછે, તોપણ પેલું કાગલ બળતું નથી, અને દરએક દસકત સાફ અને બારીક ઉઠેછે. છાપવાની આગમજ કાગળો ભીંજવીઆમા આવેછે, તેથી કરીને દર રોજના ટાંઇમસનો જથો ભીંજવવાને સારૂ એક ઘણીજ મેહેલી ગોઠવણ કરીઆમા આવીછે. એક સાંચો હેવો બનાવીઆમાં આવીઓછે કે, તેની એક બાજુએ ટાંઇમસના પતરની ચોડ જ

* આ કાગજની બનાવટ સુઇટજરલંડના એક રેહેવાસીએ શોધી કાહાડેલીછે, અને તે વીશે તને પેટેન્ટ મલીછે

ધરાંણ કરી તેની રકંમ એ પતરના માલેકોને તેઓના ખરચના બદલામાં આપવાને ઠેડવેઉં હતું, પણ તે કબુલ રાખવાને તેઓએ ના પાડી, "અને કહેઉં કે વરતમાંન પતરનાં બનાંવનારે હંમેશાં પરજાનાં લાભ તરફ નજર રાખવી જોઈએ, તેમ હમોએ હમારી ફરજ અદા કીધીછે. એ ઉપરથી તે નાણા ખરેથી ટાંઈમસનું નામ કાએમ રાખવાને વાસતે આકસફરડ તથા કેમબરીડજની મદરેસાઓમા "સ્કાલરશીપો" સથાપીઆમા આવીછે. એટલું એ પતરનું માન અને મરતબોછે.

આ આફીસમાં અંદર દાખલ થતાંનેવાર એક મોટા ઓરડામાં આપણે દાખલ થાઈએછે, તાંહાં સહવારના પોહોરમાં બહુ ભીડ થાએછે. જેમ મુંબઈમા વરતમાન પતર વાલાઓ પોતાના ધરાકોને ઘર પતરો પોંહોચતાં કરેછે, તેમ લંડંનના વરતમાંન પતર વાલાઓ કરતા નથી. ચોપડીઓ તથા કાગલ વેચનાંરાઓ ટાંઈમસની ઠેરવેલી કીમતમાં કાંઈ જુજ તફાવતે જથાબંધ પતરો પોતે ખરીદ કરેછે, અને પછે તેઓને તાંહાં જે કોઈ ધરાકોનાં નાંમ નોધાએલાં હોએ, તેઓને તે પુસતક તથા કાગજ વેચનારાઓ તે પતરો પોંહોચતાં કરેછે. હેવા સેંહકડો તથા હજાર શખસો ટાંઈમસની શેંકડો તથા હજારો નકલ લેવાને, દર રોજ આ ઓરડામા એકઠા થાએછે, તે વખતે તાંહાં એક જોવા લાએક તમાશો બનેછે. વલી દર રોજ રસતામાં હજારો છુટક નકલો વેચાએછે.

હીઆંથી નીકલીઆ પછી "કમપાજીટર" એટલે ટીબાં ભરનારાઓના ઓરડામાં આપણે જઈએછે. એ ઓરડાઓમા ટીબાં ભરવાના સેંહકડો કેસો આપણા જોવામાં આવેછે, અને તાંહાં બેઠેલા ટીબાં ભરનારાઓની ચાલાકી અચરત થવા જોગછે. જેમ બને તેમ ઓછાં માણસો રાખવાને વાસતે સઉથી સરસ આદમીઓનેજ રાખવામાં આવેછે, કે જેથી તરણ માંણસનું કાંમ એક માંણસ કરી શકે. ટીબાં ભરનારાઓનાં જુદા જુદા ઓરડાછે, જેમકે જાહેર ખબર ભરવાના તથા પારલેમેંનટની સભાના હેવાલના, તથા ખબરોના તથા બાહેરથી આવેલાં કાગલો ભરવાના જુદા જુદા ઓરડાછે, કે જેથી એક કાંમના ટીબાં ભરનારાઓ અને તેઓનું કાંમ સાથે ભેલાઈ જાએ નહી. રપોરટરો તથા કરેકટરોને વાસતે જુદા જુદા ઓરડાછે.

હીઆંથી નીકલીઆ પછી એક ઓરડામાં આપણને લઈ જવામાં આવેછે, કે જાંહાં દર રોજ છપાતાં ટાંઈમસ પતરને સારૂ "સ્ટીરીઓટાઈપ" બનાંવીઆમાં આવેછે. હમારા કેટલાએક વાંચનારાઓને ખબર હશે કે, જારે હરેક પુસતકની જહાબંધ નકલો છાપવાની હોએછે, તારે તેવું પુસતક "સ્ટીરીઓટાઈપ" ઉપર છાપેછે, એટલેજે છાપવાના પાનાં પેહેલે ટીબાંમાં ભરીઆમા આવેછે, અને પછે તેની ઉપરથી ધાતુની પલેટો ઓટીઆમાં આવેછે, અને હેવી પલેટો ઉપરથી પુસતક છપાએછે, તેવા છાપવાને સ્ટીરીઓટાઈપ" કરીને કેહેવામાં આવેછે. લંડંન ટાંઈમસની હજારો નકલ પણ એમજ છાપીઆમાં આવેછે. બીજે દીને પતરમાં પરગટ થનાંરી સઘળી બાબદોને ટીબાંમાં ભરીઆ પછી "ફારમ" અથવા પતરના આકારમાં બાંધીઆમા આવેછે, અને પછી તેની ઉપર એક જારડું કાગલ * કે જે તે કારણને વાસતેજ બનાવીઆમાં આવેછે, તેને મેલીને સાંચામાં દાબીઆમાં આવેછે, તેથી પેનો આખો ફારમ તે કાગલ ઉપર દબાએછે. પછી એ કાગલોને તાંહાંથી ઉંચકી લઈને એક મોહોલમાં મેલીઆમા આવેછે, અને તેની ઉપર તવાએલું ધાતુ રેડીઆપી દસકતો સાથની જે પલેટ બનેછે તેને "સ્ટીરીઓટાઈપ" કરી કેહેછે, અને પછે એ પલેટોને છાપવાના પરેસોમા મેલીને કાગલો છાપીઆમાં આવેછે. ધાતુ ગમે તેવું ગરમ થાએછે, તોપણ પેલું કાગલ બળતું નથી, અને દરએક દસકત સાફ અને બારીક ઉઠેછે. છાપવાની આગમજ કાગળો ભીંજવીઆમાં આવેઉ, તેથી કરીને દર રોજના ટાંઈમસનો જથો ભીંગવવાને સારૂ એક ઘણીજ સેહેલી ગોઠવણ કરીઆમાં આવીછે. એક સાંચો હેવો બનાવીઆમાં આવીઓછે કે, તેની એક બાજુએ ટાંઈમસના પતરની થોક જ

* આ કાગળની બનાંવટ સુધારનાર [illegible] એક [illegible] કાઢીછે, અને તે ઉપરથી તેને [illegible]

મીનની અંદર એક લોઅેરૂં કરીને તે સાંચાની સપાટી બરાબર લાવીને મેલેછે, પછે તેમાથી એક એક અથવા બબે કુઆએર કાગલો પોતાની મેલે પેલાં સાચામા ખેંચાએછે. એ સાંચાની વચોવચમાં એક ગોલ "સીલેનડર" છે, તેની એક બાજુએથી બીજી બાજુએ જતાં પેલાં કાગએ પોતાની મેલે ભીંગાએ છે, અને જેમ જેમ પેલો ચોરો ઓછો થતો જાએછે, તેમ તેમ તે ઉપર ચહડેછે, અને હમેશા સાંચાની સપાટી બરાબર રેહેછે. એ પર જાંણે સાહડ હજાર નકલ એક કલાકમાં ભીંગાએછે, જે કાંમ હાતથી આખે દીવસે બને નહી.

એ પછે જે ઓરડામા કાગલ છપાએછે, તાંહા આપણને લઈ જવામા આવેછે. હીંઆં એક મોટો પરેસ ઉભો કીધેલોછે, કે જે "સ્ટીમ એનજીન" અથવા બાફના સાચાની મદદથી ચાલેછે. એ સાંચાનું ચીત ર આ સફા સાથે આપીઉંછે, તે ઉપરથી જોયામા આવશે કે, એ સાંચો ફરતા ગેલના જેવોછે, અને તેમા કા ગલ ઉલું અને ફરતું છપાએછે. એ પરેસની વચોવચમા એક ઘણો મોટો ગોલ "સીલેનડર" છે તેની ઉ પર પેલી ધાતુથી ઓતલી પલેટો બેસાહેલી હોએછે. પરેસની આસપાસ બીજા નવ નાંધલા "સીલેનડરો" છે કે જેઓ આગલ મેલેલાં કોરાં કાગલો પોતાના પંજામા ખેંચેછે, અને તાંહાંથી મોટા સીલેનડર ઉપર મોકલે છે, તાંહાં તેઓ તુરત છપાઇને બીજી ગમ પડેછે. આ પરમાણે નાંધલા સીલેનડર ઉપરથી મોટા સીલેનડર ઉપર જાઈને તે કાગલો એટલાંતો ઝડપમાં છપાએછે, કે તે ફરતા પરેસ ઉપર આપણી નજર ઠરતી નથી. આ મોટા પરેસ ઉપર એક કલાકમા બારથી તે પંદર હજાર સુધી નકલ છપાએછે. આ પરેસમાં જો કાંઈ પણ હ રકત નજર આવેતો તુરતજ કાંઇબી બીગાડ થાયાની આગમજ તેનું ચાલવું અટકાવી સકાએછે.

આ પતર વીશે નીચે જણાવેલી વીગત જાંણવાજોગછે. તેની દરરોજ સાહઠ હજાર નકલ ખપેછે, કે જેનું વજન નવ ટન થાએછે. એ સાહઠ હજાર નકલને એક એકની ઉપર મેલી હોએતો ઉંચાઇમાં તરણ માલ ના ઘરના જેટલી અથવા સુડતાલીસ ફુટ થાએછે. એક અઠવાડીઆનો જથો કાગલની ઉપર કાગલ મેલીઉં હો એનો ઉંચાઇમા આપણા મુંબઈના કોટનાં દેવલની તરણ ગણી ઉંચાઈ થાએ, અથવા એક અઠવાડીઆના કા ગલો પોહોરાં કરીને હારેદોર મેલીઆમાં આવેતો લંડનથી ડોવર અથવા મુંબઈથી થાણે સુધી પોંહાચે. ૧૮૫૮ ના આખાં વરસમા (૧૭૨૭૨૪૨૪) એક કરોડ, બોતેર લાખ, બોતેર હજાર ચારસો ચોવીસ નકલો ખપી હતી. નામીચો ડીઉક આવ વેલીંગટન મરણ પાંમીઓ, તેની પછી બીજે દીને તેના જનમારાના હેવાલ સાથ નું જે ટાંઈમસ પરગટ થાયું હતું, તે દીને એ પતરની (૭૦૦૦૦) સીતેર હજાર નકલ વેચાઈ હતી, તથા આ પણી નાંમદાર રાણીની વડી શાહજાદી પરણી તે દીરીઆના હેવાલનુ ટાંઈમસ જે દીને પરગટ થાયું હતું, તે દીને એ પતરની (૬૯૫૦૦) ઓગણોતેર હજાર પાંચસો નકલ ખપી હતી. આ કારખાંનાંમાં સઘળા મલીને તરણસો ચાલીસ આદમીઓ કાંને લાગેલાંછે સઘળા મલીને નવ પરેસછે, તેમાં બે પરેસમા એક કલાકમા પાચથી છ હજાર નકલ છપાએછે; બીજા બે પરેસમા એક કલાકમા ઓછામાં ઓછાં દસ હજાર કાગલ છપા એછે; બીજા બેમાં એક કલાકમા બાર હજાર; બીજા એકમા એક કલાકમાં તેર હજાર પાંચસે; બીજા એ કમાં પંદર હજાર, અને બીજા એકમાં એક કલાકમાં અઠાર હજાર કાગલ છપાએછે. જે પરેસોમાં એક કલાક મા તેર હજાર પાચશો તથા પંદર હજાર કાગલો છપાએછે, તેંદરએક પરેસોની કીમત એક એક લાખ રૂપી આનીછે. દેશે દેશ અને શેહેરે શેહેર આ પતરનાં આડતીઆઓછે, અને સરકારી ખબરો પણ સરકારનાં કર તાં વેહેલે તેને મલેછે, હેવી તેની સારી ગોઠવણોછે. એ પતરની હગરાણી ચહડતી રેહતીજ નથી, કાંએજે જાહેર ખબરો જે પરગટ થાએછે, તે રોકડાં નાંણા લીધા વગર થાતી નથી, તથા કાગલ અને પુસતક વેચનારા ઓ પાસેથી પણ દર અઠવાડીએ તથા મહીને નાંણા ચુકવી લીધામાં આવેછે. હેવું કેહેછે કે આ પતરની આએપત જરમનીનાં મુલક મહેની એક રાજધાણીનાં જેટલીછે.

---

## પ્રકરણ ૧૫ મું

---

## દેવળો.

સેનટ પાલસ કથીડરલ—સાવલો—બાહેરનો દેખાવ—લોઢાના કઠેરાની દેવાલ—પુતળા—સઉથી મોટુ દીવાનખાનુ—મીઅર—પુસતકખાનુ—માડેલ રૂમ—વીસપરીંગ ગેલેરી—સ્ટોનગેલેરી—બાલ—ક્રાસ—ઘાટ—ઘડીઆળ—ભોએરૂ—એ ઇમારતને વીજળીથી બચાવવાની ગોઠવણ—એ દેવળની ટુક તવારીખ વેસ્ટમીનસ્ટર આબી—બાહેરનો દેખાવ તથા અંદરની કારીગરી—મોટુ દીવાનખાનુ અને તે મધેનો સણગાર—પાદશાહ અથવા રાણીને તાજ પેહેરાવણની કીરીઆ—મીઅર—ટરાનસેપટ—પોએટસ કારનર—એક અસલી અને કીમતી ચીતાર—ચાપલ આવ હેનરી ધી સેવનથ—એડવરડ ધી કનફેસરસ ચાપલ—નામીના શખસોની કબરો—ઇતીઆદી

લંડનની અસલી, મોટી ઉચી કારીગરીની અને વખાણવા તથા જોવા લાએક ઈમારતોમા, એ શેહેરના દેવળો કોઈબી રીતે ઉતરતી પદવી ધરાવતા નથી આ શેહેરમા સેંહુંડરો દેવળોછે, તે સઘળા થોડા અથવા ઘણા સારી બાધણીના અને પરમેસવરની ભગતી કરવાના કામને લાએકનાછે એ મધેના કેટલાએક ઘણા પુરાનાછે, અને જો કે તેમા જમાનો જતો ગયો તેમ ફેરફાર તથા શુધારો કરીઆમા આવીઓછે, તોપણ તેમની ઘણીએક અસલી નીશાણીઓ આજ દીને આપણા જોયામા આવેછે અસલના વખતના દેવળોના જે જે ભાગછે, તે જોઇને તે વખતના લોકોની કારીગરી અને હુનરની જેટલી તારીફ કરીએ તેટલી થોડીછે લંડનના દેવળો મધેના બે સઉથી મોટા અને નામીચા દેવળોનુ બયાન નીચે કરીઆમા આવીઉછે

### સેનટ પાલસ કથીડરલ

કોઈબી મુસાફર લંડન જાઈ પોતાના કોઈ મીતરને પેહલે દીવસે પુછે કે, તે શેહેરમા સુ જોવાનુછે, તો કેટલીએક ઈમારતો તથા વસતુઓ જે ઘણી અગતની અને જોવા લાએક ગણાએછે, તેના નામ દેતી વેલાએ તે શખસ 'સેનટ પાલસ કથીડરલ' નુ દેવળ કદી ભુલી જનાર નથી તરણ ચાર દીવસ સુધી રહેઆ પછી, જો કોઈ મીતર આપણને મળે, અને તે જાણે કે આપણે એટલા દીવસ થયા લંડનમા છઇએ, તો તે આપણને તરત સવાલ કરશે કે, "તમોએ સેનટ પાલસ કથીડરલ જોયુછ ?" ગરેટ બરીટનના બાહેરલા શેહેરોમાથી માતર એક બે દીવસને વાસતે પોતાના કોઈ કામ કાજ માટે જેઓ લંડન જાએછે, તેઓ તે ટુક વખતમા પણ તે દેવળ જોયા વગર પાછા જતા નથી વલી એ સાથે એ દેવળ પોતેજ તેના મોટા અને સોભઇતા આકારથી મુસાફરને પોતાનુ અગતપણ દેખાડેછે ઇસવી સને ૧૬૬૬ ના વરસના લંડન મધે મોટી આગ લાગી હતી અને જે વેલાએ તે શેહેરનો એક મોટો ભાગ બળી ગયો હતો તાર પછી શેહેરને ફરીથી બાધવાની જે ગોઠવણ થાઈ હતી તે વેલાએ શેહેરના જુદા જુદા ભાગ ઉપર જવાના ઘણા ખરા રસતાઓ આ દેવળની શેહેથી કાહાડીઆમા આવીઆ હતા, તેથી હરકોઈ શખસ લંડન જાઈ એક બે દીવસ પોતાના કામને માટે ફરે, તોબી સેનટ પાલનુ દેવળ તેના જોયામા આવીઆ વગર, તથા તે જોવાને તેહના દીલમા અતીસે ખાહેસ ઉતપન થયા વગર રેહશે નહી લંડન શેહેરના હરેક ઉચા

ભાગ ઉપર જાઈને તમો ઉભા રેહોતો, તમુને આ દેવળ પોતાનાં મોટા અને દબદબા ભરેલા આકાર શાથે દેખાયા વગર રેહશે નહી. જેમ પાદશાહ પોતાની દરબારની મીજલસમાં અમલદારોની વચમાં દીપી ની કલેછે, તેમ આખા લંડંન શેહેરમાં આ મોટુ દેવળ સઘળી તરફથી ભારી દબદબા સાથે દેખાઈ આવેછે. ટેમ સ નદી ઉપરથી એ દેવલનો દેખાવ ઘણોજ સારો માલંમ પડેછે. જેઓ "ઈલસટરેટેડ લંડંન નીઉજ" વાં ચતા હશે, તેઓને હમો ભલાંમણ કરીએછે કે, તે પતરનાં પેહલલા સફા ઉપર મથાલે જે ચીતારછે તે જુએ. એ ચીતાર ટેમસ નદી ઉપરથી લંડંન શેહર કેહવું દેખાએછે તેનોછે, અને તે ચીતારની અંદર સેંનટ પાલ સ કથીડરલ કેવું તરત પરખાઈ તથા દેખાઈ આવેછે, તે જોયામાં આવશે. જે વરણુન હમો નીચે કરીએ છે, તે વાંચીઆથી એ દેવળ કેવું જોવા લાએકછે, તેનો ખેઆલ કરવાને બની આવશે.

અસલનાં વખતમાં ગરેટ બરીટંન મધે જે મોટાં દેવળો "કરાસ" નાં આકારમાં બાંધીઆમાં આ વતાં હતાં, તે મુજબ સેંનટ પાલસનું દેવળ પણ તેહવા આકાર ઉપર બાંધીઆમાં આવીઉંછે, એટલેજે, જાણે એક દેવળ ઘણુજ મોટું અને તેની આસપાસ કરાસનાં આકારમાં બે બીજાં નાંધલા દેવળો મેલીઆં હોએ તેવું લાગેછે. એ દેવળ આખું "પોરટલંડ" નાં પથરથી બાંધેલુંછે, અને તેનો બાહેરનો દેખાવ કેટલો દબદ બા ભરેલો તથા મોટો લાગતો હશે, તેનો કાંઈએક વીચાર આવવાને તેની ભરત, લંબાઈ, પોહલાઈ, તથા ઉંચાઈની વીગત નીચે આપીએછે. દેવળની ઈમારતે રોકેલી જગા ૮૪૦૨૫ ફુટ—બાંધેલી ઈમારતનો ઘેરા વો ૨૨૯૨ ફુટ—રસતાની સપાટીથી કરાસ સુધીની ઉંચાઈ ૩૭૦ ફુટ—ભોંએરાંની સપાટીથી તે કરાસ સુ ધીની ઉંચાઈ ૪૦૪ ફુટ—ઉગમણથી તે પસચમ સુધી સઉથી વધતી લંબાઈ ૫૧૦ ફુટ—ઓતરથી દખણ સુધી સઉથી વધતી પોહલાઈ ૨૮૨ ફુટ—બંને બાજુનાં દરએક ગુંમજની ઉંચાઈ ૨૨૦ ફુટ—ફકત મોટા ગુંમજનીજ ઉંચાઈ ૬૦ ફુટ તથા મોટા ગુંમજનો ઘેરાવો ૪૨૦ ફુટછે. એ દેવળને બાંધતાં પાંતરીસ વર સ લાગાં હતાં, અને તેની પછવાડે (૧૨૨૨૪૩૭૦) એક કરોડ, બાવીસ લાખ, ચોવીસ હજાર, તરણશોને સીતેર રૂપીઆનો ખરચ થાએઓછે. †

ઉપલી વીગત ઉપરથી વાંચનારને કેટલેએક દરજજે વીચારવાને બની આવશે કે, એ દેવળનો આકા ર કેવો બુલંદ હશે. શેહેર મધેનાં ઘરનાં ધુમારીઆંમાંથી નીકલતા ધુમારાથી તથા તાંહાં પડતા કાલા ધુમસ થી, એ દેવળનો બાહેરનો દેખાવ સઘળો કાલો થાઈ ગયેછે, તેથી જાંણે એ ઈમારત આખી કાલા સંગેમર મરથી બાંધી હોએ તેવી લાગેછે. વલી જારે ઘણો બરફ પડેછે, અને તેથી તેની ઉપર બરફનું સફેદ પર થા એછે, તાહરે આ માહાભારત ઈમારત જાંણે આખી સફેદ સંગેમરમરથી, બાંધી હોએ તેવી લાગેછે, અને તે વખત તેનો દેખાવ જોવા લાએક થાયેછે.

હવે એ દેવનેની અંદરનો કેટલોએક હેવાલ આપીએછે. ઈમારતની આસપાસ મોટો કંમપાઉનડછે, અને તે લોહોડાંનાં કઠેરાની દેવાલથી ઘેરી લીધેલોછે. એ કઠેરાની દેવાલને સારૂ ૨૦૦ ટંન અને ૮૧ ર તલ લોહડું ખપીઉં હતું, અને માતર આ કઠેરા પછવાડે એક લાખ, બાર હજાર અને વીશ રૂપી આ તથા ચાર આંનાંનો ખરચ થાયો હતો. એ દેવળની અંદર જવાને વાશતે ચાહરે દશાથી બારણાંછે, અને આસપાસ કાલા સંગેમરમરનાં પથરની શીહડીઓછે. શીહડી અને દેવાલની વચેનો સગળો ઓટલો કાલા સંગેમરમરનોછે, તથા ઓટલા ઉપર તથા ફરતી બાજુએ સંગેમરમરના મોટા દબદબા ભરેલા અને ઉંચી કારીગરીથી સણગારેલા થાંબાછે. એ દેવલ ઈંગલંડની રાંણી આંનનાં વખતમાં બંધાઈ તઈઆર થાયુ હતું, તે

† સેંનટ પાલસ કરતા યુરોપખંડમા બીજા તરણ દેવળજ વધારે ઉંચાછે હેવું જણાવીઆમા આવીઉછે આસી આ મુલકમાં વીએંના શેહેરમા જે મોટુ દેવળછે, તેની ઉંચાઇ ૪૬૫ ફુટછે—સ્ટ્રાસબરગનુ દેવળ ૪૫૬ ફુટ ઉંચુછે, રોમ મધેનું સેંનટ પીટરસનુ દેવળ ૪૩૭ ફુટ અને ૬ ઈંચ ઉંચુછે.

થી તેનાં પશચમ તરફનાં દરવાજા આગલ તે રાણીનું સંગેમરમરનું પુતલું મેલેલુંછે. મુસાફરને હંમેશાં ઓત ર તરફનાં દરવાજાથી પસાર કરીઆમાં આવેછે. અંદર ગયા પછી ઉગમણ તથા પશચમ તરફની બાજુએ સં ગેમરમરનાં પુતલાંની હાર આપણાં જોવામાં આવેછે. સઘળાં મલીને ૫૦ "માંનીઉમેનટ" છે; તે મધે ૨૨ લશકરી—૨૦ વાંહાંણ ખાતાંનાં—૨ પાદરીનાં—એક સવદેશ હીતકારી ગરહસથ—૧ વીદીઆવાંન—૧ જ ડજ—૨ ડાકટર અને ૧ ચીતારાનુંછે. આ દરએક પુતલાં ઘણાજ સોભઈતાંછે, અને જે મતલબથી બનાંવી આંછે, તે મતલબ તેનાં બનાંવનાંર કારીગરોએ ઘણી સારી પડે દેખાડીછે, તે સઘળાંનુ બયાન આપી શકાતું નથી, તોપણ એ પુતલાં કેવી તરાંહનાંછે, તેની સમજ આપવાને એક અથવા બેનાં બયાંન હીંઆં કરવાની જ રૂર દીસેછે, ઈંગલંડનાં દરીઆઈ ખાતાંનાં આગલા સરદાર લારડ નેલસનનું નામ સઉ કોઈ સારી પડે જાંણેછે. એ નાંમદારની યાદગારીમાં હીંઆં એક "માંનીઉમેંનટ" છે. નાંઈલની લડાઈને વાસતે ટરકીનાં સુલતાંને નેલસનને જે (રોબ આવ હાંનર) જનો આપીઓ હતો, તે પેહરીને તેની દરીઆઈ ઓધાની તથા તેની દ રીઆઈ ફતેની નીશાંણ દાખલ વાંહાંણનાં લાંગરની સાથે અઢીંગીને ઉભો રહેલોછે, અને તેનાં પગ આગલ દોરડાંની કલીછે. જે "પીડેસટલ" ટાક ઉપર નેલસન ઉભો રહેઓછે, તેની એક બાજુએ ઈંગલંડનાં તાજ ની નીશાંણ દાખલ (બરીટીશ લાયન) શીંહછે, અને બીજી બાજુએ બરીટાંનીઆ ઓરતનાં આકારમાં બે જુવાંન છોકરાઓને નેલસન તરફ હાથ બતાવી તેનો દાખલો લેવાને તથા તેની દેલાવરીની નકલ કરવાને શીખાંમણ દીએછે. નેલસને દરીઆઓમાં કીદેલી ફતેહની યાદગારીમાં ટાપુની ઉપર નાંરથ સી, જરમન ઓ સંન, મેડીટરેનીઅંન સી, અને નાંઈલ નદીની નીશાંણછે. "કારનીસ" ની ઉપર કોપંનહેગંન, નાંઈ લ, અને ત્રાફાલગરનાં નાંમ કોતરેલાં હતાં. એ સઘળું ધીઆંનમાં લઈ જોયાથી વીદીઆરથીએ આગલ વાં ચેલી તવારીખ તેનાં દીલમાં તરત તાજી થાએછે. બે છોકરાઓને બરીટાંનીઆ નેલસનનો દાખલો લેવાને જે બલામણ કરેછે, તેથી એ પુતલું જોવા જનાંરાઓમાંનાં કેટલા જુવાન છોકરાઓ ઉપર સારી અસર કરતું હશે, તે આપણીથી કેહવાઈ સકાતું નથી. હેવાં પુતલાંઓ જેમ સાધારણ જોનારનાં દીલને ગમત આપેછે તથા તવારી ખનાં અલીઆશીની ઈઆદ તાજી કરેછે, તેમ નીતીની રાહે તથા દેલાવરી, હુશીઆરી અને હીમતની ઉલટ આપવામાં પણ ઘણા ફાએદા કરેછે. હીંદુસથાંનનાં આગલા ગવરનર જનરલ લારડ કારંનવાલીસનું એક પુત લુંછે, તેની સાથે યુરોપ અને હીંદુસથાંનમાં ઈંગરેજેનો અમલછે, તે પીછાંનીઆમાં આવે, તેવી તરાંહનાં કે ટલાએક આકાર આપીઆમાં આવીઆછે. જમની બાજુએ ઓરતનાં આકારમાં બરીટાંનીઆ બેઠેલીછે, અને ડાબી બાજુએ હીંદુસથાંનની ભાગીરથી નદીની નીશાંણ દાખલ હીંદુ અસતરીઓનો એક આકાર પાડે લોછે. એ પરમાણે ઘણાખરાં પુતલાંઓ સારી મતલબથી ઉભાં કરીઆમાં આવીઆછે. એ સઘળાં બારીકી થી જોતાં તેમની ખુબી પીછાંનતાં ઓછામે ઓછા તરણ કલાક લાગેછે. ઉપલાં ૫૦ માંનીઉમેનટ પછવાડે પં દર લાખ રૂપીઆનો ખરચ થાયોછે.

પુતલાંઓ જોઈ રહેઆ પછી આપણે સઉથી મોટા હાલમાં જાઈએછે. એ હાલ એટલોતો મોહટોછે કે તે મધે કીદેલી થીએટરની બેઠકમાં વીશ હજાર આદમી સમાઈ શકેછે. હાવી બારી ઠઠ વરસમાં બે વખ તન આ દેવળમાં મલેછે. પાદરીઓની વીધવા તથા તેઓનાં નાંવારેસ છોકરાંઓનાં લાભને મારે એક મોટું ફંડછે, તે ફંડનાં ફાએદાને વાસતે દર વરશ મેએ મહીનાંમાં "મીઉઝીક મીટીંગ" ગાએણ સભા ભરાએછે. તે વખતે હજારો લોકોની ઠઠ તાંહાં મલેછે, અને ગાએણ સાંભલવા આવનાંરાઓને વેચાએલી ટીકીટની રક મ ઉપલા ફંડમાં ભરાએછે. બીજી ઠઠ જે જુન મહીનાંનાં પેહલલા બરેસપતવારને દીને મલેછે, તે વધારે જો વા લાએક થાએછે. લંડંન શેહેરમાં નાંવારેસ છોકરાંઓને વાસતે જેટલી "ચારીટી સ્કુલ" ધરંમની ની શાલોછે, તે સઘળાની વારશીક પરીખથા કરીઆ પછે, જે "એકઝીબીશાંન" થાએછે તે દેખાવનાં જેવો આ

ખાં ઇંગલંડમાં બીજો કોઇ દેખાવ થાતો નથી. દેવળનાં મોટા ગુંબજની નીચે થીએટરની માફક બેઠક કરીઆ માં આવેછે, અને તાંહાં આસરે દશ હજાર બાલકોને તેમની નીશાલનાં જુદા જુદા ઠેડવેલા પોશાક સાથે બે સાડીઆમાં આવેછે. તેઓની સાંહામણે આસરે દશ હજાર જોવા આવનારાઓને સારૂ બીજી બેઠ ક કરીઆમાં આવેછે. પાદરીએ બંદગી તથા એક ટુંકું ભાશાંણ કરીઆ પછે, ઉપર જણાવેલાં દશ હજાર બાલકોની પાસે કેટલાંએક ગીત ગવારીઆમાં આવેછે. દશ હજાર બાલકો એકજ અને ધીરા અને મધુર અવાજથી ખોદાની બંદગીનું તથા બીજું ગાએણ ગાએછે, તે સાંભલી દરએક આદમીનું દીલ ઘણુ ખુશ થાએછે. એ દેખાવ જોયાથી તથા તેઓને ગાતાં સાંભલી આપણા દીલમાં કોઇએક તરાંહનો હેવોતો જોસ સો થાએછે, કે તેનું બયાંન કરવાને આ કલમ અશકતીવાંનછે. જે ધણી હાવો દેખાવ પેહલ વેહલલાં જો એછે, તેનાં દીલમાં પગ થીતે માથા સુધી ઝનની ભરાઈ આવીઆ વગર રેહતી નથી. હેવું જણાવી આમાં આવીઉંછે કે, રૂશીઆનો આગલો શાહનશાહ નીકોલાસ જારે ઇંગલંડ ગયો'હતો, તારે ઉપલો દેખા વ તેણે પોતાની નજરે જોયો હતો, અને તેથી તેની આંખમાં આંસુ ભરાઈ આવીઆં હતાં.

આ મોટાં દીવાંનખાંનાંની ફરસબંદી ઘણીજ સોભઈતીછે. અવાર નવાર કાલા તથા સફેદ સંગેમરમ રનાં પથરની લાડીઓથી તે બનાવેલીછે, અને તેની વચેવચમાંનો ભાગ "મેરીનરસ કંમપસ" ની માફક બ નાવેલોછે, કે જેમાંથી કંમપસનાં બતરીસ ખુનાં બરાબર માલંમ પડે. જે ભાગ ગુંબજની બરાબર નીચે આ વીઓછે તાંહાં પીતલની મોટી પલેટ જડેલીછે અને તે પલેટની નીચે ભોએરાંમાં લારડ નેલસન તથા તેહ નાં બે નામીચા અમલદાર લારડ કાલીંગવુડ અને લારડ નાંરથેશકની કબર જોયામાં આવેછે. હેવું જણાવી આમાં આવીઉંછે કે, લારડ નેલસનની કબરની સાથે તે નાંમદારનો વાવટો પણ મેલીઆમાં આવનાર હતો, પણ જે સેલરોએ નેલસનની કબર ઉંચકી હતી, તે સઘળાઓના દીલમાં એકાએક હેવોતો જોસસો આવી ઓ કે, તે વાવટો જેહવો નીચો કરીઆમાં આવીઓ તેહવો તેઓએ તેને તરત ફાડી નાંખીઓ, અને તે માંનો નાંધલો નાંધલો કટકો તે મોટા નાંમદારની યાદગારી દાખલ પોતાની પાસે રાખીઓ.

એ દેવળનો દખણનો ભાગ જેને "કોએર કરી કેહેછે, તે ઘણોજ સુંદરછે. એ ભાગમાં જે કોતરકાંમછે તે પુરથવી ઉપર સઉથી સારૂંછે, હેવું જણાવીઆમા આવેછે. પાદરીનું તખત તથા તેની સાધારણ બેઠક, ત થા લારડ મેઅરની બેઠક, અને તેના હોધાની નીશાંણો તથા નાંધલા પાદરીઓની બેઠકની કોતરનીને વાસ તેજ એક નાંમીચા કારીગરને ૧૪૦૦૦ રૂપીઆ આપીઆમાં આવીઆ હતા. મોટા પાદરીને વાસતે ઉભો રહી બંદગી કરવાને જે જગાછે, તેનાં માથાં ઉપર પીતલની અંદર ગરૂડ પખશીનો આકાર કોતરેલોછે, અ ને તેની ઉપર સુનાનો ઘેર ચહડાવેલોછે તેથી તે પુખશી ઘણુજ સોભઈતું દેખાએછે. એ દેવળમાં જે "આ રગન" વાંજાંની પેટીછે તેની કીમત વીશ હજાર રૂપીઆનીછે.

એ પરમાણે નીચેનો ભાગ જોઈ રહેઆ પછે, ઉપરનાં ભાગમાં લાઇબરેરી, માહેલ રૂમ, વીસપરીગ ગીઆલરી, ગોલડન ગીઆલરી, બાલ, કરાસ તથા ઘંટ અને ઘડીઆલ જોવામાં આવેછે. વીસપરીંગ ગીઆ લરી ઉપર જવાનાં દાદરનાં ૨૬૦ ફાંડીઆછે. ગોલડન ગીઆલરી ઉપર જવાને જાંબી ૫૬૦ ફાંડીઆં પશાર ક રવાં પડેછે, અને તારપછી બાલ ઉપર જવાને ૬૧૬ ફાડીઆ ચહડવાં પડેછે. વીસપરીંગ ગીઆલરી ઉપર જતાં હધવચમાં એક ઓરડો આવેછે, તાંહાં પુસતકખાનુછે. એ પુસતકખાંનું કાંઈ ઘણુ મોટું નથી, માતર ૭૦૦ કેતાબોછે, પણ તે સઘળી પુરાંણીછે. એ ઓરડો અગતં કરીને મુસાફરને એટલા વાસતે દેખાડીઆ માં આવેછે કે, તે ઓરડાની પાટીઆની ભોંએ ઘણીજ અજાએબ સરીખી રીતે બનાંવીઆમાં આવીછે. એ ભોંએ એક લાકડાંનાં પાટીઆંનાં ૨૩૭૬ કટકાથી બનાંવીછે, પણ અચરત સરીખું એછેકે, આટલા બધા પા ટીઆં એકબી ચુંક અથવા લાંકડાની ખીલીની મદદ વગર એક એક સાથે ઘણાજ મજબુત જડીઆમાં આ

વીઆંછે. એક બીજો ઓરડોછે તેને "માડેલ રૂમ" એટલા વાસતે કેહેછે કે "સર કરીસટોફર રેન" જેનાં
ઉપરીપણા હેઠલ આ મોટું દેવળ બાંધીઆમાં આવીઉં હતું, તેણે આ દેવળ કેવા પલાંન ઉપર બાંધવું, તે
નો લાકડાંનો "માડેલ" નમુનો બનાવીઓ હતો, તે નમુનો આ ઓરડામાંછે. આ ઠેકાંણે જણાવવું જોઈ
એછે કે, હમણા જે દેવલછે તે ઉપલા નમુનાં પરમાણે નથી, કાંએજે તે નમુનો તે વખતે કમીટીને પસંદ
પડીઓ નહી હતો, પણ હમણા જે કાબેલ શખસો તથા હુનરમંદ કારીગરો એ નમુનો જોએછે, તેવો વ
ગર આચકો ખાવે હેવું મત આપેછે કે,, જો તે નમુનાં પરમાણે આ દેવળ બાંધીઆમાં આવતે તો, ખચી
ત તે ઈમારત હંમણાની કરતાં વધારે સોબાઈતી થાતે. એ બાબદનો વાંક તે વખતનાં ઝનુંની પાદરીઓને
માથે લાગુ પડેછે, કાંએજે જે કમીટી સર કરીસટોફર રેનનો પલાંન' તપાસવા બેઠી હતી, તે મધે ઘણાએક
પાદરીઓ જેઓ બાંધકાંમનાં હુંનરમાં કાંઈ શંમજે નહી તેવા હતા, તેઓએ પોતાની ઝનુનમાં એજ ઘેડવી
ઉં કે, એ દેવળ કરાસનાં આકારમાંજ બાંધવું જોઈએ. જો આ પાદરીઓએ "કરાસ" ની ઝનુન છોડી
દીધી હતેતો, સેંનટ પાલસ કથીડરલ જે હંમણાછે, તેથી પણ સરસ થડતે, અને એ દેવળથી લંડંન શેહેર આ
જે જે મગરૂરી ધરાવેછે, તેમાં ઓરબી વધારો થતે. ઉપલા ઓરડામાં બીજી ઈમારતોનાં પણ નમુનાંછે, તેનું
અતરે બયાંન કરવાની જરૂર નથી. આ ઓરડા આગલથી આપણે એક ગોલ ચકરનાં દાદાર ઉપર જાઈ
એછે, કે જેને "જીઓમેટરીકલ સ્ટેરસ" કરીને કહેછે. એ દાદરની બાંધણીની ખુબી એછે કે, તેનાં સઘળા
મલીને ૯૯ ફાંડીઆંછે, તે સઘલા ફાંડીઆનો આધાર માતર સઉથી નીચેના એકજ ફાંડીઆ ઉપરછે, બાકી
દરએક ફાંડીઆ માતર એક એકની સાથે જાંણે વરગાવી લીધાં હોએ તેવું લાગેછે. આપણે ચકરી દાદરોને વ
ચમાંથી થાંબાનો ટેકાવ જોઈએછે, તેવો ટેકાવ આ દાદરને મુતલગ નથી. જારે આ દેવળ બાંધીઉ હતું, તા
રે પુસતકખાનાંમાં જવાને વાસતે તે ખાંનગી રસતો બનાંવીઆમાં આવીઓ હતો.

હીંઆંથી નીકલીઆ પછે, આપણે "વીસપરીંગ ગીઆલરી" ઉપર જાઈ પોંહોચીએછે. એ ગીઆ
લરી અંદરની બાજુથી દેવળનાં મોટાં ગુબજની નીચેછે અને તેની આસપાસ ફરી વલવાને વાસતે લોહડાંનાં
કટેરા સાથે ગોલ રસતો કીવેલોછે, એ ગીઆલરી ૫૨૦ ફુટછે, અને તે હેવી રીતે બાંધીઆમાં આવીછે કે,
જો તેની ફરતી દેવાલની એક બાજુએ મોહડું કરી કોઈ શખસ ઘણુંજ હલુથીબી કાંઈ બોલે, તો તેજ ગીઆલ
રીમાં તેની બરાબર શાંહામણી બાજુનાં ભાગ ઉપર કોઈ પોતાંનો કાંન દેવાલ આગલ ધરે તો તેને પેલા બોલ
નારનાં સખુન સંભલાયા વગર રેહે નહી અને એટલા માટે તેને "વીસપરીંગ ગીઆલેરી" નુ નાંમ આપી
આમાં આવીઉંછે. એજ ગીઆલરીની એક બાજુએ વલી એક બારણુ હેવુંછે કે તે જો આપણે હું
ગાડીએ તો પોતાની મેલે તરત બંધ થાઈ જાએછે, અને બંધ થાતાં એટલોતો મોટો ગોંઘાટ કરેછે, કે તેમાંથી
ટોપના ગોલાનાં જેવો અવાજ નીકલેછે. આ બારણુ હુંગાડીને બંધ કરવાની ચાલ હમણા મોકુફ કરીછે, કાં
એજે ઈનજીનીઅરોએ હેવું મત આપીઉંછે કે જો દરએક જોનારને વાસતે એમ બારણુ હુંધાડ ધાંક કરીઆ
માં આવશે તો, કોઈ દીને આ મોટી ઈમારતને નુકશાંન પોહોચશે. પણ ઈંગલંડના લોકો પારકા મુસાફર
સાથે ઘણા માયાલુ રીતે ચાલેછે, તેથી જેવો દુર દેશથી મુસાફરી કરવા ગયા હોએ, તેઓની ઈછા પુરી
પાડવાને વાસતે ઉપલું બારણુ હુંગાડીઆમાં આવેછે આ ગીઆલરી ઉપરથી ગુંબજનાં અંદરનાં ભાગનો દે
ખાવ ઘણોજ સારો લાગેછે. ગુંબજનાં આઠ ભાગ કરી દરએક બાગમાં સેંનટ પાલના જંનમારાનો હેવાલ
માલંમ પડે હેવાં ચીતારો રંગીઆમાં આવીઆંછે, એ ચીતારોનો સું આકાર કે સું રંગ, સું તેમની ખુબી અ
ને મતલબ, એ સઘળું જોઈ આપણે અચરત થાયા વગર રેહતા નથી.

વીસપરીંગ ગીઆલરી અંદરથીછે, તેમ તેજ જગાએ બાહેરથી એક બીજી ગીઆલરીછે, તેને "સ્ટોન ગી
આલરી" કરી કેહેછે, કાંએજે તે સઘળી પથરથી બાંધેલીછે. એ ગીઆલરી રસતાની સપાટીથી ૩૦૦ ફુટ ઉંચી

છે, તેથી એ જગાએથી લંડંન શેહેરનો દેખાવ સારો નજરે આવેછે. એથીબી ઉંચે જતાં "ગોલડન ગીઆલરી" આવેછે, તેને આ નામ એટલા વાસતે આપીઉંછે કે, તે ગીઆલરીનાં લોહોડાંનાં કટેરા ઉપર સુનાંનો ઘોર ચહડાવેલોછે. એ ગીઆલરી ગુંબજની આસપાસ આવેલીછે, અને તેની ઉપર જવાને વાસતે અંધારામાથી બીકટ દાદર ઉપર થાઈ જવું પડેછે. આ જગા ઉપરથી લંડંન શેહેરનો દેખાવ ઘણોજ સારો લાગેછે. શેહેરના મોટા અને ઘણા મારનાં ઘરો જુફરાં જેવાં દેખાએછે—રસતામાં ચાલનાંરા આદમીઓનાં માતર માંથાંજ નજર આવેછે—મોટા રસતાઓ અને પુલો જાંણે લીટીઓ દોરી હોએ તેવા લાગેછે—નાંધલા રસતાઓતો મુતલગ માલંમ પડતા નહી, અને બંને બાજુનાં ઘેરો એક એક સાથે મલી ગયાં હોએ તેમ દેખાએછે—રસતા ઉપર ફરનાંરાં મોટાં આમનીબસો તથા ગાડીઓ જાંણે "બચ્ચા બાલેકા ખેલ" ની નાંધલી ગાડીઓ હોએ તેમ દીશેછે. ઘરોની તથા કારખાંનાંઓની ઉપરનાં ધુંમારીઆંઓ તથા દેવળનાં ગુંબજો એક એકની શોડે નાંખેલા શોટા હોએ તેમ દેખાએછે—ટેમસ નદી જે આખાં લંડંન શેહેરમાં ફરી વલીછે, તે એક રેલાની માફક નજર આવેછે, અને તેની ઉપર ફરતી આગબોટો છોકરાઓ વરસાદનાં દાહાડામાં આપણા મેદાંનમાં કાગલનાં વાંહાંણો તરાવેછે તેટલા આકારની દેખાએછે—કેટલાએક માઈલ સુધીનાં ઘેરાવાનાં "પારક" બાગો જાંણે એણીગમ પેલીગમ નાંધલી લીલી સાદરીઓ પાંથરી હોએ તેવા લાગેછે. એ જગાએથી શેહેરનો વીશ માઈલ શુધીનો ઘેરાવો આપણી નજરે પડેછે, અને જેમ આપણે એક "માપ" નકસો જમીન ઉપર પાંથરીને જોઈએ, તે પરમાણે ઉપલી ઉંચાઈથી લંડંન શેહેરનો દેખાવ આપણી નજર આગલ નીચે એક મોટો નકસો પાંથરીઓ હોએ તેવો લાગેછે.

ગોલડન ગીઆલરી ઉપરથી આપણે બાલ તથા કરાસ જે સઉથી ઉંચો ભાગછે તાંહાંશુધી જાઈ શકીએછે. એ જગા ઉપર ચહડવાનું શેહલું નથી. 'આગબોટો અથવા વાંહાંણોનાં ડોલ ઉપર ચહડવાને વાસતે દારડાંનાં નાંધલા અને સાકરા દાદર કરીઆમાં આવેછે, તેજ મીશાલનાં લોહડાંનાં સલીઆનાં દાદર હીંઆંછે, અને આ જગેથી જો કોઈ નીચે પડીઓતો તેનાં સરીરનો લુકે લુકો થઈ જાએ, તોપણ મુસાફર પોતાંનો શોખ પુરો પારવાને હંમેસ હીંમત કરેછે. "શું હીંઆવેર આવીઓ, અને હવે હીંમત છોડું' ! એમ દરએક જોવા જનાર વીચાર કરેછે. જેઓ મરીરે રોગા હોએ, તેઓને આ જગા ઉપર જવાને ભળામણ કરીઆમાં આવતી નથી. જેમ વાંહાંણ ઉપર કપતાંન ઉભો રહીને ડોલ ઉપર જનાંરા ખલાસીને ફીરજ અને હીંમત આપેછે, તેમ ઉપલા બાલ ઉપર જનારા શખસને આ દેવળનો એક રખેવાલ હીંમત આપેછે અને કેહેછેકે "હજુર જાઓ—ગભરાતાના—કાઈ ચંતા નથી—હવે જરાકજ બાકી રહેઉંછે—કશી ફકર નથી." આ પરમાણે હીંમતનાં સુખનો જેમ આપણે સાંભલતા જાઈએછે, તેમ ઉપર જવાને આપણને પણ શુર છુરેછે, અને જેવારે બાલ ઉપર ચહડી રહીએછે અને તાંહાની નાંધલી બારીઓમાંથી શેહેરની બાહેરનો ઘણાં એક માઈલ સુધીનો દેખાવ જોઈએછે, તાહરે—હા ! સું સુંદર દેખાવ આપણી નજરે પડેછે—તેનુ બયાંન કલમથી થાઈ શકે નહી વાસતે જેઓએ તે મજાહ જોવી હોએ તેઓએ ઈંગલંડ જાઈ તેનો ખરો સવાદ લેવો—એજ હમારી ભળાંમણ. આ બાલની અંદર માતર બાર આદમી સમાએ એટલીજ જગાછે, અને તેનુ વજન ૫૬૦૦ રતલછે. બાલની તરીસ ફુટની ઉંચાઈએ ખરીશટી ધરમની નીશાણ દાખલ કરાસછે. કરાસનું વજન ૩૩૬૦ રતલછે, અને જોકે તે ૧૫ ફુટ લાંબોછે, તોપણ આપણને રમતામાંથી રોટલી કરવાનો તવાથો હોએ તેટલો દીશેછે.

આ દેવળનાં કદ પરમાણે તેનું ઘડીઆલ પણછે, અને દખણ પશ્ચમ તરફનાં મીનાંરાની અધવચમાં તે જહેલુંછે. દેવળની પશ્ચમ તથા દખણ તરફ લોકોનો આવજાવ ઘણોછે, તેથી વખત દેખાડવા માટે એ બંધે બાજુ "ડાએલ પલેટ" ઈઆને ઘડીઆલની તખતી જહેલીછે. એ પલેટનો ઘેરાવો ૫૧ ફુટછે તથા

તેની ઉપર ઘડી માલંમ પડવાને વાસતે જે આંક પાડીઆમાં આવીઆછે તેની લંબાઈ બે ફુટ અને હડી ઇંચછે. પળ જણાવવાનો કાંટો ૯ ફુટ—૯ ઇંચ લાંબોછે અને તેનું વજન ૭૫ રતલછે. ઘડી જણાવવાનો કાટો ૫ ફુટ—૯ ઇંચછે અને તેનુ વજન ૪૪ રતલછે. તેની અંદરનું કાંમ જેમ સાહું તેમ ઘણુ સરસછે. તેનાં ચકર ગાડીનાં ચાક કરતાં મોટાંછે. "પેનડીઉલંમ" અથવા લુલક ૧૬ ફુટ લાંબુછે અને તેની નીચેનાં ડુંગરાનું વજન ૧૮૦ રતલછે. એ ડુંગરો આટલો ભારીછે તોપણ જે તાર સાથે તેને લટકાવીઆમાં આવીઓછે, તે તારની જાડાઈ અરધા રૂપીઆની જાડાઈ કરતાં વધારે નથી, જેમ શાધારણ ઘડીઆળોનાં લુલક એક બાજુથી બીજી બાજુએ દરએક પળમાં એક વખત જાએછે, તેમ આ લુલક કરતું નથી—તેનો દર એક ફેરાવો બે પળે થાએછે, ઇઆને દરએક મીનીટની અંદર ૬૦ ને બદલે ૩૦ વખત ટકોરી મારેછે. આ ઘડીઆલ ઈસવી સને ૧૭૦૮ માં બનાંવેલુંછે.

એ ઘડીઆલ ઉપરનો વખત શેહેરમાં જણાવવાને વાસતે દર ઘડી તથા ૦। ઘડી મોટા આવાજથી અને દુર સુધી સંભલાએ, તેવું કરવા માંટે સારી ગોઠવણ કરીઆમાં આવીછે. એ કારણસર એક ઘણો મોટો ઘંટછે કે જે દેવળની જમીનની સપાટીથી ૪૦ ફુટ ઉંચાઈએ ટાંગેલોછે. ઘડીઆલનાં સાચાની સાથે એક મજબુત તાર જોડીને આ ઘંટની હથોડી સાથે લાગુ પાડેલોછે. જાહરે ઘડી વજાડવાનો વખત થાએ, તારે પેલી હથોડી પેલા તારની મદદથી ઉંચકાઇને જેટલા વાગા હોએ તેટલી વાર ઘંટની ઉપર જોરથી પડેછે, તેથી મોટા આવાજ સાથે લોકોને વખત માલંમ પડેછે. આ ઘંટ દશ ઇંચ અથવા લગભગ એક ફુટ બટછે, અને તેનું કુલ વજન ૧૧૪૭૪ રતલછે. તે એટલો મોટોછે કે, જો તેને જમીન ઉપર મેલીઓ હોએ તો ૩૫ ફુટનો ઘેરાવો રોકે. જે હથોડી એ ઘાંટ ઉપર પડેછે, તેનું વજન ૧૪૫ રતલછે.અને જે ઘડી વાગેછે, તેનો અવાજ એટલો તો મોટો થાએછે કે, મધ રાતને વખતે આપણી બખતાવર રાંણીનો વીંનડસર મધેનો મેહેલ જે લંડનથી લગભગ ૨૧ માઈલ દુરછે તાંહાં સુધી સંભલાએછે—ઇઆને જો તે ઘાટ મુંબઈ લાવી આપણાં કોટમાંનાં દેવળમાં મેલીઓ હોએ, તો રાતને વખતે તે ઘાંટ ઉપર વજાડેલો વખત થાણે સંભલાએ. મોટા ઘંટની પાસે વલી બીજા બે નાંધલા ઘંટોછે તેની ઉપર ૦। ઘડી વાગેછે.

એ દેવળની ઉપરનો સઘળો ભાગ જોઈ રહેઆ પછે, આપણને તેનાં ભોંએરાંમાં લઈ જયામાં આવેછે. એ ભોએરાનાં તરણ મોટા ભાગ કીવેલાછે. દર એક ભાગ ૪૦ ચોરસ ફુટછે અને તેની વચેવચમાં મોટા અને સોળઈતા થાંબાછે. બાહેરની વરાંણની દેવાલમાં જે બારીઓછે, તેની મારફતે આ ભોંએરાંમાં અજવાળું પશાર કરીઆમાં આવેછે, પણ તેની વચે વચનો ભાગ દીવાની રોશનીની મદદ વગર જોઈ શકાતો નથી. એ ભોએરૂં ઘણુ કરીને નામીચાં શખસોની કબર કરવાને વાસતેછે. સર કરીસટોફર રેન જેને એ નાંમીચું દેવળ બાંધીઉછે, તેની કબર હીંઆંછે. નેલસનની કબર પણ આ જગાએછે તે વીશે આગલ જણાવીઉછે.

હાવી મોટી ઈમારત ઉપર કોઈ વાર વીજ પડેતો તેથી મોટી ખરાબી થાએ, તેનો અટકાવ કરવા માંટે કરેલી ગોઠવણ સારીછે. કેટલોએક બંચાવતો એ દેવળની બાંધણીથીજ થાઈ સકેછે. લોહડું તથા શીશું અથવા હરેક બીજી ધાતુ હંમેશાં વીજને ખેંચેછે, તે પરમાંણે દેવળનો કરાસ જે લોહાડાંનોછે તેની ઉપર વીજ આવેતો, તે દેવળનો સઉથી ઉપલો ગોલ ભાગછે કે જેને "બાલ" કરીને કહેઆમાં આવેછે, તેને ટેકો આપવાને વાસતે અંદરથી જે લોહડાંનાં થાંબાછે તેની અંદર ઉતરે—પછી તાંહાંથી એક તાર મોટો ઘુંમજ જે અંદરથી લાકડાનો પણ તેની બાહેરની બાજુ ઉપર શીશાંનુ પરછે, તે શીશાં સાથે મેલવી લીધોછે—તાંહાંથી વલી વરસાદનું પાંણી કાહાડી નાંખવાને જે નલીઓછે, તાંહાસુધી તાર લાગુ પાડીઓછે, અને તેહાર પછી દેવળમાં પાંણી પુરૂ પાડવાને વાસતે શીશાંની જે નલીઓછે, તે નલીઓની મારફતે વીજ જમીનની અંદર જાઈ શકે. એ ઉપરથી જોયામાં આવશે કે છેક ઉપરથી તે નીચે સુધી "થંડર રાદ" (વીજ બંચાવવાને વાસ

તે લોહોડાંનો સલીઓ) ગોઠવીઆને બદલે, એજ ઈમારત મધેની વરસાદની તથા પાંણી પોંહોચતું પાડવાની નલીઓથી તે મતલબ પાર પાડીઆમાં આવીછે.

આ નાંમીચા દેવળની ટુક તવારીખ આપીને તેનું બયાંન બંધ કરીએછે. હાલ જે જગાએ સેંનટ પાલસ કથીડરલ છે, તેજ જગાએ આગલ ઘણા દેવળ બંધાયાં હતાં, પણ જમાનાંની ગીરદસથી એક પછી એકનો નાંસ થાયો હતો. જે જગાએ આ મોટું દેવળ હમણાછે, તાંહાં પેહલ વેહલું દેવળ રોમન લોકોએ બાંધીઉં હતું, હેવું સાબેત થાયુંછે, કાંમેંજે હમણાની ઈમારતને વાસતે જારે સર કરીસટોફર રેને પાયો ખોદીઓ હતો, તારે જમીનની અંદરથી ઘણીએક અસલી ઈમારતની નીશાંણ મલી હતી, તે અસલનાં રોમન લોકોનાં બાંધ કાંમને મલતી આવતી હતી. આ દેવળનો પાછલથી ડાયોકલીસન પાદશાહનાં વખતમાં નાંસ થાયો હતો. તાહર પછી એજ જગાએ ખરીસટીઆંનોનાં દોશત પાદશાહ કાંનસટંનટાઈને એક દેવળ બંધાવીઉં હતું, તેનો નાંસ ઈંગલંડનાં બુતપરશતી સાકરાંન પાદશાહોના વખતમાં થાયો હતો. તાહર પછી ઈસવી સને ૬૦૩ નાં સાલમાં સાકસનની ઓલાદના પેહલલા ખરીસટી પાદશાહ એથલબરટનાં વખતમાં ફરીથી એ જગા ઉપર દેવળ બાંધીઆમાં આવીઉં હતું. ઈસવી સને ૧૦૮૬ નાં સાલમાં લંડંન મધે મોટી આગ લાગી હતી તેમાં એ દેવળનો ફરીથી નાંસ થાયો હતો. તાહરપછી વલી તેને બાધવાને વાસતે કેટલાએક પાદરીઓએ મેહનત લીધી હતી, તેહમાં ઈંગલંડનાં પાદશાહ પેહલલા હેનરીએ સારી મદદ કીધી હતી, અને ૧૨૨૧ નાં સાલમાં તે ફરીથી તઈઆર થાયું હતું. હમણા જે દેવળછે તેનાં જેટલું આ દેવળ ઉંચું નહી હતું, તોપણ લંબાઈમાં ઘણુ વધતું હતું—તેની સઉથી વધતી લંબાઈ ૬૨૯ ફુટ હતી અને હાલના દેવળની લંબાઈ ૫૦૦, ફુટછે, એ દેવળની અંદર જે "આલટર" ઈઆને કુરબાંનગાહ હતો, તે સોનાં તથા જહવેરાતથી સણગારેલો હતો, અને તે સીવાએ એ દેવળને અસલનાં પાદશાહોથી ઘણી કીમતી ભેટ થાઈ હતી. ફરાંનસનો પાદશાહ જાંન જાહરે ઈંગલંડ ગયો હતો, તાહરે તેણે આ દેવળને સોનાંનાં ચાર મોટાં વાસણો ભેટ આપીઆં હતાં. ઈસવી સને ૧૫૬૧ નાં વરસમાં એ ઈમારતની ઉપર વીજ પડીઆથી ઘણીએક ખરાબી થાઈ હતી, પણ તે સમારવાનું કામ લાંબી મુદત પછી સરૂ કીધામાં આવીઉં હતું, તે ૧૬૩૩ માં પુરૂ થાયું હતું. તેહારપછી એ ઈમારત ૩૩, વરસ સુધી સલામત રહી. ૧૬૬૬ નાં વરસમાં લંડંન શેહેર મધે જે મોટી આગ લાગી હતી, તેમાં ફરીથી એ દેવળનો તમાંમ નાંસ થાયો હતો. એ આગ પછી જે દેવળ બાંધીઆમાં આવીઉંછે તે હઈઆતછે અને હાલ આપણે જોઈએછે. તેનો પાયો ૧૬૭૫ નાં વરસમાં નાંખીઓ હતો અને ૧૭૧૦ માં તે બંધાઈને તમાંમ થયું હતું. એ ઈમારતનો પાયો નાંખતી વેલાએ એક ઘણોજ સારો સગન મલીઓ હતો, તે એજે સર કરીસટોફર રેને પાયો ગોઠવતી વેલાએ એક બેગારીને એક ચોરસ પથર લાવવા કહેઉં, તે ઉપરથી જે પથર તે લાવીઓ, તે અસલનાં દેવળમાં કોઈની કબર ઉપરનો હતો, અને તેની ઉપર "રીજરગંમ" લખેલું હતું. એ સબદ લાટીનછે અને તેનો અરથ "પાછું ઉઠો" એમ થાએછે. એ ઉપરથી તે વખતે સારા સગન એમ જાંણીઆમાં આવીઆ કે, તે બોલ "પાછું ઉઠો" કરીને હતો, તેથી આ દેવળ ખચીત પાછું ઉઠશે, ઈઆને વલી એકવાર વધારે બંધાઈને તઈઆર થાશે. આ મોટૂ દેવળ બાંધતાં ૩૫ વરશ થાયાં હતાં, તોપણ પેહલેથી તે આખર શુધીનું કાંમ એકજ બાંધનાર, એકજ પાદરી અને એકજ ઉપરીનાં હાથ તલે થાયું હતું. આગલ જણાવીઉંછે કે, આ દેવળની પછવાડે એક કરોડ, બાવીસ લાખ, ચોવીસ હજાર, તરણુશોને સીતેર રૂપીઆનો ખરચ થાયો હતો. આ મોટો ખરચ શેહેરમાં જેટલા કોલસા આવે તેની ઉપર જગાત લેતી કરીને તેની ઉપજમાંથી તથા બાકીનો સરકારી ખજંનાંમાંથી પુરો કરીઆમાં આવીઓ હતો. આગલ કહુંછે કે એ દેવળની સઉથી વધતી લંબાઈ પાંચશો ફુટનીછે. આપણી ટાપુ મધે સઉથી મોટી ઈમારત ટાંઉનહાલછે અને તેની કુલ લંબાઈ આસ



WESTMINSTER ABBEY

રે તરણસો ફુટછે—વાસતે જો આ ટાંઉનહાલની ઈમારત જેવી પોણાબે ઘણી ઈમારત આપણાં ધીઆંનમાં લઈએતો એ દેવળનુ કદ આપણા ધીઆનમાં આવે. સેંનટ પાલસની ઉંચાઈ ૪૦૪ ફુટછે, આપણા કોટ માંનાં દેવળની ઉંચાઈ ૧૪૦ ફુટછે—મારે જો લગભગ હેવાં તરણ દેવળ એક એક ઉપર ચહડાવીઆં હો એ તો, સેંનટ પાલસની બરાબર થાએ.

આખુ દેવળ જોવા જનાંરને ચાર શીલીંગ અને બે પેનસ આપવી પરેછે.

## વેસ્ટમીનસ્ટર આબી.

આ દેવળ લંડનનાં વેસ્ટમીનસ્ટર ભાગમાંછે, અને તેની કારીગરી અને પુરાંણાપણાને વાસતે ઘણુ વખાણાએલુછે. જે જગાએ આ દેવળ હુમણાછે, તે જગાએ ઈસવી સનેની સાતમી સદીમાં એક દેવળ બાં ધીઆમા આવીઉં હતું, પણ તેનો ડેનસ લોકોએ નાંસ કીધો હતો. ૧૦૫૦ નાં સાલમાં પાદશાહ એડવરડ ધી કનફેસુરે તે જગાએ ફરીથી એક દેવળ બાધીઉં હતું, અને ઈંગલંડનાં પાદશાહોને તાજ પેહરાવવાની કીરીઆ તાંહાં કરવાની મતલબથી, તે દેવળનાં ખજાંનાં ખાતે કીમતી પોશાક તથા સુંનાંનુ એક તાજ અને તેજ ધાતુની એક લાકડી, તથા બીજી જીનસો બખશેસ દાખલ આપી હતી. આ પાદશાહે કીદેલો ઠેહાવ આજ દીન શુધી અમલમાં લાવીઆમાં આવીઓછે, કાએંકે ઈંગલંડનાં પાદશાહ હારલડ અને “વીલીઅંમ ધી કાનકરર” થી તે આપણી હાલની નાંમદાર રાંણીને માંથે તાજ મેલવાની કીરીઆ એજ દેવળ મધે કરી આમા આવીછે. ૧૩ મી સદીની અધવચમાં એ દેવળનો ઘણો ખરો ભાગ બલી ગયો, પણ પાદશાહ પેહ લા અને બીજા એડવરડનાં વખતમાં તેને પાછો બાધીઆમાં આવીઓ હતો. પાદશાહ તરીજા એડવરડ અને બીજા રીચરડનાં વખતમાં એ દેવળમાં ઘણોએક વધારો કરીઆમાં આવીઓ હતો. પશચમ તરફ નો ભાગ કે જે હીંઆં આવેલા નકશામાં પાડએછે, તે તરીજા રીચરડ તથા આતમાં હેનરીનાં વખતમાં બં ધાયો હતો. એ બાજુએ જે બે મોટા અને ખુબસુરત મીનારા જોવામાં આવેછે, તે સર કરીસટોફર રેનનાં નકશા ઉપરથી બાંધેલાછે. પેહલલા અને બીજા જારજનાં વખતમાં બારણા ઉપરની જે મોટી બારીઓ દેખા એછે, તે ફરીથી બાંધીઆમાં આવી હતી ૧૮૦૯ નાં સાલ પછી પણ આ દેવળનાં દેખાવમાં વારેઘડી એ ફેરફાર કીધામાં આવીઓછે. આને આપણે જે જોઈએછે, તે એક પુરાતંન ઈમારત વારેઘડીએ થાએલા ફેરફાર સાથે જોઈએછે. પણ તેની અંદરની ઘણીખરી બાંધણી અને તેમાંની કારીગરી, જે જોયાથી એ દે વળ જોવા જનાંર ઘણોએક ખુશી થાએછે, તે પુરાંનાં વખતનીજછે, અને તે ઘરતી તપાસથી જોયાથી આપણી ખાતરી થાએછે, કે આગલા વખતમાં આ દેશમાં ઉંચી કારીગરીની કશી ખુટ હશે નહી. એ દેવળનો સ ઘળી તરફથી બાહેરનો દેખાવ ખુબસુરતછે. તેની બારીઓ ઘણીજ મોટી અને ઉંચી જાતનાં કોતરકાંમથી પુરછે, અને કેટલીએકમા રંગીન કાચો જડેલાછે, તેથી તેમનો દેખાવ ઘણોજ મોહેછે. ઘણાખરાં દેવળોની માફક એ દેવળ પણ ક્રાસનાં આકારમાં બાંધીઆમાં આવીઉં છે. ઉગમનથી પશચમ શુધી એ દેવળની લંબાઈ ૩૭૫ ફુટ, અને ઓતરથી દખણ શુધી ૨૦૦ ફુટછે. ભોએતળીએથી છાપરાં શુધીની ઉંચાઈ ૧૫૦ ફુટછે, અ ને મીનારાઓની ઉંચાઈ ૨૨૫ ફુટછે.

ઈંગલંડનાં ઘણાખરા પાદશાહોની કબરો આ દેવળમાંછે. શાહાજાદા, ઉમરાઓ, અને લશકરી અ મલદારો, નામીયા પરધાંનો અને પાદરીઓને પણ હીંઆં દાટીઆમાં આવીઆછે. કેટલુંએક થયું સેંનટ પાલસનાં દેવળમાં મોટા મોટા લશકરી અમલદારોને દાટવાનુ શરૂ કીધામાં આવીઉંછે, તેમ આ દેવળમાં હવે ઘણ કરીને જેઓ રાજદરબારી કાંમમાં તથા ધરમ શાસતરમાં તથા કવેત દાખલ તથા વીદીઆ અને એ લંમની માહેતગારીમાં તથા તેનો ફેલાવો કરવામાં નાંમ મેલવીઉં હોએ, તેઓની જગા કરીઆમાં આવેછે. કે

વા શખ્સોની કબરો તથા તેઓની યાદગારી રાખવાને સારૂ ઉભી કીધેલી નીશાંણો આ દેવળનાં દરએક ભા ગમાં જોયામાં આવશે. હેવી કબરો અને નીશાંણો, કે જે દેખાવમાં ઘણી ખુબસુરત કીધેલીછે, તે જોયાથી શાધારણ જોનારને ખુશી ઉપજેછે તેનાં કરતાં તવારીખનાં અલીઆશીઓને આગલા બનાવોની ઈઆદ આવીઆથી, તથા તેમને પોતાંનાં મગજમાં તાજી કરીઆથી વધારે ખુશાલી લાગેછે.

વેસ્ટમીનસ્ટર આબી ગોયા એક ઘણુજ મોટું દેવળછે અને તેમાં બીજા ઘણાએક "ચાપેલ" અથવા નાંધલાં દેવળોછે તેમને જુદાં જુદાં નાંમ આપીઆંછે, તેથી તેઓ ઓલખાએછે. જો કોઈ અનજાંણો શખ સ ભોમીઆની મદદ વગરે વેસ્ટમીનસ્ટર આબી પોતાંનીજ મેલે જોવાની કોશેસ કરેતો, અંદર તે ભુલો પ ડીઆ વનાં રેહ નહી. જોવા જનારની સાથે ફરવાને તથા દેખાડવાને વાસતે ભોમીઆ રાખેલાછે, તેઓ થોડાં આદમીઓનો જમાંવ થાતો જાએ, તેમ તેઓને ફેરવીને સઘળું દેખાડેછે, અને તે જોવાને સારૂ દર એક આદમી દીઠ છ પેનસ અથવા પાવલો લીધામાં આવેછે. આ દેવળમાં જોવા જનારને સવલથી સઘળી બાજુએ ફરી વળવાને સારૂ "પોએટ્સ કારનર" આગલનાં બારણાંથી દાખલ કરીઆમાં આવેછે, અને સ ઉથી મોટું દેવળ જે સઉથી વધારે જોવા લાએકછે, તે છેલવે દેખાડીઆમાં આવેછે, પણ આ જગાએ બયાં ન કરતી વેલા હમો તે મોટાં દેવળથી શરૂ કરીએછે.

પશચમનાં બારણા આગલથી દાખલ થયા કે એ મોટાં દેવળમાં આપણે જાઈ શકીએછે. તેમાં બે બાજુથી હારેહાર ઘણાજ મોટા અને સોભઈતા થાંભાઓ બાંધેલાછે કે જેથી કરીને વચમાં એક મોટો હાલ નીકલીઓછે જેને "નેવ" કરી કેહેછે. થાંભાની બંને બાજુના ભાગ જે "નેવ" નાં જેટલાજ લાં બાછે તેને "એજલ" કરી કેહેછે. આ નેવ તથા એજલ લંબાઈમાં ૧૬૬ ફુટછે તથા તે બંને મ લી પોહોલાઈ ૭૧ ફુટછે તથા ઉંચાઈ ૧૦૨ ફુટછે તેથી આ દીવાંનખાંનાંનો દેખાવ ઘણોજ બુલંદ દીશેછે. હીંઆંની બારીઓ નસતરનાં જેવી કમાંનનાં આકારનીછે અને તેમની ઉપર રંગીન કાચનાં ચીતારો તથા બીજી કારીગરીની નકશીછે તેનાંબયાંનમાં જેટલી તારીફ કરીએ તેટલી થોડીછે. સાંમને આપણુને વજનતર ની પેટી તથા દેવળની બેઠક દેખાએછે તથા જગોએ જગોએ નાંમીચા શખસોની યાદગારીનાં પુતળાં તથા બીજી નીશાંણો જે આપણે જોઈએછે, તેથી તાંહાં એક અજબ દેખાવ આપણી નજરે પરેછે. પશચમ તર ફનાં બારણા આગલ ઇંગલંડનો નાંમીઓ પરધાંન, વીલીઅંમ પીટ, જે ૧૮૦૬ નાં સાલમાં મરણ પાંમીઓ હતો તેની યાદગારીમાં પરજાની તરફથી રૂપીઆ ૬૩૦૦૦ ને ખરચે સંગેમરમરનાં પથરમાં એક બાહાવલું ઉભું કીધેલુંછે તેમાં મી૦ પીટને "ચાનસેલર આવ ધી એકસચેકર" ના પોશાકમાં ઉભો રાખેલોછે, તેની જ મની બાજુએ તવારીખ તેના અમલનાં વખતમાં બનેલા બનાવોની નોધ લીએછે, અને ડાબી બાજુએ બ લવો સાંકલની અંદર બંધાઈને તેનાં પગ આગલ પહેલોછે. મી૦ ફાકસ, જે મી૦ પીટનાં વખતમાં બીજો નાં મીઓ પરધાંન ગણાતો હતો તેનુ બાહાવલું ઉપલાં બાહાવલાંની બાજુએછે. એજ જગાએ પરજાની તરફથી લારડ હાલંડની યાદગારી રાખવાને વાસતે એક ઘણુજ કીમતી પુતલુંછે. હીંઆં બેન જાંનસનની કબર જોયા માં આવેછે. સર વીલીઅંમ ટેમપલ, તેની બાએડી, અને છોકરાની યાદગારીમાં તથા રાણી આંનનાં નાંમી ચા પરધાંન સીડની અરલ આવ ગોડાલફીનની યાદગારીમાં ખુબસરત પુતલાઓ ઉભાં કીધેલાછે. દરીઆની તથા ખુશકી ઉપરની લડાઈઓમાં જે સુરા અમલદારોએ વખાંણ મેલવી હતી તેઓની તથા નાંમીચા પરધાં નોની યાદગારીની નીશાણો જગે જગે આ હાલમાં જોયામાં આવેછે. દર એક જણનાં ગુણો પુતલાંનાં અથ વા તકતીનાં આકારમા ઘણા સારી પદે જણાવીઆમાં આવીઆંછે, તે સઘળાંનુ વીગતવાર બયાંન આપવા ની જો આ જગાએ કોશેસ કરીએતો ઘણાએક સફા ભરાએ.

ગરેટ બરીટંનનાં તખત ઉપર જારે નવો પાદશાહ અથવા રાંણી બેશનાર હોએછે, તારે આ જગા જે

જાતે ઘણીજ સોભઈતીછે, તેનાં દેખાવમાં વલી અતીઘણો શુધારો થાએછે, કાંએજે પાદશાહનાં મરણ પછી તખત ઉપર બેશનાંર બીજા પાદશાહને માંથે પેહલ વેહલે તાજ મેલવાની કીરીઆ, જે ઇંગલંડનો વડો પાદરી આરચ બીશપ આવ કાંનટરબરી કરેછે, તે હીંઆં થાએછે. તે વેલાએ પરધાંનો તથા બીજા અમલદારો તથા ઉમરાવો અને ઉમરાજાદીઓ પોતાંનાં દરબારી પોશાકોં શાથે, તાંહા બીરાજેછે, તથા હાઉસ આવ કામનસનાં અધીકારીઓ અને બીજઓની જે ઠઠ મલેછે, તથા તાંહાં જે મોટી કીરીઆ બનેછે, તે સઘળાનો દેખાવ ઘણોજ દબદબા ભરેલો લાગેછે, હેવું જણાવીઆમાં આવીઉંછે. આપણી બખતાવર અને નાંમદાર રાંણી વીકટોરીઆને માંથે તારીખ ૨૮ મી જુન ૧૮૩૮ ને દીને તાજ મેલવાની જે કીરીઆ થાઈહતી તે હીંઆં કીધામાં આવી હતી. એ વખતે નેવની અંદર થાંભાંની શેહેથી તથા પશચમનાં દરવાજાને માંથેથી જે નાંરાઓને સારૂ ગીઆલરી બનાંવીઆમાં આવી હતી. "ટરાંનસેપટ" નાં ઓતરનાં ભાગમાં ઉમરાઓને વાસતે અને દખણનાં ભાગમાં ઉમરાજાદીઓને વાસતે ગીઆલરી કીધામાં આવી હતી. કુરબાંન ગાહનાં માંથા ઉપર હાઉસ આવ કાંમનસનાં અધીકારીઓની જગા કીધી હતી, અને વજંનતરની પેટીની સાંહાંમને ૪૦૦ ગાંનાંરાઓને સારૂ બેઠક કીધામાં આવી હતી. કોઅેર અને ટરાંનસેપટની વચમાં નાંટકની બેઠકનાં આકારમાં એક જગા બનાંવી હતી અને તેની વચોવચમાં કીમતી ગાલીચા તથા કસબી તાકા પાંથરેલા હતા અને તેની ઉપર "ચેર આવ હાંમેજ" ની ખુરશી હતી. એ જગાની સાંહાંમને લગભગ ઓતર તરફ વડા પાદરીને ઉભો રહી બંદગી તથા ભાશાંણ કરવાની જગા હતી. એ વેલાનાં દેખાવનુ બયાંન જે કીધામાં આવીઉંછે, તે ઉપરથી હેવું ધારવામાં આવેછે કે તે વખતે એક અજબ દેખાવ થાયો હશે. તાજ પેહરવાની વખતે જે ખુરશી હંમેસ વાપરીઆમાં આવેછે અને જે આપણી નાંમદાર રાંણીની વખતે પણ કાંમમાં આવી હતી, તેનુ બયાંન ઘટટી જગોએ વાંચીઆમાં આવશે.

આ મોટા હાલના ઉગમણનાં છેડા ઉપર જે ભાગ આવેલોછે, તેને કોઅેર કરી કેહેછે. એ જગાની ભોએ ઘણી ખુબસુરત દેખાએછે. કાંએજે અરધી ઇંચથી તે ચાર ઇંચ શુધીનાં જુદી જુદી જાતનાં અને તરેહ તરેહ રંગનાં સંગેમરમરનાં પથરનાં કટકાથી તરેહવાર નકશી દેખાએ તેવો આકાર કાહાડેલોછે. એ જગાએ ઘણીજ સુંદર વજનતરની પેટી ઉભી કીવેલીછે, કે જે ભકતીને વખતે વજાડીઆમાં આવેછે. આ જગાએ સર આઇસાક નીઉટંનનું એક ઘણુજ સોભઈતું પુતલુંછે. એ નાંમીચા ફીલસુફને અઢીંગીને બેઠેલો પાડીઓછે અને તેનો જંમનો હાથ તેને રચેલાં કીમતી પુસતકોની ઉપર પહેલોછે. રીઅર આડમીરલ ટાઇરેલની યાદગારીમાં જે પુતલુંછે તે ઘણુજ ખુબસુરતછે. એ અમલદાર દરીઆમાં મરણ પાંમીઓ હતો, તે બતાવવામા તથા તેનો પરાંણ બેહેસત તરફ જતો દેખાડવાને વાસતે તેનાં પુતલાની શેહે ઘટતા આકાર પાહેલાછે. મેજર જનરલ સર સ્ટ્રીનજર લારેનસ જેને ૧૭૪૬ થી ૧૭૫૬ નાં વરસ શુધી હીંદુસથાંનનાં કોરોમાંનડેલ કોસતા ઉપર ઘણી બાહાદુરી બતાવી હતી, તેની યાદગારીમાં એક પુતલું મેલેલુંછે. એ ઉપરાંત હીંઆં બીજી ઘણી હેવી યાદગારીની નીશાંણીછે.

હીંઆંથી નીકલીઆ પછી જે જગાને "ટરાંનસેપટ" કરી કેહેછે તાંહાં આપણે જાઈએછે. હીંઆં પણ નાંમીચા શખસોની યાદગારી કાએમ રાખવાનાં ઘણાએક કીમતી પુતલાંઓછે. પેહલલા તથા બીજા પાદશાહ ચારલસનાં વખતનાં ડીઉક તથા ડચેસ આવ નીઉકાસટલની, તથા સર પીટર વારેન અને આડમીરલ વરનનની યાદગારીનાં પુતલાંછે. મોટા લારડ ચાટમની યાદગારીનું પુતલું જે પાદશાહ અને પારલામેંનટનાં હોદ્દાંમથી ૬૦૦૦૦) રૂપીઆની કીમતે ઉભું કીધામાં આવીઉં હતું, તે હીંઆંછે. તારીખ ૧૨ મી એપરીલ ૧૭૮૨ ને દીને રાડનીની મોટી ફતેહને વખતે દરીઆની લડાઈમાં તરણ શુરા અમલદારો મારીઆ ગયા હતા, તેમની યાદગારીમાં પાદશાહ અને પારલામેંનટનાં હોદ્દાંમથી ૪૦૦૦૦ રૂપીઆને ખરચે ઉભી કીવેલી

નીશાંણુ પણ હીંઆં જોયામાં આવેછે. મોટો લારડ માંનસફીલડ ઈનસાફને વાસતે ઘણો વખણાએલો હતો તેનુ પણ એક પુતલું હીંઆં દીઠામાં આવેછે. એ ઉમરાવનુ બાહાવલું બનાંવેલુંછે, તેની એક બાજુએ દાહાપણ અને બીજી બાજુએ ઈનસાફ દેખાહેલોછે, અને એક ગુનેહગાર છોકરાને વચમાં પાહેલોછે, તે એ મીશાલે કે, દાહાપણ તેને પકડીને ઈનસાફને સપુરદ કરેછે. આ પુતલું એક ખાંનગી ગરહસથે પોતાંને ખરચે ૨૫૦૦૦ રૂપીઆને ખરચે મેલીઉંછે. ફરાંનસીસ હારનર, જારજ કીઆંનીગ, સર જાંન માલકમ તથા જનરલ કલફનાં પુતલાં પણ હીંઆં દીઠામાં આવેછે. ઈંગલંડનાં બે નાંમીચા પરધાંન પીટ અને ફાકસ, જેઓનાં પુતલાં બીજી જગાએછે, તેઓની કબર આ જગાએછે. પાદશાહ આઠમાં હેનરીની સાત રાંણીમાંની એક રાંણી આંન આવ કલીવસની કબર પણ હીંઆંછે. ટરાંનસેપટનાં દખણનાં ભાગની આગલ જે જગાછે તેને "પોએટસ કારનર" કરી નાંમ આપીઆમાં આવીઉંછે કાંએજે તાંહા કવેતોની કબરોછે. હીંઆંથી આગલ ચાલીઆ પછી ૧૪ મી સદીનાં વખતનું એક રંગીન ચીતાર કે જે આગલા વખતમાં "આલટર" આગલ મેલીઆમાં આવતું હતું તે કાચની કબટમા મેલેલુંછે, તે દેખાડીઆમાં આવેછે. એ ચીતારમાં કરાઈસટને હાથમાં પુરથવીનો ગોલો આપીને આશીરવાદ દેતા પાહેલોછે, અને તેની* બંને બાજુએ ફરેસતાઓને નાંલીઅરીનાં ઝાડની દાખલી હાથમાં આપી ઉભા રાખેલાછે. એ ઉપરાંત તાંહાં બીજા આકારો હશે, તે હમણા દેખાતા નથી. એ ચીતારનાં કેટલાએક ભાગમાં તેને ખુબસુરતી આપવાને સારૂ રંગીન કાચો તથા હીરા પણ જડેલા હતા હેવું જણાવીઆમાં આવીઉંછે.

આગલ જણાવીઆ મુજબ વેસ્ટમીનસ્ટર આબીની ઈમારતમાં આ મોટાં દેવળ સીવાએ બીજા ઘણાએક ચાપેલછે, તે સઘળાંની અંદરની બાંધણી તથા કારીગરી ઉંચીછે અને તેઓમાં પણ પાદશાહો તથા નાંમીઆ શખસોની કબરો તથા યાદગારી રાખવાને સારૂ ઘટતા આકારનાં પુતલાંઓ તથા તકતીઓ ઉભી કીધેલી જોયામાં આવેછે. એ બધે સઉથી સોભઈતું અને જોવા લાએક પાદશાહ સાતમાં હેનરીનું ચાપેલછે. એ પાદશાહે પોતાંની તથા પોતાંનાં કુટંબની કબરને સારૂ (૨૦૦૦૦૦) વીસ લાખ રૂપીઆ ખરચીને એ ભાગ બાંધીઓ હતો, અને પાદશાહ પેહલલા ચારલસનાં વખત શુધી હીંઆં પાદશાહી ખાંનદાંનનાં શખસો સીવાએ બીજા કોઈને દાટીઆમાં આવીઆ નહી હતા. એ ચાપેલમાં દાખલ થવાનો દરવાજો ઓકનાં લાકડાંનોછે, અને તેની ઉપર તરેહવાર નકશી તથા તાજ પાહેલાંછે. એ દરવાજાનો દરએક ભાગ પીતલનાં પતરાંની પટીથી ધાંકેલોછે. એ પીતલની ઉપર આગળ સુનેરી ઘોર ચહડાવેલો હતો, તેની નીશાંણો હજુર શુધી દેખાએછે. સીલીંગની ઉપર તરેહવાર નકશી તથા ચીતારોછે, તે જોયાથી આપણને અચરતી ઉપજેછે. દીવાલની ઉપર પણ ઘણાએક ચીતારોછે, તથા ઘણેએક ઠેકાંણે બાઈબલમાંથી ફકરા ઉતારી સણુગારનાં દસકતોથી લખીઆછે. બારીઓ પણ ઘણીજ સોભઈતીછે. અસલ તાંહાં રંગીન કાચોમાં ચીતારો હતાં, પણ હમણા તે જોયામાં આવતાં નથી. એકજ બારીમાં સાતમાં હેનરીની સબીછે, તથા કેટલેએક ઠેકાંણે પાદશાહી અલમતોનાં ચીતારો રહેલાંછે. એ જગાએ ફરેસતાનાં રૂપનાં કેટલાંએક પુતલાં પણછે. એ દેવળનો બાહેરનો ભાગ ઘણોએક ખરાબ થઈ ગયાથી. ૧૮૦૩ નાં સાલમાં (૪૨૦૦૦૦) ચાર લાખ વીશ હજાર રૂપીઆ ખરચીને સમારીઆમાં આવીઓ હતો. એ ચાપેલની વચે વચમાં સાતમાં હેનરી અને તેની રાંણીની કબરછે. એ કબરની ઉપર કાળા સંગેમરમરનાં પથરનું ખુબસુરત તાકછે; અને તેની ઉપર તે પાદશાહ તથા રાંણીનાં તરાંબામા ઓટી કાહાડેલાં બાહાવલાંછે. તેઓ બંદગી કરતાં હોએ તેમ ઉભેલાંછે. જારે એ પુતલાં મેલવામાં આવીઆં હતાં, તારે તેમની ઉપર સુનેરી ઘોર ચહડાવેલો હતો, અને તેમને માંથે તાજ પણ હતાં, પણ તે તાજ હંમણાં જોયામાં આવતાં નથી, તથા સુનેરી ઘોર હવે દેખાતો નથી. એ કબરની આસપાસ પીતલની નકશીદાર જાલી કીધેલીછે. એ જગાએ દેવળની બેઠક તથા વજંનતરની પેટીછે. "ગ્રીલીટારી

આરટર આવ ધી બાથ" નાં ખેતાબો આપવાની ક્રીરીઆ આ ચાપેલમાં કરીઆમાં આવતી હતી, તેથી હીંઆં તે નાંઈટોની નીશાંણો તથા વાવટાઓ ટાંગેલા આપણા જેવામાં આવેછે. હીંઆં પાદશાહ બીજા જારજ તથા તેની રાંણીની કબરછે. એ પાદશાહ અને રાંણી બંને એકજ કબરમાંછે, કાંએજે તે પાદશાહે મરણની આગમજ પોતાની રાંણી જે આગમજથી મરણ પાંમેલી હતી તેની સાથે દટાવાની ખાહેશ જણાવી હતી.

જે ભાગને "એડવરડ ધી કંનફેસરસ ચાપેલ" કરીને કેહવામાં આવેછે, તે ભાગ અગત કરીને જોવા લાએકછે. એ પાદશાહ એડવરડ, ૧૩૦૭ નાં સાલમાં મરણ પાંમીઓ હતો, તેની કબર સંગેમરમરની પેટીનાં આકારમાં પાદશાહ તરીજા હેનરીનાં હોકમથી હીંઆં મેલીઆમાં આવીછે, અને તેની ઉપર ઘણીજ સારી કારીગરીતું કાંમ કીરેલુંછે. તેની ઉપર સુનેરી અને રૂપેરી પુતલાંઓ તથા ઝવેરાત મેલીઆમાં આવીઉ હતું. એડવરડ પાદશાહનુ શરીર ખુશબો ભરીને જાલવી રાખીઉં હતું તેથી તેનાં મરણ પછી ૪૬૭ વરશનો અંતર થયા પછી, સને ૧૭૭૪ નાં સાલમાં તેની કબર ઉંગાડીઆમાં આવી હતી, તારે તેનાં શરીરનાં બાહેરનાં દેખાવને કોઈબી રીતની નુકશાંની થાએલી નજર નહી આવી હતી. મોહોડાંનો આકાર જેવોનો તેવોજ હતો. એ પાદશાહનાં માંથાં ઉપર પતરાંનુ તાજ હતું કે જેની ઉપર સુનેરી ઘોર હતો. તેનાં જમનાં હાથમાં તરાબાની પણ સુનેરી ઘોર સાથની રાજની લાકડી હતી, અને ડાહબા હાથમાંબી તેવીજ પણ ખબુતરનાં પુતલાંનાં માથાં સાથેની લાકડી હતી. આ કબર પાછી બંધ કરતી વેલાએ જેમ આગલ હતું તેમ સઘળું પાછુ મેલીઆમાં આવીઉં હતું. પાદશાહ તરીજા હેનરીની કબર પણ આ ચાપેલમાંછે, અને તેની ઉપર તે પાદશાહનું કાંસામાં ઓટેલું પુતલુંછે. પાદશાહ તરીજા એડવરડની કબરની ઉપર તેનુ પુતલુંછે અને તેની ઉપર છતરછે. એ પાદશાહ જારે ફરાંનસ ગયો હતો તારે તેની હરોલમાં જે ઘાલ તથા તલવાર ઉંચકાવતો હતો, તે આ છતર સાથે ટાગેલીછે. એ તલવાર ૭ ફુટ લાંબીછે અને વજનમાં ૧૭ રતલછે. પાદશાહ બીજા રીચરડ તથા તેની રાંણીની કબર પણ હીંઆંછે, તેની ઉપર લાકડાનુ છતરછે અને તેની ઉપર ક્રાઈસટ તથા તેની માં મેરીનાં ચીતારો પાડેલા હતાં તે હજુર દેખાએછે. આ જગાએ એક કબરની અંદર, ડીઉક આવ બકીંગામ જે સને ૧૭૩૫ નાં સાલમાં મરણ પાંમીઓ હતો, તેનું મીનમાં બનાવેલું પુતલું હજુર જેયામાં આવેછે. પાદશાહ પાંચમો હેનરી જેણે ફરેનચ લોકોની સાથે આજીનકોરટની લડાઈમાં મોટું નાંમ મેલવીઉં હતું, તેની કબર પણ હીંઆંછે. આગલ એ કબર ઉપર તે પાદશાહનું બાહાવલું હતું, તેનુ માથુ રૂપાંનુ હતું અને બાકીનાં ભાગ ઉપર રૂપાનો ઘોર હતો. આ માંથુ ૧૬ મી સદીમાં ચોરીઆમાં આવીઉં હતું. એ પાદશાહની હેલમેટ, ઘાલ, અને ઘોડા ઉપર સવાર થવાનુ જીન હીંઆં મેલેલુંછે.

હીંઆં બે ખુરશીઓ આપણા જેયામાં આવશે કે જે પાદશાહની આગલ તાજ પેહરતી વખતે આલટર આગલ મેલીઆમાં આવેછે અને જેની ઉપર પાદશાહ બેશેછે. પાદશાહ પેહલલો એડવરડ જેણે ૧૨૯૭ નાં સાલમાં સ્કાટલંડનાં પાદશાહ બેલીઅલની ઉપર ઘણીએક ફતેહ મેલવી હતી, તેવારે તે મુલકમાંથી તાંહાંનાં પાદશાહોને માથે તાજ મેલતી વખતે બોલલા રંગનો એક રેતીનો પથર જેની ઉપર તેઓ બેસતા હતા, તે કબજ કરી લાવીઓ હતો, તેને ગોઠવવાને વાસ્તે જે ખુરશી તેનાં હોકમથી બનાવીઆમાં આવી હતી, તે ઉપલી બે ખુરશી માંની એકછે; અને તેની ઉપર સઘલા પાદશાહ તથા રાંણી તાજ પેહરતી વખતે બેશછે. ઉપલો પથર ૨૬ ઈંચ લાંબો, ૧૬ ઈંચ પોહોલો, અને ૧૧ ઈંચ જાડોછે. બીજી ખુરશી જે ઘણી પુરાંણી નથી, તે પાદશાહા તરીજા વીલીઅંમની રાંણી મેરીને તાજ પેહરાવવાની ક્રીરીઆની વખતે બનાવીઆમાં આવી હતી. તાજ પેહરવાની ક્રીરીઆની વખતે એ બંને ખુરશીઓની ઉપર સુનેરી વરખ ચોંટાડીઆમાં આવેછે.

આ ઉપરાંત બીજાં નાંખલા દેવળોછે તે પણ ફરી જેવા લાએકછે, પણ તેઓનુ બયાંન પણ ઉપર જણા

વીઆ પરમાંણે કરવું પડેછે. સઘળી જગાએ કબરો અને યાદગારીની નીશાંણીછે. એ દેવળોનાં નાંમ ચાપેલ આવ સેંનટ બેનીડીકટ—ચાપેલ આવ સેંનટ એડમંડ—ચાપેલ આવ સેંનટ નીકોલાસ—ચાપેલ આવ સેંનટ પાલ—ચાપેલ આવ સેંનટ ઈરાસમસ—અને ચાપેલ આવ સેંનટ જાંન ધી બાપટીસટ. એ સઘળાં ફરી વલવા લાએકછે.

આ દેવળ પછવાડે અવ્વલથી તે હંમણા શુધી પચાસ લાખ રૂપીઆથી વધતો ખરચ થયોછે અને ગરેટ બરીટંનની સઉથી નાંમીચી ઈમારતો મધેની એક ઈમારત ગણાએછે. એ દેવળ મધે જે જે પાદશાહો તથા ઉમરાઓ તથા નાંમીચા શખ્સોની કબરછે તેઓનાં નાંમ પુરાતઝપણા પરમાણે એકદંમ નીચે જણાવીએછે, કે જેથી તવારીખનાં અભીઆશીની યાદ પણ કેટલેએક દરજજે તાજી થાશે. પાદશાહોમાં—સેબરટ; એડવરડ ધી કંનફેસર; તરીજો હેનરી; પેહલો એડવરડ અને તેની રાંણી ઈલીએનોરઃ તરીજો એડવરડ અને તેની રાંણી ફીલીપા; બીજો રીચરડ અને તેની રાંણી; પાંચમો હેનરી, પાંચમો એડવરડ; સાતમો હેનરી અને તેની રાંણી; આંન આવ કલીવસ; છઠો એડવરડ; મેરી; મેરી સ્કાટલંડની રાંણી, રાંણી એલીજાબેથ; પેહલો જેમસ અને તેની રાંણી; પેહલા જેમસની છોકરી બોહીમીઆંની રાંણી; બીજો ચારલસ; તરીજો વીલીઅંમ અને તેની રાંણી મેરી; રાંણી આંન; બીજો જારજ અને તેની રાંણી કારોલાઈન. નાંમીચા પરધાંનો—લારડ ચાંનસેલર કલારેનડંન; લારડ હાલીફાકસ; સર વીલીઅંમ ટેમપલ; કરાગસ; અરલ આવ બાથ; મોટો લારડ ચાટંમ; પીટ; ફાકસ; કીઆંનીંગ અને વીઆસટલરી. નાંમીચા લશકરી અમલદારો—અરલ આવ પેમબરોક; સર ફરાંનસીસ વીઅર; પરીનસ રૂપરટ; ડીઉક આવ આલબીમારલ; વીલીઅંમ ડીઉક આવ કંમબરલંડ, કલોડંનની લડાઈનો પેહલવાંન; તથા મારશલ વેડ. નાંમીચા દરીઆઈ ફોજનાં સરદારો—આડમીરાલ ડીન; સર ડબલીઉ સપરાગ; માંનટેગ, અરલ આવ સાંનડવીચ; અને કલાઉડસલે શાવેલ. નાંમીચા કવીઓ—ચાસર; સ્પેનસર, બોમંનટ; બેન જાંનસંન; મીકલ ડરેટંન; સર રાબરટ એરટંન; સર ડબલીઉ ડેવનાંનટ; કાઉલી; ડેનહાંમ; રાસકાંમંન; ડરાઈડેન; પરાએર; કાંનગરીવ; આડીસંન, રોઓ; ગેએ; માકફરસન; શેરીડંન તથા ટાંમસ કેમપબેલ. નાંમીચા નાંટક કરનારાઓ—બાટરટંન; મીસતરીસ ઓલડ ફીલડ; મીસતરીસ બરેસગરડાલ; મીસતરીસ સીબર, મીસતરીસ બારી; હેનડરશંન તથા ડેવીડ ગીઆરીક. નાંમીચા ગાએણ કરનારાં—હેનરી લાજ; પરસેલ; ડાકતર બલો તથા હાંનડેલ. નાંમીચા પાદરીઓ—ડાકતર બારો; ડાકતર સાઉથ. નાંમીચા અસલી શોધ કરનારાઓ કાંમડેન; સ્પેલમાંન; આરચ બીશપ અશર. બીજા નાંમીચા શખસો તથા ઓરતો—માંઉનટ જાએ અરલ આવ ડેવનશાએર; આરાબેલા સ્ટુઅરટ; સાતમાં હેનરીની માંએ; લેડી જેન ગરેની માંએ; લારડ ડારનલીની માંએ; રાંણી મેરી તથા રાંણી આંનની માંએ; પરોટેકટર સાંમરસેટની માંએ; મોટા લારડ બરગલીની બઈરી; સર રાબરટ સીસીલની બઈરી; વીલીઅરસ ડીઉક આવ બકીંગાંમનો બાપ તથા માંએ; પેહલલો ડીઉક આવ બકીંગાંમ અને તેનાં બે છોકરા; ડચેસ આવ રીચમંડ; બીજો ડીઉક આવ આરમંડ; બીશપ આવ રાચેસટર; હાકલીઅત; સર આંઈસાક નીઉટંન, ડાકતર બુગબી; ડાકતર જાંનશંન; ટાંમ ટીલીગર, એમ સેનટ એવરમાંટ તથા છેલલો અરલ આવ આકસફરડ.

સેંનટ પાલસ કથીડરલ તથા વેસ્ટમીનસ્ટર આબી જોયાથી લંડંન જોનાર બીજાં દેવળો જોવાની ખાહેશ કદાચ કરશે નહી, પણ જો તે પોતાનો વખત બીજાં દેવળો જોવામાં રોકશેતો તેથી તેને દલગીરો ઉપજવાની નથી. હજુર બીજાં પુરાંના દેવળોછે, કે જે પોતાંની ઘણીએક ખુબી ધરાવેછે, પણ તે સઘળાનું બયાંન કરવા બેસીએતો બીજી બાબદોની જગા રેહે નહી, માંટે આ પ્રકરણ બંધ કરતી વેળાએ વાંચનારને ઉપર જણાવેલી ભલામણ કરવાની હમો અગત ધારીએછે.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### બાગ બગીચા.

હાઈડ પારક—કેનસીંગટન ગારડનસ—સેનટ જેમસ પારક—વીકટોરીઆ પારક—ગરીન પારક—રીજેંનટ પારક—બાટરસી પારક—રીચમંડ પારક—કીઊ ગારડનસ. કબ્રસ્તાનના બાગો.

લંડનમાં ભારી વસતી અને ધીચોધીચ ઘેરો છતાં, એ શેહેરનાં લોકોની તંદરોસતી બીજા શેહેરોનાં લોકોની કરતાં સારી રેહેછે, તેનાં ઘણાએક કારણોમાં એક અગતનુ કારણ એ પણ છે કે, એ શેહેરનો કેટલો એક ભાગ ખુલલા બાગ તથા બગીચા બનાંવવામાં રોકેલોછે. હેવી જગાઓ જો આ ભારે અને ધીચ વસતીનાં શેહેરમાં નહી હોએ તો, પછી તાંહાંની હવા ખરાબ રેહે, અને તેને શુધારવાનો કશો ઉપાએ થાઇ શકે નહી. હજારો બલકે લાખો લોકો આખો દીવસ પોતાનાં કાંમમાં રોકાયા પછી ખુલલી હવાનાં આ બાગ બગીચાઓમાં આસાએસ લેવાને તથા ફરવાને જાએછે, અને આખા દીવસની તેઓની થાક તાંહાં ઉતરી જાએછે. એક નાંમીચા પરધાને કહેઉં હતું કે, એ બાગ અને બગીચાઓ "લંગસ આવ લંડન" છે, એટલેજ લંડનનાં આંતરડાંછે, કે જેની અંદરથી ડંમ લેવાને બની આવેછે. ખરેખર જો હેવી ખુલલી જગાઓ લંડનમાં નહી હોએ, અને તાહાં પણ ઘેરો બાંધીઆમાં આવેતો, એ શેહેરની હવા ખરાબ થયા વનાં રેહે નહી, અને તેથી લોકોની તંદરોસતીમાં બીગાડ થાએ. જો સરકારનાં અખતીઆરમાં હોએ અને શેહેલથી બની આવતુ હોએ, તો હજુર હેવી જગાઓ વધારે પણ ઘટાડે નહી, એટલી બધી અગત લંડનને હેવા બાગ બગીચાઓનીછે. વસતીનાં હીસાબ પરમાણે યુરોપખંડનાં બીજા મુલકોનાં મુખીઅ શેહેરો કરતાં લંડન સઉથી વધતું તંદરોસતી વાલું ગણાએછે, તેનુ કારણ એછે કે, હાવા તથા બીજા ઉપાઓ લોકોની તંદરોસતીને સારૂ એ શેહેરમાં ઘણાછે.

એ બાગો અને બગીચાઓ ઉપર આદમીની હીકમત અને પરમેસવરની બખશેસ એકઠી મલીછે, અને એ બંધેની પીછાંન કરવાને તથા તેની ખરી મોજભોગવવાને વાસતે તે જગાએ જાઇને ઉભું રેહવું તથા ફરવું જોઇએછે. લંડનનાં પશ્ચમ ભાગમાં જાંહાં લંડનની વસતીનો ઘણો ખરો ઉપનો વરગ રેહેછે, તાંહાં હાઈડપારક, કેનસીંગટંન ગારડનસ, સેંનટ જેમસ પારક અને ગરીન પારકછે. ઓતર પશ્ચમ તરફનાં બાગમાં રીજેનટ પારક, ઓતર ઉગમણ ભાગમાં વીકટોરીઆ પારક અને દખણ પશ્ચમ ભાગમાં બાટરસી પારકછે. પેહલવા ચાર બાગ એક એકની પરોસમાં આવેલાછે, તે હેવી રીતે કે એકમાં દાખલ થાઇએતો ચારેની અંદર સહેલ સદાખરૂ કરી શકાએ. હવે એઓનુ બયાંન શરૂ કરીએછે.

### હાઈડ પારક.

આ મોટો બગીચો સઘળી મલીને ૪૦૦ એકર જમીન રોકેછે, અને તેમાં પગથી તથા ઘોડા ઉપર સવાર થાઇને તથા ગાડીમાં બેથીને ફરવાનાં જુદા જુદા રસતા કાઢેલાછે. પગ ઉપર ફરવાનાં જે જે રસતાઓછે, તેઓની આસપાસ ફુલોનાં ઝાડો લગાડેલાંછે તથા હેવી રીતે બીજાં ઝાડો રોપેલાંછે કે, જેથી કરીને

બપોરને વખતે પણ તાંહાં ચાલનારને છાંએહો મલી શકેછે. પગે ચાલનાર અને ઘોડા અને ગાડીમાં સવાર થાએલાંઓને એક એકથી અડચણ નહી થવાને વાસતે, ગાડી અને ઘોડાનાં રસતા જુદાંછે કે જેને "રાટંન રોઓ" કરી કેહેછે. હીંઆં હુનાંલાની મોહસમમા ઉમરાઓ તથા ગરહસથો તથા નાંમીચી લેડીઓની સવારીઓ નીકલેછે. ચાર અથવા પાંચ વાગતાંનાં વખતમાં એઓનો જમાંવ ઘણો થાએછે. એ વખતે એકદમ એક હજાર ગાડીઓ ફરતી હોએ, તેવી ગણતરી મલીછે. સઉથી સોભઈતી ગાડીઓ અને સઉથી તેજી ઘોડાઓ જે ઉમરાઓ તથા દરવવાંનો વાપરેછે, તે જોવા હોએતો પાછલા પોહારનાં એ જગાએ ગયાથી દેખાશે. ઘોડા ઉપર તથા ગાડીમાં ફરવાનાં રસતાની હારેહાર, આપણા ઘર આગલ લાકડાંનાં કટેરાછે, તેવા કટેરા બાંધેલાછે, તેથી પગે ફરવાનાં રસતા તથા મેદાંન ઉપર ગાડી ઘોડા આવી શકે નહી. હાઇડ પારકનો બગીચો પશચમથી ઉગમણુ તરફ જતાં એક મોટા ધોરી રસતાની કોરેથી લાગેલોછે, તેથી કરીને જેઓ પગ રસતે સહવાર અથવા બપોર અથવા સાંહાંજનાં પોતાનાં કાંમસર તે રસતેથી જવાનાં હોએ, તેઓ ઘણાખરા ઉપલા બાગ મધેનાં પગ રસતાનો લાભ લીએછે. હેવી જગાથી ચાલી જવામાં આપણને કસો વખત માલંમ પડતો નથી, તથા થાક લાગતી નથી. એ પગ રસતાઓ ઉપર વલી સાંહાજને વખતે બેશીને આશાએસ લેવાને તથા જેઓ ચાલતા થાકી જાએ તેઓને થાક લેવાને સારૂ, થાંમે થાંમ બાંકો ગોઠવેલાછે. જારે આપણી નાંમદાર રાંણી એ બાગમાં ફરવા જાએછે, તારે તેને જોવાને સારૂ લોકોની મોટી ઠઠ મલેછે, અને "ગાડ સેવ ધી કુઇન" "પરવરદેગાર રાંણીને સલાંમત રાખે" હેવા સઘળી તરફથી અવાજો નીકલેછે. રાંણીની ઉપર પરજાનો પીઆર એટલો બધોછે, કે રાંણી તાંહાં ફરવા જવાની હોએ, તે વીશેની ખબર જે આગમનથી એક મોટો દરવાજો હુંધાડીઆથી ફેલાએછે, તારે હજારો લોકોની તાંહાં ઠઠ મલેછે. સઘળાઓ ખુશાલીથી પોતાની રાંણીની તરફ જુએછે, અને રાંણી પણ પોતાની રઈએતની સલાંમો મોહબત અને પીઆરની રાહે કબુલ રાખેછે.

હાઇડ પારકની અંદર હીકમતથી એક નાંધલું નાંલું બનાંવીઆમાં આવીઉંછે, જેને "સરપેનટાઇન" કરી કેહેછે, કાંએજ તે સરપની માફક આડું અવડુંછે. એ નાંલું આસરે ૫૦ એકર જમીન રોકેછે. એ નાંલાંની અંદર ઘણાએક ઝરા પણછે, અને અસલ તેને લંડંનનાં પશચમ તરફનાં બાગમાંથી નદીની મદદ પણ મલતી હતી, પણ હાલમાં એ નાંલાંના ખોરાકને સારૂ " ચેલસા વાટર વરકસ " માંથી કેટલુંએક પાંણી મલેછે. ઉગમણ તરફથી એ નદીમાથી ૧૮૨૭ નાં સાલમાં હીકમતથી એક ધોત બનાંવીઆમાં આવીઓછે,* અને તે મધેનુ પાંણી એક ઉંડા તલાવમાં પડેછે, અને પછી તે નાંલું ટેમસ નદી સાથે મલેછે. એ નાંલું હાઇડ પારકની અંદર ૧ થી ૪૦ ફુટ શુધી ઉંડુંછે. "કેનસીંગટન ગારડનસ" તરફ જવાને વાસતે આ નાંલાંનાં પશચમ તરફનાં ભાગ ઉપર પથરનો એક સોભઈતો પુલ બાંધેલોછે, તે જગાએ સરપેનટાઇન સઉથી વધતી ઉંડીછે. એ પુલ બાંધવામાં ( ૩૬૫૦૦૦ ) તરણ લાખ, પાસટ હજાર રૂપીઆ થયા હતા. એ આખુ નાંલું ઉંડું કરવામાં ( ૨૦૦૦૦૦ ) બે લાખ રૂપીઆનો ખરચ થાયો હતો. હુનાલામાં એ નાંલાંમાં લંડંનનાં લોકોને નાંહવાની છુટછે, તેથી એક વરસમા આસરે બે લાખ આદમીઓ હીંઆં નાંહેછે. શીઆળાની રૂતમાં એ નાલું બંધાઈ જાએછે, તારે તેની ઉપર " સ્કેટીંગ " લોહડાંનાં જોડા પેહરી સરી જવાની રમત કરીઆમાં આવેછે. એ નાંલાંમાં કેટલીએક બોટો રેહેછે, તેમાં પાવલો તથા અરધો રૂપીઓ આપીઆથી આપણને અરધો કલાક અથવા કલાક ફેરવીઆમાં આવેછે. એ નાંલું પેહેલ વેહલલા પાદશાહ બીજા જારજની રાંણી કારોલાઇનનાં હોકંમથી કીધામાં આવીઉં હતું. એ જગાએ અસલ એક ખુદરતી નાંલું હતું, પણ તે સુકાઇ ગયાથી તેને પાછુ તાજું કરવાને સારૂ ઉપલો અલાજ કરીઆમાં આવીઓ હતો.

હાઇડ પારકમાં એક મોહટું ખુલ્લુ મેદાંનછે તાંહાં લશકરનાં સીપાઇઓની " પરેડ " કરીઆમાં આ

વેછે, તે વેલાએ થાંતો ખુબસુરત દેખાવ જોવાને હજારો લોકોની ઠઠ મલેછે. એ પરેડ ઘણુંકરીને હુનાલાની મોહસંમમાં અથવા જુન અને જુલાઈ માંસની વચમાં થાએછે.

હાઈડ પારકમાં ફરવા જનારને દખણ-ઉગમણ તરફનાં ભાગમાં ગરાંનીટનાં પથરનાં એક મોટા તાક ઉપર અહાર ફુટ ઉંચું એક પુતલું દેખાશે. રોમ મધેનાં એક પુતલાં ઉપરથી આ મોટાં અને કદાવર પુતલાંની નકલ લીધીછે, અને નાંમીચા પેહલવાંન ડીઉક આવ વેલીંગટન અને તેનાં બાહાદુર સોબતીઓની યાદગારી રાખવાને વાસતે ઇંગલંડની સ્ત્રીઓએ પોત પોતામાં (૧૦૦૦૦૦) એક લાખ રૂપીઆનું ઉઘરાંણુ કરીને ઉભું કીધુંછે. તાકની ઉપર એમ કોતરેલુંછે કે "આરથર ડીઉક આવ વેલીંગટન અને તેનાં લશકરનાં બીજા બાહાદુર સોબતીઓની યાદગારીમાં તેઓની દેશી સ્ત્રીઓએ આ "આચીલીસ" નુ પુતલું કે જે સાલામાંનકા, વીટોરીઆ, ટુલોજ અને વાટરલુની લડાઈમાં હાથ કીધેલી ટોપોનાં ધાતુમાંથી ઓટીઉછે, તે ઉભું કીધુંછે" તેની નીચે એમ લખીઉછે કે, "આ પુતલું તારીખ ૧૮ મી જુન ૧૮૨૨ ને દીને આ જગાએ પાદશાહ ચોથા જારજનાં હોકંમથી મેલીઉછે." આ બાગમાં એક ઠેકાંણે સરકારનુ દારૂખાંનુછે તાંહાં દશ લાખ ગોલીઓ તથા ખાલી કારટરીડજછે, કે જે અગતને વખતે તુરત કાંમ આવી શકે.

દુનીઆનાં સઘળા ભાગો ઉપરની કારીગરી, હીકમત, હુંનર, અને ઉદીઓગની જીનસોનું સને ૧૮૫૧ નાં વરસમાં લંડન મધે જે સંગરહસથાંન હુંગાડીઆમાં આવીઉં હતું, તે આ પારકમાં હતું, અને તેથી એ બગીચાની રમનાંમાં અતીઘણો વધારો થાયો હતો. તે સંગરહસથાંનનો કાંઇએક હેવાલ હવડાંનાં બીલોરી મેહેલ વીશેનાં પ્રકરણમાં જોવામાં આવશે.

આ પારક મધે દાખલ થવાનાં ઘણી તરફથી દરવાજાછે, તેમાંનાં બે મુખીઅછે. આકસફરડ સ્ટ્રીટ મધેથી દાખલ થવાનો મોટો દરવાજોછે, તેને "મારબલ આરચ" કરીને નાંમ આપેલુંછે, કાંએજે તેની સઘળી બાંધણી સંગેમરમરનાં પથરનીછે. એ દરવાજો અસલ બકીંગાંમ પાલેસને લગતો હતો, પણ જારે તે મેહેલનો હાલનો ઉગમણ તરફનો આગલો ભાગ બાંધીઆમાં આવીઓ હતો, તારે તાંહાંથી તેને કાહાડીને આ જગાએ મેલીઓછે. એ દરવાજા પછવાડે અસલ ખરચ ( ૮૦૦૦૦૦ ) આઠ લાખ રૂપીઆનો થાયો હતો, અને તેને ઉપલા મેહેલ આગલથી લાવીને આ જગાએ મેલવાનો ખરચ ( ૧૧૦૦૦૦ ) એક લાખ દશ હજારનો થાયો હતો. બીજો દરવાજો પીકાડીલીનાં રસતા ઉપરથીછે, તે પણ ઘણોજ સોબાઈતોછે. હીંઆં ગાડી જવાને વાસતે હારેદોર તરણ દરવાજાછે, અને તેમની બંધે બાજુએ પગે જવાનાં દરવાજાછે. આ તરણ દરવાજાને ગાલે ગાલે ઘણાજ સોબાઈતા થાંબાંછે, અને તે સઘળા દરવાજા મલી તે બાજુની લંબાઈ ૧૦૭ ફુટ થાએછે. એ ઉપરાંત એ પારકમાં દાખલ થવાનાં બીજા દરવાજાછે, તેમાં વીકટોરીઆ ગેટ પણ લોહડાંનાં કટેરાનો ઘણોજ સોબાઈતો દરવાજોછે, અને એ પારકની દખણ તરફથી દાખલ થવાનો કેનસીંગટનનો નવો દરવાજો જે ૧૮૫૮ નાં સાલમાં મેલીઆમાં આવીઓછે તે પણ ઘણોજ સોબાઈતોછે. આ આખા પારકને લોહડાંનાં કટેરાથી ઘેરી લીધેલોછે.

## કેનસીંગટન ગારડનસ.

હાઈડ પારકની બરાબર પરોશમાં આ બગીચો આવેલોછે, અને ભરતમાં તે આસરે ૩૭૫ એકર જમીન રોકેછે. જેમ હાઈડ પારક મધે ગાડી તથા ઘોડા જવાની છુટછે, તેમ હીંઆં નથી. પણ હાઈડ પારક કરતાં આ બગીચાનો દેખાવ વધારે સારોછે. હીંઆં જંગલનાં જેવાં મોટાં ઝાડોની વચમાંથી તથા ખુદ બાગની અંદરથી ફરવાનાં રસતાઓ કાહાડેલાછે. બપોરનાં જારે સુરજ સારી પઠે પરકાશતો રોએ, તારે પણ આ બાગ મધે ઉગેલાં મોટાં ઝાડોથી આપણને છાંએલો મલેછે. મોટાં ઝાડોની વચમાંથી ૫૦ ફુટ

પોહલાં રસતા કીધેલાછે. હુંનાલાની મોહોસંમમાં આ બાગમાં આખો દીવસ લોકો આવ જાવ કરેછે. રવી વારને દીને તાંહાં બંનતા દેખાવનુ બયાંન કરવામાં કવીઓએ પોતાની કલમ કાંમે લગાહેલીછે. સવારથી તે સાંહાંજ શુધી તાંહાં એક તમાશો થાઈ રેહેછે. નાંધલામાં નાંધલાં બાલકોથી તે ચહડતી ઉમરનાં બાલકો સો ભઈતા પોશાકો સાથે તેમની દાઈનાં રાંભાલમાં હસતાં, રંમતા, દોડતાં અને તરેહવાર મોજ ભોગવતાં દીશેછે. મરદો તથા સ્ત્રીઓ દેવળમાં જયાની આગમજ, અથવા તાંહાંથી ફારગ થયા પછી, સારા અને સુંદર પોશાકો સાથે તાંહાં ફરવા જાએછે. ફરમે મેંહનડાંઓ લીલાં ઘાસ ઉપર ચરેછે, અને બટકો પાંણીનાં ચસમાંમાં ખુ શી સાથે તરેછે. પંખેરાંઓ ઝાડોની ઉપર બેશી લીલા રંગનાં પાતરાંની વચમાં પોતાનાં રંગ બેરંગ આકારથી ઝાડોનાં દેખાવને વધારે ખુબસરત કરેછે, અને આસપાસની હવાને પોતાનાં મધુર રાગથી મીઠી કરેછે. આ ખુદરતી દેખાવ અને ખુબસુરતીનાં વચમાં સોભઈતા પોશાકો સાથે ફરવા આવનારાઓ તેમાં અગત કરી બા લકો અને સ્ત્રીઓનાં મોહડાંઓની ખુબસુરતી અને તરેહવાર રંગનાં પોશાકોથી, 'સઘળા દેખાવમાં એ ક અજબ હુબેરો થાએછે. કોઈ રમેછે, કોઈ બેહુંછે, કોઈ ચાલેછે, કોઈ દોહેછે, એ મીસાલે સઘળી તરફ ખુ શાલી દેખાએછે. કોઈ દલગીર હોએ, તો તેહની ગંમગીની પણ તાંહાં ગયાથી કેટલેએક દરજજે ઓછી થયા વગર રેહે નહી, હેવી એ જગાછે.

સરપેનટાઈન જે હાઈડ પારકમાંછે, તે હીંઆં પણ લાગુ પાડેલીછે, અને તેની ઉગમણ બાજુએ કેટ લાંએક ઘણાજ પુરાંણા, અને મોટા સ્પાંનીશ ચેસનટનાં ઝાડોનાં છાંએડા તલેથી ફરવાનો એક ઘણોજ ખુશનુમાં મારગ કીધેલોછે. એ નાંલાં ઉપર પથરનો જે પુલછે તેની ઉપર થાઈને હાઈડ પારકમાં આવજાવ કરી શકાએછે. આ બાગ મધે જે મેહેલછે, તેનુ બયાંન આગલ કીધેલુંછે, તે મેહેલની સાંમને ફુલોનો એક ઘણોજ ખુબસુર ત બાગ બનાંવેલોછે અને તે બાગ અને મેહેલની વચમાંની જગામાં કેટલાંએક જુનાં એલમનાં ઝાડોછે. આ બગીચાનાં દખણનાં ભાગ ઉપર નાંમીચા તથા નહી મલતાં ફુલોનો એક બાગછે અને તેની શોહેથી ચા લવાનો રસતો કાહાડેલોછે, તાંહાં ફરીઆથી નજર અને ઝાડપાંણની વીદીઆ, એ બંધેનાં શોખીને ઘણી ખુ શી ઉપજેછે. હીંઆં કીમતી તથા નવાઈનાં ફુલો તથા રોપાછે, તેમની ઉપર તેઓના ઈંગરેજીમાં તથા લાટીન માં જે નાંમોછે, તેની ટીકીટો મારેલીછે તથા તે રોપા અસલ કહા દેશનાંછે, તે પણ જણાવીઆમા આવી ઉંછે, તેથી ઝાડ પાંણની વીદીઆનાં શોખીન તેનાં અભીઆશમાં આ બાગથી કેટલીએક મદદ પણ થાઈ શ કેછે. આપણે એક શાધારણ જગામાં એકથી વધારેવાર જાઈએ, તો તેથી આપણને કેટલોએક કંટાલો ઉપ જે, પણ આ બગીચામાં આપણે વરસનાં ૩૬૫ દાહાડા જાઈએ, તો તેથી આપણને દરરોજ વધારે ખુશી ઉ પજશે પણ ઓછી નહી. લંડનનાં પશચમ ભાગનાં રેહનારાઓને આ બાગમાં ફરવા જવાનુ ઘણુ સવલ પ હેછે, તેથી તે સઘળાઓ તેનો લાભ લીએછે. મોટાં અને પુરાંનાં અને પાતરાઓથી પુર ઝાડોના છાએડા તલેથી એ બગીચામાં ઘણાએક રસતા કાહાડેલાછે, તેથી હજારો આદમીઓ તાંહાં ફરવા જાએછે તોપણ તા હા કોઈ રીતની હઠ માલંમ પડતી નથી જેમ આદમીને દર રોજ ખોરાક જરૂરછે, તેમ આ બગીચાની પ ડોશમાં રેહનારાઓને તાહાં દર રોજ જાઈ તાંહાંની હવાનો દંમ લેવાની અગત થાઈ પડીછે. જેઓ દુર રે હેછે અને જેઓ કોઈવાર હીંઆં ફરવા આવે, તેઓને મંનશે કે તાંહાં જવાને દીને તેહવારછે, એટલો બધો એ બગીચો લોકોને ગંમતોછે. આ બાગ મધે અડવાડીઆમાં બે વાર ૪॥ વાગતાં થીતે ૬॥ વાગતાં શુધી વા જું વજાડીઆમાં આવેછે, તે વખતે તાહાં જોવા લાએક રચના બનેછે. જેઓ આપણા પાલવાના મેદાન ઉપર વાજું વાગતું સાંભલેછે, તાંહાંનો દેખાવ પોતાની નજરે જુએછે, તેઓ કેનસીંગટન મધેનાં વાજાંની ગ મત તથા તાંહા બનતા દેખાવ વીશે સપનાંમાં પણ અરસરો નહી કરી શકશે. વાજું વજાડનારાઓ જેઓની સંખીઆ આસરે પચાસ આદમીઓની હોએછે, તેઓ પોતાનાં લાલ અને સઘળા પોશાક સાથે

તનાં ઝાહોથી ઘણુંએક ચોક કરીઆમાં આવીઆછે. નાંહવાને સારૂ તથા બોટમાં ફરવાને સારૂ સોભઈતા કું આરા સાથે તાંહાં પાંણીનો એક ખુશનુંમાં ચસમોછે, તેની વચે વચમાં એક ટાપુ બનાંવી તાંહાં બે માલનુ એક ચીનાંઈ દેહડું બાંધેલુછે. હીંઆં એક કશરતશાલા ઉભી કીધેલીછે તથા કરીકેટ અને તીરકાંમહાંની રમતને સારૂ ખુલ્લી જગા રાખેલીછે. ખણુતર, તથા કનેરી પંખેરાં તથા તરેહવાર ફુલોનો દેખાવ પણ હીં આં થાએછે. એ બાગ આસરે પાંચ લાખ, પચાસ હજાર આદમીઓની વસતીની વચમાંછે અને દર રોજ તાંહાં તરીશ હજાર આદમીઓ જાઈને ગમત કરેછે. બુધવારને દીને પાછલા પોહોરનાં તાંહાં બાલકો શીવા એ બીજાં કોઈને દાખલ કરીઆમાં આવતાં નથી, તે દીને આ બાગ વધારે લેહજત ભરેલો દેખાએછે.

## રીજેંનટસ પારક.

આ બગીચો જે ભરતમાં ૪૭૨ એકરછે, તે પાદશાહ ચોથો જારજ, જારે "પરીનસ રીજેનટ" હતો તારે ૧૮૧૨ નાં સાલમાં બનાંવીઆમાં આવીઓ હતો, તે ઉપરથી તેને એ નાંમ આપીઆમાં આવીઉંછે. એ બગીચો ઘણોજ ખુબસુરતછે, અને તેનો દેખાવ શુધારવામાં મેહનત તથા પઈસાની કેસી કશુર કીધામાં આવી નથી. તેનો આકાર ગોલછે અને તેની આસપાસ ગાડીમાં બેશી ફરવાસારૂ બે માઈલનો ફરતો રસતો કીધેલોછે. પશચમ—દખણનાં ભાગમાં પાંણીનું ખુબસુરત નાંલુંછે, અને તેની અંદર લીલોતરીથી પુર અને ખુબસુરત વેલા સાથનાં નાંધલા ટાપુ બનાંવીઆમાં આવીઆંછે. પાંણીનાં નાંલાંઓની આરપાર નાંધલા પ ણ લોહોડાંનાં તારનાં ઘણાજ ખુબસુરત પુલો બાંધેલાછે. એ પુલો ઝુલતા (સસપેનશન બરીડજ) છે, અને તેની ઉપર આપણે ગમે તેટલા ધીરે ચાલી જાઈએ તોપણ તે ઝુલેછે. આ બગીચાનાં દખણ ભાગમાં ઝાડ પાં નની વીદીઆનો બાગ બનાંવેલોછે તે ખરેખર જોવા લાએકછે, પણ તેમાં દાખલ થવાને સારૂ "બોટાંનીક સો સાઈટી" નાં કોઈબી અધીકારીની પરવાંનગી જોઈએછે. દર એક રોપા તથા ઝાહોની ઉપર તેમનાં નાંમ ચોં હોટાડેલાંછે, અને દર એક જાતનાં અને ખાશીઅતનાં રોપા ગોઠવવામાં જે કાએદો અને ખુબસુરતી ધી આંનમાં રાખીઆમાં આવીછે, તે ખરેખર તારીફ લાએકછે. હીંઆં ફરીઆથી આપણા જાંણીઆમાં આ વેછે, કે ફલાણો રોપો સુંછે, તેની ખાશીઅત કેવોછે, તેમાં ગુણ સુંછે, તે મધેથી કહી દવા નીકલેછે, તે દવા કહા મરજ ઉપર લાગુ પડેછે, એ સઘળાનો કોઈ અભીઆસ કરવા ચાહેતો આ બાગમાં થાઈ શકેછે. જે ઝાડ પાંનની વીદીઆનો શોકી નહી હોએ, અથવા જેને ઉપર જણાવીઆ પરમાણે અભીઆસ કરવાની અગત નહી હોએ, તેને પણ તે બાગમાં ફરીઆથી અને તાંહાં લેહજતદાર રીતે ઉગેલા રોપા તથા ફુલો જોયાથી ઘણી એક ખુશી ઉતપંત થાશે. એ બાગમાં મોટા તંબુ મારી વસત રૂતુ તથા હુનાલાની મોહસમમાં "ફલાવર પો" ફુ લોનો દેખાવ કરીઆમાં આવેછે, પણ તે જોવાને સારૂ જેઓને આગમજથી પરવાંનગી મલી હોએછે તેઓ નેજ અંદર દાખલ કરીઆમાં આવેછે. તે વખતે હીંઆં એક બેહસતનાં બાગનો દેખાવ થાઈ રેહેછે. દર એક જાતનાં ફુલોનાં કુડાં ઘણીજ સોભઈતી રીતે ગોઠવીઆમાં આવેછે. "બોટાંનીક સોસાઈટી" ની તરફથી આ સંગરહ દેખાડીઆમાં આવેછે, અને સઘળા માલીઓ તથા બાગનાં શોકીઓ પોતપોતાંની વાડીમાંથી જે સઉથી સરસ ફુલો થયાં હોએ તેમનાં કુડાં તાહાં દેખાડવાને વાસતે મોકલેછે. જે માલીઓએ પોતાંની વાડીમાં સઉથી સારૂ ધીઆંન આપીઉં હોએ, અને જેઓનાં નમુના સઉથી સરસ થઈઆ હોએ, તેઓને ચહડતાં ઉતરતા ઈનાંમ આપીઆમાં આવેછે, તેથી માલીઓને પોતાનાં બાગો તથા તે મધેનાં ઝાહો તથા ફુલો અને ફળો શુધારવાને ઘણીએક ઉલટ થાએછે. જેમ સારાં ફુલો ઉગાડવાનું ઈનાંમ આપીઆમાં આવેછે, તે મ સારા ફળો પાકવવાનું પણ ઈનાંમ મલેછે, અને તે ફળોનો દેખાવ પણ ઉપલીજ વેલાએ કરીઆમાં આવેછે. યુરોપખંડ અને આપણા હીંદુસથાનનાં મુલકમાં ઉગતાં ફુલોમાં ઘણોએક ફરકછે. આપણા મુલકનાં મોઘરાં

અને ચંપેલી જેવાં ખુશબોદાર ફુલ ઈંગલંડમાં મલતાં નથી તથા આપણા ગુલાબની ખુશબોની અરધો અરધ ખુશબો ઈંગલંડનાં ગોલાબની નથી, તોપણ એ મુલકનાં બીજાં ફુલો ખુબસુરતીમાં તથા તેમનાં તરેહવાર રંગમાં આપણા ફુલો કરતાં કોઈબી રીતે ઉતરતાં નથી. એ ફુલોની ખુબસુરતી વલી જે રીતે તેમને ઉપલા દેખાવની વેલાએ ગોઠવીઆમાં આવેછે તેથી અતીઘણી વધી પડેછે. તરેહ તરેહની જાતનાં ફુલનાં ૨૦૦ અથવા ૩૦૦ કુડાં એકઠાં કરવાં અને સોભી નીકલે હેવી રીતે તેમને ગોઠવવાં, તેમાં કાંઈ થોડી હીકમત અને હોશીઆરી જોઈતી નથી. દરએક કુંડાંની ઉપર તેનાં ધણી અથવા માલી અને ફુલનાં નાંમની ટીકીટો મારીઆમાં આવેછે, તે સાથે તેને વાસતે પેહલલા અથવા બીજા અથવા તરીજા વરગનું જે ઈનામ આપીઆમાં આવીઉં હોએ, તે પણ જણાવીઆમાં આવેછે. જે નમુનાંને સારૂ ઈનાંમ નહી આપીઆમાં આવીઉં હોએ, પણ તે પસંદ પડતો થાપો હોએ તેને વીશે પસંદગીની ટીકીટ મારીઆમાં આવેછે. હેવા દેખાવને વાસતે લંડનનાં તથા ઈંગલંડનાં બીજા શેહેરોનાં બાગોમાંથી ફુલોનાં હજારો કુંડાં આવેછે, તેમાંનાં સઉથી સરસજ હીંઆં દેખાડીઆમાં આવેછે. આ દેખાવની વેલાએ એક લશકરી વાજું પણ તાંહાં ગાએણને સારૂ હાજર થાએછે, અને ફુલોનાં બાગની વચે ગાએણનો મધુર રાગ ફેલાયાથી, તે વખતે જેઓ તાંહાં હાજર હોએછે, તેઓને એક અજબ તરેહની ખુશાલી ઉપજેછે.

આ બગીચાનાં ઓતર પશચમ ભાગ ઉપર "ઝુઓલાજીકલ ગારડનસ" અથવા દુનીઆનાં સઘળા ભાગો ઉપરનાં જાંનવરોનો સંગરહ કીધામાં આવીઓછે. જો કોઈ શખસને હેવોજ શોક હોએ કે, દુનીઆમાં પેદા થાએલાં સઘળા જાંનવરોને જોવાં, અને તે વાસતે તે આખી દુનીઆમાં સફર કરવા નીકલે, તેનાં કરતાં લંડનમા જાઈ આ શંગરસથાંન જોયાથી તેની ઘણી ખરી મતલબ પાર પડીઆ વનાં રેહ નહી મોટામાં મોટાં પરાંણી હાથી તથા ગેનડાથી, ઝીનાંમાં ઝીના જાંનવર તથા પખશીનો જમાંવ આ શંગરહસથાંનમા જોયામાં આવશે. દરએક જાતનાં જાંનવરોનો સંગરહ જુદો જુદો કીધામાં આવીઓછે, અને દરએકને તેનાં ઘટતા વરગમાં મેલવાને ઘણીએક ચોકશી રાખીઆમાં આવીછે. કડઅતવાલાં તથા ફાડી ખાંનારાં જાંનવરોને લોહડાંનાં કરેરાનાં મજબુત પીંજરાઓમાં રાખીઆમાં આવેછે. જે જાંનવરોથી કોઈને દુખ થવાની ધાશતી નહી હોએ, તેઓને ફકત એક હદની અંદર રાખીઆમાં આવેછે. જાત જાતનાં પંખેરાઓ જેઓ સાથે રહાથી એક એકને દુખ નહી કરે, તેઓને લોહડાંનાં તારનાં સલીઆઓના મોટા અને લાબા પીંજરામાં સાથે રાખેલાંછે. એ પીંજરાઓમાં ઝાડની દાંખલીઓ ઉભી કીવેલીછે, તેની ઉપર તેઓ રમેછે તથા ઉડેછે. પીંજરાંની સપાટી ઉપર તેઓનાં ખોરાકને વાસતે દાનાં નાંખીઆમાં આવેછે, તથા રાતની વેલાએ બેસવાને સારૂ ઘાસ તથા તેવી બીજી હુંફ આવવાની જીનસો રાખીઆમાં આવેછે. જે જગાએ પખેરાંઓ રાખેલાછે તે જગાએ તેઓનાં અવાજથી આપણા કાન, અને તેઓનાં ખુબશુરત આકાર અને રંગથી આપણી આખને ઘણીએક મજાહ લાગેછે. એ સંગરહસથાનમા થોડા વખતમા દુનીઆ ઉપર પેદા થતાં ઘણાખરા જાંનવરો એક નજરે આપણે જોઈ શકીએછે, તેથી આપણને ઘણીએક ખુશી ઉપજેછે, અને હેવા સંગરહસથાનોથી આદમીનાં ગનેઆનમાં, તેની અકલમાં અને વાકેફગારીમાં કેટલો વધારો થાએછે, તેનો આપણને તરત વીચાર આવેછે. જે કાંમ આપણે મોટી સફરથી નહી કરી શકીએ, તે હાવું એક સંગરહસથાન જોયાથી થાએ, એ કાંઈ થોડો ફાએદો નથી. મોટા ચોપગાં જાંનવરથી તે નાંધલાંમાં નાધલાં જાંનવર તથા પખશી શુધી જે જે આપણાં દીઠામાં હીંઆં આવેછે, તેની ગણતરી કરવા બેશીએનો, હજારોની થાએ અને તે દરએકનુ બયાંન આ પુસતકમા થાઈ શકવું માહાલછે. તોપણ આ સંગરહસથાંનમાં સું સું છે, તેનો કાંઈએક વીચાર આવવાને સારૂ થોડીએક વીગત નીચે આપીછે. આંમેરીકાનાં ઓતર ભાગમાં કારોલાઈનાંમાં પકડેલા બે સૌસવાટ હીંઆંછે, અને તેઓને રાખવાને સારૂ એક નાંપસો તલા

વ કીધામાં આવીઓછે. હીપોપારેમસ નાંમનાં મોટાં દરીઆઈ જાંનવરનો એક જોડો મીસરનાં પાદશાહે આ સંગરહસથાંનને ભેટ આપીઓ હતો, તે એક મોટા તલાવની અંદર જોયામાં આવેછે. એ જાંનવર ઘણુજ મોટું અને ભારી આવેછે, અને જમીન ઉપર તથા પાંણીમાંભી તે રહી શકેછે. ઘણાએક સુરગ પણ હીંઆં જોયામાં આવેછે. મરનાંર અરલ આવ ડરબીએ ઈલાંડસ નાંમનાં ખુબસુરત જાંનવરો, સને ૧૮૫૧ માં ભેટ કીધાં હતાં, તે હજુર શુધી તાંહાંછે. આપણે સઘળાઓએ કીડી ખાનાંર જાંનવરની વાત સાંભલીછે, તે જાંનવર હીંઆં જોયાથી આપણુને કેટલીએક ગમત ઉપજેછે. એ જાંનવર પોતાંની જીભ બાહેર કાહાડીને બેશેછે, અને તે ઘણી ચીકણી અને ઝીડીછે, તેથી સઘળી કીડીઓ તેની જીભ ઉપર આવીને બેશેછે, અને જારે મોટો જહો એકઠો થાએછે, તારે તે પોતાની જીભ અંદર ખેંચી લઈને, સઘળી કીડી ખાઈ જાએછે. એ જાંનવર ૨૦૦૦ રૂપીએ ખરીદ કીધામાં આવીઉંછે. એક હાથી, તથા તેનુ બચુંછે. હાથીની પાસે તેને ખોરાક આપનાંર વગર ધાસતીથી જાઇ શકેછે. જોવા જનાંરાઓ તેને પાંઉનાં નાધલા કટકા નાંખેછે, તેને તે ઘણીજ રમુજી રીતે પોતાની સુંનથી ઉંચકીને ખાઈ જાએછે. રીંછોનુ એક મોટું ટોલુંછે. સને ૧૮૩૬ નાં વરસમાં ૨૩૦૦૦ રૂપીઆની કીમતે જીરાફ નાંમનાં ચાર ઉંચા અને ઉંચી ડોકનાં જાંનવરો વેચાતા લેઈને હીંઆં રાખીઆમાં આવીઆં હતાં. એ મધેની માંદાએ અગીઆર વરસની અંદર છ નર જણીઆ હતા. આસરે એક ડજન સીંહછે, તેમાં એક નર અને એક માંદા ગુજરાતનાં જંગલમાંથી પકડેલીછે. આ સીંહની જોરને આપણી ટાંપુનાં આગલા વડા નેઆએધીસ સર એરસકીન પેરીએ તે સંગરહસથાંનને ભેટ કીધી હતી, અને તે અતરેથી ગઈ હતી, તારે ઘણાએક જણનાં જોયામાં પણ આવી હતી. એક જોર એજ બાગમાં જંનમી હતી, અને એક બીજી જોર આફરીકાનાં જંગલ મધેથી પકડેલી ઘણીજ મોટીછે. કાબરચીતરા અને ખુબસુરત વાઘો પણ હારેદાર મજબુત પીંજરાંમાંછે. તેમાં એક જોર સને ૧૮૫૧ ના વરસમાં વરોદરાનાં ગાએકવાડે અતરેથી મોકલેલી આપણા દીઠામાં આવેછે. એક સીંગડાનો એક મોટો ગેનડોભી હીંઆં જોયામાં આવેછે. હરણ, બકરાં, અને બીજા ઘણાએક ચોપગાં જાંનવરોછે. જે જગાએ વાંદરાઓ રાખેલાછે, તાંહાં ઘણી મજાહ પડેછે. વાંદરાઓની ખાશીઅત સરવે કોઈ સારી પડે જાંણેછે, તેથી જાંહાં એ જનાંવરોનુ એક મોટું ટોલું જેમ બને તેમ થોડી જગામાં એકઠું કરીઆમાં આવીઉંછે, તાંહાં કેવો દેખાવ થાતો હશે, તે વીશે વાંચનારને સેહેલથી સમજ પડશે. એ વાંદરાઓને તેમની ચાલ પરમાણે તારનાં મોટા ઘેરમાં બંધ રાખેલાછે, અને તેમાં જાહડનાં દાખલાંઓ તથા થાંબા ઉભા કીધેલાછે, તેની ઉપર તેઓ આખો દીવસ કુદેછે, તથા નાંચેછે. હીંઆં હંમેસાં જોનાંરાઓનું મોટુ ટોલું થાએછે. ઉરાંગાટાંગની જાતનાં માંણુસનાં આકારને કાંઇએક મલતા કેટલાએક વાંદરાઓ પણ હીંઆંછે તેમાંનો એક ચાલાક તથા ઘણોજ ગરીબછે, અને સારી પદે પાલીઆમાં આવીઓછે, તેને બોરનીઓનાં ટાપુમાંથી મેલવીઆમાં આવીઓછે. ગણતરી વગરનાં પંખેરાંછે. હારેદાર પીંજરાંમાં લગભગ દરએક જાતનાં પોનોંસો પોપટોછે. કાકાટઉઆ, તુરી, હીરામલ, અને તરેહવાર પંખેરાંઓછે. ફાડી ખાનાંરા પંખીઓમાં ખલીલ, ગરૂડ પખશી અતીઘણાછે, અને તેટલી સંખીઆ બીજા કોઈ સંગરહસથાંનમાં નથી. નીઉ ઝીલંડ મધે કીવી નાંમનુ કોઈજ વખતે મલતું પખશી એક હીંઆંછે, તેને ઘણી બરદાસતથી રાખીઆમાં આવીઉંછે. દરીઆઇ પેદાશ દેખાડવાને સારૂ એક મોટો તલાવ કીધોછે અને તેની અંદર સવળી જાતની માછલીઓ નાંખેલીછે. મોટી માંછલી અને નાંધલી માછલી સઘળી સાથેછે. જેમ દરીઆમા એ વસતી રેહેછે તથા તેનો વધારો થાએછે, તેમ હીંઆં પણ થાએછે. મોટી માંછલી નાધલી માંછલીઓને ખાએછે, અને વલી ખુદરતી કાએદા પરમાણે તેઓની વરધી પણ થાએછે. એ પરમાણે જીવતી માછલીઓનો એક નાધલો દરીઓ આદમીની હીકમતથી બનાંવીઆમાં આવીઓછે, તે જોયાથી બહુ આનંદ ઉપજેછે. ઝીના જાંનવરો

જેવાં કે ઉંદર, ધલોડી, દેડકા અને બીજા પેટે ચાલનાંરા જાંનવરોનો પણ મોટો સંગરહછે. સરપોનો મોટો જમાંવછે, અને જીવતા સરપોનો જેટલો સંગરહ હીંઆં કીધામાં આવીઓછે, તેટલો બીજે કોઈ ઠેકાંણે ન થી હેવું જણાવીઆમાં આવીઉ છે. હીંઆં રાખેલા એક નાંગે આ બાગનાં એક રખેવાલને દંખ દીધો હ તો તેથી થોડા કલાકમાં તે મરણ પાંમીઓ હતો. કેટલાએક અજદા પણ છે તેમાંનાં એકે એક વખત એક મોટી ધાબરી આખી ગળી હતી. એ અજદા આખું બકરૂં ગલી જવામાં વાર લગાડતો નહી હતો. સાત ફુટ, આઠ ઇંચ ઘેરાવાનો ૧૮૦ વરસની વએનો એક કાચબોછે તે જોવાથી આપણને ઘણી અચરતી ઉપજેછે.

એ સંગરહસ્થાંન જોવા જવાને સારૂ લોકો પાછલા પોહોરનાં ચાર વાગતાંનો વખત પસંદ કરેછે, કાએજે તે વખતે સીંહ અને વાઘ અને બીજાં ફાડી ખાનાંરા જાંનવરોને ખોરાક આપીઆમાં આવેછે. એ વખતે તે જાંનવરો ભુખાં હોએછે, અને ખાવાનો વખત થાએછે તેથી ઘણાજ હોશીઆરીમાં તથા જોસમા આં આવી ધબરાટ કરેછે, અને બુમો પાડેછે. વાઘ અને સીંહને આસરે ૭ રતલનાં માંસનાં કટકા નાંખી આમાં આવેછે, તે તેઓ એક પલમાં ખાઇ જાએછે, અને પછી બીજે દીવશે તેજ વખત આવે તાંહાંશુધી તેમને કાઈ મલતું નથી.

દર વરસે એ સંગરહમાં નવો વધારો થાએછે, અને જાંનવરોને રાખવાનો ખરચ દર વરશે ચીઆ લીસથી પચાશ હજાર રૂપીઆ શુધી થાએછે. આખાં વરસમાં જોવા જનાંરાઓની શંખીઆ પાચથી છ લા ખ આદમીની થાએછે.

## બાટરસી પારક.

આ બગીચો થોડુજ થયું તઈઆર થયોછે, અને તેને બનાવવામાં (૩૦૦૦૦૦૦) તરીસ લાખથી વં ધારે રૂપીઆનો ખરચ થાયોછે.

## રીચમંડ પારક.

લડંનથી નવ માઈલ દુર આ મોટો બગીચોછે. એક બારણેથી તેમા દાખલ થયા તો બરાબર સીધા ના સીધા આસરે તરણ માઈલ શુધી ચાલીઆ પછી બાહેર નીકલવાનો દરવાજો આવેછે. એ બગીચામાં તેહવારને અથવા ફરસુદને દીવશે ઘણા લોકો ફરવાને જાએછે. હીંઆં ઘણાએક પુરાંનાં અને મોટાં છાએદા ના ઝાડોછે તથા ઓકનાં મોટાં ઝાડો હીંઆં ઘણા દીઠામા આવેછે. નોટાં ઝાડોનાં જંગલમા આપણે હોઈ એ તેવો દેખાવ આ જગાએ આપણને લાગેછે. આ બગીચાની જગા લંડનની જમીનની સપાટી કરતાં ઉંચી છે, તેથી તાહાની કેટલીએક ટેકડીઓ ઉપરથી કેટલાએક માઈલ શુધી ઘણોજ સરસ દેખાવ આપણી નજરે પડેછે. એક ઠેકાંણે ટેમસ નદી અને તેની આસપાસનો દેખાવ નજર આવેછે, તે દેખાવની હદથી તારીફ થાઈ શકતી નથી પેલી ગંમ ટેમસ નદીનો ભાગ મલકેછે, અને તેની અદર ફરતાં બારકસો આપણી નજરે નાધલા પડેછે, અને એ નદીની પડોસમાં આવેલી લંડનની મોટી ઈમારતોના અને દેવળોનાં મીનારા દેખા એછે. સાંહામણે નાધલા અને લીલા ડુંગરો આકાશની સાથે મલી ગએલા દેખાએછે, અને બીજી તરફ ફ રીએચતો વીંનડસરના પાદશાહી મેહેલનાં મીનારા આપણી નજરે પડેછે. રીચમંડનું ગામડું જે સરેના પરગણામાં આવીઉંછે, તે પરગણાના ફલવંત ખેતરો આ જગાએ આપણને સારી પડે દેખાએછે. લંડન જે વા ભારી વસતીનાં શેહેરની થોડીજ વેગલાઈએ હાવા ખુબસુરત દેખાવનો અને દેખાવ આપનારો બાગ આ વીઆથી હજારો લોકો આગબોટ, અથવા રેલવે, અથવા આમનીબસથી તાંહાં જાએછે, લંડનના રેહવાસીએ એક દીવસ રીચમંડમાં કાહાડીઓ હોએ, તો તેણે પોતાનો વખત ખોએલો કેહવાતો નથી, હવી તે જગાની તારીફછે. આ બગીચો ઘેરાવામાં આઠ માઈલછે, અને સઘળી મલીને ૨૨૫૩ એકર જમીન રોકેછે. હાલ




GREAT PALM HOUSE, KEW GARDENS.

માં એ બાગમાં એક મેહેલ "પરીનસ આવ વેલસ" રાંણીનાં વડા છોકરાને સારૂછે, તથા લારડ જાંન રશલ નો રેહવાનો મેહલ પણ તાંહાંછે. અસલનાં વખતમાં તાંહાં એક પાદશાહી મેહેલ હતો. પાદશાહ પેહલ લો તથા બીજો અને તરીજો એડવરડ, એઓ સઘળા તેમાં રહા હતા. બીજો રીચરડ પણ હીંઆં રેહે તો હતો અને તેની રાંણી આંન કે જેણે રીઆેને શારૂ ઘોડા ઉપર એકજ બાજુથી સવાર થવાની રીત તથા તે કરાણુસર જીનની બનાવત પેહલી કાહાડી હતી, તે આ મેહેલમાં મરણ પાંમી હતી. ૧૪૯૯ નાં સાલમાં તે મેહેલ આગથી બલી ગયો, તે પાદશાહ સાતમાં હેનરીનાં વખતમાં ફરીથી આગલનાં કરતાં વધારે મોટો બાંધી આમાં આવીઓ હતો. પાદશાહ આઠમો હેનરી પણ થોડું શુધી તાંહાં રહો હતો. રાંણી એલીઝબેથ ૧૬૦૩ નાં સાલમાં તે મેહેલમાં મરણ પાંમી હતી. પાછલથી એ મેહેલમાં કોઈ પાદશાહે રેહવાનું નહી કીધાથી આ સતે આસતે તેનો નાંસ થાઈ ગયો. હમણા ઉપર જણાવેલા બે મેહેલ જે તાંહાંછે તે હાલ જમાંનેનાંછે.

## કીઊ ગારડનસ.

આ બાગ લંડનથી ૭ માઈલ દુરછે, અને કીઊનાં ગાંમડાંમાં આવેલોછે. યુરોપનાં સઉથી સરસ બા ગોની સાથે આ બાગનો મુકાબલો કરીઆમાં આવેતો તે ઉતરતો નીકલે નહી. તાંહાં એટલીતો સફાઈ ત થા તકેદારી રાખીઆમાં આવેછે, કે જોવા જનારાઓની સાથે કાંઇબી સાંમાન તથા ખોરાક લઈ જવા દીધા માં આવતો નથી. એ બાગનાં વડા ઉપરીને વરશ દાહાડે ૮૦૦૦ રૂપીઆનો પગાર મલેછે, અને એ શખ્ સ હમેશાં ઝાડ પાંનની વીદીઆનો કોઈ કાબેલ શીખશાગીરૂ હોએછે. આ બાગમાં આપણે દાખલ થયા કે, જાંણે આપણે એક લીલી સાદરી ઉપરજ ચાલીએ છઈએ. આખા બાગની સપાટી લીલાં ઘાસની હોએછે, અને આખી સપાટી ઉપરનું ઘાસ ઈઅંતરની મદદથી એક સરકુ કપાએલું હોએછે. ઘાસ કાપવાનો એક સાંચો આવેછે તેનાં નીચેનાં બાગમાં એક લાંબી છરી આવેછે, તેની મદદથી તે ઈઅંનર ચાલતું જાએ, તેમ એક સરકું ઘાશ કપાતું જાએ, અને એ રીતે કાપેલાં એક સરકાં ઘાસની કીઊનાં બાગમાં ઘણીજ સરસ એક ખુદરતી લીલી સાદરી બનેછે, તેની ઉપર બેસવાને તથા તે જગા ઉપરથી ચાલવાને આપણને અતીઘણો આનંદ ઉપજીઆ વનાં રેહેતો નથી. સઘળી હવા અને સઘળા દેશોનાં મુલકનાં ઝાડો તથા રોપા હીંઆં ઉ ગાડવામાં આવેછે, અને તે ઉગાડવાની કળા અને ગોઠવણ ઘણીજ તારીફ લાએકછે. ખુદરતી આકાર અ ને ખુદરતી ખુબસુરતી કાગલ ઉપર કધી ઉતરતી નથી, તોપણ આ સફા સાથે એ બાગનો જે નકશ આપે લોછે, તે ઉપરથી કેટલેએક દરજજે એ બાગની ખુબસુરતી વીશે વાંચનારને વીચાર આવશે. આ નકશ માં જે ઉંચી ઈમારત દેખાએછે તે આખી કાચની બાંધણીનીછે અને તેમાં ગરમ દેશનાં રોપા તથા ઝાડો રોપેલાંછે. એ બધે નાંલીઅરી તથા ખજુરી અને કેલનાં તથા ગરમ દેશનાં બીજાં ઝાડો જે યુરોપમાં થતાં નથી, તે ઉગાડીઆમાં આવીઆંછે. એ ઝાડો ઈંગલંડમાં ખુલ્લી અને થંડી હવામાં ઉગે નહી, તેથી કાચની ઈમારત બાંધી તેમાં અગતની ગરમી દાખલ કીધાથી ઉગેછે. તેમાં આપણે દાખલ થઈએ તારે આપણને ગ રમ વરાર મારેછે. નાંલીઅરી અને કેરનાં ઝાડો જે મુલકમા ખુદરતી ઉગેછે, તાંહાં તેમને આપણે જોતા પ ણ નથી, પણ આ મુલકમાં તે નવાઈ સરીખાંછે, અને હીંદુસથાંનનો રેહવાસી પણ પોતાનાં મુલકનાં આ ઝાડોને આટલે મોરે તફાવતે અને નવાઈની રાહે અને મેહનતથી ઉગાડેલું જોઈને, ખુશી થાએછે. આ કાચની ઈમારત ૩૨૬ ફુટ લાંબી, ૧૦૦ ફુટ પોહેલી અને ૬૬ ફુટ ઉંચીછે. તેને બાંધવાનાં કાંમમાં આ સરે પચાશ હજાર ચોરસ ફુટ કાચ કાંમમા આવેલોછે, અને આખાં બાંધકામ પછવાડે (૩૦૦૦૦૦) તરણ લાખ રૂપીઆનો ખરચ થાયોછે. બીલોરી મેહેલ બાંધીઓ તેની આગમજ લંડનમાં સઉથી મોટી કાચની ઈ મારત આ ગણાતી હતી. આ બાગમાં દશ મારનાં ચીનાઈ દેહડાનો એક નમુનો બાંધીઓછે, અને તેની

કુલ ઉંચાઈ ૧૬૩ ફુટછે. હીંઆં પાંણીનાં ખુસતુમાં ચસમાં પણ કાહાડેલાછે, કે જેથી એ બાગ પુરો લેહજ તદાર બનીઓછે. આ બાગ આગલ પાદશાહનાં ખાંનગી વાપરવાસ તથા મોજને સારૂ હતો, પણ ૧૮૪૦ નાં સાલમાં આપણી પરજાહેતુ રાંણીએ સઘળી રઈએતની મોજને વાસતે તે વરસથી હુંગાડો મેલીઓછે, અને રવીવાર તથા તેહવાર અથવા ફરસદને દીને તાંહાં મોટી ઠઠ મલેછે. ખરેખર હેવા બાગમાં ફરવાજ યાથી આદમીની તંદરોસતીમાં વધારો થયા વનાં રેહે નહી.

એ બાગને લગતું એક સંગરહસથાંનછે તેમાં કુતીઆમાં ઉગતા સઘળા ફુલો અને બીનો ઘણોજ તા રીફ લાએક સંગરહ કીધામાં આવીઓછે. જે ફુલો ખુલ્લી હવામાં બીગડી જાએ, તેમને ઘટતા અરકોમાં રા ખીઆમાં આવીઆંછે. હીંઆં ગરમ દેશનાં ગાંધીની દુકાંનમાંની સઘળી જીનસોનો પુરે પુરો સંગરહ આ પણી નજરે પડેછે.

બાગો વીશે બોલતાં આટલું કેહવાની અગતછે કે, મુરદાં દાતવાની જે જે જગા કીધેલીછે, તે જગા ઉપર પણ આરા બાગો બનોવેલાછે. હેવી એક જગા ઉપર ફરવા જવું અને બાગમા જવું બરાબરછે, તેમાં અગત કરીને જે દાતવાની જગાને "કેનસાલ ગરીન સીમેટરી" કરી કેહેછે તે ખરેખર એકવાર જાઈને જો વા લાએકછે. તાંહાં ઘણાએક નાંમીચા શખસોની પણ કબરછે, અને તેઓનાં મરણની યાદગારી ની તખતીઓછે. હીંદુસથાંન ખાતે નાંમ મેલવેલા એક અમલદારની કબરની ઉપર એક છતરછે, તે આ ર બંગાલીઓનાં પુતલાં પાડી તેઓનાં માંથા ઉપર આપીઉંછે. દેવળોમાં મુરદા દાતવાની ચાલ જેમ બને તે મ હવે લંડનમાંથી કાહાડી નાંખીઆમાં આવીછે. ઉપલી જગા એક કંપનીએ બાંધીછે અને તેમાં દાતવા નો લવાજમો લીધામા આવેછે. એ કંપનીનાં ભાગીદારોને સારી વેંહચણી થાએછે, હેવું જણાવીઆમાં આ વીઉંછે. હીંઆં મુરદાંઓ બાગની અંદર સુતેલાંછે, કાંએજ તે જગાને સઘળુ બાગનુ રૂપ આપેલુંછે. હીંઆં આપણે એક બાગમાં ફરીએછે એટલુંજ નહી, પણ બાગની અંદર ફરતાં આસપાસ સુતેલાઓને જેઈ ને આપણા દીલમા ઘણીએક ગંભીરાઈ ઉતપન થાએછે. આપણને આદમીની ટુંકી હઈઆતી વીશે વીચાર આવેછે. આપણે પણ એમજ સુઈશું, કોણ જાણે કે આ પલે અથવા ઘડીએ, કે આજ દને, કે આવતી કા લે, વાસતે તે સાહેબને આપણા કાંમો વીશે જવાબ આપવા જવાને વાસતે હમેશાં તઈઆર રેહવું જેઇએ. એ જવાબ આપવાની ધાસતીથી આપણે જે માંડા કરમ કીધા હોએ તેની દલગીરી લાગેછે અને સારાં કરમો કરવાની અગત વીશે આ બાગમાં જેવી આપણને ગેબી નશીહત થાએછે, તેવી બીજા બાગોમાં થતી નથી.

## પ્રકરણ ૧૭ મું.

---

## સંગરહસથાંનો—તસવીરખાંનાં.

બરીટીશ મીઊઝીઅમ—કેનસીંગટન મીઊઝીઅમ—ઇસ્ટ ઇનડીઆ કંપનીસ મીઊઝીઅમ—યુનાંઇટેડ સરવીસ ઇનસ્ટીટીઊશન મીઊઝીઅમ—સંચારી, વેહવારી, જુસતર વીદીઆનુ સંગરહસથાંન—રાએલ કાલેજ આવ ફીઝીશીઅનસનુ સંગરહસથાંન—રાએલ કાલેજ આવ સરજનસનુ સંગરહસથાંન—ચોન મીઊઝીઅમ—રાએલ એશીઆટીક સોસાઇટીસ મીઊઝીઅમ—નેવલ મીઊઝીઅમ—રાએલ સોસાઇટીસ મીઊઝીઅમ. નાંશનલ ગીઆલરી—માર્લબરો હાઊસ મધેની ટરનર તથા વરનંનં ગીઆલરી—ડલવીચ ગીઆલરી—રાએલ આકાડેમી આવ આરટસનું તસવીરખાંનું—સોસાઇટી આવ બરીટીશ આરટીસટસનું તસવીરખાંનું—બરીટીશ ઇનસ્ટીટીઊશનનુ તસવીરખાંનું—વાટર પેનટરસનુ તસવીરખાંનું—હીંદુસથાંનને લગતી બાબદોનુ તસવીરખાંનું—ફોટોગરાફીનું તસવીરખાંનુ—આદમીઓનાં મીનમાં બનાવેલાં પુતલાંનો સંગરહ.

શુધરેલા દેશોમાં સઘળી બાબદમાં સમપુરણ હાલત લાવવાની ભારે કોશેસ, કરીઆમાં આવેછે, તે મીશાલે લંડંન શેહેર મધે હેવી કોઇબી બાબદ નથી, કે જેને પેહલલે દરજજે તથા દુનીઆમાં સઉથી સરસ, અથવા દુનીઆંમાં જે સઉથી સરસ હોએ, તેમાંની એક, કરવાને અતીશે કોશેસ કરીઆમાં આવતી નહી હોએ. જાંહાં જાંહાં આપણી નજર પોંહોચાડશું, તાંહાં આપણે હંમેસાં પેહલલે વાંપેનીજ વસતુ જોસું. જે જે કામ પરજાનાં લાભનું હોએ, અથવા જે કાંમ ઉઠાવીઆથી દેશની મોતેબરી જણાતી હોએ, અથવા જેમાં હવડાંની તથા હવે પછીની ઓલાદનો ફાએદો હોએ, તે કાંમ પછવાડે સરકાર તથા પરજાની તરફથી મેહનત કરવામાં તથા ગણુતરી વગરનો દરવ ખરચવામાં કશી કશુર રાખીઆમાં આવતી નથી. કોઇબી બાબદ ઉઠાંવવી હોએ તો, તે ઇંગરેજનાં મોટાં અને કઉઅતવાલા રાજ અને લંડંન શેહેરના નાંમને લાએકની થવી જોઇએ, એવી મતલબ હંમેસાં ધીઆંનમાં રાખી કાંમ કરીઆમાં આવેછે, અને તેનાં ફળ ઇંગલંડ દેશ મધે મુસાફરી કરનાંર પોતાની નજરે જુએછે. દરએક ચીજ આપણે જોઇએછે, તે કાંઇજ નહી, પણ તારીફ કરવા લાએકછે. જેમ મેહેલો પાદશાહી દબદબાને લાએકનાંછે, જેમ પારલામેંનટનો મેહેલ દુનીઆ મધેની સઉથી મોટી રાજદરબારી સભાનાં નાંમને લાએકનોછે, જેમ સરકારી આફીસો તથા બીજાં ખાતાં ઇંગલંડનાં રાજને લાએકનાંછે, જેમ દેવળો તાંહાંનાં ધરમ પાલનાંરાઓની દોલત અને હીમત પરમાણે મોટાં તથા ખુબસુરતછે, અને તાંહાંનાં બાગો આખી દુનીઆનાં પાએતખતનાં લાએકનાંછે, તેમ એ શેહેરનાં ગમત અને ગનેઆંન આપનાંરાં સંગરહસથાંનો દુનીઆનાં બીજા કોઇ ભાગ ઉપરનાં તેવાં કારખાંનાંથી ઉતરતો દરજજો ધરાવતાં નથી, બલકે સઉથી સરસ ગણાઇ શકે તેવાંછે. એટલુંજ કહીને મુખીઅ સંગરહસથાંનોનુ બયાંન કરવાનુ શરૂ કરીએછે.

### બરીટીશ મીઊઝીઅમ.

ઇંગલંડ દેશ ખાતે મુસાફરી કરવા આવનાંરે નવાઇ સરખી, અચરત ઉપજાવનાંરી, અને તે સાથે ગનેઆંન આપનારી બીનાઓ જોવાની ઇચ્છાદદાસતમાં બરીટીશ મીઊઝીઅમને સઉથી પેહલલે નોધવું જોઇ

એછે. એ સંગરસથાંનને જો "ધી વરલડસ મીઉજીઅમ" એટલે જે આખી દુનીઆંનું સંગરસથાંન કરીને નાંમ આપીઆમાં આવીઉં હોએ તો, તે કોઈબી રીતે ખોટું નહી કેહવાએ, કાંએજે એ સંગરસથાંન આખી દુનીઆંની ગોયા અસલની તથા હમણાની તવારીખછે. સું અસલનાં કે સું હમણાનાં વખતમાં દુનીઆની સપાટી ઉપર સઘળા ભાગોમાં જે હુનર, ઉદીઓગ અને કારીગરી હતી, અને હમણાછે, તે સઘળાનાં નમુનાં આ સંગરસથાંનમાંછે. આ પુરથવી ઉપર જે આગલાં દેશો અથવા રાજો થાઈ ગયાંછે, તેઓની અસલી અથવા જાંણવાજોગ નીશાંનો તમોને જોવી હોએતો બરીટીસ મીઉજીઅમમાં ગયાથી તમારી ઈછા પુરી પડશે. ફલાંણી ચીજ દુનીઆનાં કહેઆ ભાગમાં અને કેવી રીતે થાએચ, તે તમારે જાંણવું હોએ તો, જાવો બરીટીશ મીઉજીઅમમાં, તાંહાં તમોને તે પોતાંની મેલે દેખાશે. આખી દુનીઆમાં અસલનાં અને હમણાનાં વખતમાં જમીન, પાંણી અને હવા અથવા આકાશમાં વસનાંરા કેવાં અને કેટલી કીસમનાં પરાંણીઓ હતાં તથા હમણાછે, તે વીશે તમારે ગનેઆંન મેલવવું હોએ તો, જાવો બરીટીશ મીઉજીઅમમાં, તાંહાં તે વીશે તમોને પુરતી માહેતગારી મલશે. જો તમારે હેવું પુસતકખાંનું જોવું હોએ કે જાંહાં સઉથી પુરાંણી, સઘળા ધરંમની, સઘળી ભાશાની, સઘળા રાજોની, અને સઘળી વીગતની કેતાબો હોએ તો, તે તમારી ખાહેશ બરીટીશ મીઉજીઅમમાં સારી પડે પુરી પડશે. હાવી રીતનું નાંમીચું અને બોહલું સંગરસથાંન કાંઈ આજ કાલનું બનેલું નથી, પણ તેની હમણાની હાલતમાં લાવતાં એક સદીથી વધારે મુદત થાઈચ, એ સંગરસથાંનનાં જુદા જુદા ભાગોનું કેટલુંએક અગતનુ બયાંન નીચે આપીઉંછે, પણ તેમ કરેઆની આગમજ તેની ઉતપંતતીની તવારીખ ઘણીજ અગતની અને જાંણવાજોગછે, તે વાંચનારને પેહલસે જણાવવાની જરૂરછે.

એ સંગરસથાંનની ઉતપંતી.—ઈસવી સને ૧૭૫૩ નાં વરસમાં સર એચ સ્લોન નાંમનો એક નાંમીચો વીદીઆવાંન ગરહસથ મરણ પાંમીઓ, તેનું પોતાની ગીરોનુ એક ઘણુજ નાંમીચુ સંગરસથાંન હતું, અને તે સંગરસથાંન એકઠુ કરવામાં તેને (૫૦૦૦૦૦) પાંચ લાખ રૂપીઆ બેઠા હતા. એ ગરહસથે પોતાનાં વશીઅતમાં હેવું લખીઉં હતું કે, જો ઈંગલંડની સરકાર પોતાને ખરચે એક કોશાદી ઈમારત ખરીદ કરી, તાંહાં તેનું સંગરસથાંન પરજાનાં ફાએદાને વાસતે રાખે તો, તે સઘળું સંગરસથાંન ૫૦૦૦૦૦ રૂપીઆનું હતું પણ ૨૦૦૦૦૦ રૂપીએ તેનાં વારેસોએ સરકારને હવાલે કરવું. આ દરખાસત તે વખતની પારલામેંનટે ઘણી ખુશીથી કબુલ રાખી, અને અરલ આવ હાલીફાકસની એક નાંમીચી ઈમારત "માંનટેગ હાઉસ" (૧૦૨૫૦૦) એક લાખ, બે હજાર પાંચશો રૂપીએ ખરીદ કીધું. એજ વખતે ઈંગલંડની સરકારે હાથનાં લખેલાં ઘણાએક કીમતી પુસતકો (૧૦૦૦૦૦) એક લાખ રૂપીએ ખરીદ કીધાં. માંનટેગહાઉસને સંગરસથાંનને લાએક કરવામાં તથા સમારવાનો ખરચ મલી, તે ઘર ઉપર જુમલે (૨૩૦૦૦૦) બે લાખ, તરીસ હજાર રૂપીઆ બેઠા. એ પરમાણે સરકારને સઘળો મલીને (૫૩૦૦૦૦) પાંચ લાખ, તરીસ હજાર રૂપીઆનો જે ખરચ લાગો, તે રકમ સોરતીથી ઉપજાવીઆમાં આવી હતી. એ પરમાણે ગોઠવણ થાયા પછી ૧૫ મી જાનેવારી ૧૭૫૯ નાં વરસમાં "બરીટીશ મીઉજીઅમ" નાં નાંમથી એ સંગરસથાન આલમને વાસતે હુંગાડીઆમાં આવીઉં હતું. એ દીનથી આજ શુધી બખશેસ અને ખરીદીથી તેમાં દર રોજ વધારો થાતો આવીઓછે, અને તેમાં હમણા કેતાબોનો તથા હુનર, ઉદીઓગ અને કારીગરીનાં નમુનાં તથા નવાઈની ચીજોનો જે જહો થાયોછે, તે ખરેખર ઈંગલંડનાં મોટાં નાંમ અને રાજને લાએકનોછે.

નવું ઘેર.—જેમ એ સંગરસથાંનની અંદર જુદા જુદા પદારથો વધતા ગયા, તેમ પેહલલું ઘેર નાંધલું પડતું ગયું, અને પેહલલે જે ઘેર જોઈએ તે કરતાં વધારે મોટુ હતું, તે પાછલથી બીલકુલ નાંધલું પડીઉં, તેથી એ સંગરસથાંનને લાએકતું એક મોટું ઘેર બાંધવાનું સને ૧૮૨૩ નાં વરસમાં શરૂ કીધું હતું, તે થોડાં વરસમાં પુરૂં થાયાથી આખું સંગરસથાંન તાંહાં લઈ જયામા આવીઉં હતું. એ ઘેર અસલનાં ગરીક અથવા ઈઉના

ની લોકોની નાંમીચી ઈમારતોની લઢન ઉપર બાંધેલુંછે. તેનો આગલો ભાગ પોહોલાઈમાં ૩૭૦ ફુટછે. એ ઈમારત પછવાડે આજ દીન શુધી (૮૦૦૦૦૦૦) હેંશી લાખ રૂપીઆ થાયાછે, એટલુંજ જાણીઆ ઉપરથી તે ઈમારતનું કદ, તેની ખુબસુરતી અને માહાભારતપણુ વાંચનારનાં ધીઆનમાં આવશે. એ ઈમારતની અંદર મોટા દરવાજામાંથી પેસતાં ઘણોજ મોટો અને ખુબસુરત વરાંણછે, કે જેની ઉપર ઉગતું લીલું ઘાસ હેવું દેખાહેય કે જાંણે હીંઆં એક ખુદરતી સાદરી પાંથરેલીછે. એ વરાંણ પશાર કરીઆ પછી પથરની ઘણીજ પોહલી બાર પાએરીની એક સોહીડીથી, તે નાંમીચી ઈમારતની અંદર દાખલ થવાએય. સંગરસથાંનની અંદર જવાનો રસતો ઈમારતની વચો વચમાંથીછે, અને અંદર દાખલ થવાનું બારણુ ઓકનાં લાકડાંનું નકસીદાર બનાંવેલુંછે. એ બારણુ નવ ફુટ, ૬ ઇંચ પોહોલું, અને ૨૪ ફુટ ઉંચુંછે. અંદર જતાં તરતનો મોટો હાલ ૬૨ ફુટ લાંબો, ૫૧ ફુટ પોહોલો, અને ૩૦ ફુટ ઉંચોછે, અને એ હાલમાં સંગેમરમરના તરણ નાંમીઆં બાહાવલાંછે તથા મીસટર લેઅરડની નીમરાદથી લાવેલી કેટલીએક તખતીઓછે. એ સંગરસથાંનનો નીચેનો, એટલેજે લોએ તલીએનો ભાગ એક હાથ ઉપર અસલી નીશાંણોથી, અને બીજા હાથ ઉપર પુસતકખાંનાંથી રોકાએલોછે. તેનાં પેહલા માલ ઉપર ઉદીઓગ, હુંનર અને કારીગરીનાં નમુનાં તથા જાંનવરોનુ સંગરસથાંનછે, તે સંઘળાંનું એક પછી એક હવે વરણન કરીએછે.

ગરીકો રોમન ગીઆલરી.†—આ ગીઆલરીનાં ઓરડાઓમાં અસલનાં ગરીક તથા રોમન લોકોનાં વખતની કારીગરી તથા હુનરનાં સંગેમરમર તથા બીજા પથરનાં બનાંવેલાં માણસનાં પુતલાંનાં નમુનાં મેલેલાછે, તે ઈટાલીમાં રોમન લોકો પોતાની જાર પાદશાહીમાં હતા તે વખતનાંછે, હેવું ધારીઆમાં આવેછે. અસલનાં રોમન તથા ગરીક લોકો ૧૨, "ઓલીમપીઅન ડીઈટીસ" ખોદાએને માંનતા હતા, તેઓનાં તે વખતનાં ઈદનાંની કારીગરોને હાથનાં બનાવેલાં પુતલાં આ ઓરડામાં મેલેલાંછે. એ ઉપરાંત એ વખતનાં બીજા ઘણા નાંમીચા શખસોનાં પુતલાંબી હીંઆંછે, કે જે જોયાથી તે વખતનાં બાહાવલાં બનાંવવાનાં હુંનરની આપણીથી તારીફ કરીઆ વગર રેહવાતું નથી.

નીનીવી ગીઆલરી.—બરીટીશ મીઊઝીઅમનો આ ભાગ ખરેખર જોવા લાએકછે. ઉગમણ પરાંતનો નાંમીચો મુસાફર મી૦ લેઅરડ, જેનુ નાંમ હીંદુસથાંનનાં ઘણાખરા લોકોએ આગલ સાંભલીઉં હશે, અને જે ગરહસથ ચાર વરસની વાત ઉપર હીંદુસથાંન મધે થાએલા બળવાનાં કારણો તપાસવા સારૂ હીંદુસથાંન તરફ આવી ગયો હતો, તેણે ઈરાંન તથા સીરીઆ, ટરકી, અને બીજા દેશોમાં ઘણી મુસાફરી કરીછે. તે વેલાએ તેણે અસલની ઘણી એક નીશાંનો એકઠી કરી હતી, તે સઘળી તેણે બરીટીશ મીઊઝીઅમને ભેટ કરીછે. મીસતર લેઅરડની એકઠી કીધેલી ઘણી ખરી જીનસો, મોટાં અને કદાવર પુતલાં, તથા પાહડો અને મેહેલો ઉપર કોતરેલી તખતીઓછે. આ ગીઆલરીમાં જે જોવા લાએક પુતલાં ગોઠવીઆમાં આવીઆંછે, તે ટાઈગરીસ નદીનાં કીનારા ઉપર મોસલ નાંમનાં શેહેરથી પચીસ માઈલની વેગલાઈએ એક મોટી ઈમારતમાંથી ખોદી કાહાડેલાંછે. જે જગાએથી એ ચીજો ખોદી કાહડીઆમાં આવીછે, તાંહાં અસલનાં વખતમા મોટું શેહેર હશે, હેવું ધારીઆમા આવછે. મીસતર લેઅરડે જે નાંમીચા મેહેલોનુ બયાન કીધુંછે તથા તેને તાંહાં મલેલાં માહાભારત પુતલાં તથા તખતીઓની જે વીગત જણાવીછે, તે ઉપરથી આપણે કહી શકીએછે કે તે પુતલાં તથા તખતી સીરીઆની પાદશાહીનાં સઉથી આગલા વખતની હશે. આટલી વાતતો ખાતરીથી કહી શકાએછે કે, એ નાંમીચી કારીગરીની અને માહાભારત તખતીઓ આસીરીઆ દેશનો સેનાંચરીમ

---

† જુદી જુદી વસતુને સારૂ જે ઓરડાઓ જુદા પાડેલાછે તેમને "ગીઆલરી" તથા "સલુન" તથા 'રૂમ' કની નામ જોડેલાછે તે નામો સવલ પડવાને સરૂ હમે પણ હીંઆ વાપરીઆછે.

પાદશાહ, કે જે આસરે ૨૫૬૩ વરસ ઉપર થાઈ ગયો હતો, તેની આગમનની હશે, કાંએતો તેની પછી એક સદીએ આસીરીઆની પાદશાહી પડી ભાગી, તે મુદતની અંદરખી હાવા માહાબારત કાંમો બની શકે તેવું લાગતું નથી. નીમરાડનાં મેહેલની દેવાલો કે જેની ઉપરથી એ તખતીઓ ખોદી કાહાડેલીછે, તે દેવાલો મ ટોડીની હતી, પણ તેની અંદર જે તખતીઓ હતી, તે સંગેમરમરના આઠ ઇંચ જાડા અને સાત અથવા આઠ ફુટ પોહોલા પથરો ઉપર કોતરીઆમાં આવી હતી. હેવી તખતીઓ થોડી નહી હતી, પણ મેહેલની દેવાલોની સઘળી બાજુઓ ઉપર હતી, અને તેઓની ઉપર દર એક પાદશાહે શેકારમાં અથવા લડાઈમાં બતલાવેલી દેલાવરીનો નકશો તથા ખીલારોકી હરફમાં તેનું બયાંન કોતરીઆમાં આવીઉં હતું. મીસતર લેઅરડે મેલવેલી તખતીઓ તથા પુતલાંઓને જેમ જેમ આપણે બારીકીથી તપાશીએછે, તેમ તેમ તે વખતનાં કારીગરોની કાબેલીઅત ઉપર આફરીન કરીઆ વગર આપણીથી રેહવાતું નથી. આદમીઓનાં તથા જાંનવરોનાં જે બાહાવલાં બનાંવીઆમાં આવીઆંછે, તેમાં જે રીતે બદનનાં જુદા જુદા ભાગો તથા નેસો દેખાડીઆમાં આવીછે, તે ઉપરથી આપણીથી ખાતરીથી કહી શકાએછે, કે તે વખતનાં કારીગરોની કાબેલીઅત જેવી ઉંચી હશે, તેજ પરમાણે તે વખતમાં "આંનાટમી" એટલે શરીરની વીદીઆનો સારો ફેલાવો થએલો હશે. દર એક પુતલાં તથા તખતીનું બયાંન કરતાં આ જગોએ ઘણુ લંબાણ થાએ, વાસતે તેમ કરવાને પરવડતું નથી, તોપણ એક મોટો "પીલર" થાંબો કે જે ઉપર જણાવેલા એક મેહેલમાંથી મેલવીઆમાં આવીઓછે અને જે બરીટીશ મીઉઝીઅમનાં જે ઓરડામાં મી૦ લેઅરડે એકડી કીવેલી નવાઈની વસતુઓ મેલેલીછે, તેની વચોવચમાં ગોઠવીઆમાં આવીઓછે, તેનું ટુક બયાંન હીંઆં આપીએછે. એ થાંબો આકારમાં ચોખુનછે. તેની દરએક બાજુની પોહલાઈ પાંચ ફુટછે અને ઉંચાઈ આસરે ૨૦ ફુટછે. એ આખો થાંબો કાલા સંગેમરમરનોછે અને તેની દરએક બાજુએ ચીતાર તથા ખીલારોકી હરૂફોછે. ચીતારો સંઘળા મલીને વીશછે, અને હરૂફોની ૨૧૦ ઓલછે. એ હરૂફો અને ચીતાર આજ દીન શુધી હેવી હાલતમાં રહેલાછે, કે જાંણે આજે કોતરી કાહાડીઆ હોએ. એક મુખીઅ ચીતારની અંદર પાદશાહા કોતરેલોછે, તેની બાજુએ તેનાં બે ખીદમતગાર ઉભેલાછે, તેનાં પગ આગલ એક બંધવોછે, અને તેનાં વઝીર અને બીજા હોદેદારો, કેટલાંએક માણશો, જેઓ પાદશાહને સારૂ જાંનવરો તથા બીજી નજરાંણાની ચીજો લાવીઆછે, તેઓને પાદશાહની હઝુરમાં હાજર કરેછે. જાંનવરો પાદશાહાને નજર કરીઆમાં આવીઆંછે, તેમાં હાથી, ગેનદો, બે ખુનનું ઉંટ, જંગલી ગોધો, સીંહ, સાંબર અને જાત જાતનાં વાંદરા દેખાડીઆમાં આવીઆછે. પાદશાહને નજરાંણાની વસતુઓમાં હાથીદાંત, શાલ, કીમતી ધાતુઓનાં વાશણો, મેવો, તથા નવાઈ જેવા અને નહી મલતાં લાકડાંનાં ભારા જોયામાં આવેછે. આ તથા એ થાંબા ઉપર જે બીજા ચીતારોછે, તે ઉપરથી મી૦ લેઅરડ હેવું મત બાંધેછે કે, આ "માંનીઉમેનટ" આસીરીઆનાં રાજે હીંદુસથાંન ઉપર અથવા આસીરીઆની ઉગમણ તરફનાં કોઇબી દેશ ઉપર ફતેહ મેલવી હશે, તેની નોધ દાખલ ઉભું કરીઆમાં આવીઉં હશે. એજ પરમાણે બીજા ચીતારો, તથા પુતલાંઓ તથા તખતીઓછે, તે ઉપલા વખતનાં આસીરીઆ દેશનું બલ તથા તવારીખ જણાવેછે. જે મેહેલમાંથી મી૦ લેઅરડે ઉપલી તખતીઓ અને પુતલાં મેલવીઆંછે, તેમાંથીજ તેને તરાંબાનાં તથા બીજાં ધાતુનાં વાશણો કે જે તે વખત તે દેશનાં વાપરવાસમાં હશે, તે જડીઆંછે, અને તેબી આ સંગરસથાંનમાં મેલીઆંછે. તે વખતનાં લોકો ધાતુનાં તથા હાથીદાંતનાં બીજા સણગારો પેહરતાં હશે, તેનાં પણ કેટલાએક નમુનાંછે. બરીટીશ મીઉઝીઅમને મી૦ લેઅરડે આ પરમાણે કીમતી કીધુંછે, અને તેણે પોતાની મુસાફરી અને મેહનતથી જે અચરત સરીખી વસતુઓ મેલવીછે, તેથી તેણે અસલની વસતુઓ તથા તવારીખ જાંણવાનાં શોખીઓને મોટા આભારમાં નાંખીઆછે. જાંહાં શુધી બરીટીશ મીઉઝીઅમ રેહેશે, તાંહાં શુધી આ વસતુઓ તેનો એક મોટો અગતનો ભાગ ગણાશે, અને મીસતર લેઅરડનું નાંમ કાએમ રેહેશે.

એલગીન સલુન.—જે ઓરડાઓમાં આ જોવા લાએક પુતલાંઓ મેલીઆમાં આવીઆંછે, તે ભાગ ને એલગીન સલુન કરીને એટલા વાસતે નાંમ આપીઆમાં આવીઉંછે કે, તે પુતલાં અરલ આવ એલગીને એકઠાં કીધાં હતાં. સને ૧૮૦૪ નાં સાલમાં એ ઉમરાવ ટરકી ખાતે એલચી હતો, તે વખતે તેણે આથેનસનાં એક દેવળમાંથી પારલામેનટનાં ખરચે (૩૫૦૦૦૦) તરણ લાખ પચાશ હજાર રૂપીઆ ખરચી ને અસલનાં વખતમાં પારથેનાંનસનાં દેવળનાં સઘળાં પુતલાંઓ ખરીદ કીધાં હતાં. પારથેનાંનસનુ દેવળ ઘણુ પુરાંણુ ગણાતું હતું, કાંએજે ઈસવી સનેની ૪૫૦, વરસ આગમજ તે બાંધીઆંમાં આવીઉ હતું, અને તે મધેનાં પુતલાંઓ તે વખતનાં સઉથી નાંમીચા કારીગર ફાઈડાસનાં ઉપરીપણા હેઠલ બનાંવીઆમાં આવી આં હતાં. એ પુતલાંઓ, જે તે વખતનાં ઈઉનાંનીઓના ખોદા તથા પેહલવાંનોનાંછે, તેઓને આપણે સારી પઠે તપાસીએછ તો, તે વખતે કોતરવાનાં હુંનરની અતીશે તારીફ કરીઆ વગર આપણીથી રેહવાતું નથી, અને તે અસલના વખતની કારીગરીનાં ઘણા સુંદર નમુનાં ગણીઆમાં આવેછે. એ ઓરડામાં પારથેનાંન સનાં દેહડાંનો એક "માંડેલ" નમુનો પણછે.

લાઈશીઅન સલુન.—એલગીન સલુનની અંદર જે નાંમીચા પુતલાંછે તેનાં કરતાં આ ઓરડાનાનાં પુતલાં કોઈબી રીતે ઉતરતાં નથી. એ પુતલાંઓ સર સી ફેલોજ નાંમનાં એક નાંમીચા વીદીઆવાંને "એ શીઆ માઈનર" નાં દખણ પશચમ તરફનાં લીશીઆ નાંમનાં પરગણાનાં અસલ પાએતખત જાનતસ શે હેરમાંથી સને ૧૮૪૧ ના સાલમાં શોધી કાહાડીઆં હતાં. ઈસવી સને શરૂ થાયાની ૫૪૫ વરસ આગમ જ અસલનાં ઈરાંનીઓએ આ મુલક પોતાને હાથ કીધો હતો, તાહરથી તે કાંનસ્ટંનટાઈન ધી ગરેટનાં વખ ત શુધીમાં બનેલાં પુતલાં તે શેહેરમાંથી ઉપલા શખસને હાથ લાગાં હતાં, તે ઈંગલંડની સરકારને ખરચે મંગા વીને આ સંગરહસથાંનમાં મેલીઆમાં આવીઆંછે. આથેનસના પારથેનાંનસ મધેનાં દેહડાંનાં પુતલાં કર તાં આ પુતલાં તરણશો વરસ વધારે પુરાંનાંછે. હુંનર અને કારીગરીનાં નમુના દાખલ તે સરસછે, એટલું જ નહી, પણ એ પુતલાંઓ તથા તે ઉપર કોતરેલી બીનાંઓ વાંચીઆથી લીશીઆ પરગણાની અસલની કે ટલીએક તવારીખ કે જેથી આપણે અંનજાંણા હતા, તે પણ માલંમ પડી આવીછે.

ઈજીપશીઅન સલુન.—ઈજીપટ કે જેને આપણા લોકો મીસરને નાંમે જાણેછે, તે મુલક મધેથી અ સલનાં વખતનાં પુતલાંઓ તથા બીજી જાંણવા અને જોવા જોગ વસતુઓ, આ ઓરડામાં મેલીઆમાં આ વીછે. એ મધેનાં કેટલાંએક પુતલાંઓ એટલાંતો પુરાનાંછે, કે ઈસવી સને શરૂ થાયો, તેની લગભગ પંદરશો વરસ આગમજનાંછે, અને તેથી સાફ માલંમ પડેછે કે, ઈઉનાંની લોકોમાં શુધરાઈ શરૂ થાઈ તેની ૫૦૦, વર સ આગમજ મીસર દેશમાં એલંમ અને હુંનરનો ફેલાવો થાયો હશે. એ ઓરડામાં જે જે વસતુઓ મેલે લીછે, તે ઘણીજ બારીકીથી તપાસવા લાએકછે, કાંએજે તેથી મીસર દેશનાં ઘણા પુરાનાં વખતની આપણ ને તવારીખ મલેછે. ઘણા ખરાં પુતલાંઓ મીસરનાં ઓતર ભાગમાંનાં થીબસ શેહેરમાંથી મલેલાંછે. સઘ ળાં પુતલાંઓ એક જાતનાં નથી, પણ કેટલાએક રૂપાંનાં, કેટલાંએક તરાંબાનાં તથા ઝરોડી તથા મીન તથા લાકડાંનાં બનાંવેલાંછે અને તેમાં કેટલાંએક પુતલાંઓનાં આકાર એટલાતો મોટાછે કે, દરએક પુતલું ઓછાં માં ઓછું ૧૫ ફુટ જગા રોકેછે. તે વખતે મીસરનાં લોકોના વાપરવાસમાં આવતા ઘેર સણગારનાં સામાંન તથા પોશાક તથા રાંધવાનાં વાશણો તથા બીજી ઘણીએક વસતુનાં જોવા લાએક નમુનાં જે ઉપલાં પુતલાં ઓની સાથેજ હાથ લાગાંછે, તે પણ આપણને અચરતી ઉપજાવેછે. અસલનાં વખતમાં મીસર દેશનાં લો કો પોતાનાં મરણ પાંમેલા લોકોને દાટતા નહી હતા, પણ તેઓનાં પેટમાં ખુશબો ભરી "મમી" કરીને હ મેશાં ઘરમાં રાખતા હતા, તે મધેની છેક પુરાનાં વખતની બનેલી "મમી" ઓ હીંઆં મેલેલીછે. જે જાંન વરોને મીસરનાં લોકો પવીતર ગણતા હતા, તેમને પણ તેઓ દાટતા નહી હતા, અને "મમી" કરતા હતા,

તેનાં પણ ઘણા નમુનાંછે. કુતરાં, બીલાડાં, ઘોઘા, મેહનટાં, બકરાં, સાંપ, કાચબા અને બીજાં જાંનવરોની "મમી" હીંઆં આપણે જોઈએછે, અને એ ભાગ ખરેખર જોવા લાએકછે.

બરાંનજ રૂમ.—આ ઓરડામાં અસલનાં રોમન તથા ઇઉનાંની લોકોનાં તરાંબાનાં પુતલાં, તથા સોળ ઈતાં વાશણોછે. ખુબસુરતી અને હુંનરમાં તે ઘણાંજ સરસછે.

ફીગાલીઅન સલુન.—આ ઓરડામાં સંગેમરમરનાં જે નાંમીચાં પુતલાંછે, તે આરકેડીઆનાં પરગણા માં ફીગાલીઆ શેહેરની નજદીકના ડુંગર ઉપર આપાલોનું દેવળ હતું, તેમાંથી મલીઆંછે. એ પુતલાં પણ ઘણાંજ ખુબસુરતછે.

બરીટીશ રૂમ.—આ ઓરડામાં મેલેલી વસતુઓ ઈંગરેજ લોકો ઘણાંજ ધીઆંનથી જુએછે, કાંએજે તે તેઓનાં દેશને લગતીછે. રોમન લોકોએ બરીટન ઉપર હોમલો કરીઓ, તેની આગમજનાં વખતથી તે વીલીઅમ ધી કાંનકરરે ઈંગલંડ ફતે કીધું, તે મુદતની વચમાંનાં હથીઆર, પોશાક, છરી, કાંટાં તથા બીજી વસતુઓ આ ઓરડામાંછે. રોમન લોકોએ ઈંગલંડ ફતે કીધું, તેની આગમજની જે કાંઈ વસતુઓ હાથ લાગેલીછે, તેથી ૩૩ કબટ ભરેલીછે. બીજી ૩૯ કબટોમાં રોમન લોકોએ ઈંગલંડમાં રાજ કીધું તે વખતની વસતુઓછે. પાચ કબટોમાં ઘોડાનો સાજ તથા પીતલનો સણગારછે. બે કબટમાં શાકસન લોકોનાં વખતનાં હથીઆરો તથા બીજો સાંમાનછે. બાકીની થોડીએક કબટોમાં ૧૧ મી તથા ૧૨ મી સદીનાં તથા તે પછે ના વખતનાં પેહેરવાનાં જરીઆંન તથા લડાઈનાં હથીઆરોછે.

એથનોગરાફીકલ રૂમ.—ગરીક ભાશામા એથનોસ બોલનો અરથ પરજા અથવા ગનેઆત કરીને થાએછે, તે ઉપરથી પરજા અથવા ગનેઆત પીછાંનવાની વીદીઆને ઈંગરેજીમાં "એથનાલોજી" કરી કેહેછે. આ ઓરડાઓમાં જે કાંઈ મેલીઆમાં આવીઉંછે, તે હેવુંછે કે તે ઉપરથી આપણે કહી શકીએ કે, આ વસતુ કહેઆ લોકોને લગતીછે, તથા આદમીઓના જે કાંઈ આકારછે, તે ઉપરથી તેમની જાત પીછાંની શકાએછે, માંટે મીઉઝીઅમનાં આ ભાગને "એથનોગરાફીકલ રૂમ" કરી નાંમ આપીઆમાં આવીઉંછે. દર એક જુદી જુદી પરજાની ચાલ ચલણ, હુંનર તથા કારીગરી બતાવનાંરી ચીજો હીંઆં ગોઠવીઆમાં આવી છે. એ ભાગ ઘણોજ જોવા લાએક અને કીમતીછે, કાંએજે તેમાં આપણી નાંમદાર રાંણી તથા લારડ ડડલી અને બીજા નાંમીચા શખસોએ ઘણીએક બખશેસ કીધીછે. એ ઓરડાઓમાં મેલેલી વસતુઓની થોડીએક વીગત હીંઆં આપીછે, તેથી બરાબર સમજ પડશે. હીંદુસથાંનનાં ઠગ અથવા ફાંસીગર લોકોના આકારનાં નમુનાંછે, કરનાંટીક મધે એક દેહડું હતું, જે જાંહાં જોઈએ તાંહા લઈ જવાએ તેવું હતું, તેનો એક નમુનોછે. નીંગપો આગલ ચીનાંનાં એક દેહડાં મધેનો ઘાંટછે. હીંદુસથાનના રાજાની દરબારનો એક નમુનોછે. બરમી લોકોનાં દેવ "ગાડમાં" નો લાકડાંનો બનાંવેલો એક મોટો આકારછે, તેની ઉપર સુનાંનો ઘોર ચહડાવેલોછે. પટની દેવીનું એક મોટું પુતલુંછે. સાઈબીલીનાં દેહડાંનો બુચમા બનાવેલો નમુનો છે. એસકુઈમાં લોકોનો તરેહવાર પોશાક તથા આમેરીકાનાં ઓતર તરફ રેહનારા લોકોનાં વાપરવાસની ઘણીએક વસતુઓ, આ ઓરડામાં મેલેલીછે, તે સાથે હીંદુઓનાં તથા ચીનાંઓનાં અને બુધ લોકોનાં દેવો તથા બીજા આકારો કે જેથી જુદી જુદી જાત પરખાએ તેવા ઘણાએક પુતલાંછે. જુદી જુદી કોમમાં વપરાતા વાશણ તથા હથીઆરો પણ હીંઆછે.

નાંચરલ હીસટરી ગીઆલરી.—બરીટીશ મીઉઝીઅમનો આ ભાગ જેમ વીદીઆવાંનો અને શોધ કરનારાઓને અભીઆસ કરવા જોગછે, તેમ શાધારણ જોનાંરને પણ ઘણોજ ગમત આપનાંરોછે. આદમી વગરે દુનીઆંની સપાટી ઉપર સઘળી જાતનાં જીવજંતોનો હીંઆં માહાભારત સંગરહછે. મોટાંમાં મોટાં ચોપગાં જાંનવરથી તે તે વરગનું નાંધલાંમાં નાધલું જાંનવર હીંઆછે. માંછલીમાં મગરથી તે નાધલામાં નાં

ધલી કોલમી હીંઆંછે. પંખેરાંમાં મોટામાં મોટાં પંખેરાંથી તે શોએની અની જેટલાં ઝીનાં પખશીછે. મોટામાં મોટા અનદાથી તે નાંધલામાં નાંધલા કીડાછે. મીઉઝીઅમનાં આ ભાગમાં પેશતાંને વારજ ભ યંકાર આકારનાં અને મોટાં કદનાં ગેનડા તથા હાથી, સીંહ, વાઘ, વરૂ, ઘોધા, જીરાફ, હીપોપારેમસ, ઉંઠ, ઘોડા, ઘધેડાં, સાંબર, હરણ, ઈતીઆદી જાંનવરોછે. એ સધળાં જીવતાંછે હેવું નહી સમજવું. તે સર્ધળાનાં ચામડાંમાં ઘાસ ભરી જાંણે જીવતાં હોએ, હેવાં દેખાડીઆમાં આવીઆંછે. એ સધળાં જાંનવરો તપાસીઆથી જુદાં જુદાં દેશોમાં કહી તરેહનાં જાંનવરો પેદા થાએછે, તથા એકજ જાતનાં જાંનવરો જુદાં જુદાં દેશામાં પે દા થાએછે, તેનાં આકારમા કેટલો ફરકછે, તે સધળું આપણને માલંમ પડેછે. એજ મીશાલે મગરમછથી તે સધળી જાતની માંછલીઓ તપાસીઆથી દુનીઆનાં જુદા જુદા ભાગો ઉપર કહી માંછલીઓ મલેછે, તે આ પણને ખબર પડેછે. દેવાલની સાથે કાચમાં જહેલા કેસોમાં આ માંછલીઓ હારબંદ ગોઠવેલીઓછે, તેથી તે દેખાવ ઘણોજ સારો લાગેછે. જે માંછલીઓ જોવાને આપણા સપનામાંબી આપણે ધારીએ નહી તેવી માંછલીઓ હીંઆં જોવામાં આવેછે. સઉથી સોહાંમણો અને ખુબસુરત દેખાવ જે હારેબંદ ઓરડાઓમાં સ ધળી જાતનાં અને દુનીઆનાં સધળા ભાગો ઉપરનાં પંખેરાં ગોઠવીઆમાં આવીઆંછે તે છે. માંછલીઓની માફક આ પંખેરાંઓ પણ દેવાલની સાથે જહેલા કાચનાં કેસોમાં ગોઠવીઆમાં આવીઆંછે, અને ભાંત ભાં ત અને રંગ બે રંગનાં અને જુદા જુદા કદનાં જે પંખેરાંઓ હીંઆં આપણી નજરે પડેછે, તેથી આપણી આંખ આગલ ઘણો જોવા લાએક દેખાવ થાએછે. કુદરતની ખુબસુરતીની આગલ સધળું રદછે, તેનો મજ બુત દાખલો હીંઆં મલેછે. હીંઆં હેવાં ઘણાએક પંખેરાંછે કે જેહનાં તરેહવાર અને સોભઈતા રંગ અને ખુબસુરત આકારની તારીફ કરવાને પુરતા સબદો નથી, અને એ ઓરડામાં જેઓ આવેછે તેઓ તરણ ત રણ વખત સધળી બાજુએ ફરી જાએછે, તો પણ તે દેખાવ છોડી તાંહથી તેઓને જવા ગમતું નથી. આ જગોએ જાંણવું જોઈએછે કે એ સધળાં પંખેરાં "સ્ટફ" કીવેલાંછે પણ આબેહુબ જીવતાં હોએ તેહવાં દેખા એછે. તેઓની જાતી ખુબસુરતીમાં કશો ઘટાડો થાયો નથી, માતર તેઓમાં જીવ મુકવાનોજ બાકીછે. એ ઓરડાઓની વચોવચમાં જે કેસોછે, તે મધે દુનીઆંનાં સધળા ભાગો ઉપર વસનાંરા પંખીઓનાં ઈડાં ગો ઠવીઆમાં આવીઆંછે, કે તેથી દરએક પંખીનાં ઈડાંનો કેહવો આકારછે તે આપણને માલમ પડે. વલી પં ખેરાંઓનાં માળા મેલવીને તે પણ હીંઆં મેલીઆમાં આવીઆંછે, તેથી જુદી જુદી જાતનાં પંખેરાંઓ કેહ વી રીત અને કેહવી ગોઠવણથી પોતાનાં માળા બનાંવેછે, તે જોવાને આપણને હીંઆં બની આવેછે. પોતા નાં દુશમેનોથી બંચાવને વાસતે પંખેરાંઓ પોતાનાં માળામાં કેહવી ગોઠવણ અને ઈછકતી કરેછે, તેની કેટ લીએક તરેહ જોયાથી આપણને થોડી અચરતી નથી ઉપજતી, તે સાથે પરંમેશવરે હલકાં જનાંવરોને "ઈન સ્ટીંકટ" સમજ મુકીછે તેને તેઓ કેહવી રીત વાપરેછે, તે પણ આપણે હીંઆં અચરતીથી જોઈએછે. ભમ રાઓનો માળો સઉથી જોવા લાએકછે, તેમાંનાં ઘણા નમુનાં હીંઆંછે, પણ તે મધેની ગોઠવણ આપણને બ રાબર સમજ પડવાને વાસતે એક "માંડેલ" નમુનો બનાંવી હીંઆં મેલીઆમાં આવીઓછે, તેથી ભમરાનાં માળાનો દરએક ભાગ સેહેલથી સમજ પડેછે. વલી કેટલાએક ઓરડાઓમાં સાંપ તથા "રેપટીલસ" અને બીજાં પેટે ચાલનાંરાં ઝીના જાંનવરોનો તથા દરીઆ કીનાંરે "કોરલસ" તથા આકાર વગરની પણ દમ લેનારી માંછલીઓ મલેછે, તેનો પણ મોટો સંગરહછે. ટુકાંમાં કહીજીએછે કે "નાંચરલ હીસટરી" ખુદરતી તવારાખ સીખનાંરને પોતાનો અભીઆસ કરવાને આ કરતાં સરસ મુકાંમ દુનીઆનાં કોઈ ભાગ ઉપર મલશે નહી.

બોટાંનીકલ રૂમ.—આ ઓરડામાં ઝાડપાંણનાં શોકીની ગમત તથા વીદીઆરથીનાં અભીઆસને સારૂ ઘણાએક સોભઈતા નમુનાંછે. એ ઓરડામાં ફરતી વેલાએ આપણે જાંણે એક બાગમાં હોઈએ તેવું લાગેછે.

ફાસીલસ.—હરેક વસતુ, ફળ, અથવા જાંનવર એકાએક જમીનમાં ડટાઈ જાએ, તે લાંબા જમાંનાં

પછી કોઈ ખનાંવથી અથવા ખોદીઆથી નીકલી આવે, અને તેહારે તેનો આકાર જે ફકટ મટોડી અથવા પથરનાં જેવો બની ગયો હોએ, તેને "ફાસીલસ" કરી કેહેછે. આ ઓરડાઓમાં અસલનાં જમાનાનાં મોટા તથા નાંહલાં જાંનવરો તથા માછલી, ફળ અને બીજી વસતુઓનાં અને આદમીઓનાં ફાસીલસછે, તે જેયાથી આપણુને ઘણીએક અચરતી ઉપજેછે. જાંનવરોનાં જે ફાસીલસછે, તે જાતનાં જાનવરો હમણાનાં જમાનામાં પેદા થાતાં નથી, અને તે કહેઆ જમાનામાં પેદા થાયાં હશે, તે કેહવાને બીકટ પડેછે, પણ હેવું ધારીઆમાં આવેછે કે, દુનીઆની શરૂઆતનાં વખતમાં તે હઈઆત હશે.

ધાતુઓનો સંગરહ.—આ વસતુઓથી તરણ મોટા ઓરડા રોકાયાછે. રશાએણ શાસતરનાં વીદીઆરથીની હીંઆં એક નીશાલછે. સુનનું, રૂપું, લોહડું, તરાંબુ, શીસું, પારો અને બીજાં ધાતુઓ, તથા રશાએણી પદારથો ખાંન મધેથી કેવી કેવી હાલતમાં મલેછે, તેનાં તરેહવાર નમુનાં હીંઆંછે. જેમકે તે ધાતુઓ જુદી જુદી વસતુઓ સાથે ભેલાએલાં હોએ, તાહરે કેવી હાલતમાં હોએછે, તથા ખાંનમાંથી ચોખી હાલતમાં નીકલેછે, તાહરે કેવાં હોએછે, તે સઘળું આપણુને હીંઆં મેલેલા નમુનાં જોયાથી માલમ પડેછે. જે વસતુમાંથી હીરા, માંણેક, પાંનાં, ઈતીઆદી બનેછે, તેની અસલ તથા જુદી જુદી હાલત પણ હીંઆં આપણે જોઈ શકીએછે. કેટલાએક નમુના ઘણા કીમતી સોભઈતા અને મોટાછે. આ બાબદને લગતા એક કેસમાં હાલનાં જમાનામાં જે નાંમીચા હીરા જણાએછે, તેમની સફેદ કાચથી બનાંવેલી નકલોછે. કોહીનુરનો નાંમીચો હીરો જે ૨૮૯ રતીનો છે, તેનો આબેહુબ કાપેલો નમુનો હીંઆંછે તથા યુરોપખંડનાં મુલકોનાં જે પાદશાહોનાં હસતકમાં લગભગ ૨૦૦ રતી શુધીનાં નાંમીચા હીરાછે, તેનાં નમુનાં પણ હીંઆંછે. આ બીનાં વાંચનારાઓમાંનાં કેટલાએકોને ખબર હશે કે, જાહરે કોહીનુરનો નાંમીચો હીરો આપણી નાંમદાર અને બખતાવર રાંણી વીકટોરીઆનાં સવાધીનમાં આવીઓ હતો, તાહરે તેનો આકાર ફેરવીને તેને વધારે ખુબસુરત કરવાને ધારીઆમાં આવીઉં હતું, પણ તેમ કરતાં રતીમાં ઓછો થાએ, વાસતે તે વીચાર પડતો મેલીઆમાં આવીઓ હતો. પણ કોહીનુર કે જે હમણા અરધાં ઈડાંનાં આકારનોછે, તેને કાપીને ખુબસુરત કેમ કરીઆમાં આવે, તેનો નમુનો હીંઆં મેલેલોછે.

લોહચુંબકનાં પથરો આસમાંન ઉપરથી પડેચ, તે વીશે અલબતાં ઘણા જણાઓએ સાંભલીઉં હશે. હેવા પથરોનાં આ ઓરડામાં કેટલાએક નાંમીચા નમુનાંછે. લોહચુંમબકનો એક મોટો પથર કે જે વજનમાં ૧૪૦૦ ચઉદશો રતલછે, તે "બીઉનો એરેશ" માં આકાસ ઉપરથી પડીઓ હતો, તે આ મીઉઝીઅમને વાસતે "સર વુડબાઈન પારીશે" મોકલીઓ હતો. એ પથર સરવે કોઈ ભારી અચરતી સાથે જુએછે. બીજા પથરો એ કરતાં કાંઈએક નાંધલાછે, તેમાં એક પોનાંતરણ હંડરવેટનોછે. એ પથર ૧૪૯૨ નાં સાલમાં જે વખતે શાંહાંનશાહ મેકસીમીલીઅન ફરેંચનાં લશકર સાથે લડાઈ કરવાની તઈઆરીમાં હતો, તે વખતે આલ્સેસનાં પરગણામાં "એનસીસંમ" શેહેરમાં પડીઓ હતો. બોહીમીઆ, ગાસકની તથા બીજા દેશોમાં પડેલા પથરો પણ હીંઆંછે. એક પથર ૫૬ રતલનો ઈસવી સને ૧૭૯૫ નાં સાલમાં ઈઆરકશાએરમાં પડીઓ હતો.

ચાંન તથા સીકા.—સર હાંનસ સ્લોન તથા સર રાબરટ કાટન એઓએ આ મીઉઝીઅમને પેહલે ચાંન તથા સીકાની ભેટ કીધી હતી, તે ઉપરથી આ ઓરડાઓનો પાયો નખાયો હતો. ઈંગલંડનાં પાદશાહ ચોથા જારજે તેહમાં ઘણોએક વધારો કીધો હતો. એ ઓરડાઓમાં પુરાનાં તથા હમણાનાં વખતનાં સીકા તથા ચાંનો ગોઠવીઆમાં આવીઆછે. ઈઉનાંનીઓમાં જે સીકાઓનુ ચલણ હતું, તે સઘળા તેમનાં પુરાતનપણા પરમાણે ગોઠવીઆમાં આવીઆછે, તે સાથે રોમન સરકારથી જે પાદશાહો, પરગણા તથા શેહેરો અસલના વખતમાં આપઅખતીઆર હતા, અને જેઓએ પોતાનાં સીકા ઈઉનાંની હરફે સાથે

બનાંવીઆ હતા, તે સીક્કા પણ ઉપલા સીક્કાની સાથે ગોઠવીઆમાં આવીઆછે. આપઅખતીઆર મુલ કો તથા શેહેરો જેઓએ પોતાનાં સીક્કા ઇત્રસકન, રોમન, પુનીક, ઇસપાંનીશ અથવા બીજી ભાશાના હરફો સાથે બનાવેલા હતા તે પણ હીંઆં હારેબંદછે. રોમની સરકારનાં સીકા પણ તેમનાં વરશ પરમાણે જુદા ગોઠવીઆમાં આવીઆછે. હાલ જમાનાનાં સીક્કાઓમાં આંગલો-શાકસને, ઇંગલીશ, આંનગલો-ગાથીક, સ્કાટચ તથા આઇરીશ તથા પારકા દેશોનાં સીક્કાછે. દરએક મુલકનાં સીક્કા દેશ પરમાણે જુદા જુદા ગોઠવેલાછે. આંનોમાં પુરાંણા તથા હમણાનાં વખતનાં જે મલી આવીઆછે, તેબી હીંઆં ગોઠવેલાછે.

પીકચર ગીઆલરી અથવા તસવીરખાંનુ.—ઇંગલંડનાં તથા ઇઉરોપખંડનાં બીજા દેશોનાં આગલા પાદશાહ તથા નાંમીચા શખસોની સબીઓથી પાંચ મોટા ઓરડા રોકાએલાછે. સર એચ સ્લોન કે જેની પેહલલી બખશેસથી આ નાંમીચા સંગરસથાંનનો પાયો નખાયોછે, તેની બે સબી હીંઆંછે.

પુસતકખાંનુ.—બરીટીશ મીઉજીઅમનો સઉથી કીમતી, અગતનો અને નાંમીચો ભાગ, તેનુ પુસતકખાંનુંછે. પારીસ અને મીઉનીચ શેહેરનાં પુસતકખાંનાં વીગરે દુનીઆમાં બીજા સઘળા પુસતકખાંનાં કરતાં એ પુસતકખાંનું સઉથી મોટું, કીમતી અને નાંમીચુંછે. ઉપર કહેલાં બે શેહેરોનાં પુસતકખાંનાંમાં બરીટીશ મીઉજીઅમનાં કરતાં કેતાબની સંખીઆ વધારેછે, હેવું જણાવીઆમાં આવીઉંછે, પણ બરીટીશ મીઉજીઅમનાં બીજા ભાગોને આપણે વીચારમાં લઇએથ, તથા એ પુસતકખાંનાંમાં કેતાબોની જે વખાંણવાજોગ અને શોભઇતી ગોઠવણછે, તથા વાંચનારને વાસતે જે સેહેલ અને સગવડછે, તે સઘળા ઉપર નેગાહ કરતાં બરીટીશ મીઉજીઅમ આખી દુનીઆનાં સંગરસથાંનો ઉપર સરદારી ભોગવેછે.

સને ૧૭૫૯ નાં જાંનેવારી મહીનાંમાં જારે એ પુસતકખાંનાંનો ઓરડો જાહેરમાં વાંચનારાઓને સારૂ હુંગાડીઆમાં આવીઓ હતો, તારે પેહલલાં વરસમાં માતર પાંચ વાંચનાર તાંહાં ગયા હતા, પણ હમણા કેટલો ફેરછે ! હાલમાં દર વરશે સીતેરથી તે હેંશી હજાર શખસો એ પુસતકખાંનાંનો લાભ લીએછે. એ પુસતકખાંનાંમાં વાંચનારાઓને દાખલ થવાને કશી મેહનત પડતી નથી. હરેક આબરૂદાર શખસ અથવા વીદીઆરથીને કાંઇબી લવાજમ અપીઆ વગર તાંહાં જાઇ તેનો લાભ લેવાને છુટછે. એ પુસતકખાંનાં વીશે જણાવીઆંમાં આવીઉંછે કે, લંડન શેહેરમાં તથી જેટલો ગનેઆંનનો વધારો થાએછે, તેટલો બીજા કશાથી થાતો નહી હશે. હીંઆં સઘળી જાતની વીદીઆ, સઘળી જાતનાં હુંનર અને સઘળી ભાશાનાં પુસતકોનો એક મોટો જથોછે. તમોને કોઇબી કેતાબ જોઇએ તે આ પુસતકખાંનાંમાં મલીઆ વગર રેહેશે નહી, અને જારે હીંઆં નહી મલે, તારે કોઇબી બીજે ઠેકાંણે મલે, હેવી ઉમેદ રાખવી નહી. અસલનાં વખતથી તે હમણા શુધી છપાતી કેતાબોનો હીંઆં એક નામીચો સંગરહછે. જુનાંમાં જુની કેતાબ જોઇએ તો હીંઆં જ મલશે. સું લાટીન કે સું ઇઉનાની, સું જંદ કે સું પેહલવી, સું ફારશી કે સું તુરકી, અને તે વીગરે સઘળી જુબાંનોનાં "માંનસકરીપટ" અથવા હાથ દશકતના પુસતકો તથા બીજા દસતાવેજો હીંઆ મલશે. એ પુસતકખાંનું આટલી નાંમીચી હાલતમાં કેમ આવીઉંછે, અને માહાભારત કેમ બનીઉંછે, તે નીચે જણાવેલી વીગત ઉપરથી માલંમ પડશે. એ પુસતકખાંનાનો પેહલવો પાયો સર એચ સ્લોનની બખશેસથી થયો હતો. એ ઉપરાંત સર જાંન કાટન નામનાં એક નાંમીચા વીદીઆવાંન ગરહસથે પોતાનું પુસતકખાંનું બરીટીશ મીઉજીઅમને બખશેસ કીધું હતું. સને ૧૭૩૮ નાં સાલમાં મેજર એડવરડસે ઘણીએક કીમતી કેતાબો બખશેસ કીધી હતી તથા (૭૦૦૦૦) સીતેર હજાર રૂપીઆ આપીઆ હતા, કે તેનાં વીઆજમાંથી કેતાબો ખરીદ કરે. ઇંગલંડનાં પાદશાહ સાતમા હેનરીનાં વખતથી તે તરીજા વીલીઅંમનાં વખત શુધી, જે પાદશાહી પુસતકખાંનું જમાવ થાયું હતું, તે આખું પુસતકખાંનું બીજા જારજ પાદશાહે બરીટીશ મીઉજીઅમને પરજાનાં ફાએદાને કીજે ભેટ કીધું હતું. ઇસવી સને ૧૬૪૦ થી ૧૬૯૦ નાં સાલમા જે કાંઇ પુસતકો

પછી કોઈ બનાવથી અથવા ખોદીઆથી નીકલી આવે, અને તેહારે તેનો આકાર જે ફક્ટ ઝરોડી અથવા, પથરનાં જેવો બની ગયો હોએ, તેને "ફાસીલસ" કરી કેહેછે. આ ઓરડાઓમાં અસલનાં જમાનાનાં મોટા તથા નાંધલાં જાંનવરો તથા માછલી, ફળ અને બીજી વસતુઓનાં અને આદમીઓનાં ફાસીલસછે, તે જોયાથી આપણને ઘણીએક અચરતી ઉપજેછે. જાંનવરોનાં જે ફાસીલસછે, તે જાતનાં જાનવરો હમણાનાં જમાનામાં પેદા થાતાં નથી, અને તે કહેઆ જમાનામાં પેદા થાયાં હશે, તે કેહવાને બીકટ પડેછે, પણ હેવું ધારીઆમાં આવેછે કે, દુનીઆની શરૂઆતનાં વખતમાં તે હઈઆત હશે.

ધાતુઓનો સંગરહ.—આ વસતુઓથી તરણ મોટા ઓરડા રોકાયાછે. રશાએણ શાસતરનાં વીદીઆરથીની હીંઆં એક નીશાલછે. સુનનું, રૂપું, લોહડું, તરાંબુ, શીસું, પારો અને બીજાં ધાતુઓ, તથા રશાએણી પદારથો ખાંન મધેથી કેવી કેવી હાલતમાં મલેછે, તેનાં તરેહવાર નમુનાં હીંઆંછે. જેમકે તે ધાતુઓ જુદી જુદી વસતુઓ સાથે ભેલાએલાં હોએ, તાહરે કેવી હાલતમાં હોએછે, તથા ખાંનમાંથી ચોખી હાલતમાં નીકલેછે, તાહરે કેવાં હોએછે, તે સઘળું આપણને હીંઆં મેલેલા નમુનાં જોયાથી માલંમ પડેછે. જે વસતુમાંથી હીરા, માંણેક, પાંનાં, ઈતીઆદી બનેછે, તેની અસલ તથા જુદી જુદી હાલત પણ હીંઆં આપણે જોઈ શકીએછે. કેટલાએક નમુના ઘણા કીમતી સોભઈતા અને નોટાછે. આ બાબદને લગતા એક કેસમાં હાલનાં જમાનામાં જે નાંમીચા હીરા જણાએછે, તેમની સફેદ કાચથી બનાંવેલી નકલોછે. કોહીનુરનો નાંમીચો હીરો જે ૨૮૯ રતીનોછે, તેનો આબેહુબ કાપેલો નમુનો હીંઆંછે તથા યુરોપખંડનાં મુલકોનાં જે પાદશાહોનાં હસતકમાં લગભગ ૨૦૦ રતી શુધીનાં નાંમીચા હીરાછે, તેનાં નમુનાં પણ હીંઆંછે. આ બીનાં વાંચનારાઓમાંનાં કેટલાએકોને ખબર હશે કે, જાહરે કોહીનુરનો નાંમીચો હીરો આપણી નાંમદાર અને બખતાવર રાંણી વીકટોરીઆનાં સવાધીનમાં આવીઓ હતો, તાહરે તેનો આકાર ફેરવીને તેને વધારે ખુબસુરત કરવાને ધારીઆમાં આવીઉં હતું, પણ તેમ કરતાં રતીમાં ઓછો થાએ, વાસતે તે વીચાર પડતો મેલીઆમાં આવીઓ હતો. પણ કોહીનુર કે જે હમણા અરધાં ઈડાંનાં આકારનોછે, તેને કાપીને ખુબસુરત કેમ કરીઆમાં આવે, તેનો નમુનો હીંઆં મેલેલોછે.

લોહચુંમબકનાં પથરો આસમાંન ઉપરથી પડેચ, તે વીશે અલબતાં ઘણા જણાએ સાંભલીઉં હશે. હેવા પથરોનાં આ ઓરડામાં કેટલાએક નાંમીચા નમુનાંછે. લોહચુંમબકનો એક મોટો પથર કે જે વજનમાં ૧૪૦૦ ચઉદશો રતલછે, તે "બીઉનો એરેશ" માં આકાસ ઉપરથી પડીઓ હતો, તે આ મીઉઝીઅમને વાસતે "સર વુડબાઈન પારીશે" મોકલીઓ હતો. એ પથર સરવે કોઈ ભારી અચરતી સાથે જુએછે. બીજા પથરો એ કરતાં કાંઈએક નાંધલાછે, તેમાં એક પોનાંતરણ હંડરવેટનોછે. એ પથર ૧૪૯૨ નાં સાલમાં જે વખતે શાહાનશાહ મેકસીમીલીઅન ફરેંચનાં લશકર સાથે લડાઈ કરવાની તઈઆરીમાં હતો, તે વખતે આલુસેસનાં પરગણામાં "એનસીસંમ" શેહેરમાં પડીઓ હતો. બોહીમીઆ, ગાસકની તથા બીજા દેશોમાં પડેલા પથરો પણ હીંઆંછે. એક પથર ૫૬ રતલનો ઈસવી સને ૧૭૯૫ નાં સાલમાં ઈઆરકશાએરમાં પડીઓ હતો.

ચાંન તથા સીક્કા.—સર હાંનસ સ્લોન તથા સર રાબરટ કાટન, એઓએ આ મીઉઝીઅમને પેહલે ચાંન તથા સીક્કાની ભેટ કીધી હતી, તે ઉપરથી આ ઓરડાઓનો પાયો નખાયો હતો. ઈંગલંડનાં પાદશાહ ચોથા જારજે તેહમાં ઘણોએક વધારો કીધો હતો. એ ઓરડાઓમાં પુરાનાં તથા હમણાના વખતનાં સીક્કા તથા ચાંનો ગોઠવીઆમાં આવીઆછે. ઈઉનાંનીઓમાં જે સીક્કાઓનુ ચળણ હતું, તે સઘળા તેમનાં પુરાતમપણા પરમાણે ગોઠવીઆમાં આવીઆછે, તે સાથે રોમન સરકારથી જે પાદશાહો, પરગણા તથા શેહેરો અસલના વખતમા આપઅખતીઆર હતા, અને જેઓએ પોતાનાં સીક્કા ઈઉનાંની હરફો સાથે

બનાંવીઆ હતા, તે સીક્કા પણ ઉપલા સીક્કાની સાથે ગોઠવીઆમાં આવીઆછે. આપઅખતીઆર મુલકો તથા શેહેરો જેઓએ પોતાનાં સીક્કા ઇત્રસકન, રોમન, પુનીક, ઈસપાંનીશ અથવા બીજી ભાશાના હરફો સાથે બનાવેલા હતા તે પણ હીંઆં હારબંદછે. રોમની સરકારનાં સીક્કા પણ તેમનાં વરશ પરમાણે જુદા ગોઠવીઆમાં આવીઆછે. હાલ જમાનાનાં સીક્કાઓમાં આંગલો-શાકસન, ઇંગલીશ, આંનગલો-ગાથીક, સ્કાટચ તથા આઇરીશ તથા પારકા દેશોનાં સીક્કાછે. દરએક મુલકનાં સીક્કા દેશ પરમાણે જુદા જુદા ગોઠવેલાછે. આંનોમાં પુરાંણા તથા હમણાનાં વખતનાં જે મલી આવીઆછે, તેબી હીંઆં ગોઠવેલાછે.

પીક્ચર ગીઆલરી અથવા તસવીરખાંનુ.—ઇંગલંડનાં તથા યુરોપખંડનાં બીજા દેશોનાં આગલા પાદશાહ તથા નાંમીચા શખસોની સબીઓથી પાંચ મોટા ઓરડા રોકાએલાછે. સર એચ સ્લોન કે જેની પેહલલી બખશેસથી આ નાંમીચા સંગરસથાંનનો પાયો નખાયોછે, તેની બે સબી હીંઆંછે.

પુસતકખાંનુ.—બરીટીશ મીઉઝીઅમનો સઉથી કીમતી, અગતનો અને નાંમીચો ભાગ, તેનુ પુસતકખાંનુંછે. પારીસ અને મીઉનીચ શેહેરનાં પુસતકખાંનાં વીગરે દુનીઆમાં બીજા સઘળા પુસતકખાંનાં કરતાં એ પુસતકખાંનું સઉથી મોહું, કીમતી અને નાંમીચુંછે. ઉપર કહેલાં બે શેહેરોનાં પુસતકખાંનાંમાં બરીટીશ મીઉઝીઅમનાં કરતાં કેતાબની સંખીઆ વધારેછે, હેવું જણાવીઆમાં આવીઉંછે, પણ બરીટીશ મીઉઝીઅમનાં બીજા ભાગોને આપણે વીચારમાં લઇએય, તથા એ પુસતકખાંનાંમાં કેતાબોની જે વખાંણવાજોગ અને શોભઇતી ગોઠવણછે, તથા વાંચતારને વાસતે જે સેહેલ અને સગવડછે, તે સઘળા ઉપર નેગાહ કરતાં બરીટીશ મીઉઝીઅમ આખી દુનીઆનાં સંગરસથાંનો ઉપર સરદારી ભોગવેછે.

સને ૧૭૫૯ નાં જાંનેવારી મહીનાંમાં જારે એ પુસતકખાંનાંનો ઓરડો જાહેરમાં વાંચનારાઓને સારૂ હુંગાડીઆમાં આવીઓ હતો, તારે પેહલલાં વરસમાં માતર પાંચ વાંચનાર તાંહાં ગયા હતા, પણ હમણા કેટલો ફેરછે ! હાલમાં દર વરશે સીતેરથી તે હેંશી હજાર શખસો એ પુસતકખાંનાંનો લાભ લીએછે. એ પુસતકખાંનાંમાં વાંચનારાઓને દાખલ થવાને કશી મેહનત પડતી નથી. હરેક આબરૂદાર શખસ અથવા વીદીઆરથીને કાંઇબી લવાજમ અપીઆ વગર તાંહાં જાઇ તેનો લાભ લેવાને છુટછે. એ પુસતકખાંનાં વીશે જણાવીઆંમાં આવીઉ છે કે, લંડન શેહેરમાં તેથી જેટલો ગનેઆંનનો વધારો થાએછે, તેટલો બીજા કશાથી થાતો નહી હશે. હીંઆં સઘળી જાતની વીદીઆ, સઘળી જાતનાં હુંનર અને સઘળી ભાશાના પુસતકોનો એક મોટો જઠોછે. તમોને કોઇબી કેતાબ જોઇએ તે આ પુસતકખાંનાંમાં મલીઆ વગર રેહેશે નહી, અને જારે હીંઆં નહી મળે, તારે કોઇબી બીજે ઠેકાંણે મલે, હેવી ઉમેદ રાખવી નહી. અસલનાં વખતથી તે હમણા સુધી છપાતી કેતાબોનો હીંઆં એક નાંમીચો સંગરહછે. જુનાંમાં જુની કેતાબ જોઇએ તો હીંઆં જ મલશે. સું લાટીન કે સું ઇઉનાની, સું જંદ કે સું પેહલવી, સું ફારશી કે સું તુરકી, અને તે વીગરે સઘળી જુબાનોનાં "માંનસકરીપટ" અથવા હાથ દશકતનાં પુસતકો તથા બીજા દસતાવેજો હીંઆં મલશે. એ પુસતકખાંનું આટલી નાંમીચી હાલતમાં કેમ આવીઉંછે, અને માહાભારત કેમ બનીઉંછે, તે નીચે જણાવેલી વીગત ઉપરથી માલંમ પડશે. એ પુસતકખાંનાનો પેહલઓ પાયો સર એચ સ્લોનની બખશેસથી થાપો હતો. એ ઉપરાંત સર જાંન કાટન નામનાં એક નાંમીચા વીદીઆવાન ગરહસથે પોતાનું પુસતકખાંનું બરીટીશ મીઉઝીઅમને બખશેસ કીધું હતું. સને ૧૭૩૮ નાં સાલમાં મેજર એડવરડસે ઘણીએક કીમતી કેતાબો બખશેસ કીધી હતી તથા (૭૦૦૦૦) સીતેર હજાર રૂપીઆ આપીઆ હતા, કે તેનાં વીઆજમાંથી કેતાબો ખરીદ કરે. ઇંગલંડનાં પાદશાહ સાતમા હેનરીનાં વખતથી તે તરીજા વીલીઅમનાં વખત સુધી, જે પાદશાહી પુસતકખાંનું જમાવ થાયું હતુ, તે આખું પુસતકખાંનું બીજા જારજ પાદશાહે બરીટીશ મીઉઝીઅમને પરજાનાં ફાએદાને કીજે ભેટ કીધું હતું. ઇસવી સને ૧૬૪૦ થી ૧૬૯૦ નાં સાલમાં જે કાંઇ પુસતકો

અથવા ચોપાંનીઆ છપાયાં હતાં, તે તરીજા જારજે આ પુસતકખાંનાંને બખશીઆં હતાં. એક પાદરી નાંમે રેવરંડ ક્રાકરોડે (૧૦૦૦૦૦૦) દશ લાખ રૂપીઆનું પોતાનુ નાંમીચુ પુસતકખાંનું બરીટીશ મીઉજીઅમને આપી દીધું હતું. ઈંગલંડનાં પાદશાહ તરીજા જારજે પોતાનાં મેહેલમાં કીમતી અને નાંમીચાં પુસતકોનો સારો સંગરહ કરેલો હતો, તે સઘળાં પુસતકો ચોથા જારજે બરીટીશ મીઉજીઅમને બખશેસ કીધાં. ઈસવી સને ૧૮૪૬ નાં સાલમાં રાઈટ હાંનરેબલ ટાંમસ ગરેનવીલે એ પુસતકખાંનાંને વીસ હજાર કેતાબો બખશેસ કીધી હતી, કે જેની ઉપર તેને (૫૪૦૦૦૦) પાંચ લાખ ચીઆલીશ હજાર રૂપીઆ લાગા હતા. એ ઉપરાંત એ પુસતકખાંનાંને બીજી મોટી તથા નાંધલી ઘણી બખશેસ થાઈછે, તથા વલી તેનાં પોતાનાં ખરચે દર રોજ ઘણીએક કેતાબો વેચાતી લીધામાં આવેછે. હાથ દસકતથી લખેલાં અસલનાં નાંમીચા પુસતકો મેલવવામાં બરીટીશ મીઉજીઅમને (૨૧૦૦૦૦) બે લાખ દશ હજાર રૂપીઆ ખરચ લાગેછે. એ પુસતકખાંનાંમાં જુદી જુદી જાતની સઘળી કેતાબો મલી આઠ લાખ પુસતકોછે—તે સાથે તરણ હજાર રોલછે—નકશા તથા ચારટ, દશ હજારછે—હાથ દસકતથી લખેલાં પુસતકો, ઓગંનતીશ હજાર—લાકડાંની છાલ તથા બરૂની ચીપ પર હાથ દસકતનાં દસતાવેજો, બશો—તથા અસલનાં જમાનાંની નાંમીચી મોહરો આઠશોને ૫ ચાશછે. ટુકાંમાં કહીજીએછે કે, એ પુસતકખાંનાં મધેની સઘળી કેતાબોને જો એક કબાટની હારમાં બરીઆમાં આવેતો તે કબાટ સોલ માઈલ અથવા મુંબઈથી ભાંડુપ શુધી પોંહોંચે. હેવો એ પુસતકખાંનાંનાં ટરસટીઓએ હીશાબ કાહાડીઓછે. વલી આ મોટા સંગરહની ઉપર દર વરસે વીશ હજાર કેતાબોનો વધારો થાતો જાએછે. જેઓ ઈંગલંડમાં કેતાબ છાપે અને "કાપી રાઈટ" નો હક મેલવે તેઓએ એક કેતાબ આ પુસતકખાંનાંમાં મુફત મોકલવી હેવો પારલેમેંનટ સભાએ ધારો બાંધીઓછે. આ પરમાણે દર રોજ વધતાં પુસતકખાંનાંને વાસતે હેવી જગા કરવી કે જેમાં કદી ખુટ પડે નહી, તે વીશે ટરસટીઓનું ધીઆંન ઘણાએક વરસ શુધી લાગું હતું, અને હમણા એ કારણને વાસતે જે જગા થાએલીછે, તે બીજાં પચાસ વરસ શુધી પુરી પડે હેવીછે. પુસતકખાંનાંમાં વાંચવા જનારાઓને વાસતે જે હાલ અથવા દીવાંનખાંનું બાંધીઆમાં આવીઉંછે તેજ ફકત જોયાથી આપણી નજર હેરાંન રેહેછે, કાંએજે તેનુ માહાભારતપણ, તેની ખુબસુરતી, તેમાં ચોપરીઓની ગોઠવણ, વાંચનારાઓને સારૂ બેઠક, એ સઘળું હેવુંતો નાંમીચી રીતથી કરીઆમાં આવીઉંછે કે, તે સઘળાંની ગોઠવણ કરનારની અકલવીશે તારીફ કરીઆ વગર આપણીથી રેહેવાતું નથી. વાંચવાનાં ઓરડાનો આકાર ગોલછે, અને તેનો વીઆસ ૧૪૦ ફુટછે. એ ઓરડાની ઉંચાઈ ૧૦૬ ફુટછે અને તેનુ છાપરૂં ગુંબજનાં આકારમાંછે. બરાબર અજવાલુ પડવાને વાસતે ગુંબજ ઉપર ૪૦ ફુટની "સ્કાઈ લાઈટ" એટલે કાચનુ છાપરૂંછે, અને વલી તેની આસપાસ વીસ મોટી અને સોભઈતી બારીઓ કીધેલીછે. ગુંબજનો બાકીનો ભાગ નાંમીચા અને સોભઈતા રંગનાં ચીતારોથી સણગારીઆમાં આવીઓછે. પુસતકો મેલવાને વાસતે કાંઈ લાકડાંની કબાટો નથી, પણ લોહોડાંનાં સલીઆનાં "શેલવસ" સઘળી તરફ જડી લીધાંછે. ઉપલા ગોલ ઓરડાની દેવાલ સાથે જેમ પુસતકો ગોઠવીઆમાં આવીઆંછે, તેમજ તે દેવાલની બાહેરની બાજુએ પણ પુસતકો ગોઠવેલાંછે, અને વલી તેની આસપાસ તેજ પરમાણે માતર લોહડાંનાં સલીઆનાંજ "શેલવસ"થી બીજી દેવાલો ફરતી કરી તાંહાં પણ પુસતકો ગોઠવીઆમાં આવીઆંછે, તેથી જાંણે પુસતકોથીજ ફરતી વાલ બાંધી લીધામાં આવી હોએ, હેવો દેખાવ આપણી નજરે પડેછે. આ પરમાણેની ગોઠવણ ૧૮૫૭ વરસથી થાએલીછે અને એ પરમાણે કરવામાં તથા વાંચનારાઓને વાસતે ઉપર કહેલું દીવાંનખાંનુ બનાવામાં (૧૦૦૦૦૦૦) દશ લાખ રૂપીઆનો ખરચ થાયેછે. એ ઉપરાંત પણ અસલ હતું તેમ બીજા ઓરડાઓમાં હજારો કેતાબો ગોઠવેલીછે, પણ તાંહાંબી જેમ બને તેમ થોડી જગામાં ઘણા પુસતકો સમાએ હેવી ગોઠવણ કીધેલીછે.

વાંચવાનાં ઓરડામાં બેહેલા ગરહસથોને જે પુસતક જોઇએ, તે સેહેલથી મલી આવવાને વાસતે ઘણોજ વખાંણવા લાએક બંદોબસતછે. ઓરડાની વચોવચમાં એક ઉપરી બેશેછે અને વાંચનારને જે કેતાબ જોઇએ તેની ઇઆદદાસત તે ગરહસથને આપીઆથી, હાવાં બોહોલાં પુસતકખાંનાંમાંથી એક અથવા બે મીનીટની અંદર તે કેતાબ મલી શકેછે. દરએક બાબદનાં સઘળાં પુસતકો જીદા જીદા ભાગમાં ગોઠવીઆમાં આવીઆંછે, જેમકે તવારીખનાં સઘળાં પુસતકો સાથે, અરથ વીદીઆ ઉપર લખાએલાં સઘળાં પુસતકો સાથે, ગણીત શાસતર ઉપર પરગટ થાએલાં સઘળાં પુસતકો સાથે, રશાએણ શાસતર વીશેનાં સઘળાં પુસતકો સાથે, ધરમને લગતાં તથા ઇતીઆદી પુસતકો સાથે. વલી એ પરમાણે દરએક બાબદનાં ભાગોની દરએક કબટ ઉપર મુલ અખશરોની નીશાંણછે. જેમકે તવારીખનો ભાગછે તેમાંની પેહલલી કબટ ઉપર એ, બીજી ઉપર બી, તરીજી ઉપર સી, ઇતીઆદી. એ પરમાણેની નીશાંણની કબરો મધેની કેતાબો ઉપર જીદાં નંબરોછે તેથી હરેક ચોપડી સેહેલથી મલી શકેછે. પુસતકખાંનાં મધેની સઘળી કેતાબોનો તેમનાં ભાગ પરમાંણે "આલફાબેટીકલ કાટલગ" છે તેથી જેને કોઇ કેતાબ જોઇએ, તે પેલો કાટલગ હુંગારેછે. તવારીખની કેતાબ જોઇએતો તે ભાગ હુંગાડી, તરત પોતાની ચોપડી શોધી કાહાડેછે, અને તે ચોપડીનાં નાંમની સાંહાંમને તે કેહા દસકતવાલી કબટમાંછે, અને તેની ઉપર નંબર કહેઓછે, તે નોંધેલુંછે, તે જોઇને તુરત તેની ઇઆદદાસત કાગજ ઉપર ટપકાવીને પેલા ઉપરીને આપેછે, તે ગરહસથ તરત તે ઇઆદદાસત જે ખાતાંની કેતાબ હોએછે, તેનાં ઉપરીને આપેછે, તે શખસ એક મીનીટની અંદર તમોને જોઇતી કેતાબ લાવી તમારી નજર આગલ હાજર કરેછે. આ ઝડપ ખચીત અચરત થવા જોગછે.

વાંચવાનાં મોટા ઓરડામાં સેંહકડો ગરહસથો અભીઆસમાં ગુંતેલા જોયાથી આપણી નજરને એક ઘણોજ સારો દેખાવ મલેછે. ઘણી વખત ઓરડામાં શોથી વધારે ગરહસથો હોએછે, પણ તાંહાં એક ચલીઆંનાં સાહાડ જેટલો આવાજ થાતો નથી. દરએક જણ પોતાનાં કાંમ અને અભીઆસમાં એવોતો મશગુલ રેહેછે કે, બીજી કોઇ બાબદ ઉપર તેઓનું ધીઆંન દોડતું નથી. આવતા જતા લોકોનાં પગનાં આવાજથી જેવો વાંચવા બેહેલા હોએ, તેઓને હરકત નહી થાએ તેને વાસતે તે ઓરડાની ભોંએ (ગટાપરચા) રબરનાં જેવી એક વસતુની બનાંવેલીછે, તેથી ચાલી જનારનાં પગનો કશો આવાજ નીકલતો નથી. એ ઓરડામાં એકદમ ઘણા શખસો જમાંવ થાએછે, તેથી તંનદરોસતીનો બગાડ થાએ, હેવુંબી નથી, કાંએજે ગરમી હોએ તારે એ ઓરડામાં હવા દાખલ કરવાની તથા સરદી હોએ તારે ગરમી લાવવાની સારી ગોઠવણછે. એ ઓરડામાં બાર લાખ પચાસ હજાર કીઉબીક ફુટ હવા રેહેછે, હેવો હીશાબ કાહાડેલોછે. દરએક આદમી ચાર ફુટ જગા રોકે તો તેમાં ૩૩૬ ગરહસથો સેહેલથી પોતાનો અભીઆસ કરી શકે.

જરતોસતી ધરમનાં પુસતકો.—પારસીઓનો હેવો વીચારછે કે, તેઓની પાદશાહી ગયા પછી તેઓનાં ધરમનાં કેટલાંએક પુસતકો, જે હાલ તેઓની પાસે રહાં નથી, તેમાંનાં કોઇબી યુરોપખંડનાં નાંમીચાં શેહેરોનાં વખણાએલાં પુસતકખાંનાંઓમાંથી મલી આવશે. એ વીચાર ભુલ ભરેલોછે, હેવું બરીટીશ મીઊઝીઅમ તથા પારીસ, મીઊનીક, બરલીન અને કોપનહેગનનાં નાંમીચાં પુસતકખાંનાઓ મધે કરેલી તપાસ ઉપરથી માલમ પડેછે.

બરીટીશ મીઊઝીઅમમાં જરતોસતીઓનાં ધરમને લગતાં પુસતકો કેટલાંછે, તેની વીગત નીચે જણાવીઆ પરમાણેછે. એ પુસતકખાંનાંમાં ધરમની હેવી કોઇ કેતાબ નથી કે જે જરતોસતીઓ પાશે હીંદુસથાંનમાં નહી હોએ. આ બાબદ જાંણીઆથી પારસીઓને કાંઇએક દલગીરી ઉપજશે, પણ ખરેખરી વીગત જાણીઆથી જે ખોટો ભરમછે તે નીકલી જયાથી ફાએદો થાશે. આ પુસતકખાંનાંમાં જે કેતાબોછે તેની વીગત.

૧—વંદીદાદ જંદ ભાશામાં—એ પુસતક હાથથી લખેલુંછે, અને ઈસવી સને ૧૬૫૦ અને ૧૬૭૫ ની વચમાં લખાએલું દીશેછે. ડાકટર ફારબસ હેવું મત આપેછે કે, ઈસવી સનેની સતરમી સદીના પાછલા ભાગમાં એ પુસતક લખેલુંછે.

૨—ઈજશની જંદમાં—એ પુસતક ઈઅજદજરદી ૧૧૦૫ અથવા ઈસવી સને ૧૭૩૭ માં લખાએલુંછે.

૩—ઈઅશતાં જંદમાં—એ કેતાબનાં બે વાલંમ પારીસમાં એમ બરનુફે છાપી પરગટ કરીઆંછે.

૪—ખોરદે અવસતાનો કેટલોએક ભાગ, ઈઅજદજરદી ૧૦૪૨ અથવા ઈસવી ૧૬૭૩ નાં સાલમાં લખેલોછે.

૫—હોરમજદ ઈઅશત, ફારસીમાં, ઈસવી સને ૧૮૦૯ માં લખેલીછે.

૬—અરદીબેહસત ઈઅશત, ફારસીમાં—ઓગનીસમી સદીની શરૂઆતમાં લખેલીછે.

૭—પતેત ઈરાંની, ફારસીમાં—ઈસવી સને ૧૮૦૮ માં લખેલીછે.

૮—એક કેતાબ જંદમાં—તેમાં આફરંગાંન, ફરવરદીન ઈઅશત, ગંહુંમબારનું આફરંગાંન, ગાથા આફરંગાન તથા ઈજશનીનો થોહોએક ભાગછે.

૯—વીસપરદ જંદમાં—તારીખ માલંમ પડતી નથી.

૧૦—જંદ—સંનઅકરૂત તથા ફારસી (વાકાબીઉલરી) ફરંગ.

૧૧—પેહલવી—જંદ—તથા ફારસી (વાકાબીઉલરી) ફરંગ.

૧૨—જંદ—ફારસી તથા પેહલવી ફરંગ—એ કેતાબનાં દીબાચા ઉપરથી હેવું માલંમ પડેછે કે, હીંદુસથાંનનાં પાદશાહ સુલતાંન શેકંદરનાં વખતમાં શેક મહમદ ઈબને જીઆલીદીન નાંમનાં એક કાબેલ શખસે હીજરી ૭૧૯ નાં સાલમાં બનાવેલીછે.

૧૩—સદદરે નનંમ—એ કેતાબ ઈસવી સને ૧૬૪૦ અથવા હીજરી ૧૦૫૦ માં લખેલીછે.

૧૪—કેતાબે સદદર—ઈસવી સનેની ૧૮ મી સદીનાં છેલલા ભાગમાં લખાઈ હોએ, હેવું લાગેછે.

પારીસનુ પુસતકખાંનું.—પારીસની પાદશાહી લાઈબરેરીમાં આપણા ધરમને લગતાં પુસતકો વીશે પુછપરછ કરી આ લખનારે જે તપાસ કીધીછે, તે ઉપરથી માલંમ પડેછે કે, તે પુસતકખાંનાંમાં આપણા ધરમને લગતું, હેવું કોઈ પુસતક નથી, કે જે પારસીઓ પાશે નથી. જંદમાં વંદીદાદની તરણ નકલો તાંહાછે, અને તે તરણ નકલો જુદા જુદા વખતમાં લખાએલીછે, અને તે તરણડે કેતાબોમાં ફેરછે. એ મધેની બે કેતાબ આનકુટીલ ડુ પેરોં સુરતથી લઈ ગયો હતો. બીજી એક ઈજશનીની કેતાબછે, તથા જુદી જુદી બાબદ ઉપર થોડાએક જુજ આપણી ટાપુના શેક માંણેકજી ખરશેદજી શરાફે એ પુસતકખાંનાંને ભેટ કરેલાછે. એ વતરોગે હીંઆં બીજું કાંઇ નથી. આ જગોએ જાંણવાને અગતનુંછે કે, જાહરે આ લખનાંર પારીસની પાદશાહી લાઈબરેરીમા ગયો હતો, તાહરે તાંહાં એક ફરેનચમન જરતોસતીઓના વંદીદાદનું પુસતક થોડાએક છાપેલા જુજ સાથે તપાસતો હતો, તે જોયાથી અલબતાં આ લખનાંરને અચરતી ઉપજી, અને આ લખનાંરને ફરેંનચ આવડતી નહી હતી, તેથી તેણે દોબાશીઆની મારફતે પુછીઉં કે, આ વંદીદાદને તે શું કરેછે. તે ફરેંનચે ઘણી ખુશી અને સાલેસાહીથી જવાબ આપીઓ કે, જરતોસતીઓના ધરમ પુસતકો તપાસવાનો તેને ઘણો શોકછે, માટે તે ઘણી મેહનતથી જંદ તથા પેહલવી પોતાંની મેલે શીખીઓછે. તેનો ઈરાદો ફરેનચમાં વંદીદાદ પરગટ કરવાનોછે, તેથી પરોફેસર સ્પીગલના છાપેલા વંદીદાદની સાથે તે ઉપલા વંદીદાદ મેલવી ફરક કાહાડતો હતો. એજ ફરેંનચમને કહેઉં કે ઉપલી લાઈબરેરીમાં વંદીદાદની જુદી જુદી તરણ ન

કલોછે, તે ઘણે ઠેકાંણે એક એક સાથે ફરક ધરાવેછે, પણ જાંહાં તેને જે વાત શાધારણ અકલ સાથે મલતી દીશેછે તે, કબુલ રાખેછે. †

યુરોપખંડમાં છપાએલાં અસલી પુસતકો.—પુસતકખાંનાંને લગતા બીજા તરણ ઓરડાછે, તે મધે જે ચીજોછે, તે પણ હરેક વીદીઆરથીને અભીઆસ કરવા જોગછે, વાસતે તે વીશે હીંઆં લખવાની અગતછે. ડીબાંથી છાપવાનો હુંનર શરૂ થયો તેની આગમજ લાકડાંનાં ઠીંમરાની ઉપર દસકતો કોતરીને કેતાબો છાપી આમાં આવતી હતી, તે વીશે ઘણા જણને સારી પહે ખબરછે. હેવી રીતે અસલનાં વખતમાં છાપેલી કે તાબોનાં ઘણાએક નમુનાં ઉપલા તરણ મધેનાં એક ઓરડામાંછે. હેવી રીતે છાપેલી કેતાબોમાં સઉથી પુરાનીમાં એક કેતાબ જે પંદરમી સદીનાં પેહલા ભાગમાં છપાઈ હતી તે છે. એ કેતાબ મધે ચીતારોબી છાપેલાછે, પણ તેમા રંગ હાથથી પુરેલોછે. એ કેતાબ તે વખત ખરીસટી લોકોને વાસતે પટવાની બાઈબલ હતી અને તે જરમનીમાં છાપેલી હોએ, હેવું ધારીઆમાં આવેછે. વલી ડીબાંથી છાપવાનો હુંનર શરૂ થયો તે વખતમાં છપાએલી કેટલીએક કેતાબો હીંઆંજ જુદી બતાવીઆમાં આવેછે. એ કેતાબો મધે સઉથી પુરાંની કેતાબ મેનટજ શેહેરમાં ૧૪૪૫ નાં વરસમાં ગટેનબરગ તથા ફસટ નાંમનાં શખસોએ છાપેલી બાઈબલછે. એ બાઈબલ કારડીનલ માજરીન નાંમનાં પાદરીનાં પુસતકખાંનાંમાંથી મલી હતી, તેથી તેને માજરીન બાઈબલ કરીને કેહેછે. ઈંગલંડનાં પાદશાહ તરીજા જારજનું પુસતકખાંનું જે બરીટીશ મીઉજીઅમને ભેટ કીધામાં આવીઉં હતું, તેમાંથી એ પુસતક મલીઉંછે. એ ઉપરાંત બીજાં તરેહવાર પુસતકો કે જેનું બયાંન કરતાં લંબાંણ થાએ, તે ૧૪૫૫, ૧૪૫૬, ૧૪૫૭, ૧૪૫૯, ૧૪૬૨, ૧૪૬૫, ૧૪૬૮, ૧૪૭૧, નાં વરસમાં છાપેલાંછે. એ પુરાંની કેતાબો જોયાથી આપણને ઘણો હરખ ઉપજેછે, અને તેઓને બારીકીથી તથા સીઆથી છાપવાનો હુંનર આસતે આસતે કેમ વધીઓ તથા શુધરીઓ હશે, તેનો વીચાર કરવાને આપણને બની આવેછે. આ અસલી કેતાબો દેખાડવાની ગોઠવણ ઘણી સારીછે. જરમનીમાં જેટલી ચોપડીઓ છપાઈ હોએ, તે સઘળી સાથે મેલીઆમાં આવીછે, તેજ પરમાણે ઈટાલી, ફરાંનસ તથા ઈંગલંડમાં છપાએલી કેતાબો જુદી જુદી ગોઠવેલીછે. ઈંગલંડ મધે છપાએલી કેતાબો મધેનો સઉથી પુરાંનો નમુનો સેતરંનજની રમત વીશે છપાએલી ચોપડીછે. એ કેતાબ કીઆકસટને ૧૪૭૪ નાં વરસમાં વેસ્ટમીનસ્ટર આબી મધે છાપી હતી.

એ ઉપરાંત અસલનાં વખતમા કાગલ તથા ચાંમરા ઉપર છપાએલી સોભઈતી કેતાબોના તથા લાકડાં તથા તરાંબાની પલેટ ઉપર છાપેલાં ચીતારોનાં પણ ઘણા સારા નમુનાંછે. વલી અસલનાં વખતમાં કેતાબોની સોભઈતી જલદનાં પણ ઘણાએક નમુનાછે.

ઉગમણ પરાંતનાં પુસતકો.—ઉગમણ પરાત તથા હીંદુસથાંનમાં હાથથી લખાએલી નાંમીચી તથા સોભઈતી કેતાબો અથવા દસતાવેજોનો પણ હીંઆ એક સારો સંગરહછે. તેમાંની થોડીએકનું ટુક વરણન જાંણવા જોગછે લાકડાંની છાલ ઉપર ઘણાજ બારીક દસકતથી સંસકરૂત ભાશામાં ભગવત ગીતાનાં તરણ રોલછે. એ રોલ ઉપરનાં દસકતો એટલાતો ઝીનાછે કે, ભગવત ગીતાની આખી કેતાબ આ તરણ નાંધ

† મીઉનીક, બરલીન, કોપનહેગન તથા વીએના શેહેરના પુસતકખાના આ લખનારના જોયામા આવીઆ નથી, પણ પેહલા તરણ શેહેરો ખાતે મુસાફરી કરતી વેલાએ એક મીતરે તાહા ઉપરથી બાબદમા ઘટતી તપાસ કરી હતી, અને તે તપાસ ઉપરથી તેણે હેવુ મત આપીઉ છે કે, એ પુસતકખાનાઓમા પણ જરતોસતી ધરમને લગતુ હેવુ કોઈ પુસતક નથી કે જે હીંદુસથાનમા પારસીઓ પાશે નહી હોએ. ઇઅજદજરદી ૬૯૨ અથવા ઈસવી ૧૩૨૩ ના સાલમા લખાએલા વ દીદાદ તથા ઇજશનીના પુસતકો પરોફેસર ઇરાસમસ રાસક જે ૧૮૨૦ નાં સાલમા અતરે તથા ઇરાન ખાતે ફરી ગયો હતો, તેણે કોપનહેગનના પાદશાહી પુસતકખાનામા મેલીઆછે

લા રોલમાં સમાવીઆમાં આવીછે, અને તે દસકતો જે ધણીની આંખ જરાકબી ખરાબ થાઈ હોએ, તે વાંચી શકે નહી એટલા ઝીનાંછે. સીનગાલી દસકતમાં બુહદી બાશાનુ "શાતીપતાંન શુક્ર" નું પુસતક સુનાંનાં ધોર સાથનાં તરાંબાનાં પતરાંની ૫૩, ચીપ ઉપર લખેલુંછે. વલી એક બીજુંપુસતક સીંનગાલી દસકતથી રૂપાંનાં પતરાંની ૨૫, ચીપની ઉપર લખેલુંછે. પલમાઈરાનાં પાતરાં ઉપર સુનાંનો ધોર ચહડાવી તે ઉપર બુહદી બાશામાં "કાંમાં વીકા" નું પુસતક લખેલુંછે. એજ પુસતક વલી હાથીદાંતની ચીપો ઉપર ઘણાજ બારીક દસકતથી લખેલુંછે. "શીવ કાવચ" નાંમનુ સંસકરૂત બાશામાં કવીતાનુ પુસતક રૂપાંનાં ઝીનાં દસકતથી લખેલુંછે. હીંદુઓની દેવી દુરગાની વખાંણમાં "દેવી માહાતમાં" નાંમનું કવીતાનું પુસતક ઘણુંજ સોબાઈતુંછે. એ પુસતક ઘણાજ ઝીનાં દસકતથી આસમાંની રંગની ભોંએ ઉપર સુનાંનાં દસકતથી લખેલુંછે. ચીનાં લોકોનાં અંનજીરનાં પવીતર ઝાડની છાલ ઉપર બુહદી બાશામાં "કવાંનટજી" નામનું એક સુંદર પુસતકછે. એ પુસતકમાં ચીનાંઓનાં ઓદાઓની તસવીરો આપેલીછે, અને તેની સમજાણ સુનાંનાં દસકતોની એબારતથી આપેલીછે. આઉદનાં છેલલા પદલશટ થાએલા પાદશાહે ૧૮૫૫ નાં સાલમાં "એશક" ઉપર કવીતાનાં આકારમાં ૧૩૦, સફાનુ એક પુસતક બનાંવીઉં હશે તે હીંઆં મેલેલુંછે. એ પુસતક રંગીન કાગલ ઉપર સુનેરી રંગનાં ઘણાજ શોબાઈતા દસકતથી હીંદુસથાંનીમાં લખેલુંછે. શાહનાંમુ, તથા બીજી નાંમીચી ફારસી કેતાબો જેનાં દસકતો ઘણાજ શોબાઈતા તથા ચીતારો સુનેરી રંગનાંછે, તેવાં એકથી વધારે પુસતકોછે, પણ તેનાં બયાંનથી જગા રોકવાની અગત નથી.

આટોગરાફ, એટલે નાંમીચા શખસોનાં હાથનાં દસકતો.—ઉપલા ઓરડાઓમાંથી નીકલીને પછી આપણે જે ઓરડામાં જાઈએછે, તાંહાં જે જેવાતુછે તેથી જેનાંરનાં દીલમાં કેટલોએક જોસસો ઉપજીઆ વનાં રેહેતો નહી. અસલનાં વખતનાં કાબેલ અથવા બીજી રીતે નાંમીચા થાઈ ગએલા શખસોની આપણે તવારીખ વાંચીએછે, તેવારે આપણા મનમાં તેઓનાં આકાર તથા બીજી ખાસીઅત વીશે તરેહવાર વીચાર ઉતપન થાએછે, અને જો તે શખમો જીવતા આપણા જોવામાં આવેતો આપણે તેઓને ઘણા હરખ તથા અચરતીથી જોઈએ. પણ તેમ બનતું નથી, તેથી આપણે તેઓની સખી જોઈને કેટલેએક દરજજે ધરાઈએછે, તેજ સીસાલે મોટાં માણસોના "આટોગરાફ" હાથ દસકતો જોવાને ઘણાએક આદમીએ અતીશે ખાહેશમંદ થાએછે, વાસતે જે ઓરડામાં સું ઈંગલંડનાં કે સું બીજા દેશોનાં નાંમીચા શખસોનાં "આટોગરાફ" હાથ દસકતછે, તે ઓરડો હમેશાં જેનાંરાઓની બીડથી બરાએલા રેહેછે. એ ઓરડામાં સેંહકડો આટોગરાફછે, પણ સઘળાઓનુ બયાંન હીંઆં થાઈ શકતું નથી. પુરાંનાં જમાંનાંનાં પાદશાહ તથા શખસોનાં કેટલા દસકતો હીંઆં રાખેલાછે, તે નીચે જણાવેલી વીગત ઉપરથી દેખાશે. ઈંગલંડનાં પાદશાહ વીલીઅમ રૂફસે સેંનટ આંનડરૂનાં દેવળને એક બખશેસ કીધી હતી, તેનું અસલ ખત તે પાદશાહની સહી સાથનુંછે. એ ખતની તારીખ ઈસવી સને ૧૧૦૮ ની છે. એજ પરમાણે ૧૧૨૨—૩૫ ના સાલની વચે ઈંગલંડનાં પાદશાહ પેહેલા હેનરીએ બીજાં એક દેવળને બખશેસ કીધી હતી, તેનાં દસતાવેજ તે પાદશાહની સહી સાથનાંછે. ઈંગલંડનાં રાજની તવારીખનાં અભીઆશીને સારી પઠે માલુમછે કે, એ રાજનાં છુટાપણાનો પેહલલો પાયો પાદશાહ જાંનનાં વખતમાં ૧૨૧૫ નાં સાલમાં "મેગનાં ચારટા" થી નખાયો હતો. એ અસલ "મેગનાં ચારટા" આ ઓરડામાં આરસીમાં જડેલોછે, તે જોયાથી હરેક વીદીઆરથીને તથા ઈંગલંડનાં રાજ કારબારના છુટાપણાને સમજનાંર અને પીછાંનનાંરને થોડી ખુશી નથી ઉપજતી. ઈસવી સને ૧૨૧૪ નાં સાલમાં રોમનાં પોપ ઈનોસેંનટ થી થરડે ઈંગલંડનાં દેવળો તથા ધરમ સંબંધી બાબદો ઉપર પોતે અખતીઆર લીધો હતો, તે વીશે તેણે લખેલું હોકમનાંમુ જેહની ઉપર પાદશાહ જાંનનુ સીલ હતું, તે અસલ હોકમનાંમું ઉપલા ઓરડામાં આપણા જોવામાં આવેછે. ઈંગલંડનાં પાદશાહ આઠમાં હેનરીને રોમનાં પોપ લીઓપોલ

કે જે હોકમનાંમાંથી "ડીફેનડર આવં ધી ફેથ" નો ખેતાબ આપીઓ હતો, અને જે ખેતાબ આજ શુધી ઈંગલંડના પાદશાહો વાપરતા આવીઆછે, તે અસલ હોકમનાંમુ આજ આપણે હીંઆં જોઈ શકીએછે. નાંમીચા શેકસપીઅરે પોતાનું ઘેર ગીરવી આપવાને જે ખત પોતાને હાથે કીધું હતું, તથા મીલટને પોતાનુ " પારાડાઈજ લાસટ " નું નાંમીચું પુસતક વેચવાને વાસતે ૧૭ મી એપરીલ ૧૬૬૭ ની તેરીખનો જે કબાલો કીધો હતો, તે બંધે અસલ દસતાવેજો આપણી આંખે જોતાં આપણા દીલમાં જે ખીઆલ ઉતપન થાએછે, તેનું બયાંન કરવાને આ કલમ અસકતછે. ઈંગલંડની ઘણાખરા પાદશાહોના અસલ સહી સાથનાં ઘણાએક દસતાવેજો હીંઆંછે. ઈસવી સનેની અગીઆરમી સદીની શરૂઆત પછી સું ઈંગલંડ, કે સું ઇઉરોપખંડનાં બીજા ભાગોમાં જે નાંમીચા પાદશાહો થાઈ ગયાછે તેઓની "આટોગરાફ" સહી પણ હીંઆંછે, અને તે સઘળી મેલવવાને વાસતે થોડી મેહનત નહી પડી હશે. પાદશાહોનાં હાથ દસકતનાં કાગલોમાં એક કાગલ પુરશીઆનાં પાદશાહ ફરેડરીક ધી ગરેટે બારમાં ચારલસની લડાએક હીમત ઉપર પોતાનો જે વીચાર આપીઓ હતો, તે કાગલ વાંચવા લાએકછે. તારીખ ૬ ઠી આગસટ ૧૭૬૬ ને દીને ઈસ્ટ ઈનડીઆ કંમપનીની વીશે પારલામેંનટની સભામાં કાંઈ મોટી ચકચાર થાઈ હશે, અને પછી તેનું સેવટ પાદશાહ તરીજા જારજનાં મત પર આણે આવીઉં હશે, તે ઉપરથી એ પાદશાહે તેજ દીને રાતનાં પોતાં આઠ વાગતાંને અમલે ખુરશીમાં આવીને જનરલ કાંનવેને એક કાગલ લખીઓ હતો, તે અસલ કાગલ આપણે હીંઆં જોઈએછે. બીજા પાદશાહોની ઘણીખરી માતર સહીઓછે. કારડીનલ વુલસી, સર આઈસાક નીઉટન, આલેકઝાંનડર પોપ, જાંન ડરાઈડેન, જાંન લાક, ફરાંનસીસ બેકન, સર વાલટર રાલી, સર ફીલીપ સીદની, બેનજામીન ફરાંનકલીન, જનરલ વાશીંગટંન, વીલીઅમ પીટ, એડમંડ બરક, મી૦ ફાકસ, દીઉક આવ વેલીંગટન, નેપોલીઅન બોનાપારટ અને બીજા સેંહકડો નાંમીચા શખસોની અસલ સહી હીંઆં આપણા જોયામાં આવેછે.

મોહરો.—જે ઓરડામાં સહીઓછે, તે ઓરડામાં એક કાચના કેસમાં ઈંગલંડના પાદશાહ વીલીઅમ ધી કાંનકરરથી તે હમણાનાં વખત શુધીનાં દરએક પાદશાહનાં સીલ અથવા મોહોરોછે. એ મોહરો તપાસીને જોવા લાએકછે. દરએક પાદશાહની મોહર જુદી જુદી તરેહનીછે. સઘળી મોહરો પડતી મેલી આપણી નાંમદાર રાંણી વીકટોરીઆનાં સીલની વીગત તપાસી જોવા લાએકછે. આગલી મોહરો કરતાં એ મોહર દેખાવમાં ઘણી ખુબસુરતછે.

ઉપલો હેવાલ વાંચીઆથી આ નાંમીચાં સંગરહસથાનનાં માહાભારતપણા વીશે ઘણો નહીતો થોડા પણ અટકલો કરવાને સરવેને બની આવશે. એ કાંમ કાંઈ આજ કાલનું બનેલું નથી, પણ એક સદી ઉપરતી મુદતની મેહનતનું ફલછે. સર એચ સ્લોન જેતી પેહલલી બખશેસથી એ સંગરહસથાંનનો પાયો નખાયો હતો, તેણે પોતાની પાછીની ઓલાદને મોટા આભારમાં નાખીછે. વધતાં વધતા એ સંગરહસથાન એટલુંતો વધી ગયુછે, કે તે આખું જોવાને વાસતે થોડા કલાકતો સું, પણ થોડા દાહડાબી બસ નથી થાતા.

## કેનસીંગટન મીઊઝીઅમ.

એ સંગરહસથાંનની મુલ મતલબ વીદીઆ તથા હુંનરને લગતી નીસાળોના વીદીઆરથીઓને તેમના અભીઆસમાં મદદ કરવાનીછે. હરેક ચીજનો અભીઆસ કરનાર જેવારે પોતાની સાંહાંમને તે ચીજ જોએછે, તથા તેને સઘલી રીતે તે તપાસેછે, તારે તેનો અભીઆસ ઘણોજ પકો અને ઉતાવલો થાએછે, અને તે ચીજ પછી તેની નજરમાંથી કોઈ કાલે ખીસતી નથી. એ કારણસર ઉપલું સંગરહસથાંન ખાતરે લોકની ગમતને સારૂંજ નથી ઉઘાડું મેલીઉં, પણ તે માંહેલી ઘણીએક ચીજો ઈંગલંડના જુદાં જુદા પરગણાઓની નીસાલોમા વારા ફરતી ફેરવીઆમાં આવેછે, તથા હરેક વીદીઆરથી જો તાંહાં જઈને હરેક બાબદમા

ખાલી દેવાલો ઉપર નથી પડતી, પણ તાંહાં ટાંગેલી વસતુઓબી બરાબર જોતાં હરથો કલાક લાગેછે.

એ સંગરહસથાંનનાં દખશીણ ભાગ તરફનાં માંલા ઉપર ગીઆથી કાચની કબટ તથા કેસોમાં જુદી જુદી જાતનાં મેંહનડાઓની ઉંન અને તેઓમાંથી બનાવેલું કાપડ આપણી નજરે પડેછે. એ સઘળી જાત જાતની ઉંન કેટલી લાંબી તથા તેનો કુમાસ કેવો હોએછે, તે તથા ઉંનને મેંહેનડાંના બદન ઉપરથી કાપી આ પછી તેનું કપડું બનાવવા સારૂં તેની ઉપર કેટલી તરેહની કીરીઆ કીધામા આવેછે, તે સઘળાંનો એક નમુનો તથા ફલાનેલ, સકલાથ અને બીજાં સઘળી જાતનાં ઉંનનાં કપડાંનો એક એક નમુનો, એ સઘળું તાંહાં ઘણીજ રોનકદાર રીતે ગોઠવેલુંછે, તથા જે નમુનાં તાંહાં મેલીઆછે તે ખચીત વખાણવા લાએકછે. જુનાં ઉંનનાં કપડાં, ફલાનેલના મોજાં, તથા બીજાં તેવાંજ ઉનનાં ચીથડાંમાંથી નવાં ઉંનનાં કપડાં બનાવવાની એક નવી કલા સોધી કાહાડેલીછે, તે કલાથી બનાવેલાં કપડાંના નમુનાં પણ તાહાં જોવામાં આવેછે, અને તેમને જોઈને કદીબી કોઈ હેવો વીચાર નહી કરે કે, એ કપડાં ફાટેલાં ચીથરાંઓ માંહેથી બનાવેલાંછે.

એ સંગરહની પાશે માંણસ, ઘોડા, ઉંઠ અને બીજાં જાંનવરોનાં બાલનાં નમુનાં, તથા બાલમાંથી કેટલી સણસારને ઉપીઓગી તરેહવાર ચીજો બની શકેછે, તે ચીજોના નમુનાં ગોઠવેલાછે, તેમાં એક વલંદા એકુતની ઓરતે બાલથી ગુંથેલું કપડું બનાંવીઉંછે, તે ખચીત તારીફ લાએકછે, તથા એક બીજો નમુનો ઉંઠના બાલમાંથી બનાવેલી મખમલનોછે તે જોયાથી તેનાં બનાવનારની કારીગરી ઉપર આપણથી આફરીન કરીઆ વીનાં રેહેવાતું નથી.

તારબાદ જાંનવરોના રૂઆં તથા પખશીઓનાં નરમ પીછનાં તથા તેઓમાંથી બનાવેલી ઘણીજ અજાએબ જેવી ચીજોના નમુનાં આપણે જોઇએછે. જે જાંનવરોનાં રૂઆં વીશે આપણે સપનામાં પણ વીચાર નહી કરીએ કે, તેઓ હાવી રીતે માંણસના કાંમની ચીજો બનાવીઆમાં વપરાતાં હશે, તેવાં જાંનવરો જેવાં કે ઉંદર, બીલાડી, ખલેડી, ઈતીઆદી, તેમના રૂઆમાથી ઓરત જાત જેવી નાંજુક પંથને ઠંડીની વેલાએ હાથે લપેટવાના મફ, તથા ગલે બાંધવાનાં ઘણાંજ ખુબસુરત ગલેબંદ, ડગલા, મોજાં અને તેવીજ બીજી નાંજુક ચીજો બનાવેલી તાંહાં મેલેલીછે. પખશીઓના પીછની બનાવેલી ચીજો કાંઈ થોડી વખાણવા લાએક નથી. તેઓમાંથી પણ ઓરત જાતને સારૂ મફ, ગલેબંદો, ખુબસુરત અને રંગ બેરંગી ફુલો, માથાં ઉપર મેલવાનાં તાજ તથા તેવાજ બીજા સણગારો, અમેરીકાના જંગલીઓના હાથની બનાવેલી કલગીર ઈતીઆદી ચીજોનાં ઘણાંજ સરસ નમુના ગોઠવેલાછે. એ ખાતાની પાશે રેશમ તથા રેશમી જાત જાતનાં કાપડોનો જમાવ કીધેલોછે, તેમાં કેટલીએક રેશમી ચીજો તથા જરથી ભરેલાં કપડાંતો ઘણાજ સરસછે. ટુંકામાં કહીએછે કે, એ રૂઆ, બાલ, પીછ, અને રેશમમાથી બનાવેલી ચીજો એટલીતો ખુબસુરતછે કે, તેમની આગલથી આપણને જરાક ખીસવા ગમતું નથી હાએજે આપણી નજર તેમને જોતા ધરાતી નથી.

હાથીદાંત, સીંગડાં, હાડકા, "વેલબોન," (એટલે મગરમછનું હાડકું) કચકડું, કાચબાનું હાડકું, તથા ખડી એ ચીજોમાંથી બનાવેલી જાત જાતની બારીક કારીગરીની અને ખુબસુરત ઉપીઓગી વસતુઓનો પણ આ સંગરહસથાનમાં જમાંવછે. એ ઠેકાણે ગેંનડાના સીંગડાંમાંથી બનાંવેલાં પેઆલા તથા એકુ બેએ બીજી તેવી જ ચીજો પણ જોવામાં આવેછે. ઉપલી વસતુઓમાંથી જે પેઆલા, પંખા, લાકડીઓ તથા બીજી ચીજો બનાવીને હીંઆં મેલેલીછે, તે સઘળી સાધારણ ચીજો હશે હેવું સમજવું નહી. તે ચીજોને એવોતો સારો ઘાટ તથા આકાર આપેલો હોએછે કે, તેઓ ખચીત હાવાં સંગરહસથાનમાં મેલવા લાએકના આપણને જોતાનાં વારમાંજ માલુમ પડી આવેછે

વલી એજ ઓરડાઓમાં એક બાજુથી મીણ તથા મીણની તથા આસુની બનાવેલી ચીજોનો સંગરહ જોયામાં આવેછે. મગરમછમાથી કાહાડેલી ચરબીમાથી બનાવેલી ઘણીજ સફાઈદાર અને સફેદ મીણબ

પોતાનું ગનેઆંન પકું કરવા ઈચ્આ વધારવા ચાંહેતો તેમ તે સેહેલથી કેરી શકેછે. એ સંગરહસથાંન એટલું મોટું તથા તાંહાં એટલી બધી ચીજો જોવાનીછે કે, સાત ઈચ્આ આઠ કલાકમાં તાંહાંની સઘળી ચીજો ફકત ચાલતાં ચાલતાં ફરીને જોવાઈ નહી શકાએ, તેવારે તે ચીજોનો અભીઆસ કરનાર શખસોનેતો તાંહાં કેટલા બધા માંસ ગુજારવા જોઈએ. આ સંગરહસથાંનના બે મોટા ભાગ કીધામાં આવીઆછે. એક ભાગમાં હુંનરને લગતી સઘળી ચીજો, અને બીજામાં વીદીઆને લગતી સઘળી ચીજોનો જમાંવ કીવેલોછે. પેહેલા ભાગની અંદર એક ઓરડામાં હુંનરની બાબદો ઉપર લખેલી ૭૦૦૦, ચોપડીઓનુ પુસતકખાંનુંછે. બાંધકાંમ અને બીજા ઘેર સણગારને લગતા કાપર પલેટથી છાપેલા તથા ફેટોગરાફીથી લીધેલા તથા હાથના પાડેલા ઘણા વખાણુવા જોગ ચીતારો પણ તાંહાં ટાંગેલાછે. એ પુસતકખાંનાંમાં હુંનરને લગતા કેટલાએક હેવાં પુસતકોછે કે જે ઈંગલંડના કોઈબી બીજા ભાગમાં મલી નથી આવતાં, અને એ પુસતકો કેટલીએક મદરેસાઓમાં ફેરવીઆમા આવેછે.

એક ભાગમાં હુંનરને લગતી નજદીક સાત હજાર તરેહવાર જાત જાતના સણગારોની ચીજોનો સંઘરહ કીવેલોછે, અને તે ચીજો ઈઉરોપખંડને તથા હીંદુસથાંન, ચીન, જેપાંન, અને સાએમને લગતીછે. એક જગો ઉપર રોમના મોટાં સેંનટ પીટર દેવળનો તથા ઈંગલંડના મોટાં સેંનટ પાલનો નમુનો દીઠામાં આવેછે. સેંનટ પાલનાં દેવળનુ બયાંન કરતી વેલાએ હમોએ કહેલુંછે, કે એ દેવળ હમણાછે તેનાં કરતાં વધારે સરસ બાંધવાને સર કરીસટોફર રેંને ભલામણ કીધી હતી, તે પાદરીઓની ઝતુન આગલ ચાલી નહી, તે સર કરીસટોફરનો લાકડાંનો નમુનો હીંઆં જોયામાં આવેછે. ગરક ગએલાં પાંમપીઆઈ શેહેરને પાછું ખોદતાં તાંહાંથી જે હુંનર તથા સણગારની ચીજો મલી આવીછે, તેમનાં ચીતાર પણ આ ઠેકાંણે દેવાલો ઉપર ટાંગેલાછે. એ ઠેકાંણે વલી કેટલુંએક અજાએબ જેવું કોતર કાંમ તથા અસલી રોમ શેહેરની કાચની સેંકડો ચીજો મેલીછે. વલી એ જગાએ ઈટાલી તથા સીસીલીના કેટલાંએક નાંસ પાંમેલાં દેવળોના ઘુમના બનાવેલા નમુનાં ગોઠવીઆછે. એ સીવાએ બીજી સેંહકડો ચીજો તથા વખાણુવા લાએક કોતર કાંમ તથા સુનેરી તથા રૂપેરી ઘોર તાંહા જોયામા આવેછે. જેમ બરીટીશ મીઉઝીઅમમા મીસર દેશનાં મુરદાંઓની "મમી" છે તેમ આ જગાએ પણછે.

જે ઠેકાંણે બાંધ કાંમનો સંગરહ કીવેલોછે, તાંહાં કેટલીએક હાલની ઈંગલંડની નીસાળો તથા મદરેસાઓનાં નમુનાં મેલેલાછે કે જેથી વીદીઆરથી ઈચ્આ તમાસગીરને તે નીસાળોની કેવી ગોઠવણીછે તે એકદંમ માલુમ પડી આવે. દેવાલો ઉપર ફરાંનસ અને જરમનીની કેટલીએક નીસાળોનાં ચીતરો ટાંગેલાછે. એ ઠેકાંણે દશ હજાર કેતાબોનુ એક બીજું પુસતકખાંનુંછે. એ પુસતકખાંનાંથી ડાબી બાજુએ જતાં રૂ, રેશમ, અને ધાતુની કેટલીએક ચીજો તથા તેમને બનાવવાનાં જુદાં જુદાં ઈઅંતરોનાં નમુના જોવામાં આવેછે. માનચેસટરની "કાટન સપલાઈ આસોસીએશન" નાંમની મંડલીએ રૂનાં કપાસ, તથા તેનુ તેલ તથા તે કપાસનો ખોલ. (જે ઢોરને ખવાડીઆમા આવેછે) દુનીઆનાં સઘળા ભાગનો રૂ, જંગલી રૂનાં ઝાડનાં ફળ અને કાચા રૂથી તે છેક તેના ઝીણાં દોરા સુધી સું સું ચીજો બનેછે. તેમનાં નમુનાં ઈતીઆદી જે એ સંગરહસથાનને એટ દીધાછે, તે એક કાચની દબદમાં જોયામાં આવેછે. તેની પાછે જાત જાતની કારીગરીથી તથા તરેહવાર મતલબને લાએક બનાવેલાં રમકડાંઓનો જમાંવ કીવેલોછે. આગલ ચાલતાં મુગાં તથા બેહેરાં અને આંધળાં માંણસોને કેલવણી આપવાનાં હથીઆરો તથા ચોપડીઓ જોવામાં આવેછે. આંધળાંઓને સીખવવાની આઠ જુદી બનાવટની અને ઉપજાએલાં હરફની ચોપડીઓ તાંહાંછે. તારબાદ ઘર સણગારની, જેવી કે રાંધવાના વાસણો, જાત જાતની સઘડી તથા ચુલા. ઈતીઆદી, તથા ઘણા ખુબસુરત રાગના હથીઆરો જોવામા આવેછે. એ ઠેકાંણે અને સંગરહસથાંનનાં હરેક બીજા ભાગમાં દેવાલો ઉપર જાત જાતનાં વીદીઆ હુંનરને લગતાં ઘણાંજ સરસ ચીતારો ટાંગેલાંછે. દાદર ઉપર ચહડતાં પણ જોનારની નજર

ખાલી દેવાલો ઉપર નથી પડતી, પણ તાંહાં ટાંગેલી વસતુઓબી બરાબર જોતાં હરઘો કલાક લાગેછે.

એ સંગરહસથાંનનાં દખશીણ ભાગ તરફનાં માંલા ઉપર ગીઆથી કાચની કબટ તથા કેસોમાં જુદી જુદી જાતનાં મેંહનડાઓની ઉંન અને તેઓમાંથી બનાવેલું કાપડ આપણી નજરે પડેછે. એ સઘળી જાત જાતની ઉંન કેટલી લાંમબી તથા તેનો કુમાસ કેવો હોએછે, તે તથા ઉંનને મેંહેનડાંના બદન ઉપરથી કાપી આ પછી તેનું કપડું બનાવવા સારૂં તેની ઉપર કેટલી તરેહની કીરીઆ કીધામા આવેછે, તે સઘળાંનો એક નમુનો તથા ફલાનેલ, સકલાથ અને બીજાં સઘળી જાતનાં ઉંનનાં કપડાંનો એક એક નમુનો, એ સઘળું તાંહાં ઘણીજ રોનકદાર રીતે ગોઠવેલુંછે, તથા જે નમુનાં તાંહાં મેલીઆછે તે ખચીત વખાણવા લાએકછે. જુનાં ઉંનનાં કપડાં, ફલાનેલના મોજાં, તથા બીજાં તેવાંજ ઉનનાં ચીથડાંમાંથી નવાં ઉંનનાં કપડાં બનાવવાની એક નવી કલા સોધી કાહાડેલીછે, તે કલાથી બનાવેલાં કપડાંના નમુનાં પણ તાંહાં જોવામાં આવેછે, અને તેમને જોઈને કદીબી કોઈ હેવો વીચાર નહી કરે કે, એ કપડાં ફાટેલાં ચીથરાંઓ માંહેથી બનાવેલાંછે.

એ સંગરહની પાશે માંણસ, ઘોડા, ઉંઠ અને બીજાં જાંનવરોનાં બાલનાં નમુનાં, તથા બાલમાંથી કેટલી સણસારને ઉપીઓગી તરેહવાર ચીજો બની શકેછે, તે ચીજોના નમુનાં ગોઠવેલાછે, તેમાં એક વલંદા ખેડુતની ઓરતે બાલથી ગુંથેલું કપડું બનાવીઉંછે, તે ખચીત તારીફ લાએકછે, તથા એક બીજો નમુનો ઉંઠના બાલમાંથી બનાવેલી મખમલનોછે તે જોયાથી તેનાં બનાવનારની કારીગરી ઉપર આપણથી આફરીન કરીઆ વીનાં રેહેવાતું નથી.

તારબાદ જાંનવરોના રૂઆં તથા પખશીઓનાં નરમ પીછનાં તથા તેઓમાંથી બનાવેલી ઘણીજ અજાએબ જેવી ચીજોના નમુનાં આપણે જોઇએછે. જે જાંનવરોનાં રૂઆં વીશે આપણે સપનામાં પણ વીચાર નહી કરીએ કે, તેઓ હાવી રીતે માંણસના કાંમની ચીજો બનાવીઆમાં વપરાતાં હશે, તેવાં જાંનવરો જેવાં કે ઉંદર, બીલાડી, ખલેડી, ઈતીઆદી, તેમના રૂઆંમાંથી ઓરત જાત જેવી નાંજુક પંથને ઠંડીની વેલાએ હાથે લપેટવાના મફ, તથા ગલે બાંધવાનાં ઘણાજ ખુબસુરત ગલેબંદ, ડગલા, મોજાં અને તેવીજ બીજી નાંજુક ચીજો બનાવેલી તાંહાં મેલેલીછે. પખશીઓના પીછની બનાવેલી ચીજો કાંઈ થોડી વખાણવા લાએક નથી. તેઓમાંથી પણ ઓરત જાતને સારૂ મફ, ગલેબંદો, ખુબસુરત અને રંગ બેરંગી ફુલો, માંથાં ઉપર મેલવાનાં તાજ તથા તેવાજ બીજા સણગારો, અમેરીકાના જંગલીઓના હાથની બનાવેલી કલગીર ઈતીઆદી ચીજોનાં ઘણાજ સરસ નમુનાં ગોઠવેલાછે. એ ખાતાની પાશે રેશમ તથા રેશમી જાત જાતનાં કાપડોનો જમાંવ કીધેલોછે, તેમાં કેટલીએક રેશમી ચીજો તથા જરથી ભરેલાં કપડાંતો ઘણાજ સરસછે. ટુંકામાં કહીએછે કે, એ રૂઆં, બાલ, પીછ, અને રેશમમાંથી બનાવેલી ચીજો એટલીતો ખુબસુરતછે કે, તેમની આગલથી આપણને જરાક ખીસવા ગમતું નથી કાએજે આપણી નજર તેમને જોતાં ધરાતી નથી.

હાથીદાંત, સીંગડાં, હાડકાં, "વેલબોન," (એટલે મગરમછનું હાડકું) કચકડું, કાચબાનું હાડકું, તથા ખડી એ ચીજોમાંથી બનાવેલી જાત જાતની બારીક કારીગરીની અને ખુબસુરત ઉપીઓગી વસતુઓનો પણ આ સંગરહસથાંનમાં જમાંવછે. એ ઠેકાણે ગેંનડાના સીંગડાંમાંથી બનાવેલાં પેઆલાં તથા એકુ બેએ બીજી તેવીજ ચીજો પણ જોયામાં આવેછે. ઉપલી વસતુઓમાંથી જે પેઆલાં, પંખા, લાકડીઓ તથા બીજી ચીજો બનાવીને હીંઆં મેલેલીછે, તે સઘળી સાધારણ ચીજો હશે હેવું સમજવું નહી. તે ચીજોને એવોતો સારો ઘાટ તથા આકાર આપેલો હોએછે કે, તેઓ ખચીત હાવાં સંગરહસથાનમાં મેલવા લાએકનાં આપણને જોતાનાં વારમાંજ માલુમ પડી આવેછે.

વલી એજ ઓરડાઓમાં એક બાજુથી મીણ તથા મીણની તથા સાબુની બનાવેલી ચીજોનો સંગરહ જોયામાં આવેછે. મગરમછમાંથી કાહાડેલી ચરબીમાંથી બનાવેલી ઘણીજ સફાઈદાર અને સફેદ મીણબ

તીઓ, સાબુની બનાવેલી બરણી, મીણના ફુલ, ફલ, પાતરાં તરેહવાર જાતનું મીણ અને તે શીવાએ મીણ તથા સાબુની બીજી ચીજો હેવીતો કલાથી બનાંવેલીછે, કે જાંણે આપણનેતો તે ખરેખરી કુદરતીજ નજર આવે. સીપની તથા બીજી માછલીઓનાં કોટલાંની બનાવેલી ખુબસુરત ચીજોનો પણ હેની પાચેન જમાંવ કીવેલોછે તેમા પેટી, ફુલ, શાંકડી, જોડા, ટોપલીઓ અને એ વગેરે બીજું ઘણુ કોતરકાંમ જોઈ આપણા જીવને આનંદ થાએછે.

એ ભાગ છોડીઆ પછી આપણે ખોરાકીના સંગરહસથાંન આગલ આવીએછે. એ ઠેકાંણે ગોસના કટકા, જાત જાતની તરકારીના પકવાંનો, દુધ, તરેહવાર જાતનો દારૂ અને અરકો, જુદી જુદી જાતના ફળો, સુકો મેવો, જુદાં જુદાં દેશની મીઠાઈ, અને એ શીવાએ બીજી ઘણી જાતનાં ખોરાકનો જમાંવ કીરેલોછે. એ ચીજો માંતરે તાંહાં તમાસગીર લોકને જોવાને સારૂ મેલી નથી, પણ વીદીઆનાં અભીઆસીઓને વાસતે મેલેલીછે. રશાએણ શાસતરથી એ માહેલી એકકી ચીજને તપાસતાં તે કીઆં કીઆં તતવોથી બનેલીછે, તથા તેમાં તે તતવોનો વજન કેટલોછે, તે સઘળું તેમનાં તોલ અને વજન શુધાં આપણી નજર આગલ ખોલલું કરીને મેલેલુંછે, તે સાથે વલી એ ખોરાકની ચીજો કેમ અને કાંહાથી મલેછે, તથા જે દેશની તે ચીજો હોએછે, તે દેશનાં લોક તેમને કેમ વાપરેછે, તેનો સઘળો હેવાલ પણ ઘણે ઠેકાંણે લખી ઇઆ છાપીને પાટીઓ ઉપર ચોંટાડેલોછે. ઝેરી પદારથોનો પણ એક ઠેકાંણે સંગરહ કીરેલોછે અને તેમનો ખવાસ તથા ઉતારનો હેવાલ પણ આપીઓછે. એ ખોરાકના સંગરહમાં લોહીથી બનાવેલી કેટલીએક મીઠાઈ આપણા જોવામાં આવેછે, અને તે ઉપર જો લોહીની મીઠાઈ કરીને લખીઉં નહી હોએતો, કોઈનો પણ જીવ તે ખાવાને લલચાયા વીનાં રેહે નહી. કહી કહી ખોરાકની ચીજોમાં કાવતરાં કરીઆમા આવેછે તથા તે કાવતરાંની ચીજો મુંછે, તે પણ સઘળું આ ઠેકાણે આપણી નજર આગલ ખોલ્લું કરીને મેલેલુંછે. જે ખોરાક ખરાબ થાઈને વાસ મારી આવે તેવા હોએછે, તેમને એ ઠેકાંણે હેવી સાહાવજતથી રાખેછે કે, તે જલદીથી બીગડી જાએ નહી અને જે બીગડેછે તેને કાહાડીને તેજ જગો ઉપર બીજો તાજો મેલીઆમાં આવેછે. ઈંગરેજ, ફરેંચ, તથા વલંદા લશકરી શીપાઈઓને કેવી જાતનો ખોરાક આપીઆમાં આવેછે, તે ખોરાક તથા તેમાથી બદનને કેટલું કુવત મલેછે, તેનાં હીસાબનો કોઠો પણ એક જગો ઉપર રાખેલોછે.

એ ઠેકાંણેથી નીચે ઉતરીઆ પછી આપણે એક ઓરડામાં દાખલ થાઈએછે કે જાંહાં સઘળી જાતની બાંધકાંમની હાલની તથા અસલનાં જમાનાંની ચીજો જેવીકે ઈતરડી, ફરસબંદી કરવાના પથરો, રંગ બે રંગી તથા કોતરકાંમથી સણગારેલા કાચ, જાત જાતના નલીઆં, કોઠી કોંગનાં બનાવેલા હોએ તેવાં પણ ખરેખરાં મટોડીનાં નમુના, સંગેમરમરનાં પથરો, તરેહવાર જાતના લાકડાં તથા લોહોડાં કાંમ અને હેવીજ બીજી ચીજો તાંહાંછે. હીંઆં ફરાનસમાં એક મોટા દેવળના કાંસાંનાં દરવાજા માહેથી ઓતી કાઢેલો લોહોડાંનો નમુનો, જોવા લાએકછે. કેટલીએક ફરેંનચ તથા અસલી રોમ શેહેરમાં વપરાતી પોકલ ઈતરડીઓનાં નમુનાંછે, તેને સારૂ કેહેછે કે, એ ઈતરડીઓ આગમાં ફાટતી નથી, તથા જો નીચેનો ભાગ તાતી જાએછેતો ઉપલો ભાગ તાતતો નથી. હવે જો હેવી ઈટરડીથી જમીનની ફરસબંદી કીધી હોએતો આગની વેલાએ તે ઘણીજ ઉપીઓગી થાઈ પડે.

આ સંગરહસથાંનનાં એક હલાએદા ભાગમાં તરેહવાર યંતરો તથા સાંચાઓ જોવામાં આવેછે. જેઓએ કોઈ નવી શોધ કીધી હોએ અને તે વીશે તેઓને સરકારની તરફથી " પેટેંનટ " મલીઉં હોએ, તે શોધનાં નમુનાં હીંઆં તેમનાં બયાંન સાથે મેલેલાછે, તેથી આ ભાગ સાચા તથા યંતર બનાંવનારાઓને ઘણો અગતનોછે.

હાવું કીમતી સંગરહસથાંન જોવા જવાને ફકત એક પાવલો આપવો પડેછે.

# ઈસ્ટ ઈનડીઆ કંપનીસ મીઊઝીઅમ.

તારીખ ૧ લી નવેમબર ૧૮૫૮ ને દીને હીંદુસથાંનનું રાજ નાંમદાર રાંણીનાં તરત તાબામાં ગયું. તે ની આગમજ તે ઈસ્ટ ઈનડીઆ કંપનીનાં હાથમાં હતું, તે કંપનીની લંડન ખાતેની મુખીઅ આફીસની ઈમારત જેને "ઈસ્ટ ઈનડીઆ હાઉસ" કરીને કેહવામાં આવેછે, તે ઘરનાં એક ભાગમાં એક ઘણુજ કીમતી સંગરહસથાંનછે. એ સંગરહસથાંનનું બયાંન કરીઆની આગમજ તે ઈમારતનુ ટુક બયાંન કરવું જરૂરછે, કાં એજે હીંદુસથાંનનો રાજકારભાર સઘળો ઈસ્ટ ઈનડીઆ કંપનીનાં વખતમાં તાંહાં ચાલતો હતો. આ ઘર લંડનનાં એક ભારી ઠકનાં રસતા ઉપરછે, અને બાહેરથી તેનો દેખાવ ઘણોજ દબદબા ભરેલોછે. રસતાની બાજુ ઉપરનાં ભાગ આગલ એક ઘણોજ સોલઈતો ઓટલો કાહાડેલોછે, અને તેની ઉપર મોટા અને ઉંચી કારીગરીનાં થાંભો ઉભા કીધેલાછે. થાંભાની ઉપરની દેવાલ ઉપર કેટલાએક ચીતારો કોતરેલાછે, તેની મતલબ ઈસ્ટ ઈનડીઆ કંપનીનો લાભ પાદશાહ તરીજા જારજે જાલવીઓ હતો તે દેખાડવાનીછે. બરીટાંનીઆ અને છુટાપણાને એક એકની સાથે જોડેલાંછે. એક બાજુએ "મરકરી" (બુધ) દરીઆ ખેડવાનાં હુનરની સાથે જોડાઈને એશીઆખંડ દેખાડેછે, અને બીજી બાજુએ સુલેહ, ધરમ, અને ઈનસાફ, ઈમાંનદારી અને ઉદીઓગની સાથે જોડાએલાં પાડેલાંછે. ખુનાંનાં ભાગમાં ગંગા નદી તથા ટેમસ નદીની નીસાંણો દેખાડીઆમાં આવીછે. ઓટલાને મથાલે બરીટાંનીઆનું પુતલું પાડેલુંછે, તેની જમની બાજુએ એશીઆખંડને એક ઉંઠની ઉપર બેશાડેલોછે, અને ડાબી બાજુએ યુરોપખંડને ઘોડા ઉપર પાડેલોછે. આ ઈમારતનાં અંદરનાં ભાગમાં એકશોથી વધારે ઓરડાછે. જે દીવાંનખાંનાંમાં ઈસ્ટ ઈનડીઆ કંપનીનાં ભાગીદારોની સભા મલેછે તાંહાં ઘણો સારો સણગારછે.

એટલું કહેઆ પછી હીંઆંનાં સંગરહસથાંન વીશે બોલીએ છઈએ. આ સંગરહસથાંનમાં હીંદુસથાંનમાં ઉતપન થાતી વસતુઓનો જહો સઉથી વધતોછે, કાએજે અગત કરીને આપણા મુલકની ઘણીએક વસતુઓ સંગરહવા પછવાડે વધારે ધીઆંન આપીઆમાં આવીઉંછે. આ સંગરહસથાંન જોયાથી આપણને એક રીતે ખુશાલી ઉપજેછે, અને બીજી રીતે દલગીરી ઉપજેછે. ખુશાલી એટલા વાસતે કે આપણા મુલકની પેદાશ તથા ઉતપનતીની જીનસોનો સંગરહ ઘણેએક ખરચે અને મેહનતે હીંઆં કરીઆમાં આવીઓ છે તે આપણે તાંહાં જોઈએછે. દલગીરી એટલા વાસતે કે આપણા પોતાનાં મુલકની પેદાશ તથા ઉતપનતી શુંછે, તે દેખાડવાને વાસતે આપણા પોતાનાંજ મુલકમાં હેવું એક સંગરહસથાંન નથી અને તેથી આપણને શરમાવું જોઈએછે. હીંદુસથાંનનાં રેહવાસીને આ સંગરહસથાંન ઘણુજ અચરતી સાથે જોતાં જોઈને, તાંહાં ઉભેલા ઈંગરેજોને કેટલીએક અચરતી ઉપજેછે, કે પોતાનાં મુલકની વસતુઓને એટલા ધીઆંનથી જુએછે, તેનું કારણ શું હશે. એ કારણ ઉપર જણાવીઉંછે. હીંઆં કાચની કબટમાં હીંદુસથાંનની જુદી જુદી ગને આતનાં તેમનાં પોશાક સાથે પુતલાં ગોઠવેલાંછે, તથા જુદી જુદી કીસંમનાં ધંધાદારીઓનાં તેમનાં ધંધાનાં કાંમમાં ગુતેલા હોએ તેવા આકારોછે. આ પુતલાં ઘણુ કરીને આપણે પુનાંમાં જોઈએછે તેવાંછે; તોપણ જુદા જુદા પોશાક અને ધંધાની રીત જોયાથી જે ઈંગરેજો હીંદુસથાંનમાં નહી આવી ગયા હોએ, તેઓને ગમત મલેછે. ગાંમડી રાજાઓની દરબારનો પણ એક નમુનો હીંઆં પાડેલોછે. રાજાને પલાંઠી વાલીને કસબી પોશાક સાથે પાડેલોછે, તેની આસપાસ તેના વજીરો તથા ઉમરાઓ અને સરદારોછે, અને તેઓની સાહામને ગાએણ કરનારા અને રાંમસગરો ગાવામાં તથા નાંચવામાં ગુતેલીછે. એ જોવાથી ઈંગરેજોને ગાંમડી રાજાની મેડકનો વીચાર આવેછે. બાબીલોન મધે પથરોની ઉપર અસલી જુબાંનમાં કોતરેલી કેટલીએક તખતીઓ આ જગાએછે, તેમની ઉપરનું કોતરકાંમ હેકુંતો સાર રહેલુંછે કે જાંણે આજે કીધું હોએ. એ તખતીઓ સર

હારકફરડ જોનસે બગ્‌ડાડ મધેથી મેલવી હતી. જાસપરનાં કીમતી પથરનાં બે ફુટ લાંબા એક તકતા ઉપર પણ કાંઈ અસલી દશકતોમાં કોતરેલુંછે. આફગાંનીસથાંન મધેથી ઇંગરેજોને મલેલી કેટલીએક અસલી વસતુઓ પણ હીંઆંછે. ચીનાંઓનાં બાગ તથા રેહવાનાં બંગલાનાં પણ કેટલાએક નમુનાંછે. હીંદુસથાંન, મલાકા, જાવા, અને આબીસીનીઆનાં રેહવાસીઓનાં પોશાકો તથા તેઓનાં સણગારની જીનસો અને હથીઆરેનો એક સારો સંગરહછે. એશીઆખંડનાં જુદાં જુદાં મુલકોમાં બાંધીઆમાં આવતાં બારકશોનાં નમુનાંછે. લાહોર શેહેરનો એક જોવા લાએક નકશોછે. ટીપુ સુલતાંનની સાથેની લડાઈમાં ઇંગરેજોએ જીતની વેલાએ તેની વસતુઓ જે હાથ કીધી હતી, તેમાંની કેટલીએક આ સંગરહસથાંનમાં જોયામાં આવેછે, તેમાં વાવટા, હથીઆરો, અને બખતરોછે. ટીપુ સુલતાંનના તખતની આગલ પગ મેલવાને સારૂ જે સુનાંનુ ટુલ હતું તે હીંઆં મેલીઆમાં આવીઉંછે. તેની ધાલ જે મક્કાનાં કુઆમાં બોરી કાહાડેલીછે, તે પણ હીંઆં છે. ટીપુ સુલતાંનને ઇંગરેજોની ઉપર ઘણી ચીહડ હતી, તે તેણે પોતાની ગમતને સારૂ બનાંવેલાં એક મોટાં રમકડાં ઉપરથી માલુંમ પડેછે. એક મોટો વાઘ બનાંવેલોછે, તેનાં પંજામાં એક ઇંગરેજી સીપાઈ આવી ગયોછે, તેને તે ઘણો ગોસસાથી ફાટી નાંખેછે. વાઘનાં સરીરની અંદર એક સાંચો ગોઠવેલોછે, તે ફેરવીઆથી તેમાંથી વાઘનો ગોસસા ભરેલો અવાજ અને માંણસનુ મોટેથી રડીને પોકાર મારવું નીકલેછે. જારે આ રમકડું ટીપુ સુલતાંને પોતાની ગમતને સારૂ બનાંવીઉં હશે, તારે તેણે થોડો વીચાર કીધો હશે, કે તે પોતે અને તે પુતલું બંને ઇંગરેજોનાંજ હસતકમાં જશે. ટીપુનાં હાથીની ઉપરની અંબારી તથા તેની ઉપરનું પંખેરાનાં આકારનુ છતર પણ હીંઆંછે. પંખેરાંની આંખમાં હીરા જડેલાછે. "આજંનટા પાસ" આગલનાં ખડકમાં કોતરી કાહાડેલાં દેહડાંની દેવાલ તથા સીલીંગ ઉપર આસરે ૨૦૦૦ વરસની વાત ઉપર હીંદુ તથા બુદ ધરમ બતલાવનારા ચીતારો હતાં, તે મધેની કેટલીએક તખતીઓ હીંઆંછે. એક મોટો ઓરડો ઉગમણુ પરાંતોમાં થાતાં પંખેરા તથા બીજાં જાંનવરોનાં સંગરહથી ભરીઆમાં આવીઓછે.

હીંદુઓની પુંજવાની ઘણીએક મુરતીઓછે તેમાં કેટલીએક સુનાં તથા રૂપાંની પણછે, તથા તેઓનાં ધરમનાં હાથનાં લખેલાં પુસતકો પણ છે. હીંદુ તથા ધુરકા સીપાઈઓની તલવારોનાં નમુનાંછે. સીલોનનાં આગલા રાજમાં પાદશાહનાં મેહેલ સાથે જે જલાદ રેહતો હતો, તેની એક તલવાર હીંઆં દીઠામાં આવેછે. ફારકરસંન નાંમનાં વાંહાણમાં તરાંબાનાં પતરાંમાં થાઇને એક મોટી માહી જેનું ઇંગરેજીમાં "સાંનોડંન" કરીને નાંમછે, તેનુ મોટું સીંગડું અંદર ભોકાયું હતું, તેટલો તે વાંહાણનો ભાગ હીંઆંછે, તે સરવે કોઈ અચરતીથી જુએછે. ભરતપુરનું રાજ છીનવી લેનાંર દુરગનશાલની પાદશાહી અમારી પણ હીંઆંછે. નાંદરશાહની એક સબી પણ હીંઆં મેલેલીછે.

આ સંગરહસથાંનમાં હીંદુસથાંનનાં જુદા જુદા ભાગમાં ઉતપન થતી વસતુઓ તથા કારીગરી અને ઉદીઓગથી બનેલી જીનસોનો ઘણોજ સારો સંગરહછે. હાથથી વણવાનું કાંમ હીંદુસથાંનનાં મુલકમાં ઘણુ વખાણએલુંછે, તેની સાબેતીમાં આ સંગરહસથાંનમાં ઘણાએક નમુનાં જોયામાં આવેછે. એ નમુનાં ઉપરથી આપણા દેશ વીશે આપણને કેટલીએક અગતની ખબર મલેછે. કહો ભાગ શું પેદા કરેછે, તે આપણા જાંણીઆમાં આવેછે. મદરાજ ઇલાકામાં વણવાનો હુંનર ઘણોજ સારોછે હેવું માલંમ પડેછે, કાંમેજે રેશમ તથા સુતરમાં તાંહાંનાં વણેલા ઘણાએક કીમતી નમુનાંછે. ડાકાની મસલીન જેની તારીફ આપણે ઘણી સાંભલીછે તેનાં ખુબસુરત તાકા હીંઆં મેલેલાછે. હીંદુસથાંનની લાકડાંની કારીગરીનાં નમુનાં બતાવવાને સારૂ પણ કેટલોએક સામાંન હીંઆંછે. અંમદાવાદની કસબી તથા સુરતી અને ચીનાંઈ રેશમી ખીનખાબો તથા ચીકુંનની સારીઓ હીંઆં જોયામાં આવેછે. એ ઉપરાંત બીજી ઘણીએક વસતુઓછે, કે જેનું વીગતવાર બયાંન થાઈ શકતું નથી. હીંદુસથાંન તથા ઉગમણ પરાંતનાં બીજા મુલકોનાં આગલા વગણનાં સીક્કાનો પ

ણ એક સારો સંગરહ હીંઆં જોયામાં આવેછે. હીંદુસથાંનના ઓતર ભાગમાં હીમાલીઆ પરવત આં ગલથી જડેલાં "ફાસીલસ" નો એક સારો અને ખુદરતી તવારીખનાં અલીઆસીને તપાસવા લાએક જડેછે. અસલનાં જમાંનાંમાં એક ગેનડો થાતો હશે, કે જે હમણા નથી, તેનું તથા એક મોટા કાચબાનું ફાસીલછે. હીંદુસથાંન તરફ મલતી માહીઓનો પણ સંગરહ હીંઆંછે. હાલમાં હીંદુસથાંનનાં ગાંમઠી સી પાઈઓને માંન લાએક પાંચ જાતનાં જે "મેડલ" યાંન આપીઆમાં આવેછે, તે કેહવાછે તે જાણવાને સારૂ તેનાં નમુનાં હીંઆં સરવેને દેખાડીઆમાં આવેછે.

ઇસ્ટ ઇનડીઆ કંપનીની ચાકરીમાં જે અમલદારોએ હીંદુસથાંનમાં માંન મેલવીઉંછે, તેઓની યાદ ગારી કાંએમ રાખવાને તેઓનાં પુતલાં તથા સબીઓ આ ઠેકાંણે ઉભી કીધેલીછે. લારડ કલાઈવ, જેને હીં દુસથાંનમાં કંપનીનાં રાજનો પાયો પેહલલાં નાંખીઓ હતો, તેની તથા મેજર લારેનસની યાદગારીમાં પુતલાંછે. વારેન હેસટીંગસ, મારકુઈસ આવ વેલેસલી, ડીઉક આવ વેલીંગટન, તથા મી૦ કોલબરૂકનાં બા હાવલાંછે.

આ કંપનીનું પુસતકખાંનું જે સંગરહસથાંન જોવા જનાંરને દેખાડીઆમાં આવેછે, તેમાં ઘણીએક પુ રાંની કેતાબોછે, તથા હીંદુસથાંનની બાબદેથી છપાએલાં પુસતકો ઘણાંછે. આ પુસતકખાંનાંની દેવાલ ઉપર એક આરસીની અંદર હાથનું લખેલું એક કાગલછે. મીસરમાં નાંઈલ નદીની લડાઈમાં ઇંગલંડનાં અમર થાએલા દરીઆઈ સરદાર નેલસને ફરેનચની ફોજ ઉપર જે ફતેહ મેલવી હતી, અને જેથી હીંદુસથાંન ઉપર ફરેનચ લોકોની તરફથી હોમલો થાવાની ધાસતીનો અંત આવીઓ હતો, તે માંટે કંપની સરકારે નેલસનને એક લાખ રૂપીઆની બખશેસ કીધી હતી, તેનાં જવાબમાં નેલસને જે ઉપકાર માંનીઓછે, તે ઉપર જણાવેલી આરસીમાં મેલેલોછે.

## યુનાંઈટેડ સરવીસ ઈનસ્ટીટીઊશન મીઊજીઅમ.

વીદીઆ, હુંનર, અનેખુદરતી તવારીખને લગતી વસતુઓ તથા તેમને લગતાં પુસતકો તથા દસતાવેજો રાખવાને વાસતે અને તે બાબદો ઉપર ઘટતા સમકો આપવાને કીજે સને ૧૮૩૦ નાં સાલમાં આ સંગર હસથાંન સથાપીઆમાં આવીઉં હતું. હીંઆં અસલનાં વખતમાં વપરાતાં બખતરોનો એક ઘણોજ સારો સંગરહછે. ચીનાંઓનાં હાથની તથા દેશે દેશની કારીગરીની ઘણીએક જીનસોછે. દુનીઆનાં સઘળા ભાગો માં અસલનાં વખતમાં જે હથીઆર વાપરીઆમાં આવતાં હતાં તથા હમણા વાપરીઆમાં આવેછે, તેનો ઘ ણો સારો જથો હીંઆં દીઠામાં આવેછે. અસલનાં વખતની કેટલીએક તલવારોછે. ૧૫૪૯ નાં સાલમાં ઙ રાયેડાની લડાઈને વખતે આલીવર કરાંમવેલે ટોપલીનાં આકારનાં હાથાની તલવાર વાપરી હતી, તે હીંઆં આપણા દીઠામાં આવેછે. જનરલ વુલફે ૧૭૫૯ નાં વરસમાં કુએબેકની લડાઈમાં જે તલવાર વાપરી હતી, તે પણ હીંઆંછે. ઓવાહી મધે કપતાંન કુક જે પથરા ઉપર પડી મરણ પાંમીઓ હતો, તે હીંઆં આપ ણે જોઈએ છઈએ. "વીકટરી" નાંમનાં વાંહાંણ ઉપર નેલસનને ગોળી લાગી હતી, અને તુતક ઉપર જે જગાએ તે પડીઓ હતો, તે તુતકનો ભાગ આ સંગરહસથાનમાં મેલેલોછે. નેપોલીઅન બોનાપારટનો હજાં મત કરવાનો બાકસ તથા વાટરલુની લડાઈનાં મેદાંનમાંથી મલેલી બીજી ઘણીએક જીનસો હીંઆંછે. ઇંગ લંડનાં પાદશાહ બીજા જેમસથી ચોથા વીલીઅમનાં વખત શુધીનાં દારૂગોલાનાં હથીઆરો તેમનાં પુરાતનપણા માફક ગોઠવેલાંછે, તે જોવા લાએકછે. વાટરલુ મધે જે ઘોડા ઉપર નેપોલીઅન બોનાપારટ સવાર થયો હતો, તે ઘોડાનું આખું પાંજરૂ હીંઆં ઉભું કીધેલુંછે. ઓતર દરૂ ઉપરનુ એક વરૂ તથા રીછ જે સર જારજ બેકે ગો લીથી મારીઆં હતાં, તે હીંઆં જોઈએછ. ચીનાંઓ કેદીઓને લાકડાંનાં પીંજરાંમાં બંધ કરેછે, તેમાંનુ એ ક હીંઆંછે. બરીટીશની વાંહાંણખાતાંની ફોજનાં સીપાંઈઓને વાસતે જે પેહલવેહલલાં પોશાક કરીઆમાં

આવીઓ હતો, તેનો તે વખતનો એક નમુનો આ જગાએ દીઠામાં આવેછે. દુનીઆં ઉપર વસનારી સઘળી કોમનાં વાંહાંણોનાં નમુનાં હારેદોર ગોઠવેલાછે તે ધીઆંનથી જોવા લાએકછે. લારડ નેલસનની ટોપી—તરેહવાર દેખાવોની ચીનાંઈ આરસી તથા બીજી તેવી ઘણી જોવા લાએક વસતુઓછે. મોટી લડાઈઓનાં કેટલાંએક ચીતરોછે. ટીપુ સાએબની એક પીસટોલ તથા તે ઈંગરેજોને હાથે મરણ પાંમીઓ તે વખતે તેનાં સરીરમાં જે પોશાક હતો તે, તથા સર જાંન ફરાંનકલીન વાલા વાંહાંણ ઈરીબસ તથા ટેરર મધેથી જે ચીજો વારેવાર શોધ કરીઆથી મલી હતી, તેમાંની કેટલીએક હીંઆંછે. આ સંગરહસથાંનમાં કેટલીએક મોટી લડાઈઓ અને છાવનીઓનાં નમુનાંછે. લીનજની મોટી છાવણીનો તથા વાટરલુની લડાઈનો પથર ઉપર મોટો નકસો પાડેલોછે. છેલલો નકસો દરએક માઈલનાં નવ ફુટનાં અટસટા ઉપર પાડીઓછે અને એ નકસો ૪૪૦ ચોરસ ફુટછે. જેણે વાટરલુની લડાઈ નજરે નહી જોઈ હોએ તેને આ નકસાથી તેની સારી પડે સમજ પડીઆ વનાં રેહ નહી. બરીટીશ તથા ફરેંનચ અને પરુશીઅન લશકર એક એકથી કેવી બાજુએ હતા તે સારી પડે દેખાડીઆમાં આવીઉછે, એટલુંજ નહી, પણ તાંહાંનાં ગાંમડાં, ઘરો, ખેતરો અને ઝાડો પણ દેખાએછે અને એ સઘળું બતાવવાને સારૂ (૧૯૦૦૦૦) એક લાખ, નેવું હજાર ધાતુનાં દીવાં ગોઠવીઆમાં આવીઆંછે. આ નકસો કપતાંન સીબોરંન નાંમનાં એક અમલદારે બનાંવીઓ હતો તેને (૪૦૦૦૦) ચીઆલીસ હજાર રૂપીઆ ખરચ થયો હતો. તેની પાસેથી વેચાતો લઈને આ સંગરહસથાંનમાં મેલીઆમાં આવીઓછે, તે સઘળાઓ ઘણા ધીઆંનથી જુએછે. સબાસટેપોલનાં કીલ્લાનો પણ એક મોટો નકશો હીંઆં મેલેલોછે. ઈંગલંડનાં કીનારા ઉપર કોઈ વાંહાંણ માંઠી અવસથામાં આવેછે તેમાંનાં પરાંણીઓનો બંચાવ કરવાને જે યુકતી કાંમે લગાડીઆમાં આવેછે તેનો એક નમુનો હીંઆંછે.

## લુસતર વીદીઆનું સંસારી, વેહવારી સંગરહસથાંન.

સંસાર વેહવારમાં લુસતર વીદીઆ કેટલી ઉપીઓગીછે, તે જણાવવા સારૂ આ સંગરહસથાંન બનાંવીઆમાં આવીઉછે. સને ૧૮૩૫ નાં સાલમાં તે સથાપીઆમાં આવીઉં હતું, અને તેની ઈમારત પછવાડે તરણ લાખ રૂપીઆનો ખરચ થયો હતો. જુદી જુદી ખાંનો મધેથી નીકલતી વસતુઓનો અભીઆસ કરવાને આ એક નીશાલછે. એ સંગરહસથાન મધેનો સઉથી મોટો ઓરડો જે ૯૫ ફુટ લાંબો અને ૫૫ ફુટ પોહોલોછે, તેનુ છાપરૂં લોહોડાંનુછે અને તેની ઉપર જાડા પત્રેટનાં કામ જડેલાછે. હીંઆં ગરેટ બરીટન અને દુનીઆનાં બીજા ભાગો મધેની ખાંનો મધેથી નીકલતાં લોહડાં, તરાંબા, કલ્લાઈ, શીસું, સુરમો, માનગનીસ, કોબાલટ ઈતીઆદીનાં નમુનાં ગોઠવેલાછે. આ ધાતુઓને તેમની ખાંનો મધેથી સી રીતે અને કેવાં હથીઆરો અને ઈઅંતરોની મદદથી કાહાડીઆમાં આવેછે, તેનાં નમુનાં તથા તે ધાતુઓને બજારમાં લાવીઆની આગમન કેવી રીતે રૂપ આપીઆમાં આવેછે, તે વીશેનાં ઘટતા નકસા તથા ચીતારો, તથા એ વસતુઓ આપણા સંસારી તથા વેહવારી કાંમમાં કેવી અને કેટલી રીતે આવેછે, તે સઘળું આપણે આ જગાએ જોઈ શકીએછે. છેક ખાંનની અંદરથી ધાતુ કાહાડવાનાં ઈઅંતરનાં જે નમુનાં હીંઆછે તેઓની ગોઠવણ તથા તેઓ કેમ ચાલેછે તે પણ આપણને હીંઆં દીખાડીઆમાં આવેછે. ઈંગલંડ, જરમની, રૂશીઆ અને મેકસીકો મધેની ખાંનોમાં જુદી જુદી તરેહનાં હથીઆરો વાપરીઆમાં આવેછે, તેમનાં નમુનાં પણ છે. એ જગાએ સુનાં, રૂપાં, પીતલ અને કાંસાંમાં બનાવેલા ઘરેણા તથા સણગારોછે, તે ઉપરથી એ ધાતુઓ અસલનાં વખતથી કેવાં કેવાં ઘરેણામા વાપરીઆમાં આવતાં હતાં તે વીશે ગનેઆન મેલવવાને પણ આપણને બની આવેછે. ધાતુઓને કેમ ઓટીઆમાં આવેછે, તથા લોહડાંનુ તીખું કેવી રીતે બનેછે તેનાં તથા જુદા જુદા ઘાર ચહડાવાનાં દાખલા તથા ધાતુનાં પુતલાંઓ આપણે આ જગાએ જોઈએછે. હીંઆં અસ

લનાં વખતનાં કાચો અને તેમાં બનાવેલી વસતુઓનો એક ઘણોજ સારો સંગરહછે. એક ઓરડાની અંદર દેશે દેશનાં અને અસલનાં અને હમણાનાં વખતનાં ઝરોડી તથા ચીની કાંમનાં વાશણો ગોઠવીઆમાં આ વીઆંછે, તેથી એ હુંનરની તવારીખથી આપણે વાકિફ થાઈ શકીએ છઈએ. મોટા ઓરડાની આસપાસ બે ગીઆલરીઓ કીધેલીછે તેમાં ગરેટ બરીટન મધે અસલી વસતુઓનાં મલેલાં ફાસીલસનો એક મોટો અને કીમતી સંગરહ કીધેલોછે. આ સંગરહસથાંનનાં બેએતલીઆંનાં ઓરડાઆં ગરેટ બરીટન મધે ઈમારતો બાંધવાનાં તથા સણગારનાં કાંમમાં વાપરીઆમાં આવતા પથરોનાં નમુનાંછે. હીંઆં દાખલ થવાનાં દરવાજાની હારમાં ડરબીશાએરનાં પરગણાઆં આલાબાસટરનાં સફેદ પથર દીઠામાં આવેછે, અને એ દીવાંનખાંનાંમાં જે થાંબો જેયામાં આવેછે, તે સ્કાટલંડનાં ગરાંનીટ, આએરલંડનાં સરપેનટાઈન, અને ડરબીશાએર અને ડેવંનશાએર પરગણાનાં સફેદ પથરનાછે. આબરડીનનાં ગરાંનીટ પથરમાં કાતરેલું એક ઘણુંજ સોભઈતું વાશણ તથા બીજા તરેહવાર વાશણો તથા પુતલાંઓ આ જગાએ જેયામાં આવેછે.

આ સંગરહસથાંનને લગતો એક ઓરડોછે તાંહાં હાલમાં વપરાતી ખાંનો તથા આગલા વખતની રદ થાએલી ખાનોનાં નકસા પાડેલાછે. એ સંગરહસથાંનની સાથે, તેમાં જમાંવ કીધેલી વસતુઓની બાબદને મલતું એક કીમતી પુસતકખાંનુંછે તથા લુસતર વીદીઆં અને તેનુ ગનેઆંન સંસારી તથા વેહવારી કાંમમાં કેવું અગતનુંછે, તે વીશે વારેવાર ભાશાંણ કરવાને વાસતે એક ઓરડોછે, તોંહાં ૫૦૦ થી વધારે આદમીઓ બેશી શકેછે. અઠવાડીઆંનાં તરણ દાહડા આ સંગરહસથાંન લોકોને વાસતે જાહેરમાં અને બીજા તરણ દીવસ ફકત વીદીઆરથીઓને વાસતેજ હુંગાડું રાખીઆમાં આવેછે.

## રાએલ કાલેજ આવ ફીજીશીઅનસનું સંગરહસથાંન.

વઈદોને લગતાં લંડંન મધેનાં બે અગતનાં ખાતાં, રાએલ કાલેજ આવ સરજનસ અને રાએલ કાલેજ આવ ફીજીશીઅનસ વીશે અલબતાં ઘણા જણાવો જાંણીતાછે. એ ખાંતાઓની સાથે વઈદક શાસતરને લગતી બાબદોનાં કીમતી સંગરહસથાંનોછે. ફીજીશીઅનસ કાલેજનાં સંગરહસથાંનમાં સઉથી અગતની જેવાલાએક વસતુ છ મોટી તેબલ ઉપર પાંથરેલીછે. જેમ એક સાંચો ગોઠવીને એક ઈઅંતર આપણે બરાબર અલાવીએછ, તે મીશાલે આદમીનાં શરીરમાં રગો તથા લોહોની બીજી નલીઓની મારફતે લોહીનું ફરવું થાએછે, અને જેથી આપણો પરાંણ સલાંમત રેહેછે, તે બીનાં જે દીનેથી માલંમ પડીછે, તે દીનથી વઈદક શાસતરમાં એક અગતનો શુધારો થઓછે. એ તેબલો ઉપર આદમીનાં શરીર મધેથી દરએક રગો તથા લોહીની નલીઓ કાહાડીને જેમ આપણા શરીરમાંછે તેમ પાંથરીછે, તે સારી પઠે ધીઆંનથી તપાસીઆથી આપણા દીલમાં લોહી કેવી રીતે ફરેછે, તે આપણને બરાબર માલંમ પડેછે. એ લોહીનુ ફરવું નાંમીચા દાકતર હારવીએ સને ૧૬૧૬ નાં વરસમાં શોધી કાહાડીઉં હતું. તે બાબદમાં એ કાબેલ દાકતરે આ કાલેજમાં જે ભાશાંણ કીધાં હતાં તેની તેનાં હાથની લખેલી અસલ નકલ હાલમાં બરીટીશ મીઉજીઅમનાં સંગરહસથાંનમા મોજુદછે. એક બીજા નાંમીચા દાકતર બેલીએ આદમીનાં શરીરનાં સઘળા ભાગોને હીંઆં ગોઠવીઆછે, તે જેયાથી આપણા શરીરની અંદરની હાલત આપણે જેઇ શકીએ છઈએ.

## રાએલ કાલેજ આવ સરજનસનુ સંગરહસથાંન.

ઉપલાં સંગરહસથાંનનાં કરતાં આ વધારે મોટુંછે. એમાં પણ ઉપર જણાવીઆ પરમાણે લોહીનુ ફરવું બતાવનારા નમુનાંછે. એ સંગરહસથાંનમાં ખુદરતી તવારીખ, વાહાડ કાપની વીદીઆ, તથા જુદા જુદા રોગને લગતી જીનસોછે. જાંન હંનટર નાંમનો એક નાંમીચો દાકતર જે ૧૭૯૩ નાં સાલમાં મરણ પાઓમો હતો તેનું પોતાનુ એ બાબદને લગતું ઘણુંજ નાંમીચું સંગરહસથાંન હતું, અને તેમાં સઘળા મલીને ૬

શ હજાર નમુનાં હતા. એ સંગરહસથાંન પારલામેનટનાં હોકમથી (૧૫૦૦૦૦) એક લાખ પચાસ હજાર રૂપીએ વેચાતુ લઈને આ કાલેજની સાથે જોડીઆમાં આવીઉં હતું, અને પછવાડેથી તેમા બીજો ઘણોએક વધારો થાયો હતો, અને હમણા સઘળા મલીને તેમાં ૨૫૦૦૦ નમુનાંછે. આ સંગરહસથાંનને બે ભાગમાં ગોઠવીઆમાં આવીઉંછે. એક ભાગમાં શરીરનાં તંદરોસત ભાગોછે, અને બીજા ભાગમાં તે ભાગો ઉપર થાએલાં દરદો દેખાડીઆમાં આવીઆંછે. આદમીના શરીરનાં જુદા જુદા ભાગનાં કીમતી નમુનાં શીવાએ બીજી ઘણીએક જોવા લાએક વસતુઓ હીંઆંછે. આરમડીલા નાંમનુ જે જાંનવર હમણા થાએછે, તે જાતનું એક ઘણુજ મોટુ જાંનવર જે હાલ જમાંનામાં નથી થાતું, તેનુ તથા માઈલોડાંન નામનુ અસલ એક મોટૂં "સ્લાથ" જાંનવર થાતું હતું, તેનાં ફાસીલ હીંઆં જોયામાં આવેછે. હીપોપાટેમસ અથવા દરીઆઈ ઘોડાનાં તથા ચારલસ ઓ બરીએન નાંમનો એક આએરલડનો રાખશ રેહવાસી જે વીસ વરશની વએમાં મરણ પાંમીઓ તારે આઠ ફુટ ઉંચો હતો, તેનાં પાંજરા ઉભાં કીવેલા હીંઆં આપણા જોયામાં આવેછે. એક બીજો આઈરીશ રાખશ, કે જે આઠ ફુટ, સાત ઈંચ ઉંચો હતો તેનો પલાસટરમાં ઓટેલો હાથછે. ઓ બરીએનનાં હાથમાં પેહરવાનાં મોજા જે એક નાંધલા કોથરા જેવાં લાગેછે તે પણ હીંઆંછે. સીસીલી મધે એક વેંહટીઉં છોકરી જે દશ વરશની ઉમરે ફકત ૨૦ ઈંચ હતી, તેનાં શરીરનુ પાંજરૂંછે. નીઉઝીલંડ મધે ડાઈનારનીસ ગાઈગાંનટીઉસ નાંમનુ અસલ જે મોટું પંખેરૂ થાતું હતું, તેના હાડકાંનાં પલાસટરમાં ઓટેલા આકારછે. અસલ એક મોટું હરણ થાતું હશે તેનુ પાંજરૂ આએરલંડ મધે એક મોટી ખાહી ખોદતાં મલીઉં હતું એ હરણ સાત ફુટ, છ ઈંચ હશે. એક મોટાં જીરાફનુ તથા હાથીનુ પાંજરૂ પણછે. એ હાથી અમલ ૯૪૫૦ રૂપીઆની કીમતે "કોવેનટ ગારડન થીએટર" વાલાઓએ, નાટક કરતી વેળાએ હાજર કરવા સારૂ વેચાતો લીધો હતો. તાહર પછી તે હાથીને રીજેનટસ પારક મધે જીવતાં જાંનવરોનાં સંગરહમાં રાખીઆમા આવીઓ હતો. આ જગાએ તેણે ઘણી મસતી કરવાનુ શરૂ કીધું, અને તેનું કારણ હેવું માલંમ પડીઉં કે, તેના આગલા બે દાંતની અંદર તેને કાંઈ દરદ થાયું હતું, તેનાં દુખથી તેને ઘણો ગોસસો આવતો હતો. જારે નહી રખાઈ શકાયો, તારે તેને ગોલીથી મારવાનો થેરાવ થાયો હતો, અને આસરે ૧૦૦ ગોલી વાગી તાહાં શુધી તે મરણ પાંમીઓ નહી. તે હાથી આગલ ઘણોજ ગરીબ હતો, અને હેવું જણાવીઆમા આવીઉંછે કે, ગોલીનો વરસાદ તેની ઉપર પડતો હતો, તાહરે તેને ગોલી બરાબર વાગવાને સારૂ તેનો રખેવાલ તેને ગુડંન મરડીને ઉભો રહી માંથુ આગલ ધરવાને કેહતો હતો, તે હોકમ પરમાંણે તે ઉભો રેહતો હતો. એ હાથી હીંદુસથાંનથી ગયો હતો, અને તેનું નાંમ ચુની કરીને હતું મારી નાખીઆમાં આવીઆ પછી તેનુ મુરદ આ સંગરહસથાંનને સારૂ ૧૦૫૦ રૂપીએ વેચાતું લીધામાં આવીઉં હતું. તેનાં શરીરમાંનુ સઘળું માસ કાહાડી નાંખીને વરગેલાં હાડકા શુધાંનુ પાંજરૂં હીંઆં ઉભું કીવેલુછે. તેનાં સઘળા હાડકાંનુ વજન ૮૭૬ રતલ, અને તેના આખા માંમડાનું વજન ૧૭ હંદરવેટ થાયું હતું. એક જુવાંન શીદીનું પલાસટરમાં ઓટેલું બાહાવલું, તથા એક આદમી જેનાં ભેજાંમાં પાંણી થયાથી મરણ પાંમીઉં હતું, તેનું પાંજરૂ હીંઆં દીઠામાં આવેછે. એ આદમીનાં માથાનો ઘેરાવો ૪ ફુટ હતો. બંગાલ મધે બે માંથાનુ એક બાળક જનમીઉં હતું, તે ચાર વરશની વએમાં સાંપનાં દંખથી મરણ પાંમીઉં હતું તેનુ માંથુછે. આ બાળકને ચાર આખ હતી, તે એકજ વખતે જુદી જુદી બાજુએ ફરતી હતી. કેટલીએક મમી પણ હીંઆંછે તેમાંની એક પીરૂનાં એક અમીરનીછે, હેવુ ધારીઆમાં આવેછે. એક જાતની માંછલીનાં મીનમાં બનાવેલા આકારછે. આગલ નીઉઝીલંડ મધે પાંખ વગરનુ એક મોટું પંખેરૂ થાતું હતું, તેનાં હાડકાંનાં ફાસીલછે. માડાગાસકારનાં મુલકમા આગલ એક મોટું પંખેરૂ થાતું હતું, તેનાં એંદાંનાં ઓટી કાહાડેલા નમુનાંછે. એ એંડું ઘણુજ મોટુંછે કાંએજે તે એક એંડાં મધે સીમુરગનાં ૧૨ અથવા મરઘીનાં ૧૪૦ અથવા "હમીંગ બરડ" નાંમનાં પંખેરાં

નાં ૧૦૦૦૦ બેડાં મધેની વસતુ માંઈ શકે. એ ઉપરાંત બીજાં ઘણાએક જાંનવરો તથા પખશીઓનાં પાંજરાછે. જુદી જુદી જાતનાં જાંનવરોનાં હાથથી બનાંવેલા કેટલાએક ચેહરા હીંઆં મેલેલાછે. આ સંગરહસથાંનને સારી પઠે ધીઆંનથી જોયાથી તથા તપાસીઆથી આદમી તથા પુરથવી ઉપર થાતાં ઘણાએક જાંનવરોનાં શરીરની અદરની બાંધણી વીશે આપણને માહીતગારી મલેછે.

## સોન મીઊઝીઅમ

આ સંગરહસથાંનનુ નાંમ તેનાં અસલ ધણી ઉપરથી રાખીઆમાં આવીઉંછે. ઘર તથા ઈમારતો બાંધવાનાં કામમાં સર જાંન સોન નાંમનો એક પુરવીન કારીગર હતો. તે એક કડીઆનો છોકરો હતો પણ પોતાનાં હુંનરમાં તેણે અતી ઘણી માહેતગારી મેલવી હતી, અને હમણા લંડંન શેહેરની ખુબસુરતીમાં હુંવેરો કરનાંરી ઘણીએક ઈમારતો એ ગરહસથે બનાંવેલા નકસા ઉપરથી બાંધીઆમાં આવીછે. એ શખસે ઘણી મેહનતથી અને (૫૦૦૦૦૦) પાંચ લાખ રૂપીઆ ખરચીને એક કીમતી સંગરહસથાંન બનાંવીઉં હતું. તેનાં મરણ પછી પારલામેનટની સભાએ થેડવેલા તરસટીઓનાં હસતકમાં તે ગયું હતું, અને એ તરસટીઓનો હોકમ મેલવી આથી વગર ખરચે તે જોવાને સરવે કોઈને છુટછે. આ સંગરહસથાંન ૨૪ ઓરડા રોકેછે. સર જાંન સોને જેટલી ઈમારતો બાંધીછે, તે સઘળીનાં ચીતારો એક ઓરડાની અંદર મેલેલાછે. અસલતાં વખતની રોમ તથા ગરીસ મધેની ઈમારતો જે હાલમાં તે દેશમાં સમારીઆમાં આવીછે, તેનાં સફેદ મટોડીનાં નમુનાં બનાંવીઆમાં આવીઆછે. પાંમપીઆઈ શેહેરનો ઘુમમાં નમુનો બનાંવેલોછે. હોમર, શેકસપીઅર, બેન જાંનસન અને બીજા નાંમીચા શખસોનાં પુતલાંછે. ઈઉનાની તથા બીજાં સોભઈતા વાશણોનો સારો સંગરહછે. સર જોશુઆ રેનલડશે ઘાસની અંદર પડેલા સરપનો પાહેલો ચીતાર, સર જાંન સોને ૫૫૦૦ રૂપીએ વેચાતો લીધો હતો તે હીંઆંછે. વેનીસનાં બારાંનુ એક ઘણજ ખુબસુરત ચીતારછે. પારલામેનટનાં અધીકારીઓ ચુંટી કાહાડીઆમાં આવેછે, તે બનાંવનાં ચાર ચીતારોછે, તે સતર હજાર રૂપીએ સર જાંન સોને ખરીદ કીધાં હતાં. બીજાં ઘણાએક કીમતી ચીતારોછે, તે અસલ મોટી કીમતે ખરીદ કીધામાં આવીઆં હતાં. એક ભાગમાં જુદાં જુદાં દેશોની ઈમારતનાં નમુનાંછે. આલાબાસતર અથવા એક જાતનાં સફેદ સંગેમરમરનાં પથરની ૯ ફુટ, ૪ ઈંચ લાંબી, ૩ ફુટ, ૮ ઈંચ પોહોલી, અને ૨ ફુટ, ૮ ઈંચ ઉંડી એક પેટીછે. તેની અંદર તથા બાહેર, નહી વાંચી શકાએ તેવા દસકતો કોતરેલાછે. જો કે આ પેટીનો પથર હડી ઈંચ જાડોછે, તોપણ તે પેટીની અંદર રોશની મેલી બંધ કીધી હોએ તો, તેમાંથી અજવાલું પડેછે. એ પેટીનાં તલીઆમાં એક આકાર પાડેલોછે તે મીસરનાં લોકો એક ખોદાને માનતા હતા, કે જે મરણ પાંમેલાઓની ઉપર નગેહબાંની રાખતો હતો, તેનોછે. એ પેટી વીશ હજાર રૂપીઆની કીમતે સર જાંન સોને વેચાતી લીધી હતી. એક કબરની અંદર અસલનાં વખતનાં કેટલાએક હીરાછે. સર કરીસટોફર રેન કે જેણે સેંનટ પાલસ તથા બીજાં દેવળો તથા ઈમારતો બાંધી હતી તેનુ ઘડીઆળ તથા માંપની લાકડી તથા કંપસછે. સીરીંગાપટામ મધે ટીપુ સાહેબનાં મેહેલમાં હાથીદાંતની એક ટેબલ તથા ચાર ખુરશી હતી, તે પણ હીંઆંછે. એક કીમતી પીસટોલ આપણા જોયામાં આવેછે, તે આજાફ આગલ ટુરકી લશકરનાં એક સરદાર પાસેથી રશીઆનાં આગલા શાહાંનશાહ પીટર ધી ગરેટે લીધી હતી. એ પીસટોલ આલેકઝાંનડર શાહાંનશાહે નેપોલીઅન બોનાંપારટને આપી હતી, તે તે શાહાંનશાહ સેંનટ હેલીનાં ખાતે પોતાંની સાથે લઈ ગયો હતો, તાંહાંથી એક ફરેનચ અમલદારને મલી હતી, તે હમણા હીંઆંછે. એ પરમાંણે નાંમીચી વસતુઓ મેલવવામાં ઉપલા ગરહસથે ઘણોએક ખરચ કીધો.હતો. આ ઘરનાં ભોએરાંનાં ઓરડાની અંદર અસલનાં વખતની કબરોનાં ઘુમમાં બનાંવેલા નમુનાંછે.

## રાએલ એશીઆટીક સોસાઈટીસ મીઊજીઅમ.

ઉગમણ પરાંતની વીદીઆ તથા એલમની ખોલ કરવાને સારૂ ૧૮૨૩ નાં સાલમાં રાએલ એશીઆટીક સોસાઈટી નાંમની એક મંડળી સથાપીઆમાં આવી હતી. એ મંડળી મહીનાંમાં એક અથવા બે વાર મલેછે, અને તાંહાં અગતની બાબદો ઉપર ભાશાંણો થાએછે. એ મંડળીનું સંગરહસથાંનછે તેમાં અગત કરીને નીચે જણાવેલી વસતુઓ જોવા લાએકછે. મલાહી ભાલા જેની ઉપર સુનેરી નકસીછે. ઈરાંની બખતર કે જેની અંદરનો સઘળો ભાગ સુનાંનોછે, એક બંગાલી ખંજર, સીલોન મધે જંગલી ડુકરોનો શેકાર કરવાનાં ભાલા, લાહોરનાં લોકોનાં તીરકાંમઠા, લાહોર મધેનાં એક દેહેરાં મધેનો ખુબસુરત થાંબ જેની ઉપર નકસી કોતરેલીછે તથા ડુરગ, શુરગા અને બુધનાં પુતલાંઓછે.

## નેવલ મીઊજીઅમ.

આ સંગરહસથાંન સાંમરસેટ હાઉસ નાંમની એક મોટી ઈમારત જે સરકારી આફીસોનાં કાંમમાં રોકાએલીછે, તેનાં એક ભાગમાંછે. એ ભાગને "માંડેલ રૂમ" કરીને પણ કેહેછે. ગરેટ બરીટંનમાં જે કાંઈ મોટાં લડાઈનાં બારકસો બંધાયાછે, તે સઘળાનાં લાકડાંમાં બનાંવેલા નમુનાં હીઆં મેલીઆમાં આવીઆછે અને તેટલા ઉપરથી ઉપલાં નામો એ સંગરહસથાંનને આપીઆમાં આવીઆંછે. આસરે ૨૦૦ વરસની વાત ઉપર જે વાંહાંણો બાંધીઆમાં આવીઆં હતાં, તેમાંનાં કેટલાંએક નાંમીચા બારકસોનાં નમુનાં પણ હમણા આ જગાએ આપણે જોઈએછે. એ ઉપરાંત ફરાંનસ તથા ચીન અને બીજાં દેશોનાં લડાઈનાં બારકસોનાં પણ કેટલાએક નમુનાંછે. આપણી નાંમદાર રાંણીને બેશી ફરવાની કટરનો એક ઘણો સુંદર નમુનોછે. એ કટર કલાક એકમાં દશ માઈલ જાઈ શકેછે, હેવી તેની બાંધણીછે. વાટીઆઓને અગતકરી આ સંગરહસથાંન ઘણુ કીમતીછે.

જે ઘરમાં આ સંગરહસથાંન તથા સરકારી આફીસોછે, તે આગલ એક મેહેલ હતો. હવડાં એ ઈમારતમાં ૩૬૦૦ બારીઓછે અને તે સઘળી ગણવામાં એક શખસને તરણ દીવસ લાગા હતા. ઉપલાં સંગરહસથાંન વીગરે આ ઈમારત પણ જોવા લાએકછે.

## રાએલ સોસાઈટીસ મીઊજીઅમ.

૧૬૬૩ નાં સાલમાં પાદશાહી સનદથી રાએલ સોસાઈટીની મંડળી સથાપીઆમાં આવી હતી. પાદશાહ બીજો ચારલસ, તથા પાદશાહ બીજો જેમસ તે મંડળીમાં અધીકારી દાખલ સાંમેલ થયા હતા. નીઉટન, રેન, હાલી, હરશેલ, ડેવી અને વાટ જેવા અંમલ ફીલસુફો તથા નાંમીચા શખસો પણ તેનાં અધીકારી હતા. હાલમાં એ મંડળીમાં આસરે ૮૦૦ ગરહસથો સાંમેલછે, અને તેઓ પોતાના નામને છેડે "એફ આર એસ" કરી લખેછે. એ મંડળીમાં જેઓએ વીદીઆ તથા હુનરમાં કોઈબી રીતે નાંમ મેલવીઉં હોએ, તેઓનેજ અગત કરીને દાખલ કરીઆમાં આવેછે, અને એ મંડળીની મતલબ વીદીઆ અને હુંનરની શોધ તથા ફેલાવો કરવાનીછે. એ મંડળીનું એક સંગરહસથાંનછે, તાંહાં એક ઘણીજ સુંદર રૂપાંની મેસ અથવા લાકડી, જે આપણા જોવામાં આવેછે, તે પાદશાહ બીજા જેમસે આ સભાને ભેટ આપી હતી. નીઉટન જારે છોકરો હતો, તારે તેણે પોતાને હાથે એક "સોલર ડાએલ" બનાંવીઉં હતું તે, તથા ૧૬૭૧ નાં વરસમાં એક દુરબીન બનાંવી હતી તે હીઆં આપણે જોઈએછ. આ નાંમીચા ફીલસુફનાં સફેદ રૂપેરી બાલનું એક ઝુમકું જે ઘણુ સંભાલીને રાખીઆમાં આવીઉંછે તે તથા તેનાં ચેહેરાનો મરોડીમાં લીધેલો આકાર હીઆંછે. જે ઘડીઆલ તે વાપરતો હતો, તે પણ છે. સર હંમફરી ડેવીએ "સેફટી લાંપ" અથવા કોલસાની ખાંનમાં વપર

ધાસતીએ લઈ જવાતુ રોશનીનું ફાંનસ બનાંવીઉં' હતું, તેનો તે ફીલસુફનાં હાથનો બનાંવેલો અસલ નમુનો હીંઆંછે. એ ઉપરાંત હીંઆં કેટલીએક પુરાંની તથા કીમતી વસતુઓછે. સર આઈસાક નીઉટન તથા સર હંમફરી ડેવી અને બીજા તેવા નાંમીઆ શખસોની રંગીન તસવીરો પણ આ સંગરહસથાંનમાં ટાંગેલીછે.

ઉપર જેટલાં સંગરહસથાંનોનુ બયાંન કીધુંછે તે મુખીઅ ગણાએછે, પણ તેઓ ઉપરાંત લંડંન શેહેરમાં બીજાં ઘણાએક નાંધલા સંગરહસથાંનોછે, તથા કેટલાંએક ખાંનગીછે તેનાં માલેકો પણ જેઓ જોવા જાએછે તેમને સખાવતની રાહે દેખાડેછે. હવે તસવીરખાંનાંઓનું બયાંન શરૂ કરીએછ.

## નાંશનલ ગીઆલરી.

આ તસવીરખાંનું લંડંનનાં એક સઉથી સરસ ભાગમાં અને ઘણી સોભઈતી ઈમારતમાંછે. એ ઈમારત "ત્રફાલગર સ્કુએર" નાંમનાં ખુબસુરત ચોકની એક બાજુએછે. પારીસમાં પલાસ ડી લા કાંનકારડનો ચોકછે, તેમ આ લંડંનનો ચોકછે, તોપણ આટલું કેહવું જોઈએછ કે, ખુબસુરતીમાં પારીસનાં ચોકની આગલ તે કસસા હીસાબમાં નથી, તોપણ લંડંનમાં તે સઉથી સરસછે. એ ચોકની અંદર બે ફુંઆરાછે તથા ઈંગલંડનાં સુરા પેહલવાંન નેલસનની યાદગારી રાખવાને સારૂ એક મોટો મીનાંરોછે, અને તેની ઉપર તેજ પેહલવાંનનુ ૧૮ ફુટ ઉંચું પુતલુંછે. આ મીનાંરો ૧૮૪૩ નાં વરસમાં ઉભો કીધામાં આવીઓ હતો. પુતલાં શુધાં તેની કુલ ઉંચાઈ ૧૬૨ ફુટછે. આ મીનાંરાનાં તાકની ચાર બાજુએ નેલસનની ચાર મોટી લડાઈ બતાવનારા ચીતાર કોતરેલાંછે. જે ભાગ નાંશનલ ગીઆલરીની સાંમને આવેલોછે, તેની ઉપર નાઈલ નદી ઉપરની લડાઈનો ચીતારછે. એ લડાઈમાં નેલસનને માંથામાં ગોલી લાગી હતી તે દેખાવ તાંહાં પાડેલોછે. એક ડાકતર તે વખતે એક જખમી થાએલા ખલાસીનાં જખમ સાફ કરતો હતો, પણ તેને પડતો મેલીને નેલસનને મદદ કરવા ગયો, તેવામાં તેને તે સુરા પેહલવાંને કહેઉં કે, "નહી મારી વારણ આવે તાહરે; પેહલે પેલા ખલાસીને તપાસ." બીજી બાજુએ ત્રફાલગરની લડાઈમા નેલસનનુ મોહોત થયું તેનો ચીતારછે. એ ચીતારની નીચે નેલસનનાં નાંમીઆ સખદો કોતરેલાછે કે "ઈંગલંડ હેવી ઉમેદ રાખેછે કે દરએક આદમીએ પોતાની ફરજ અદા કરવી." તરીજી બાજુએ કોપનહેગંન અને ચોથી બાજુએ સેનટ વીનસેનટની લડાઈનાં ચીતારોછે. એ મીનાંરો ઈંગલંડની પરજાની તરફથી હુગરાંણુ કરી બાંધીઆમાં આવીઓછે. તેનો સઘળો ખરચ આસરે (૩૩૦૦૦૦) તરણ લાખ તરીસ હજાર રૂપીઆનો થયોછે, તેમાં એક લાખ વીશ હજાર રૂપીઆ સરકારે આપીઆ હતા. પાંચ હજાર રૂપીઆ રૂશીઆંનનાં શાંહાંનશાહે ભરીઆ હતા. આ ચોકની એક બાજુએ પાદશાહ ચોથા જારજનુ ઘોડસવાર પુતલુંછે. એજ ચોકમાં સર ચારલસ નેપીઅર તથા જેનીંગસનાં પુતલાછે.

નાંશનલ ગીઆલરીની ઈમારતનો બાહેરનો દેખાવ ઘણોજ સારોછે. આઠ સોભઈતા થાંભા સાથનો એક મોટો ઓટલોછે, તેની ઉપર ચહડીઆ પછી આપણે અંદર દાખલ થાઈ શકીએછે. અંદર જતાં ચહડવાનાં મોટા દાદરની બાજુએ નાંમીચી અને ખુબસુરત રંગીન તસવીરો તથા પુતલાંઓ આપણા જોવામાં આવેછે. લંડંનમાં હાવું એક જાથુક તસવીરખાનુ સથાપવાનો પારલામેનટની સભાની તરફથી ૧૮૨૪ નાં સાલમાં હોકમ થયો હતો. એજ વરસમાં મી૦ આનગરસ્ટેન નાંમનાં એક ગરહસથનાં ૩૮ રંગીન ચીતરો (૫૭૦૦૦૦) પાંચ લાખ સીતેર હજાર રૂપીએ વેચાતા લીધામાં આવીઆં હતાં. ૧૮૨૬ નાં સાલમાં સર, જારજ બોમનંટે (૭૮૭૫૦૦) સાત લાખ, સીતીઆસી હજાર, પાંચશો રૂપીઆની કીમતનાં ૧૬ ચીતરો આ તસવીરખાંનાંને ભેટ આપીઆં હતાં. હાલમાં આ જગાએ આસરે તરણશો ચીતરોછે તેમાં કેટલાંએક ભેટ મલેલાંછે, અને બાકીના મોટી કીમત અપીને ખરીદ કીધેલાંછે. આ તસવીરખાંનાંમાં ખરીસટી ધરંમની પોથીમાં લખેલા બનાંવોનાં ઘણાએક ચીતરોછે.

વેનીસનાં પાઇજાનાં મેહેલ મધે ઈરાંનનાં દારાં પાદશાહનાં તંબુનું એક ચીતર હતુ, તે ૧૮૫૭ નાં સાલમાં ( ૧૪૦૦૦૦ ) એક લાખ, ચીઆલીસ હજાર રૂપીઆની કીમતે વેચાતું લઈ હીંઆં મેલીઆમાં આ વીઉછે. વાંચનાર પોતાનાં મનમાં હેવો સવાલ કરશે કે, શું એક ચીતરની કીમત એક લાખ ચીઆલીસ હજાર રૂપીઆ ! હેવાં ચીતરોનુ બયાંન કલમથી કરવું મોહાલછે. તેની મોંટી કીમત ઉપરથીજ તેનો અટક લો થાઈ શકશે, અને નજરે જોયાવનાં તેની ખુબી માલમ પડવાની નથી. બીજા જે ચીતરોછે, તેમાંનાં જે મોટી કીમતનાછે, તે હમો હીંઆં જણાવીએછે અને તેમની ખુબી વીશે કીમત ઉપરથીજ વીચાર કરવાની ભલામણ કરીએછે. લાજારસને કરાઈસટે સારો કીધો હતો, તેથી તેને અચરતી ઉપજી હતી, તે દેખાવનાં ચીતરનાં ૩૫૦૦૦ રૂપીઆ; આલેકઝાંનડરીઆ વાલી સેંનટ કાથેરાઈનની તસવીર ૫૦૦૦૦ રૂપીઆ; કરાઈસટ, તેની માં અને બે ફરેસતા, ૪૦૦૦૦ રૂપીઆ; કરાઈસટનાં માંથા ઉપર કાંટાંનુ તાજ પેહરાવીને તેનાં દુસમેનો એક નેઆએથીસ પાસે લઈ ગયા તે બનાંવનાં ચીતરનાં ૧૦૫૦૦૦ રૂપીઆ; કરાઈસટની માં અને એક ટોપલી પાડેલીછે તેનાં ૩૯૦૦૦ રૂપીઆ; એક બંદરનુ ચીતર, ૪૦૦૦૦ રૂપીઆ; લડાઈ અને સુલેહનુ ચીતર, ૩૦૦૦૦ રૂપીઆ, દુરથી એક જગાનાં દેખાવનાં, ૧૫૦૦૦ રૂપીઆ; મીલાંન મધે શાંહાંનશાહ થીઓડોશીઅસને સેંનટ આંબરોશીઅસ નાંમનાં એક પાદરીએ દેવળમાં દાખલ થવા દીવો નહી હતો, તેનુ ચીતર, ૧૬૦૦૦ રૂપીઆ; છીનાંલુ કરતાં પકડાએલી સ્ત્રી, ૫૨૫૦૦ રૂપીઆ; સ્પેનનો પાદશાહ ચોથો ફીલીપ જંગલી ડુકરનો શેકાર કરેછે, ૨૨૦૦૦ રૂપીઆ; "હોલી ફેમેલી" ૩૦૦૦૦ રૂપીઆ; સેંનટ જાંન અને મેંહનડું, ૨૧૦૦૦ રૂપીઆ; પારીસ ઉપર ઉતરેલો ઈનસાફ, ૪૨૦૦૦ રૂપીઆ. એ ઉપરાંત બીજા ઘણાએક મોટી કીમતનાં ચીતરોછે. કોઈબી ચીતર એક હજાર રૂપીઆની અંદરનું નથી. આ પરમાણે મોટા ખરચે હાવા ચીતરો એકઠા કરીઆમાં આવેછે, તેથી ચીતરો રંગવાનો હુનર ઇંગલંડમાં કેટલો પસંદછે, તથા તેને વધેલો જોવાને કેટલી ખાહેશછે તેનો અડસટો ઉપલી વીગત ઉપરથી મલશે. આ તસવીરખાંનાંનાં દીવાંનખાંનાંમાં સંગેમરમરનુ એક મોટું વાશણછે, તે ખચીત જોવા લાએકછે. એ વાશણને "વાટરલુ વાન" કરી નાંમ આપેલુંછે. તેની ઉંચાઈ ૧૬ ફુટ, વીઆસ ૧૦ ફુટ અને વજનમાં ૨૦ ટનછે. આ વાશણ સંગેમરમરનાં તરણ મોટા કટકાનુ બનાંવીઆમાં આવીઉંછે. તે કટકા પેહલલે નેપોલીઅન બોનાંપારટે પોતાની લડાઈઓની યાદગારીમાં એક વાશણ બનાંવવાને વાસતે મેલવીઆ હતા, પણ તે પોતાની ઉમેદમાં પાર પડીઓ નહી હતો. એ પથરો ટસકનીનાં ડીઉકે પાદશાહ ચોથા જારજને ભેટ આપીઆ હતા, તે ઉપરથી આ મોટુ વાશણ નેપોલીઅન બોનાંપારટનાં પડી ભાગવાની યાદગારી રાખવાને બનાંવીઆમાં આવીઉં હતું.

આ તસવીરખાંનુ સપટેમબર મહીનાંનાં બે અઠવાડીઆં તથા આખા અકટોબર મહીનાં વગરે આખું વરસ હુંઘાડું રેહેછે. ચીતરો ખરીદ કરવાનો ખરચ જુદો ગણતાં તેની પછવાડે દર વરસે દશ હજાર રૂપીઆ ખરચછે. એક વરસમાં પાંચ લાખ આદમીઓં એ તસવીરખાંનાની ભેટ લીએછે.

## ટરનર તથા વરનન ગીઆલરી.

નાંશનલ ગીઆલરી મધેનાં કેટલાંએક ચીતરો જે જગાની કોતાઈને લીધે તાંહાં સમાઈ શકીઆં નથી, તે આ તસવીરખાંનાંમાં મેલીઆમાં આવીઆંછે. જે ઘરમાં આ તસવીરખાંનુછે તેને "મારલબરો હાઉસ" કેહેછે, કાંએક આગલ તે ડીઉક આવ મારલબરોનો રેહવાનો મેહેલ હતો. ૧૮૧૭ નાં સાલમાં એ મેહેલ પાદશાહાની તરફથી પરીનસેસ ચારલોટ તથા પરીનસ લીઓપોલડને વાસતે વેચાતો લીધામાં આવીઓ હતો. પાદશાહા ચોથા વીલીઅંમની રાંણી હીંઆં છેલી રહી હતી. હાલમાં એ મેહેલ પરીનસ આવ વેલસને વાસતેછે, પણ તેમાં હાલ તરત રાંણીનાં હોકંમથી તસવીરો મેલીઆમાં આવીછે. મી૦ વરનંન

તથા મી૦ ટરનર નાંમનાં બે ગરહસથોએ પોતાની પાસની સઘળી તસવીરો જાહેરમાં હુંગાડી મેલવાને વા સતે સરકારને બખશી હતી, તે મુજબ તે સઘળી હીંઆં મેલીઆમાં આવીછે. વરનને ૧૬૨ તસવીરો આ પી હતી. ટરનર પોતે ઘણો કાબેલ તસવીર પાડનાર હતો, અને તેની પાસે જેટલી હતી તે સઘળી તેનાં મરણ પછી પરજાને આપીઆમાં આવી હતી. તેનાં પોતાંનાં હાથનાં ચીતરો ઘણાંજ વખાંણવા લાએક અ ને કીમતીછે, અને ટરનર અને વરનનની બંનેની ભેટની લાખો રૂપીઆથી વધારે કીમત થાએછે.

## ડલવીચ ગીઆલરી.

લંડનનાં "વાટરલુ બરીડજ" નાંમનાં પુલથી પાંચ માઈલ દુર ડલવીચ મધે "ગાડ ગીફટ કાલેજ" નાં મની એક મદરેસાછે, તેને ફરાંનસીસ બરજેઇસ નાંમનાં એક કાબેલ અને વીદીઆવાંન શખસે મોટી કીમ તનાં ૩૫૪ ચીતરો બખશેસ કીધાં હતાં, તે સરવેને જેવાને વાસતે એ મદરેસાને લગતી ઈમારતમાં હુંગાડાં મેલીઆમાં આવીઆંછે. એ ચીતરો મેલવાની ઈમારત બાંધવાને વાસતે એક લાખ રૂપીઆ, અને ચીતરોને તથા ઈમારતને સારી હાલતમાં રાખવાને સારૂ બીજા વીશ હજાર રૂપીઆ પણ તે ગરહસથે આ પીઆ હતા. આ ચીતરોની પણ ઘણી તારીફ થાએછે. એ પરમાંણે ખાંનગી ગરહસથોએ લાખો રૂપીઆ નો પોતાનાં માલ પરજાનાં ફાએદા અને ગમતને સારૂ ભેટ કીધાછે, તેજ ઉપરથી તેઓની સખાવત અને પોતાનાં દેશ ઉપરનાં હેતની નીસાંણુ માલંમ પડેછે. હજારો લોકો દર રોજ હેવાં તસવીરખાંનાંઓ જેવા જા એછે, તે ઉપરથી હેવા હુંનર ઉપર લોકોને ભારી શોક તથા ઉલટછે, તેની સાખેતી મલેછે.

## રાએલ આકાડમી આવ આરટસનુ તસવીરખાંનું.

ઉપર જણાવેલાં જાથુક હુંગાડા તસવીરખાંનાં સીવાએ, વરસનાં કેટલાએક ભાગમાં થોડી મુદત સુધી તસવીરખાંનાં દેખાડીઆમાં આવેછે, તે પણ ઘણા જેવા લાએકછે. ચીતરો પાડવાનાં હુંનરમાં શુધારો ત થા વધારો કરવાની, તથા એ હુંનરનો શોક વધારવાની મતલબથી "રાએલ આકાડમી આવ આરટસ" નાં મની એક મંડળીછે, તેમાં ૬૬ અધીકારીઓછે. એ અધીકારીઓ રાંણીનાં હોકમ સીવાએ થડતા નથી, અ ને તેઓની ઉપર રાંણીનોજ હોકમ ચાલેછે. એ મંડળીનાં હસતકમાં ચીતરો પાડવા સીખવવાની એક મદ રેસાછે, તેમાં દાખલ કરવાનો કાએદો ઘણો સકતછે. જે શખસે રાએલ આકાડમીમાં વીદીઆરથી માફક દાખલ થવું હોએ, તેણે પેહલ વેહલાં પોતાનાં હાથનુ એક ચીતર અથવા નમુનો અધીકારીઓની મંડળી ઉ પર મોકલવો જેઇએ, તે સાથે સારી આબરૂ વીશે ખાતરી કરવી જેઇએ, અને તેઓને તે ઉપરથી હેવું માલં મ પડે કે, તે ધણી ચીતર પાડવાનાં કાંમમાં સારો માહાવરો ધરાવશે, તો એ મંડળીનાં હસતકમાં જે ચીત રોછે, તેની ઉપરથી નકલ કરવાને તેને છુટ આપીઆમા આવેછે. હીંઆં જે ચીતર તે પાડેછે, તે ફરીથી તે મંડળીને રજુ કરીઆમાં આવેછે, અને જો તે પસંદ પડે, તો તે શખસને એ મંડળીનાં વીદીઆરથી દાખ લ ગણીઆમાં આવેછે, અને પછી તેને તાંહાં જવાને હંમેસાં છુટ મલેછે. જો ઉપલું ચીતર પસંદ નહી પ ડે તો ફરીથી તેને તાંહાં દાખલ કરીઆમાં આવતો નથી. એ પરમાણે જેઓ આ મંડળીનાં વીદીઆરથી દાખલ નાંમ ધરાવેછે તેઓને ઘણુ માંન મલેલું ગણીઆમાં આવેછે. એજ પરમાણેનો કાએદો બાહાવલાં બનાંવનારાઓ તથા ધાતુની પલેટ ઉપર તસવીર કોતરનારાઓને લાગુ પાડેલોછે.

એ સભાની તરફથી દર વરશે હુંનાંલાની મોસમમાં એક મોટું તસવીરખાંનું હુંગાડીઆમાં આવે છે, તાંહાં ગયાં વરસમાં જે ચીતરો પાડીઆમાં આવીઆં હોએ, તે ગોઠવીઆમાં આવેછે. ગાંમમાં જેટલા તસવીર પાડનારા હોએ, અને તેઓએ વેચવાને વાસતે જેટલાં ચીતર પાડીઆં હોએ, તેમને જાહેરમાં દે ખાડવાને તેઓ હીંઆં મોકલેછે. પણ ઉપલી મંડળીનાં અધીકારીઓએ હેવો ધારો રાખેલોછે કે, જે ચીતર

સારૂં હોએ તેજ તાંહાં મેલવું. કોઈ સાધારણ ચીતર મોકલેતો તે લીધામાં આવતું નથી. જેટલાં ચીતરો મોકલીઆમાં આવેછે, તેમાંનો તરીજો હીસસો પસંદ રાખીઆમાં આવેછે. જે ચીતર એક વખત બાહેર દેખાડીઆમાં આવીઉં હોએ, તેને દાખલ કરીઆમાં આવતું નથી. દરએક કારીગરને આઠ ચીતર દેખાડવાની છુટછે. આ ગોઠવણથી ચીતર પાડનાંરાઓને અને ખરીદ કરનાંરાઓને બંનેને ફાએદો થાએછે. મે એથી જુલાઈ મહીનાં શુધી ઉપર જણાવીઆ પરમાણે તે ચીતરો દેખાડીઆમાં આવેછે, અને તેમની દરએકની કીંમત તસવીર પાડનાંરે ઉપલી મંડળીનાં સકરેટારીને આપેલી હોએછે, તેને પુછીઆથી માલંમ પડેછે. સઉથી સરસ ચીતરોજ તાંહાં હોએછે, હેવી લેનાંરની ખાતરી થાએછે, તથા હાવા તસવીરખાંનાંમાં ગયાથી તેને એટલાંતો ચીતરો જોવાને અને પોતાને પસંદ પડતું ખરીદવાને બની આવેછે, કે તેવી જોગવાઈ બીજે ઠેકાંણે મલતી નથી. જારે એ તસવીરખાંનું બંધ થાએછે, તારે ખરીદ કરનાંરાઓ પોતાનાં ચીતરો લઈ જાએછે, અને જે નહી વેચાયાં હોએ, તે તેમનાં માલેકોને તાંહાં મોકલીઆમાં આવેછે, પણ ઘણુ કરીને દર વરશ તાંહાં ગએલાં ઘણા ખરાં ચીતરો વેચાયા વગર રેહતાં નથી. ચીતર વેચવાનું આ એક સારૂં બજારછે, એમ સમજવું, અને આ તસવીરખાંનાંને હુંગાડવાનો વખત આવેછે તેની આગમજ જે ચંચલ કારીગરોછે, તે તાહાં વેચવાને વાસતે કીમતી ચીતરો બનાંવવામાં ગુંતેલા રેહછે, કાંએજે સારા નમુનાં વેચવાની જગા એજછે. આ તસવીરખાંનુ નાંશનલ ગીઆલરીનાં એક ગાલામાંછે અને જે દરવાજેથી તેમાં જાઈ શકાએછે, તેજ દરવાજેથી હીંઆં પણ જવાએછે. જેટલી તસવીરો હીંઆં દર વરશે દેખાડીઆમાં આવેછે, તેની જુમલે કીમત ગણીએતો લાખો રૂપીઆની થાએ. આ તસવીરખાંનાં મધે જે જે ચીતરો દેખાડીઆમાં આવેછે, તે દર વરશે જુદાં જુદાં હોએછે, તેથી તેમાંનાં કોઈ ચોકસનુ વરણન કરવાની આ જગાએ જરૂર નથી. ૧૮૫૮ નાં વરસમાં જારે આ લખનાંર તાંહાં હતો, તારે તાંહાં સઘળાં મલીને ૧૧૬૦ ચીતરો અને સંગેમરમર તથા બીજા પથરનાં ૧૬૦ પુતલાં દેખાડીઆમાં આવીઆં હતાં.

આ મંડળીનો સઘળો ખરચ આ તસવીરખાંનાંમાંથીજ નીકલેછે. જોવા જનાંરાઓ પાસેથી દર આદમી દીઠ અરધો રૂપીઓ લીધામાં આવેછે, તથા જેટલી તસવીર તાંહાં હોએછે, તેની ટીપનુ ચોપાંનીઉં છાપી દર એક નકલનાં અરધા રૂપીઆને ભાવે વેચેછે, તે બંને મલી દર વરશે ૬૦૦૦૦ રૂપીઆની આએપત થાએછે.

ઉપલી મંડળીનું જે જાથુક તસવીરખાંનુંછે તે સકરેટારીનાં હોકંમ વગર દેખાડીઆમાં આવતું નથી. તેને લગતું એક પુસતકખાંનુંછે, તાંહાં કોઈ કોઈ વાર ચીતરો રંગવાનાં હુંનર ઉપર ભાશાંણ પણ કરીઆમાં આવેછે, તે વખતે જે તસવીર પાડનાંરાઓનાં ચીતરો આ તસવીરખાંનાંમાં દાખલ થયાં હોએ, તેઓને તાંહાં જવાને છુટછે.

## સોસાઈટી આવ બરીટીશ આરટીસટસનુ તસવીરખાંનું.

ઉપલીજ મતલબને લગતી બીજી ઘણીએક મંડળીઓછે. "સોસાઈટી આવ બરીટીશ આરટીસટસ" નાંમની મંડળી પણ પોતાનુ તસવીરખાંનું દર વરશે "સફોક સ્રીટ પાલ માલ" નાંમનાં મોહોલ્લામાં એક ઘરમાં હુંગાડેછે. હીંઆં પણ ઘણાજ કીમતી ચીતરો દેખાડીઆમા આવેછે, અને જોવા જનાંરાએ પાસેથી તથા ચીતરોની ટીપનાં ચોપાંનીઆનો જુજ ભાવ લીધામાં આવેછે. સને ૧૮૫૮ નાં વરસમાં હીંઆં ૭૨૯ ચીતરો દેખાડીઆમાં આવીઆં હતાં.

## બરીટીશ ઈનસટીટીઊશનનુ તસવીરખાંનું.

આ તસવીરખાંનાંમાં ફક્ત અસલનાં વખતનાં કારીગરોનાં અને મરણ પાંમેલા ઈંગરેજી કારીગરોનાં

ચોતી લેવાનો હોકમ સક્રેટારીની સાથે નોધાએલો હતો. હીંઆં જે નકલ મેલેલી હોએછે, તે વેચીઆ ને આવતી નથી, પણ તેમનાં ધણીને ખબર કરીઆથી બીજી જેટલી જોઇએ તેટલી નકલો છાપી આપી વામાં આવેછે, કાંએજે જે કાચો ઉપર અસલ "નેગેટીવ" તસવીર લીધી હોએછે, તેમને તેઓ હંમેસાં સં ભાળીને રાખેછે.

## આદમીઓનાં મીનમાં બનાંવેલા પુતલાં-

પથરમાં કોતરેલાં પુતલાં અને રંગમાં ઉતારેલી તસવીરો આપણે જોઈ, પણ હરેક આદમીનો ખરેખરો આબ આપણા ધીઆંનમાં ઉતારવાને સારૂ મીનનાં પુતલાંનો જે નાંમીચો સંગરહ માડંમ ટુસાનાં દીવાં નખાંમાં કરીઆમાં આવીએછે, તે ખરેખર જોવા લાએકછે. જો કોઈ અંનજાંણા શખ્સને આ દીવાંન ખાંનાં એકાએક લઈ જઈને ઉભો રાખીઆમાં આવે તો, તે ખચીત ગભરાઈને એમ પુછેકે, આ મોટી મી જલસાંને વાસ્તે એકઠી મલીછે. હીંઆં દરએક નાંમીચા શખસો તથા મોટી સ્ત્રીઓનાં પુતલાંછે. નાં મદારજી તથા યુરોપનાં બીજા મુલકનાં પાદશાહોથી તે જે કોઈ ઉમરાવ અથવા ઉમરાજાદી અથવા શખ સ અ સ્રી, જેને કોઇબી રીતે નાંમ મેલવીઉં હોએ, તેનાં પુતલાંછે. એ પુતલાંઓ જીવતાં આદમીનાં કદનાં ને દરએકનાં આબેહુબ આકારનાંછે. તે પુતલાંઓને જે પોશાક પેહરાવીઆમાં આવીઆછે, તે ક પડાંનાંધને ઘણુ કરીને જે ધણી જે જાતનાં અને જેવી રીતનાં કપડાં પેહરતો હોએ, તેવાંજ કપડાં તે પુ તલાંને પેહરાવીઆમાં આવીઆંછે. એ પુતલાંઓની તારીફ અગત કરીને એમ ઘણી થાએછે કેં, જેતુ જે પુતળુ તેનાં આકારને બરાબર મલતું આવેછે, અને તેની માફકનોજ પોશાક તે પુતલાં ઉપર આવી આથી, તેજીવ મુકવાનુંજ બાકી હોએ તેવું લાગેછે. એ સંગરહ રાતનાં આઠથી દશ વાગા શુધી હુંગા ડો રાખીને આવેછે, અને ગીઆસની રોશનીથી સઘળો દેખાવ સોલી નીકલેછે. દીવસનાં વખતના ક રતાં રાતનેતે એ પુતલાં વધારે સારાં દેખાએછે. મુંબઈમાં થોડાંએક વરસની વાંત ઉપર કેટલાંએક હે વા પુતલાંએ દેખાડીઆમાં આવીઆં હતાં, તે ઉપરથી આ પુસતક વાંમનાંરાઓને સમજ પડશે કે, હમો કે વાં પુતલાંઓ લખીએછે, પણ આટલું કેહવાની જરૂરછે કે, માડંમ ટુશાનો સંગરહ કેવો કીમતીછે, અ ને તે જોવાથીપણુને કેટલી ખુશી અને ગમત ઉપજેછે, તેનો અટકળો થોડાં પુતલાં જે આ ટાપુમાં દે ખાડીઆમાં આવીઆં હતાં, તે ઉપરથી થાઇ શકવાનો નથી.

એ પુ. મોટા ઓરડાઓમાં સોભઈતી રીતે, અને બરાબર જોવાઈ શકાએ, તેવી રીતે ગોઠવી આમાં આવીઃ સઊથી મોટો ઓરડો ૨૪૦ ફુટ લાબો અને ૪૯ ફુટ પોહોલોછે. હીંઆં આપણે દા ખલ થયા કે પ, રાણી, નાંમીચા ઉમરાવો તથા ગરહસથોનાં પુતલાં આપણી નજરે પડેછે, અને જાંણે કોઈ ઘણીજ મોટીને નાંમીચી મંડળી અથવા બેઠકમાં આપણે હોઈએ તેવું લાગેછે. જે પુતલાઓ હીં આંછે, તે જોવાના જણાવો ગુતેલા હોએછે, અને એ પુતલાંઓનાં આકાર તથા તેઓનાં પેશાકની એ ટલીતો તારીફછે, નાંકે જોવા ઉભેલા શખસો બીજે નાંકે ઉભેલા શખ્સોઆ અને તે તરફ ગોઠવેલાં પુતલાંમાં જીવતાં કોણછે અને પુતલાં કહેઆંછે, તે વીશે એકદંમ કહી શકતા નથી. એટલા ઉપરથીજ તે પુતલાંઓની ખુબી જનવી. જે પુતલાંઓ ગયા વખતનાં નાંમીચા શખસોનાંછે, તેઓની ઉપરનો પોશા ક તેમનાં વખતને અને એ પરમાણે સઘળી રીતે ખરો આકાર બતાવવાની કોશેસ કરીઆમાં આવી છે, તેથી આ પુતળે સંગરહસથાંન ઘણુંજ કીમતી તથા લંડંનનાં લોકોને ઘણુંજ પસંદ પડતું થાયુંછે, અને દરરોજ હજારો લોક જોવાને જાએછે. પાદશાહોનાં પુતલાં ઉપર ખરેખરા કીમતી પાદશાહી પોશાકજછે. પાદશાહ ચોથા જાર્જને તાજ મેલીઆમાં આવીઉં હતું, તે વખતે તેણે જે મોટો જભો પેહરીઓ હ

રૈઆતી લેવાનો હોકમ સકરેટારીની સાથે નોધાએલો હતો. હીંઆં જે નકલ મેલેલી હોએછે, તે વેચીઆ માં આવતી નથી, પણ તેમનાં ધણીને ખબર કરીઆથી બીજી જેટલી જોઈએ તેટલી નકલો છાપી આપી નામાં આવેછે, કાંએજે જે કાચો ઉપર અસલ "નેગેટીવ" તસવીર લીધી હોએછે, તેમને તેઓ હંમેસાં સંભલીને રાખેછે.

## આદમીઓનાં મીનમાં બનાંવેલા પુતલાં-

પથરમાં કોતરેલાં પુતલાં અને રંગમાં ઉતારેલી તસવીરો આપણે જોઈ, પણ હરેક આદમીનો ખરેખરો આર આપણા ધીઆંનમાં ઉતારવાને સારૂ મીનનાં પુતલાંનો જે નાંમીચો સંગરહ માડંમ ટુસાનાં દીવાં નખાંમાં કરીઆમાં આવીઓછે, તે ખરેખર જોવા લાએકછે. જો કોઈ અંનજાંણ્યા શખસને આ દીવાંનખાંનાં એકાએક લઈ જાઈને ઉભો રાખીઆમાં આવે તો, તે ખચીત ગબરાઈને એમ પુછેકે, આ મોટી મીજલસઆંને વાસતે એકઠી મલીછે. હીંઆં દરએક નાંમીયા શખસો તથા મોટી સ્ત્રીઓનાં પુતલાંછે. નાંમદારરાણી તથા યુરોપનાં બીજા મુલકનાં પાદશાહોથી તે જે કોઈ ઉમરાવ અથવા ઉમરાજાદી અથવા શખસ અ સ્ત્રી, જેને કોઈબી રીતે નાંમ મેલવીઉં હોએ, તેનાં પુતલાંછે. એ પુતલાંઓ જીવતાં આદમીનાં કદનાં ને દરએકનાં આબેહુબ આકારનાંછે. તે પુતલાંઓને જે પોશાક પેહરાવીઆમાં આવીઆછે, તે કપડાંનાંધને ઘણ કરીને જે ધણી જે જાતનાં અને જેવી રીતનાં કપડાં પેહરતો હોએ, તેવાંજ કપડાં તે પુતલાંને પેહરાવીઆમાં આવીઆંછે. એ પુતલાંઓની તારીફ અગત કરીને એમ ધણી થાએછે કે, જેનુ જે પુતલું, તેનાં આકારને બરાબર મલતું આવેછે, અને તેની માફકનોજ પોશાક તે પુતલાં ઉપર આવીઆથી, જીવ મુકવાનુંજ બાકી હોએ તેવું લાગેછે. એ સંગરહ રાતનાં આઠથી દશ વાગા શુધી હુંગાડો રાખીને આવેછે, અને ગીઆસની રોશનીથી સઘળો દેખાવ સોલી નીકલેછે. દીવસનાં વખતનાં કરતાં રાતનેતે એ પુતલાં વધારે સારાં દેખાએછે. મુંબઈમાં થોહાંએક વરસની વાંત ઉપર કેટલાંએક હેવાં પુતલાંએ પાડીઆમાં આવીઆં હતાં, તે ઉપરથી આ પુસતક વાંચનારાઓને સમજ પડશે કે, હમો કેવાં પુતલાંઓ લખીએછે, પણ આટલું કેહવાની જરૂરછે કે, માડંમ ટુશાનો સંગરહ કેવો કીમતીછે, અને તે જોયાથીપણુને કેટલી ખુશી અને ગમત ઉપજેછે, તેનો અટકળો થોડાં પુતલાં જે આ ટાપુમાં દેખાડીઆમાં આવ્યાં હતાં, તે ઉપરથી થાઈ શકવાનો નથી.

એ પુ. મોટા ઓરડાઓમાં સોભઈતી રીતે, અને બરાબર જોવાઈ શકાએ, તેવી રીતે ગોઠવીઆમાં આવીઃ સઉથી મોટો ઓરડો ૨૪૦ ફુટ લાંબો અને ૪૯ ફુટ પોહાળોછે. હીંઆં આપણે દાખલ થયા કે પ, રાંણી, નાંમીયા ઉમરાવો તથા ગરહસથોનાં પુતલાં આપણી નજરે પડેછે, અને જાંણે કોઈ ઘણીજ નોને નાંમીચી મંડળી અથવા બેઠકમાં આપણે હોઈએ તેવું લાગેછે. જે પુતલાંઓ હીંઆંછે, તે જોવાા જણાવો ગુતેલા હોએછે, અને એ પુતલાંઓનાં આકાર તથા તેઓનાં પોશાકની એટલીતો તારીફછે, નાંકે જેવા ઉભેલા શખસો બીજે નાકે ઉભેલા શખસોમાં અને તે તરફ ગોઠવેલાં પુતલાંમાં જીવતાં કોણછે અને પુતલાં કહેઆંછે, તે વીશે એકદંમ કહી શકતા નથી. એટલા ઉપરથીજ તે પુતલાંઓની ખુબી જાણવી. જે પુતલાંઓ ગયા વખતનાં નાંમીયા શખસોનાછે, તેઓની ઉપરનો પોશાક તેમનાં વખતનેઅને એ પરમાંણે સઘળી રીત ખરો આકાર બતાવવાની કોશેસ કરીઆમાં આવીછે, તેથી આ પુતલસંગરહસથાંન ઘણુજ કીમતી તથા લંડનનાં લોકોને ઘણુજ પસંદ પડતું થાયુંછે, અને દરરોજ હજારો લોકવાને જાએછે. પાદશાહોનાં પુતલાં ઉપર ખરેખરા કીમતી પાદશાહી પોશાકજછે. પાદશાહ ચોથા જાર્જને તાજ મેલીઆમાં આવીઉં હતું, તે વખતે તેણે જે મોટો જભો પેહરીઓ હ

સર આરલસ જેમસ નેપીઅર અને લારડ ગફ; આમેરીકાનાં ઈઉનાઈટેડ સ્ટેટસનો વડો; હંગરીનો આગલો ગવરનર લુઈ કાસથ જેણે પોતાનાં દેશનાં છુટાપણાને સારૂ પોતાનાં જાંન અને માલ ઉપર તરેહવાર જોખં ખેંચીઓછે, ફરાંનસની નાંમીચી જેઆંન આવ આરક જેણે ફરાંનસનાં લસકરની તરફથી ઈંગરેજી લસ કર સાથે બાહાદુરીથી લડાઈ કીધી હતી; લારડ બરોહાંમ; આએરલંડનાં છુટાપણાને વાસતે લડનાર ડેનીઅલ ઓ કોનેલ; શેકસપીઅર; વાલટેર; ઈંગલંડની દરીઆઈ ફોજનો સુરો સરદાર નેલશન; અમર થાએલાં નામનો ડીઉક આવ વેલીંગટન. ઈંગલંડનાં આગલા નાંમીચા પરધાનો—ચારલસ જેમસ ફાકસ, વીલીઅંમ પીટ, તથા સર રાબરટ પીલ; નાંમીચો ગાનાર પીગાનીની; નાટક કરનાર બરૂક તથા ચારલસ કીન †; સર વાલટર સ્કાટ, કારડીનલ વુલસી; કારડીનલ વાઈજમેન; આફરીકા અને આલજીઅરસનાં મુલકનો પેહલવાંન અબ્દુલ કાદર; વખણાએલી ગાનારી જેની લીંડ; કારસનો પેહલવાંન જનરલ વીલીઅંમસ; પારલામેંનટનો વખણાએલો અધીકારી રીચરડ કાબડેન; લારડ લીનડરસટ; હીંદુસથાનનો આગલો ગવરનર જનરલ મારકુઈસ આવ વેલેસલી; પારલામેંનટનો આગલો હીમતવાંન અધીકારી જોસેફ હીઉમ; એક આમલુખ જેણે નેપોલીઅં બોનાંપારટનો મીસરમાં જીવ બચાવીઓ હતો; વાંન બલુચર; જાંન નાંકસ; મારટીન લુથર જેણે પ્રોટેસ્ટન ધરમનો પાયો નાંખીઓ હતો; વખણાએલો ચીનો વેપારી હોકુઆ જે ઈંગરેજોનો ઘણો દોસત ગણાતો હતો, પંનજાબનો લફટેનંનટ ગવરનર સર જાંન લારેનસ; આઠ ફુટ પાંચ ઈંચ ઉંચો એક રૂશીઆંન રાખ. એ શખસનાં એક હાથમાં એક શાધારણ કદનુ બચું આપીઉંછે, તેને ઉંચકીને તે રમાડેછે, તેથી તેનું કદ તીઘણુ વધતું દેખાએછે. આ સંગરહમાં બીજાં બે પુતલાંછે, તેથી જોવા જનારાઓને ઘણીએક ગમત ઉતપન થાએછે. એક બુટા આદમીનુ પુતલું એક ખુરશી ઉપર બેસાડીઉંછે, તેને ચસમો પેહરાવેલો છે, અને તેની ડોકમાં હેવી હીકમત કીધેલીછે કે, જેમ જીવતું આદમી પોતાની ડોક એણીગમ પેલીગમ ફેરવી શકે, તેમ તેની ડોક ફરેછે. એ પુતલું હેવી જગાએ મેલીઉંછે કે તેની આગલથી ચાલી જનાર શખસ જો શાહુચેતી નો રાખેતો જરાક અથડીઆ વગર રેહે નહી. એમ ઘણા લોકો તેને અથડે પણ છે, અને કેટલાએકો પેલું ડો ફરતું જોયાથી એમ સમજેછે કે, હીંઆં કોઈ બુટો મરદ થાકી ગયો હશે તે બેઠોછે, અને તેને અથડવાનાં સબબ ઉપરથી તેની પાસે માંફ માંગેછે! એક બીજું પુતલું એક ઉંગાએલી અસતરીનુંછે. જારે આદમી ઉંગાએછે, તારે તેની છાતી દંમ લેતી માલુંમ પડેછે, તેમ આ પુતલાંમાં આપણને દેખાએછે. બીજાં બે પુતલાંછે તે સરવે કોઈ ઘણુંજ ધીઆંનથી જુએછે. ડીઉક આવ વેલીંગટનને તેનાં સઘળા માંનનાં પોશાક અને બેબોની નીશાણ સાથે એક છતરની નીચે સુવારીઓછે. એ નાંમીચા પેહલવાંનને મરણ પછી જે રીતે રાખીઓ હતો, તેની આ નકલછે. એક બીજું પુતલુંછે તેમાં નેપોલીઅન બોનાંપારટને મરણ પાંમેલો સુવારીને પાડેલોછે, અને તેની આગલ ડીઉક આવ વેલીંગટન ઘણો ધીઆંનથી ઉભો રહી તેને જોતો હોએ તેમ ઉભેલોછે. કેહેછે કે હીંઆં ડીઉકનુ પુતલું પાછલથી મેલીઆમાં આવીઉંછે, કાંએજે જે મીશાલે હમણાં તેને પડેલોછે, તે મીશાલે તે દર મહીને એક વખત પણ તાંહાં જાઈને બોનાંપારટને જોતો હતો. માડમ ટુશાનુ તાતનુ પુતલું પણ હીંઆંછે.

માડમ ટુશાના સંગરહસથાંનમાં જેમ વખણાએલા શખસોનાં પુતલાંછે તેમ જેઓનું નાંમ ખરાબ કાંમથી ઘણુ જાંણીતું થાએલુંછે, તેઓનાં પુતલાં પણ એક જુદા ઓરડામાં ગોઠવેલાંછે. એ ઓરડાને વાજબીની રાહે "ચેમબર આવ હારરસ" નુ નાંમ આપેલુંછે. હીંઆં નીચે જણાવેલાં પુતલાંછે. વીલીઅંમ પાંમર નાંમનો એક દાકતર જેણે "સ્ટ્રીકનીઆ" નાં જેહેરથી ઘણા જણાઓને મારી નાંખીઆં હતાં, અને જેની ત

† આ શખસનાં ઊતીવખત ડેરલ "પરીનસેસ થીએટર" પણજ નામ મેળવીઉછે, તે વીશેનો હેવાલ ગમતનાં કારખાનાંનાં પ્રકરણમા જોયામા આવશે

ગીદારને એક વખતે મદરેસામાં અથવા નીસાળમાં બે છોકરાઓ સાથે, અથવા એક મદરેસામાં અને એક નીસાળમાં મોકલવાનો હકછે. નીસાળમાં ઘટતી માહેતગારી મેલવીઆ પછી મદરેસામાં દાખલ કરીઆમાં આવેછે.

## સેંનટ પાલસ સ્કુલ.

આ નીશાલ ઘણી પુરાંણીછે. સને ૧૫૧૨ નાં સાલમાં સેંનટ પાલના દેવળનાં એક પાદરીએ ૧૫૩ છોકરાઓની કેલવણીને સારૂ સથાપી હતી. હાલમાં એ નીસાળ ઘણી વખણાએછે. ઈંગરેજ લોકોનો અ મ થાઈ ગએલો કવી જાંન મીલટન એ નીસાળમાં સીખીઓ હતો. મોરો ડીઉક આવ મારલબરો અને વીઆકરણ બનાંવનાર લીલી પણ હીંઆં વીદીઆરથી હતા.

## વેસ્ટ મીનસ્ટર સ્કુલ.

આ નીસાળ પેહલલે ૧૫૬૦ નાં વરસમાં રાંણી એલીજાબેથે ચીઆલીસ છોકરાઓની કેલવણીને સારૂ સ્થાપી હતી, પણ હમણા તેનો ફાએદો વધતા લોકોને આપીઆમાં આવેછે. બીજા જે કોઈ પ ગાર આપીને તાહા સીખવા જવાને ચાહતા હોએ, તેઓને તેમ કરવામાં અડચણ નથી. જે રાંણીએ આ નીસાળ સથાપી હતી તેની મતલબ પરમાણે જે ચીઆલીસ છોકરા કેલવણી લીએછે, તેઓને "કુઈનસ સ્કાલ રસ" થી કેહેછે અને દર વરશ જે પરીખશા થાએછે, તેમાંથી સઉથી સરસ આઠ વીદીઆરથીઓને ચુંટી કાહાડી ચાર જણાને ટરીનીટી કાલેજ કેમબરીડજ અને ચાર જણને કરાઈસટ ચરચ આકસફરડની મદરેસામાં વરૂ ઓતમ કેલવણી આપવા સારૂ મોકલીઆમાં આવેછે. આ નીસાળમાં વીઆકરણ, કવીતા, અને લાટીન તથા ગરીક ભાશા સીખવવામાં આવેછે. બેન જાંનસન, ફલેટચર, કાઉલી ડરાઈડેન, ચરચીલ, કાઉપર સાઉથી તથા બીજા નાંમીચા કવીઓ આ નીસાળમાં વીદીઆરથી હતા. સર કરીસટોફર રેન જે ને સેંનટ પાલસ કથીડરલ તથા બીજી નામીચી ઈમારતો બાંધીછે તે, તથા બીજા શખસો જેઓએ પાછલથી સારા નામ મેલવીઆંછે તેઓએ અસલ હીંઆં કેલવણી લીધી હતી.

## ચારટર હાઊશ.

આ નીસાળમા ચીઆલીસ છોકરાઓને મુફત કેલવણી આપીઆમાં આવેછે, અને ટાંમસ સટંન નાં મના એક ગરહસથની સખાવતથી ઈસવી સને ૧૬૧૧ ના વરસમા એ કેલવણી ખાતું સથાપીઆમાં આ વીઉ હતું. એ નીસાળમા પણ સકતીવાલા છોકરાઓને લીધામાં આવેછે, અને એ કેલવણી ખાતાં મધેથી ઈંગલંડનો આ વડો નેઆએધીશ લારડ એલેનબરો તથા આગલો વડો પરધાંન લારડ લીવરપુલ તથા નામીચો ગરથકાર થાકરે તથા ઈઉનાનની નામીચી તવારીખ લખનારા થરવાલ તથા ગરોટ જેવા વીદીઆરથીઓ નીકલીઆ હતા. સર હેનરી હેવેલાક જેણે સને ૧૮૫૭ નાં વરસમાં હીંદુસથાંનમાં થાએલા બલવામા મોહું નામ મેલવીઉં હતું, તે પણ હીંઆં નીસાળીઓ હતો.

"મરચનટ ટેલર સ્કુલ" ઘણી પુરાંણીછે. એ નીસાળમાં શીખવા જનાર છોકરાઓ પાસેથી દર વરસે ૧૦૦) રૂપીઆ લીધામાં આવેછે. "સીટી આવ લંડન સ્કુલ" જે આબરૂદાર લોકો વેપારમા તથા ધનધામા ગુંથેલા હોએ, તેઓ છોકરાઓને કેલવણી આપવાને વાસતેછે. "કરાઈસ્ટ હાસપીટલ" ની નીસાળમા ગરીબ નાવારેસ છોકરાઓને ધરમ ખાતે કેલવણી આપીઆમા આવેછે. એ નીસાળ પેહલ વેલી પાદશાહ છઠા એડવરડે ૧૫૫૩ ના સાલમાં સથાપી હતી.

એ સઘળી નીસાળો તથા મદરેસામા જે કેલવણી આપીઆમાં આવેછે, તે ફકત વાંચવા લખવા તથા વીદીઆ એલમની માહેતગારી મેલવવાનીજ નથી, પણ વીદીઆરથીઓનુ મંન અને સરીર એ બધે સ

વાંન છોકરાઓને આપણે જોઈએછે, તેમાંનાં કેટલાએક દુનીઆનાં રાજકારભારમાં પાછલથી મોટો ભાગ લે નારા નીકલેછે. હીંઆં સીખનારા વીદીઆરથીઓ બીજાઓની માફક શાધારણ પોસાક પેહેરતા નથી, પણ ચાદરીનાં જેવા જભા અને એક ટોપી જેનુ મથાલુ લખવાની સ્લેટનાં જેવું હોએછે, તે પેહેરેછે, શીખમકો પણ તેવોજ પોશાક પેહેરેછે, અને શીખસકોનાં તથા દરએક મદરેસાનાં વીદીઆરથીઓનાં પોશાકો જુદી જુદં નીશાંણથી ઓલખાએછે. ચાંનસેલર તથા વાઈસ ચાંનસેલરનાં પોશાકો ઘણાજ દબદબા ભરેલા હોએ છે આ સઘળી મદરેસાઓની ઈમારત ઘણીજ ખુબસુરતછે. આકસફરડ અને કેમબરીડજ શેહેરોને એઈમારતથીજ સોભાછે. દરએક મદરેસાની સાથે નાંઘલું દેવળ હોએછે અને વીદીઆરથીઓ હંમેમાં સાથે રમેછે તેટલા સારૂ પણ એક મોટું દીવાંનખાનું હોએછે. દરએક મદરેસાને લગતાં કીમતી પુસતકખાનાં છે. ઈમારતની વચે વચમાં હમેસાં ખુલલા ચોક હોએછે અને તાંહાં ખુશનુમાં બાગો કરેલાછે. એ બાગો ઘણાજ ખુબસુરતછે. અને સકત અભીઆસ કરીઆ પછી વીદીઆરથીઓની આશાએસને વાસતે ઘણા જરૂરનાંછે. સઘળા વીદીઆરથીઓ એ મદરેસાઓમાં સાથે રેહેછે, સાથે ખાએછે અને સાથે રમત તથા ગમતમાં ફરેછે, તેથી દરએકને ફાએદો થાએછે અને તેઓની મીતરાચારીમા પણ અતીઘણો વધારો થાએછે.

ઉપલી મદરેસાઓમાં કેલવણી આપવાનાં કાંમને સારૂ દરએક બાબદના જુદા જુદા પુરવીન શીખસાગુરૂએછે, તેઓ તેમને લગતી બાબદો ઉપર સબકો આપેછે, અને દરએક વખતનાં સબકનો જે લવાજમ તે મજેસાથી થએલો હોએ, તે તેઓને વીદીઆરથીઓ પાસેથી મલેછે.

## પ્રકરણ ૧૯ મું.

---

## ધરમખાતાં.

ઈંગલંડના લોકોની સખાવત—જુદા જુદા ધરમખાતાઓની સંખીઆ, તેઓની ઊપજ અને ઊપીઓગીપણું—ગરીબ, લાચાર અને નાંવારેસ છોકરાઓને કેળવણી આપવાની નીસાળો—હાસપીટાલો તથા દવાઈદારૂના ધરમખાતા—નાવારેસ બાળકોને સુધારવા તથા ધંધો સીખવવાના ધરમખાતા—બેહેરા તથા મુગા તથા આંધળાઓની પરવરસીને સારૂ ધરમખાતા—દેવાનાઓને સારૂ ધરમખાતા—ગ્રીનીચ હાસપીટાલ—ચેલસા હાસપીટાલ—સેલજરસ હોમ ઈતીઆદી

લંડંન શેહેરમાં જેમ મોજ, ગમત, હુંનર, ઉદીઓગ તથા કેલવણીનાં અને બીજાં તરેહવાર ખાતાંઓ ઉપર મુસાફરનું ઘણુંએક ચીત રોકાએછે, તેજ મીશાલે તાંહાંનાં તરેહવાર ધરમખાતાંની તપાસ ઉપરબી અગત કરી ધીઆંન આપવું જોઈએછે, કાંએજે તેમ કરીઆથી ઈંગરેજ લોકોની સખાવત, તથા ગરીબ, લાચાર અને દરદીઓનાં ફાએદાને કીજે તેઓએ પોતાની અકલ અને દોલત થી કેવી ઈઉકતી અને ઈલાજો કાંમે લગાડીઆ છે, તે વીશે આપણને સમજ પડેછે. ઈંગલંડના લોકો સખાવતમાં પેહલે દરજજેનો મરતબો ધરાવેછે, હેવું જે હનો કહીએછે, તે વીશે નીચે પરગટ કરેલી વીગત જાંણીઆથી વાંચનારની ખાતરી થાશે. એખલાં લંડંન શેહેરમાં લગભગ ૫૫૦, ધરમખાતાંછે તેમાં સધળા દરદોની દવાઈદારૂ કરવાને વાસતે ૧૨, મોટી હાસપીટાલ છે તથા ૪૬, હાસપીટાલ જુદાં જુદાં અને ચોક્કસ દરદોની દવાઈદારૂને વાસતેછે, જેમકે તાવના રોગવાલાઓને વાસતે હાસપીટાલ જુદી, ખહીના રોગવાલાઓને વાસતે હાસપીટાલ જુદી, દીવાનાં લોકોને વાસતે જુદી, બાળકોને વાસતે જુદી, ઈતીયાદી. એ બરે જાતની હાસપીટાલોમા દરદીઓને રાખીઆમાં પણ આવેછે. એ ઉપરાંત લંડંનમાં ૩૪, "ડીસપેનસરી" એટલે જાંહાં દરરોજ દવાદારૂ લેવાને વાસતે લોકો જાએછે, તેવા દવાખાંનાછે આ તરણ જાતનાં દવાઈનાં ધરમખાતાને સારૂ જાહેર હુગરાંણામાં લોકો દર વરસે (૨૬૬૯૨૫૦) છવીસ લાખ, ઓગનોતેર હજાર, બશો પચાસ રૂપીઆ ભરેછે. લોકોના જીવ બંચાવવાને સારૂ તથા તંદરોસતી અને નીતીમાં વધારો કરવાને વાસતે બાર મંડળીઓ ઉભી થાઈછે, અને એ ખાતાની દર વરસે (૩૫૭૧૭૦) તરણ લાખ, સતાવંન હજાર, એકશો સીતેર રૂપીઆની આવક થાએછે. જેઓએ એકવાર ઘણો પાપી તથા ગુનાહ ભરેલો મારગ પકડીઓ હોએ, તેવા લોકોને સુધારવાને સારૂ ૧૭, મંડળી ઉભી થાઈ છે. એ મયેની એક મંડળીએ એક "ફાઉંનડલીંગ" એટલેજે હરાંમ ઈલતના છોકરાંઓની પરવરશી કરવાને વાસતે ધરમખાતું સથાપીઉંછે, તેમાં દર વરશે ૫૧૦ છોકરાંઓની પરવરશી થાએછે. છોકરીઓને સુધારવાને વાસતે ૧૧, ધરમખાતાંછે તે સધળાંમા ૧૦૦૦ ઉપર છોકરીઓને આસરો મલેછે. છુટેલા ગુનેહગારોને મદદ કરવાને વાસતે તથા બંધવાઓને બંદીખાનાંમાં જઈને સુધારવાને તથા તેઓને નાંણાનો કાંઈએક આસરો આપવાને તરણ ખાતાંછે, તથા હેવીજ કીસમની મદદ કરવાને બીજાં કેટલાંએક ધરમખાતાંછે, તેમની વરસ દાહાડાની આવક (૩૯૪૮૬૦) તરણ લાખ, ચોરાણુ હજાર, આઠસો સાહઠ રૂપીઆ થાએછે. ગરીબ લાચાર અને નાંવારેસ લોકો જેઓ ઘરબાર વગરના દુખથી રસતામાં ભટકેછે, તેઓની મદદને સારૂ ૧૩ મંડળીઓ ઉભી થાઈછે. તેઓ ગરીબ લોકોને નાંણાની મદત કરેછે, તથા શીઆ

ળાના દીવસમાં રાતની વેલાએ રેહેવાને ઘર આપેછે, તથા કોલસા તથા પરેટા અને ખોરાકની બીજી અગત ની ચીજો આપેછે. એ મંડળીઓની વરસ દાહાડે (૧૮૩૨૬૦) એક લાખ, તેઆસી હજાર, બશો સાહાઠ રૂપી આની આવક થાએછે. એ પરમાણેના ધરમ કરવામા ખરચ લાગતી રકમ દર વરસે ફેરફાર થાએછે, અને જેમ બને તેમ હેવો આસરો દર વરસે વધતો આપીઆમાં આવેછે. બીજી ૧૪, મંડળીઓછે, તેઓ હેઠવે લી બાબતનો ધરમ કરવાને વાસતે ઉભી થાઇછે. જેમકે જેઓ એકાએક કાંઈ નુકસાંન થાયાથી દુખમાં આ વી પડીઆ હોએ, તેઓને મદદ કરવાને વાસતે ધરમખાતાંછે; બે ધરમખાતાં વીધવાઓની મદદને વાસતે છે; બે ધરમખાતાં નાંધલા કરજદારોને વાસતેછે; તરણ ધરમખાતાં લાચાર ખલાસીઓને વાસતેછે; એક ધર મ ખાતું ગરીબ સ્કાચ લોકોને વાસતેછે; એક ધરમખાતું દુર દેશથી આવેલા ગરીબ લોકોને સારૂછે. બે ફરેંચ લોકોને સારૂછે; એક જરમન લોકોને સારૂછે; અને એક દરૂના લોકોને સારૂછે. એ ધરમખાતાંઓની વરસ દાહાડાની આવક (૨૭૩૮૭૦) બે લાખ, તોંહોતેર હજાર, આઠસો સીતેર રૂપીઆની થાએછે. જે ગ રીબ લોકો ઉદીયોગમાં હોએ, અને જેઓને નાંણાની કાંઇએક મદત જોઇએ, તેવા લોકોને વગર વેઆજે નાં - ણા ધીરવાને વાસતે, તથા કેટલીએક મદદ કરવાને સારૂ ૧૯, ધરમખાતાંછે, તેનાં ખરચને સારૂ દર વરસે લગભગ (૧૦૦૦૦૦) એક લાખ રૂપીઆની આવક થાએછે. લાચાર લોકોને ઘેર બેઠાં સુધારો પોહોંચાડવા ને ૧૨, ધરમખાતાછે તેમાં દર વરસે (૨૪૦૦૦૦) બે લાખ ચીઆલીસ હજાર રૂપીઆ ભરાએછે. 'ગરી બ પાદરીઓની મદદને વાસતે ૧૫, ધરમખાતાંછે, તેમાં દર વરસે (૩૫૦૦૦૦) તરણ લાખ, પચાસ હજાર રૂ પીઆ ભરાએછે; ધંધા તથા ઉદીયોગમાં રોકાએલા ગરીબ લોકોને મદદ કરવાને વાસતે ૫૨, ધરમખાતાંછે, તે મા દર વરસે આસરે (૮૦૦૦૦૦) આઠ લાખ રૂપીઆ ભરાએછે. ઉમરે પોંહોચેલા ઘરડાં આદમીઓને ઘર મધે આસરો તથા ખોરાકી પોશાકી આપવાને વાસતે ૧૨૬, ધરમખાતાંછે, તેમાં વરસ દાહાડે આસરે (૧૦૦૦૦૦૦) દસ લાખ રૂપીઆ ભરાએછે. આંધલા, બેહેરાં અને મુંગાઓની મદદને સારૂ ૯, ધરમખાતાં છે, તેમાં વરસ દાહાડે (૨૫૦૦૦૦) બે લાખ, પચાસ હજાર રૂપીઆ ભરાએછે. મા બાપ વગરના બાળકોની પરવરશીને વાસતે ૧૩, ધરમખાતાછે, તેમાં દર વરસે આસરે (૫૦૦૦૦૦) પાંચ લાખ રૂપીઆ ભરાએછે. જે મા બાપો ગરીબ હોએ પણ પોતાના બચાંઓની પરવરશી નહી કરી શકતાં હોએ, તેવાં બાળકોની પરવ રશીને વાસતે ૧૬, ધરમખાતાંછે, તેમાં દર વરસે આસરે (૧૦૦૦૦૦૦) દશ લાખ રૂપીઆ ભરાએછે. એ ઉપરાંત લંડંન શેહેરના દરએક જીલ્લાના ગરીબ લોકોની મદદને વાસતે તાંહાંનાં તવંગર રેહેવાસીઓએ કેટ લાંએક ધરમખાતાંઓ ઉભાં કીધાંછે, તથા બીજાં ઘણાંએક પરચુટણ ધરમખાતાંછે, તેઓની વીગત આધી આતરે લંબાણ કરવાની અગત દીસતી નથી. પોતાના મુલકમાં ખરીસટી ધરમની સહમજ આપવાને વાસ તે તથા દુર દેશોમાં એ ધરમનો ફેલાવો કરવાને વાસતે ૬૨, ધરમખાતાંછે તેમાં દર વરસે (૮૦૦૦૦૦૦) હેંસી લાખ રૂપીઆ ભરાએછે. એ પરમાણે પાંચશોથી વધારે ધરમખાતાં લંડંન શેહેર મધે છે, તેઓની મારફતે દર વરશે (૨૦૦૦૦૦૦૦) બે કરોડ રૂપીઆનો ધરમ થાએછે. ઉપલી વીગત લંડંનનાં ધરમખાતાંઓનાં એહ વાલનાં ૧૮૫૪ નાં વરસમાં છપાએલાં એક પુસ્તક ઉપરથી લીધીછે, પણ તારપછી દરએક ખાતાનું અગતપ ણુ વધારે માંલુમ પડીઆથી તેનું કાંમ બેહોલું થાયાથી આજના વખતમાં દરએક ખાતાંનો ધરમ વધીઓ હશે, અને આજે દર વરશે સઘળાં ધરમખાતાઓમાં (૩૦૦૦૦૦૦૦) તરણ કરોડ રૂપીઆ ભરાતા હશે તે માં કશો શક નથી.

ગરીબ, લાચાર અને નાંવારેસ છોકરાંઓને લંડંનનાં તવંગર અને સખી તબેના લોકો કેલવ ણી આપીઆ વગર રેહેવા દેતા નથી. એઓને વાસતે લંડંન મધે આસરે ૪૦, નીસાળોછે, તેમાની ઘણીએકમાં તે બાળકોને ખોરાકી પોશાકી પણ પોંહોચાડીઆમાં આવેછે. એ ઉપરાંત પણ લંડંનના દરએક

પારીશ તથા છલ્લાના ભાગમાં તાંહાનાં રેહેવાશીઓની તરફથી નાંણુ ઉગરાવીને તે ભાગમાં રેહેનારા ગરીબોનાં છોકરાંઓને કેલવણી આપવા સારૂ નીસાળો સથાપેલીછે. એ પરજની નીસાળોની મતલબ કેવીછે તથા તેઓ કોણુને ફાએદો કરેછે, તે નીચે જણાવેલી ટુંક વીગત ઉપરથી માલુંમ પડશે. પાદરીઓના નાંવારેસ છોકરા તથા છોકરીઓને કેલવણી આપવાને વાસતે નીસાળોછે. નાંવારેસ તથા નાંદોલત છોકરીઓને વાસતે નીસાળોછે. નાંવારેસ છોકરીઓને ઉદીઓગ સીખવવાને વાસતે નીસાળોછે. આબરૂવાલાં માબાપોના નાંવારેસ છોકરાંઓને ઓતમ કેલવણી આપવાને વાસતે નીસાળોછે. પાદરીઓ તથા લશકરી અને દરીઆઈ સરદારોની નાંવારેસ છોકરીઓને મોટાં કુટંબોમા ગવરનેસનું કાંમ ચલાવવાને લાએક ઓતમ કેલવણી આપવાને વાસતે નીસાળોછે. કેટલીએક નીસાળોમાં બાળપણથી તે ચઉદ વરસની ઉમર સુધીના મેંહકો છોકરાંઓને કેલવણી તથા ખોરાકી પોશાકી મલેછે. એક નીસાળ જે છોકરાંઓના માબાપો કોગલીઆના રોગથી મરણ પાંમીઆં હોએ તેઓને વાસતેછે. કેટલીએક નીસાળો સીપાઈ તથા ખલાસીઓના નાંવારેસ છોકરાંઓને કેલવણી તથા ખોરાકી પોશાકી આપવાને વાસતેછે. એક વાર જેઓ દોલતમંદ હોએ, પણ પછવાડેથી માઠાં ભાએગને લીધે ગરીબી હાલતમાં આવીઆં હોએ, તેઓનાં બાળકોને કેલવણી આપવાને વાસતે પણ એક નીસાળછે. કેટલીએક નીસાળમા ગરીબ લોકોની છોકરીઓને ઘરગતુ તથા સીવવાનું તથા રાંધવાનું અને કપડાં ધોવાનું તથાં વાંચવા લખવાનુ કાંમ સીખવીઆમાં આવેછે. "ફરીમેસનો" નાં નાંવારેસ છોકરાંઓને ખોરાકી પોશાકી સાથે કેલવણી આપવાને એક જુદી નીસાળછે. એ ઉપરાંત ઘણીએક નીસાળોમા ગરીબોનાં છોકરા તથાં છોકરીઓને મુફત કેલવણી આપીઆમાં આવેછે; અને છોકરા તથા છોકરીઓની નીસાળો હમેશાં એલાહેદી હોએછે. ઉપર જણાવેલી નીસાળો મધેની ઘણીએકમાં નાંવારસ છોકરાંઓને વાંચવા લખવા સાથે અગત કરીને ઉદીઓગ તથા હુંનર સીખવવામાં આવેછે, જેથી તેઓને પાછલથી માંન અને આબરૂ સાથે પોતાનું ગુજરાંન ચલાવવાને બની આવે, અને હેવી ઉદીઓગશાળાઓ ઇંગલંડ ખાતે મુસાફરી કરનારે અગત કરીને જોવી જોઈએછે. આંધળા, મુંગા તથા બેહેરાઓને કેલવણી આપવાને વાસતે પણ નીસાળોછે, તાંહાં તેઓને હેવી તરખીઅતથી કેલવણી આપીઆમાં આવેછે કે તે જોવાથી આપણુને ખચીત અચરતી ઉપજેછે. હવે કેટલાંએક અગતના ધરમખાતાંઓનો એહવાલ આપવાને શરૂ કરીએચ.

## હાસપીટાલો.

દરદીઓને હાસપીટાલમાં રાખવાને તથા બાહેરના આજારીઓને દવા આપવાને વાસતે સેંનટ બરથાલોમીઉ હાસપીટાલછે. હીંઆં ૫૮૦ દરદીઓ રહી શકે એટલી જગોછે, અને દર વરસે (૭૦૦૦૦) સીતેર હજાર આદમીઓને આ દવાખાંનાંથી ફાએદો થાએછે. ફકત જુલાબની દવાના કારણસર વરસ દાહાડે ૨૬૦૦૦, છવીસ હજાર રૂપીઆનો ખરચ થાએછે, તથા આસરે તરણ હજાર રૂપીઆ રેહેનારા દરદીઓને પાવાના "પોરટ વાંઇન" નાં થાએછે. એ હાસપીટાલમાં દરદીઓની સઘળી રીતની માહવજત થાએછે. સેંનટ ટાંમસ હાસપીટાલ પણ ઘણી મોટીછે, અને તાંહાં પણ આપવામાં આવતી દવા દારૂથી લોકોને ઘણો ફાએદો થાએછે. ઈસવી સનેની અઢારમી સદીની શરૂઆતમાં ટાંમસ ગાઈ નાંમના એક શખસે પોતાનાં ધંધામાં અતીઘણી કમાઇ મેલવીઆથી "લંડંન બરીડજ" આગલ આસરે (૧૯૦૦૦૦) એક લાખ નેવું હજાર રૂપીએ એક હાસપીટાલ બાધી હતી, અને તેના ખરચને સારૂ લગભગ (૨૨૦૦૦૦૦) બાવીસ લાખ રૂપીઆ આપીઆ હતા એ ઉપરથી એ હાસપીટાલનુ નાંમ ગાઇસ હાસપીટાલ કરીને રાખીઆમાં આવીઉંછે. હીંઆં પણ દરદીઓને રાખીઆમાં આવેછે. એ પરમાણેની બીજી હાસપીટાલોના નાંમ નીચે જણાવીઆ પરમાણેછે. વેસ્ટમીનસ્ટર હાસપીટાલ, સેંનટ જારજ હાસપીટાલ, લંડંન હાસપીટાલ, મીડલસેકસ હાસપી

ટાલ, ચેરીંગ કરાસ હાસપીટાલ, રાએલ ફ્રી હાસપીટાલ, કીંગસ કાલેજ હાસપીટાલ, યુનીવરસીટી કાલેજ હાસપીટાલ, સેંનટ મેરીસ હાસપીટાલ, લંડંન ફીવર હાસપીટાલ, ઈતીયાદી.

## નાંવારેસ બાળકોને શુધારવા તથા ધંધો શીખવવાનાં ધરમખાતાં.

જે બાળકો નાંહનો વએમાં કાંઈ ગુનાંહ કરતાં પકડાયાં હોએ, અને જેઓની ઉપર ગુનાંહ કરવાનો અનીઆ સાબેત થાયો હોએ, તેઓને માજીસટરેટ બંદીખાનાંમાં મોકલતા નથી, પણ "રેફરમેટરી" હેવે નાંમનાં કેટલાંએક ધરમખાતાંછે, તે હાવા છોકરાઓને શુધારવાને સારૂ ઉભાં કીધેલાંછે. નાંહની વએનાં છોકરાઓ બંદીખાનાંમા નોટી ઉમરનાં અને પક્કા ચોરોની સંગતમાં આવીઆથી શુધરીઆને બદલે બીગડે, તે ઉપરથી તેઓને સારૂ હાવા ખાતાં સથાપવાની અગત પડીછે. વળી કેટલાંએક ધરમખાતાંછે, તાંહાં ગુનાંહ કરેલાં છોકરાં નહી, પણ રસતામાં રખડતાં રઝડતાં જે છોકરાઓ મલે તેઓને વાસતેછે. એ બરે ખાતાંનો કારભાર એકજ રીતનોછે, તથા તાંહાં કેલવણી પણ ઘણી ખરી એક સરકીજ આપીઆમાં આવેછે. ફક્ત એ બંધેમાં તફાવત એટલોજછે કે, પેહલએ જણાવેલાં ધરમખાતાંમાંથી છોકરાંઓથી પોતાની મેલે નીકલી જવાએ નહી, અને બીજાંમાં છોકરાંઓને તેમની મરજીની વીરૂધ રખાએ નહી. એ બંને તરાંહનાં ખાતાંઓ આ લખનારનાં તપાસીઆમાં આવીઆછે, અને તાંહાં એ માઠાં ભાએગનાં છોકરાંઓને જે માયાલુ રીતે રાખીઆમાં આવેછે, તથા તેઓને શુધારવાને સારૂ જે અનેક પરકારનાં ઉપાયો કાંમે લગાડીઆમાં આવેછે, તે જોઈને આપણને અચરતી ઉપજીઆ વનાં રેહતી નથી. જે ધરમખાતાંમાં રસતામાં રઝડતાં રખડતાં છોકરાં જાએછે, તેવાં લંડંન મધેનાં એક ખાતાંને "હાઉસ આવ આકુપેશન" કરી કેહવામાં આવેછે. હીંઆં ૧૨૦ છોકરા અને ૧૨૦ છોકરી રહી શકે એટલી જગાછે. એ ખાતાંનાં ખરચને સારૂ નવ લાખ રૂપીઆની પુંજીછે અને દર વરશે લોકો તેમાં ઘણએક નાંણુ ભરેછે. પેહલલે વેહલલે છોકરાઓને પકડીને હીંઆં લાવેછે, તારે તેમને લખવા તથા વાંચવાનુ સીખવેછે, અને તેહાર પછી, જેને જેવો ધંધો પસંદ પડે, તેવો દરજીનો, અથવા મોચીનો અથવા સુથારનો, અથવા સાદરી બનાવનારનો ધંધો સીખવવામાં આવેછે. જે છોકરાંઓને દરીઆઈ જનમારો પસંદ આવતો હોએ, તેઓને "રાએલ નેવી" નાં વાંહાંણો ઉપર ચાકરી રાખીઆમાં આવેછે. આ જગાએ ડોલ તથા સડ સાથની એક બોટ મેલેલીછે, તેની ઉપર છોકરાઓ ચહડેછે અને વાંહાંણ ઉપર ચાકરી જયાની આગમજ ખલાસીનાં કાંમની કેટલીએક માહેનગારી મેલવેછે. છોકરીઓને પણ વાંચવા લખવા સાથે તેમને લાએક દરજંનનાં અથવા બીજા ધંધા સીખવવામાં આવેછે. એ છોકરાંઓને ખોરાકી પોશાકી પણ હીંઆંજ પોંહોંચાડીઆમાં આવેછે. રાતને સમે સઘળાઓને એક મોટા ઓરડામાં હારેદોર સુવાડીઆમાં આવેછે, અને દરએક જણને જુદું બીછાંનુ હોએછે, તે તેઓ પોતાંને હાથે દર રોજ પાથરેછે. જે છોકરાંઓ આ ખાતાંમાં રહેઆં હોએ, તારે સારી ચાલ બતાવી હોએ, તેઓને તાંહાંથી જતી વેલાએ સારી ચાકરી મેલવવામાં તાંહાંનાં કારોબારીઓથી ઘટતી મદદ મલેછે, એટલુંજ નહી, પણ તેઓને એક જોડી પોશાકની મલેછે. આ ખાંતામાં રહેઆ પછી જેઓ ધંધે અથવા ચાકરીએ લાગાં હોએ, તેઓ જો પોતાનાં ધણીઓ પાસેથી સારી ચાલની "સરટીફીકેટ" લાવે તો, તરણ વરસ શુધી તેઓને આ ધરમખાતાંમાંથી દર વરશે એક પાઉંડ અથવા દશ રૂપીઆનું ઈનાંમ આપીઆમાં આવેછે. એ પરમાંણે આ તથા બીજાં હેવા ખાતાંથી ગરીબ બાળકોનાં હકમાં બેહદ ફાએદો થાએછે.

## બેહરા, મુંગા તથા હાંવલાઓની પરવરશીને સારૂ ધરમખાતાં.

આપણા દેશમાં જેવો માંઠા ભાએગે મુંગા તથા બેહરાં હોએછે, તેઓ હંમેસાં અગનીઆંન તથા હેવાંનના જેવી હાલતમાં રેહેછે. પણ ઈંગલંડ અને યુરોપખંડના બીજા શુધરેલાં દેશોમા તેઓને તેવી માંઠી અ

વંસ્થામાંથી કેટલેએક દરજ્જે ટાલવાને અતીઘણી કોશેસ કરીઆમાં આવેછે. હેવું જણાવીઆમાં આવીઉંછે કે, જેઓ જનમથી બેહરાં હોએછે, તેઓ જનમથી મુગા પણ હોએછે, અને જેઓમાં આ બંને દુખ એકઠાં હોએછે, તેઓને કેલવણી આપવાનું કાંમ ઘણુ બીકટ પડેછે. એ કાંમ ગમે તેટલું બીકટછે, તોપણ તેઓને ગનેઆંન આપવાને તથા કેલવણી આપવાને જેમ બને તેમ કોશેસ કરીઆમાં આવેછે. બેહરાં તથા મુંગા છોકરા અને છોકરીઓને સારૂ કેટલીએક નીસાળોછે, અને આ માંડા દુખમાં ફસેલા જેઓ ગરીબ અથવા નાંવારેસછે, તેઓનીતો તે નીસાળમાં ખોરાકી પોશાકી સાથે પરવરશી પણ થાએછે. એ છોકરાંઓને અગત કરીને નીશાણ તથા અસારતથી બધું સીખવવામાં આવેછે. એઓને કેલવણી આપવાને સારૂ પેહલી નીસાળ લંડંન મધે ૧૭૭૨ નાં સાલમાં ઉંગાડીઆમાં આવી હતી. "ઓલડ કેંનટ રોડ" નાંમનાં રસતા ઉપર હમણા જે મોટી નીસાળછે, તે ૧૮૦૯ નાં સાલમાં જાહેર ફુગરાંણાથી બાંધીઆંમાં આવી હતી. હીંઆં ૩૦૦ મુગાં તથા બેહરાં બાળકો કેલવણી લીએછે. તવંગરનાં મુગાં તથા બેહરાં બચાંઓ પણ હીંઆંજ કેલવણી લીએછે, પણ રાતનાં તેઓ પોતાને ઘેર જાએછે, અને ગરીબ તથા નાંવારેસ બાળકો હીંઆંજ રેહેછે. પેહલ વેહલાં એ બાળકોને અખશરો પારખવા તથા તે અખશરો બોલની વખતે કેવો અવાજ નીકલેછે, તે હાથની તથા મોહડાંની નીશાંણોથી સંમજાવીઆમાં તથા સીખવવામાં આવેછે. ઇંગરેજી ભાશાનાં ૨૬ મુલ અખશરોછે, તે દરએક અખસર બતાવાને તથા સમજાવાને હાથનાં આગલાંથી નીશાંણો ઘેડવેલીછે, તે નીશાંણો વારેગડીએ બતાવીઆથી તથા તે નીશાંણ કરતી વેલાએ તે અખશર સ્લેટ ઉપર લખીને તથા મોહોડાંથી બોલી હોટ કેવી રીતે હીલેછે તે બતાવીને પેલાં બાળકોને અખશરોનુ ગનેઆંન આપીઆમાં આવેછે. એ પરમાણે અખશરોનું ગનેઆંન આવીઉં કે, પછી તેઓને નાંધલા નાંધલા શબદો સીખવવામાં આવેછે. એ શબદોમાં આવતા દરએક અખશરની વોરાફરતી હાથનાં આંગલાંથી નીશાંણ કરીઆથી, તે શબદો તે બાળકો ધીઆંનમાં લીએછે, તથા તે શબદોનો સું અરથ થાએછે, તે અસારતથી અથવા વસતુઓ જોયાથી તેઓને સમજ પડેછે. જેમકે "ઇટ" એટલે ખાવું, તારે મોહડાંમાં કાંઈ ખાવાનુ મેલી ખાઇ જાઈને બતાવે કે આ બોલનો અરથ ખાવાનો થાએછે; અથવા "બુક" એટલે કેતાબ, તે એક કેતાબ દેખાડીને સમજાવે કે તે શબદનો માંએનો કેતાબ થાએછે. વલી એવી સમજ આપવાંને સારૂ કેતાબો પણ છાપીને પરગટ કરીઆમાં આવીછે, તેમાં આપણા સંસારી તથા વેહવારી તથા બીજા કાંમકાજમાં આવતી સઘળી જીનસોનાં તથા દુનીઆ ઉપરનાં સઘળા પરાંણીઓનાં આકાર છાપીઆછે, અને તેમની નીચે તેનાં નાંમો છાપીઆંછે, તે નાંમો જોઈને આ માઠાં ભાએગનાં બાળકો સમજેછે કે ફલાંણી ચીજ ફલાંણી ચીજને કેહેછે. એ મીશાલે ઘણો અભીઆસ થાયાથી જારે શબદોનાં અરથ તેઓનાં ધીઆંનમાં ઉતરેછે, તારે તેઓ વાકીઅ સમજવાનુ, તથા લખવાનુ તથા વાંચવાનુ શરૂ કરેછે, અને એમ કરતાં કરતાં તેઓનો અભીઆસ વધેછે. પેહલ વેહલલું મંડાંન સઘળું હાથની નીશાંણ ઉપરછે. એકવાર તેઓ દસકતો પારખી મનમાં વાંચવા સીખીઆ, કે પછી બીજું કાંમ સેહલું થાએછે. જે ચોપડીઓ તેઓ વાંચે, અને તેમાં તેઓ સું સમજીઆ તે તેઓ પણ પોતાનાં હાથનાં આંગલાની નીસાંણથી પોતાનાં શીખશકને જણાવેછે, તથા તેઓને જે કાંઈ સવાલ શીખશક પુછેછે, તેનો જવાબ પણ તેજ રીતે આપેછે. કેટલીએક બાબદો ઉપર એ છોકરાઓ પાશે નાંધલા રશાલા પણ લખાવીઆમાં આવેછે અને પછી તેઓનાં શીખશકો તે શુધારેછે, તેથી તેઓમાં કેટલેએક દરજ્જે વીચાર કરવાની શકતી વધેછે, અને ભાશા લખવાનો કાએદો પણ સીખેછે. એ મુગાં તથા બેહરાં છોકરાંઓ પોત પોતા વચે વાતો કરેછે, તે પણ હાથનાં આગલાંઓની નીસાંણથી અને તે વલી એટલી ઝડપથી કે આપણે વાત કરતા હોઇએ તેથી વધતો વખત લાગે નહી. એ મુજબ આસતે આસતે તે બાળકોને લખવા તથા હીસાબો તથા ધરમ શાસતર તથા જુજ તવારીખ તથા ભુગોલ પણ સીખવવામાં આવેછે. એ

પરમાણે તેઓને કેલવણી આપીઆ પછે, કોઈ ધંધાદારીને તાંહાં તેઓને રાખીઆમાં આવેછે, તાંહાં તેઓ ઉદમ સીખેછે, અને પછી તે ઉદમથી પોતાનુ ગુજરાંણ કરી શકેછે. આ છોકરાંઓને હીંઆં જે સીખવીઆમાં આવેછે, તે નજરે દેખાડીને અથવા જે સમજ આપવી હોએ, તે તેને લખીને જણાવીઆથી બનેછે. આ પરમાણે જો એ બાળકોને કેલવણી આપીઆમાં નહી આવી હોએ તો, તેઓ કાંહાં જનમીઆછે અને આ દમી સું ચીજછે અને ખોદા કોણછે, તે પણ સમજીઆ વગર જેમ જનમે તેમ મરણ પામે, અને દુનીઆ ના કોઈજ કાંમને લાએકનાં થાએ નહી, વાસતે આ ધરમખાતુ કાંઈ થોડા પુનનું કામ નથી. એજ ખાતા માં છોકરીઓની પણ નીસાળછે, તાંહા સઘળી કેલવણી જેમ છોકરાઓને આપીઆમાં આવેછે, તેમ તેઓ નેબી આપીઆમા આવેછે, તે વતરોગે તેઓને ભરવાનું, તથા ગુંથવાનુ તથા સીવવાનું સીખવીઆમાં આવેછે.

વલી જેઓ જનમથી આંધળાંછે, તેવાં બાળકોને કેલવણી આપવા તથા તેઓની પરવરશી કરવાને સારૂ, તથા જે ગરીબ મરદ તથા ઓરતો આધળા થયા હોએ, તેઓની પરવરશીને વાસતે જે ધરમખાતા સ થાપીઆમાં આવીઆંછે, તાંહાં જાઈ તે જોયાથી ગમે તેવું સખત દીલ હોએ, તેપણ પીગલી જાએછે. જેઓ આખે આધળા, તેઓ આ દુનીઆનું કોઈ શુખ હાશલ કરી શકતા નથી, તેઓની હાલત જેમ બને તેમ સુ ખી કરવાની કોશેસ કરવી, એ મોટું પુનનું કામછે. આ માહા ભાએગના લોકોને પેહેલલાં કેલવણી આપીઆ મા આવેછે. તેઓને સારૂ લાકડાંનાં દીબાંનાં દસકતો કરીઆમાં આવીઆછે, તેની ઉપર હાથ ફેરવી તે દ સકતો પારખવાને તેઓને સીખવીઆમા આવેછે, અને એ પરમાણે દસકનો તથા શબદો વાચવા સીખી આથી તેઓની કેલવણીનું કાંમ આગલ વધેછે. હવડા ઈંગલંડ મધે તેઓને સારૂ કાગલ ઉપર ઉઠેલા દસક તોના પુસતકો છાપીઆમાં આવીઆંછે અને તે પુસતકની લીટીઓ ઉપર આધલાઓ હાથ ફેરવતા જાઇને વાંચે છે એઓને સારૂ હેવા દસકતોથી આખી બાઇબલ છાપીઆમાં આવીછે. આધળાઓને અગત કરીને તેમ નો વખત વગર કંટાલો આવવે રોકવાને બની આવવાને સારૂ, તેઓને ગાએણુ ગાવાને તથા "આરગન" વાજાંની પેટી વજાડવાને સીખવીઆમા આવેછે. હેવી પેટીઓ એકથી વધારે હોએછે, તેથી ઘણા જણાઓને વારા ફરતી તે ગમતમાં રોકાવાને બની આવેછે. આ શખસોને કેટલીએક તરબીઅતથી કેટલાએક હુંનર, જે મકે સાદરી બનાવવાનું, તથા સાધારણ સુથારનું, તથા હાથે કાપડ બનાવવાનું કાંમ સીખવીઆમા આવેછે અ ને તેમા તેઓ ખુશીથી પોતાનોં વખત કાહાડેછે કેટલાએક આંધળાઓને મોચીનુ કાંમ પણ સીખવીઆમા આવેછે અને જો કે આ મોચીઓના બનાવેલા જોડા બજારમા નહી ખપે, તોપણ તે ખાતાંમા કામ લાંગી ગ કે તેવા બનેછે. જેઓ મેહનત કરેછે, તેઓ સારી તંદરોસતી ભોગવેછે, તેથી ઘણા જણ કાંઈબી મેહનત કરવાને આલશી કરતા નથી. આધલી અસતરીઓને ઇસટાકીન તથા ટોપી તથા બીજું ગુંથવાનુ કામ સીખવીઆ માં આવેછે, અને તેઓને વાસતે પણ સઘળી રીતની સારી ગોઠવણછે. એઓની માહવજતને વાસતે તેઓ ને લગતા ખાતામા અસતરીઓનેજ ચાકરી રાખેલીછે.

## બેથેલમ હાસપીટાલ † દેવાનાંઓને સારૂ ધરમખાતું.

એ હાસપીટાલમાં દેવાનાઓને શુધારવા સારૂ ઘણા ગુણગારા ઉપાયો કરીઆમાં આવેછે, તેથી તે ધરમ ખાતુ જોવા લાએક થાયુછે, અને તેમા અગત કરીને પારકા દેશનાં મુસાફરને તે જોવાથી ઘણીજ અચર

† ખરીસતીઆન લોકોના પેગમબર ઇસુ ક્રાઈસતનો જનમ બેથલેમ સેહેરમા થયો હતો જહા હમણા આ દવા પીટાલછે તે જગાએ આગલ રોમન કેથોલીક પાદરીઓના હસતકમા એક ધરમખાતુ હતુ, અને તે ધરમખાતાના મધે જેઓ ની પરવરશી થાતી હતી તેઓ એક જાતનો "સ્ટાર" અથવા નીસાણ પેહેરતા હતા, તે ઉપરથી પાછલથી જહારે એ જગા ઉ પર આ હાસપીટાલ બાંધીઆમા આવી, તારે તેને બેથલેમ હાસપીટાલનુ નામ આપીઆમા આવીઉ હતુ

તી તથા ખુશી ઉપજેછે. જે દેશમાં તાંહાંનાં રેવાજથી પારકા પોશાક સાથનાં બીજા દેશાવરનાં લોકોનો આવ જાવ થોડો હોએ, તે દેશમાં અલબતાં કોઈ કોઈ વાર પારકા લોકો દેખાએ, તારે તેઓને જોવાને રસતામાં લોકોની ઠઠ મલે, અથવા મસખેરીબી થાએ તેમાં નવાઈ જેવું નથી, તે મીશાલે જારે આપણા પારસીઓ લંડનનાં રસતામાં દેખાએછે, તારે આપણી (તાંહાંનાં લોકોને મનસે અચરત સરીખી) પાઘડી જોવાને લોકો એકઠા થાએછે, અને ઘણી વેલા મસખેરીની રાહે "હુ ઈજ ઈઓર હાટર" એટલેજે તમારી પાઘરી બનાવનાર કોણછે, એ પરમાંણેના સવાલ સાથનાં પોકાર પણ મારેછે. આ રીતનાં ઠઠાનાં સુખુનો સાંભલવાની જે પારકા મુસાફરને આડત પટી હોએ, તે તાંહાંનાં દેવાનાંઓની હાસપીટાલ જોવા જવાનો હોએ, તેની આગમજ ખચીત હેવો વીચાર કરે કે, તેની પાઘડી તથા બીજો પોશાક જોઈને તે દેવાંનાંઓ ઘણાજ હસશે, તથા ગભરાટ કરી નાંખશે, તથા સેંહકડો વખત "હુ ઈજ ઈઓર હાટર" કરી પુછશે. જે શખસ આ પરમાણે વીચાર કરે તેનો આપણીથી કસો વાંક કહડાએ નહી, પણ ઉપલી હાસપીટાલ મધેની ગોઠવણ હેવીતો સારીછે, તથા દરદીઓને તાંહાં દાખલ કરીઆ પછી તેઓની હાલત અને ચાલ ચલણમાં એટલોતો ફેરફાર થાએછે, કે તે ખાતું જોવા જનાર શખસ પોતાનાં આગલા વીચારની તરત ભુલ જુએછે; અને જો તે આગમજથી જાણતો નહી હોએ કે, તે દેવાંનાંઓની વચમાંછે, અને વગર જાંણવે તેને તાંહાં લઈ જઈ મેલીઆમાં આવીઓ હોએતો, તે શખસ કધી હેવો વીચાર નહી કરશે કે, તે દેવાંનાઓની હાસપીટાલમાંછે, પણ હેવું ધારશેકે લંડન શેહેર મધે ગનેઆંન અને ગમત આપનારા સેંહકડો ખાતાંછે, તેમાંનુ આ પણ એક હશે. કેટલાએક લોક જાંણે પોતાનાં સાધારણ કાંમમાં ગુતેલા હોએ તે મીશાલનો દેખાવ અંદર દાખલ થતાંને વાર આપણી નજરે પડેછે. જોવા જનારની તરફ કોઈબી દરદી પોતાનું ધીઆંન દોડાવતો નથી, વખતે સલાંમ કરી પોતાને મારગે ચાલતો થાએછે. રસતામાં ફરનારા લોકો હજુર પારકા લોકોને તીકેછે, તેઓની તરફ જોઈને હસેછે, અથવા મસખરી કરેછે, પણ આ દેવાંનાંઓતો એટલુંબી નથી કરતા. આ પરમાણેનો મામલો જોઈ ઘણાએક મુસાફરો હેવું બોલી ગયાછે કે, શેહેરમા ફરતા ચીજાવલા શખસો કરતાં આ દેવાનાંઓ વધારે શેઆંણપણ ધરાવતા માલુંમ પડેછે.

આ હાસપીટાલમાં ભોંએ તલીઆં સાથે બે માલછે, અને ચહડતા ઉતરતા મરજ પરમાણે દરદીઓને ગોઠવીને તેમનો દરએક માલ ઉપર સમાંવ કરીઆમાં આવીઓછે. એક માલ ઉપરનાં દરદીઓને બીજા માલે ઉપર જવાની છુટ નથી, કાંએજે જેમ બને તેમ એક સરખાં મગજની હાલતનાં શખમોને સાથે રાખવાનો ફાએદો માલુંમ પડીઓછે. જેઓ ઘણાજ દેવાંની હાલતમાં હોએ, તેઓને ભોંએ તલીએ રાખીઆમાં આવેછે, જેઓ કાંઈએક શુધરીઆ હોએ અથવા જેઓનો મરજ વચલે દરજજેનો હોએ, તેઓને પેહલલે માલે રાખીઆછે અને જેઓએ દેવાંનાંપણાની અંદર ખુન કીધાં હોએ, અથવા તેવું કરમ કરવાની કોશેસમાં પકડાયા હોએ, તેઓને બીજા માલ ઉપર રાખેલાછે. એ સઘળા દરદીઓ પોત પોતાનાં માલ ઉપર છુટા ફરેછે, કોઈનેબી બેડી અથવા કશી રીતની બંદી નથી. જેમ જેનો શોખ હોએ, તેમ કોઈ વાંચેછે, કોઈ લખેછે, કોઈ ગાએણ કરેછે, કોઈ ઉદીઓગમાં રોકાએછે. આ બીનાં જોયાથી આપણને અલબતા અચરતી ઉપજેછે કે, જેઓ પોતાનાં કાંમને વાસતે જોખમ ધરાવતા નથી, તેઓને આ પરમાણે સી રીતે છુટા રાખીઆમાં આવેછે. પણ એ વીશે ખોલાસો એછેજે, આગલા વખતોમાં દેવાંનાં આદમીઓને બાંધી રાખતા હતા, પરેજ કરતા તથા માર મારતા હતા, તેથી તે શીખશાની ધાસતી અથવા તેથી ઉપજતા ગોમસાથી દરદીઓનાં મગજ ઉપર વધારે ખરાબ અગર થાતી હતી, અને તેઓની હાલતમાં શુધારો થાવાને બદલે ઓર વધારે ખરાબી થાતી હતી. અજમાએસથી હમણા હેવું માલુંમ પડીઉંછે કે, દેવાનાં શખસને જેમ જેમ તેનાં મારગસર રેહવા દઈજીએ અથવા તેનાં જાતી અથવા ખુદરતી શોખની ચીજ આગલ તેને મેલી

તેને ગમે તેમ તેનું ધીઆંન રોકવાની જોગવાઈ આપીએ, તેમ તેમ તેની સુધ ઠેકાંણે આવતી જાએછે, અને તેનાંમાં સુધારો થાતો જાએછે. જો કોઈ શખસ તોફાંન કરેછે, તો તેને કોઈબી રીતના મારની શીખશા થાતી નથી, પણ તેને માતર એક ઓરડામાં એક અથવા બે કલાક સુધી એખલો રાખીઆમાં આવેછે. એ ઓરડાની જમીન તથા ચાહરે બાજુ ઉપર નરમ બીછાંનાં જડી લીવેલાંછે, તેથી પેલો શખસ દેવાલ અથવા જમીન સાથે ગમે તેટલો અથડે, તોબી તેનાં શરીરને કસું નુકશાંન થાએ નહી. એ વગરે બીજો કોઈ વધારે સખત ઈલાજ તાંહાં કરીઆમાં આવતો નથી, અને હંમેસાં હેવું બનેછે કે, પેલા ઓરડામાં એક અથવા બે કલાક રહેઆ પછી પેલો દરદી પોતાની મેલે સુધમાં આવી બાહેર નીકલવાને વાસતે કાલાવાલા કરેછે. ઉપર જણાવીઉંછે કે દેવાનાં શખસનું ધીઆંન તેનાં ખુદરતી શોખ ઉપર લાગાથી શુધરેછે, માંટે તે વીશે ઘટટા ઉપાએ એ ખાતાંમાં કરીઆમાં આવીઆછે. વરતમાંન પતરો તથા કેતાબો વાંચવાનાં શોખીઓને સારૂ દરએક માલ ઉપર પુસતકખાંનાંછે; ગાએણનાં સોખીઓને સારૂ "પીએનોફોરટ" વાજાંની પેટીઓછે; પંખેરાંનાં શોખીઓને વાસતે મોટાં પીનજરાંઓમાં તરેહવાર જીવતાં પંખેરાંઓનો જમાવછે; ઝાડ પાંણનાં શોખીને વાસતે ફુલનાં તથા બીજાં તરેહવાર ઝાડનાં રોપાનાં કુંડાંની હાર મેલેલીછે; લુસતર વીદીઆનાં શોખીને સારૂ તાંહાં એક સંગરહસથાંન છે; લડાઈનાં શોખીને સારૂ મોટી અને નાંમીચી લડાઈઓનાં ચીતાર તથા લડાએક પેહલવાંનોની સબીઓછે; ધરમી અને કુટંબના શોખીઓને સારૂ બંદગી અને એબાદતમાં ગુતેલાં ટોલાંનાં તથા બીજાં સારાં ચીતારોછે; રમતનાં શોખીને સારૂ રંમવાનાં પાંનાં તથા બીલરડ તેબલ તથા બીજાં તરેહવાર રમત દાવનાં હથીઆરોછે. એ પરમાણેની ગોઠવણથી કેટલાએકો કેતાબ વાંચવામાં ગુતેછે, કેટલાએકો વરતમાંન પતરો વાંચેછે, કેટલાએકો વર્જનતર વજાહેછે, કેટલાએકો પંખેરાંઓ સાથે ગમત કરેછે, કેટલાએકો ફુલ અને ઝાડ પાંણ સાથે વખત કાહાડેછે, કેટલાએકો રમતમાં ગુતેલા હોએછે. વલી એ ઉપરાંત આ હાસપીટાલની સાથે સુથારનું તથા લુહારનું તથા કાપડ વનવાનું એક નાંધલું કારખાંનું જોડેલુંછે, તેથી જેનાં ધીઆંનમાં મેહનત તથા ઉદીઓગ કરવાનું આવે, તે તાંહાં જાઇને પોતાનો વખત રોકી શકેછે. જાહરે આપણે આ સઘળું એક વખતે એક નજરે જોઈએછે, તારે ઉપલું ખાતું દેવાનાંઓને સારૂછે અથવા તે ઘરમાંનાં રેહવાશીઓ દેવાનાંછે, હેવું મુતલગ લાગતું નથી, પણ એક મોટો મેહેલ માલુંમ પડેછે, કે જાંહાં દરએક ગરહસથ પોતાનાં શોખ પરમાંણે રોકાએલો દીશેછે. ઈમારતની આસપાસ એક મોટો વરાણછે અને તેમાં સારો બાગ બનાવેલોછે તાંહાંપણ જેઓની ખુશીમાં આવે તે થેડવેલે વખતે જાઈને ફરી શકે. હાવી રીતે દેવાંનાં આદમીઓનું મંન રોકાયાથી મસતી તથા તોફાંન કરવાનું તેમને સુજ પડતું નથી, અને તેમનુ મગજ ઠેકાંણે રહી આસતે આસતે શુધરેછે. આપણા લોકોમાં હેવો વીચારછે કે દેવાનાં આદમીને ઘણો ખોરાક નહી આપવો જોઈએ, અને એ વીચાર આગલ ઇંગરેજોમાં પણ હતો, તે વીચાર હમણાની અજમાએસથી ખોટો ઠડીઓછે. આ હાસપીટાલમાં જેને જોઈએ તેટલો ખોરાક આપીઆમાં આવેછે, પણ તે ખોરાક સાદો અને સુતરો હોએછે. એ ખાતાંની સાથે હમેસાં એકથી વધારે ડાકટરો રેહેછે, તેઓ દરરોજ દરદીઓને તપાસેછે અને જો કોઈ બીજો મરજ નહી હોએ તો, દરએક દરદીને એક પેંટ બીર આપવાનોબી તે ડાકટરોનો હોકંમછે. એક મોટી ટેબલ ઉપર સગળા દેવાનાંઓ સાથે ખાએછે, અને સાંજે આદમીની માફક પેહલલાં બંદગી કરેછે અને પછી ખાએછે. તેઓની આગલ જે છરી કાંટા મેલીઆમાં આવેછે, તે ધાતુનાં નહી પણ હાડકાંનાં બનાવેલા હોએછે, અને એ ગોઠવણ સાહુચેતીથી દાખલ કરીઆમાં આવીછે.

આ ઈમારતને લગતો એક બીજો બાગછે તાંહાં દેવાંની ઓરતોને રાખીઆમાં આવીછે. ઓરતોનાં ખાતાંમાં ડાકટર સીવાએ એકબી મરદ ચાકરી નથી. ઉપરી તથા સગળા ખીદમતગારો ઓરતજછે. મરદોનું ધીઆંન રોકવાને સારૂ જેવી ગોઠવણ તેઓનાં ખાતાંમાંછે, તેવીજ ગોઠવણ આ ખાતાંમાછે, અને તેનાં ફાએ

દાની જેવી સારી અસર મરદો ઉપર થાએછે, તેવીજ ઓરતો ઉપર પણ થાએછે. ઉદીઓગી મરદોને વાસતે કારખાનાંછે તેમ ઓરતોને સીવવાની તથા ચીકન ભરવાની તથા સ્ટાકીન ગુંઠવાની જોગવાઇ આપીઆમાં આવેછે. આ જગાએ એક મોઠું દીવાંનખાંનુછે તે નાંચ તથા ગાએણનાં કાંમમાં વાપરીઆમાં આવેછે. એ ઓરડામાં અથવાડીઆમાં એક અથવા બે વાર નાંચ કરીઆમાં આવેછે. જે મરદો તથા ઓરતોને નાંચવાનો શોખ હોએ, તેઓને એ ઓરડામાં જવાની પરવાંનગી મલેછે, અને તાંહાં તેઓ પોત પોતા વચે નાંચેછે, અને તાંહાંનાં ઉપરીઓનું એવું મતછે કે, જેઓ તે નાંચમાં ઘણા ખુશી અને ઉલટથી સાંમેલ થાએ છે તેઓ બીજે દીને સારી સુખાકારી પાંમતા માલંમ પડેછે. દર સંનવારે સારંગી સાથનું ગાએણ થાએછે, તેમાં પણ મરદ ઓરતોને સાંમેલ કરીઆમાં આવેછે, અને એ બે વખત વતરોગે મરદ અને અસતરીઓને તેઓની હલાએદી જગોએ રાખીઆમાં આવેછે.

ઉપર જણાવેલી વીગત ઉપરથી આ હાસપીટાલની ગોઠવણ તથા તે મધે દરદીઓની માહવજત કેવી કરીઆમાં આવતી હશે, તે વીશે વીચાર કરવાને વાંચનારને બની આવશે. હવે એ હાસપીટાલની કાંઇએક તવારીખ ટુકમાં જણાવવાની જરૂરછે. ઇસવી સને ૧૪૦૨ નાં સાલમાં આ હાસપીટાલ દેવાંનાંઓને વાસતે હતી હેવું વાંચીઆમાં આવેછે. પેહલલાં પાદરીઓ જે ઇમારત વાપરતા હતા, તે ભાગી ટુટી હાલતમાં આવી પડીઆથી ૧૬૭૫ નાં સાલમાં (૧૭૦૦૦૦) એક લાખ સીતેર હજાર રૂપીઆનાં ખરચથી બાંધીઆમાં આવી હતી. પાછલથી એ હાસપીટાલ દેવાંનાંઓનાં કાંમને લાએકની નહી જાણીઆમાં આવીઆથી ૧૮૧૫ નાં સાલમાં ફરીથી બાંધીઆમાં આવી હતી, અને એ નવી ઇમારત જે લંબાઇમાં ૮૯૭ ફુટછે તેની ઉપર (૧૨૨૫૭૨૪) બાર લાખ, પચીસ હજાર, સાતશેને ચોવીસ રૂપીઆ ખરચ થાયો હતો. એ મોટી રકમ સરકારની તથા લોકોની બખશેસથી જમાવ થાઈ હતી. સને ૧૮૪૫ ના સાલમાં એ ઇમારતની વચે વચમાં એક ગુંબજ બાંધીઆમાં આવીઓ હતો તે ગુંબજની જમીનથી ઉંચાઇ ૧૫૦ ફુટછે.

આ હાસપીટાલમાં હમણા જેવી સારી ગોઠવણછે તેહવી અસલથીજ હશે, હેવું કોઇએ સમજવું નહી. ઇસવી સને ૧૪૦૩ નાં સાલમાં એ ખાતાંનો હસાબ જોઇએછે, તો તેમાં લોહોડાંની બેડી તથા સાકલો અને તેવાજ બીજા સામાંનનો મોટો ખરચ થાએલો જોયામાં આવેછે. ૧૫૯૮ નાં સાલમાં એ ખાતાંની હાલત હેવીતો ખરાબ હતી કે, તાંહાંનાં દરદીઓને બંદીવાંન કેહતા હતા. એ વખતમાં જે શખસ તે ખાતું જેવા જાએ તેની પાસેથી એક પેની અથવા બે ફદીઆં લીધામાં આવતાં હતાં, અને એ પરમાણેની ઉપજનાં દર વરશે ચાર હજાર રૂપીઆ થાતા હતા. આ ચાલ હમણા કાહાડી નાંખી જેઓ સારા આદમી હોએ તેઓને મુફત જોવા દીધામા આવેછે, અને આગલી ચાલ જેથી એક પેની ખરચી હરકોઇ શખસ તાંહાં જતો હતો અને તેથી દરદીઓને ઘણુ હીનું લાગતું હતું તે મોકુફ કરીઆમાં આવીછે. સને ૧૮૧૪ નાં સાલમાં પણ એ હાસપીટાલની હાલત ઘણી ખરાબ હતી. તાહાંનાં ઓરડાઓ કુતરાં બાંધવાનાં તબેલા જેવા લાગતા હતા. દેવાલની અંદર જડેલી સાંકલોની સાથે ઓરતોનો એક પગ અથવા હાથ બાધીઆમાં આવતો હતો તથા તેઓનાં આંગ ઉપર વસતર દાખલ ધાબરીનો એક જભો પેહરાવીઆમાં આવતો હતો અને જમીન ઉપર માતર પેંનડાનું ઘાસ પાંથરીઆમાં આવતું હતું. મરદોનાં હાથમાં તથા પગમા બેડી અને કંમરમાં સાંકલ નાંખી તેઓને દેવાલ સાથે બાધીઆમાં આવતા હતા. એ હાસપીટાલમાં "નારીસ" નાંમનો કોઇએક મસતીખોર શખસ હતો તેને ગલાંમાંથી સાંકલ સાથે બાંધી તે સાંકલ દેવાલમાં જડીઆમાં આવી હતી તથા તેનાં હાથે અને પગે બેડી હતી અને તેની કંમરેની સાંકલ એવી રીતે બાંધી હતી કે દેવાલથી ફકત બાર ઇંચ શુધી તે હીલી સખે. હાવી હાલતમાં તે બાર વરસ શુધી રહેઓ હતો, તોપણ તે દરરોજ વરતમાંન પતરો વાંચતો હતો, તથા અકલથી વાત કરતો હતો. તેની આ હાલતમાં તસવીર ઉતારીઆમાં

આવી હતી અને પારલામેંનટની સભાનાં ઘણાએક અધીકારીઓ તેને જોઈ ગયા હતા, અને તે ઉપરથી શેહેરમાં જે ઘોંગાટ થાયો, અને પારલામેનટમાં ચરચાર ચાલી, અને તે સઘળાંનું ફલ એ નીપજીઉં કે હમણા એ ખાતામાં જે ઉતમ શુધારો તથા શુખછે-તે શરૂ થાયું. દરદીઓની ઉપર ઘણી બંધી રાખવાનાં નુકસાંનમાં હેવો એક દાખલો બતાવીઆમાં આવીઓ કે તાંહાં એક અસતરી હતી તેને પણ ઉપલા શખસની માફક આઠ વરશ શુધી બાંધી રાખી હતી, કાંએજે હેવું ધારતા હતા કે, જો તેને છુટી કરીઆમાં આવેતો કોઇને મારી નાખશે, પણ જેમ જેમ તેની ઉપર બંધી થાતી હતી તેમ તેમ તે ધવારે ચીરડાતી હતી. જારથી તેને છોડીઆમાં આવી તારથી તેની હાલત શુધરી અને આખી હાસપીટાલમાં ઓરડાનું બારણુ બંધ કરીઆ વગર શુવાની પરવાંનગી તેનેજ હતી, કાંએજે તેનાં દીલમાં કદાચ હેવો વીચાર આવે કે મહને કેદ કીધીછતો તે વીશેનાં ગોસસાથી તેની તંદરોસતી પાછી બીગડે. અંતે એ અસતરી એટલીતો શુધરી ગઈ કે પાછલથી તે કાંઇ કરતી નહી હતી, પણ આખો દાહડો બે "ડાલ" પુતલાંની સાથે રમીઆ કરતી હતી, અને એમ સમજતી હતી કે તે તેનાં છોકરાંછે. એ ઉપરથી માલુંમ પરેછે કે, દેવાંનાઓની હાલત સુધારવાને કેહવા ઈલાજ કરવા જોઈએ.

ગુનાંહ કરીઆ પછી સરકારની તરફથી જે દરદીઓને આ ખાતાંમાં મોકલીઆમાં આવેછે તેઓને માંથે દર વરશે ચીઆલીસ હજાર રૂપીઆનો ખરચ થાએછે. દરએક દરદીને માથે દર વરશે ૩૫૦, રૂપીઆ થાએછે હેવો અરશરો કાહાડેલોછે. શકતીવાલા દરદીઓનો ખરચ તેમનાં સગા વાહાલાં પુરો પાહેછે. વલી ગરીબ નાંચાર દરદીઓને વાસતે હેવીજ એક બીજી હાસપીટાલછે તેનો ખરચ સરકાર તથા લોકોનાં હુગરાંણામાંથી પુરો થાએછે. એનુ નાંમ હાંનવેલ હાસપીટાલ કરીનેછે અને તાંહાં ઘણુ કરીને ૮૦૦ થી ૧૦૦૦ દરદીઓ હોએછે. ઈંગલંડ અને ઈસકાટલંડનાં બીજાં મોટાં શેહેરોમાં પણ દેવાંનાંઓને સારૂ હાસપીટાલોછે, તે ઉપરથીજ વીચાર કરવાને બની આવશે કે, આ વાંધેનાં કમનસીબોને સારૂ ઈંગલંડનાં લોકો કેટલી મદદ તથા મેહનત કરેછે.

## ગ્રીનીચ હાસપીટાલ.

જેઓની ઉપર ઈંગલંડનાં મોટાં નાંમનો આધારછે, જેઓ ઈંગલંડની ઉપર આવતી હગરાઈને વખતે પોતાની દેલાવરી બતાવવામાં પોતાનાં જાંનને ભારી જોખમમાં નાંખેછે, તથા દુનીઆનાં સઘળા ભાગો ઉપર ઈંગલંડની સતાને સારૂ માંન મેલવેછે, તેઓ જાહરે અશકત અથવા ઘુટા થાએ, તારે તેઓની માંન ભરેલી રીતે પરવરશી કરવાને ઈંગલંડની સરકારે એક મોટું ધરમખાતું સથાપીઉંછે. પાદશાહની દરીઆઈ ફોજનાં લશકરનાં સીપાઈઓ તથા "રાએલ નેવી" નાં ખલાસીઓએ અગત જોગ વરશ ચાકરી કીધા પછે, અથવા અશકત થયાથી વધારે ચાકરી નહી કરી શકે, તારે તેઓને સુખ અને આદરમાંનથી રેહવાને બની આવવાને સારૂ ઉપલું ધરમખાતું ઉભું કરીઆમાં આવીઉંછે. એ સીપાઈઓને દરરોજ એક શીલીંગની પેનશંન મલેછે, પણ જેઓ આ ખાતાંનો લાભ લીએછે, તેઓને ઉપલી રકમ છોડવી પડેછે, કાંએજે તેઓની ખોરાકી પોશાકી ઉપર હીંઆં વધારે ખરચ થાએછે. આ ધરમખાતાંની ઈમારત લંડંનથી છ માઈલ દુર ગ્રીનીચ મધે બાંધેલીછે, અને તેની આસપાસ એક મોટો બાગ કીધેલોછે. ટેમસ નદી તેની જીજ વેગલાઈએ વેહેછે, અને આ ઘરડા પેહલવાંનોને જેમ બને તેમ સારી અને ખુશંતુમાં હવામાં રાખીઆમાં આવેછે. આ ઈમારતમાં આસરે તરણ હજાર આદમીઓ સમાંઈ શકેછે. તેમાં કેટલાંએક મોટાં દીવાંનખાનાં કરી પછે તેમાં હારેહાર નાંધળા ઓરડા કરીઆમાં આવીઆછે, અને દરએક ઓરડામાં એક જણ રેહેછે, અને તાંહાં એક કબટ અથવા પેટી અને એક નાંધલો ઘોલીઓ રહી શકે તેટલીજ જગા હોએછે, પણ પેલા રેહનારને કોઈ રીતે અડચણ પડે તેવું નથી. તેઓનાં થોડા સાંમાંનની ગોઠવણ અને સફાઈ જોયાથીજ આપણને ખુશી ઉપજેછે. દરએક જણનાં ઓરડામાં લડાઈનાં અથવા વાંહાણોનાં નાંધલા ચીતરો હતાં. જે વખતે હમો આ

ખાતું જોવા ગયા હતા, તે વેલાએ તાંહાં ઘણાએક ઘરડા સીપાઈઓ હતા, તેમાંનો એક ૧૧૦ વરસનો હતો, પણ તે ઘણો આજારી હતો. બીજા બે ૭૯ વરસની વએનાં હતા, તેમાંનાં એકે ત્રફાલગરની લડાઈમાં જે વાંહાંણ ઉપર લારડ કાલીંગબરોક સરદાર હતો, તે વાંહાંણમાં ચાકરી કીધી હતી, તેની સાથે કેટલીએક વાત ચીત કીધા ઉપરથી હેવું માલુંમ પડીઉં કે, આ લાંબી ઉમરે પણ તેને પોતાનાં આગલા જનમારાની સઘળી વીગત યાદ હતી. જે જે લડાઈઓમાં તે ગુંતો હતો, તેનું વીગતવાર બયાંન તેણે કીધું, અને સરકારની ચા કરી તેણે સારી પકે બજાવી હતી, તે વીચારથી તે ઘણો હરખબંદ દેખાતો હતો. એ શખસને હમોએ પુછીઉં કે, હવે લડાઈમાં જવાને તે ખુશીછે ? તારે તેણે જવાબ આપીઓ કે નહી, હવે મારી વએ ઘણી પોં હોચી, અને હવે જુવાંન શખસોનુ એ કાંમછે. પણ હમોએ તેને ફરીથી પુછીઉં કે, દુર દેશની લડાઈતો નહી, પણ કદાપી ઈંગલંડની ઉપર, ફરેંનચ અથવા બીજો કોઈ રાજવાલો હુમલો કરે, અને ઈંગલંડની સરકારની તર ફથી હેવો હોકમ થાએ, કે દરએક આદમી જેનાંમાં કાંઈબી શકતી હોએ, તેણે ચાકરીમાં આવવું તો તે સું કરે ? એ ઉપરથી તે ત્યારે જોસસામાં આવીઓ, અને બોલીઓ જે સું ? ઈંગલંડની ઉપર હોમલો ? જો એ મજ હોએતો આ ઘડીએ હું તઈઆર થાઉં અને બુઘો છેઉં તોપણ ઘણાએક જુવાંનોનાં કરતાં સારી ચાકરી કરૂં, અને જો માહરીથી વઘતું નહી બનેતો, આ ઓરડાનાં કરતાં હેવી લડાઈમાં મરવું બેહતર સમજુંછ. આ વીગત ઉપરથી વાંચનારનાં જોવામાં આવશે કે, ઈંગલંડનાં લોકોનો પોતાનાં દેશ ઉપર કેટલો પીઆરછે. આ ઉમરે પણ, પોતાનાં દેશને માટે લડવાને સારૂ પેલો સીપાઈ તઈઆર થયો. હેવા દેલાવર શખસોનાં પા છલા દાહડા સુખ અને નીરાંતમાં કાહાડવાને આ ધરમખાતું સથાપીઆમાં આવીઉંછે તેથી સરકાર અને તે સરકારની ચાકરીમાં રેહનારાઓ, એ બંધેને માંનછે. એજ ખાતાંમાં ૭૯ વરસનો બીજો શખસ હતો, તે લારડ નેલસનનો ચાકર હતો, અને તે કેહતો હતો કે, જારે નેલસનને વાંહાંણ ઉપર ગોલી લાગી, તારે તે તેની પાસે હતો, અને નેલસનને છેલલુ કાફીનુ કપ તેણે પાયું હતું. જે જે લડાઈમાં નેલસન ગુતેલો હતો, તેના સીલ્લા છાપા ઉપર છાપેલાં ચીતારો તેનાં ઓરડામાં ટાંગેલાં હતાં, અને એ સઘળા ચીતરો બનેનાં બ નાંવનુ વીગતવાર બયાંન તેણે હમારી અરજ ઉપરથી કીધું હતું.

આ સીપાઈઓને દર રવીવારે બંદગી કરવાને દુર નહી જાવાને વાસતે તેજ ઈમારતને લગતું એક દેવળ બાંધીઆમાં આવીઉંછે. તેઓને ફરસદનો વખત ગુજારવાને કંટાલો નંહી આવે, તેવું કરવાને સારૂ તાહાં એક પુસતકખાંતું પણ બનાવીઆમાં આવીઉંછે, તાંહાં સારાં પુસતકો તથા દરરોજનાં વરતમાંન પતરો મેલીઆમાં આવેછે. આ ઈમારતમાં એક મોટું દીવાનખાંનુછે તેને "પેનટીંગ હાલ" કરી કેહેછે, તેનાં તરણ ભાગ કીધેલાછે. એ સઘળેનો સઉથી મોટો ભાગ જેને "ગરાંનડ હાલ" કરી કેહેછે તે ૧૦૬ ફુટ લાંબો અને ૫૬ ફુટ પોહોલોછે, તેમાં નાંમીચા દરીઆઈ સરદારોની તસવીરો તથા સમુદરોમાં થાએલી મોટી લડાઈઓનાં ચીતારોછે. સઉથી નાંમીચો દરીઆઈ સરદાર નેલસન જાહરે પંદર વરસની વએનો હતો, તાહરે બરફથી બંઘાઈ ગીએલા દરીઆમાં એક રીછની ઉપર હોમલો કરવાને દોડીઓ હતો તાહરથી તેની દેલાવરી માલુંમ પડી હતી, તે બનાંવ પછી જેટલી લડાઈઓમાં તે ગુતેલો હતો તે દર એક લડાઈઓનાં ચીતારો આ દીવાન ખાનાંમાં મેલીઆમાં આવીઆંછે, તેજ ઉપરથી જે કોઈ શખસ નેલસનની તવારીખ લખવા ચાહેતો, આ ચીતરો જોયાથી કેટલેએક દરજજે બની શકે. ૧૭૯૮ નાં વરસમાં નાઈલ નદીની લડાઈની વેલાએ જે પોશા ક નેલસને પેહરીઓ હતો, તે આ દીવાંનખાંનાંમાં જાલવી રાખીઓછે. ત્રફાલગરની લડાઈની વેલાએ જે ડગલો નેલસને પેહરીઓ હતો, અને જેની અંદર થાઈને તેને ગોલી લાગી હતી, તે ડગલો પણ આ જગાએછે. તેની અંદર પેહેરેલાં વાસકુટ ઉપર લોહીનાં દાગ હજુર દેખાએછે.

સર ફરાંનસીસ ડરેક નાંમનો નાંમીચો દરીઆઈ સરદાર, જેણે આખી પુરથવીની આસપાસ દરી

આઈ સફર કીધીછે તેણે જે "આસ્ટ્રેબ" એટલે દરીઆમાં શુરજ તથા સેતારાઓની ઉંચાઈ તપાસવાનું યંતર વાપરીઉં હતું તે હીંઆં આપણા દીઠામાં આવેછે. સર જાંન ફરાંનકલીનની શોધ કરતી વેલાએ, તે સુરા અમલદારની કેટલીએક જીનસો જેમકે છરી, કાંટા, એક નાંધલી ચોપડી, તથા ઈંગરેજી સીક્કા વીગરે બીજી જીનસો ડાક્ટર રેએને મલી હતી તે હીંઆં જોવામાં આવેછે.

આ ઈમારતમાં રેહનાંરા સીપાઈઓની સંખીઆ ઘણી મોટીછે, તેથી તેઓને સારૂ ખાંણુ પકાવવાનુ બબરચીખાંનુ જોવા લાએકછે. સઘળુ ખાંણુ બાફની ગરમીથી પકાવીઆમાં આવેછે. આપણા લોકોનાં ની આતનાં જમણને સારૂ વાશણુ વાપરેછે, તેનાં કરતાં પણ મોટા વાશણોમાં ઉપલા શખ્સોને સાંરૂ સેરવો તથા પુડીંગ બનાંવીઆમાં આવેછે. તેઓને ખાંણુ સારૂ અને સુતરૂં મલેછે અને તે સાથે બીર તથા પોરટર પણ આપીઆમાં આવેછે. એ પરમાણેની સઘળી માવજતથી દરએક જણ સરકારની લાંબી ચાકરી કીધા પછી પોતાનાં બાકીનાં દીવશ શુખ અને સંતોશમા ગુજારતા હતા. જે સેલરોની બઈરીઓ હોએ, તેઓને તાંહાં રેહવા દીધામાં આવતી નથી, પણ તાંહાં આવીને તેઓને મલવાને પુરતી છુટછે.

જે ઇમારતમાં આ ધરમખાતુંછે, તે પેહલલાં એક પાદશાહી મેહેલ બનાંવવાને ધારેલી હતી. એ ઈમા રત ઘણી ખુબસુરતછે અને ચાર બાજુથી ચાર લાંબી હાર કરી વચમાં એક મોટો ચોક કાહાડેલોછે. એ ઈ મારતનો એક ભાગ પેહલાં સરકારનાં ખરચથી (૩૬૦૦૦૦) તરણ લાખ શાહાઠ હજાર રૂપીએ બંધાયો હતો, તાહર પછી જારે હીંઆં ઉપલું ધરમખાતું સથાપવાને થઈઉં, તારે લોકોએ તે કાંમની મદદમાં (૬૦૦૦૦૦) છ લાખ રૂપીઆ ભરીઆ હતા. આ ધરમખાતાંનાં ખરચને સારૂ દર વરસે (૧૪૦૦૦૦૦) ચઉદ લાખ રૂપીઆની આવકછે, તેમાં બે લાખ રૂપીઆ દર વરસે પારલામેંનટનાં હોકમથી સરકારની તરફથી મલેછે, તથા દાંનચોરીથી જેવો માલ પશાર કરેછે તેઓને થાતા દંડ એ ખાતાંમાં જાએછે. કાપતંન કીડ નાંમ નાં એક મોટા દરીઆઈ ચોરની મતા જે સરકારે જપત કીધી હતી તેનાં ૬૪૦૦૦ રૂપીઆ તથા ૧૭૧૦ નાં શાલમાં સરકારે કોલસા ઉપર જે જકાત લીધી હતી, તેનાં ૬૦૦૦૦ રૂપીઆ તથા અરલ આવ ડરવેંનટવાટર નાંમનાં ઉમરાવે પાદશાહની સાંમને બલવો ઉઠાવીઓ હતો, તેને ગરદન મારીઆ પછી તેની વરસ દાહડે ૬૦૦૦૦ રૂપીઆ ઉપજે, તેટલી અસકીઆંમત આ ધરમ ખાતાંની થાપણમાં આપીઆમાં આવીછે. રાબરટ આસબલસટંન નાંમના એક શખ્સે આ ખાતાને (૨૦૦૦૦૦) બે લાખ રૂપીઆની બખશેસ કીધી હતી, તે પણ અસલ થાપણમાં દાખલ કીધીછે. આ હાસપીટાલની પહોસમાં ખલાસીઓનાં આસરે ૧૦૦૦ નાવારેસ છોકરા તથા છોકરીઓની પરવરસીને સારૂ એક ધરમખાતુંછે.

## ચેલસા હાસપીટાલ.

જેમ વાંહાંણ ખાતાંનાં ખલાસીઓ અથવા સીપાઈઓને વાસતે ઉપર જણાવેલું ધરમખાતુંછે, તેમ લશકર મા ચાકરી કીધા પછી નાંકઉઅત તથા અશકત થાએલા સીપાઈઓની પરવરસીને સારૂ ચેલસા હાસપીટાલછે. આ ધરમખાતાની ઈમારત બાંધવામાં (૧૫૦૦૦૦૦) પંદર લાખ રૂપીઆનો ખરચ થાયોછે. તે મધેની સઘળી ગોઠવણ ગ્રીનીચ હાસપીટાલનાં જેવીછે. આસરે ૪૦૦ સીપાઈઓ તાંહા રહી શકેછે, પણ આસરે ૭૬૦૦૦ બુટા સીપાઈઓને એ ખાતાંમાથી દરરોજ પાવલો, છ આનાં તથા અરધા રૂપીઆને હસાબે મદદ મલેછે, તેથી તેઓ બાહેર રહી પોતાનું ગુજરાણ કરેછે. જેઓ ધરમખાતાંમાં રેહેછે તેઓને સારૂ માથા દીઠ દર મહીને ૩૦ રૂપીઆ થાએછે.

## સ્ટ્રેનજરસ હોમ.

આ ખાતા વીશે હીંદુસથાંનનાં લોકોએ અગત કરીને જાંણવું જોઈએછે. હીંદુસથાંન, આરબસથાંન, આફરીકા, ચીન, મલાકા, મોજાંમબીક તથા પસીફીક સમુદરનાં દખણ બાગના ટાપુનાં ગરીબ લોકો જેઓ

લંડનમાં જએ, તેઓનાં ઉતારાને સારૂં "સેનજરસ હોમ" એટલે "પારકા લોકોને સારૂ ઘર" એવે નાંમનુ એક ખાતું સથાપીઆમાં આવીઉંછે. ઉપલા દેશો ખાતેથી વાંહાંણોમાં જે ખલાસીઓ નતા હતા, તેઓ ને પાછી ચાકરી નહી મલીઆથી તાંહાંજ રખડતા ફરતા હતા, અને તેઓની પાશે કાંઈ જુજ નાંણુ હોએ તેનો તેઓ સંભાલ પણ કરી શકતા નહી હતા, તેથી કરીને તેઓની અવસથા ઘણી માંઠી થાતી હતી, અ ને તે જોયાથી ઈંગરેજોના દીલમા દયા ઉતપન થાઈ અને આસરે એક લાખ રૂપીઓ ખરચીને "વેસ્ટ ઈન ડીઆ ડાક રોડ" નાંમનાં રસતા ઉપર એક મોટી અને સોભઈતી ઈમારત બાંધીછે. એ ખાતું સને ૧૮૫૭ નાં વરસમાં હુંગાડીઆમાં આવીઉં હતું. જો કે એ ખાતાંમાં જેઓ જાઈને રેહેછે, તેઓ ધરમ ખાતે રેહે છે હેવું કેહવામાં આવે નહી, કાંકેજે તેઓ પાસેથી જુજ લવાજમો લીધામાં આવેછે, તોપણ જે લવાજમો તાંહા લીધામાં આવેછે, તે હેવોછે, કે તે ભાવે કોઈબી ઠેકાંણે તેઓને રેહવાનું તથા ખાવાનું મલે નહી દર એક આદમી દીઠ દર અઠવાડીએ ૪ રૂપીઆ લીધામાં આવેછે. અને તેટલા ભાવમાં દર રોજ તરણ વખત ખાણુ મલેછે. ડાકટરનો તથા ધોબી તથા નાંહવાનો ખરચ પણ ઉપલીજ રકમમા આવીઓ. આ ખાતાંનો લાભ વાંહાણનાં ઘણાખરા ખલાસીઓ લીએછે અને આખાં વરસનો હીસાબ કાહાડતાં તાંહાં દર રોજ ૫૫, થી ૬૦, આદમી રેહેછે હેવું માલુંમ પડેછે. તારીખ ૧ લી જુન ૧૮૫૭ થીતે તારીખ ૩૧ મી મેએ ૧૮૫૮ શુધીનાં વરસમા સઘળા મલીને ૪૯૫ આદમીઓએ આ ખાતાંનો લાભ લીધો હતો. આ ગરીબ માંણસો પાસે જે કાંઈ હોએ, તે જાલવવાને પણ એ ખાતાંના કારોબારીઓ મેહનત કરેછે, તથા તેમને દેશ મોકલવા સારૂ વાહાણોમા ચાકરી મેલવવાને પણ ઘટતી કોશેસ કરેછે. આ ગરીબ લોકોની આ પરમાણે માહાવજત થયાથી તેઓ ઈંગરેજ લોકોનો ઘણો ઉપકાર માનેછે, અને જેઓ એ ખાતું જોવા જાએછે તેઓ ની આગળ તે ઉપકાર ઘટતા સબદોમા કહી સંભલાવેછે.

---

## પ્રકરણ ૨૦ મું.

## ગમત અને મોંજનાં કારખાંનાં.

ગમતનાં કારખાંનાં જોવાનો સસતો ભાવ—નાંટક તથા ગાએણ અને નાંચનાં કારખાંનાં. રાએલ ઇટાલીઅ'ન ઓપેરા તથા હર માજેસટીસ-થીએટર. એ બધે ખાતાં મધે થાતી ઊચી રમતો તથા ગાએણ—ઇમારત તથા બેઠકોની ખુબસુરતી—એ ખાતાંનો એક મોહોસમનો ખરચ, ઇતીઆદી. પરીનસેસ થીએટર—એ જગાએ "સીઇનરી" નો ભારી ખરચ—બીજા થીએટરો. "કાંનસરટ્સ" એટલે ૪૫૮ ગાએણનાં કારખાંનાં—સીરેનેડરસ—સોંગ તથા ટોંગની રમતો—ઘોડાની તથા આદમીઓની કસરતનાં ખેલ—ક્રીમોરન ગારડનસમા મલતી તરેહવાર ગમત—નાંચવાનો ઓરડો—પુતલાઓનો નાંચ તથા નાંટક—કસરતનો તમાસો—નાંટકનો ખેલ—બાલકોનો નાંચ—"કાસમોરામીકવીઊસ" નાં ચીતરો—બાગની ખુબસુરતી અને તેમાં રમત સારૂ કીધેલી તરેહવાર જગા—આતશ બાજી ઇતીઆદી વાકસાહાલ ગારડનસ કાલોસીઅમ—લ'ડંન શેહેરનો દેખાવ તથા તરેહવાર બીજી ગમત ગલોબ—પાલીટેકનીક ઇનસટીટીઊશ'ન—એપસમ તથા આસકાટ ખાતે થાતી ઘોડાની સરતો. રસતે રસતે થાતા તમાશા.

હરેક શેહેરમાં જાઇએ, તાંહાંનાં ગમત અને મોંજનાં કારખાંનાં જોવાને આપણુને ઘણી ઉલટ થાએછે, અને અગત કરીને પારીસ તથા લંડંન જેવાં શેહેરમાં તેવી ઇછા વધારે ફુરેછે. જેટલી ગમત અને મોંજ પારીસમાં મલેછે, તેટલી લંડંનમાં મલતી નથી, તોપણ આ શેહેર ખાતે સારી ગમત અને મોંજ પુરી પાડવાનાં પુરતાં ખાતાંછે. વળી એ ગમતનાં કારખાંનાં હેવી રીતે બનાવીઆમાં આવીઆંછે કે તેમાંથી આપણુને ખુશી અને અકલ એ બંધે મલેછે. એ મોંજ અને ગમતનાં કારખાંનાંઓ જોવા જવાને આપણુને જે દર આપવો પડેછે, તે કાંઈ ઘણો મોંઘો પડતો નથી. જેમ ઓછી કીમત કરીઆમાં આવેછે, તેમ વધતા લોકો જોવાને જાએછે, તેથી ખેલ કરનાંરને વધારે નફો થાએછે, તે ઉપરથી જેમ બને તેમ સઘળી જગાએ ઓછો ભાવ ઠરીઆમાં આવેછે, અને તેથી તવંગર અને ગરીબ, સઘળાઓને તે મોંજ અને ગમતનો લાભ લેવાને બની આવેછે. આપણી ટાપુમાં ઉંચે દરજજેની ગમતની કેટલી ખુટછે, અને જેવારે કોઇ સારી ગમત મેલવવાની જોગવાઈ બનેછે, તેવારે તેનો લાભ લેવાને કેટલું મોંઘું પડેછે, તે આપણે સારી પઠે જાણીએછે. અતરે થાતા સારા નાંટકો જોવા જવું હોએતો તરણથી વધારે રૂપીઆ આપીઆ વગર છુટકો નહી. ઘોડા ઉપરની કસરત જેવા જાઓ તો તેમજ વધારે નાંણુ કાહાડવું પડે. કોઈ હાથ ચાલાકીનો ખેલ કરનાર આવીઓ તો તેની ટીકિટનો ભાવ આપણુને પરવડે નહી. વલી તે સાથે આપણુને હીંઆં જે ગમત મલેછે તે ઇંગલંડની સસતામાં સસતી ગમત આગલ કસા હીસાબમાં ગણીઆમાં આવી શકે નહી. જે ઇંગલંડમાં આપણે અરધા રૂપીઆમા જોઈ શકીએ છઈએ, તે મુંબઇમાં દશ રૂપીઆ આપવાને આપણે ઘણા સમજીએ નહી એટલોતો ગમતની અંદરજ ફેરછે. બીલોરી મેહેલ જેવી આખી પુરથવીમાં નાંમીચી ઇમારત એક અરધા રૂપીઆમાં જોવાઈ શકાએછે. ગાએણ તથા નાંચ અને નાંટકનાં મોટાં કારખાંનાંઓમાં બેઠક પરમાંણે મહડતા ઉતરતા ભાવછે, તેમાંનાં કેટલાએક મોંઘાછે તો પણ બેસવાની જગાની ખુબસુરતી તથા ઉંચી ગમત તરફ નેગાહ કરતાં તે મોંઘા ગણાતા નથી. બાકી બીજાં ઘણા ખરાં ખાતાંઓનો અરધા રૂપીઆમાંજ જોઈ શકાએછે.

## નાંટક તથા ગાએણ અને નાંચનાં કારખાંનાં.

"કોવેનટ ગારડન થીએટર" અથવા, "રાએલ ઈટાલીઅન ઓપેરા" તથા "હર માંજેસટીસ થીએટર" નામનાં નાંટકનાં જે બે મોટાં ખાતાંછે, તે ખરેખર મેહેલ જેવાંછે. એઓની અંદરની બાંધણી તથા રમત કરનાંરાઓની અને તમાસગીરોની બેઠકની જગાનો સણગાર જોઈનેજ આપણે ઠઠ થાઈ જાઈએછે. તરેહ વાર રંગ અને સુનેરી ધોર સાથનાં સણગારો સઘળી બાજુએ આપણી નજરે પડેછે. આપણી ટાપુમાં નાંટકનું જે ઘરછે, તે આ નાંટકનાં મેહેલોની આગલ ઝુફડી બરાબરછે. ઉપલા બે થીએટરોમાં પાંચ મારછે અને દરેકની ઉપર "બાકસ" એટલે નાંધલા નાંધલા ઓરડાઓની હાર બનાંવીછે, અને હેવા દર એક "બાકસ" ની અંદર ૭ જણને દાખલ કરીઆમાં આવેછે. એ નાંધલા ઓરડાઓની બાજુએ રેશમી સાટીનની ઝાલરો હોએછે, તથા બીજો સણગાર પણ ઘણો સારો હોએછે. ઉપર જણાવેલા બે થીએટરમાં જે રમત તથા ગાએણ કરીઆમાં આવેછે, તે ઈટાલીઅંન ભાશામાં થાએછે તેથી જેઓ તે બોલી સમજતા નહી હોએ, તેઓ તે રમતને બરાબર સમજી શકે નહી, તોબી દરરોજ હજારો લોકો તાંહાં જાએછે. જે નાંટક હીંઆં થાએછે, તે ગાએણનાં રાગમાં થાએછે, અને જેઓ નાંટક કરેછે તેઓ હંમેસાં સઉથી સરસ ગાણારા હોએછે, તેથી ફકત ગાએણથીજ આપણો જીવ ખુશી થાએછે, અને જેઓ રમત નથી સમજતા તેઓ પણ તાંહાંથી ખુશ થાઈને જાએછે. જેઓ હીંઆં રમત કરેછે, તેઓને એક એક રાતની મેહનતનો મોટો લવાજમો મલેછે. હાલમાં રાએલ ઈટાલીઅંન ઓપેરા એ જાતનુ સઉથી મોટું ઘરછે, અને તેનો માલેક તેમાંથી મોટો દોલતમંદ શખસ થાપોછે. ઘણી વખતે સાંહાંજનાં મોડેથી ગયા હોઈએ તો તીકીટ મલે નહી, વાસતે હેવાં ખાતાં જોવા જવાની તીકીટ એક દાહડો આગમજથી મંગાવવી જોઈએ. આ ઈમારત બાંધવામાં ચાર લાખ રૂપીઆથી વધારે ખરચ થાપોછે. આથી ઉતરતો હર માંજેસટીસ થીઅટર ગણીઆમાં આવેછે, તાંહાં પણ સઘળી રમત તથા ગાએણ "ઈટાલીઅંન" માં થાએછે. એ જગાએ માડેમોઈજલ પીકોલોમીનીનાં ગાએણની અતીશે તારીફ થાતી હતી, અને હરેક રમતમાં તેનું નાંમ જણાવીઆમાં આવીઉં કે હજારો લોકોની ઠઠ તે દીને તાંહાં ખેંચાએલીજછે. આ ગાણારીનાં ગીતની કીમત તથા ખુબીમાં આ એકજ દાખલો જાણવાને બસછે કે, એક વેલા ડબલીન શેહેરનાં એક થીએટરની રમતમાં તે સાંમેલ થાઈ હતી, તારે તેનાં ગાવાથી લોકો એટલાતો ખુશ થાયા હતા કે રમત ખલાસ થયા પછે, તેની ગાડીનાં ઘોડા છોડી નાંખીને પોતે ખેંચતા ખેંચતા તેને ઘર લઈ જાઈ પોહોચાડી હતી. એજ થીએટરમાં આગલ જેની લીંડ ગાતી હતી, તે વેલાએ તાંહાં મલતી ઠઠનો પાર નહી હતો. એ થીએટરો હંમેસાં આખાં ભરાઈ જાએછે. સઉથી સરસ જગા પેહેલલા માર ઉપરનાં બાકસોની ગણીઆમાં આવેછે, પછી ઉપરનાં મારોની અને પછી આંમફીથીએટર અને ગીઆલરાની. ગીઆલરીનો ભાવ સઉથી ઓછો હોએછે. રમત કરનાંરાઓની સપાટીને લગતી "સ્ટાલ" ની જે બેઠકછે, તાંહાં ખુરશીઓ ગોઠવીઆમાં આવેછે, તે જગા પણ ઘણીજ સરસછે અને તાંહાં બેસનાંરાઓ પાસેથી આદમી દીઠ એક ગીની લીધામાં આવેછે. કોઈ વાર એ ભાવ અરધો કરીઆમાં આવેછે. એક એક બાકસ જેમાં ૭ ૭ જણ બેશી શકે તેનાં માર પરમાંણે તરીસથી હેંશી રૂપીઆ લીધામાં આવેછે. વખતે કેટલા એક લોકો આગમજથી હેવા બાકસો માંડી રાખેછે, અને પછી રમતને દીને વધારે ભાવે જેને ગરજ હોએ તેને આપેછે, એટલી ભીડ એ જગાએ થાએછે. આંમફીથીએટરમાં જગા પરમાંણે હડીથી પાંચ રૂપીઆ અને ગીઆલરીમાં તેથી ઉતરતો ભાવછે. એ પરમાંણે તવંગર અને ગરીબ સઘળાઓ આ ઉંચે દરજ્જેની ગંમતનો લાભ લઈ શકેછે. હર માંજેસટીસ થીએટરમાં આસરે ૧૮૦ બાકસછે અને રાએલ ઈટાલીઅંન ઓપેરામાં ૨૦૦ થી વધારેછે અને દરએકમાં તરણ હજારથી વધારે આદમીઓ શમાઈ શકેછે. હાવા એક ખાતાંનો એક મોહસમનો ખરચ નીચે જણાવીઆ પરમાંણેછે, ગાએણ સાથનાં નાંચનાં ૧૦૦૦૦ રૂપીઆ; માલેટનાં

નાંચનાં ૧૦૦૦૦૦ રૂપીઆ; ગાણારાઓનાં ૩૫૦૦૦ રૂપીઆ; જે રમત હોએ તેનાં બનાંવો પરદા ઉપર રંગવ નાં તથા તે પરમાંણે રમત કરનાંરાઓનાં પોશાકનાં ૬૦૦૦૦ રૂપીઆ; રોશનીનાં ૧૩૦૦૦ રૂપીઆ; પગાર તથા માંણસોનાં ૩૦૦૦૦ રૂપીઆ; બારણુ આગલ લશકરી સીપાઈઓ રેહેછે તેનાં ૧૫૦૦ રૂપીઆ; જુમલે એક મોહોસમનો ખરચ ઉપર જણાવીઆ પરમાંણે આસરે (૨૫૦૦૦૦) બે લાખ પચાસ હજાર રૂપીઆનો થાએછે.

બીજા થીએટરો નીચે જણાવીઆ પરમાંણેછે; પરીનસેસ થીએટર, ડરૂરીલેન થીએટર; હે માર્કેટ થીએટર· આહેલફી થીએટર; લાઈશીઅમ થીએટર; વીકટોરીઆ થીએટર; સરે થીએટર; સેંનટ જેમસ થીએટર; સોહો થીએટર; ઓલીમપીક થીએટર; સીટી થીએટર, ઈતીઆદી. આ સઘળા થીએટરો અઠવાડી આનાં ઘણાખરા દીવશ ચાલુ રેહેછે. પરીનસેસ થીએટર દર રોજ ચાલુ રેહેછે અને જે થીએટરોનુ કાંમ ઈંગરેજી જુબાંનમાં ચાલેછે, તેમાં આ સઉથી સરસ ગણાએછે. નાંમદાર રાંણીની વડી છોકરી પરીનસેસ રાએલ ઉપરથી એ થીએટરને ઉપલું નાંમ આપીઆમાં આવીઉંછે. 'એ નાંટકશાળાનો વડો કારબારી મી૦ ચારલસ કીન કરીને હતો તેણે તેને સારૂ મોટું નાંમ મેલવીઉં હતું. એ થીએટરમાં ઘણુ કરીને શેકસપીઅર ની રમતો કરીઆમાં આવેછે, અને રમત કરનાંરાઓ હંમેસાં ઉંચી શકતીનાં શખસો હોએછે. મીસતર તથા મીસતરીસ કીન પોતે ઘણાજ સરસ રમત કરનાંરાંછે, અને નાંટકનાં કાંમમાં તેઓની શકતી પેહલલે દરજે નીછે. મીસતર કીનનાં વખતમાં એ થીએટરમાં જે જે રમત થાતી હતી, તે રમત કરવામાં હોશીઆર શખસો કાંમે લાગતા હતા એટલુંજ નહી, પણ જે જે રમત થાએ તેને લગતા બનાંવોની "સીઈનરી" દેખાવો આબેહુબ અને ઘણાજ સોભાઈતી રીતે દેખાડીઆમાં આવતા હતા. મીસતર કીન પોતે જાતે એક મોટો વીદીઆ અભીઆસીછે, અને જે જે રમત તે લાવતો હતો, તે બાબદમાં ઘટતી ખોલ તથા તપાસ કરી તે વખતની જગા તથા તે વખતનાં પોશાકો વીશે ખાતરી કરી, તેજ પરમાંણેનાં પોંશાક તથા બનાંવો સાથે લોકોની આગલ સઘળી રમતો મેલતો હતો. જેમ કે એક બનાંવ બજારમાં બનીઓ હોએ તો તે વખતે આપણે ખરેખર "સ્ટેજ" રમત કરવાની જગા ઉપર બજાર માંહેલું જોઈશું—જો કોઈ બનાંવ રાતની વેલાએ તોફાંનમાં બનીઓ હોએ, તો તે ભાગ આવે તાહરે તાંહાં ખરેખર મોટું તોફાંન અને ગાજ અને વીજનાં અવાજો થાએછે અને આપણે ખરેખર એક મોટાં તોફાંનનીજ વચમાં હોઈએ તેવું લાગેછે—પાહાડ ઉપર ચહ ડી જવાની તથા નદીમાં બેશી જવાની વાત આવી હોએ તો તે સઘળા બનાંવો આબેહુબ આપણી નજરે પડેછે. જો કોઈ બનાંવ લડાઈનો થાયો હોએ, તો તેનો બરાબર ખીઆલ આપવાને સારૂ તેજ પરમાંણે હથીઆરબંધ લશકરો અને કીલ્લાઓ આપણાં જોવામાં આવેછે. જો કોઈ બનાંવમાં ફરેસતાઓ દેખાડવા હોએતો તે પણ આબેહુબ નકલ કરીઆમાં આવેછે. પાંખો સાથની પરીઓ આપણે જોઈએછે અને એક ગમથી બીજી ગમ તેઓ ઉડે પણછે. એ પરમાંણે આંખ, મંન અને કાંન એ સઘળાંને ખુશી કરવામાં મી૦ કીન હ જારો રૂપીઆનો ખરચ કરતો હતો, તેમ હજારો તમાંસગીરો તાંહાં ગયાથી હજારો રૂપીઆ તે પેદા કરતો હતો. શેકસપીઅરની રમતો આપણે ગમે તેટલી વાર વાંચીએ, પણ તે રમતોની-ખરેખરી સમજ આપણા મંનમાં બેસતી નથી, પણ જો એક વાર તેવી રમત હીંઆં જોઈ હોએતો, તે આપણા મગજમાંથી કધી ખીસવાની નથી, અને એ રમતો એ પરમાંણે કીધેલી જોયા વગર શેકસપીઅરની અકલ અને તેની બનાંવેલી રમતોની ખુબી બરાબર આપણે પીછાંની શકતા નથી. આ થીએટરમાં દાખલ થવાનો ભાવ ઘણો નથી. બાકસોનો ભાવ બેથી તરણ ગીનીછે, સ્ટાલમાં એક ખુરશીનો પાંચ શીલીંગછે અને પીટનો બે શીલીંગછે અને ગીઆલ રીનો ભાવ તેથીબી ઉતરતોછે. બીજા થીએટરોછે તે પણ સારાછે અને તેમાં દાખલ થવાનો ભાવ ઉપર કરતાં પણ ઓછોછે. ઘણા ખરા થીએટરોમાં નાંમદાર રાંણીને સારૂ બાકસ જુદા હોએછે અને તેઓનો સણગાર ઘણોજ સરસ હોએછે.

થીએટરો વગરે લંડંનમાં ગમત અને મોજની બીજી ઘણી જગાઓછે. ફકત ગાએણનાં શોકીઓને સારૂ ઘણા ખાતાંછે તેને "કાંનસરટસ" કરી કેહેછે. હેવા ઘણાખરાં "કાંનસરટસ" અરધા રૂપીઆમાં જોઈ શકાએછે. "સીરેનેહેરસ" ઓનાં ગાએણ તથા સોંગ જોવા જનારાઓ તાંહાં હરખમંદ થયા વગર પાછા ફરતા નથી. મીસતર તથા મીસતરીસ હાવરડ પાલ, તથા મીસતર અને મીસતરીસ જરમન રીડ તથા એવા બીજા ચાલાક શખસો નાંધલી નાંધલી રમતો કરેછે,. અને તેમાં ઘણીએક તરાંહનાં સોંગ લાવેછે, તથા ચાલુ રવાજ અને લોકોની ખાંમી તથા સારી માંડી ચાલનાં હસવા સરીખા ટોંગો સાથે ઠેકડી કરેછે, તેવી જગાએ પણ દર રોજ તમાસગીરોની ભારી ઠઠ મલેછે. "આસટલીસ આમફી થીએટર" માં આદમીની તથા ઘોડાની કસરતનો અજાએબ ખેલ દેખાડીઆમાં આવેછે, કે જેવો આપણે દુનીઆનાં કોઈ બીજા બાગમાં જોઈ શકીએ નહી. ઘોડાઓ હેવા કેરવેલા હોએછે કે બચાંને તાએબે રહી શકે, અને આદમીઓની કસરત જોઈએતો જાંણે તેઓનાં દીલમાં હાડકાંજ નથી. રબરનાં બનાંવેલા રમકડાંને જેમ આપણે ગમે તેમ મરડી તથા ફેરવી શકીએ તેમ વલીને તેઓ કસરત કરેછે. સાત ઘોડાઓને એક એકને સાથે ઉભા રાખી તે ઉપરથી કુદી જવું તે કાંમ તેઓને મનશે જેમ આપણે દાદર ઉપર ચહડીએછે તેવું સેહેલુંછે. એ સઘળી રમતો તથા કસરતો બરાબર પીછાંનવાને સારૂ નજરે જોવી જોઈએછે.

## કરીમોરન ગારડનસ.

મોજનાં શોકીને આ બાગમાં જેવી ખુશી ઉપજેછે, તેવી કોઈ બીજે ઠેકાંણે ઉપજતી નથી. આદમીની મેહેનત અને ખુદરતી દેખાવથી આ બાગ હેવોતો રળીઆમનો બનીઓછે, કે લંડંનનો કોઈબી રેહવાસી એક વેલા તાંહાં જયા વગર રહેઓ નહી હશે. હીંઆં ઘણીએક રમતો થાએછે, તે સઘળી જોવા લાએકછે. અરધા રૂપીઆની કીમતે આપણે તાંહાં દાખલ થાઈ શકીએ છઈએ, અને ખુલલી હવામાં જેટલી રમત થાએછે, તે સઘળી તે ભાવમાં આપણે જોઈ શકીએછે, બાકી બીજી જે કાંઈ રમત તથા નાંચ થાએછે, તેનો જુદો જુદો દર આપવો પડેછે. એ બાગમાં એક ઘણોજ સોભઈતો ગોલ ઓટલો બાંધેલોછે, તેની ઉપર એ બાગમાં આવનાંરા મરદો તથા ઓરતોને નાંચવાને છુટછે. વચલે વાધે કરતાં ઉતરતા લોકો તથા ગરીબોને નાંચવાનો શોક ઘણો હોએ તેઓને તે શોક તાંહાં પુરો પાડવાને બની આવેછે. હીંઆં મરદો તથા ઓરતો એક એકને ઓલખીઆ વગર સાથે નાંચેછે. એ બાગમાં એક થીએટરછે, તાંહાં નાંટક તથા ગાએણની રમત કરીઆમાં આવેછે. હીંઆં "મેરીઓનેટ" અથવા પુતલાંઓનો નાંચ કરીઆમાં આવેછે, તે જોયાથી આપણને ઘણી ખુશાલી ઉપજેછે. એ રમતમાં જેમ આદમીઓ નાંટક કરેછે, તેમ પુતલાંઓ બોલેછે, હીલેછે, ચાલેછે તથા હશેછે અને બોલતાં તથા ચાલતાં સઘળી એસારતો આદમીની માફક કરેછે. જે ઘણી ઘણો દુર હોએ તેતો એમજ સમજે કે, આદમીઓ પેઓ નાંટક કરેછે. હેવી ગોઠવણ કરેલીછે કે "સ્ટેજની" ઉપર મેલેલાં પુતલાંઓને તેઓની ઉપરનાં માલ ઉપર ઉભેલાં આદમીઓ, તરેહવાર દોરીઓથી ખેંચીઆથી જેવી રીતે ચાલવું તથા હીલવું હોએ, તેમ તેઓને ચલાવી તથા ફેરવી શકેછે, અને પેલાં પુતલાંઓનાં હોત અમસથા હીલેછે, પણ જે અવાજ તેઓનાં મોહોડાંમાંથી નીકલેછે, હેવું આપણે સાંભલીએછે, તે પેલા દોરી ખેંચનાંર અથવા ખેંચનાંરાઓનાંજ અવાજછે. તેઓ આપણી નજરે પડતા નથી. એ પુતલાંઓ જારે નાંટક કરેછે, તારે તેમાં જીવ મેલવાનુંજ બાકીછે એવું લાગેછે. એ તમાસો જોયા પછે કાંનસારટસ અથવા ગાએણ જોઈએછે. તાહર પછી "બાલેટ" એટલે નાંધલા બાળકોનો ખુબસુરત અને ફેનસી પોશાકો સાથેનો નાંચ થાએછે. પછી કેટલીએક કસરતનો ખેલ થાએછે. પછી એક સરકસ કીધેલોછે, તાંહાં ઘોડાની ઉપર કસરત કરીઆમાં આવેછે. એ બાગમાં એક જગાએ "કાસમોરામીક વીઉસ" નાં કેટલાએક ચીતરો આપણે

જોઇએછે. જેમ "સ્ટીરીઓસકોપ" ની મારફતે આપણે નાંધલા ચીતરો જોઈ શકીએછે, તેમ આ મોટાં ચીતરો જોઈ શકાએછે. જેવો જે દેખાવ હોઅે તેમ રાત અથવા દીવસ, તોફાંન અથવા બરફ પડતો હોએ, તે પરમાંણે આબેહુબ આપણને સઘળા દેખાવો નજરે આવેછે. એ દેખાવો મોટાં શેહેરો તથા મેહેલોની અંદરનાં નાંચો તથા દેવળોની અંદર થાતી મીસનો તથા આબાદ અને નાંસ પાંમેલાં શેહેરોનો હતો. † વેનીસ મધે જે સઉથી મોટી નેહેરછે તેનો તથા પારીસનાં ફાંનટેબલુ મેહેલમાં જે નાંચ થાપો હતો, તેનો દેખાવ ઘણોજ સરસછે. વેહમીઓને આ બાગમાં ખેંચવાને વાસતે તાંહાં એક નસીબ જોનાર રેહેછે, તે જેઓ કોઇ સવાલ પુછેછે તેનાં જવાબ આપેછે. પુછનાંર અને સવાલ કરનાંર એક એકને જોતા નથી. એ જવાબો કાંઈ ખરા પડતા નથી, પણ પેલો ઠગારો તે જવાબો લખવામાં ઘણાખરા સાધારણ બનાંવોનુ બયાંન કરેછે, તેમાં દરએક આદમીને કાંઇબી પોતા વીશે ખરૂં લાગે, તેથી વેહમીઓ ઠગાએ. આ ઠગારાનુ નાંમ ઝીસતર થાલાબા કરીને હતું પણ કેહવાને ખુશાલી ઉપજેછે કે આ ઠગાઈ એક બે વરસ થયાં મેજીસતરેટનાં હોકમથી કાહાડી નાંખીઆમાં આવીછે.

આ બાગમાં તમાસગીરોને તીર કાંમઠાની રમત કરવાને વાસતે તથા બીજી કસરતો કરવાને સારૂ હલાએદી જગાઓ કીવેલીછે. હીંઆં તમાસગીરોની મરજીમાં આવે કે તેમનું તોલ કેટલુંછે તો એક ફદીઉં આપીઆથી તે માલુંમ પડેછે, કાંએજે એક ઝુલતી ખુરશી ઉપર બેશીઆથી તેની સાથે જોડેલું એક તરાજુ આપણુ વજન કેટલુંછે તે જણાવેછે. હીંઆં એક સાંચોછે, અને તેની ઉપર પોચી ગાદી જડેલીછે, તેની ઉપર આપણે જોરથી એક મુકી મારી હોએતો, તે મુકીનુ જોર વજનમાં કેટલા રતલ થયું, તે ઉપલાં સાચાંની સાથે બાજુએ માંડેલા આંકરા ફરીઆથી તુરત માલુંમ પડેછે. થોડુંએક શુધી એક આદમીએ આગનાં ભારી બલતાંમાં ચાલી જવાની ખબર આપી હતી તે જોવાને હજારો લોકો જાતા હતા. ઝાવલીની સાંકલી ગલી કરીને તેને આગથી સલગાવી નાંખીઆમાં આવતી હતી અને પેલો આદમી તે આગની વચેવચમાં ફરીઆ કરતો હતો. એ શખસે પોતાનાં આંગને નહી બલે હેવી વસતુથી લપેટી નાંખીઉ હતું. રાતનાં બાર અથવા એક વાગે તાંહાં આતસબાજી થાએછે, અને બલુન હવાની ઉપર જાએછે. એ પરમાણે આ બાગની અંદર તરેહવાર ગમત મલેછે, તે સઘળાનું વીસતારીને આ જગાએ બયાંન કરવાની જરૂર નથી. આ સઘળો તમાસો રાતની વેળાએ થાએછે અને તાંહાં કીધેલી રોશની બાગના રલીઆમના દેખાવમાં ભેલાયાથી તે જગા ઘણીજ ખુશ બનેછે. બાગમાં જુદે જુદે ઠેકાંણે મોટાં "પાંનોરામીક" ચીતરો મેલેલાંછે. હીંઆં ખાવાની તથા પીવાની સઘળી વસતુઓ તુરત મલી આવેછે. ફુંઆરા તથા નાંધલા ડુંગરોનાં જેવા આકારો કાહાડી બાગને ઘણાજ ખુશનુમાં કીધેલોછે. ટુકાંમાં કહીજીએછે કે એક રાત કરીમોરનમાં કાહાડેલી નકાંમની નહી કેહવાશે. દર રોજ હજારો લોકોની તાંહાં ઠઠ મલેછે.

## વાકસાહાલ ગારડનસ.

ઉપલા બાગની મતલબને મલતોજ આ બાગછે, અને તાંહાં પણ નાંચવાને વાસતે એક મોટો અને સોભાઈતો ઓટલોછે. જેવી રમતો કરીમોરનમાં થાએછે, હેવીજ ઘણીખરી હીંઆં પણ થાએછે, માટે આ જગાએ વધારે લખવાની અગત નથી. તોપણ જેણે કરીમોરન જોયું હોએ, તેણે આ બાગ અને તે મધેની રમત જોવા જવાને ભુલવું નહી.

## કોલોશીઆમ.

હમોએ આગલ કહેઉંછે કે, લંડનમાં જે જે તમાસાનાં કારખાંનાંછે, તે સઘળાંમાં અમસથી મજાહ અને ખુશીજ મલેછે હેવું નથી, પણ તેમાંથી આદમીનું ઘણુ એક ગનીઆંન વધેછે. હેવી રીતની મજાહ અ

† એ પરમાણેના દેખાવો લંડનમાં ઘણેએક ઠેકાણે ૧ અથવા ૧॥ રૂપીઆ લઇને દેખાડીઆમાં આવેછે

ગત કરીને " કોલોશીઅમ, ગરેટ ગલોબ અને પાલીટેકનીક ઈનસટીટીઉશન નાંમનાં ખાતાંઓમાંથી મલેછે, તેઓનો થોડોએક હેવાલ આ પ્રકરણમાં આપવાને જરૂર જાંણીએછે. કોલોશીઅમમાં દીવસને વખતે બપોરથી શાંહાજ શુધી તરેહવાર રીતે આપણને ગમત મળેછે, અને તેજ પરમાણે રાતની વેલાએ પણ ગમત મલેછે. બપોરનો તમાસો નીચે જણાવીઆ પરમાણેછે. અંદર દાખલ . થતાંને વાર ડુંગરોનો ચહુડતો ઉતરતો દેખાવ અને તેમાંથી પડતા પાંણીનાં ધોત આપણા જોયામાં આવેછે. એ ડુંગરનો અને તેમાંથી પડતા ધોતનો દેખાવ હેવોતો ખુદરતને મલતો આવેછે કે, જો કોઈ આદમી આ ઘેરમાંછે તે ભુલી જાએ, અને એમ સમજે કે હું જંગલમાં ડુંગર આગલ ઉભેલો છેઉં અને આ ધોત છેક ઉંચેથી આવેછે, તો તેને આપણે ઠપકો આપી શકીએ નહી. જે ડુંગર દેખાડીઆમાં આવેછે તે શીશાંનાં પતરાંનો કીધામાં આવીઓછે, અને બીજી તરફથી સાંચાની મારફતે તે પાહાડ ઉપરથી ધોત ચલાવીઆમાં આવેછે. એ ધોત દર કલાકે ૯૦ ટન પાંણી આપેછે. હીંઆંથી નીકલીઆ પછી આખાં લંડંન શેહેરનો દેખાવ "પાંનોરાંમાં" દેખાડીઆમાં આવેછે. એ દેખાંવ (૪૮૦૦૦) ઉરતાલીસ હજાર ચોરસ ફુટ જગા રોકેછે અને ફરતી દેવાલ ઉપર કંનવાંનનુ કપડુ જડી તેની ઉપર ચીતારેલોછે. તરણ ચાર ચહડીઆ પછી, વચે વચમાં એક ગીઆલરી કીધામાં આવીછે, તાંહાં ઉભું રહીને એ દેખાવ જોવાનોછે. જો એક આદમી જેણે "પાંનોરાંમાં" નાં દેખાવો આગલ નહી જોયા હોએ, તેને આંખે પાટા બાંધીને, એકાએક બીજે દેશથી આ શેહેરમાં લાવી, ઉપલી જગોએ ઉભો રાખી પુછીઉં હોએ કે, તુંને હીંઆં સું દેખાએછે, તો તે ખરેખર કેહેશે કે, આ એક મોટું શેહેર દેખાએછે. તે એમ નહી સમજશે કે માહારી સાંહાંમણે ચીતારછે, તે એમજ સમજશે કે હું ઉંચી જગોએથી આ એક ખરૂં શેહેર જોઉંચ. જેણે હેવા દેખાવો જોયા નહી હોએ, તથા જેને બારીકીથી જોવાની ટેવ નહી હોએ, તે આ ચીશાલે છેતરાએ તેમાં નવાઈ નથી, કાંએજે તે દેખાવ ઘણોજ આબેહુબછે. લંડંનની વચે વચમાં સઉથી ઉંચી જગાએ જાઈને ઉભા રહીને આપણે તે શેહેરનો દેખાવ જોઈએ, તેજ ચીશાલનો દેખાવ હીંઆં આપણી નજરે પડેછે. મોટા મોહુલ્લા જુદી જુદી ગલીઓમાં કેવી રીતે વેંહેચાએલાછે, તે હીંઆં ખુલી રીતે આપણને દેખાએછે—વલી આપણે જોઈએછે કે જાંણે આ ઘેરોની હાર ખરી બાંધેલીજછે—રસતા ઉપર ગાડીઓ તથા આંમનીબસો માંણસોથી ભરાઈને જોરમા દોડતી હોએ હેવું ખચીત આપણી આંખે દેખાએછે. જુદી જુદી જગાનાં બાગો તથા લીલાં ખેતરો આપણને હેવાંતો દેખાએછે કે જાંણે આપણે ખરાં ખેતરોથી દુર નહી હોઈએ. લંડંન શેહેરમાં ટેમસ નદી દોડેછે, તે જાંણે તમારી આગલથીજ વેહેછે—તમો જુઓછે કે જાંણે નદીમાંથી આગબોટો ઉતારૂઓ સાથે સર સર ચાલી જાએછે, અને વલી નદીની ઉપર બાંધેલા ખુબસુરત પુલો ઉપરથી આદમીઓ અને ગાડીઓ ચાલતી જાએછે. જે ધણી લંડંન શેહેરથી પુરી રીતે વાકેફ હોએ તે આ ચીતાર ઉપરથી અણજાંણાને ઘણીએક રીતની સમજ આપી શકેછે. એક જગાએથી બીજી જગાએ જવું હોએતો કીએ કીએ રસતે જવું તે પેલા સાંમણેનાં ચીતાર ઉપરથી સેહલથી સમજાવી શકાએછે. ફલાંણુ ઘેર કોણનું—ફલાંણાની દુકાંન કાંહાંછે—ફલાંણુ દેવળ કાંહાંછે—ફલાંણો મેહેલ કીઓ—તે સંધળાંની જગા કાંહાંછે, તેજ આપણે જોઈ શકીએ, એટલુંજ નહી, પણ તે ઈમારતો પોતે તાંહાં ઉભેલી હોએ એ ચીશાલે આપણને દેખાએ, અને શેહેરનો જે ભોમીઓ હોએ તે એક તરાકામાં એ સઘળું પારખી શકે. વલી એ ચીતારની ખુબી હેવીછે કે, દરએક ચીજ બાંધેલી હોએ તે ચીશાલેજ દેખાએછે. જાંણે હમણાજ તમો આ નદી આગલની શીહડીમાં ઉતરી શકો—જાણે હમણાજ તમો આ ગલીમાં જાઈ શકો—જાંણે હમણાજ તમો આ ગાડીમાં બેશી ચાલતા થાઓ—જાંણે હમણાજ તમો આ ઘરનું બારણુ ઉંઘડેછે તેમા દાખલ થશો—નદીઓની ઉપર બાંધેલા પુલનાં આરકાંની અંદરથી જાંણે હમણાજ આ આગબોટ પસાર થાઈ જશે. એ પરમાણે આપણી નજર આગલ એક તલેસમાંતી દેખાવ લાગેછે. સેંનટ પાલસનાં મોટા દેવળનાં સઉથી ઉંચા બા

ગ ઉપરથી જે દેખાવ દેખાએછે તે આ ચીતારમાં આપેલોછે. એ દેખાવની ખુબીમાં આ જગાએ જેટલું લખીએ તેટલું થોડુંછે. જે જગાએ તે ચીતારેલોછે તેની ઉપર એક મોટો ગુંમજ બનાવેલોછે અને તે ગુંમજને અંદરથી હેવી રીત રંગીઓછે કે, ઉપલો ચીતાર જે શેહેરનાં જેવોછે તેની ઉપરનાં આકાશને મલતો આવે. જાંણે આપણે ગુંમજ જોતા નથી, પણ આકાશ જોઈએછે તેવું લાગેછે. આ દેખાવ પુરો થાયા પછી વલી એક દીવાંનખાનામાં આપણને લઈ જયામાં આવેછે, તાહાં એક ફરેંચમન હાથ ચાલાકીના કેટલાએક ઘણા જ અચરત થવા જોગ અખતરા કરી બતલાવેછે, તે કામ ૦। અથવા અરધા કલાકની અંદર પુરૂ કરીઆમાં આવેછે. પછી તાહાંથી નીકલીને તમાસગીરોને બીજા ઓરડામાં જવું પડેછે, તાંહાં વલી એક નવીજ રીત ની ગમત મલેછે. હીંઆં ચીનાં લોકોની ચાલચલણ, તેઓનાં ધરમ અને હુંનર સબંધી કેટલાએક માહાલા રત "ડીસાલવીંગ વીઉઅ" ચીતારો દેખાડીઆમા આવેછે, એટલુંજ નહી, પણ આપણી આહામણે જે જે દેખાવ આવેછે, તેનુ ટુક બયાંન મરવેને સમજ પડે, તેવી રીતે કરીઆમાં આવેછે. વલી એ પુરૂં થયા પછે, એક બીજા ઓરડામા સઘળાઓ જાએછે, તાહાં "મેસનેરીજમ" અથવા "ક્લેરોવાએનસ" નાં કેટલાએક અખતરા કરી બતાવીઆમાં આવેછે. એથી અણજાંણાઓને ઘણી અચરતી ઉપજેછે, અને જે યુકતીથી સવાલોનાં જવાબો હીંઆં આપીઆમાં આવેછે, તેથી જેઓ નાંવાકેફછે, તેઓ "ક્લેરોવાએનસ" ખરૂં માનેછે. તારપછી જોતીશ શાસતર ઉપર એક નાયલું પણ ઘણુ શારૂં ભાશાંણ કરીઆમાં આવેછે, અને તેમા સુરજ તથા ચંદરમાં તથા શેતારાઓ એક એકની કહી બાજુએછે તથા કેટલી વેગલાઈએછે તે તથા બીજી કેટલીએક જાણવા જોગ વીગત કહી સંભલાવીઆમાં આવેછે. તાહારપછી વલી એક શખસ આવીને અગલના ઈંગરેજ લોકોની કેટલીએક ચાલ ચલણ તથા ઘેર રાખવાની રીત તથા તેવો પોતાનો વખત કેમ કાહડતા હતા તે વીશે એક નાયલું ભાશાણ કરેછે, કે જેથી આપણને ખચીત કેટલીએક જાંણુવા જોગ બીનાં માલંમ પડેછે તે થાઈ રહેઆ પછી વલી એક ઘણોજ અચરત શરીખો દેખાવ આપણા જોયામાં આવેછે. ઈઉરોપખંડની તવારીખનાં અભેઆસીને સારી પઠે ખબરછે કે ૧૮૨૦ નાં સાલમાં પોરટુગાલના પાએતખત લીસબન અવે ધરવીકોપ તથા મોટું તોફાંન થાઈ તે શેહેરનો ઘણોએક ભાગ બલી ગયો હતો. તવારીખને લગતો એ બનાવ જેમ બનીઓ હતો તેમ ખુદરતને નૂકલ કરીને હીંઆં બતાવીઆમાં આવેછે. જેમ પેહલ્વે લંડંન શેહેરનો ચીતાર જોયો તેમ હવે લીસબનનો ચીતાર આપણી નજરે પડેછે. પાદશાહાનાં મેહેલો અને બીજી ઈમારતો તથા દરીઓ અને બારાંનાં વાહાંણો એ સંઘળા આબેહુબ પાહેલાં હતા. એ દેખાવ પણ ૪૮૦૦૦ ચોરસ ફુટ કાનવસ ઉપર ચીતારીઆમાં આવીઓછે અને તે એટયોતો બરાબરછે કે જે ધણીએ લીસબન શેહેર જોયુ હોએ તે તરત કહી શકે કે, એ તે શેહેરજછે. સઘળા મેહેલો તથા રસતાઓ તથા ઠેકાણો અને ઘરો આ નકશા ઉપરથી તે પારખી શકીઆ વનાં રેહે નહી, હેવી તે ચીતારની ખુબીછે. એ આખું શેહેર જે તે ચીતારમાં ઘણુંજ રોનકદાર અને મોભઈતું દેખાતું હતું તે આપણે જોઈ ખલાસ થાઈએછે તેટલામાં જરાક વીજલીના ચમકાટ આપણા જોયામાં આવેછે. એકાએક વાદલ થાઈ આવી વીજલી અને ગગરાટ વધી જાએછે. એ દેખાવ જોઈને તથા ગગરાટ સાંભલીને કોઈ હેવું નહી કહી શકે કે, આતો આદમીનુ કામછે. પેલાં શેહેરની ઉપર જે વીજલી પડેછે તે ખરી વીજલી પડતી હોએ તેવુંજ લાગેછે. વાદલનો અવાજ જે આપણે સાંભલીએછે તેમાં અને જે અવાજ હીંઆ સાંભલીઆમાં આવેછે તેમાં કસો ફરક લાગતો નથી. વલી એકાએક આગ લાગી આવી, તે જાંણે આપણી નજર આગલ બલતાજ બળેચ. વલી આપણી નજર આગલ લીસબનનું બારૂં દેખાએછે તેમાં મોટું તોફાંન થાએલુંછે, અને તેની અંદર વાંહાણો મોટા જોંહકા સાથે એક એકની સાથે ભારે જોરથી અથરેછે, તેનો તથા ભારી ઉછલતા મોજાઓનો સાહાદ પણ આપણે કાને સભલાએછે. એ પછે આસતે આસતે તોફાંન નરમ પડવા લાગેછે, આગ હોલવાઈ જા

એછે અને પછી તે નાંસ પાંમેલાં શેહેરનો દેખાવ જે જોઈએછે તે ઘણોજ દરાંમણો લાગેછે. આગમાં બળી ગએલા આખા મોહલ્લાઓ આતસના જેવા લાલ દેખાએછે અને આપણે એક તરફ આગથી બળેલા મોહલ્લા આગલ ઉભા હોઈએ, અને ભીતો તથા બારી બારણા આંતસના રંગનાં જેવા લાગે તેજ ઝીશાલે હીંઆં આપણી નજર આગલ સઘળું દેખાએછે. દરીઆની અંદર ડુબેલા માણશો તથા વાંહાણના કટકે કટકા એણીગમ પેલીગમ ઘસડાએલાં આપણા દીઠામાં આવેછે. એ દેખાવ એટલોતો કુદરતને મલતો કીધામાં આવીએછે, કે તે સઘળું જોતી વેલાએ જાંણે આપણે પોતે હમણા એક શેહેર કે જાંહાં આગ, તોફાંન અને ધરથીકોપ થાતો હોએ, તાંહાં ઉભા હોઈએ. ધરથીકોપ આગ અને તોફાંનથી કેટલી ખરાબી થાએછે તેનો ખરો વીચાર આ દેખાવ જોયાથી આપણા મનમાં કેટલેએક દરજજે ઉતરેછે.

આ પરમાંણે બપોરના બાર વાગતા થીતે પાછલા પોહોરનાં પાંચ વાગતા શુધી જીવને તથા મનને તરેહવાર ગમત હીંઆં મલેછે અને વલી એક દેખાવ ઉપરથી બીજા દેખાવ જોવા જવાને થોડી થોડી મીનીટનો અંતર હોએ તાહરે ગાએણનાં મધુર રાગથી આપણને ખુશી કરીઆમાં આવેછે. એ પરમાણે એક શીલીંગની ટીકીટની અંદર આપણે કેટલી ખુશી અને ગનીઆંન મેલવી શકીએછે તેનો વીચાર હવે વાંચનારે કરવો.

આ પરમાંણે કોલોશીઅમ મધે દર રોજ રશુંજ ચાલુ રેહેછે. થોડે થોડે મહીને કેટલીએક ગમતમાં ફેરફાર કરીઆમાં આવેછે, અને ઉપર જે એક દીવસની ગમત જણાવીછે, તે જેમ આ લખનારે એક દીવસે જોઈ હતી તેમછે. રાતને વેલાએ પણ એજ રીતે કાંઈ કાંઈ ફેરફાર સાથે રમત કરીઆમાં આવેછે. જેમ દીવસમાં લંડંનનો ચીતાર દેખાડીઆમાં આવેછે, તેમ રાતની વેલાએ પારીસ શેહેરનો દેખાવ દેખાડીઆમાં આવેછે, તે પણ ઘણોજ ખુબસુરત તથા આબેહુબછે. એ જગા જોવા જનાંરા પાસેથી અરધો રૂપીઓ લીધામાં આવેછે. રાતે જનાંરાઓ પાસેથી પણ તેજ ભાવ લીધામાં આવેછે. આ ખાતું ઉભું કરવામાં તેનાં અસલ માલેકને મોટો ખરચ થાયો હતો. પાછલથી તે ચાર લાખ રૂપીઆની કીમતે વેચાયું હતું, તે હમણાના માલેકે બે લાખ, પચાસ હજાર રૂપીએ લીધુંછે.

## ગરેટ ગલોબ.

કોલોશીઅમનાં જેવીજ મતલબનુ એક બીજું ખાતુંછે તેને ધી ગરેટ ગલોબ કરીને કેહવામાં આવેછે. આ જગાએ પણ કેટલાએક દેખાવો આપણે જોઈએછે તથા ગમત અને ગનીઆંન આપનાંરા બાશાંણ સાંભલીએછે. આપણી પુરથવીનાં ગોલ આકારનો એક મોટો નમુનો હીંઆં દેખાએછે. ૬૦ ફુટ અને ૪ ઈંચ વીઆસનો એક મોટો ગોલ ઓરડો આપણે હીંઆં જોઈએછે, અને તેની ફરતી દેવાલમાં એકબી બારી નથી, પણ તેની ઉપર બાંધેલા ગુંબજની અંદરથી દીવસને વખતે રોશની દાખલ થાએછે, અને રાતની વેલાએ ગીઆસની રોશનીથી તાંહાં ઉજરડું કરીઆમાં આવેછે. પુરથવીનો આપણે જે ગોલ "ગલોબ" જોઈએછે તેની ઉપર બાહેરની બાજુથી નકશો હોએછે, પણ હીંઆ ઉપલા ગોલ ઓરડાની અંદરની બાજુથી સઘળુ પાડેલુંછે. અંદરનો ગોલ ઘેરાવો આસરે ૨૦૦, ફુટછે અને તેની સપાટીની ઉપર આપણે એક નાંધલી પુરથવી જોઈએછે. સમુદરો, પાહાડો, નદીઓ દેશો અને શેહેરો સઘળા ખુલી રીતે દેખાડીઆમા આવીઆંછે એટલુંજ નહી, પણ તે દેશોમાં જંગલ કાંહાંછે, ફલવંત જગા કહીછે, ફલાણા દેશની ઉતપંતી કેહવી હશે તે સઘળું સેહેલથી, આપણાં જોયામાં આવેછે. આ ગલોબને સઘળી તરફથી બરાબર જોઈ શકવાને તેની આસપાસ ફરતો દાદરછે. આ ખાતાંમાં જુદી જુદી ગનેઆતનાં લોકોનાં મટોડીનાં તથા લાકડાંનાં પુતલાંછે અને તેમની ઉપર ખરેખરા પોશાકો પેહરાવેલાછે તે જોયાથી પણ આપણને ઘણીએક ગમત ઉપજેછે. આ ખાતાંમાં પણ ડીસાલવીંગ વીઉસનાં

ધણીએ ડરબીની સરત નહી જોઈ હોએ, તેણે ઈંગલંડ જોયું એમ કેહવાએ નહી" અને એ વીચાર મારેલાં બરટનો એખલાનો હતો એવું નથી. સરવે કોઈનો વીચાર એવોજછે. વાંચનારને અચરતી ઉપજશે કે, એ સરતમાં આટલું બધું સુંછે કે જેણે એ સરત નહી જોએ તેણે ઈંગલંડ નહી જોયા બરાબરછે, પણ એ અચરતી નો ખોલાસો એક કાગલ ઉપર શાહી અને કલમથી કીધેલા બયાનથી કધી થનાંર નથી. આંખજ તેનો ખો લાસો કરેછે. વધારે કહી શકાતુ નથી. આસકાટમા જે સરત થાએછે તે પણ સારી થાએછે અને તે જોવા પણ હજારો લોકો જાએછે.

લંડંનનાં રસતાઓમા ચાલતા હાલતાં પણ આપણને ઘણી ગમત મલેછે. રેહવાનાં મોહલ્લાઓમાં લોકો વાજાંની પેટીઓ વજાડેછે તથા ગાએણ ગાએછે. કસરત કરનાંરાઓ પોતાનાં ખેલો રસતામાં કરેછે. સી રેનેડરસો મોહલ્લે મોહલ્લે પોતાનાં ટોંગ કરેછે. આઠ દશ આદમીઓ પોતા વચે ટોલી કરીને સીમોડી તથા પરઘમ અને વાજાં સાથનું વાજું વજાડેછે. એ સઘળાઓ રસતામા જે રમત કરેછે તેનાં બદલામાં તે મોહલ્લાનાં રેહવાસીઓ પોતાની ખુશી મુજબ પાવલો અથવા અરધો રૂપીઓ તેઓને આપેછે, અને મોહલ્લા માં જારે વાજું વાગેછે તાહરે તાંહાં ઘરમાં રેહનાંરાઓને ઘણી ખુશી ઉપજેછે.

પણ આદમીને ગમત આપનાંરાં ખાતાંઓમાં સઉથી સરદાર બીલોરી મેહેલ ગણાએછે તેનુ બયાન આ પછેનાં સફાઓમાં જોવામાં આવશે.

---

## પ્રકરણ ૨૧ મું.

---

## બીલોરી મેહેલ.

૧૮૫૧ નાં મેહેલની ઉત્પતી અને કેટલીએક હકીકત. નવો બીલોરી મેહેલ, તેનું કદ, બાંધવાનો ખરચ, ઇતીઆદી એ મેહેલમાં ગરમી દાખલ કરવાની યુક્તી એ મેહેલનો બાહેરનો દેખાવ—લંડનથી પોહોંચવાની રીત—તેમાં દાખલ થવાનો ભાવ. અંદર જતાંને વાર નજરે પડતો દેખાવ. કુદરતી તવારીખનો ભાગ—ઇંગલંડનાં પાદશાહોની સભી—નેવ તથા તરાંનસેપ્ટ—ઇજીપ્શીઅન કોરટ—ગ્રીક કોરટ—રોમન કોરટ—આલાહંબરા કોરટ—આસીરીઅન કોરટ—બીઝંન ટાઇન કોરટ—જરમન, ઈંગલીશ અને ફરેંનચ મેડીવલ કોરટ—રેનેસાં કોરટ—ઇલીઝબેથન કોરટ—ઇટાલીઅન કોરટ—સ્ટેશનરી કોરટ—હારડવેર કોરટ—કોરટ આવ નીડલ ઇનવેનશંનસ—બરમીંગાંમ કોરટ—શેફીલ્ડ કોરટ—પ્રાચીન કોરટ—કાચ તથા ચીનીકાંમ, ઇતીઆદી—કેનેડીઅન કોરટ—પુસ્તકખાંનું—સંગીતનું દીવાનખાંનું—તસવીરખાંનું—વેચવાની તથા જોવાની વસ્તુઓ—કુદરતી વસ્તુઓ અને તેમાંથી આદમીનાં ઉદીઓગથી પેદા થતી જનસો—ઇન ડીઅન કોરટ—સાંચા—ખાવાની જગા. જુદી જુદી મોહોસમે એ મેહેલમાં થતા દેખાવો તથા ગમ્મત એ મેહેલની આસપાસનો ભાગ—ફુંઆરા—પાંણીનાં ચશમાં—રમવાની જગા—આગલા જમાનાનાં જાંનવરોનાં આકારો ઇતીઆદી. એ મેહેલની આવક તથા ખરચ.

"આરેબીઅન નાંઇટસ" ની વારતામાં આલાદીનનાં ફાંનસની વાત સરવે કોઇએ વાંચી હશે. એ ફાંનસનાં ચમતકારથી જે મોટો મેહેલ નીકલીઓ હતો, અને જેનુ બયાંન આદમીએ પોતાની અકલનાં બલથી પોતાનાં મગજમાંન ઉભું કીધું હતું, તે મેહેલનું બયાંન ઇંગલંડના ખરેખરા અને હસતી પાંમેલા બીલોરી મેહેલ આગલ કસા હીસાબમાં નથી. ફરેસતાઓનાં મેહેલો અને પરીઓનાં રેહેઠાંનોનાં બયાંન આ જે પણ વાંચતી વેલાએ આપણે સમજીએછે કે, તે સઘળા લખનારનાં ખીઆલછે અને તેવું બનવું મુશકેલ છે. પણ તે ખીઆલોથી આ ખરેખરી ઇમારત જે બીજાં ઘરોની માફક જમીન ઉપર ઉભેલીછે, તેની આગલ કસા હીસાબમાં આવતા નથી. અસલનાં તથા હાલનાં વખતનાં મોટા મેહેલોને મોતી બાગ અને હીરા બાગ અને તેવાં મોટાં નાંમો આપીઆંછે, પણ તેઓ કાંઇ મોતી અને હીરાનાં બનાવેલાં નહી હતા, પણ હાલમાં લંડનમાં જે બીલોરી મેહેલ કેહેવામાં આવેછે, તે ખરેખર આખો બીલોરનોજ બનાવેલોછે. તેવો મેહેલ દુનીઆનાં બીજા કોઈ ભાગ ઉપર નથી. જે ઘણી એ મેહેલ પેહેલ વેહેલો જોવા જાએછે, તે એકદમ એટલોતો અચરતીમાં ગરક થાએછે, કે તે અચરતીનુ બયાંન થાઈ શકતું નથી. હાલમાં જે બીલોરી મેહેલ લંડનથી જુજ વેગલાઇએ સીડેનહાંમનાં ગાંમડાંમાંછે, અને જે મેહેલ ૧૮૫૧ ના વરસમાં હાઇડ પારકનાં બગીચામાં ઉભો કીધો હતો, તે બે જુદાછે. હાલ જે મેહેલછે તે નમુનેદારછે અને તે ૧૮૫૧ નાં મેહેલ ઉપરથી બાંધીએલોછે, અને આગલો મેહેલ હવડાં તવારીખમાંજ રહેછે. હાલનો મેહેલ કે જે આગલા મેહેલ ઉપરથી બનાવ પામીએલોછે, તેનુ બયાંન કરવાનું શરૂ કરીઆની આગમજ ૧૮૫૧ નો મેહેલ કેમ ઉભો થયો હતો, તે વીગે ટુકમાં લખી જણાવવાની અગત્ય દીસેછે.

[illegible]

આમાં જગા મેલવી. ૧ લી જાંનેવારી ૧૮૫૧ ને દીને એ ઈમારતનું કાંમ એટલુંતો પુરૂં થાવા આવીઉં હતું કે બાંધનારાઓએ તેને કમીશનરોનાં હસતકમાં આપી હતી. આ ઈમારત બાધવામાં ચુનાં અથવા પથર અથવા ઈટરડી સુતલગ કાંમે લગાડી હતી નહી. લાકડું, લોહડું અને કાચ સીવાએ તેમાં બીજુ કસું હતું નહી. દેવાલો સઘળી કાચની હતી અને એ કારણસર (૯૦૦૦૦૦) નવ લાખ ફુટ કાચ ખપીઓ હતો. એ ઉપરથી આ ઈમારતને બીલોરી મેહેલનું નાંમ આપીઆમાં આવીઉં હતું, અને તે ખરેખર બીલોરી મેહેલ જ બનીઓ હતો.

આખી દુનીઆનું સંગરહસથાંન, આખી દુનીઆમાં આ સઉથી સરસ અને નવાઈ સરીખી ઈમારત મવે હુંગાડવાનો દીવસ ૧ લી મેએ ૧૮૫૧ નો થેડવીઓ હતો, તે મુજબ બારાબર તે દીને નાંમદાર રાંણીએ પોતે હાજર થાઈને તે વીશેની ક્રીઆ કરી હતી. એ ક્રીઆ ઘણીજ દબદબા ભરેલી થાઈ હતી, અને તેનો દેખાવ ઘણોજ રલીઆમનો લાગતો હતો, હેવુ તે વખતનાં લખનારાઓ જણાવેછે. આ સંગરહસથાંનના નીચે જણાવીઆ પરમાણે ચાર ભાગ કરીઆમાં આવીઆ હતા. ૧, ખુદરતી પેદાશની વસતુઓ; ૨, સાંચા, ૩, કારીગરીની વસતુઓ; ૪, પુતલાં તથા બીજા હુનરનાં નમુનાં. વલી કેટલાએક ભાગો જુદાં જુદાં દેશ પરમાણે થેડવીઆ હતા, તાંહાં દરએક દેશના નમુનાં સાથે હતા. હીંઆં સઘળી વસતુઓ હારેદોર હેવી રીતે ગોઠવી હતી કે, તે સઘળી તપાસવાને સારૂ સઘળી હાર ફરીએતો દશ માઈલની મુસાફરી થાએ. તાંહાં મેલેલી જીનસોમાંથી જે વસતુઓ સરસ નીકલે તેમના બનાંવનારાઓને ઘટતાં ઈનાંમ આપવાને સારૂ એક કમીટી થેડવીઆમાં આવી હતી, અને તેઓએ અપખસપાતીથી સઘગા ચુકાદા કીધા હતા. જે દીને નાંમદાર રાંણીએ આ સંગરહસથાંન હુંગાડીઉં હતું, તે દીવસ ઈંગલંડની તવારીખમાં સઉથી નાંમીચો નોધાયોછે. એ દીને ઈંગલંડની ખરેખરી મોટાઈ માલુંમ પડી હતી, અને ઈંગરેજોજ હેવાં કાંમ ઉડાવી શકે, તે સાબેત થયું હતું. જે ટુક મુદતમાં સઘળી ગોઠવણ થાઈ અને ઈમારત ઉભી થાઈ, જે રીતે દુનીઆનાં સઘળા ભાગો ઉપરની કારીગરી તથા હુંનરની વસતુઓ તાંહાં ઉતાવલેથી આવી પોહોચી હતી, તથા તાંહાં ગોઠવીઆમાં આવી હતી, જે રીતે તે મેહેલ હુંગાડીઆમાં આવીઓ હતો, અને લાખો લોકો તેની ઉપર ઈંતેજારીથી જોતા હતા, તથા હજારો લોકો પેહેલે દીવસે તાંહાં એકઠા થાયા હતા, તે કાંઈજ નહી, પણ ઈંગલંડની એક મોટી ફતેહ થાઈ હતી. સંગરહસથાંન હુંગાડતી વેળાએ રાએલ કમીશનરોની તરફનો હેવાલ જે નાંમદાર રાંણીની હજુરમાં વાચી સંભલાવીઆમાં આવીઓ હતો, તેમાં આ પરમાણે લખીઉં હતુ કે "આ કાંમ જે ઉડાવીઆમા આવીઉછે, અને જેની મતલબ હેવીછે કે, આદમી જાતનાં સઘળી તરેહનાં ઉદીઓગમાં વધારો થાએ, અને દુનીઆ ઉપર વસનારી જુદી જુદી કોંમ વચે સુનેહ અને મીતરાચારીનો ગાંઠ બંધાએ, તે કાંમથી ખોદાની મેહરબાંનીથી તમો નાંમદારની પરજાનાં સુખમાં વધારો થાએ, અને તમો નાંમદારનાં સુનેહ ભરેલાં અને શુખી રાજમા સઉથી નાંમીચા બનાંવ દાખલ એ બીનાં જાવેદાંન શુધી ઈઆદ રેહે, હેવી હમારી દીલો જાંનથી દુઆછે." આ સંગરહસથાનનુ ફલ હેવુંજ નીપજશે તેમાં કશો સંખે નથી.

હાવું મોટું સંગરહસથાંન જોવા જવાને કેટલો મોટો લવાજમો લેતો કરીઓ હશે, તે વીશે ઘણા જણાઓ જાંણવા માંગશે. તેઓ હેવું ધારશે કે આલબતાં હાવું અગતનું અને મોટું ખાતું નાંખલી રકમ આપીઆ થી જોયામાં આવે નહી, પણ તેઓને જાંણવાથી અચરતી ઉપજશે કે, આખી દુનીઆ મયેનાં હુંનર અને કારીગરીનું બીલોરી મેહેલમાં કીધેલું આ સંગરહસથાંન તવંગર અને ગરીબોને સઘળાને જોવાને બની આવે તેવી રીતે ભાવ થેડવીઆમાં આવીઓ હતો. જે મરદોએ એકદંમ તરણ પાંઉનડ અને તરણ શીલીંગ એટલે ૩૧॥ રૂપીઆ આપીઆ હતા, તેઓને જાંહાં શુધી તે સંગરહસથાંન હુંગાડુ રહેઉં હતું, તાંહાં શુધી દર રોજ જવાની છુટ હતી, અને ઓરતોને એવોજ હક ૨૧ રૂપીઆ લેતા કરીને આપીઓ હતો. એ સંગરહસથાંન

લે ૧૮૫૧ નાં વરસમાં લંડંન મધે બીલોરી મેહેલમાં આખી પુરથવીનું જે સંગરહસથાંન હુંગાડીઆમાં આવીઉં હતું, તે વીશે કેહેવાઈ શકાએછે. ૧૭૯૮ નાં વરસમાં ફરાંનસમાં એક મોટું સંગરહસથાન હુંગાડીઆમાં આવીઉં હતું, અને તેહારપછી થોડે થોડે વરસને આંતરે તે જારી કરીઆમાં આવીઉં હતું. ૧૮૪૪ નાં સાલમાં ફરાંનસમાં હુંગાડેલા સંગરહસથાંને ઘણુ માંન અને મોટું નાંમ મેલવીઆથી, ગરેટ બરીટનનાં લોકોનાં દીલમાં તેવું એક સંગરહસથાંન પોતાનાં દેશમાં હુંગાડવાને ભારી ઉલટ આવી. ઈંગરેજ લોકો જારે ઉલટમાં આવેછે, તારે કેવાં મોટાં કાંમો ઉઠાવેછે, તે આપણે સારી પઠે જાંણીએછે, તે સાથે વલી હરેક બીનાં ઉપર શુધારો કરવામાં ઈંગરેજો ઘણા વખણાએછે, તે મીશાલે એ લોકોએ પોતાની દોલત, અને અકલનુ બલ એકદંમ આ બીલોરી મેહેલ ઉભો કરી તાંહાં આખી દુનીઆં ઉપરનાં હુંનર અને ઉદીઓગ અને કારીગરીથી ઉતપન થાતી જીનસોતું સંગરહસથાંન સથાપવામાં કાંમે લગાડીઉં. વલી ઈંગરેજ લોકોની તારીફમાં આ બીનાં પણ જાંણવા જોગછે કે, યુરોપખંડમાં જેમ ફરાંનસ અને બીજાં મુલકોમાં સરકારની મદદ વગર કોઈ મોટું કાંમ ઉભુ થાઈ શકતું નથી, તેમ ઈંગલંડમાં નથી. ઈંગલંડનાં લોકોને એક કાંમ દરૂસત લાગું અથવા પસંદ પડીઉં કે, પછી તે પાર પાડવામાં ખાંનગી લોકો પોતાનાં દરવ સાથે બા[illegible] પડવાને કસો વીલંબ લગાડતા નથી. ૧૮૫૧ માં જે મોટું સંગરહસથાંન હુંગાડીઆમાં આવીઉં હતું, તેમાં સરકારની તરફથી નાંણાની મદદ કાંઈ થાઈ નહી હતી. લંડંનમાં જે મંડલી "સોસાઈટી આવ આરટસ" ને નાંમે ઓલખાએછે, તેની તરફથી આ માહાભારત કાંમ ઉઠાવીઆમાં આવીઉં હતું, અને આપણી નાંમદાર રાંણી વીકટોરીઆનો ભરથાર જે તે મંડલીનો સરનશીન હતો, તેણે તે કાંમને પોતાથી બનતી મદદ દીધી હતી. આ બાબદ નાંમદાર રાંણીનાં ધીઆંન ઉપર લાવી, તે કાંમ શરૂ કરવાને તે નાંમદારની પરવાંનગી માંગી, તે તેણે મોટી ખુશીથી આપી અને તે કાંમ ઘટતી રીતે પાર પાડવા સારૂ "રાએલ કમીશનરો" થેડવીઆ. તાહારપછી લોકોમાં ઉઘરાંણુ કરવાનું શરૂ કરીઆમાં આવીઉં, અને થોડી મુદતની અંદર (૭૫૦૦૦૦) સાત લાખ, પચાશ હજાર રૂપીઆ એકઠા થયા, તેમાંનાં (૪૦૦૦૦૦) ચાર લાખ રૂપીઆ એખલાં લંડંન ગેહેરમાં ભરાયા હતા. એ ઉપરાંત "રાએલ કમીશનરોએ" તથા આ કાંમનાં બીજા દોસતોએ પોત પોતામાં (૨૩૦૦૦૦૦) તેવીસ લાખ રૂપીઆનું એક જાંમીનગીરી ખાતું ઉભું કીધું અને એ જાંમીનગીરી ઉપર બેંક આવ ઈંગલંડે વખતે વખત જેટલું નાંણુ જોઈએ, તેટલું નાંણુ આપવાને કબુલ કીધું. (૨૦૦૦૦૦) બે લાખ રૂપીઆ ઈનાંમો આપવાને છુટા પાડીઆ હતા. આ કામ ઉઠાવવામાં અને તેને પાર પાડવામાં, જે ઝડપ બતાવીઆમાં આવી હતી, તે ખરેખર વખાણવા જોગછે. ૩ જી જુન ૧૮૫૦ ને દીને નાંમદાર રાંણીએ "રાએલ કમીશનરો" થેડવીઆ, તાહારપછી નાણાની બાબદ વીશે ટુંક મુદતમાં ઉપર જણાવીઆ મુજબ ગોઠવણ થાઈ, અને જે માહાભારત ઈમારત ઉઠાવીઆમાં આવનાંર હતી તેનાં નકસા જાહેર ખબરથી કમીશનરોએ તાકીદથી માંગીઆ. એ ઉપરથી કમીશનરો ઉપર ૨૮૫ નકસા ગયા, પણ તેમાંનો એકુ પસંદ આવીઓ નહી. અંતે મી૦ પાકસટન નાંમનાં એક ગરહસથે જે નકસો પાછલથી મોકલીઓ તે પસંદ પડીઓ. એ ઈમારત ૧૮૫૧ ફુટ લાંબી હતી અને તેનો સઉથી પોહોળો ભાગ ૪૫૬ ફુટ હતો. એ ઈમારતનાં તરણ માર હતા અને દરએક માલની ઉંચાઈ ૨૪ ફુટ હતી. નકસો તઈઆર થયા પછી તે ઈમારતનું બાંધકાંમ બરમીંગામ વાલા મેસરસ ફાકસ તથા હેનડરસનને સોફીઆમાં આવીઉં હતું. આ ગરહસથોએ હેવી બોલી કીધી હતી કે, સંગરહસથાંનની મુદત પુરી થયા પછી તે ઈમારત બાંધવામાં રોકાએલો સઘળો સાંમાન તેઓને પાછો હસતક કીધામાં આવે તો, તેઓ તે ઈમારત (૭૯૮૦૦૦) સાત લાખ અઠાંનું હજાર રૂપીએ બાંધી આપે, અને અગરજો તે સાંમાન તેઓને નહી મલેતો, તે બાધવાના (૧૫૦૦૦૦૦) પંદર લાખ રૂપીઆ પડશે. આ બોલી કમીશનરોએ ૨૬ મી જુલાઈ ૧૮૫૦ ને દીને કબુલ રાખી અને ચાર દીવસની અંદર તેઓએ એ કારણસર હાઈડ પારકનાં બગી

જે દીને હુગડીઉ, તે દીને આ ટીકીટ ધરાવનારાઓનેજ દાખલ થવાની છુટ હતી. બીજે અને તરીજે દીને દરએક આદમી દીઠ રૂપીઆ ૬૦ લીધામા આવીઆ હતા, ચોથે દીને ૨॥ રૂપીઆનો ભાવ થયો હતો. તે ૨૬ મી મેએ શુધી ચાલીઆ પછી, અઠવાડીઆના ચાર દીવસ એટલે જે સોમ, મગળ, બુધ અને બ્રેસપત વારને દીને દર એક આદમી દીઠ અરધો રૂપીઓ, અને સુકરવારને દીને ૧ રૂપીઓ અને સનીવારને દીને ૨॥ રૂપીઆ લીધામા આવતા હતા એ ઉપરથી વાચનારનાં જોવામા આવશે કે, આ નામીચો મેહેલ, તેમા ની કીમતી વસતુઓ શુધા, જોવાને સરવે વાવેના લોકોને જોગવાઈ મળી હશે મેએ મહીનામા આ સગરહ સથાન હુગડીઉ, તે મહીનામા સઘળા મલીને ૭૩૪૭૮૨ લોકો તાહા ગયા હતા, જુનમા ૧૧૩૩૧૧૬, જુલા ઈમા ૧૩૧૪૧૭૧, આગસટમાં ૧૦૨૩૪૩૫, સપટેમબરમા ૧૧૫૫૨૪૦, અને અકટોબર મહીનાના ૧૧ દી વસમા ૮૪૧૧૦૭ મળી જુમલે (૬૨૦૧૮૫૬) બાસટ લાખ, એક હજાર, આઠશો છપન આદમીઓએ આ સંગરહસથાન જોયું હતુ એકજ દીવસે સઉથી વધતી સખીઆ તારીખ ૭ મી અકટોબરને દીને થાઈ હતી એ દીને (૧૦૯૯૧૫) એક લાખ, નવ હજાર, નવશો પંદર આદમી આ બીલોરી મેહલ જોવા ગયા હતા આ સગરહસથાનની કુલે આએપતનો જે હીસાબ છાપીઆમા આવીઓ હતો, તે ઉપરથી જોયામા આવેછે કે, "સીઝન ટીકેટ," એટલે જાયુક ટીકેટના (૬૭૦૦૦૦) ૭ લાખ, સીતેર હજાર રૂપીઆ, બારણા આગલ છુટક લઈને દાખલ કરવાના (૩૫૬૭૫૭૬) પાતરીસ લાખ, શાહસટ હજાર, પાચશો છોતેર રૂપીઆ, આ મા હાભારત કામની મદદને સારૂ મેહલને ઉપરાણું કરીઆમા આવીઉ હતું તેના (૬૭૨૯૮૬) ૭ લાખ, બોતેર હજાર, નવશો છીઆશી રૂપીઆ, "રીફરેશમેનટ," ખાવા પીવાના ઈજારાના (૫૫૦૦૦) પચાવન હજાર રૂપીઆ, કાટલગ વેચવાના ઈજારાના (૩૨૦૦૦) બતરીસ હજાર રૂપીઆ, થાકને વાસતે બેસવાની જગા ઈલી આદીના (૩૩૫૦૬) તેતરીસ હજાર પાચશો ૭ રૂપીઆ, "એકસચેકર બીલ" ના વીઆજના (૨૦૫૬૭૨) બે લાખ પાચ હજાર છશો બોતેર રૂપીઆ મલી જુમલે (૫૨૩૬૭૪૦) બાવન લાખ, છતરીસ હજાર, સાતશો ચીઆલીસ રૂપીઆ ઉપજીઆ હતા ખરેખર ઈગલડના લોકો હાવા ખાતાઓની કીમત પીછાનેછે અને તેનો લાભ કેમ લેવો તે સમજેછે એ સઘળુ ઉપલી વીગત ઉપરથીજ દેખાએછે, તે વીશે વધારે લખવાની અગત નથી તારીખ ૧૧ મી અકટોબરને દીને આ સગરહસથાન બધ કરીઆમા આવીઉ હતુ તેની અદરનો સામાન જેઓએ વેચાતો લીધો હતો તેઓને તાહા, તથા જે માલ નહી વેચાયો હતો તે તેઓના મા લેકોને તાહા નોકલવાનો હોકમ થયો હતો, અને બીલોરી મેહેલના બાધ કામનો સામાન ઉચકી લઈ જવાની પરવાનગી આપીઆમા આવી હતી આ પરમાણે દુનીઆમા સઉથી મોટી અને નામીચી ઈમારત એક વ ખત જનમી ગઈ, તે હવડા નથી, તોપણ તવારીખમા હમેસા અમર રેહેશે

ઉપલો મેહેલ બાધવામા મીસતર ફીઉબીટ, મી૦ ફાકસ અને મીસતર પાક્સટને ઘણી ચાલાકી બતાવી હતી, મારે તેમને નામદાર રાણીએ "નાઈટ હુડ" નો ખેતાબ આપીઓ હતો

## નવો બીલોરી મેહેલ.

જે મેહેલનુ ઉપર બયાન કીધુછે, તે મેહેલ મેશરસ ફાકસ તથા હેનડરસને હેવી બોલીથી બાધીઓ હતો કે, સગરહસથાનની મુદત પુરી થયા પછી, તે ઈમારત બાધવામા રોકાએલો સઘળો સામાન તેઓને પાછો હસતક કીધામા આવેતો તેઓ તે ઈમારત ૭૯૮૦૦૦ રૂપીઆ બાદ, અને જો સરકાર અથવા કોઈબી પો તાના હસતકમા તે લીએતો તેઓને ૧૫૦૦૦૦૦ રૂપીઆ આપવા જારે ઉપર જણાવેલુ સગરહસથાન બધ કીધામા આવીઉ, તારે તે બીલોરી મેહેલનુ સુ થાશે, એવો સઘળા લોકો વીચાર કરવા લાગા સઘળી તરફ થી હેવી ખાહેશ થાઈ કે, એ મેહેલ જાયુક રેહેવા દેવો અથવા એ મેહેલનો સામાન ઉપેરી બીજી જગે ફરીથી



THE NEW CRYSTAL PALACE AT SYDENHAM.

બાંધવો. ઇંગલંડની સરકારે એ બાબદમાં વચે પડવાને દરૂસત ધારીઉં નહી, અને પેહલલો મેહેલ જેમ લોકોની જ ઉલટ અને મદદથી ઉભો થાયો હતો, તેમજ જાથુકનો મેહેલ બાંધવાનું પણ લોકો ઉપરજ રાખવાને દરૂસત ધારીઉં. જે મજાહ અને ગમત લોકોને હાઇડપારકનાં બીલોરી મેહેલથી મલી હતી, તે તેઓ કધી વીસરીઆ નહી, અને હેવી મજાહ અને ગમત જાથુક મલે તેવું કરવાને વાસતે તરેહવાર વીચારો ચાલવા લાગા. અંતે મી૦ લીચ નાંમનાં એક શખસને હેવું સુજીઉં કે, એક કંપની કરીને આ મેહેલ વેચાતો લઈને કોઈ લાએક જગા ઉપર ઉભો કરવો. મી૦ લીચનો આ વીચાર કેટલાએકોને પસંદ પડીઓ, અને નવ ગરહસથોએ એ કડા થઈને તે ઈમારત મેશરસ ફાકસ અને હેનડરસન પાશેથી વેચાતી લીધી. તેહારપછી તેઓએ એક "કંપની" ઉભી કરવાની મહેહ નજર પરગટ કીધી, અને તેને "કરીસટલ પાલેસ કંપની" કરીને નાંમ આપીઉં અને તેની થાપણ (૫૦૦૦૦૦૦) † પચાસ લાખ રૂપીઆની કીધી તેમાં દરએક શેર અથવા ભાગની કીમત ૫૦ રૂપીઆ કીધી હતી. થોડા દીવસની અંદર ઘણાખરા શેરો ભરાઇ ગયા, અને જેઓએ આગલો મેહેલ બાંધવામાં ઘણીખરી મદદ કીધી હતી, તેઓનેજ આ મેહેલ ઉભો કરવાનું કાંમ સોંફીઆમાં આવીઉં હતું. વલી એ મેહેલ મધે મેલવાની વસતુઓ ચુંટી કાહાડવાને વાસતે વીદીઆ, એલમ અને હુંનરમાં પેહેલે વાયેનાં નાંમ ધરાવનારા કાબેલ શખસોને તેડવોઆમાં આવીઆ હતા. કેટલાએક ગરહસથોને એ કાંમને સારૂ યુરોપખંડનાં બીજાં મુલકોમાં અસલની અને નવાઇની વસતુઓ મેલવવાને મોકલીઆમાં આવીઆ હતા. એ પરમાણે નવો બીલોરી મેહેલ ઉભો કરવાને વાસતે સઘળી તરફથી તારીફ લાએક ઉતાવલ કરીઆમાં આવી હતી.

આ નવી ઈમારત ઉભી કરવાની જગા શોધતી વેલાએ આ વાત ધીઆંનમાં રાખીઆમાં આવી હતી કે, જેમ બને તેમ એ મેહેલ જાંહાં ખુદરતી દેખાવ સારો હોએ, જાંહાં હવા હંમેસાં સારી અને તાજી હોએ, અને જાંહાં જવાને સારૂ લોહોડાંની સડકની મદદ મલે, તેવી જગા ચુંટી કાહાડવી. આ સઘળી મતલબ લંડનથી પંદર માઇલ દુર સીડેનહાંમ નાંમનાં ગાંમડામાં પાર પડે હેવું લાગું, અને તેથી તુરત તાંહાં આ મેહેલ બાંધવાનો થેડાવ થાયો, અને એ મેહેલને હવડાં "સીડેનહાંમ કરીસટલ પાલેસ" કરી કેહેછે. હાઇડ પારક વાલા તેનાં આગલા ભાઈ કરતાં, આ મેહેલની બાંધણીનો બાહેરનો તથા અંદરનો દેખાવ કોઈ બી રીતે ઉતરતો નથી, બલકે વધારે સરસછે. આ મેહેલ બાંધવામાંબી મોટો ભાગ લાકડાં, લોહોડાં તથા કાચનોછે. આગલા મેહેલને ઉખેડતી વેલાએ મલેલો સઘળો સાંમાંન પાછો હીંઆં કામે લગાડેલોછે. તેમાં કાંમે લાગેલાં કુલ સામાંનની વીગત નીચે જણાવીઆ પરમાણેછે. લોહોડું ૯૬૪૨ ટંન; ૨૫ એકર, અથવા ૫૦૦ ટંન કાચ; એ કાચનાં તકતા હારેહાર મેલીઆમાં આવેતો તેઓની લંબાઈ ૨૪૨ માઇલ થાએ. બારણાઓની ફ્રેમ અને ખીજંગરાંજ સઘળાં એકઠાં કરીએ તો તેઓનુ વજંન ૧૭૫ હંદરવેટ થાએ; ફકત એ ઈમારતમાં મારેલા ખીલાનુ વજાન ૧૦૩ ટંન અને ૬ હંદરવેટ થાએછે. એ ઈમારતની કુલ લંબાઈ ૧૬૦૮ ફુટછે, તથા તે ઈમારતની બે "વીંગ" અથવા બાજુ કીધીછે તેની લંબાઈ સાથે મેલવીએતો કુલ લંબાઈ ૨૭૫૬ ફુટ થાએ, અને સઉથી વધતી પોહોલાઈ ૩૮૮ ફુટછે તથા ઉંચાઈ ૧૭૪ ફુટછે. આખા મેહેલનો જુદી જુદી ગીઆલરીઓ શુધાં ક્ષત્રફલ (૮૬૪૬૪૦) આઠ લાખ ચોશઠ હજાર, છશો ચાલીસ ફુટ થાએછે, અથવા મેહેલ અને તેને લગતો બાગ ૨૦૦ એકર જમીન રોકેછે, આ સફા સાથે આપેલા નકસા ઉપરથી જોવામાં આવશે કે તેનો બાહેરનો દેખાવ કેવો ખુબસુરતછે. હરેક નવું કાંમ એક વખત પુરૂં કરીઆ પછી તેમાં શુધારો કરવાનું ઘણએક સુજ પડેછે, તે પરમાંણે હાઇડ પારકનો મેહેલ ગમે તેવો સારો હતો, તોપણ તે મધે જે જે ખા

† આ થાપણ પાછળથી પુરી પડી નહી અને આ નવા બીલોરી મેહેલને તેની સઘળી શોભા સાથે ઉભો કરતાં (૧૪૦૦૦૦૦૦) એક કરોડ, ચાલીસ લાખ રૂપીઆનો ખરચ થાયોછે

મીઓ હતી તે આ મેહેલ બાંધતી વેલાએ સમારીઆમાં આવીછે. આ મેહેલ જાંણે તરણ મારનો હોએ તેવો લાગેછે. એ મેહેલનો સઉથી નીચેનો ઇમાને લોએ તલીએનો ભાગ લાંબોનો લાંબો બાંધેલોછે. પેહલલો માર આ ઇમારતનો સઉથી સરસ લાગછે અને એ મેહેલની સઉથી વધતી ગમત તાંહાં મલેછે. આ માર મેલીઆ પછી ઘરોની માફક સઘલા માર આવતા નથી પણ બાજુએથી એક એકની ઉપર ગીઆલરીઓ કીવેલીછે, એ ટસે બીજા મારો ગીઆલરીનાંજછે એમ સમજવું. એ ગીઆલરીઓ પોકલ થાંભા અને ભારવતીઆઓની ઉપરજ આધાર રાખેછે અને અમલ મેહેલનાં જે નકસા આગલ આપીઆછે તે ઉપરથી એ ગીઆલરીઓની બાંધ ણીની સમજ પડશે. એ ગોઠવણથી પેહલલો માર ઘણોજ ખુબસુરત લાગેછે, કાંમેજે સઉથી ઉંચુ કાચનું છા પરૂં તાંહાંથી બરાબર આખું દેખાએછે, અને પેહલલા મારની ઉભરણી ઉંચી દેખાયાથી તે જગાની ખુબસુર તીમાં અતીઘણો વધારો થાએછે.

ઇંગલંડ જેવાં થંડી હવાનાં મુલકમાં હાવી ઇમારતમાં થંડી ઘણી લાગે તથા શીઆલાની રૂતમાં તાંહાં ઉભું રેહવાએજ નહી, તે ઉપરથી તાંહાં ગરમી દાખલ કરવાને સારૂ વખાંણવા જોગ ગોઠવણ કરીઆમાં આ વીછે. આ ઇમારતનાં ભોએરાંની અંદર હારેદોર બાવીસ "બાઇલર" મેલીઆમાં આવીઆંછે, તેમાં એક લાખ એકવીસ હજાર ગીઆલંન પાંણી માઈ શકેછે. એ બાઇલરોની સાથે લોહડાંની ચાર પોકલ નલીઓ જોડેલીછે, તેમાંથી બે નલીઓની મારફતે તે બાઇલરોમાં થાતું ગરમ પાંણી દર એક માલની જમીનની નીચે મેલેલી નલીઓમાં ફરી વલેછે, અને બીજી બે નલીઓની મારફતે પાછું તે બાઇલરમાં આવીને ગરમ થાએછે. એ પરમાંણે ફક્ત ગરમીનાં જોરથી આખા મેહેલમાં પાંથરેલી નલીઓમાં ગરમ પાંણી ફરી વલેછે, તથા પાછું તાંહાં આવી પહેછે, અને એમ વારા ફરતી થવાજ કરેછે, અને મેહેલની હવાને શુધારીને મડીરાનાં ટાપુનાં જેવી બનાવેછે, હેવું જણાવીઆમાં આવીઉંછે. આ મેહેલનાં જે ભાગમાં ગરમ દેશનાં ઝાડ તથા ફુલના રોપાછે, તાંહાં વધારે ગરમી લાવવાને સારૂ વધતા બાઇલર મેલી, વધારે નલીઓથી ગરમ પાંણી વધતું ફેરવી, જેટલી જોઈએ તેટલી ગરમી તાંહાં લાવીઆમાં આવેછે. એ કારણને સારૂ આખા મેહેલમાં મેલેલી નલીઓ ની હારેદોર લંબાઈ ગણીએતો પચાસ માઇલ થાઈ, અને તેમાં ફરી વલવાને સારૂ પાંણીને પોણાબે માઇલ સફર કરવી પડેછે.

આગલ જણાવીઉંછે કે સીડેનહાંમ લંડંનથી પંદર માઇલ દુરછે. એ થેકાંણે ચાર ઘોડા જોડેલી આમ નીબસ અથવા આગની ગાડીની મારફતે જવાઈ શકાએછે. લંડંન બરીડજ સ્ટેશન આગલ ગયા કે ૦।। રૂપીઓ આપીઆથી મેહેલ પોહોચવાની પેહલલા વરગની ગાડીની ટીકિટ મલેછે. એ મેહેલમાં શાધારણ દી વસે અંદર જવાનો ભાવ દર આદમી દોઢ અરધો રૂપીઓછે, અને જો કોઈ જાતનો તેહવાર હોએ અને એ મેહેલમાં દર રોજ મલતી ગમતમાં વધારો કીધામાં આવીઓ હોએ તો, તે દીનનો ભાવ જેમ વધતી ગમત હોએ તેમ, ૧।, ૨।। અથવા ૫, રૂપીઆ કરીઆમાં આવેછે. એથી વધતો ભાવ થાતો નથી. લંડંનથી ની કલેલી આગની ગાડી દશ મીનીટમાં આ મેહેલની નજદીક જાઈ પોહોચેછે. શાધારણ દીવસે દર ૦। કલાકે એ તરફ જવાને ગાડી નીકલેછે, પણ જે દીવસે તે મેહેલમાં વધતી ગમત હોએછે, તાહરે તાંહાં તરીસ અને ચીઆલીસ હજાર આદમીઓ જાએછે, તે દીને દર પાંચ મીનીટે ગાડીઓ જાએછે તથા આવેછે. એ ગોઠ વણથી હજારો લોકોને પોતાને ગમે તે વખતે જવાને બની આવેછે. આગની ગાડીઓ આગલ ભારી રોલાં થાએછે, અને આખી ટરેન ભરાઈ જતાં જેઓ વધેછે, તેઓ વલી પાંચ મીનીટ પછી જનારી ટરેનમાં જાએછે. લંડંનનું મથક છોડીને જરાક આગલ ચાલીઆ કે, આપણને દુરથી બીલોરી મેહેલ દેખાએછે અને જો હવા ખુલલી અને શુરજ પરકાશતો હોએતો, તે ઇમારતનો ભારી ચલકાટ આપણી આંખને દીપાવેછે. જેમ હી રો રોશનીની આગલ ચલકે, તેમ આ બીલોરી મેહેલ સુરજનાં તડકાંથી મલકી રેહેછે. એ મેહેલની બંને બા

જુએ જે મોટા બીલોરી ઝીનાંરા ફુંઆરાઓમાં પાંણી પોંહોચતું કરવાને સારૂ ઉભા કીધાછે, તથા તે મેહેલનાં છાપરાં ગોલ આકારમાંછે, તેથી દુરથી એ મેહેલનાં ખુબસરત દેખાવમાં ઘણોએક વધારો થાએછે, અને જેઓ પેહલવેહલા તાંહાં જવાનાં હોએ તેઓને તાંહાં પોંહોચવાની ઇન્તેજારીનુ બયાંન થાઈ શકતું નથી. જે બીલોરી મેહેલ વીશે.આટલું બધું સાંભલીઉં હતું, અને જે આ જમાંનાંમા નહી માંની શકાએ તેવો બનાંવટો વીદીઆ અને હુનરથી થાએછે હેવી આપણી ખાતરી નહી હતે, તો હાવા મેહેલ વીશે આપણે કાંહાંણી સમજતે, તેવો મેહેલ જોવાને દીવસતો મું પણ જે પલ જાએછે તેમાં તે જોવાશે, હેવી ઉમેદથી તાંહાં જનાંર ઘણીનાં દીલમાં કેટલી ખુશી ઉપજેછે, તે ખુશીનુ બયાંન આ જગાએ થાઇ શકતું નથી. અતે આપણે બીલોરી મેહેલમાં પસાર થયા. આપ ણી આસપાસની દેવાલો બીલોરનીછે, આપણા માંથાં ઉપરનું છાપરૂં બીલોરનુંછે. સઘળી તરફથી દેખાવ બીલોરનો છે. આપણી અચરતીનો પાર નથી. પણ એ મેહેલની અંદર આપણે દાખલ થયા, અને તેના પેહલવા માર ઉપર જઈને ઉભા રહેઆ, તો તાંહાં શું જોઈએછે ? તાંહાંનાં દેખાવથી થોડીએક ઝીનીટ શુધીતો આપણી અકલ અને ન જર હેરાંન રેહેછે. આદમી પણ કેટલું કરી શકેછે, તે આપણને હીંઆં સમજ પડેછે. બીલોરી ઇમારતની અંદર એ ક ખુશનુમાં બાગની અંદર આપણે ઉભેલા છઇએ, કે જાંહાં ઇંગલંડનાંજ નહી, પણ જુદા જુદા દેશ અને જુદી જુદી હવામાં ઉગતાં ઝાડ તથા રોપા ઉગેલાછે. સરવેમાં સરદાર દાખલ બીલોરી ફુંઆરો દેખાએછે તેમાંથી તરેહવાર રીતે પાંણીની ધારો ઉડેછે અને તેની આસપાસ જાંણે એક નાંખલુ તલાવછે તેમાં સઘળુ પાંણી પડેછે. એ તલાવમાં વીકટોરીઆ રીજીઆ નાંમનાં ઝાડનાં મોટાં પાતરાં અને પાંણીમાં ઉગતાં બીજાં ઝાડો જાંણે પોતાનુ ખરેખરૂ વતંન હોએ તેમ તાહાં ઉગેલાછે. જરા આસપાસ નજર કરીએછ તો અસલ અને હા લના જમાંનાનાં નામીયા શખસેનાં પુતળાંઓની નકલો સોભઇતી રીતે બાગમા ગોઠવેલી હોએ તેમ દીશેછે, કાં એજ તેમની વચમાના ગાલા સોભઈતા ઝાડો અને રોપાથી સણગારેલાછે. તેથીભી વધારે આપણી નજર પોહોચાડીએતો આપણી બંવે બાજુએ તરેહવાર સણગાર અને બાંધણીનાં ઓરડાઓ દેખાએછે અને તેમાં હુંનર અને કારીગરીની તરેહવાર કીમતી વસતુઓનો સંગરહ કીવેલોછે. જરાક આગલ ચાલીઆ તો આ મેહેલમા ગાએણનો મધુર રાગ ફેલાવાને વાસતે ઉભી કીવેલી વાજનતરની એક રાખશી પેટી દેખાએછે અને તેની નીચે થોડી જગામાં હજારો આદમીઓ બેશી શકે તેવી ચહટતી ઉતરતી બેઠક કીધામાં આવીછે. બાલ ઉંચકી જરાક ઉચી નજર કરીએતો બીલોરી છાપરૂં આપણી નજરે પડેછે, અને તેની આસપાસ સોભઇ તા રંગોથી રંગેલી હારેરોર ગીઆલરીઓ તેમાં ગોઠવેલી ખુબસુરત દુકાનો સાથે આપણી નજરે પડેછે. ટુંકાં મા બોલીએતો, ફલવંત અને લીલા બાગની અંદર લોકોને વાસતે, આ એક કીમતી મેહેલછે, તાંહાં તેઓને ગમત અને ગનોઆંન બધે મલેછે, આંખે જોઈને તેઓ કેટલીએક કેલવણી લીએછે, ખુબસુરત ચીજો જોવા થી અને પારખીઆથી તેઓના સવારથમાં શુધારો થાએછે. હીંઆ તેઓને સઘળી હવા અને સઘળા દે શનાં ઝાડ પાંન અને ફુલોનાં બાગની અંદર મેલીઆછે, તાંહાં તેઓને કુદરતી વીદીઆ સીખવાને સારી જોગવાઈ મલેછે, તથા હાલ જમાનાંમાં વીદીઆ, હુંનર અને એલમનાં બલથી અને કારીગરીથી સું સુ બનેછે તે જોવાને તથા તપાસવાને તથા તે વીશેની ઘટતી માંહેતગારી મેલવવાને બની આવેછે. ખરેખર હેવો દે ખાવ આપણે દુનીઆનાં બીજા કોઇ ભાગ ઉપર જોઈ શકતા નથી.

કુદરતી તવારીખનો ભાગ —આ બીલોરી મેહેલમાં પગ મેલતાંને વાર આપણે પેહલ વેહલું ધીઆંન "નીઉ વરલડ" એટલે આંમેરીકાની કુદરતી તવારીખનાં ભાગ ઉપર પોહોચેછે. એ જગાએ મેકસીકોનાં ગામ ડીઓ શેકાર કરતા પાડેલાછે. એ જગાએ બાઝવના આસતરીય તથા કીડી ખાનાંર જાંનવરો તથા આવ પાંકા નાંમનાં જાંનવરો, જેતાં બાલનાં કપડાં થાએછે, તેઓનાં આબેહુબ આકારોછે. એ જોઆ પછી આંમેરી કાનાં દખંણુ ભાગમાં જે સઉથી જંગલી જાત રેહેછે, તેનાં કેટલાએક આકારોછે. તે લોકોની ચાંમરી પી

રીછે, બાલ લાંમળા અને કરચલી વલેલાછે, આંખ નાંધલી અને ગાલની હાડકીઓ મોટીછે. કાંનમાં તથા હોટમાં તેઓ લાકડાંનાં મોટા કટકા ખોશેછે અને તેથી તેઓનો ચેહરો ઘણોજ દરાંમણો લાગેછે. તાહરપછી આપણે આમેરીકાનાં ઓતર ભાગનાં ગાંભડીઓનુ એક નાંમતું ટોલું જોઇએછે, તે ઉપરથી તે જંગલીઓ લડાઈમાંથી પાછા ફરીઆ બાદ કેવી રીતે ખુશાલી કરેછે તે આપણા જોયામાં આવેછે. તાહરપછી આમેરીકાનાં વચલા ભાગનાં રેહવાસીઓનાં કેટલાએક આકાર આપણે જોઇએછે. ઉપર જણાવેલા સઘળા આકારો આમેહુબ તાંહાંનાં દેશીઓને મલતાછે અને તેમની ઉપર જે રંગ આપીઆમાં આવીઓછે, તે તેઓનાં ખુદરતી રંગનાં જેવોજછે. આ આકારો ગોઠવતાં વચમાં જે જે ખાલી જગા રહીછે, તેમાં આમેરીકામાં થાતાં જાંનવરો તથા પંખેરાંઓ તથા રોપાઓ અને ઝાડો ગોઠવીઆમાં આવીઆંછે તેથી કરીને આમેરીકાની ખુદરતી તવારીખનો સારો અભીઆસ એ જગાએ થાઈ શકેછે. આરકટીક સમુદર આગલ થાતાં પંખેરાંઓનાં આકાર જે હીંઆં મેલીઆમાં આવીઆછે, તે ઘણાજ સુંદરછે. આ ભાગની બીજી બાજુએ "ઓલડ વરલડ" એટલે યુરોપ, એશીઆ અને આફરીકાની ખુદરતી તવારીખ જણાવતાંરી વસતુઓછે. હીંઆં આફરીકાનાં જુલુ કાફરો તથા એ ખંડનાં ઉગમણ ભાગ ઉપર વસનાંરા ડાંનાંકીલ નાંમની ભટકતી જાતનાં લોકોનાં, તથા એ ખંડનાં પશચમ ભાગ ઉપર રેહનાંરા ગોલાંમોનાં આકારો આપણા જોયામાં આવેછે. એ આકારો ગોઠવેલાછે તેમની વચમાંની જગામાં ઉપલા ભાગો ઉપર વસતાં જાંનવરો તથા ઉગતાં ઝાડોનાં નમુનાં ગોઠવેલાછે. મડાગાસકાર ખંડે થાતાં કેટલાંએક જાંનવરો, તથા એક હીપોપાટેમસ જોયામાં આવેછે. તાહરપછી એશીઆ ખંડમાં વાઘનાં શેકારનો એક આકાર આપીઓછે તથા હીંદુસથાંનમાં વસનાંરી જાતનાં કેટલાએક આકારોછે. હીમાલીઆ પરવતમાં વસનાંરા લોકોનાં બે પુતલાંછે, તથા તે તરફ થાતાં પંખેરાંઓનો એક સારો જમાવ આ જગાએછે. આસતરેલીઆનાં ગાંભડીઓ તથા તાંહાં થાતાં જાંનવરોનાં આકારો પણ હીંઆંછે. ચીન, જાપાંન, નીપાલ, સાઇબીરીઆ અને બીજા મુલકોમાં થાતાં જીવજંતોનાં કેટલાએક નમુનાંછે. એ સઘળા આદમીઓ તથા જાંનવરોનાં આકારો, તથા ઝાડો હેવી રીતે ગોઠવીઆમાં આવીઆંછે કે, દરએક ભાગની વસતી જુદી જુદી માલમ પડેછે તથા જોનાંરને દરએક ભાગની ખુદરતી તવારીખ સેહેલથી સમજ પડી શકેછે.

ઇંગલંડનાં પાદશાહોની સબી.—ઉપલી જગાએથી દખણ તરફ નજર કરતાં એક દેવાલની ઉપર એક એકની નીચે બે હારમાં તેમનાં જનંમનાં વખત પરમાંણે ઇંગલંડનાં પેહલલેથી તે હમણા શુધીનાં પાદશાહ તથા રાંણીની સબીઓ પાડીછે. એ સબીઓમાં જેમ બને તેમ ખરો આકાર આપવામાં અતીઘણી કોશેસ કરવામાં આવીછે. આ સબીઓ જોયા પછી આ મેહેલનાં વચમાંનો ભાગ જેને નેવ તથા તરાંનસેપટ કરી કેહવામાં આવેછે, તેમાંની વસતુઓ ઘણી જોવા લાએકછે.

બીલોરી ફુંઆરો.—ઉપલી તસવીરો જોયા પછી આપણે એક બીલોરી ફુંઆરા પાશે જઇએછે. એ ફુંઆરો તેનાં નાંમ મુજબ આખો બીલોરનાં કાચનો બનાવેલોછે. તે અસલ ૧૮૫૧ નાં સંગરહસથાંનને સારૂ બનાવી તાંહાં મેલેલો હતો, તે જગાએ તેની ઘણી વખાંણ થયાથી, હમણા તેને આ જગાએ જાયુક મેલીઓછે. એ ફુંઆરો બનાવવામાં ૩૨૦ મણ કાચ કાંમે લાગોછે. ઉંચાઇમાં તે ૨૭ ફુટછે, અને એ ઉંચાઇથી પાંણીની જે ખુશનુમાં ધાર સઘળી તરફથી પડેછે, તે વચમાં બનાવેલી કાચની ખુબસુરત અને સોભાઇતી થારીઓ ઉપર પશાર થઈ નીચે બનાવેલાં એક નાંધલા તલાવમાં પડેછે, કાંએજે તે ફુંઆરાની આસપાસ પાંણીનું હુંગાડું ટાંકું કીધેલુંછે. એ ટાંકાંમાં પણીમાં ઉગતા રોપાઓ પણ રોપેલાછે, તેથી આ ફુંઆરો ઘણાજ ખુશનુમાં દેખાવની અંદર ઉભેલો દીશેછે. હાઇડ પારકનો મેહેલ હુંગાડતી વેલાએ થાએલા દેખાવનો જે નકસો આગલ આપીઓછે, તેને એક છેડે જે મોટો ફુંઆરો દેખાએછે, તેજ આ ફુંઆરોછે.

નેવ તથા તરાંનસેપટ.—આ મેહેલનો ઘણો ખરો વચલો ભાગ જે ઉપલાં નાંમોથી ઓલખાએછે,

તાંહાં તરેહવાર અસલનાં તથા હમણાનાં વખતનાં પુતલાંઓછે. હમણાનાં તથા અસલનાં વખતમાં જે શખસોએ સારૂ નાંમ મેલવીઉંછે તેઓનાં બાહાવલાં, તથા અસલનાં અને હમણાનાં વખતની ઉંચી કારીગરી બતાવવાની મતલબથી ઘણાંએક પુતલાંઓ હીંઆં આપીઆંછે. એ પુતલાંઓ ગોઠવવામાં તથા તેમની આસપાસ બાગો બનાંવવામાં ઘણી હોશીઆરી બતાવીઆમાં આવીછે. દરએક પુતલાં જુદાં જુદાં જેવા લાએકછે. હીંઆં ફરીઆથી અસલનાં તથા હમણાનાં ઘણાંએક નાંમીચા શખસોની આપણને ઈઆદ આવેછે, એટલુંજ નહી, પણ તેઓનાં ચેહરાનો ખીઆલ કરવાને બની આવેછે. એ સઘળાં પુતલાંઓનાં ફક્ત નાંમ આપીએ, તોજ એક મોટી ટીપ થાએ, માંટે એ બાબદમાં ઉપલી વીગતજ અતરે બસછે. ગરેટ તરાંનસેપરનાં મગરબ તરફનાં ભાગમાં મેશરસ ગરે અને ડેવીસંનની બનાંવેલી એક મોટી વાજાંની પેટીછે, તે વાગેછે તાહરે તેનો અવાજ આ મેહેલનાં એક છેડેથી બીજે છેડે શુધી સંભલાએછે. આ પેટીની નીચે "આરગેસટરા" નાંમની ચહડતી ઉતરતી જગાની બેઠક કીધીછે, તેમાં તરણ હજાર ગાણારા બેથી શકે તેવી ગોઠવણછે. તરાંનસેપટનાં ઓતર તરફનાં ભાગમાં ગરમ દેશનાં મુલકોનાં ઝાડો ઉગાડીઆમાં આવીઆંછે. હીંઆં આપણે ખજુરી અને તાડ જોઈએછે. આ જગાએ તે ઝાડોને જીવતાં રાખવાને સારૂ તેમનાં અસલ દેશ પરમાણેની ગરમી દાખલ કરીઆમાં આવીછે. એ પરમાણે દાખલ કીધેલી હવા તે ઝાડોને ઘણી માફક આવેછે, કાંમેજે કેટલાંએક ઝાડો જારે રોપીઆં હતાં તાહરે દુબલાં હતાં, તે પાછલથી ઘણાંજ મજબુત થયાંછે અને તેઓની ઉપર જે લીલો બાહાર આવીઓછે તે અચરત થવા જોગછે. આ મેહેલનાં જુદા જુદા ભાગમાં મોટાં ઝાડો ઉગાડીઆમાં આવીઆંછે. ઘરોની અંદર મોટાં ઝાડો ઉગે એ બીનાં અચરત સરીખીછે, પણ એમ આ મેહેલમાંછે. નીઉઝીલંડ મધે ઉગતાં મોટાં તીમબરનું એક ઝાડ અતરે ઉગાડેલુંછે તથા ચીન, જેપાંન, આસટરેલીઆ અને બીજા મુલકોમાં ઉગતાં મોટાં ઝાડો હીંઆં ઉગાડીઆમાં આવીઆંછે. ઝાડપાંણ જોયા પછી જાંહાં લોહોડાંનાં તારથી ઘેરી લીધેલી જગામાં જીવતાં પંખેરાંઓનો જમાંવ કીધેલોછે, તાંહાં જે દેખાવ આપણી નજરે પડેછે તેથી ખરેખર ખુશી ઉપજેછે. હીંઆં ઘણા ખરાં ગરમ મુલકમાં રેહનારા પંખેરાંઓછે. એજ જગાએ આપણે મધુર રાગ વાલું નાંઈટીંગેલ અથવા બુલબુલ પણ આપણે જોઈએછે, અને જોકે સેંહકડો આદમીઓ તેને જોવાને તાંહાં એકઠાં મલેછે, તોપણ ગભરાયા વગર એ ખુબસુરત પંખેરૂ પોતાનો રાગ કાહાડેછે અને આસપાસ ઉભેલાઓને ખુશી કરેછે. એ જગાએ પંખેરાંઓ પોતાનાં માલા બાંધેછે તે જોવાથી આપણને ઘણી અચરતી ઉપજેછે. દર રોજ હજારો આદમી તેઓની આગલ આવી જાએછે તેથી એ જાંનવરોને તે દેખાવ હંમેસનો થાયોછે અને કાંઈબી ધાસતી ખાતાં નથી, તેથી જોનારાઓની હજુરમાં એ પંખેરાંઓ પોતાનાં માલા બાંધેછે, તે કાંમ જોયાથી આપણને ઘણીજ ગમત ઉપજેછે, અને આ પંખેરાંઓની ચાલાકી, ઝડપ અને હીકમત જે તે વખતે આપણે નજરે જોઈએછે, તેથી બહુ આનંદ થાએછે. એ પંખેરાંઓનાં ઘરની એક બાજુએ કાચનો એક મોટો તલાવ બનાંવી તેમાં નવાઈ જેવી માંછલીઓને જીવતી રાખીઆમાં આવીછે,

આ પરમાણે એ મેહેલનો વચલો ભાગ તપાસીઆ પછી તેની સઘળી બાજુએ જે જે ઓરડાઓ કીધામાં આવીઆછે, તેઓની બાંધણી અને તેમાં મેલેલી વસતુઓ જોયાંથી ઘણીએક ગમત તથા ખુશી ઉપજેછે. એ ભાગો તથા ઓરડાઓને "કોરટ" કરી નાંમ આપીઆમાં આવીઆંછે અને દરએક ભાગ કેવી બાંધણીનોછે તથા તેમાં શુંછે તે તેને જોડેલાં નાંમો ઉપરથી માલુમ પડશે.

ઈજીપશીઅન કોરટ.—એ ભાગની બાંધણી મીસર દેશનાં અસલનાં વખતની કેટલીએક નાંમીચી ઈમારતો ઉપરથી લીધીછે, અને તાંહાં જે કાંઈ વસતુઓ જોવાનીછે, તથા જે કાંઈ થાંભા ઉભા કીધાછે, તથા દેવાલ અને થાંભાઓ ઉપર રંગ અને નહી વંચાએ એવા દસકતો પાડેલાછે, તે સઘળું મીસરનાં અસલનાં વખતની

નાંમીચી ઈમારતો ઉપરથી લીધુંછે. એ જગાએ જે જે વસતુઓ તથા બાંધણીછે, તે કાંઇ મીસરથી લાવીને હીંઆં મેલેલી નથી, પણ તે જોઇને આબેહુબ હીંઆં નકલ કીધીછે, તેથી ગોયા અસલનાં વખતની ઈમાર તોનો કેટલોએક ભાગ જાંણે આજે ફરીથી બાંધીઓ હોએ, અથવા તે જગાઓ પાછી તાજી થાઈ હોએ તેવું લાગેછે. એજ પરમાણે બીજી સઘળી કોરટોમાં પણ જુદે જુદે દેશની અસલી ઈમારતો તથા વખાંણવા લા એક વસતુઓની નકલ કરી અસલ દેખાવ તાંહાં પાછો તાજો કરીઓછે. મીશર દેશની બાંધણીમાં જે મોટા સીંહનાં આકાર આવતા હતા તે ઈજીપશીઅન કોરટમાં આબેહુબ ઉતારેલાછે. એ ભાગની દેવાલની ઉપરની કોર ઉપર જેમ અસલનાં વખતમાં નહી વાંચી શકાએ તેવા "હીરોગલીફીક્સ" નાં લખાંણ આ વનાં હતાં તેમ ચીતરેલુંછે. એ જાતનાં દસકતોમાં તાંહાં નાંમદાર રાંણી તથા તેનાં ભરથાર પરીનસ આલબ રટનાં નાંમો પાડેલાંછે. વચે વચમાંનાં બારણાની ઉપર મીસરના પાદશાહોનાં નાંમો લખેલાંછે, અને તેમાંથી અંદર દાખલ થયા કે મીસરનાં એક અસલી દેહડાંનો ખુબસુરત દેખાવ આપણી નજરે પડેછે. દાહવા હાથ ઉપરની દેવાલ ઉપર એક મોટું ચીતર પાડેલુંછે, તે "રાંમીસીસ ધી ગરડ" નાં મોટા દેહડાંમાંથી નકલ લી ધેલીછે. એ ચીતરમાં પાદશાહ પોતાની ગાડીમાં સવાર થાએલોછે અને તેની પાસે લડાઈમાં મારીઆ ગએ લાં આદમીઓની હાથથી ગણતરી કરીઆમાં આવેછે. જમની બાજુની દેવાલ ઉપર એક લડાઈનો ચીતરછે તેમાં મીસરનાં લોકો એક કીલ્લો હાથ કરતા પાડેલાછે. આ કોરટનાં એક બીજા ભાગમાં બેની હાસંનની એક કબર બનાંવીઆમાં આવીછે તે જોવા લાએકછે. આબુ સીમબલનુ દેહડું જે નીઉબીઆમાં એક પાહા ડની અંદર કોતરી કાહાડેલું હતું તેનો નમુનો હીંઆં મેલીઆમાં આવીઓછે. એ ઉપરાંત મીસરની ઘણી એક વસતુઓ તથા બીનાં આ જગા ઉપર જોયામાં આવેછે, પણ તે સઘળાનું બયાંન વીસતારીને આ જગા એ થાવું માહાલછે, માંટે ટુકમાં બીજી કોરટો વીશે જણાવીએ છઈએ.

ગરીક કોરટ.—હીંઆં અસલનાં યુનાંન દેશની ઈમારતોની કારીગરી તથા બાધણી બતાવીઆમાં આ વીછે. યુનાનમાં બજારને સારૂ તથા રાજ દરબારી કામ સર જે જગાએ લોકોની મોટી સભા ભરાતી હતી, તે જગા આ કોરટમાં દેખાડીઆમાં આવીછે. આ ઓરડાની બાજુઓ ઉપર યુનાંનનાં કવી તથા ફીલસુ ફી તથા હુંનરમંદ શખસોનાં નામો લખેલાંછે. આંધલો હોમર જે કવીઓનો બાપ ગણાએછે, તેનું નાંમ બાર ણામાં દાખલ થતાંજ આપણા જોયામાં આવેછે. એ સઘળા નાંમો યુનાની ભાશામાંજ લખીઆછે. એ ભાગમાં જનમનાં વખત પરમાણે યુનાંનનાં નામીચા શખસોનાં પુતલાં ગોઠવેલાંછે તે જોયાથી તે દેશની અ સલી તવારીખ જાંણનાંરની ઘણીએક ઈઆદ તાજી થાએછે. આથેનસ મધે પારથેનાંનસનું જે ઘણુ નાંમીચું દેહડું હતું, તે આખા દેહડાંની બરાબર સમજ પડે એ પરમાણે તેનાં એક ભાગનો હીંઆં નમુનો મેલેલોછે.

રોમન કોરટ.—જેમ ગરીક કોરટમાં યુનાંન દેશનાં નામીચા શખસોનાં પુતલાંછે, તેમ આ જ ગાએ રોમનાં નાંમીચા શખસોનાં પુતલાંછે. રોમ મધે અસલનાં વખતમાં "કોલીશીઅમ" નાંમની જે નાં મીચી ઈમારત હતી, તેની બાહેરની આરકો અને થાંબથી બાંધેલી દેવાલની માફક, આ જગાની એક દેવાલ બાંધીઆમાં આવીછે તે ઘણીજ ખુબસુરત લાગેછે અને રોમની સઉથી ખુબસુરત ઈમારતનો નમુનો તે ઉપ રથી આપણને હીંઆં મળેછે. કદમાં મીસરનાં પીરામીડ વગરે બીજી કોઈ ઈમારતો આ કોલીશીઅમની બ રોબરી કરી શકતી નથી. એ ઈમારત ગોલ આકારમાં હતી, અને તેનાં બાહેરથી ચાર માર હતા અને વ ચેવચમાં એક મોટી ખુલ્લી જગા હતી કે જાંહાં ગાડી અને ઘોડાઓની સરતો તથા કુસતી તથા જંગલી જાં નવરો વચેની લડાઈ તથા બીજી રમતો કરીઆમાં આવતી હતી. આ ખુલલા ચોકની આસપાસ નજ દીક એક લાખ આદમી બેશી શકે તેવી ચહડતી ઉતરતી જગા કીધામાં આવી હતી એ નાંમીચી ઈમાર તનો એક નમુનો જે રોમ મધે બનાંવીઆમાં આવીઓ હતો, તે હીંઆં એક મોટી તબલ ઉપર મેલેલોછે.

એક વાશણ ગમે તેવું મોટું હોએ, પણ તેનો બરાબર નમુનો લાકડાંમાં ગમે તેટલો નાંધલો બનાંવીઓ હોએ, તે જોવાથી આપણને તે મોટાં વાશણનો બરાબર વીચાર આવે, તેજ મીશાલે ઉપનો નમુનો જોવાથી ઉપર જણાવેલી નાંમીચી ઈમારત કેવી હશે, તેનો ખીઆલ બરાબર આપણા મનમાં ઉતરી શકેછે. રોમ મધેનાં પારથેનાંનસનાં દેહડાંનો પણ આ જગાએ એક નમુનોછે. આ જગા મધેની કેટલીએક દેવાંલ રોમની નાંમીચી દેવાલો પારફરી, ઍલાબાઈટ, અને ઉંચી જાતનાં સંગેમરમરની બાંધીઆમાં આવતી હતી, તેવી બાંધીઆમાં આવીછે. ટુકમાં કહીજીએછે કે, આ જગાએ અમલના નાંમીચાં અને વખણાએલાં રોમ શેહેરની ઈઆદ તાજી કરવાની સઘળી તરેહની કોશેશ કરીઆમાં આવીછે.

બાંધેલા મેહેલોની જે કાંઈ નીશાંણી મલીછે, તે પણ હાથ કરીઆમાં આવીછે. ઉપર જણાવેલી સઘળી જગાએ ઉપરથી મલેલી વસતુઓ ઉપરથી તે દેશોમાં અસલનાં વખતનાં મેહેલોની બાંધણી કેવી હશે, તે જાંણીઆમાં આવીઉંછે, અને તે ઉપરથી નકલ કરી બીલોરી મેહેલનો આ ભાગ બાંધીઆમાં આવીઓછે. મી૦ લેઅરડને બાબીલાંન, નીનીવી અને પરસેપોલીસ મધેથી જે જે અસલની વસતુઓ મલીછે, તે અસલ વસતુઓ બરીટીશ મીઉઝીઅમનાં સંગરહસથાંનમાંછે, તથા મોશીઓ બોટાની શોધની વસતુઓ જે પારીસ મધે લુવરનાં મોટાં સંગરહસથાંનમાંછે, તે સઘળું ધીઆંનમાં લઈ આ જગાની બાંધણી કરીઆમાં આવીછે. ઉપલા મેહેલોની જેવી દેવાલ તથા બીજી બાંધણી હતી તેવી હીંઆં કરીઆમાં આવીછે. નીનીવી કોરટની અંદર જવાનાં દરવાજા આગલ રાખશી ઘોઘાઓનાં પુતલાં જેમ અસલી મેહેલોમાં હશે, તેમ બનાંવીઆંછે. આ ભાગ મી૦ લેઅરડનાં ઉપરીપણા હેઠલ બાંધીઆમાં આવીઓછે અને તાંહાં ફરીઆથી આપણે જાંણે બાબીલાંન અને નીનીવીનાં અસલી મેહેલોમાં ફરતા હોઈએ તેવું લાગેછે.

બીઝાંનટાઇન કોરટ.—કાંનસટાંનટીનોપલ અથવા બીઝાંનશીઅંમનાં શેહેરને, કાંનસટંનટાઇન ધી ગરેટ પાદશાહે પોતાની રાજ ધાંણીનુ મુખીઅ મથક કીધું હતું, તાહરપછી એ શેહેરમાં દેવળો તથા બીજી મોટી જાહેર ઈમારતોમાં જે બાંધણી કીધામાં આવી હતી, તે બાંધણીની ઇસવી સનેની ૬ થી, ૧૧ મી સદી શુધી યુરોપખંડનાં ઘણાખરાં મુલકોમાં નકલ કરીઆમાં આવી હતી. માંટે આ ભાગમાં યુરોપખંડનાં જે જે મુલકોમાં બીઝાંનશીઅંમ શેહેરની બાંધણી દાખલ થાઈ હતી તેનાં જે વખાંણવા લાએક નમુનાં હતા, તે હીંઆં બતાવીઆમાં આવીઆછે. ઉપલા વખતની બાંધણીમાં આરકાં અને કોતરકાંમ ઘણુંજ સારૂ કરીઆમાં આવતું હતું તથા દેવાલો ઉપર તરેહવાર રંગ અને મોસાઈક કાંમની નકસી કરીઆમાં આવતી હતી તેનાં ઘણાએક ખુબસુરત નમુનાં હીંઆંનાં ઓરડાઓમાં કાહાડીઆમાં આવીઆછે. આ જગાનાં ઓરડાઓનાં જે બારણા કરીઆમાં આવીઆંછે, તે ઉપલા વખતમાં યુરોપ મધેનાં કેટલાંએક નાંમીચા દેવળોનાં બારણાની નકલોછે.

જરમન મેડીવલ કોરટ; ઈંગલીશ મેડીવલ કોરટ; અને ફરેનચ તથા ઇટાલીઅંન મેડીવલ કોરટ.—આ તરણ કોરટો જે એક એકથી જુદીછે, તેમાં જરમની, ઇંગલંડ, ફરાંનસ અને ઇટાલી મધે, રોમની પાદશાહી ભાગી પડીઆ પછી પંદરમી શદી શુધી, કે જે વખતને તવારીખ લખનારાઓ "મીડલ એજીસ" કરીને કેહેછે, તે વખતમાં જે જે રીતની બાંધણીઓ હતી, તે દેખાડીઆમાં આવીછે. ઉપર જણાવેલા વખતમાં ઉપલાં દેશો મધે જે નાંમીચી અને સારી કારીગરીની બાંધણી હતી, તે આ તરણ કોરટોમાં દાખલ કીધામાં આવીછે, તેમાં અગત કરીને કેટલાંએક પુરાંણા દેવળોનાં બારણા અને તે મધેની બીજી બાંધણી વધારે જોયામાં આવેછે. આ તરણડે કોરટોનુ બીજુ કાંમ પણ ઘણુ સરસછે, અને ઉપલા વખતમાંનાં તે દેશનાં કેટલાંએક પુતલાંઓનાં ઓટેલા નમુનાં પણ હીંઆં આપણાં જોયામાં આવેછે. આ દરએક કોરટ છુટી છુટી કેટલીએક વાર જોવી જોઇએછે.

રેનેસાં કોરટ.—કેટલુએક શુધી બાંધકાંમની ખુબસુરતીમાં બીગાડો થયા પછી પંદરમી સદીમાં ઇટાલીમાં એ હુંનર ઉપર પાછું ધીઆંન આપવાનુ શરૂ થયું, અને તાંહાંથી તે હુંનર પાછો યુરોપખંડમાં ફેલાયો તેવાર પછી જે નાંમીચી બાંધણીઓ તાજી થાઈ હતી, તેનાં નમુનાં આ કોરટની બાંધણીમાં જોયામાં આવેછે. એ જગાએ જુદી જુદી બાજુએ કીવેલી નકસી જોઈ આપણી આંખ હેરાંન રેહેછે.

ઈલીઝાબેથન કોરટ.—ઈંગલંડની રાંણી ઈલીઝાબેથનાં વખતની જરાક આગમજ અને તેનાં પછી બાંધકાંમમાં જે હુંનર અને કારીગરી વાપરીઆમાં આવતી હતી તે હીંઆં દેખાડીઆમાં આવીછે. એ વખતમાં ઘણીખરી ઇમારતો મજબુત પથર અને બારી કોતરકાંમ સાથે બાંધીઆમાં આવતી હતી, તેનાં નમુનાં હીંઆં દેખાડીઆમાં આવીઆછે. ઈસવી સને ૧૬૦૭ નાં વરસમાં હાલંડ હાઉસ નામનું એક મોટું ઘેર .

લંડનમાં હાઇડ પારકનાં બાગથી બે માઇલ દુર બાંધીઆમાં આવીઉં હતું, તે ઉપરથી આ કોરટની બાંધણીમાં ઘણીએક નકલ કરીઆમાં આવીછે. આ પુરાંણુ ઘર હજુર શુધી આપણા જોવામાં આવેછે. હીંઆં ઉપલા વખતનાં કેટલાએક નાંમીઆ શખસોની કબરો તથા પુતલાંઓનાં નમુનાં પણ છે.

ઇટાલીઅન કોરટ.—ઇટાલીનાં લોકો હુંનર અને કારીગરીને માંટે સારી પડે વખણાએલાછે, તે વાત જેઓ જાંણેછે, તેઓ આ કોરટ જે તે દેશની ઇમારતોની બાંધણી ઉપરથી બાંધીછે, તે જોઇને નાંઉમેદ નહી થાશે. "ફ્રારનેસ પાલેસ" નાંમનો રોમ મધે જે સઉથી સરસ મેહેલ ગણાતો હતો, તેનાં ઉપરથી આ કોરટ બાંધીઆમાં આવીછે. આ કોરટનાં વચે વચમાંનાં ભાગમાં તે મેહેલ મધેનાં એક ફુંઆરાની આબેહુબ નકલછે. એ ફુંઆરો કામબાનાં આકારમાંછે. ફલારેનસ મધેનાં એક દેવળમાં કરાઇસટ અને તેની માંનુ જે પુતલુંછે તેવું પુતલું હીંઆં ઉભું કરીઉંછે. રોમ મધેનાં "વાટીકન પાલેસ" નાંમનાં મેહેલમાં દેવાલ ઉપર કેટલાંએક ચીતારોછે, તેવાં હીંઆં પણ એક ઓરડામાં પાડેલાંછે. આ કોરટમાં ઘણાએક નાંમીઆં પુતલાં પણ છે. આ ભાગની ગીઆલરીમાં જતાં સીલીંગ ઉપર જે ખુબસુરત ચીતાર પાડીઆમાં આવીઆંછે, તે વેનીસ મધેની "ઓલડ લાઇબરેરી" મધેનાં ચીતાર ઉપરથી પાડીઆંછે. એ જગાએ મુસા પેગંમબરનુ એક ઘણુજ ખુબસુરત પુતલુંછે. આ જગાએથી નીકલતાં દેવાલ ઉપર ઘણીએક સારી તસવીરો આપણે જોઇએછે.

સ્ટેશનરી કોરટ.—આ ભાગમાં આપણે સઘળી કાગલની જીનસો જોઇએછે. દેવાલની ઉપર કાગલ બનાંવવાનાં હુંનરનાં તથા બીજાં તરેહવાર ચીતારો જોવામાં આવેછે. એ જગાએ તરેહ તરેહ અને ભાંતભાંતનાં કાગલો કે જે એક દેખાવે આપણે બીજીગમ જોઇ શકતા નથી, તે દેખાએછે. હીંઆં બેંક નોટ બનાંવવાનાં તથા ચાંન કોતરવાનાં હુંનરનાં ઘણાએક કીમતી નમુનાંછે. "કરીસટલ પાલેસ મેડલ પરેસ" નો સાંચો, જે એ મેહેલની તરફથી આપવામાં આવતા ચાંન બનાંવવાનાં કાંમમાં આવેછે તે આપણે હીંઆં જોઈએ છઇએ. કીતાબ બાંધવાનાં તથા સણગારથી છાપેલા કાગલોનાં નમુનાં તથા સ્ટીરીઓસકોપમાં જોવાનાં ચીતરોનાં કાગઓ હીંઆં ઘણાછે.

હારડવેર કોરટ.—એ જગાએ ઘરનાં વાપરવાસમાં આવતાં ધાતુઓનાં તરેહવાર વાશણો તથા બીજે ઘર સણગારનો ધાતુઓનો સામાંન જોવામાં આવેછે.

કોરટ આવ નીઉ ઇનવેનશનસ.—હુંનર તથા બનાંવટમાં જે જે નવી શોધો થાઇછે, તેનાં કીમતી નમુનાં હીંઆં જોવામાં આવેછે. હીંઆંથી નીકલીઆ પછી જે ઓરડાએ આવેછે, તાંહાં ઘર સણગારનાં લાકડાંની તથા કોતરકાંમની તથા બીજા સામાંનની ઘણીએક વસતુઓછે, તે સરવે જોવા લાએકછે.

બરમીંગાંમ કોરટ.—ઇંગલંડ મધે બરમીંગાંમનું શેહેર તેનાં તરેહ તરેહનાં કારખાંનાંઓને સારૂ ઘણુ વખણાએલુંછે, અને તે કારખાંનાંઓમાં બંનતા સઉથી સરસ માલોનાં નમુનાં આ જગાએ મેલીઆમાં આવીઆછે, તેથી બરમીંગામમાં સું સું બનેછે, તેટલું જાંણવાનેજ નહી, પણ તેનાં સઉથી સરસ નમુના જોવાને પણ આ જગાએ આપણુને જોગવાઇ મલેછે.

શેફીલડ કોરટ.—તલવાર, છરી, કાંટા, ચંમચા તથા ધાતુની બીજી તરેહવાર વસતુઓ તથા હથીઆરો શેફીલડ શેહેર મધે બનેછે, તેનાં સઉથી સરસ નમુનાં આ કોરટ મધે આપણે જોઇએછે.

પાંમપીઅન કોરટ.—નેપલસની ખાડીના કીનાંરા ઉપર હેરકીઉલેનીઅમ અને પાંમપીઆઇ નાંમનાં બે શેહેરો હતાં, તે આસરે ૧૮૦૦ વરસની વાત ઉપર ધરથીકોપથી તમાંમ ગરક ગયાં હતાં. એ નાસ એટલો તો જલદીથી થાઓ હતો કે, કોઇને નાંહાસવાને વીચાર કરવાને પણ વખત મલીઓ નહી હતો. થોડાવારમાં જમીન ઉપર પાંણી અને રાખ સીવાએ બીજું કાંઇ દેખાવા નહી લાગું. આ હાલત ૧૫૦૦ વરસ શુધી રહેઆ પછે, તે શેહેરની જમીન ખોદીને અંદરથી આગલા વખતનાં શેહેરની કાંઇબી નીશાણ મેલવવાની કે

શોસ કરવાનો વીચાર આવીઓ. એ વીચાર અમલમાં લાવતાં ફતે મલી અને આગલા શેહેરનાં ઘરો અને આદમીઓનાં મુરદાં વટીક અંદરથી મલીઆં. હવે આ શોધ કીધાથી ઉપલાં નાંખીચા શેહેરોની ઈમારતની બાંધણી જે માલુંમ પડી, તે ઉપરથી આ ભાગ બનાંવીઆમાં આવીઓછે, અને તે માંટે તેને પાંમપીઅન કોરટનુ નાંમ આપીઆમાં આવીઉંછે. હીંઆં તે શેહેર મધેથી મલેલી ઘણીએક વસતુઓની આબેહુબ નકલ જોયામાં આવેછે. જે વાત આપણે તવારીખમાં વાંચીએય, તે હીંઆં જોઈએ છઈએ.

કાચ તથા ચીની કાંમ, ઈતીઆદી.—ઉપલી જગાએથી નીકલીઆ પછી કેટલાએક સોભઈતા ઓરડાઓ આપણા જોયામાં આવેછે, તાંહાં ઈંગલંડ, બોહીમીઆ અને બવેરીઆનાં મુલકમાં બનાંવેલી તરેહવાર બીલો રી વસતુઓ ગોઠવીઆમાં આવીછે. એજ જગાએ કોરી તથા ચીની અને મટોડી કાંમના જાત જાતનાં અને તરેહ તરેહનાં વાશણોછે, તે સાથે બીજી ઘણીએક "ફેનસી" સોભઈતી વસતુઓ સારી રોનકથી ગોઠવેલીછે તે સઘળી વેચવાને વાસતે હીંઆં મેલેલીછે.

કેનેડીઅન કોરટ.—કેનેડાનુ સવસથાંન ઈંગલંડનાં રાજને તાએબેછે, તે દેશ મધે ઉતપન થાતી વસતુ ઓનું એક સંગરહસથાંન હીંઆં બનાંવીઆમાં આવીઉંછે. આ સંગરહસથાંન સથાપવાનો તથા તેને ચાલુ રાખવાનો ખરચ કેનેડાની સરકારે પોતાંને માંથે રાખીઓછે અને તેમ કરવાની મતલબ હેવીછે કે, કેનેડાની ઉતપંતીની વસતુઓ ઈંગલંડમાં જાહેર થાયાથી કેનેડાનાં વેપારમાં વધારો થાએ. જેઓ એ દેશ જવાનાં હો એછે તેઓને આ સંગરહસથાંનથી ઘણીએક વાતની ખબર આગમજથી મલેછે.

પુસતકખાંનું.—હાવા મોટા મેહેલમાં એક પુસતકખાંનું નહી હોએ, હેવું વાંચનાર કધી વીચારશે નહી. છાપનાંરાઓએ તથા પુસતક બનાંવનાંરાઓએ પોતાંનાં પુસતકોની નકલો ભેટ આપવાને શરૂ કીધુંછે તેથી એ જગાએ આસતે આસતે એક મોહું પુસતકખાંનું થાશે. નવાં પુસતકોની જાહેર ખબરો તથા ટીપો હીંઆં વેચનાંરાઓ મેલેછે તેથી તેઓની ખબરનો ફેલાવો પણ વધતો થાએછે. એ જગાએ ઘણાખરાં વરતમાંન પત રો પણ મેલીઆમાં આવેછે.

રાંણીનું દીવાંનખાંનું.—રાંણી જારે આ મેહેલમાં જાએ, તારે તે નાંમદારને આશાએસ તથા ખાંન ગી બેઠકને સારૂ એક ઘણુજ સોભઈતું દીવાંનખાંનુ બનાંવીઆમાં આવીઉંછે તે જોવા લાએકછે.

તસવીર-ખાંનુ.—આસરે ૩૬૦ ફુટ લાંબી એક ગીઆલરીમાં હાલનાં તથા અસલનાં વખતનાં કીમ તી ચીતરો તથા તસવીરો જોયામાં આવેછે.

વેચવાની તથા જોવાની વસતુઓ.—પેહલા બારની કોરટો જોવા પછે, આપણે ગીઆલરીઓ ઉપર જાઈએય. તરાંનસેપટનાં વચે વચમાંનાં ભાગતાં માંથા ઉપર જે ગીઆલરી આવીછે તેનાં બે ભાગ કીવેલાછે. એક ભાગમાં વેચવાની વસતુઓની દુકાંનોછે, અને બીજા ભાગમાં વેચવાની નહી, પણ ફકત જોવાને સારૂ વસતુઓ મેલેલીછે. પેહલલા ભાગમાં તરેહ તરેહની ખુશબો, રમકડાં, "ફાંનસી" તથા તરેહવાર રંગની અને સોભઈતી જીનસો વેચવાને સારૂ મેલેલી હોએછે, તે જગાએ એક ખુશ જાતરા હોએ, તેવું લાગેછે. એ જગા એ પીસટોલ, બંદુક તથા હુંનર તથા વાહાડ કાપને લગતાં જાત જાતના હથીઆરો પણછે. બીજા ભાગમાં ઘેર સણગારના તથા પેહેરવાનાં કપડાંનાં નમુનાંછે, તથા રશાએણી તથા ખોરાકની વસતુઓનો સંગરહછે, તે જો યાથી આપણને ઘણીએક ખબર મલેછે.

ખુદરતી વસતુઓ અને તેમાંથી આદમીનાં ઉદીઓગથી પેદા થાતી જીનસો.—તરાંનસેપટને માંથે આ વેલી બીજી ગીઆલરી ઉપર ગરેટ બરીટનનાં પરગણાંઓ ઉદીઓગથી ઉતપંન થાતી વસતુઓનો જમાવ ક રીઆમાં આવીઓછે. એ સંગરહસથાંનની મતલબ એછે કે, નજરે દેખાડીને આદમીને સઘળી વાત સીખા ડવી; તેને દેખાડવું કે ફલાણી ચીજ કેવીછે, તે કાંહાં મલેછે, તે કેમ બનાવીઆમાં આવેછે અને આપણને

સું કાંમ લાગેછે. એ મતલબથી સઘળી જાતની ભુમીનાં નમુના તથા તે ભુમી ઉપર પેદા થાતી કાચી વસતુઓ હીંઆં મેલેલીછે અને તે વસતુઓમાંથી કેવી કેવી જીનસો બનેછે, તે પણ તાંહાંજ જોયામાં આવેછે.

ફોટોગરાફ —"મેડીવલ કોરટો" ની ઓતર ઉગમણુ તરફ જે મુખીઅ ગીઆલરી આવીછે, તાંહાં આસરે ૪૦૦ ફરેંનચ તથા ઈટાલીઅંન ફોટોગરાફછે. હીંઆ તસવીરખાનાંને લગતાં ઘણાએક પુતલાં પણ ગોઠવેલાછે.

દરીઆઈ બારકસો તથા પુલોનાં નમુનાં.—ઉપલી જગાની પાસેની ગીઆલરીઓમાં અસલનાં વખતથી તે હમણાનાં વખત શુધી જેવાં જેવાં દરીઆઈ બારકસો બાંધીઆમાં આવીઆછે, તેમનાં લાકડાંનાં બનાવેલા નમુનાંછે. ગરેટ ઈસટરન નાંમની રાખશી આગબોટ જેને વીશે આખી દુનીઆમાં ખબર ફેલાઈછે, તેનો પણ એક નમુનો હીંઆંછે. એ જગાની પાશે કેટલાએક મોટા ઝુલતા પુલોનાં નમુનાં પણ છે ડનો ઈપર નદી ઉપર આરચો માઈલ લાંબો ઝુલતો પુલછે, તેનો નમુનો ઘણોજ ખુબસુરતછે. મીસતર ફરગીઉસંન નાંમનાં નામીચા શખસે કીલ્લા બનાવવાની જે ગોઠવણ બતાવીછે, તેનાં નમુનાં પણ આ જગાએ ઘણીએક અમરતી સાથે જોઈએછે. હાઈડ પારક મધે જે બીલોરી મેહેલ બાંધીઆમાં આવીઓ હતો, તેના કાચમાં બનાવેલા બે નમુનાં હીંઆં આપણે જોઈએછે, તેમાં એક, એક ફુટની અરધી ઈંચને માપે બનાવીઓછે તે ઘણોજ ખુબસુરત અને મોટો લાગેછે.

ઈનડીઅન કોરટ.—એક ગીઆલરીમાં આ કોરટ બનાંવીઆમાં આવીછે, તે જોવાથી હીંદુસથાંનનાં રેહવાસીને ઘણીએક ખુશી ઉપજેછે. હીંદુસથાંનનાં હથીઆરો તથા બખતરો તથા બીજી વસતુઓ ઘણીજ સોભાઈતી રીતે ગોઠવેલીછે તે ઉપર આ ભાગમાં જતાંનેવાર આપણી નજર પડેછે. ઈસ્ટ ઈનડીઆ કંપનીની તરફથી મલેલાં હીંદુસથાંનને લગતાં ઘણાએક ચીતરો હીંઆં દેવાલ ઉપર જોયામાં આવેછે. હીંદુસથાનના લોકોની પુંજવાની મુરતીઓ પણ હીંઆંછે. ગાએણ તથા વજાડવાનાં ઈઅંતરો તેમાં ઢોલ તાસા, ઈ• તીઆદીછે. કોતરેલાં લાકડ કાંમનાં ઘણાએક નમુનાં તથા ઘોડાનો કીમતી સાજ તથા બીજી ઘણીએક કીમતી વસતુછે, તેમાં એક રૂપાંનો હુકો, રૂપાંનુ ખંજર, રૂપાંની ઘાલ અને મોતીની સપાટ જે ઈરાંનથી મેલવીઆમાં આવીછે તે છે. ચીનાઓનાં હુંનર તથા કારીગરીની પણ ઘણીએક વસતુઓ હીંઆંછે અને દેવાલની ઉપર તે મતલબને લગતાં ચીતરોછે. ઓરડાની વચેવચમાં દબદબા ભરેલા પોશાક સાથે એક માંદરીનુ પુતલું છે. આ ઓરડામાંથી નીકલતાં આપણી બવે બાજુએ હીંદુસથાંનનાં દેહેડાં તથા મસજીદોના નમુનાં જોયામાં આવેછે એ નમુનાંઓ ઉપરથી તેમની અસલ કારીગરીની ખુબી આપણને માલુંમ પડેછે. ગામડી રાજની છાવણીનો એક નમુનો પણ આ જગાએછે, અને તેની પાસે જાવા દેશમા વપરાતાં કેટલાંએક હથીઆરોછે તેમાંનાં કેટલાએક સુનાં તથા રૂપાંનાંછે. સોમનાંથનાં નાંમીચા દેહડાના દરવાજાનો નમુનો પણ આ જગાએછે.

સાંચા.—આ પરમાણે ગીઆલરીઓ તપાસીઆ પછે, આપણે આ મેહેલને ભોંએતલીએ જાઈએ છઈએ, તાંહાં તરેહ તરેહનાં સાંચા આપણા જોયામાં આવેછે. એ સઘળા હીંઆં વેચવાને સારૂ મેલેલાછે અને ખરીદ કરનાંરને ભરોસો રતાશ રાખેછે, કે તે જીનસો ખરાબ નથી. હીંઆં ખેડવાનાં હુંનરનાં તથા કાપડ વણવાનાં અને બીજા ઉદીઓગનાં સાચાઓ આપણે જોઈ શકીએછે.

આ મેહેલમાં દરરોજ જનારાં હજારો તમાસગીરોને માટે. કાફી, દારૂ આઈસકરીમ તથા ખાવાનો ખોરાક મલવાને સારૂ તાંહાં સઘળી તરેહની ગોઠવણછે. કેટલીએક જગાઓ એ કારણને સારૂ કીધેલીછે. આ અગત પુરી પાડવાનું કાંમ "કરીસ્ટલ પારેસ કંમપની" એ દલાએલા શખસોને સોંપીછે, તેઓ પોતાનાં કાંમમા સારી કમાંઈ કરેછે કારણે જે ખોરાક તેઓ હીંઆં તમાસગીરોને આપેછે તેનો ભાવ સારો લીએછે.

કેટલાએક લોકો સહવારથી આખો દીવસ બીલોરી મેહેલમાં રોકવાને થેડવેછે, તાહારે તેઓ પોતાનાં કુટંબો સાથે તાંહાં જાએછે, અને આખા દીવસનાં બે તરણ ખાંનાં તાંહાંજ ખાએછે. જેઓ હેવી રીતે તાંહાં જાએછે, તેઓને કોઈબી તરેહની હરકત થાતી નથી તથા કોઈબી રીતે દલગીર થાવું પડતું નથી. જેવો સુતરો ખોરાક ઘરમાં મલેછે, તેવોજ તાંહાં મલેછે, અને હેવી ગોઠવણથી આ મેહેલ જોવા જનારાઓનાં હકમાં ઘણો ફાએદો થાએછે.

આ મેહેલ એક સંગરહસથાંન દાખલજ કાંમ આવેછે, હેવું નથી. બીજી ઘણીએક રીતે તેને ઉપીઓગી કરીઆમાં આવેછે. દર વરશે જુદી જુદી મોહોસમનાં ફુલ તથા ફળો હીંઆં દેખાડીઆમાં આવેછે. રીજેનટસ પારકમાં "ફલાવર શો" થાએછે, તેજ પરમાણે હીંઆં પણ થાએછે. આદમીનાં હુંનર અને ઉદીઓગથી બનેલી આ અચરત સરીખી ઈમારતમાં ખુદરતથી ઉતપન થાએલી સોભાઈતી અને ભાંત ભાંત તથા તરેહવાર રંગ અને આકારો અને લેહજતી ખુશબો સાથની વસતુઓ ગોઠવીઆમાં આવેછે, તાહરે આપણે ખચીત હેવું ધારીએય કે બેહસતનાં બાગમાં આપણે છઈએ. એ કરતાં કોઈબી રીતે ઉતરતો વીચાર આપણાથી થાઈ શકતો નથી. ગરેટ બરીટનનાં મુલકમાં કેટલી જાતનાં અને કેહવાં ફુલો થાએછે, તે હીંઆં જોવાને આપણને બની આવેછે. તે સાથે એ ફુલોનાં કુંડાંને હેવાંતો સોભાઈતી રીતે ગોઠવીઆમાં આવેછે કે, તેથી આખા દેખાવની ખુબસુરતીમાં અતીઘણો વધારો થાએછે. આપણી બંને બાજુએ ફુલોની હાર લાગેલીછે. ફુલોનાં બાગની અંદરજ આપણે ચાલીએ છઈએ અને આપણી આસપાસ ખુબસુરત અસતરીઓ અને બાલકો સોભાઈતા પોશાકો સાથે ફરેછે, તે સઘળાંથી એ દેખાવની વખતે એ મેહેલનો એક તલેસમાતી દેખાવ બની રેહેછે. એજ વેલાએ તરેહવાર ફળોનો પણ દેખાવ હીંઆં થાએછે, તેથી ગરેટ બરીટનમાં થાતાં ફળોનાં સઉથી સરસ નમુનાં આપણે આ જગાએ જોઈએછે. જેમ રીજેનટસ પારક મધેનાં દેખાવમાં સઉથી સરસ નમુનાં બતાવનારાઓને ઈનાંમ આપીઆમાં આવેછે, તેમ આ જગાએ પણ જેઓએ સારી મેહનત લઈ સારાં ફુલ તથા ફળ ઉગાડીઆં હોએ તેઓને ઈનાંમ મલેછે. એ જગાએ વળી ગાએ, ઢોર, મેંહનડાં, બકરાં તથા બીજાં ચોપગાં જાંનવરોનો પણ દેખાવ થાએછે અને તે વેળાએ જે જાંનવરો ઘણાજ આસુદાં નીકલેછે, તેમનાં ધણીઓને ઈનાંમ મલેછે. એજ પરમાણે પંખેરાંઓનો દેખાવ થાએછે, તાહરેતો ખરેખર આ મેહેલમાં ઘણીજ ભીડ થાએછે, કાંએજે હીંઆં તરેહ તરેહનાં પંખેરાઓ આપણા જોવામાં આવેછે. શેકારનાં પખશીઓનો દેખાવ પણ હીંઆં થાએછે. આ સઘળા દેખાવો જે થેડવેલે વખતે થાએછે, તારે જે જે વસતુઓ તાંહાં મેલેલી હોએછે, તે વેચવાને તેમનાં ધણીઓને ફરજ પાડીઆમાં આવેછે. જેઓને જે ચીજ નહી વેચવી હોએ તેની ઉપર તેઓ હેવી કીમત મેલેછે, કે તેને કોઈ ખરીદી શકે નહી. આ લખનાંરે ૧૮૫૮ નાં વરસમાં જાહરે પંખેરાંઓનો દેખાવ જોયો હતો, તારે તરણ મરઘીની કીમત દશ હજાર રૂપીઆની માંડેલી જોઈ હતી. એ ઉપરથી એમ સમજવું કે તે મરઘીઓને તેનો ધણી વેચવા માંગતો નથી, પણ જે વસતુ તાંહાં મેલીઆમાં આવે તેની ઉપર કીમત માંડવાને બીલોરી મેહેલની કમીટી ફરજ પાડેછે. એ ચાલથી આ મેહેલ ગમત તથા ગનેઆન બખશનાંર એક કારખાંનુ બનેછે, એટલુંજ નહી, પણ સઉથી શારા માલનુ બજાર પણ થાએછે.

વળી આ મેહેલની હંમેસની ગમતમાં તેહવારને દીને અતી ઘણો વધારો કરીઆમાં આવેછે. ઘણી વખત તાંહાં મોટાં ગાએણાં થાએછે. મોટા બનાંવોનાં વારશીક દીવસને દીને હીંઆંની ગમતમાં તરેહવાર વધારો થાએછે. હાલનાં સમેમાં ઈંગલંડમાં ઘણીએક રીતે જેમ બને તેમ વધતાં આદમીઓનો જમાંવ કરી, હરેક રીતની ગમત તથા તમાશો કરવાની ચાલ ઘણી નીકલીછે, તેમાં વધતી સંખીઆનાં ગાણારાઓથી ગાએણ કરવાની ચાલમાં ઘણી ફતેમંદી મેલવીઆમાં આવીછે. હજારો આદમીઓએ એક અવાજથી ગાવું તથા વજાડવું એ કાંઈ સેહલું કાંમ નથી, અને જાંહાંસુધી ગાણારાઓ ચાલાક નહી હોએ, તાંહાંસુધી તે કાંમ બંન

વું મુશકેલછે. હાંનહેલ નામનો નાંમીચો ગાનાંરો મરણ પાંમીઓ હતો, તેની શો વરશની વારશીક યાદ આ મેહેલમાં કરીઆમાં આવી હતી, તે દાહાડે ૫૦૦૦, ગાનાંરાઓએ એક અવાજે સાથે ગાયું હતું. ઉપલા દેખાવો તથા હાવાં ગાએણને વખતે ૨૦ થી ૫૦ હજાર આદમીઓ એ મેહેલમાં જાએછે, અને તેવી વેલાએ આપણી નાંમદાર રાંણી પણ તાંહાં બીરાજેછે.

આ મેહેલને ભોએ તલીએ આવીઆ પછી મોબદતી સીહડીઓને રસતે બાગમાં ઉતરી શકાએછે. એ બાગ લંડંનનાં બીજા બાગો કરતાં કોઈબી રીતે ઉતરતો નથી, બલકે હીંઆં કેટલીએક ગમતોની તથા બીજી ગોઠવણ કરીઆમાં આવીછે, તેથી તે બાગો કરતાં આ બાગને લોકો વધારે પસંદ કરેછે. એક દીવસ બીલોરી મેહેલ ખાતે કાહાડવો હોએ, તો મેહેલની અંદરની અને બાગની મજાહ, એ બંને સાથે ભોગવી શકાતી નથી, તેથી જેઓએ એક બે વાર મેહેલ જોયો હોએ, તેઓ બીજી વખતે પોતાનો ઘણો ખરો વખત બાગમાંજ કાહાડેછે. એ બાગમા ઉતરવાની સીહડીઓની બંને બાજુએ સોભઈતાં પુતલાંઓ ગોઠવેલાંછે તથા ઝાડો રોપેલાછે. સીહડી ઉપરથીજ નજર કરતાં આપણી સાહાંમણે હેવોતો રલીઆમનો અને ખુશનુમાં દેખાવ નજરે પડેછે, કે જાંણે તે દેખાવ જોયા કરવાને વાસતે તાંહાંજ આપણે ઉભા રહીએ. આ એક બાગ નથી, પણ ગોયા ઘણા બાગોછે. જુદી જુદી જાતનાં ફુલો અને ઝાડોનાં જુદા જુદા બાગોછે અને તેમની વચમાં ચાલવાને સારૂ પોહોરા રસતાઓ કીધેલાછે. એક ઠેકાંણે "રોજરી" એટલે ગોલાબની વાર કીધીછે, તાંહાં ભાંત ભાંતનાં ગોલાબો ઉગેછે, તે જગા છોડીને આપણને જવા ગમતુ નથી. આ બાગની અંદર જે લીલું ઘાંસ ઉગેછે, તેને ઇઅંનરથી હેવુંતો સરકું અને સાફ કાપીઆમાં આવેછે કે, જાંણે તાંહાં લીલી સાદરી બીછાવી હોએ. એ ઇઅંનર ગાડીનાં આકારનું આવેછે, અને જમીનથી બે અથવા તરણ ઇંચની ઉંચાઈએ તેની સાથે એક ઘણીજ ધારદાર લાંબી છરી જડેલી હોએછે, તેથી તે ગાડી ઘાસ ઉપર ફેરવતાં પેલી છરીથી સઘળું ઘાંસ એક સરકી રીતે કપાએછે. એ બાગની અંદર ઘણાજ ખુબસુરત ફુંઆરાછે અને તે મધેથી ઉડતી ધારો હેવીતો તરેહવાર આકારોમાં પડેછે, કે આપણી આંખ અચરતીમાં પડેછે. આ ફુંઆરાઓ મધેની જે સઉથી ઉંચી ધાર ઉડેછે, તે ૮૦ ફુટ શુધી ઉંચી જાએછે. જેટલા ફુંઆરા હીંઆછે તે સઘળા દર રોજ ઉરાડીઆમાં આવતા નથી, પણ અઠવાડીઆંમાં એક અથવા બે વાર ઠેરવેલે દીવસે ઉરાડીઆમાં આવેછે, અને તેટલા કારણ ઉપરથી શાધારણ દીવસો કરતાં તે દીને તે મેહેલ ખાતે વધારે લોકો ખેંચાએછે. જેઓને બોટમાં બેશી પોતાને હાથે હાલેસાં મારી નાંલાંમાં ફરવાનો શોક હોએ, તેઓની ખુશી પુરી પાડવાને સારૂ એ બાગમાં એક નાંધલું નાલુ બનાંવેલુંછે, તેમાં ઉપલી ગમત મેલવવાને પણ બની આવેછે. કરીકેટ રમવાની તથા "આરચરી" એટલે તીર મારવાની તથા બીજી કસરત કરવાની જુદી જુદી જગાઓછે. પાછલા પોહોરનાં એ મેહેલને લગતુ વાજું બાગમાં વાગેછે, તારે ગાએણનો મધુર રાગ ખુદરતી ખુબસુરતીની અંદર ફેલાયાથી એ જગા બેહસતખાંનાં જેવી બનેછે. બાગની અંદર ઠેકાંણે ઠેકાંણે ખુબસુરત પુતલાઓછે. નોહાનાં વખતમાં આખી દુનીઆમાં રેલ આવી હતી, તેની આગમજ પુરથવી ઉપર મોટાં જાંનવરો થાતાં હતા, તેમનાં જે ફાશીલ જડેઆંછે, તે ઉપરથી તે જાંનવરોનાં ધાતુનાં આકારનાં ઓટેલાં પુતલાં આ બાગને છેડે મેલેલાંછે. આ જમાંનાંમા જે જાંનવરો આપણે જોઇએછે તેનાં કરતાં આ જુદીજ જાતનાં દીશેછે. એ આકારો સરવે કોઈ ઘણી અચરતી સાથે જુએછે, કાંએજે તે જાંનવરોનાં કદ ઘણાજ મોટાં અને રાખશીછે. લંડંનથી બીલોરી મેહેલ આગર આગની ગાડીમાં આવતાં પેહલી નજર આપણી એ જાંનવરો ઉપર પડેછે. ઉપર કહુંછે કે બાગમાં ઘણાએક ખુબસુરત ફુંઆરાછે. એ ફુંઆરાઓને પાંણી પોહાચતું કરવાને વાસતે બીલોરી મેહેલની બંને બાજુએ મેહેલની બાંધણીની માફક કાચની બાંધણીનાં મીનાંરાઓ બાંધેલાછે, તે મીનારાઓ મેહેલની બંને બાજુએ આવીઆથી મેહેલનાં બાહેરનાં દેખાવની ખુબસુરતીમા વધારો થાએછે. એ મીનાંરાને મથાલે એક ગોલ દાદરથી જવાઈ શકાએછે અને પછી તાહાંથી

ઘણાએક માઇલ સુધી લીલાં, ફલવંત અને ખુબસુરત ખેતરોના જે દેખાવ આપણી નજરે પડેછે, તે ખરેખર રલીઆંમનો લાગેછે.

ઉપલાં બયાંન ઉપરથી વાંચનારાઓનાં જોવામાં આવશે કે, આ બીલોરી મેહેલ ખરેખર આ જમાંનાંની એક અચરતીછે. એ ઇમારત જોકે ઇંગલંડમાંછે, તોપણ તેની અંદર સું હાલની કે સું અસલનાં જમાંનાંની અને સઘળા દેશોની ઇમારતનાં નમુનાંછે, અને તરેહ તરેહની અને જુદે જુદે દેશની કારીગરીની વસતુઓ છે. આ મેહેલ જેછે, તે એક નાંધલી દુનીઆંછે. એ નાંધલી દુનીઆમાં આપણે તરેહવાર ચીજો જોઈ એછે, એક ઓરડામાંથી બીજા ઓરડામાં ગયા કે એક મુલકથી બીજે મુલક ગયા બરાબરછે. હેવું કેહવામાં આવીઉંછે કે, જો કોઈ શખસ મેહેલમાંની દર એક ચીજ તપાસીને તે વીશે ઘટતું ગનેઆંન મેલવે, તો તેવી કેલવણી ગમે તેટલા પઇસા ખરચે તોબી બીજે ઠેકાંણે તેને મલે નહી. પણ જે કોઈ શખ્સ એટલું કાંમ કરવાને આલશુ હોએ, તથા દરએક ચીજ તપાસી ઘટતી માહેતગારી મેલવવાને તેનાંમાં શકતી નહી હોએ, તોપણ જો એ મેહેલ ખાતે તે જાએ, તો તેની અકલમાં કાંઇબી વધારો થયા વના રેહ નહી. કોઈ મુરખને પણ એ મેહેલમાં થોડી વાર ફેરવીઓ હોએ તો તેનાં મગજમાં કાંઇ શારીજ અસર થાશે. હરેક ખુબસુરતી પસંદ કરવી અને તેના ગુણ સમજવો, એ આદમીનાં હકમાં થોડું ફાએદા ભરેલું કાંમ નથી. એથી આદમી પોતે શુધરેછે અને દુનીઆમાં ઘણોએક શુધારો કરી શકેછે અને તેથી પરજાને મોટો ફાએદો થાએછે, અને એ મતલબ બીલોરી મેહેલથી ઘણેએક દરજ્જે પાર પડેછે.

એ મેહેલ લંડનમાં બંધાયાથી લોકોને ગમત મલેછે, એટલુંજ નહી, પણ આખી કોમને મોટો ફાએ દો થાયોછે. યુરોપ ખંડમાંતો શું પણ આખી દુનીઆમાં હેવી કોઈ ઇમારત નથી, અને તેથી ઇંગરેજ લોકોનાં નાંમને ઘણી મોટાઈ મલેછે. યુરોપનાં બીજા રાજની કોઇબી પરજા લંડનમાં જાએતો પેહલલે બીલો રી મેહેલ જોવાંની તે ઇછા બતલાવશે, એ કાંઇ ઇંગરેજનાં નાંમને થોડું માંન આપનારી વાત નથી. તેઓ જા રે પાછા પોતાનાં દેશમાં જાએછે, તારે લંડનની સઉથી સરસ યાદ એ મેહેલથી રાખેછે, અને જો આખા લંડ નમાં એ મેહેલ સીવાએ બીજું કાંઇબી જોવાનું નહી હોએ, અને આ મેહેલ જોવાને મલીઓ કે, પછી તે લંડ ન જવાથી દલગીર થનાંર નથી. આજ દીન શુધી જેટલા ગરહસથો હીંદુસથાંનથી ઇંગલંડ જાઈ આવીઆ છે, તે સઘળાઓ એ મેહેલની બેહદ તારીફ કરેછે, એટલુંજ નહી, પણ તે મેહેલ વીશે બારે પીઆરથી વાત કરેછે, એટલી બધી તે ઇમારતે તેઓનાં દીલ ઉપર અસર કીધીછે. તેઓ જારે પોતાને વતન આવવા ઇંગલં ડ છોડેછે, તારે સઉથી વધતા દલગીર એમ થાએછે કે, હાવો બીલોરી મેહેલ ફરીથી કાહારે અને કાંહાં જો વાને તેઓને મલશે. હેવા વીચારથી તેઓની આખમાં આંસુ પણ આવેછે. એ મેહેલથી આ લખનારની ઉપર કેટલી અસર થાઈ હતી, તેહનાં દાખલામાં આ એકજ વાત હીંઆં જણાવીઆમાં આવેછે કે, જો કે એ મેહેલ ઘણી વાર જોયો હતો તોબી ઇંગનંડનો કીનાંરો છોડીઆની એક દીવસ આગમજ આખો દીવસ એ મે હેલમાં તેણે કાહાડીઓ હતો, જાંણે તે મેહેલ છોડવા ગમે નહી, અને અંતે સાંહાંજનો વખત થાયો અને ઘડીઆલે ઠરેઉં કે હવે તારે નીકલવું જોઇએ, તાહરે આંખમાંથી આંસુ આવીઆં અને મેહેલ છોડીઆ પછી આગની ગાડીમાંથી જાંહાં શુધી તેહનો બાહેરનો દેખાવ દેખાએ તાંહાં શુધી તે તરફ નજર રાખી.

એ મેહેલમાં આવનારા તમાસગીરોને સારૂ તેજ મેહેલમાં એક વરતમાંન પતર દરરોજ છપાએછે. તાંહાં વીજલીના તારની આફીસ પણછે, કે જેથી કોઇને અગતના કાંમ સર લંડન સંદેસો મોકલવો હોએતો તેમ કરવાને પણબની આવે.

ઉપર લખેલી હકીકત ઉપરથી વાંચનાર પોતાંની મેલે સમજશેકે, આ મેહેલ આખો એક દીવસમાં જો વાઈ શકાએ નહી. લાગટ દરરોજ એક અઠવાડીઉ શુધી જાઇએ, અને તાંહાંની દરએક વસતુ જોવામાં અ

ગત જોગ ધીઆંન આપીએતો, તે મુદત પણ બશ નથી. આ સફાએોમાં જે બયાંન કીધુંછે, તે કાંઈજ નહી, પણ અધુરૂંછે. આ કીતાબનાં કદ તરફ નેગાહ રાખતાં એ કરતાં વધારે લખાઈ શકાયું નથી. આ મેહેલમાંની દરએકે વસતુનુ બયાંન કરવા બેશીએ તો આ જેવા તરણ પુસતકો ભરાએ તેમાં કશો શક નથી, પણ ઉપર જે કાંઈ લખીઆમાં આવીઉ છે, તેથી આ પ્રકરણનાં દર એક વાંચનારનાં દીલમાં બીલોરી મેહેલ જોવાની ઈછાનો આતશ સલગીઆ વના રેહેશે નહી, હેવી ઉમેદછે.

તારીખ ૩૦ મી એપરીલ ૧૮૫૮ ની આખેરીનાં વરસનો આ મેહેલનાં કારભારનો જે હીસાબ છ પાયોછે, તે ઉપરથી હેવું જેપામાં આવેછે કે, એ ખાતાંને હસાબે તે વરશમા (૧૨૨૬૬૨૦) બાર લાખ, છવીશ હજાર, છશો વીશ રૂપીઆની આવક થાઈ હતી. એજ વરશમાં કુલે ખરચ (૮૭૫૮૮૦) આઠ લાખ, પંચો તેર હજાર, આઠશો હેંશીનો થાયો હતો, તેથી નફાની બાકી (૩૫૦૭૪૦) તરણ લાખ, પચાશ હજાર, સાતશો ચીઆલીસ રૂપીઆની રહી હતી.

---

## પ્રકરણ ૨૨ મું.

---

## ગરેટ બરીટનનાં માહેલાં શેહેરો બાતે સપૂર.

મેનચેસટર—રૂઇ અને કાપડનો વેપાર—કાપડ બનાંવવાનાં કારખાંનાં—પરેસટન મધે હારક મીલરનુ નાંમીચું કારખાંનુ—મખમલનુ કાપડ બનાવવાનાં કારખાંનાંઇતીઆદી—કાપડની વખારો—માલ પેક કરવાની રીત—લોહોડાંનાં કારખાંનાં—જાહેર ઇમારતો. લીવરપુલ—એ શેહેરનાં બ દરનો વેપાર—રૂઇની અઇઆત—સેનટ જારજીસ હાલ, ટાંઊન હાલ અને બીજી જાહેર ઇમારતો. લીડસ—ઉનાંતનું કાપડ બનાંવવાનાં કારખાંનાં—ટાંઊન હાલ—એ શેહેરના ઊદીઓગથી ઊતપન થાતી જીનસોનુ સંગરહ સ્થાંન. બરાડફરડ—ગુંઠેલુ કાપડ બનાંવવાનાં કારખાંનાં—સાલેટર મધેનુ મોટું કારખાંનુ—તાંહાંનુ દેવલ અને સર પીટર સાલટની સખાવત—હાલીફાકસ—ગાલીચા બનાંવવાનાં કારખાંનાં. નાંટીગાંમ અને તાંહાંનું "હોઝીઅરી" નું કાપડ બનાંવવાનાં કારખાંનાં. શેફીલડ—છરી, કાંટા, તલવાર અને તેવો બીજો કટલરીનો સાંમાંન બનાંવવાનાં કારખાનાં. કોવેનટરી—રીબન અને ઘડીઆળ બનાંવવાનાં કારખાંનાં. સ્ટાફરડ—પીઆલા, રકાબી અને ચીની કાંમનો સામાંન બનાંવવાનાં કારખાંનાં. બરમીંગાંમ—લોહોડાં કામનાં કારખાંનાં—દારૂ ગોળાનાં હથીઆર બનાવવાના કારખાંનાં—પલેટેડ તથા નકસી કાંમનાં કારખાંનાં—બટન—સોએ—ટાંચની—સ્ટીલ પેન બનાંવવાનાં કારખાંનાં—પેપર માંશ અથવા કાગળથી બનતા સામાનનાં કારખાંનાં—ઇતીઆદી. કોલસાની ખાંન. વારીક—કીલ્લો—આકસફરડ. વેલસનુ પરગણું. મીનાંઇ સસપેનશંન બરીડજનો ઝુલતો પુલ—રેલવેની ગાડી પસાર થવાને સારૂ ચોખંડ બંદ કીધેલો "ટીઊબીઊલર બરીડજ". ઇંગલીશ લેકસ અને તાંહાંનો ખુબસુરત દેખાવ.

આગલ પરગટ થાએલા સફાઓ ઉપરથી આ પુસતક વાંચનારાઓને કેટલેએક દરજજે સમજ પડી હશે કે લંડન કેહવું શેહેરછે, અને તેમાં સું સું જોવાનુંછે. નજરે જોયાથી એ શેહેરની મોટાઈ એકદમ માલુંમ પડેછે, તેમ ઉપલુ બયાંન ગમે તેટલું હધુરૂંછે, તોપણ તેની મોટાઇનો કાંઈબી ખીઆલ એ સફાઓ વાંચીઆથી વાંચનારનાં મંનમાં આવશે, હેવું નમનતાઇથી કેહવાને હમોને આચકો લાગતો નથી. લંડન શેહેર ઇંગલંડનાં રાજની મોટાઇ બતાવેછે ખરૂં, પણ એ રાજની ખરી મોટાઇ, એ દેશની અતીશે દોલત, અને એ દેશનાં લોકોની ભારી હીમત અને તરેહવાર હીકમત કે જેથી તેને આખી પુરથવીની તરફથી માંન મલેછે, તે સઘળું પીછાંનવાને વાસતે, ઇંગલંડનાં બીજા મોટાં શેહેરો જે તેમનાં તરેહવાર કારખાંનાંઓને વાસતે વખણાએલાછે, તે શેહેરો ખાતે જવું જોઈએછે, અને ઇંગરેજ લોકોની હીકમત અને હીમત અને તેઓનાં દરવે એ દેશની પેદાએશમાં કેટલો વધારો કીધોછે, તે તપાસવું જોઈએછે. મેનચેસટર, લીવરપુલ, બરમીંગાંમ, શેફીલડ, લીડસ, હાલીફાકસ, બરાડફરડ, સ્ટાફરડ, નાટીંગાંમ અને હેવાં બીજાં શેહેરો ખાતે જાઈ તાંહાંનાં મોટાં કારખાંનાં જોયાથી આપણે ઇંગલંડ વીશે ખરાબર વીચાર કરી શકસું, એટલુંજ નહી, પણ આદમી જાતનાં કાંમ અને ફાએદાને સારૂ એલમ અને હુનરથી કેટલું બની શકીઉંછે, અને આપણે વાસતે તરેહવાર જીનસો બનાંવવામાં કેવી કેવી કળા અને યુકતીઓ કાંમે લગાડીઆમાં આવીછે તે આપણા જોવામાં આવશે, અને તેથી આપણને ઘણીએક વાતની અગત જોગ ખબર પડશે. એલમ અને હુનરથી આદમી જાતની પોતાની મેહનત કેટલી ઓછી થાઇછે, અને સંચાઓની મારફતે આપણે લાખો આદમીઓનાં જેટલું કાંમ કરીએછ, તેની પુર સમજણ ઉપલાં શેહેરોનાં કારખાંનાંમાં આપણને મલી શકેછે.

હીંદુસથાંનનાં વેપારીઓ ઈંગલંડ ખાતે રૂઉ, રેશમ, ઉન ઈતીઆદી મોકલેછે, તેનાં તરેહવાર કાપડ બનીને અતરે પાછાં આવેછે. આપણા દેશની વસતુને ફેરવીને પેહરવાનાં કપડાં કેમ બનાવીઆમાં આવેછે, તથા આપણા ખપની બીજી તરેહવાર ચીજો કેમ બનેછે, તે જોવાને ઘણુ અચરત શરીખુંછે. વાસતે હેવાં કેટલાંએક શેહેરો ખાતે ફરવાની ઘણી અગતછે.

## મેનચેસટર.

ગરેટ બરીટન મધે લંડંન કરતાં વસતીમાં બીજું અને કારખાંનાંઓમાં પેહલું આ શેહેર ગણીઆમાં આવેછે, અને તે લંડંનથી ૧૮૬ માઈલ દુરછે. એ શેહેર તાંહાંનાં લોકોનાં ઉદીઓગને સારૂ અસલથી વખણાએલુંછે. ૧૬૫૦ નાં વરસમાં એક લખનાંર હેવું કહી ગયો હતો કે "ગરેટ બરીટનનાં ઓતર ભાગમાં મેનચેસટરનાં લોકો સઉથી ઉદીઓગીછે." ૧૮ મી સદીની શરૂઆતમાં એ શેહેર મધે દર વરશે (૬૦૦૦૦૦) શાહાક લાખ રૂપીઆનો માલ બનાંવીઆમાં આવતો હતો. પણ તારપછી તેમાં જાયુક વધારો થાતો ગયોછે અને આજે મેનચેસટરનાં કારખાંનાં જોઈએતો આપણે હેરત થયા વનાં રેહતા નથી. લાંનકાશાએરનુ પરગણુ કે જેમાં મેનચેસટર શેહેર સઉથી અગતનુછે, તે રૂઉનું કાપડ બનાંવવાનાં કારખાંનાંને સારૂ નાંમીચું થયુંછે, અને એ જીનસનું કાપડ બનાંવવાનું કાંમ તાંહાં આસતે આસતે કેટલું વધીઉંછે, તે વખતે વખતે થાએલી રૂઉની આઈઆતની નીચે જણાવેલી વીગત ઉપરથી માલુંમ પડશે. ૧૭૫૧ નાં વરસમાં ઉપલાં પરગણાઓનાં કારખાનાંનાં ખપને સારૂ જુદે જુદે દેશથી મલી ૨૯૭૬૬૧૦, રતલ રૂઉ ગયો હતો; ૧૭૮૦ માં ૬૭૦૦૦૦૦, રતલ; ૧૭૯૦ માં ૩૧૫૦૦૦૦૦, રતલ; ૧૮૦૦ માં ૫૬૦૦૦૦૦૦ રતલ; અને ૧૮૫૬ માં (૧૦૦૦૨૧૦૨૧૦૦૦) એક માહાપદમ, બે કરોડ અને એકવીશ હજાર રતલ. વળી આ તરણ વરસની અંદર ઉપલી મોટી સંખીઆમાં પણ કેટલોએક વધારો થાયેછે. ૧૮૫૬ નાં વરસમાં મેનચેસટર ખાતે ગએલા રૂઉની કીમત (૨૩૯૫૮૦૦૦૦) તેવીસ કરોડ, પંચાનુ લાખ, હેંશી હજાર રૂપીઆ થાઈ હતી તેમાંથી (૮૬૫૨૦૦૦૦) આઠ કરોડ, પાંસટ લાખ, વીશ હજાર રૂપીઆનો દોરો તથા સુતર બનાંવીઉં હતું; (૨૯૬૩૨૦૦૦૦) ઓગંનતીસ કરોડ, તેંસટ લાખ, વીશ હજાર રૂપીઆનું કાપડ બનાવી દેશાવરો ખાતે મોકલીઉં હતું અને (૨૩૨૦૦૦૦૦૦) તેવીસ કરોડ, વીસ લાખ રૂપીઆનું કાપડ ગાંમમાં ખપીઉં હતું એ પરમાણે ૨૩૯૫૮૦૦૦૦, રૂપીઆની કીમતનાં રૂઉમાંથી મેનચેસટરનાં લોકોએ (૬૧૪૮૪૦૦૦૦) એકસટ કરોડ, ઉરતાલીસ લાખ, ચીઆલીસ હજાર રૂપીઆનો માલ બનાંવીઓ હતો. આ પરમાણેનાં માલનો મોરો જથો પેદા કરવાને વાસતે મેનચેસટરમાં કેવાં મોટાં કારખાંનાંઓ ચાલતાં હશે તેનો અટકલો ધારવાને વાંચનાંરને બની આવશે. મેનચેસટર અને તેની આસપાસનાં ગાંમડાં મલી કાપડ બનાંવવાને સારૂ ૧૫૦ કારખાંનાછે, તે ચલાવવાને સારૂ જુમલે ૭૦૦૦ ઘોડાનાં બળનાં ૨૦૦ "સ્ટીમ એનજીન" બાફનાં સાંચાછે, અને સઘળાં મલીને પચાસ હજાર આદમીઓ તે કારખાંનાંમાં કાંમે લાગેછે. આખાં લાંનકાશાએરનાં પરગણામાં સુતર તથા કાપડ બનાંવવાનાં કારખાંનાઓની સંખીઆ ૫૭૫, થી વધારે થાએછે અને જુમલે ૨૦૫૦૦ ઘોડાનાં બળનાં મલી તે કારખાંનાંઓ ચલાવવાને સારૂ ૭૨૫ બાફનાં સાંચાછે અને તેમાં (૩૦૦૦૦૦૦૦) તરણ કરોડ "સ્પીનડલસ" કાંમ કરેછે તથા દોહડ લાખથી વધારે આદમીઓ કાંમે લાગેછે. ઉપલી મોટી સંખીઆ પરમાંણે એ કારખાંનાંમાં "સ્કરટચરસ"—"કારડીંગ એનજીનસ"—"બાબીન" અને "ફલાઈ ફરેમસ" તથા બીજા તરેહવાર ભાગોની સંખીઆની ગણતરી કરવી મુશકેલછે. હાથથી તથા સાંચાનાં બળથી ચાલતા સાર બેહદછે, અને વલી એ ઉપરાંત કાપડ બનાંવીઆ પછી તેમને ઘોવાને તથા રંગવાને તથા છાપવાને વાસતે બીજાં બેહદ કારખાંનાંઓછે તેઓ વલી પોત પોતાનાં કારખાંનાં



રૂના તાર કાઢવાનો સંચો તથા સુતરને ચાકડા ઉપર ચડાવવાનો સંચો.

માં તરેહવાર સાંચાઓ કાંમે લગાડેછે. આ કારખાંનાંઓનાં ખપને સારૂ જીનસો લાવવાને સારૂ તથા માલ બનીઆ પછી બાહેર લઈ જવા સારૂ નોલનો તથા એ કારખાંનાંઓનાં બાફનાં સાંચાને સારૂ કોલસાની ખાંનો ખોદવાનો અને તે બાબદમાં થાતો બીજો સઘળો ખરચ ગણીએતો કાપડનાં આ કારખાનાઓને ચાલતાં રાખવાની (૧૦૦૦૦૦૦૦૦૦) એક અબજ રૂપીઆની થાપણ ધારીએતો તે વધતી નહી કેહવાશે.

પણ હાલનાં વખતમાં મેનચેસટરમાં રેશમ અને ઉનનાં કાપડ બનાંવવાનાં પણ ઘણાએક કારખાંનાં નીકલીઆંછે. હાલનાં સમેમાં મેનચેસટર કાપડ બનાંવવાનાં કારખાંનાઓને વાસતે આખી પુરથવીમાં સઉથી પેહલનું શેહેર ગણાએછે, અને આ પદવી કાંઈ ખોટી નથી, તે ઉપર જણાવેલી વીગત ઉપરથી ખોલલુ દીસેછે. સુતરાઉ કાપડ બનાંવવાનાં બેહદ કારખાંનાઓમાંનાં થોડાએક અગત કરી એ શેહેર ખાતે ગએલા શખસે જોવાં જોઈએછે.

આપણા લોકો હારકનાં લાંગકલાથની ઘણી તારીફ કરેછે, તેમાં કાંઈ ખોટું નથી. મેનચેસટરથી આગની ગાડીએ એક કલાકમાં પરેસટન નાંમનાં ગાંમડાંમાં જાઈ શકાએછે તાંહાં હારક ખીલરનું કાપડ બનાંવવાનુ મોટું અને નાંમીચું કારખાંનુંછે. એ કારખાંનાંનાં પાંચથી વધારે માલછે અને દર એક માર ઉપર એક એક જાતનું કાંમ થાએછે. સફાઈમાં આ કારખાંનાં જેવું બીજું કોઈ નથી. હીંઆં રૂઉનું કાપડ કેમ બનેછે તે હમો ટુકમાં સંમજાવીએચ. સાંચાઓ આપણી નજર આગલ આવીઆ વગર તેમાંની દરએક વીગતની સમજ પડે નહી, માંટે વીગતવાર હેવાલ આપી શકાતો નથી, પણ જે કાંઈ નીચે લખીઉંચ અને મુખીઆ નકસા હીંઆં જોડીઆચ તેથી શાધારણ રીતે સમજ પડશે કે, રૂઉનું કાપડ કેમ બનેછે. કારખાંનાંમાં જે રૂઉ આવેછે તે અલબતાં કચરાથી ભરેલો હોએછે, તેમાંથી સુતર બનાંવીઆની આગમજ તેને સાફ કરવો જોઈએ, અને એ કારણને સારૂ સારી દરાંમત કીધેલીછે. એક પેટી હોએછે તેની અંદર દાંતાં સાથનું લોહોડાંનુ ચકર વીજલીની માફક ફરેછે અને તે પેટીમાં જે રૂઉ નાંખીઓ હોએછે, તે પેલાં ચકરની મારફતે પીંજાએછે. એ પરમાણે ઉપલી પેટીમાં સાફ થાએલો રૂઉ એક બાજુએ પોતાની મેલે પડેછે અને બીજી બાજુએ કચરો જુદો પડેછે. એવી ગોઠવણની પેટીઓમાં તે રૂઉને વારા ફરતી પશાર કરીઆમાં આવેછે, જાંહાં શુધી તે બરાબર સાફ થાએછે તાંહાં શુધી. હવી છેવલી પેટીમાં સાફ થાતી વેલાએ તેની સાથે એક બીજો સાંચો ગોઠવેલો હોએછે, તેમાં તે રૂઉ પોતાની મેલે પોહોરો થાઈને જાંણે એક ગોદરી લોહોડાંનાં સલીઆતી આસપાસ વીતરાતી હોએ તેમ વીતરાએછે. એ પરમાંણે થાએલો રોલ વલી એક બીજા સાંચામાં પશાર થાએછે અને તાહાં તે રૂઉમાં જે કાંઈ છેલલો કચરો હોએછે, તે નીકલીને આગલની માફક ફરીથી રોલ બનેછે. એ પરમાણે બનેલા રોલને દાંતાં સાથનાં એક સાંચાને છેડે જોડીઆમાં આવેછે, તે સાંચાનો નકસો હીંઆં આપેલોછે, જેને કારડીંગ એનજીન કરીને કેહેછે, અને જે દાળા હાત ઉપર પાડેલોછે. એ સાચો એક મોટા પીપ જેવો દેખાએછે તે છે. એને છેડે પેલો રોલ મુકીઆમાં આવેછે અને જે મોટો ગોલ આકાર દેખાએછે તેની નીચે રૂઉ દબાઈને તેની આગલનાં દાંતાંના નાંધલા ગોલ આકાર ઉપર આવેછે, અને તે દાંતાંની મદદથી રૂઉનાં તાર છુટા પડેછે, તે તાર તેની આગલનાં એક નાંકામાં એકઠા થાઈને પતરાંનાં વાશણમાં જાડી દીવેત થાઈને પડેછે, અને એ પરમાણે હારેદાર ઘણાએક સાચા ગોઠવેલા હોએછે આ પરમાણે બનેલી રૂઉની દીવેતનાં તારને હજુર બરાબર કરવાને વાસતે બે અથવા વધતા ગોલ સીલીનડરોની વચમાંથી પશાર કરીઆમા આવેછે તે વખતે તેનાં તાર બરાબર બનેછે અને જેવી જાતનું સુતર બનાવવુ હોએ તે પરમાણે તેટલી વખત તેને તેવા સાંચામા પશાર કરીઆમાં આવેછે. એ દીવેતોને પછી (બાબીન) ચાતરડાં ઉપર ચહડાવીને વલ આપીઆમાં આવેછે જેને ઈંગરેજીમાં "રોવીંગ" કેહેછે અને એ પરમાણે ચહડતાં ઉતરતા ચાતરડાંઓમાં ફરીઆ પછી સુતર બનેછે. એ પરમાણે સુતર વણાએછે તેનો મીતાર કારડીંગ એનજીનની સાંમને પાડેલોછે.



કાપડ વણવાનો સંચો—( ૨૫૨ )

પછી જે ચાતરડાં ઉપર સુતર વીતરાએછે, તે સુતરને વધારે વલ દેવા સારૂ તથા જુદા જુદા નંબરનું સુતર બનાવવા સારૂ પાસે દેખડાવેલા નકસામાં "મીઉલ" નાંમનાં સાંચા ગોઠવેલાછે, તાંહાં લઈ જવામાં આવેછે. એ સાચાંમાં મંનગમતી રીતનાં નંબરનું સુતર કાહાડી શકાએછે. એ સાંચા ગાડી રોકાછે અને તે પોતાની મેળે આગલ અને પાછલ ફરતા રેહેછે. " રોવીંગ ફ્રેમ " માંથી નીકલેલાં ચાતરડાં આ સાંચાની સાંહાંમણે લાવીને મેલેછે, જેમાંથી નીકલેલા દોરા ગાડી સાથનાં પાયશોથી વધારે (સ્પીનડલો) નાંધલાં ચાતરડાં સાથે જોડીઆમાં આવેછે, અને જેમ ગાડી દુર જતી જાએછે, તેમ તે સુતરને વધારે વલ આવેછે અને ગાડીનાં પાછા હટવાથી વણાએલું સુતર પેલા નાંહાંનાં ચાતરડાં ઉપર વીતરાઈ તઈઆર થાએછે. પછી એ સુતરને ચરખાઓ ઉપર ચહડાવી બજારમા જેવી ગોડીઆંની આંટીઓ વેચાએછે તેવી આંટીઓ બનાંવીઆમાં આવેછે.

હવે જે કાપડ વણવું હોએ તો, ગોડીઆંના જેવી આંટીઓ બનાંવવાને ઠેકાંણે ઉપર જણાવેલા નાહાનાં ચાતરડાંને એક ચોકસ રીતે ગોઠવીઆમાં આવેછે, તે હેવી રીતે કે દરએકનો તાર બરાબર એક ગોલ સીલેનડર ઉપર આવેછે અને સાચાની મારફતે પેલા ચાતરડાં ફરતા જાએછે, અને તેની ઉપરનાં સુતરનાં દોરા પોરોહરાં કપડાની માફક હારેહાર વીતરાએછે. એ પરમાણે લપેટાએલા દોરાનાં રોલરને વલી એક બીજા સાંચામાં જોડીઆમાં આવેછે, તાંહાંથી વચમાંથી તે દોરા પશાર થાતી વેળાએ કાંજીનુ પાંણી પીએછે અને બીજી બાજુએ ફરીથી આગમજની માફક ગોલ રોલર ઉપર લપેટાએછે. એ રોલરોને પછી વણવાના સારની સાથે જોડીઆમાં આવેછે. એ સારનો એક નકસો આ જગાએ આપીઓછે તેની અંદર જોયાથી માલંમ પડશે કે તે સારમાં મજબુત સુતરનાં ઉભા દોરા સાથનાં ગાલાછે તેમાથી કાપડનાં તાંણા પશાર થાઈ તેવાજ પીતલનાં દાંતાનાં ગાલામાં પશાર થાએછે અને જેમ વાણો અને તાણો લેવો હોએ તેમ તે દાંતામા સુતર ઉચું અને નીચું થાએછે અને પછી શટલ અથવા ચાતરીની મારફતે વાણો ભરીઆમાં આવેછે અને એ પરમાંણે કાપડ વણાએછે. જાહરે એ સાંચો ચાલેછે તારે તેની ઝડપ ઉપર આપણી નજર બીલકુલ ઠરતી નથી. આ સઘળા સાંચાઓ બાફના એક મોટા સાંચાના બળથી ચાલેછે, આદમીઓ જે ઉભા રેહેછે તે માતર કાંઈ ભુલ થાએ અથવા દોરો તુટી જાએ તે જોવાને તથા અટકાવવાને વાસતે રેહેછે. બાકી આદમીને બીજી મેહનત હીંઆં કાંઈ પડતી નથી. આ પરમાંણે કાપડ વણાઆ પછી તેની ઘરી વાલવાની રીત પણ ઘણી શેહલીછે. એ કાંમ પણ સાંચાથી બની શકેછે.

જેઓ એ પરમાણે કાપડ બનાંવેછે તેઓ તે કાપડ પોતાંનાંજ કારખાંનાંમાં ધોતા નથી, પણ એ કારણને સારૂ વલી બીજા કારખાંનાં વાલાઓ હોએછે. મેનચેસટરની પાસે બોલટન મધે હેવાં કેટલાંએક કારખાનાછે તેમાનુ એક જોયાથી કાપડ કેમ ધોવાએછે તેની આપણને સમજ પડશે. હીંઆ એક ઘણીજ અચરત ભરેલી કળા આપણા જોયામાં આવેછે. કોરા કાપડની ઉપર જે રૂઆં હોએછે તે બાલી નાંખવાને વાસતે તે કાપડને આતસ જેવા લાલ રંગનાં અને ગરમ લોહોડાંનાં રોલર ઉપરથી પશાર કરેઆમાં આવેછે. પેનો આતસ જેવો લોહોડાનો રોલર ઘણોજ ઉતાવલમાં ફરેછે અને તેની ઉપરથી પેલાં કાપડનો તાકો એટલો તો ઉતાવલમાં ફરી જાએછે કે તે કપડાને કસી નુકસાંની થતી નથી, ફકત તેની ઉપરનાં રૂંઆજ બલી જાએછે. આ સાચો જોયાથી આપણને ઘણીજ અચરતી લાગેછે કે હાવા ગરંમ લોહોડા ઉપરથી કપડાં જેવી ચીજ ફરી જાએછે, તોબી તે બલતી નથી, પણ એનો ખોલાસો એટલોજછે, કે કપડું અને પેનો રોલર એ બંધે એક એક ઉપરથી એટલાતો ઝડપમાં ફરી જાએછે કે, કપડાને બલવાને જોગવાઇ મલતી નથી. એ પરમાંણે રૂઆં બાલેઆ પછી તે કાપડને ચુનાં અને પાંણીની ટાંકીમાં નાંખી સારી પઠે ધોવામાં આવેછે અને પછી તેને સુકવીને સાંચાની મારફતે ઘડી કરેછે. એ પરમાંણે કાપડ તઈઆર થાએછે.

હારક મીલરનાં કારખાંનાંમાં સઘળા મલીને ૨૦૦૦ માણસછે અને તેમાં દર અઠવાડીએ ૧૧૦૦૦ તા



Cotton Mule-spinning

સુતર વણવાનો સંચો—(૨૫૨)

કા વણાએછે. એ સઘળા સારોને તથા સુતર વણવાનાં સાંચાઓને ૫૦૦ ઘોડાનાં બળનાં બાફનાં સાંચાની મારફતે ચલાવીઆમાં આવેછે. દરએક સારમાં બે દાહાડે એક તાકો વણાઈ રેહેછે હેવું જણાવીઆમાં આવેછે. જે ઓરડામાં વણવાનાં સારછે તે દરએક સારની આગલ એક અસતરી ઉભી રેહેછે તેથી તે ઓરડામાં જાંણે અસતરીઓની એક મોટી ફોજ હોએ હેવું દીશેછે. આ કારખાંનાંનો માલેક આગલ મી૦ હારક કરીને હતો, તે હમણા જીવતો નથી. હાલમાં તેનો એખલો માલેક મીસતર મીલર કરીનેછે અને એ શખસ ઘણોજ આબરૂદાર અને દોલત વાલોછે. પોતાનું કારખાંનું પારકા મુસાફરોને મોટી ઉલટથી દેખાડેછે અને જે કાંઈ આપણે પુછપરછ કરીએ તેનો ઘણો ખોલાસા ભરેલી રીતે જવાબ આપેછે. પરેસટનમાં એ શખસનું રેહેવાનુ ઘરછે તે ઘણુંજ સોભઈતુંછે, અને તે મવેનો સણગાર ઘણો કીમતીછે અને તે જોવા જવાને વાસતે તેણે પોને હમોને લલાખણ કીધી હતી. એ ગરહસથનાં દીવાંનખાંનાંમાં જે તસવીરખાંનુછે તેની કીમત (૨૦૦૦૦૦) બે લાખ રૂપીઆની જણાવીઆમાં આવેછે. તેની બાએડી મીસતરીસ મીલર પણ ઘણીજ માયાળુ અસતરીછે અને તેણે ઈંગરેજ લોકોનાં ઘેરબારની રીતથી હમોને વાકેફ કરવાને સારૂ પોતાનાં ઘરની રાંધણી તથા દરએક ઓરડા દેખાડીઆ હતા. બબરચીખાંનાંમાં, કેટલુંએક ખાંનું બાફની ગરમીથી પકાવીઆમાં આવતું હતું.

મખમલનુ કાપડ પણ ઘણુ ખરૂં આ શેહેરમાં બનેછે. એ કાપડની ઉપર પેહેલવે રૂઆં આવતાં નથી, પણ હેવી રીતે વણીઆમાં આવેછે કે તેની ઉપરના ભાગનાં વાંણા તથા તાંણા છરીઓથી કાપી શકાએ. એ કારણને સારૂ જે છરીઓ આવેછે, તે આપણી સાધારણ છરીઓનાં જેવી નથી. એ છરી કલમ ઘડવાની છરીનાં જેવી પાતલી પણ આસરે એક ગજ લાંબી, અને અતીશે ધારદાર આવેછે, તે એક નાકેથી ખોશીને સીધી ચલાવી દીશામાં આવેછે તેથી એક નાંકેથી તે બીજે નાંકે શુધી તે કાપડની ઉપરનો વાંણો તથા તાણો કપાએછે. એ છરીની બુડી બાજુ નીચે રાખીને એ પરમાંણે તે કાપડનો દરએક વાંણો તથા તાંણો કાપીઆમાં આવેછે અને તેથી કાપડની સપાટી ઉપર દોરા દેખાએછે. આ પરમાંણે કપડું કાપવાનું કામ કાંઈ સેહેલું નથી, જેઓને અજમાંએસ હોએછે, તેઓથીજ એ કાંમ બની શકેછે, અને તેવાં માણસોને ઘેર તે કારણસર કાપડનાં તાકા મોકલીઆમાં આવેછે. એ શખસોના હાથ હેવાતો હલકા થયા હોએછે, તથા તેઓએ પોતાનાં કાંમમાં એટલીતો ચાલાકી મેલવેલી હોએછે, કે વગર અડચણ અને કાપડ બગાડવે સેંહકડો તાકા તેઓ બરાબર કાપી શકેછે. એ રીતે કાપડની ઉપર ઉભા દોરા કાહાડીઆ પછી તે તાકાઓને એક ફરતા સાંચામાં પસાર કરીઆમા આવેછે અને તે વેળાએ તે કાપડ કઠણ દાંતાનાં બરસોની સાથે સારી પડે ઘસાએછે તેથી પેલી છરીઓની મદદથી કપાએલા ઉભા દોરા કપડાંની સપાટી ઉપર રૂઆં જેવા બની જાએછે. તાહાર પછી તે કાપડને વળી એક બીજા સાંચામાં પશાર કરીઆમાં આવેછે, તાહાં જે સીલેનડરની ઉપરથી કાપડ ફરેછે, તે સીલેનડરની ઉપર લાબી અને ઘણીજ ધારદાર છરી રાખીઆમાં આવેછે. એ સીલેનડર અને છરીની વચેથી કાપડ જવાનો મારગછે, તે એટલોતો બારીક હોએછે કે તે કાપડની ઉપરનાં રૂઆં તાંહાથી પશાર થાતી વેલાએ બરાબર અને સફાઈથી કપાએછે અને મખમલની ઉપર આપણે જે સાફ અને સુંમારા રૂઆંની સપાટી જોઈએછે તે આ સાંચામાં નીકલેછે. તાહાર પછી તે કાપડને ધોઈને અને રંગીને બાફની ગરમીથી સુકવીઆમા આવેછે અને પછી પતરાના પડમા પરેસોની અંદર દાબીઆમાં આવેછે તાંહાં તે મખમલની ઉપર વધારે સફાઈ તથા ચલક નીકલેછે.

મેનચેસટરમાં ભરતનું કાપડબી વણીઆમા આવેછે. એ કાપડ વણવાનો સાચો અચરત સરીખોછે તેનો નકસો હીંઆં આપેલોછે. એ કાપડના સઘળા તાણા સાચામાં ઉભા રેહેછે તે તાંણાં એક ચોકસ ગોઠ, વણથી જેમ ભરત લાવવુ હોએછે તેમ ઉપર તથા નીચે ઉચકાએછે. જેમ ભરત લેવું હોએ, તેમ તાણા અને

વાંણા ઉંચકાએછે, તે એક અચરત સરીખી રીતે બનેછે. એ સાંચામાં ઉભા દોરાની પાશે ડાબી બાજુએ વલાંણમાં બે પટા દેખાએછે તે કાગલનાં બનાવેલાછે અને જેમ ભરત લેવું હોએ તેમ તે કાગલમાં આંધરાં પાડેલાંછે, તેથી કાગલ જેમ જેમ ફરેછે, અને તેમાંનાં આંધરાં સાંચાનાં ઉપરનાં ભાગમાં જેમ જેમ દાંતામાં પશાર થાએછે, તેમ તેમ પેલા દોરા ઉભા અને નીચા થાએછે અને કાપડ ઉપર જોઈતું ભરત આવેછે.

ઉપલા સફાએ ઉપરથીજ વાંચનાર સમજશે કે મેનચેસટર કાપડનું એક મોટું બજારછે. હીંઆં કાપડની વખારો જોઈને આપણે ઠઠ થાઈ જાઈએથ. મેશરસ એસ એનડ જે વાટસની જે વખારછે, તેની ઉપર જો પાટીઉં નહી મારેલું હોએતો, બાહેરથી જોતાં આપણે એમ સમજીએ કે આ કોઈનો માહાલારત મેહેલછે. જેમ બીજા ખાતાં તથા જાહેર ઈમારતો મુસાફરો જોવા જાએછે, તેમ આ મોટી વખાર પણ લોકો જોવા જાએછે. કેહેછે કે જો આ વખાર લંડનમાં હતે તો, તાંહાં પણ તેની અતીશે તારીફ થાતે અને પેહલલે વાંધેની ગણાતે. આ ઈમારતનાં તરણ મારછે, અને એક એક માર ઉપર જુદી જુદી જાતનો સાંમાંન ગોઠવેલોછે. હીંઆં જે માલ વેચાએછે, તે પરચુટન વેચીઆમાં આવતો નથી, પણ દુકાંનદારોને જડાબંદ વેચીઆમાં આવેછે. અંદર દાખલ થયા કે દરએક માલ ઉપર મોટાં દીવાંનખાંનાં દેખાએછે, અને મેહેલોનાં દીવાંનખાનાંઓને આરસીઓ અને નવાઈની અને કીમતી વસતુએ સણગાર આપેછે, તેમ આ દીવાંનખાંનાંઓને તેમાં વેચવાને સારૂ સોબઈતી રીતે ગોઠવેલા માલથી સણગાર મલતો હતો. એક માર ઉપરથી બીજા માર ઉપર જવાના દાદરો મેહેલનાં દાદર જેવાં સોભઈતાછે. એક માર ઉપરથી બીજે માર માલ પોંહોચાડવાની ગોઠવણ ઈઆરીની મારફતે કીધેલીછે અને દીવાંનખાંનાંને એક નાંકેથી બીજે નાંકે સાંમાંન મોકલવાને સારૂ ગોપા નાંધલી લોહોડાંની સડકોછે, જેની ઉપરથી પઈડાં સાથનાં બાકસો સેરવી દીધામાં આવેછે. આ વખારમાં કેટલો માલછે તેનો અટકલો આપવાને વાસતે આટલું કેહવામાં આવેછે કે મરદ ઓરત અને બાળકો મલી આખી મેનચેસટરની વસતીનાં પેહરવાનાં એકદંમ કપડાં કરવાં હોએ, તો તેટલું અને સઘળી જરૂરતું કાપડ હીંઆંથી એકદંમ મલી આવશે. કોઈબી વસતુ બાહેર લેવા જવી પડે નહી. વલી કાપડ જાતની એકબી વસતુ હીંઆં નહી હોએ તેવું નથી. આ વખાર હુંગાડીઆને આસરે પાંચ વરસ થયાંછે, અને જે દીને તે પેહલલે હુંગાડીઆમાં આવી તે દીવસથી છ અઠવાડીઆંની મુદતમાં તાંહાં (૧૫૦૦૦૦૦) પંદર લાખ રૂપીઆનો સાંમાંન વેચાયો હતો. આ મોટી ઈમારત બાંધવામાં (૧૦૦૦૦૦૦) દશ લાખ રૂપીઆનો ખરચ થાયો હતો અને તેમાં ગરમી તથા હવા દાખલ કરવાની ગોઠવણ ઘણીજ સારીછે.

જાંહાં આટલો બધો માલ ઉતપન થાએછે તાંહાં માલની ગાંસડીઓ બાંધવાની તથા પેટીઓ બનાવવાની ગોઠવણ આદમીનાં હાથ ઉપર રાખીઆમાં આવી હોએતો ભારે અડચણ પડીઆ વગર રેહે નહી, તેથી માલની ગાસડીઓ હંમેસાં સાંચાની મારફતે બાંધીઆમાં આવેછે અને જાંહાં એ પરમાંણે માલ બંધાતો હોએ તાંહાં એકવાર જાઈ તે જોવું જોઈએછે. જાંણે ચાહે શાકરનાં પડીકાં બંધાતાં હોએ તે મીશાલે કાપડનાં ખાંડીબંદ તાકાઓની જહડપમાં ગાંસડીઓ બંધાએછે તે જોયાથી આપણને કેટલીએક રમુજ અને અચરતી ઉપજેછે.

મેનચેસટર મધે શારપ સ્ટુઅરટ તથા મી૦ ફેરબરનનાં "આયરન ફાઉંનડરી" એટલે લોહોડાંનાં સામાંનો બનાંવવાનાં કારખાંનાંછે, તે ખચીત જોવા લાએકછે. આ કારખાંનાંઓ ઘણા મોટાંછે અને સોહોડાં કાંમની મોટી જીનસો જે રીતથી તાંહાં બનેછે તે જોયાથી આપણને ઘણીએક અચરતી ઉપજેછે. મોટી ભઠીઓની અંદર લોહોડુ તવાઈને લાલ અથવા સફેદ રંગનું બનેછે, તેવાં તાવેલાં લોહોડાથી ભરેલી ડેગો સાંચાની મારફતે ઉંચકાએછે, તેમાંથી પછી જે જીનસો બનાંવવાની હોએછે તે ઓટી કાહાડેછે, તથા બીજી તરેહવાર મોટી જીનસો બનાંવવામાં જે તરેહ તરેહનાં સાંચા બનાંવેલાછે, તે સઘળાને પોત પોતાનુ કાંમ કર

તા જોઈને આપણને ઘણી અચરતી ઉપજેછે. એવાં મોટાં કારખાનાંઓમાં જે મોટી હથોડીઓ હોએછે
તે બાફનાં સાંચાનાં જોરથી વાગેછે. એવી એક હથોડીનુ પડવું છથી બાર હંડરવેટનાં વજનનુ થાએછે, અ
ને તેનાં જોરથી મોટા લોહોડાંનાં કટકાઓ થોડા વારની અંદર જેવા જોઈએ તેવા થાઈ જાએછે. એક ફુ
ટ જાડા લોહોડાંનાં કટકાને ફરતા રોલરોની અંદર મેલીઆથી થોડી મીનીટની અંદર કાગલ જેવા પાતરા
પટા થાઈ જાએછે. જાડાં પતરાંઓની અંદર આંધરા પારવાનુ કાંમ ગોયા કાગળમાં ટાંચનીથી હાંધરા પારીએ
તેમ બનેછે. મોટા મોટા "ઈસકરૂ" થોડા વારમાં બનેછે. મી૦ ફેરબરનનાં કારખાંનાંઓમાં બાફનાં સાં
ચાની મોટી એનસો બનાંવીઆમાં આવેછે. આ ધણીનાં તથા શારપ સ્ટુઅરટનાં લોહોડાં કાંમ બનાંવવાનાં
મોટા કારખાંનાંઓમાં અગત કરીને બાફનાં સાંચાનો સઘળો સામાંન બનાંવીઆમાં આવેછે. આપણા દેશ
માં લોહોડાંની સડક ઉપર જે બાફનાં સાંચા દોડેછે તે ઘણાખરા શારપ સ્ટુઅરટની ફાંઉનડરીમાં બનાવેલાછે.

જાહેર ઈમારતો મધે મેનચેસટરમાં ફરી ટરેડહાલ, ટાંઉનહાલ, એકશચેનજ હાલ—કથીડરલ, અને
બીજી ઘણીએક જેવા લાએક ઈમારતોછે. બાગોમાં પીલ પારક તથા કુઈનસ પારક ફરવા લાએકછે. પીલ
પારકની સાથે એક ઘણુજ કીમતી સંગરહસથાંન તથા પુસતકખાંનું જોડેલુંછે. એ વગરે મેનચેસટરમાં બીજા
ઘણાએક સંગરહસથાંન તથા પુસતકખાંનાંછે. એક પુસતકખાંનું ગરીબ કારીગરો તથા ઉદીઓગી શખસોને
સારૂ મુફત હુંગાડું મેલેલુંછે.

## લીવરપુલ.

આ શેહેર ખાતે મેનચેસટરથી આગની ગાડીની મારફતે એક કલાકમાં જાઈ શકાએછે અને એ શેહે
ર અગત કરીને રૂઉનાં બજાર અને તેનાં બીજા મોટા વેપાર અને બોહોલાં બંદરથી ભારી વખણાએલુંછે. આ
જથી પચાશ વરસની વાત ઉપર લીવરપુલ ઘણુ અગતનું ગણાતું નહી હતું. તે વખતનાં કરતાં હાલમાં તે
નો પાંચ ઘણો વધારો થાયોછે. એ શેહેરમાં જુદાં જુદાં વરસમાં જેટલાં વાંહાંણ આવીઆં હતાં તથા તેમ
ની જે "ડાક ડીઉટી" થાઈ હતી તેની વીગત જે નીચે આપીછે તે ઉપરથી એ શેહેરનાં વેપારનાં વધારાની સ
મજ પડશે. ૧૮૦૦ નાં વરસમાં ૪૭૪૬ વાંહાંણ લીવરપુલમાં ગયાં હતાં તેની ડાક ડીઉટી ૨૩૩૭૯૦ રૂપીઆ
થાઈ હતી; ૧૮૨૦ માં ૭૨૭૭ વાંહાંણ—ડાક ડીઉટી ૯૪૪૧૨૦ રૂપીઆ; ૧૮૩૦ માં ૧૧૨૧૪ વાંહાંણ—ડાક
ડીઉટી ૧૫૧૩૫૯૦ રૂપીઆ; ૧૮૪૦ માં ૧૫૯૯૮ વાંહાંણ—ડાકડીઉટી ૧૭૮૧૯૬૦ રૂપીઆ; ૧૮૫૦ માં
૨૦૪૫૭ વાંહાંણ—ડાક ડીઉટી ૨૧૧૭૪૩૦ રૂપીઆ; ૧૮૫૬ માં ૨૦૮૮૬ વાહાંણ—ડાક ડીઉટી (૩૨૬૮૦૧૦)
બતરીસ લાખ, હરસટ હજાર અને દશ રૂપીઆ. એજ પરમાંણે માંડવીની જગાતમાં પણ અતી ઘણો વ
ધારો થાયોછે. ૧૮૫૫ નાં સાલમાં (૩૫૭૬૩૪૪૦) તરંણ કરોડ, સતાવન લાખ તેંસટ હજાર, ચારશો ચી
આલીસ રૂપીઆ થઈ હતી તેમાં વળી ૧૮૫૬ નાં વરસમાં વધારો થાઈને તે વરશમાં ચોવીસ લાખ રૂપીઆ
વધતાની અથવા જુમલે (૩૮૨૪૧૭૭૦) તરણ કરોડ, બેઆસી લાખ, એકતાલીસ હજાર સાતશો સીતેર રૂ
પીઆ જગાતનાં મલીઆ હતા. આ બંદરમાં ઘણાખરાં બારકસો આમેરીકાથી આવેછે, કાંએજે એ શેહેરનો
મોટો વેપાર રૂઉનોછે અને એ રૂઉ ઘણોખરો યુનાંઈટેડ સ્ટેટસનાં દખણનાં પરગણાઓમાંથી આવેછે. એ
દેશ ખાતે થાતા રૂઉના વેપારનો વધારો કેમ થતો ગયોછે તે નીચે જણાવેલી વીગત ઉપરથી મલશે. ૧૭૮૦
નાં વરસમાં ૬૭૬૬૬૧૩, રતલ; ૧૮૦૦ માં ૫૬૦૧૦૭૩૨; ૧૮૨૦ માં ૧૪૩૬૭૨૬૫૫; ૧૮૩૦ માં
૨૬૧૯૬૧૪૫૨; ૧૮૪૦ માં ૫૮૩૪૦૦૦૦૦; ૧૮૫૦ માં (૬૮૫૬૦૦૦૦૦) અરસટ કરોડ અને છપન લા
ખ રતલ અને ૧૮૫૬ નાં વરસમાં (૨૦૨૮૮૫૦) વીસ લાખ, અઠાવીસ હજાર, આઠશો પચાશ ગાં
સડી અથવા (૮૦૦૦૦૦૦૦૦) હેંશી કરોડ રતલ રૂઉ એ શેહેરમાં ગયો હતો. એ શેહેરનાં વેપાર

માં અનાંજ તથા આરો, તથા ઉન પણ મોટી જીનસો ગણાએછે. લીવરપુલ ખાતે જનારો શખસ તાંહાં ની મોટી તરતી ગોદીઓ જોઈનેજ તાંહાંના વેપાર વીશે પોતાંનો વીચાર બાંધશે. એ ગોદીઓ ગોયા વાંહાંણો ની વખારોછે. જેમ લાકડાંની વખારમા સીચેલા લાંકડાં જોઈએચ તેમ આ શેહેરની મોટી ગોદીઓમાં વાંહાંણો ઓચેલાં આપણને દેખાએછે. જે શખસ લીવરપુલ જાએછે તેને તાંહાંની ગોદીઓ જોવાની પેહલલે બલાણ કરીઆમાં આવેછે. એ ગોદીઓની પાસે જે મોટી વખારોછે તે જોયાથીજ આપણને અચરતી ઉપજે છે, અને કોઈબી રીતની સંખીઆ જાંણીઆ વગર લીવરપુલનું બંદર, તાંહાંની ગોદીઓ અને તેની આસપાસની મોટી વખારો અને તાંહાં મેલેલા માલનાં જથા જોયાથીજ એ શેહેરમાં બારી વેપારનો ખીઆલ તરત આપણને આવેછે. લીવરપુલની માડવીની ઈમારત બાંધવામાં (૨૮૩૮૦૪૦) અઠાવીસ લાખ, આરતીસ હજાર અને ચીઆલીસ રૂપીઆ લાગા હતા. આ શેહેરમાં થોડાંએક કારખાંનાંછે, પણ તે માંનચેસટરનાં જેવાં વખણાએલાં નથી.

લીવરપુલમાં ઘણીએક સારી ઈમારતોછે. લંડનમાં "રાએલ એકસચેનજ" છે તેમ એ શેહેરમાં "લીવરપુલ એકશચેનજ" છે તાંહાં દરરોજ વેપારીઓનો મોટો જમાવ થાએછે. એ ઈમારતની આસપાસ વેપારીઓની મોટી આફીસોછે. લારડ સ્ટ્રીટ, ચરચ સ્ટ્રીટ અને બોલડ સ્ટ્રીટ જવે ઘણી સોબઈતી દુકાંનોછે. જારજીસહાલની ઈમારત ખરેખર જોવા લાએકછે અને પુરથવી ઉપરની રૂઢથી સારી ઈમારતોમાંની એ પણ એક ગણાએછે. આ ઈમારત અને તેને લગતી જગા ૩ા એકર જમીન રોકેછે, અને તેને બાધવામાં ચાર લાખ કીઉબીક ફુટ પથર ખપીઓછે.' તેની ચારે બાજુએ સોબઈતા દરવાજાછે, દખણ તરફનાં દરવાજાનો "પોરટીકો" ઘણોજ સોબઈતોછે અને તેનાં માથા ઉપર કેટલાએક ચીતારો પાહેલાંછે તેની મતલબ ઈંગલંડની મોટાઈ અને લીવરપુલનો વેપાર બતાવાનીછે. એ ચીતારો પછવાડે ૩૫૦૦૦ રૂપીઆ ખરચ થાયો હતો. સેનટ જારજીસહાલની સઉથી વધતી લંબાઈ ૫૦૦, ફુટછે, પોહોલાઈ ૧૭૫ ફુટછે અને ઉંચાઈ ૧૧૨ ફુટછે. એ ઈમારતનો બાહેરનો દેખાવ ઘણોજ દબદબા ભરેલો લાગેછે, પણ અંદર ગયાથી આપણે જે જોઈએચ તેથી આપણી અચરતી ઘણી વધેછે. બીડનાં લોહોડાંનાં બનાવેલા ઘણાજ નકસીદાર દરવાજાની અંદરથી આપણે તાહાં દાખલ થાઈ શકીએચ. ઘણીજ સોબઈતી સીહડીઓ પશાર કરીઆ પછે, લોહોડાંનાં સોબઈતા બારણામાં થાઈ દખણ તરફનાં દીવાંનખાંનાંમાં જવાએછે. એ દીવાંનખાંનાંમાં ઘણાજ સોબઈતા થાબોછે અને તેની દેવાલ રાતા અને સફેદ ગરાંનીટનાં પથરની નકલ કરી રંગેલીછે. એ ઓરડાની સીલીંગ સારી રંગેલીછે અને તેની ઉપરથી એક ઘણુંજ સારૂ જુંમરછે. હીંઆંથી આગલ ચાલીઆ પછી આ શેહેરની ઈનસાફની અદાલતનાં કેટલાએક ઓરડા આવેછે. આ ઈમારતનો મુખીઅ હાલ ઘણોજ ખુબસુરતછે અને લંબાઈમાં ૧૬૯ ફુટ અને પોહોલાઈમાં ૭૪ ફુટછે. હીંઆંની ભોંએ જુદા જુદા રંગીન પથરોથી તથા "રાએલ આરમસ" તથા તરેહવાર બીજી નકસીઓથી ઘણીજ સોબાઈતી કીધેલીછે. હીંઆં ૮૪ ફુટ ઉંચાઈનુ એક મોટું આરકું જોઈએછે, તેની બાધણીજ કેટલીએક અચરતી આપણામાં ઉતપન કરેછે. એજ પરમાંણે સીલીંગ પણ ઘણી સોબઈતી કીધેલીછે અને તેની ઉપરથી ગીઆસની રોશનીનાં દશ જુંમરો લટકાવીઆમાં આવીઆંછે. આ દીવાંનખાંનાંનાં ઓતર તરફનાં બાગમાં જે વાજાંની પેટી જડીઆમાં આવીછે, તેવી મોટી પેટી કોઈબીજે ઠેકાંણે નથી હેવું જણાવીઆમા આવીઉછે તેમાં ૧૦૮ "સ્ટાપસ" તથા ૮૦૦૦, "પાઈપ" એટલે નલીઓછે, તે એક ઈચથી બતરીસ ફુટ સુધી લાંબીઓછે. તેમાં પવન દાખલ કરવાને વાસતે બે મોટી અને છ નાંથલી ધમંનોછે કે જેને ફુકવાને સારૂ છ ઘોડાના બલનો એક સ્ટીમ એનજીન કાંમે લગાડવો પડેછે. દર અઠવાડીઆમાં તરણ વાર એ વાંજાંની પેટી જાહેરમાં વજાડીઆમાં આવેછે, તારે જીજ કીમત લઈ લોકોને અંદર દાખલ કરીઆમાં આવેછે. આસરે ૩૦૦૦ આદમીઓ તાંહાં શેહેલથી સમાઈ શકેછે.

આ ઈમારતમાં ૮૧ ફુટ લાંબો, ૭૦ ફુટ પોહોળો અને ૪૨ ફુટ ઉંચો બીજો હાલછે તેને "કાંનસરટસ હા લ" કરી કેહેછે. હીંઆં વારેવાર ગાએણનો તમાશો થાએછે તાહરે હજારો લોકો તાંહાં જાએછે. આ ઈ મારતમાં ગરમી દાખલ કરવાને સારૂ તેનાં ભોએરાંમાં ઘણી સારી ગોઠવણછે અને તે કારણસર ગરમ પાં ણીની જે નલીઓછે તેની કુલ લંબાઈ સાત માઈલ થાએ. આખી ઈમારત બાંધવામાં (૨૩૦૦૦૦૦) તેવી સ લાખ રૂપીઆ ખરચ થાયો હતો.

આ શેહેરનો ટાંઉન હાલ પણ ઘણોજ સોભાઈતોછે. તાંહાંની બીજી જાહેર ઈમારતો પણ ઘણીજ સારી બાં ધણીનીછે. હીંઆં કેટલાંએક સંગરહસથાંન તથા પુસતકખાંનાં તથા ઉદીઓગશાળાછે. આંધલાઓને વાં ચવા લખવા સીખવવાને સારૂ નીશાળછે તથા તેઓને બંદગી કરવાને સારૂ દેવળછે. એક પુસતકખાંનુંછે તાં હાં લોકોને મુફત વાંચવા દીધામાં આવેછે. એ શેહેર ખાતે કેટલાએક સારા બાગો પણ છે અને "ઝુઓ લાજીકલ ગારડનસ" એટલે જીવતાં જાંનવરોનો સંગરહ તથા એક છોડાએત બાગ પણ છે. મુરદાં દાતવાની જ ગાછે તે પણ બાગનાં જેવી ફરવા લાએકછે. જે ઈમારતને ફીલહારમાંનીકહાલ કરી કેહેછે તે આસરે (૪૦૦૦૦૦) ચાર લાખ રૂપીઆને ખરચે બાધીછે અને તે ખચીત જોવા લાએકછે. હીંઆં વરસમાં પંદ ર અથવા વીસ વખત ગાએણનો મોટો તમાશો થાએછે, તે વેલાએ આખાં ઈંગલંડ મધેથી નાંમીચા ગાણા રાઓ તાંહાંની રમતમાં સાંમેલ થાએછે અને તે વેલાએ તાંહાંનુ ગાએણ સાંભલવાને સારૂ તરણથી ચાર હજાર આદમીઓ ભેગાં થાએછે. આ મોટાં દીવાંનખાંનાંમાં રાતની વેલાએ આપણે એકખી રોશની જોતા નથી, પણ સીલીંગની અને છાપરાંની વચેનાં ભાગમાં રોશની કરીઆમાં આવેછે, તે રોશની સીલીંગની અંદરથી ઓરડામાં અજવાલું આપેછે.

આ શેહેર ખાતે દુનીઆનાં સવળા ભાગો ઉપરનાં વાંહાંણો જાએછે, તે વીશે આગમન જણાવીઉંછે. એ બારકસો મધે જતા આવતા હજારો ખલાસીઓને રેહવાનો આસરો આપવાને વાસતે લીવરપુલ મધે જે "સેલર હોમ" બાંધેલુંછે તેવી ઈમારતો દુનીઆમાં થોડી હશે. જેઓ અંદર રેહેછે તેઓનાં હંમેસનાં ધંધા તરફ નેગાહ કરીને આ ઈમારત વાંહાંણનાં આકારમાં બાંધીછે. તેનાં ચાર અથવા પાંચ માળછે, તેમાં દરએકની બંને બાજુએ વાંહાંણની કેબીનોની માફક નાંધલા ઓરડાઓની હાર કીધેલીછે, અને વચેવચમાં ખોલલો ચોક રાખેલોછે કે જે વાંહાણનાં તુતકની માફક દીશેછે અને વળી તેથી આખી ઈમારતમાં તાજી હવા સેહલાઈથી દાખલ થઈ શકેછે. જીજ ખરચે ખલાસીઓ હીંઆં રહી શકેછે અને એક હજાર આદમી તાંહાં સેહેલથી સમાઈ શકેછે.

ઈંગલંડનાં ધરમખાતાંઓમાં "વરક હાઉસ" એક અગતનુ ખાતું ગણીઆમાં આવેછે. જેઓ ઉ દીઓગથી પોતાનુ ગુજરાંણ કરવાને શકતીવાન હોએ, પણ તેઓને કેથે ચાકરી નહી મલતી હોએ, તેવા શખ મો તથા છોકરા અને છોકરીઓને સારૂ ગરેટ બરીટનમાં દરએક શેહેર ખાતે "વરક હાઉસ" છે કે જાંહાં તેઓને ઉદીઓગ સીખાડીને કાંમ કરાવીઆમાં આવેછે અને તેનાં બદલામાં તેઓને ખાવાનુ તથા પેહરવા નાં લુગડાં આપીઆમાં આવેછે, તથા જેઓને વાંચતાં લખતાં નહી આવડતું હોએ તેઓને તે પણ સીખા ડીઆમાં આવેછે. લીવરપુલ મધે જે વરક હાઉસછે, તે આખાં ઈંગલંડમાં સઉથી મોટુંછે, હેવું જણાવીઆ માં આવીઉંછે. તાંહાં ૨૦૦૦, આદમીઓનુ ગુજરાણ થાઈ શકેછે, અને તાંહાંનાં શખસોને સીખવવામાં તથા ઉદીઓગ કરાવવામાં જે રીત તથા ગોઠવણ ચાલુછે તે કાંઈજ નહી પણ તારીફ લાએકછે. હેવા ખાતાં ઓથી ગરીબોનાં હકમાં અતી ઘણો ફાએદો થાએછે.

લીવરપુલથી છ માઈલની વેગલાઈએ આસરે બે હજાર ગુનેહગારો રહી શકે તેવી એક "જેલ" અથવા કેદખાંનુછે તે લીવરપુલ ખાતે ગએલા મુસાફરે ખચીત જોવું જોઈએછે. હીંઆં બંધીવાંનોને હેવી રીતે રાખી

આમાં આવેછે તથા કાંમ કરાવીઆમાં આવેછે કે, તેઓ પાછલથી શુધરીઆ વનાં રેહે નહી. આખું કેદખાનુ હેઉંનો સાફ અને સોભઈતુછે કે ગરહસ્તોનાં રેહવાનાં મકાંનો તેથી વધારે સાફ નહી હશે. બંધીવાંનો પાશે સઘળી રીતનાં ઉદીઓગો કરાવીઆમાં આવેછે અને કેટલાએકો જેઓ આગમજ ચોરીથી પોતાનુ ગુજરાંણ કરતા હતા, તેઓ જારે આ બંદીખાનુ છોડેછે, તારે આબરૂ અને ઉદીઓગથી પોતાનુ ગુજરાંણ કરી શકેછે.

લીવરપુલની પહોશમાં દરીઆનાં કીનારા ઉપર નીઉ બરાઈટન કરીને એક નાંધલું ગામડુછે તાંહાંની હવા ઘણી સારીછે. લંડનનાં લોકો બરાઈટન ખાતે હવા ફેરબદલ કરવા જાએછે, તેમ લીવરપુલનાં લોકો નીઉ બરાઈટન ખાતે જાએછે. હીંઆ ઘોડા તથા ગધેડાં ઉપર સવાર થાઈને દરીએ કીનારે ફરવાની એક ઘણીજ સારી ગમત જાંણીઆમાં આવેછે.

## લીડસ.

સકલાત અને ઉનનાં કાપડનાં કારખાંનાં આ શેહેર મધે ઘણાછે. જેમ રૂઉમાંથી સુતર વણીઆમાં આવેછે તેમ હીંઆં ઉનમાથી સુતર બનાંવીઆ પછે તેનુ કાપડ વણીઆમાં આવેછે. પછી તે કાપડને સારી પઠે ભીનવીઆમાં આવેછે અને તેવીજ હાલતમા તે કાપડની સારી પડે સાંચોથી પડતી મોટી હથોડીથી કુનદી કરીઆમાં આવેછે, તે એટલા સુધી કે, પેલું વણેલું કાપડ દેખાએ નહી અને તેના દોરા એક એક સાથે મલી જાએં. તાહારપછી તે કાપડને બટાંમ જેટલા કાંટાની એક વસતુ જેને ઈંગરેજીમાં ફીન્સ્લ કરી કેહેછે, તેનાં રોલરની ઉપર સારી પેઠે ફેરવીને ઘસીઆમાં આવેછે, તેથી તે કપડાની ઉપર આપણને જોઈએ તેવાં રૂઆં નીકલી આવેછે. તાહાર પછે તે સકલાત અથવા બનાત ઉપર જે રૂઆં ઊગીઆ હોએ તેને બરાબર કાપવાને સારૂ જેમ મખમલને એક ધારદાર હથીઆરની નીચેથી પસાર કરીઆમાં આવેછે, તેમ આ કાપડને પણ કરેછે, તેથી કરીને સકલાતની ઉપરનાં રૂઆં કપાઈને ઘણાજ બારીક થાએછે. એમ કરીઆ પછી તે કાપડના તાંકાને દરએક ગજનાં એક એક પરે ગરંમ લોહોડાંના પતરાં સાથે પરેસોમાં દાબીઆમાં આવેછે, અને એ મીશાને ગરમ લોહોડાં સાથે દબાણથી, સકલાત ઉપર આપણે જે ચલકાટ જોઈએછે, તે નીકળી આવેછે.

બરનુસો બનાંવવાનાં કારખાંનાં પણ ઘણાખરાં એજ શેહેરમાછે. એ કાપડ બનાંવવાનું કામ ઘણુજ સેહેલુંછે. એ કાપડ કાંઈ વણવામાં આવતું નથી, પણ ઉનને સારી પઠે કુંટીને આટા જેવું બનાવીઆમાં આવેછે અને પછી તેને એક સરકી રીતે પાથરીને એક પોહોરા સાચાંની અંદરથી પસાર કરીઆમાં આવેછે અને તેમાં તે એક સરકુ દબાઈને બરનુસ થાએછે. એ વગરે બરનુસ બનાંવવામાં કશી મેહેનત પડતી નથી.

જાહેર ઈમારતોમાં લીડસમાં આજ ચાર વરસ થયાં જે ટાઉનહાલ બધાયોછે તે ઘણોજ ખુબસુરતછે. વચમાંનાં હાલમાં નાંમદાર રાંણીનું સંગેમરમરનું બાહાવલુંછે, તે તાંહાંનાં લારડ મેઅર સર પીટર ફેરબરનનાં ખરચથી મેલેલુછે. આ શેહેરમાં દર વરશે તાંહા ઉતપંન થાતાં કાપડનું એક સંગરહસથાંન બનાંવી જાહેરમા હુંગાડું મેલીઆમાં આવેછે તે વેલાએ આ શેહેરમાં અને તેની પહોસનાં ગાંમડાઓની ઉનના કાપડ બનાંવવાના ઉદીઓગની બરાબર પીછાંન કરવાને બની આવેછે.

લીડસ મધે કાચનાં અને કોરીનાં વાશણ બનાંવવાનાં તથા ઝીનાં સાંચા બનાંવવાનાં કેટલાંએક કારખાંનાંછે તેઓ વીશે આ જગાએ લખવાની અગત નથી.

## બ્રાડફરડ.

આ શેહેરમાં ઘણુ કરીને ગુંઠેલા કાપડ વણવાનાં કારખાંનાંછે તે મધેનાં સાંચા જરૂરનાં તફાવત વગરે (જે કાગજ ઉપર સમજ પડે નહી.) બીજાં કાપડ વણવાનાં જેવાજછે, માંટે હીંઆં વધારે બોલવાની અગત નથી.

આ શેહેરથી દશ માઈલની વેગલાઈએ સાલટેર નાંમનાં ગાંમડાં મધે હેવાં કાપડનું એક ઘણુ મોટું કારખાંનું છે, તાંહાં એક એક ઓરડામાં, પાંચશો સારછે. આ ગાંમડાંનું નાંમ આ કારખાંનાંનાં માલેકનાં નાંમ ઉપરથી પડેઉછે અને તાંહાં તેનાં કારખાંનાંનાં માંણમો સીવાએ બીજા જુજ લોકો રેહેછે. એ કારખાંનાંનાં માલેકે પોતાનાં માંણસોને જગતી કરવાને બની આવવા સારૂ એક લાખ રૂપીઆ ખરચી એક દેવલ બાંધી ઉછે તથા તેઓનાં છોકરાંઓને અગત જોગ કેલવણી આપવાને વાસતે નીશાળો સથાપીછે. બરાડફરડથી નીકલીઆ પછે આપણે

## હાલીફાકસ

ખાતે જાઈએય તાંહાં ગાલીચા બનાંવવાનાં ઘણા કીમતી કારખાંનાંછે. એ કાપડ કેવા સાંચામાં બનાંવીઆમા આવેછે તેનો નકસો મેનચેસટરનાં ભાગમાં ભરતનુ કાપડ વણવાનાં સાંચાના નકસાની નીચે આપીએછે. હીંઆં સઘળા દોરા રંગ પરમાંણે એક એકની ઉપર હારેદાર ગોઠવીઆમાં આવેછે અને જેમ ગાલીચા ઉપર જુદા જુદા રંગ લેવા હોએ તેમ તે દોરા, (જેમ ભરતનું કાપડ સાંચામાં પેલાં આંધરાં, સાથનાં કાગલની મદદથી બનેછે,) જરૂર પરમાંણે ગાલીચાનાં આકારમાં વણાએછે.

## નાંટીંગાંમ.

જે પેહેરવાનાં કપડાને "હોશીઅરી" કરી કેહેછે, જેમ કે ખમીસ, સ્ટાકીન, વાસકુટ અને તેવી બીજી જીનસો, તે આ શેહેર મધે બનેછે. મીશીઅરસ હાઈન અને મંનડેલાનું કારખાંનુ ઘણુ મોટુંછે. હીંઆં સ્ટાકીન ઘણી અચરત સરીખી રીતે વણીઆમાં આવેછે. આપણી દગલીની ગોલ બાંએછે, તે મીશાલે લાંબા સ્ટાકીનનાં તાકા વણીઆમાં આવેછે. જે સાંચા ઉપર સ્ટાકીન વણાએછે તે ગોલ ફરેછે અને તેની ઉપર ફરતી ગુંઠણ થાએછે. એ પરમાંણે ગોલ બાંએનાં આકારમાં લાંબા તાકા વણીઆ પછી તે માથી પગનાં મરપાંનાં માફક સ્ટાકીન કાપીઆમાં આવેછે, પછી તેમને સીવીને લાકડાનાં પગો ઉપર ચહડાવેછે તાંહાં તેઓ બરાબર પગનો આકાર લીએછે અને પછી ગરંમ લોહોડાંનાં પતરાના પ્રેરમાં મેલીને દાબીઆમાં આવેછે એટલે સ્ટાકીન બરાબર બનેછે. ખમીસ બનાંવેછે તે પણ એમજ. પેહેલાં પોહોરા તાકા વણીને પછી વેતરીને તે પરમાણે સીવેછે અને પછી તેમને દાબીને ઘરી વાલેછે. નેટનુ કાપડ પણ ઘણુ ખરૂં આ શેહેરમાંજ બનેછે. સાંચાઓની મારફતે મોટા તાકા વણાએછે તે ૨૦૦ વાર લાંબા અને ૧૦૦ વાર પોહોલા હોએછે અને જાંહાં તે તાકાઓને ધોઈ કાંજી પાઈને સકવીઆમાં આવે છે તાંહાં ઘણા મોટા ઓરડા કરવા પડેછે અને તેટલો મોટો તાકો જોમાથી આપણને ઘણી અચરતી ઉપજે છે. પછી તે કાપડને કાપીને તાકા કરીઆમા આવેછે.

## શેફીલડ.

આ શેહેર કટલરીનાં કારખાંનાંઓને સારૂ સારી પઠે જાંણીતું થાએલુંછે. હીંઆં રાજરસનું મોટું કારખાંનુંછે, તાંહાં છરી, કાંટા, કાતર, તલવાર અને એવી બીજી જીનસો બનેછે. આ જીનસો બનાંવવામા જાહાજ સાંચાઓ કાંમ લાગતા નથી. એ નાધવી વસતુઓ ઘણી ખરી હાથથીજ બનાંવીઆમા આવેછે અને તેથી તે કારખાંનાંમાં સેંહકડો માંણસો ખપેછે. એ જગાએ "ડીવીઝંન આવ લેબર" નો કાએદો આપણે સારી પઠે જોઈએછે. પેહલલાં કેટલાએક આદમીઓ ભઠીમાં કાંઈજ નહી પણ લોહોડાનાં સલીઆ જરાક પોહોરા કરેછે. તાંહાંથી તે સલીઆઓને બીજાં ખાતાંમાં મોકલીઆમાં આવેછે, તાંહાં તેમનાં જરૂર હોએ તેટલા કટકા પાડીઆમાં આવેછે—તરીજાં ખાતાંમાં હથોડીથી તેમની ધાર કાહાડીઆમાં આવેછે—ચોથાં

ખાતાંમાં બનાંવનારનો છાપ મારીઆમાં આવેછે—પાંચમાં ખાતાંમાં તેની વધારે ધાર કાહાડીઆમાં આવે છે—છઠાં ખાતાંમાં પાલીસ થાએછે—સાતમાં ખાતાંમાં તેમાં દસતા બેસાડીઆમાં આવેછે. એ પર માંણે એ દરએક વસતુ ઘણાએક હાથમાં જાઈને તઈઆર થાએછે. રાજરસનાં કારખાંનામાં દર વર સે વરસ પરમાંણે તેટલા પાંનાંની એક છરી બનાંવીઆમાં આવેછે. ૧૮૫૮ નાં વરસમાં ૧૮૫૮ પાંનાં ની એક છરી બનાંવેલી હતી તે જો બંધ કરીઆમાં આવેતો અરધો ફુટ લાંબી અને બેથી તરણ ઈંચ મેરાવાથી વધારે જાડી થાએ નહી. એ છરીને તેનું દરએક પાંનુ હુંગાડું દેખાતું મેલીને એક કાચનાં કેસમાં મેલીઆમાં આવેછે, તે જોયાથી આ કારખાંનાંમા સરવે જતા આવતાને અચરતી ઉપજેછે. શેફીલડ મધે કાંનસ તથા કરવતી બનાંવવાનુ સાંમીઉલ નીઉબોલડનું એક મોટું કારખાંનુંછે. કરવતીનાં અને કાંનસનાં જે દાંતા આપણે જોઈએચ તે પણ હાથથી પાડીઆમાં આવેછે અને એ કેવા સરકા અને બરાબર બનેછે, અને તે આદમીનાં હાથથી બનાંવીઆમાં આવેછે હેવું જારે હમો જણાવીએ છઈએ, તારે તે કારીગરોની ચાલાકી વીશે અલબતાં સમજ પડીઆ વનાં રેહશે નહી. એ શેહર ખાતે પીતલની ઘણીખરી નાંધલી વસતુઓ બનાંવવાનાં તથા સીલવર પલેટ તથા પલેટનાં કાંમનાં પણ કેટલાંએક કારખાંનાંછે. જાહેર ઈમાર તોમાં એ શેહેરમાં, આસેમબલી રૂમસ—થીએટર—મીઉઝીક હાલ—નીઉસ રૂમસ—તથા શારૂશબરી હાસપીટાલછે.

## કોવેનટરી.

રેસમની ફીટ અને ઘડીઆળ બનાંવવાનાં કારખાંનાં કોવેનટરી મધે જોયામાં આવેછે. ઘડીઆળો નાં સઘળા ભાગ કાંઈ સાંચાથી બનતા નથી, પણ જુદા જુદા ભાગો જુદા જુદા કારીગરો પોતાને ઘેર બનાંવે છે અને પછી ઘડીઆળીઓ તે સઘળા એકઠા કરીને ઘડીઆળ બનાંવેછે. ઘડીઆળનાં કોટલાં ઉપર જે ગોલ ચકરીની નકસી આપણે જોઈએચ તે એક ઘણાજ સુનદર અને બારીક ઈંઅંતરની મદદથી પાડીઆ માં આવેછે. રેશમની રીબંન જે વણાએછે તે શાધારણ રેશમી કાપડની માફક વણાએછે.

## સ્ટાફરડ.

આ શેહેરમાં પીઆલાં રકાબી, તથા કોરી અને ચીની કાંમનો સઘળો સાંમાંન બનાંવીઆમાં આવે છે. જે વસતુઓ આપણે દર રોજ હાથમાં ધરીએછે, જેમાં આપણે ચાહ પીજીએછે અને જેમાં આપણે ખાઈએછે, તે વસતુ કેમ બનેછે તે જોયાથી અલબતાં આપણને ખુશી ઉપજેછે. એ સાંમાંન બનાંવવાની મરોડી કરીઆ પછે પીઆલાં રકાબી મૌલની અંદર ઓટીને અથવા ચકરી ઉપર ફેરવીને હાથથી પણ બનાં વીઆમાં આવેછે અને તે બંધે રીતે એટલુંતો ઝડપથી કાંમ થાએછે કે એક આદમી દર રોજ સેંહડરો પીઆ લાં રકાબી બનાંવી શકેછે. એ પરમાણે તે વસતુઓ બનાંવીઆ પછી તેમને ભઠીઓમાં શુકવીઆમાં આ વેછે. શુકાયા પછી તેમની ઉપર ચીતાર પાડવાનું કાંમ ચાલેછે. કોરી કાંમનાં વાસણો ઉપર એક જાતનાંજ રંગનાં જે ચીતાર જોઈએછે, તે ઘણાજ સેહેલથી બનેછે. એક જાતનું ઘણજ પાતરૂં કાગલ આવેછે, તેની ઉપર જે તરેહ પાડવાની હોએ તે છાપેલી હોએછે, અને પછી તે કાગલ તે વસતુઓની ઉપર લગાડીઆમાં આવેછે, અને જરાકવાર રહીને તે કાગલને લુછી નાખીઆમાં આવેછે અને પેલી તરેહ પેલી વસતુ ઉપર ચોટી ગએલી આપણા દીઠામાં આવેછે. કોરીના વાશણો ઉપર તરેહવાર રંગનાં ફુલો અને બીજાં ખુબસુરત ચીતારો જે આપણે જોઈએચ, તેતો તઈઆર થએલાં વાશણો ઉપર હાથથી અસતરીઓ રંગેછે. આ પરમાં ણે હાથથી રંગવાની ઝડપ જોઈને આપણને ભારી અચરતી ઉપજેછે. એ અસતરીઓની પાશે ઝીનાં બર સો અને રગો હોએછે અને જાણે તેઓ રમત કરતાં હોએ તે ઓશાલે ઝડપ અને ઉતાવલમાં તે ચીતારો

પાહેછે, તે વલી હેવાં એક સરકાં, કે સેંહકડો પીઆલાં ઉપર જે તરેહ પાડી હોએ તેમાં કશો ફરક દીશે નહી, જાણે સઘળી તરેહ સાંચાથી એક શરકી પાડી હોએ. પછી તે જીનસો ઉપર ચલકાટ આપવાને વાસતે તેમને ફરીથી ભઠીમાં મેલીઆમાં આવેછે.

## બરમીંગાંમ.

ઈંગલંડમાં કારખાંનાંને લગતાં જેટલાં શેહેરો જોઈએચ, તે સઘળામાં બરમીંગાંમમાં આપણને સઉથી વધતી ખુશી ઉપજેછે. એ શેહેર ફકત પોતાંનાં તરેહવાર કારખાંનાંઓને સારૂજ વખણાએલુંછે. એખલાં એક શેહેરમાં સઉથી વધતી જાતનાં કારખાંનાંનો સુમાર કાહાડશું તો બરમીંગાંમનાં કારખાંનાંઓની ગણતરી વધારે નીકલશે, કાંએજે આખા દેશની પરચુટન અને નાંધલી વસતુઓ તથા જીનસો જેઓનો ભારે મોટો ખપછે તે સઘળી હીંઆં બનેછે. અગત કરીને મોટાં કારખાંનાં તીખાં અને બીજાં લોહોડામાંથી બનતી જીનસોનાંછે અને એ બાબદનાં કારખાંનાં જેવાં બરમીંગાંમમાંછે તેવાં અને તેટલાં બીજે કોઈ ઠેકાંણે નથી. એ શેહેરથી આસરે આઠ માઈલ દુર વેડનેસબરી નાંમની જગાએ “પેટેનટ શાફટ એનડ આકસલ ટરી કંપની” નાં લોહોડા કાંમનુ ઘણુજ મોટું કારખાંનુછે તે બરમીંગાંમ ખાતે જનાંર કોઈબી મુસાફર જોયા વગર જાતો નથી. હીંઆં બાફનાં સાંચાનો સઘળો સામાંન, લોહોડાંની સડકનાં પાટા તથા ગાડીનાં પઈડાં બનાંવીઆમાં આવેછે અને દરએક જીનસ બનાંવવામાં સાંચાઓને જે ચંચલાઈથી કાંમે લગાડીઆછે, તે આપણા દીલમાં ખચીત અચરતી ઉતપણ કરેછે. હેવાં કારખાંનાંઓમાં થાતા સઘળા કામનુ કોઈબી રીતે ચોકસ બયાંન કરવું માહાલછે. લડાઈનાં ઘણાખરાં હથીઆરો આ શેહેરમાં બનેછે. બંદુક, રાઈફલ, પીસટોલ અને દારૂ ગોલાનાં બીજા સઘળાં હથીઆરોનાં કારખાંનાં આ શેહેરમાંછે, તે દરએક જોવા લાએકછે. નાંધલા હથીઆરોછે, તેતો ઘણાખરાં હાથથી બનાંવીઆમાં આવેછે અને તે કાંમમાં હજારો માંણશો રોકાએલાંછે. બંદુક તથા પીસટોલ અને તેવાં બીજાં હથીઆરો બનાંવીઆ પછે એક જગાએ તેમની તપાસ કરેઆમાં આવેછે અને તે વેલાએ જે હથીઆર બરાબર ફુટે નહી તે રદ કરીઆમાં આવેછે. ઈંગલંડમાં “ પવેટેરવેર ” એટલે ઘાર મહડાવેલી ઘાતુની વસતુઓ તથા તીખાં લોહોડાની સણગારની જીનસો બનેછે તે ઘણીખરી આ શેહેરમાં બનેછે. ઘરેણા, પેપરમાંશ, કાચના વાશંણો તથા સણગારો, સ્ટીલ પેન, બકલ, બટન, સોએ, ટાંચની, હેરપીનસ, અંગોઠી અને તેવી તરેહવાર બીજી નાંધલી જીનસોના અતીઘણા કારખાંનાછે. જોકે આ સઘળી ચીજો આપણા વાપરવાસમાં આવેછે અને તેમાંની ઘણીએકને આપણે નજીવી ગણીએ છઈએ, તોપણ તેવી જીનસો ઉતપન કરવામાં કેવી કેવી કળાઓ લગાડેલીછે, અને તેથી થોડા વખતમાં અને થોડી મેહનતે અને થોડે ખરચે તે વસતુઓ કેટલી જઠાબંધ બનાંવીઆમાં આવેછે તે સઘળું આપણે નજરે જોઈએચ, તારે આપણે હેરત થયા વનાં રેહતા નથી. એ પરમાંણે થોડી મેહનતે વધતી સંખીઆ બનેછે, તેથી આપણને તે જીનસો સસતી પડેછે, અને કીમતમાં નજીવી લાગેછે અને હજુરબી તેમાં શુધારો કરવામાં તાંહાંનાં લોકોનું મંન હમેસાં ગુંતેલુ રેહેછે. ઈંગરેજ લોકો હરેક કામ કરેછે તે જેમ બને તેમ જુદા જુદા ભાગમાં વેહેચેછે અને દરએક જણને તે જુદ જુદ કામ સોપેછે તેથી તે કાંમ ઉતાવલે થાએછે. જારે સાંચાઓને બદલે આદમી કાંમ કરતાં હતાં, તારે ઉપલી રીતે વધતું કાંમ થતું હતું અને વળી તેજ પરમાંણે હમણાનાં વખતમાંબી દરએક સાંચો પોતાનુંજ કાંમ કરેછે. એક વસતુનાં જુદા જુદા ભાગ જુદા જુદા સાંચામાં બનેછે અને પછી તે સઘળા એકઠા થાઈને એક જીનસ બનેછે. એક નાંધલુ બટંન, ટાંચની તથા સોએ જે આપણા શાધારણ વાપરવાસમાં આપણે કશી અચરતી સાથે જોતા નથી, તેને બનાંવવાને સારૂ તરેહવાર સાંચાછે. જુવો એક બટનને સારૂ કેટલું કાંમ કરવું પડેછે. પીતલનાં પોહોરા કટકા લઈને ગોલ સાંચાની અંદર

બે ફરતા "સીલેનડર" ની વચમાં મેલી તેનાં પાતરાં પતરાં બનાંવીઆમાં આવેછે. પતરાં થાયાં કે પછી તે માંથી બેઆંની તથા પાવલી અથવા જેટલાં મોટાં બટન જોઈએ તેટલા કટકા કાપી કાહાડીઆમાં આવેછે. પેલાં પતરાંને એક ગોલ ધારદાર હથોડી જે સાંચાનાં જોરથી પડેછે તેની નીચે મુકીઆથી વારાફરતી પેલા કટકા પડેછે અને એ પરમાંણે એક મીનીટમાં સેંહકરો કટકા થાએછે. પછી બીજી ગંમ વલી બીજા સાંચાઓની મારફતે તેની ઉપર છાપ પડેછે, તીજી ગંમ તેને વાલીને તેમાં કડી બેશાડેછે અને પછી ધોવાઇને સાફ થાએછે. એ પરમાંણે દર રોજ હેવાં લાખો બટંન તઈઆર થાએછે. આગલ જારે હેવું જણાવીઆમાં આવતું હતું કે એક ટાંચની બનાંવવામાં જુદા જુદા અઢાર ભાગ કરવા પડતા હતા અને દરએક ભાગ જુદું જુદું માંણશ બનાંવતો હતો, તારે તે વાત અચરત શરીખી લાગતી હતી. પણ હંમણા વલી વધારે અચરતી આ વાત સાંભલીઆથી લાગસે કે એક ટાંચની પેહલ્લેથી તે છેલ્લે સુધી એક સાંચામાં બનેછે. અલબતાં તાર આગમજથી બનાંવીઆમાં આવેછે અને પછીનું સઘળું કાંમ એકજ સાંચામાં બનેછે. પેલો તાર સાંચામાં ગયો કે તેમાં ટાંચની જેટલો કટકો કપાએછે. એ કટકો કપાયો કે તેજ સાચાંમાં એકબાજુથી તેનુ માંથુ બનેછે અને બીજી બાજુથી અણી ઘસાએછે અને એ પરમાંણે એક બોલ બોલતાંમાં એક આખી ટાંચની બનેછે. જે કારખાંનાંમા હમોએ આ બીના જોઈ હતી તાંહાં એક દીવસમાં તરણ ટંન અથવા ૨૪૦, મણ ટાંચની તઈઆર થાતી હતી. વલી આપણે ટાંચનીઓને હારેદોર સોલઈતી રીતે કાગલમાં પોરોલી જોઈએચ, તે કાંમ પણ સાંચાથીજ બનેછે. જે મીશાલે એકજ સાંચામાં ટાંચની બનેછે, તેમજ સોએ પણ થાએછે. સોએનાં જેટલો તાર કપાયો કે એક બાજુથી નાંકુ અને બીજી બાજુથી અણી થાએછે. હેર પીનસ જે ઇંગરેજોની અસતરીઓ માંથાનાં બાલ ગોઠવવાનાં કાંમમાં વાપરેછે તેતો ઘણીજ સેહલથી બનેછે. એક સાંચામાં તાર કપાયો કે તેજ ઘડી વલીને પછી એઠે પડેછે અને એ પરમાણે દર રોજ ૧૫ થી ૨૦ હજાર હેર પીનસ ઉપલા કારખાંનાંમાં બનતી હતી.

હીંઆં સ્ટીલપેન બનાંવવાનાં કેટલાંએક કારખાંનાંછે તેમાંનુ એક જોવા જવાની હમો મજબુત ભલામણ કરીએચ. સ્ટીલનાં પતરાના પેહલે કટકા કરી, પછી તેને પેનનાં આકારમાં કાપી, વચમાં ચીરો પાડી, ટાંચ મારીને વાલીઆમાં આવેછે, તે સઘળું હેવુંતો ઝડપમાં બનેછે કે તે જોયાથી આપણને કેટલીએક રમુજ પેદા થાએછે. એક અઠવાડીઆમાં એ પરમાંણે ૩૦૦૦૦ ગરોસ પેન બનાંવીઆમાં આવેછે.

બરમીગાંમ ખાતે મેશરશ એલકીંગટન અને મેસંનનું ઇલેકટરોપલેટીંગ એનડ ગીલડીંગ, એટલે પલેટ અને ઘોર ચહડાવવાનું જે કારખાતુછે, તે પાદશાહો વટીક જોવા જાએછે, એટલું તે મોટું અને વખણાએલું છે, અને તેમાનો સાંમાંન સરસછે. એ કારખાંનામાં બનેલો સાંમાંન વેચવાને સારૂં જે "શોઓ રૂમ" એટલે દેખાડવાનો ઓરડોછે તાંહાં તરેહવાર નકસીની અને પલેટની વસતુઓ હેવીતો કીમતીછે અને સોલઈતી રીતે ગોઠવેલીછે કે તે ઓરડામાંની દરએક વસતુ વેચાતી લેવાને અથવા તાંહાંજ ઉભા રહીને તેઓને જોયા કરવાને ઇછા થાએછે. એ કારખાંનામાં ઓતવાની તથા છાપવાની નકસીઓનો એક મોટો સંગરહછે. ઘોરનું, પલેટનું તથા ઓતવાનું કાંમ આપણને બરાબર સમજ પાડવાને સારૂ એ કારખાંનાંનો એક માહેતગાર શખ્સ હમેસાં મુસાફરની સાથે ફરેછે અને તે કારખાંનાંના કાંમનો દરએક વરગ આપણને ધીરજથી સંમજાવેછે.

હમારા કેટલાએક વાંચનારાઓ કદાચ અણજાણ્યા હશે કે, આપણે સારૂ સુવાનો ઘોલીઓ, બેસવાને સારૂ ખુરસી, લખવાને સારૂ ટેબલ, કપડાં મુકવાને કબટ, ખડીઆને સારૂ રકાબી, આરસીને સારૂ ફરેમો અને બીજી તરેહવાર વસતુઓ જેમ લાકડાંની બનેછે તેમ કાગલની પણ બનેછે, અને આપણે તે જોઈએ તારે તેનાં કદ અને મજબુતી ઉપરથી એમજ ધારીએ કે તે લાકડાંની હશે. ચીનાઇ કબટો તથા ખુરશીઓ, તથા ઘોલીઆ અને ટેબલ અને ઈસટાંન આપણે જોઈએચ, તેવોજ સઘળો સાંમાંન હાલમાં ઈંગલંડમાં કાગલ

નો બનાવીઆમાં આવેછે અને ટકવામાં તથા વાપરવાસમાં તે કોઈબી રીતે નબલો ઉતરતો નથી: હેવાં કાંમને "પેપર માંશ" કરીને કેહેછે, અને તેવાં કાંમનાં બરમીંગાંમમાં કેટલાંએક કારખાંનાછે, તેમાં સઉથી સરસ મેશ રસ મેકાલંમ અને હાડસંગતુંછે અને તેઓ મુસાફરને પોતાનું સઘળું કારખાંનુ ઘણીજ ભલમણશાઈથી દેખા ડેછે. હીંઆં બનતી વસતુઓ જેટલી જાડી કરવી હોએછે તે મુજબ કાગળોની ઉપર કાગલો ચોંહોટાડીને લા કડાંની માફક તે કાગલોને જાડાં કરીને સુકવીઆમાં આવેછે અને પછી તેનો સાંમાંન બનાવવાને સારૂ તેને લાકડાંની માફક જેમ જોઈએ તેમ વેહરીઆમાં આવેછે. વસતુઓ બનાવીઆ પછી તેમની ઉપર રંગ લગાડી આમાં આવેછે, અને તરેહવાર ફુલો તથા ચીતરો પાડેઆમાં આવેછે. એ ચીતરો હાથથી પાડેઆમાં આ વેછે અને તે કાંમને સારૂ રાખેલા શખસોની ચાળાકી અને કારીગરી જોઈ આપણુને ઘણી ખુશી ઉપજેછે.

એજ શેહેરમાં તાર બનાવવાનું મેશરસ પાલ મુરની કંપનીનું કારખાંનુંછે તાંહાં લોહોડાંના તથા પીત લના તરેહવાર જાતનાં તાર બનાવીઆમાં આવેછે. હીંઆં ઝીનાંમાં ઝીનો તાર રેશમના રોરા કરતાં પાતરો બનાવતાં જોયાથી હમોને ઘણીએક અચરતી ઉપજી હતી, અને એ તાર જે નાકાંમાંથી પશાર થતો હતો તે એટલુંતો નાંધલું હતું કે તે કાંહાંછે તેબી દેખાએ નહી. આંમેરીકા અને ઈંગલંડ વચે ઈલેકટરીક ટેલીગરાફ નો તાર પણ એજ કારખાંનામાં બનાવીઓ હતો.

આ શેહેરમાં પલેટનો કાચ તથા કાચનાં વાશણ બનાવવાનાં ઘણાએક કારખાંનાછે. પલેટનો કાચ ઘ ણોજ સેહલાઈથી બનાવીઆમાં આવેછે. કાચને તાવીને પછી તેને સંગેમરમરની સપાટ ટેબલ જે તે કારણ ને વાસતે બનાવીઆમાં આવેછે તેની ઉપર રેડીને તેને એક ગોલ રોલરથી બધી બાજુએ એક સરકો પાંથરી નાખીઆમાં આવેછે. પછી તેની ઉપર પારાનું પર આપીઆમાં આવેછે અને તે પર સાથે તેને કેટલાએ ક દાહાડા શુધી દાબી રાખીઆમાં આવેછે. ગલાસ, ટંબલર, ડીકાંનટર અને હેવી બીજી વસતુઓ બનાંવીઆમાં આવેછે તે કેટલીએક ઓતીને અને કેટલીએક નલીઓની મારફતે ફુકીને જેવો આકાર જોઈએ તેવી બનાવી આમાં આવેછે. કાચનો ગરમ થાએલો પોચો માવો, એક નલી કે જે અંદરથી પોકલ હોએછે તેને છેડે લીધા માં આવેછે, અને પાછી પેલો કારીગર જેમ ફુક મારેછે, તેમ પેલા કાચ પોકલ થાઈ આકાર પકડેછે અને જેમ જેમ તે વસતુને વળાણ આપવી હોએ તેમ તેમ ચીમટાઓથી મરડીને ફુકથીજ સઘલું કાંમ કરીઆમાં આવેછે. કાચનાં વાસણો ઉપર જે ફુલો તથા તરેહ આપણે જોઈએછે, તે ફરતી લેથની મારફતે ઘસીને પા ડીઆમાં આવેછે.

આ શેહેરથી આઠ માઈલની વેગલાઈએ વેડનેસબરીછે, તાંહાં એક મોટી કોલસાની ખાંનછે તે જોવા ને ઉપલા શેહેર ખાતે જનારાઓને જોગવાઈ મલેછે. આ કોલસાની ખાન તરણસો ફુટ ઉંડી હતી અને તેની અં દર જાઈને તે જોવાને હમોને ઘણી ખાહેશ થાઈ. એવી ખાંનોમાં વખતે અંનચીતા બનાંવથી નુકસાંન થા એછે, તોપણ મુસાફરોને ઓદા ઘણુ શકત દીલ બખશેછે. જે ખાંનમાં હમો ઉતરીઆ હતા તાંહાં તેજ દીને સ હવારનાં એક આદમીને ગંધક સલગીઆથી ભારે ઈજા થાઈ હતી, તોપણ હેવી જોગવાઈ ફરીથી નહી મલે તે થી હમોએ નીચે ઉતરવાનો ચેદાવ કીધો. જેઓ એ ખાંનોમાં કાંમ કરેછે તેઓને કાલીઅરસ કરી કેહેછે અ ને તેઓ કાંમ કરતી વેલાએ બરનુસનુ એક વાસકુટ અને પાટલુંન પેહેરેછે, કાંએ જે એ ખાંનમાં ઉપરથી પાંણી પણ ગરેછે. એવા કપડાંની એક જોર હમોને તાંહાં પેહેરાવી. ખાંન મધેનો કોલસો બાહેર કાહાડવાને સારૂ જે ઝોલણુ તેમાં નીચે ઉતારીઆમાં તથા તાંહાંથી ઉપર લીધામાં આવેછે અને જે બાફનાં સાંચાએ ઉ પર ખેંચીઆમાં આવેછે, તેમાં બેશી હમો તે ખાંનમાં ઉતરીઆ હતા. આ જગા હમોને ધાસતીની હતી, પણ તે નવાઈ સરીખી હતી તેથી નીચે ગયાથી હમોને અચરત સરીખો આનંદ ઉપજીઓ હતો. નીચે ઉત રીઆ પછી ખાંનમાં જેણીગમ કોલશો લાગેલો હોએ તેણીગમ ખોદતાં ખોદતાં ટનેલનાં જેવો મારગ થાએલો

હતો, તાહા હમો ફરીઆ અને એ પરમાણે જમીનની ૩૦૦ થી વધારે ફુટ નીચે એક મારગ બનીઓ હતો સર હમફરી ડેવીનો "સેફટીલાપ" કે જેથી કોલસો અને આગ સલગી શકે નહી તે હમારી સાથે હતો, તો પણ એક હાથ ઉપર ધાસતી અને બીજા હાથ ઉપર હાવી જગાએ આવીઆથી જે વીચાર હમારા દીલમા ઉતપન થાતા હતા, તેનુ બયાન કરી શકાતુ નથી ખોદતા ખોદતા ખાનની અદર રશતો ઘણો લાબો થાએછે તેથી તાહા લોહોડાના પાટા નાખી સડક બનાવીઆમા આવેછે, અને તેની ઉપરના ગાડા જાહા માલ ઉપર ખેચવાનો મારગ હોએ તાહા ઘસડી લાવવા સારૂ ઘોડાઓને પણ પેલા ઝોલલાની મારફતે નીચે ઉતારીઆમા આવેછે એ પરમાણે આ અચરત શરીખી જગાએ ફરીઆ પછી પેલા ઝોલાની મારફતે પાછા હમો ઉપર આવીઆ કોલસાની ખાન અગત કરીને નીઉકીઆસટલ શેહેર તરફ વધારેછે અને તાહા બદર ઉપર કોલસો લાવવાની તથા વાહાણમા તેને ઉતારવાની જે જે ગોઠવણો કરેલીછે તે ખચીત વખાણવા જોગછે

ઈમારતોમા બરમીંગામ મધે ટાઉનહાલ ઘણો ખુબસુરતછે તેની લબાઈ ૧૬૬ ફુટ, પોહોલાઈ ૧૦૪ ફુટ અને ઉચાઈ ૮૩ ફુટછે મોટા દીવાનખાનામા જે આરગન અથવા વાજાની પેટીછે તે હેવા સઉથી મોટા ઈઅતરોમાની એકછે આસટન પારકનો બાગ સારોછે અને તે મધેની ઈમારત ઘણી સોભાઈતીછે એ શેહેર મધે એક પીકચર ગીઆલરી તથા સગરહસથાન પણછે

બરમીંગામથી પાછા લડન તરફ આવતા વારીકનુ ગામડુ જોવા લાએકછે તાહા અસલનો એક ઘણો જ સોભાઈતો મેહેલછે, તે મુસાફરોને દેખાડીઆમા આવેછે એ મેહેલમા એક લાકડાનુ નકશી કામ ઘણુ જ તારીફ લાએકછે તાહા અસલનો એક ભાગી ટુટી ગએલો કીલ્લોછે હીંઆથી બે માઈલની વેગ નાઈએ લીમીંગટનનુ નાધલુ ગામડુછે, પણ તાહાની ઈમારતો ઘણી સારીછે, અને તાહાની હવા ઘણીજ તદરોસતી વધારનારીછે લીમીંગટનથી પાછા લડન આવતા

## આકસફરડ

ખાતે ફેરો મારવો ઘટેછે. એ શેહેર ઈગલડની મદરેસાઓને સારૂ ઘણુ વખાણાએલુછે હીંઆના રસતાઓ અને ઘરના મોહોલાઓ ઘણાજ સોભાઈતી રીતે બાધેલાછે એ પુરાણા શેહેરમા ઘણીખરી મદરેશાઓ એકએકની નજદીકછે તેથી જાહા તેઓછે તે લતા તરફનો દેખાવ ઘણોજ દબદબા ભરેલો લાગેછે. એ શેહેરમા હમો જે દીને ગયા હતા, તે દીને બરફ ઘણો પડીઓ હતો તેથી ઝાડ પાણ અને ઘરોની ઉપર ગોયા રૂપાનો ઘેર ચહડાવીઓ હોએ હેવુ દેખાતુ હતુ એ શેહેરમા અગત કરીને બરફ પડેછે તારે ઘણો સારો દેખાવ થાએછે, અને કેટલાએક લોકોતો એમજ કેહેછે કે, બરફ પડીઆથી ખુશનુમા જગા જોવી હોએતો આકસફરડમા દેખાશે એ શેહેરમા જાહેર ઈમારતોમા મદરેસા વગરે બીજુ થોડુ જોવાનુછે તે મદરેસાઓના પુસતકખાના ઘણાજ કીમતીછે હીંઆ એક ઘણુજ કીમતી સગરહસથાનછે તાહા કેટલાએક નામીચા શખસોના હાથના પેહેલા કાગલ ઉપર પાડેલા ચીતારોછે, તે મોટી કીમતે ખરીદ કરી રાખીઆછે હીંઆ ઘણાએક નામીચા શખસોના પુતલાછે અને તેમા આપણા ટાઉન હાલમા સગેમરમરમા સર ચારલસ ફારબસ, જેનુ નામ આજ દીન શુધી ગામઠીઓ પીઆરથી લેતા આવીઆછે, તે ગરહસથનુ પુતલુ બનાવવાને સારૂ પલાસટર આવ પારીસમા જે નમુનો બનાવીઓ હતો તે હીંઆ મેલીઓછે

## વેલસ.

હરેક મુસાફર જે લડન છોડી ઈગલડના માહેલા દેશાવરો ખાતે ફરવા જાએ તેણે વેલસના પરગણાનો ભાગ જોયા વગર પાછુ લડન જવુ નહી—કાએજે ગરેટ બરીટનનુ મુલક જે ખુદરતી દેખાવોને વાસતે વખણાએછે, તે દેખાવો હીંઆ આપણા જોપામા આવેછે એ પરગણામા ઘણીખરી તરાબાની ખાનછે અ



THE MENAI SUSPENSION BRIDGE

મીનાઇ સ્ર ની ખાડી ઉપર બનેલો સાંકળાનો ઝુલતો પુલ—(૨૬૪)



GREAT TUBULAR BRIDGE ACROSS THE MENAI STRAIT, CHESTER & HOLYHEAD RAILWAY

આગની ગાડી જવા સારૂ ટોટાકાનો બંધ પુલ—(૨૬૫)

ને તેઓ મધેની એકમાં હેઠે ગયાથી જે રીતે તરાંબુ કાહાડીઆમાં આવેછે તે જોયાથી આપણને અચરતીઉપ
જેછે. વેલસ ખાતે ગએલા શખસને તાંહાંનાં ઓતર ભાગમાં એક ઘણોજ નાંમીચો પુલ જે "મીનાંઈ સેટ"
નાંમની ખાડી ઉપર બાંધેલોછે તે જોવાને બની આવેછે. એ પુલનું નાંમ "મીનાઈ શસપેનશન બરીડજ"
છે અને તે ઝુલતો લોહોડાંનો પુલછે. એ પુલનો નકશો હીંઆં આપેલોછે તે ઉપરથીજ તેનાં આકાર અ
ને કાંમની સમજ પડશે. એ પુલ ઉપરથી અતીઘણી સારો દેખાવ "સીઈનરી" નજરે પડેછે. હીંઆં જે
જોવાનુંછે તે સઘળું ખુદરતી દેખાવોનુંજછે અને તેનું બયાંન જેવું આપણાં ખીઆલમાં જોયાથી ઉતરેછે, તેવું
કાગલ ઉપર કલમથી ઉતરતું નથી, માંટે એ વીશે વધારે બોલી શકતા નથી. એ પુલ ઉપરથી ગાડી ઘોડા આ
વ જાવ કરેછે, પણ આગની ગાડીને સારૂ જુદો ઝુલતો ચારો બાજુથી બંધ કીધેલો એક બીજો પુલછે તે
ને ટીઉબીઉલર બરીડજ કરી કેહેછે. એ પુલનો નકસો પણ હીંઆં આપીઓછે. આ પુલ એક લોહોડાંની
નલીનાં જેવોછે, તે ચારો બાજુએ બંધછે અને તેની અંદરથી આગની ગાડી ચાલી જાએછે. આ પણ એ
ક ચમતકારીક હીકમતછે.

## ઈંગલીશ લેકસ.

જેમ વેલસમાં ઘણી સારી "સીઈનરી" છે તેમ કંમબરલાંનડ અને વેસટમોરલાંનડનાં પરગણાઓમાં
અતી ઘણી ખુશ "સીઈનરી" છે. હીંઆં ઘણાખરા સરોવરોછે અને તે સરોવરોની આસપાસ હેવાતો
સારા ખુદરતી દેખાવો આવેલાછે કે, તેમનુ બયાંન કરવામાં કવેતો બરાબર ફાવીઆ નથી. જો શાધારણ રીતે
બોલીએતો હીંઆં પાહાડ, પાંણી, ઝાડ, આસમાંન અને જમીન વગરે બીજું કાંઈ નથી, પણ ખુદરતે તે સઘ
ળાંને હેવી રીતે ગોઠવેલાંછે કે તેવા દેખાવો આદમી પોતાંનાં મગજથી કધી ચીતારી શકે નહી. હેવી જગા
એ જે સરોવરોછે તેમની અંદર ગમતને સારૂ આગબોટો ફરેછે અને એ નાંધલી સફર ઘણીજ ખુશી ઉપજાવ
નાંરી થાએછે. હેવા એક સરોવર અને દેખાવનો નકસો આ જગાએ આપીઓછે, તેનાં કાગલ ઉપરનાંન
દેખાવ ઉપરથી વાંચનાંર પીછાની લેશે કે, હમો કેવી જગાઓને સારૂ બોલીએછે. એ સરોવરો જોવાને હમો
મજબુત ભલામણ કરીએચ અને તેમાંનાં મુખીઅતાં નાંમ નીચે જણાવીઆ પરમાંણેછે. વીનડરમીઅર;
અલસવાટર; કાંનીસટંન વાટર; બાસેનટવેથ વાટર; ગરાસ મીઅર; ડરવેનટવાટર; કરમાંકવાટર; બટરમીઅર;
ઈતીઆદી. એ મધેનાં પેહેલા બે સરોવરો સઉથી મોટાછે. લંબાઈમાં તેઓ ૧૦ માઈલછે અને તેમની વ
ધુમાં વધુ પોહોલાઈ એક માઈલ અને વધુમાં વધુ ઉંડાઈ ૨૫૦ ફુટછે. એ સરોવરોની પડોસમાં કેટલાએક
પાંણીનાં ધોત પડેછે તે પણ જોવા જોગછે, અને તેમનાં નાંમ હીંઆં જણાવીએછે. કરમાંકવાટર નાંમનાં સ
રોવરની દખણ પશચમ તરફ સ્કેલ ફોરસ નાંમનો ધોત ૧૫૬ ફુટની ઉંચાઈથી પડેછે. ડરવેનટવાટરની ઉગ
મણ તરફ બે ધોતછે તેમાં બારો કાસકેડનો ધોત ૧૨૪ ફુટની ઉંચાઈ અને લાઉડોર કાસકેડનો ધોત ૧૦૦
ફુટની ઉંચાઈથી પડેછે—અલસ વાટરની પશચમ બાજુએ એરી ફોરશનો ધોત ૮૦ ફુટની ઉંચાઈથી પડેછે
તથા બીજા કેટલાએક નાંધલા ધોતો બીજા સરોવરોની પડોશમાંછે. ઉપલા સરોવરોનાં પરગણા તરફ કેટલા
એક ઉપર ચહડી શકાએ તેવા પાહાડોછે તેમાં સ્કીડા, હેલવેલેન, કાંનીસટન, અને લાંગડેલ પાઈકસ ઉપરથી
ઘણોજ સારો દેખાવ આપણી નજરે પડેછે અને ઉપર ગયાથી જે આપણે જોઈએચ તેથી ચહડવાની મેહન
તનો પુરેપુરો બદલો મલેછે.



ડ્રીનર અને બામેનરીથ સરોવરોની આસપાસનો દેખાવ—(૨૬૫)

## પ્રકરણ ૨૩ મું.

---

### સ્કાટલંડ.

એડીનબરો—જુનો ભાગ—નવો ભાગ—સોભઇતા મોહોલ્લા—કીલ્લો—માંનીઊમેનટસ અથવા પુતલાં—કાલટ'ન હીલ—જાહેર ઇમારતો—હેરીઅટ હાસપીટાલ—પારલામેનટ હાઊસ—હોલીરૂડ પાલેસનો મેહેલ—ચેમબરસનુ છાપાખાનું—કાગલ બનાંવવાનુ કારખાંનું—હાથારનડેન—રોજલીન કેઅ્યાસલ—ડાકટર ગથરી નાંમનો નાંમીચો પાદરી. ગલાસગો—એ શેહેરનો વેપાર—લોહોડાં કાંમનાં કારખાનાં—કાપડ રંગવાનાં કારખાના—છીંટ છાપવાનાં કારખાંનાં—રસાએણી જીનસો બનાંવવાનુ કારખાંનું—સીવવાનાં દોરા વણવાનુ કારખાંનુ—જાહેર ઇમારતો, ઇતીઆદી. સેનટ આનડરૂસ. આબરડીન—ગરાનીટનાં પથરનું કારખાંનું—જાહેર ઇમારતો. બાલમોરલ—રાંણીનો મેહેલ—બાલમોરલની પડોસનાં ગાંમડાં અને તાહાંનાં દેખાવો—ડનકેલડ—ડીઊક આવ આથલનો મેહેલ અને બાગ—બલેરગાવરી અને એ ગાંમ વચેના મારગનાં દેખાવ—સ્કાટલંડ મધેના સરોવરો.

### એડીનબરો.

સ્કાટલંડનું આ અસલ પાએતખત અને હાલમાં મુખીઅ શેહેર ઘણુંજ સોભઇતુંછે. એ શેહેર હુંમણા બે ભાગથી ઓલખાએછે—નીઉ ટાઉન અને ઓલડ ટાઉન. ઓલડ ટાઉન અથવા જુનાં ભાગમાં અસલનાં વખતની જુની ઇમારતોછે, અને તાંહાં હાલમાં ઘણાખરા ગરીબ લોકો વશેછે. નીઉ ટાઉન અથવા નવો ભાગ ઘણોજ રોણકથી બાંધેલોછે અને તાંહાંનાં પોહોલા અને શીધા રસતા અને તેમની બંધે બાજુએ બાંધેલાં ખુબસુરત ઘરો સઘળા જોનારાઓને અચરતી ઉપજાવેછે. એડીનબરો શેહેર જેવાં થોડાંજ શેહેરો દુનીઆમાં ખુબશુરતછે. અસલનાં વખતમાં ઇઉનાંન દેશમાં આથેનસનું શેહેર તેની મોટી ઇમારતો અને વીદીઆનાં જથકને વાસતે ઘણુ વખણાએલું હતું, તે મીશાલે હુંમણા એડીનબરોછે, અને એ શેહેરનો દેખાવ ઉપલાં શેહેરને એટલોતો મલતો આવેછે કે, તેને માડરન આથેનસ એટલે આ જમાંનાંનુ આથેનસ કરીને નાંમ આપીઆમાં આવીઉંછે. આ શેહેરને એ નાંમ પેહલ વેહલલું આથેનસની અસલ ઇમારતો તથા અસલી ચીજોની સોધ કરી પુસતક બનાંવનાર મીસતર સ્ટુઅરટે આપીઉં હતું, અને પાછલા મુસાફરો તેનાં મતને મલતા થયાછે. સર વાલટર સ્કાટે આ શેહેરને અમર કીધુંછે, અને તેની અસલી તવારીખ તથા સઘળી નાંમીચી બીનાં જાહેર કરી એ શેહેરને ઘણી બુજરગી આપીછે.

એડીનબરોમાં આવીઆ પછી આપણે કોઇને પુછીએ કે એ શેહેરમાં પેહલસે શું જોવું, તો તાંહાંનો એક મુખીઅ મોહોલ્લો જેને પરીનસસ સ્રીટ કરી નાંમ આપેલુંછે, તાંહાં ફરવાને તે આપણને ભલામણ કરશે, કાંએજે એ મોહોલ્લો આખાં શેહેરમાં સઉથી સરસછે, એટલુંજ નહી, પણ તે એકજ મોહોલ્લામાં ઘણીએક ચીજો જોવા જોગછે અને તાંહાંથી શેહેરનો કેટલોએક દેખાવ પણ ઘણોજ ખુબસુરત લાગેછે. જેઓ પગે ફરવા નીકલેછે તેઓ પણ ઘણુખરૂં એજ મોહોલ્લામાં ફરવું પસંદ કરેછે. તાંહાંથી શેહેરનાં કીલ્લાનો તથા જુનાં ભાગનો ઘણો સારો દેખાવ નજરે પડેછે. નવો ભાગ જુનાં ભાગની સપાટીથી ઘણો નીચોછે, તેથી કીલ્લો જે જુનાં ભાગમાંછે, તેની ઉંચાઇ આ મોહોલ્લામાંથી જોવાથી ઘણીજ દબદબા ભરેલી લા

ગેછે, અને જુનાં ભાગમાં બાર બાર માળની ઈમારતોછે તેઓ આસમાંનને લાગતી હોએ હેવું દીશેછે. રાત
ને સમે તે ઘરો મધેની રોશનીઓથી વલી અજબ તરાંહનો દેખાવ થાએછે. એ ઉંચી ઈમારતોમાં જે રોશ
નીઓ બલેછે તે આકાશ ઉપરનાં તારાઓ સાથે મલી ગએલી દેખાએછે, અને તેથી જોનાંરની નજરે એક
ઘણોજ ખુશી ભરેલો દેખાવ પડેછે. ઉપલો કીલ્લો ઘણોજ પુરાંણોછે અને તેની તવારીખ પણ જાંણવા જોગ
છે. તે મધે બે હજાર સીપાઈઓ અને તરીસ હજાર હથીઆર રહી શકે તેટલી જગાછે. આશરે એક હ
જાર વરશની વાત ઉપર સ્કાટલંડના પાદશાહા માલકંમ કાંનમોરનાં વખતમાં તેની નાંમીચી રાંણી મારગા
રેટે જે દેવળ એ કીલ્લામાં બંધાવીઉં હતું, તે હજુર જોયામાં આવેછે. ઈંગલંડનો પાદશાહા છઠો જેમસ
જેનાંથી ઈંગલંડ અને સ્કાટલંડનું રાજ વારસાથી એક તાજ તલે આવીઉં, તેને રાંણી મેરીએ આ કીલ્લા
નાં જે ઓરડામાં જણેઓ હતો, તે ઓરડો સરવે કોઈ ધીઆંનથી જુએછે. સ્કાટલંડનું પાદશાહી ઝવેરાત
પણ આ કીલ્લાનાં એક ઓરડામાં જોયામાં આવેછે. એ મધે એક તાજ, એક લાકડી અને તલવાર અને
લારડ તરેજરરનાં ઓધાની એક લાકડીછે. ૧૭૦૭ નાં વરસમાં એ ઝવેરાત કીલ્લામાં મેલેલું હતું તે છેક
૧૮૦૮ માં એકાએક જડેઉં હતું.

કીલ્લાની નીચેની સઘળી જમીન જે પરીનસસ સ્ત્રીટની શેડેશોડછે તાંહાં ઝાડપાંણથી ખુશનુમાં બાગ કી
ધેલોછે તાંહાં ઘણાંખરા લોકો સહવાર સાંહાંજ ફરવા જાએછે. ઘણાંખરા માંનીઉમેનટ આ મોહલ્લામાંછે. હીંઆં સ
ર વાલટર સ્કાટ જેનુ નાંમ ગરેટ બરીટંનનાં સઘળા લોકોને પીઆરૂંછે તેહની યાદગારીમાં ઉભુકીધેલું સોબઈતું
"માંનીઉમેનટ" છે. એ માંનીઉમેનટ મીનાંરાના ઘણા ખુબસુરત આકારમાં બાંધેલુંછે અને તેનાં નીચેનાં
ભાગમાં સેર વાલટર સ્કાટનુ સંગેમરમરમાં બનાંવેલું પુતલું મેલેલુંછે. પુતલાંની આસપાસ જે ખુનાં કીધામાં
આવીઆંછે, તાંહાં સર વાલટર સ્કાટે બનાંવેલા પુસતકમાં જે બનાંવો જણાવીઆછે તેમનાં પુતલાં મેલેલાંછે.
એ મીનાંરો ૨૦૦ ફુટ ઉંચોછે અને તેની પછવાડે લગભગ (૧૬૦૦૦૦) એક લાખ શાહાઠ હજાર રૂપીઆ
ખરચ થાયોછે. તેના ઉપરનાં ભાગમાં જવાનો મારગછે તેનાં ૨૮૭ કાંડીઆંછે અને મથાલે ગયાથી જે દે
ખાવ આપણી નજરે પડેછે તેથી બેવડી ખુશી ઉપજેછે. એડીનબરો શેહેરનો બરાબર આખો દેખાવ જો
વો હોએતો કાલટન હીલ નાંમની ટેકડી ઉપર જવું અને તાંહાંથી શેહેર અને તેની આસપાસનાં ગાંમનો
જે દેખાવ માલુમ પડેછે, તે ખરેખર આનંદ ઉપજાવતાંરોછે. એ ટેકડી ઉપર જતાં થોડુંએક ચહડીઆ પછી
ડાબી બાજુએ જે ખુબસુરત માંનીઉમેનટ નજરે પડેછે, તે ડગલસ સ્ટુરટની યાદગારી કાએમ રાખવાને સારૂછે.
તેની પડોસમાં આબજરવેટરી તથા પરોફેસર પલેફેરની યાદગારીને સારૂ માંનીઉમેનટછે. તેકડીની છેક ઉપર
નેલસંનની યાદગારીનુ માંનીઉમેનટછે અને એ ઈમારતની આસપાસ જે પેહલવાંનો વાટરલુની લડાઈમાં મા
રીઆ ગયાછે, તેઓનાં પુતલાં મેલીઆમાં આવનાંર હતાં, પણ તેમ હજુર શુધી કરવાને બની આવીઉં નથી.

હમોએ આગલ જણાવીઉંછે કે એડીનબરો ઘણુ ખુબસુરત શેહેરછે, એટલે જે, તાંહાં શીધા અને મો
ટા રસતા, ખુબસુરત ચોકો અને તેની આસપાસ સોબઈતાં ઘરોછે. જોવાલાએક ઈમારતો તાંહાં ઘણીછે, પ
ણ તે સઘળાનું બયાંન થાઈ શકતું નથી, માટે તેમને જોવાની ભલામણ કરતી વેળાએ તેમનાં નામ આ જ
ગાએ પરગટ કરવાની અગતછે. એ મધે નાશનલ ગેઆલરી તથા રાએલ ઈનસ્ટીટીઉશંનની ઈમા
રતો જાંહાં સોબઈતી તસવીરો તથા ચીતારોછે—ફરી મરચ કાલેજ નાંમની મદરેસા—રેજીસટર હાઉસ જાંહાં
જાહેર દફતરો રાખેલાંછે—થીએટર રાએલ જાંહાં નાંટક થાએછે—આંનટીકુએરીઅંન મીઉજીઅંમ નાંમનું સંઘર
સથાંન—હાઈ સ્કુલ નાંમની મોટી નીશાલ—રાએલ એકસચેનજ—સેંનટ જાઈલસ કથીડરલ—કીઆનંનગેટ
જેલ તથા બેંકો, એ સઘળી ઈમારતો મુસાફરે જોવી જોઈએછે. પણ હેરીઅટ હાસપીટાલ નાંમની જે ઈમારત
છે તે જોયાથી આપણને ઘણી ખુશી ઉપજેછે. એ ઈમારતમાં નાંચાર અને માં બાપ વગરનાં છોકરાંઓને

ઈંગરેજી, લાટીન, ગરીક, ફ્રેનચ, હસાબ, ભુગોલ વીદીઆ, ચીતાર પાડવાનુ, ગાએણ, ઈનજીનીઅરનુ કાંમ સીખવીઆમાં આવેછે. જે છોકરો ૧૪ વરશની ઉમર પછે નીશાલ છોડે તેને એક બાઈબલ તથા બીજી થોડીએક કેતાબો તથા તેને પસંદ પડતા પોશાકની બે જોડી આપીઆમાં આવેછે. જેઓ કોઈ ધંધામાં "આ પરેનટીસ" એટલે ચેલા દાખલ જાએછે તેનો પાંચ વરશ શુધી દર વરશે ૧૦૦, રૂપીઆ આપીઆમાં આવેછે. જેઓ વઈદક અથવા ધારાની માહેતગારી અથવા બીજી ઉંચી કેળવણી લેવાને સારૂ મોટી મદરેસામાં જાએછે તેઓને દર વરસે ૩૦૦, રૂપીઆ આપીઆમાં આવેછે. એ પરમાંણે ગરીબનાં છોકરાંઓને કેળવણી આપવાની ગોઠવણછે એટલુંજ નહી, પણ તેઓને પછવાડેથી નાંણાની મદદ કરીને ઉંચે દરજજેની કેળવણી પણ આપીઆમાં આવેછે. આ સઘળું હેરીઅટ નાંમનાં એક શખસની સખાવતથી બનીઉંછે. એ શખસ ૭ મા જેમસ પાદશાહાનો ઝવેરી હતો અને તેણે બખશેલી પુંજીમાંથી આ મોટી નીશાલ ચાલેછે, એટલુંજ નહીં, પણ બીજી નીશાલો મલી ૩૦૦૦, છોકરાંઓને કેળવણી આપીઆમાં આવેછે. ફકત આ ઈમારત બાંધવા પછવાડેજ લગભગ તરંણ લાખ રૂપીઆનો ખરચ થાયો હતો. વળી ગરીબોનાં છોકરાંઓની પરવરશી કરવા સારૂ એક બીજું પણ ધરમખાતુંછે તેને ડાંનલડસન હાસપીટાલ કરીને કેહવામાં આવેછે. એ નાંમનાં એક છાપાખાંનાં વાલો જે ૧૮૩૦ નાં શાલમાં મરણ પાંમીઓ, તેણે એ કારણસર પોતાની પુંજીનો મોટો ભાગ એટલે (૨૦૦૦૦૦૦) વીશ લાખ રૂપીઆ આપી ગયો હતો.

આ શેહેરમાં અસલનાં વખતમાં બાંધેલા તરણ દેવળો જે એક છાપરાં હેઠલછે તેઓ જોવા લાએકછે. તેમની પહોશમાં અસલનાં વખતમાં સ્કાટચ લોકોનાં પારલામેનટની સભા બેસતી હતી તેની ઈમારતછે. એ ઈમારતનું દીવાંનખાંનુ જે આઉટર હાલને નાંમે ઓલખાએછે તે ૧૨૨ ફુટ લાંબુ અને ૪૯ ફુટ પોહોલુંછે— તેનુ છાપરૂં ઓકનાં લાકડાંનું નકસી સાથનુંછે. એ દીવાંનખાંનાંમાં પેહલલા લારડ મેલવીલ તથા લારડ પરેસીડેનટ બલેરનાં બાહાવલાંછે. એ ઈમારતનાં બીજા ભાગોમાં હાલની ઈનસાફની અદાલતોછે અને એક મોટાં દીવાંનખાંનાંમાં ઘણુ મોટું અને કીમતી પુસતકખાંનુંછે તેમાં દોહોડ લાખ છાપેલી અને બે હજાર હાથ દસકતથી લખેલી કેતાબોછે તેમાં ઘણીએક પુરાંણીછે, અને તાંહાં જાઈને તે પુસતકો વાંચવાને સરવે કોઈને છુટછે. હીંઆં સ્કાટલંડની રાંણી મેરીનાં હાથની અસલ સહી આપણા જોયામાં આવેછે. સર વાલટર સ્કાટે વેવરલી નાવેલનુ રચીલું પુસતક બનાંવીઉં હતું, તે પુસતકની તેનાં હાથ દસકતની અસલ નકલ આ પુસતકખાંનાંમાંછે.

સ્કાટલંડનું પાએ તખત એડીનબરો હતું, તેથી તે શેહેરમાં તાંહાંનાં પાદશાહોને વાસતે જે મેહેલ હતો તેને હોલીરૂડ પાલેસનું નાંમ આપેલું હતું. એ મેહેલ હજુર શુધીછે, અને સરવે કોઈ તે જોવા જાએછે. એ મેહેલ ચોખંડો બાંધેલોછે અને વચે વચમાં ૯૪ ચોરસ ફુટનો મોટો ચોકછે. આગલથી તેનો આકાર કીલ્લાનાં જેવો લાગેછે. સ્કાટલંડનુ મુલક ઈંગલંડનાં તાજ હેઠલ આવીઆ પછે, આ મેહેલમાં કોઈ રેહતું હતું નહી, તેથી તે કાંઇએક ખરાબ હાલતમાં આવી ગયો હતો, પણ હમણા આપણી નાંમદાર રાંણી જારે બાલમોરલ ખાતે જાએછે, તાહરે તાંહાં વીસાંમો લેવા એક બે દીવસ રેહેછે, તેથી તેને પાછો સારી હાલતમાં લાવીઆમાં આવીઓછે. અસલની વસતુઓમાં એ મેહેલનાં એક ઓરડામાં રાંણી મેરીનો સુવાનો ઓરડો દેખાડીઆમાં આવેછે, તાંહાં તે રાંણીનો અસલ પલંગ જેમ હતો તેમજ આજ શુધી રાખીઆમાં આવીઓછે. એ પલંગ તેણીનાં મરતબા માફક ઘણો કીમતીછે અને જે બીશાલે તે હતો તે બીશાલેજ તેને રાખવાને સારૂ ઘણી ખબરદારી રાખીઆમાં આવેછે. જેઓએ ગરેટ બરીટનની તવારીખ વાંચીછે તેઓને સારી પડે રોશન છે કે રીજીઓ નાંમનાં એક ઈટાલીઅંન ગવઈઆ ઉપર ઉપર જણવેલી રાંણી મેરીનો ઘણો પીઆર હતો, તે રીજીઓને મેરીનાં ભરથાર ડારનલી તથા બીજાઓએ મારી નાંખીઓ હતો, તે બનાંવ આ મેહેલમાં બ

નીઓ હતો અને જે ઓરડામાં એ ખુંન થાયું હતું, તે ઓરડો આજે આપણને દેખાડીઆમાં આવેછે અ
ને તેનાં બારણા આગલ જે ડાગછે, તે રીજીઓનાં લોહીનાંછે હેવું કેહવામાં આવેછે. આ મેહેલમાં જોવા લા
એક ચીજોમાં ૧૫૦ ફુટ લાંબુ અને ૨૭ ફુટ પોહોલું દીવાંનખાંનુ, જેમાં પીકચર ગીઆલરી કીધામાં આવી
છે, તે છે. હીંઆં દીવાલની ઉપર હારેદાર સ્કાટલંડનાં ૧૦૬ પાદશાહોની તસવીરો રાંગેલીછે.

એડીનબરો ખાતે ફરવા જનાંરને ભલાંમણ કરીઆમાં આવેછે કે, તેણે તાંહાંનાં ખોલ્લા અને સોભ
ઈતા ચોકોમાં ફરવું અને તાંહાં કેટલાંએક "માંનીઉમેનટસ" તેનાં જોયામાં આવશે. જીવતાં જાંનવરોનાં સં
ગરહસથાંનો અને બાગાએત તથા જીરાએત બાગ અને બીજા બાગો ખચીત જોવા લાએકછે. મુરદાં દાટ
વાની જગાઓ પણ સોભઈતા બાગોનાં આકારમાં મેલેલીછે. "આરથર સીટ" નાંમની ટેકડી જે દરીઆની
સપાટીથી ૮૨૨, ફુટ ઉંચીછે તેની ઉપર ગયાથી એક ઘણોજ ખુબસુરત અને રજીઆમણો દેખાવ આપણી
નજરે પડેછે.

હીંદુસથાંનનાં સરવે કેળવણી પાંમેલા શખશોએ ચેમબરસ નાંમનાં બે ભાઈઓનાં નાંમ સાંભલીઆં
હશે. આ નાંમ સાથે જોડાએલી ઘણીએક કેતાબો તેઓનાં વાંચીઆમાં આવી હશે. એ કાબેલ શખસોનું પોતા
નુ છાપાખાંનુંછે, તાંહાં તેઓ સસતાં પુસતકો પરગટ કરેછે અને કોઈબી વીદેઆ તથા એલમની બાબદ ઉ
પર એઓનાં છાપાખાંનાંમાંથી તથા એઓની કલમથી પુસતક બાહેર નહી પડીઉં હોએ હેવું નથી. માંટે એ
શખસોનુ છાપાખાંનું જે હીંઆંછે, તે જોવાની અગતછે. ચેમબરસનાં પુસતકો સાંચાની મારફતે છપાતાં ન
થી, તોપણ તેઓનાં છાપાખાંનાંની ઝડપ તથા તેમાં કીધેલો કેટલોએક શુધારો તે જોઈને આપણને અચરતી
ઉપજેછે. હીંઆંનાં છાપવાનાં પરેસોમાં એક ગોઠવણ ઘણી સારીછે તે એકે એક કાગલ છપાયું કે ટાઈપની
ઉપર શહીનો રોલર પોતાની મેરે ફરી જાએછે.

એડીનબરોથી આગની ગાડીએ અરધા કલાકને રસતે કાગલ બનાંવવાનું કારખાંનુંછે. હીંઆં ઘણી ઉં
ચી જાતનાં કાગલ બનાંવીઆમાં આવેછે. પેહલ વેહલાં જુનાં કાગલ તથા ચીથરાંઓને સાફ કરી અને તેમાં
જે કાંઈ વસતુઓ નાંખવાની હોએછે તે નાંખીને પછી કાગલને વાસતે જે પલપ અથવા માંવો થાએછે તે એક
પોહોરા સાંચાની અંદર રેડીઆમાં આવેછે, અને તેમાંથી તે માંવો એક પોહોરી ચાદરના આકારમાં પાતલો
પંથરાઈને તે સાંચાંનાં એક બીજાં પર ઉપર જાએછે અને તાંહાં તે માંવો પશાર થાતી વેલાએ દબાઈને કાગલ
નાં આકારમાં બનેછે. એ પરમાંણે પેહલે કાગલ બનેછે તે કાપડનાં જેવા મોટા તાકાનાં જેટલાં બનેછે અને
પછી જેવા આકારનાં કાગલ બનાંવવાં હોએ તે મીશાલે તેને સાંચામાં એક સરકાં કાપીઆમાં આવેછે.

એડીનબરો છોડીઆ પછી તેની પડોસમાં કેટલુંએક જોવાનુંછે. એ શેહેરથી આસરે સાહાડા તરંણ
માઈલની વેગલાઈએ કરેગમીલર કીઆસલ નાંમનો ઘણો પુરાંણો અને મજબુત કીલ્લાનાં આકારમાં બાંધેલો મે
હેલછે. જે જગાએ તે છે તાંહાંની જમીન ઉપલા શેહેરની સપાટીથી ઘણી ઉંચીછે તેથી તાંહાંથી તે શેહેરનો
આખો દેખાવ આપણી નજરે પડેછે.

એડીનબરોથી આઠ માઈલ દુર રોસલીનનો કીલ્લો તથા દેવળ અને હાથરનડેન નાંમની જગા જોવા
જવાને વાસતે સરવે કોઈને મજબુત ભલામણ કરીઆમાં આવેછે. એ કારણને વાસતે એડીનબરોથી ૬ મા
ઈલ દુર લાસવેડનું ગાંમડુંછે તાંહાંશુધી ગાડીમાં જઈને પછી આપણી ગાડી શીધે રશતે મોકલી દઈને હાથા
રનડેનને મારગે રોસલીન ખાતે જવાને ઘણુ સવલ પડેછે. હાથારનડેનનો રસતો લગભગ તરણ માઈલછે
તોપણ તે ૧૦૦ માઈલનો હોએ અને આપણા પગમાં ચાલવાનું કઉઅત હોએ, તો તાંહાંથી પસાર થવાને
કધી કંટાલીએ નહી. ખુદરતે પોતાની સઘળી બખશેશ જાંણે હીંઆં રેડી નાંખીછે. હીંઆં સઉથી સારી
ના "સીઈનરી" એટલે દેખાવ આપણી આંખ આગલ નજરે પડેછે. ઝાડ માંણુથી પુર ડુંગરોની સાંકલ સોભઈ

તી રીતે એક બીજામાં જોડાએલીછે—તરેહવાર જાતનાં ઝાડો અને ભાંત ભાંતનાં પાંનો એક બીજામાં ભેલાઈને તાંહાં હેવોતો રળીઆંમનો દેખાવ અને લીલો છાંઓ બનાંવેછે કે જાંણે આપણે તાંહાંથી વરશોનાં વરશ શુધી ખીશીએ નહી—આપણી સોડેથી નદીનો રેલો ચાલેઓ જાએછે, તેનો એણીગંમ પેલીગંમ ખરકો આવી આથી હેવોતો મજેહનો વાંક બનીઓછે કે, જાંણે સરપ રમતો રમતો ચાલીઓ જાએછે—એ પાંણીનો જોસ, પવંનથી ઝાડોનાં હીલવાથી અને ફુલોની ખુસબો અને પંખેરાંનાં રાગથી આંખ, કાંન, અને નાંખને હેવીતો ખુશી ઉપજેછે કે તેનુ બયાંન આપણી ઇંદરીઓજ સમજી શકેછે, મોહોડે બોલી તથા હાથે લખી શકાતું નથી. હીંઆં જે મેહેલછે તેની નીચે કેટલાએક ગોફાછે અને એક ગોફામાંથી બીજા ગોફામાં પોંહોચવાને સારૂ ખરકોની અંદરથી કોતરી કાહાડેલા મારગોછે અને તેમાંથી રાહાદારીની મારફતે આપણે પશાર થાઈએછે, તારે આપણુને એક અજબ તરેહની ખુશો ઉપજેછે. આ ઈમારત્ત તથા તેની આસપાસની ઉપર બયાંન કીધેલી સઘળી જગા અસલ કવી ડરમનડની હતી અને હંમણા પણ તેનાંજ વારસોનાં હસતકમાં છે. જે જગાએ આ નાંમીચો કવી ઘણો ખરો બેસતો હતો તથા પોતાનો અભીઆશ કરતો હતો તે આજે પણ આપણુને દેખાડીઆમાં આવેછે. કવી બેન જાંનશંન આ કવીનો દોસત હતો અને તેને મલવાને સારૂ તે લંડંનથી પગે ચાલીને તાંહાં ગયો હતો અને પેહલલી મુલાકાત તેહને હાથરનડેનમાં જે જગાએ થાઈ હતી તે જગા આજે આપણુને હીંઆં દેખાડીઆમાં આવેછે. નાંમીચો શુધારો કરનાંર જાંન નાંકસ આ જગાએ એક ટેકડી ઉપર ઉભો રહીને ભાશાંણો કરતો હતો તે ટેકડી આપણે હીંઆં આજે જોઈએછે.

ઉપલી જગા પશાર કરીઆ પછે આપણે રોસલીન ખાતે આવીએ છઈએ, તાંહાં રોસલીન ચાપેલ નાંમનુ દેવળ અને કીલ્લો જે ઘણો ભાગી ટુટી હાલતમાંછે તે જોવા લાએકછે. એ બંધે ઈમારત ઘણી અસલી છે અને તેઓનુ ઠાંમ ઘણુ ખુબસુરત જગા ઉપર આવીઉંછે. ઉપલાં શેહેરની થોડીએક વેગલાઈએ ડાલકીથ પાલેસ નાંમનો મેહેલ, તથા લારડ ડાલહાઉજીનો મેહેલ તથા વાઈકાંઉનટ મેલવીલનો મેહેલછે, તે સઘળા જોવા જવાને મુસાફરને ભલામણ કરીઆમાં આવેછે.

જાહરે હમો એડીનબરોમાં હતા, તાહરે તાંહાંનાં સઘળા લોકો ડાકટર ગથરી નાંમનાં પાદરીની ઘણી તારીફ કરતા હતા. દેવળ્માં પોતાની જગાએથી ભાશાંણ કરવામાં તે ઘણોજ સરસ હતો, એટલુંજ નહી, પણ જાતે ઘણાજ સારા સવભાવનો અને બેહદ માયાલુ હતો અને એક ખરો એકીનદાર ગરહસથ ગણાતો હતો. આ સઘળા સારા ગુણોને લીધે એડીનબરોનાં લોકોનાં પેઆરમાં તે ઘણો લપેટાયો હતો, અને હેવો એક શખસ કે જેનાં જાતી ગુણો અને હોશીઆરી વીશે સઘળાઓ એકજ રીતે બોલવા લાગા, તેને જોવાની અને તેને દેવળમાં ભગતી અને ભાશાંણ કરતી વેલાએ સાંભલવાની હમોને ખાહેશ ઉતપંન થાઈ. જારે ડાકટર ગથરી દેવળમાં ભાશાંણ કરનાંર હોએછે, તારે તાંહાં હંમેસાં ભીડ ઘણી થાએછે અને આગમજથી જગાની ગોઠવણો કેટલા જણાઓ કરી રાખેછે અને એક મીતરની મારફતે હમારે વાસતે ઘણી સારી અને નજદીકની જગા રાખીઆમાં આવી હતી. પાછલા પોહોરનાં તરણ વાગતે બંદગી તથા ભાશાંણ કરવાનો વખત હતો તેની કેટલોએક વાર આગમજથી દેવલ ભરાઈ ગયું હતું, એટલી બધી લોકોની ઈનતેજારી હતી. ભગતી કીધા પછે ડાકટર ગથરીએ પોતાંનું ભાશાંણ “ આ દુનીઆમાં આપણે એક ટુક મુદતનાં મુસાફર છઈએ, અથવા આપણી જીંદેગીનો એક પલ પછી આપણુને ભરોશો નથી ” હેવી મતલબનું કરીઉં હતું, અને તે ભાશાંણ હેવુંતો સેહલી અને સલીસ એબારત, સફાઈ અને જોસથી કરેઉં હતું, કે તેનાં દરએક બોલ જાંણે તેનાં સાંભલનાંરાઓની છાતી ઉપર લખાતા હોએ, અને તે હેવી રીતે લખાતા હોએ કે જાંણે તાંહાંથી કદી ખીશે નહી, હેવી રીતે તેનાં બોલવાની અસર થાતી હતી. એ ડાકટરનાં ભાશાંણથી દેવલમાં એકઠા થાએલાઓનાં મંન ઉપર એટલીતો અસર થાતી હતી કે તેનાં મોહોડાંમાંથી સબદો નીકલે, તેમ

સાંભલનાંરાઓની આંખમાંથી આંસુનાં રેલા પડતા હતા, અને હેવા ધરમ ગુરૂનાં મોહોડાંમાંથી સીખામણ
લઈને તેનાં સાભલનાંરાઓ બેહતર રાહા પકડે અને તેઓ હંમેસાં નીતીનો અને સચાઈનો મારગ
અખતીઆર કરે તેમાં નવાઈ જેવું નથી. આ ડાક્ટરનાં બીજા સારા ગુણોથી તેની સીખામણ વધારે મજ
બુત અસર કરેછે, અને હમો હમારી તરફથી કહીજીએચ કે હેવો બીજો ભાશાંણ કરતા હમોએ સાંભલીઓ
નથી. બીજે દીને એ ધરમ ગુરૂને ઘેર જાઈને હમોએ તેની મુલાકાત લીધી, અને બીજી ઘણીએક વાતચીત
કીધી તેમાં તેનાં ખુબી ભરેલા વીચારો અને સાંરાં દીલની નીશાન સાફ દેખાતી હતી.

## ગલાસગો.

આ શેહેર સ્કાટલંડમાં વેપારમાં મુખીઅછે, અને દોલત, વેપાર, અને કારખાંનાઓમાં ગરેટ બરી
ટંનમાં તરીજું ગણાએછે. ૧૭૭૫ નાં વરસની આગમજ એ શેહેર તંબાકુનાં વેપારને સારૂ ઘણુ જાંણીતું હતું
અને જેઓ એ વેપારમાં ગુતેલા હતા તેઓને, જેમ મેનચેસટરના રૂઉનાં વેપારીઓને "કાટંન લારડસ" કે
હવામાં આવેછે, તેમ તે વખતે "ટોબાકો લારડસ" કરી કેહતા હતા. આમેરીકામાં જે બળવો ઉઠીઓ હ
તો અને લડાઈ થાઈ હતી, તે ઉપરથી તંબાકુનાં વેપારમાં હરકત થયાથી તાંહાંના લોકોએ રૂઉનુ કાપડ બનાં
વવા ઉપર ધીઆંન આપવા માંડીઉં, અને આજે પણ એ શેહેર રૂઉનાં કાપડ બનાંવવાનાં કારખાંનાં વીશે નાં
મીચું ગણાએછે. એ શેહેર મધે હાથથી વણાતાં અને સાંચાનાં બળથી ચાલતા રૂઉનાં કારખાંનાંની વીગત ની
ચે જણાવીઆ પરમાંણેછે. એ શેહેરનાં કારખાંનાંઓમાં હાલમાં હાથથી વણનાંરા (૪૦૦૦૦) ચીઆલીસ હ
જાર કારીગરોછે, જેઓની મેહનતથી (૩૦૦૦૦૦૦૦) તરણ કરોડ રૂપીઆની કીમતનુ કાપડ બનેછે. વલી આ
ખા શેહેરમાં સઘળી મલીને સાંચાથી ચાલતી આજ દીને ૨૫૦૦૦ લુમસ અથવા સારછે, તેઓની મારફતે દર રો
જ (૬૨૫૦૦૦) છ લાખ પચીસ હજાર વાર કાપડ વણાએછે અને વરસના ૩૦૦ દાહાડા કાંમનાં ગણીએતો એ
ક વરસમાં ઉપર જણાવેલી સંખ્યીઆની લુમસથી (૧૮૭૫૦૦૦૦૦) અઢાર કરોડ અને પંચોતર લાખ વાર
કાપડ વણાએછે. આ કાપડની કીમત દર વારે સરાસરી બે આંનાં દાખલ ગણીએતો (૪૬૮૭૫૦૦૦)
ચાર કરોડ, હરસટ લાખ અને પંચોતેર હજાર રૂપીઆની થાએ. સુતર વણવાનુ કાંમ પેહલ વેહલલું ૧૭૯૨
નાં સાલમાં શરૂ થાયું હતું, પણ તાહારપછી ટુંક મુદતની અંદર તેમાં ઘણોજ વધારો થયોછે. હાલમાં સઘ
ળા કારખાંનાંઓમાં જુમલે (૧૮૦૦૦૦૦) અટાર લાખ સ્પીનડલસછે અને તેમાં (૫૦૦૦૦૦૦૦) પાંચ કરોડ
રૂપીઆનુ શુતર વણાએછે. હાલમાં એ શેહેરમાં રૂઉની (૧૨૦૦૦૦) એક લાખ, વીશ હજાર ગાંસડી અથવા
(૪૫૦૦૦૦૦૦) ચાર કરોડ પચાસ લાખ રતલ રૂઉનો ખપછે. એ માલ ઉપરાત હાલમાં આ શેહેરમાં રેશમ
ના વેપારમાં તથા રેશમનાં કાપડ બનાંવવાનાં કારખાનાંમાં પણ વધારો થયોછે. રેશમ અને ઉંચા ઉનને ભે
લીને આ શેહેરમાં ઘણુ સરસ કાપડ બનાવીઆમાં આવેછે.
થોડાંએક વરસ થયાં વળી એ શેહેર લોહોડાં કાંમનાં કારખાંનાંને સારૂ વખણાવા લાગુંછે. જેમ
"ટોબાકો લારડસ" ને, "કાટન લારડસ" એોએ ધાંકી નાખીઆ, તેમ કાટંન લારડસોને આયરંન લા
રડસ ધાંકી નાંખશે હેવું ધારીઆમાં આવેછે. તરીસ વરસની વાત ઉપર એ શેહેર અને તેની આસપા
સનાં ગાંમડાં મલી માતર ૧૬ ભઠીઓ હતી તેને બદલે હાલમાં લગભગ ૧૦૦ છે અને તેમાં દર વરશે
(૫૦૦૦૦૦) પાંચ લાખ ટંન પીગ આયરંન અને (૧૦૦૦૦૦) એક લાખ ટન માલીએબલ આયરંત બનેછે.
હેવાં લોહોડાં કાંમનાં કારખાંનાંઓમાંથી થોડાએક ગલાસગોમાં જરૂર જોવા જોઈએછે. નેપીઅરનુ કારખાંનુ
ઘણુ મોટું અને સઉથી સરસમાંનુ એકછે, હેવું જણાંવીઆમાં આવેછે. કોલસાનો વેપાર પણ એ શેહેર ખા
તે હાલમાં ઘણો વધીઓછે. એ શેહેર ખાતે વાંહાંણો બાંધવાનું કાંમ પણ ઘણુછે અને હેવાં બાંધકાંમ જોવા

જવાને સારૂ મુસાફરને મજબુત ભલામણ કરીઆમાં આવેછે. મુંબઈમાં આપણે વાંહાંણ બાંધવાનું કાંમ જોઈએછે તેમાં અને આ જગાએ વાંહાંણ બાંધવાનાં કાંમમાં ઝાઝો તફાવત નથી (અને એથી અતરેનાં આ પણા વાહાડીઆઓને થોડું માંન નથી) તોપણ તાંહાં તે કાંમ જોવા ગયાથી વખત નકાંમો ગએલો કેહવાશે નહી. હીંઆંની ગોદીમાં ઘણાએક નાંમીચા વાંહાંણો તથા આગબોટો બંધાઈછે.

આ શેહેર મધે કાપડ રંગવાનાં પણ ઘણાએક નાંમીચા કારખાંનાંછે તેમાંનાં કેટલાંએક જોવાથી આ પણને ઘણીએક અગતની ખબર મલેછે અને તેથી આપણને જે અચરતી ઉપજેછે તેનો પાર નથી. રશાએણ સાસતરથી રંગવાનાં હુનરે હેવીતો ઝડપ અને અચરતી પકડીછે કે તેનુ બયાન થાઈ શકતું નથી. ગલાસગો થી જુજ વેગલાઈએ મીશીઅરસ સ્ટરલીંગ એનડ મેથીસંનનું કાપડ રંગવાનુ અને છીંટ છાપવાનુ કારખાંનુ સ ઉથી મોટાં કારખાંનાં મધેનું એકછે. એઓ ઘણીજ ભલમણસાઈથી પોતાનું કારખાંનુ મુસાફરોને દેખાડેછે. આપણા દેશમાં વાંણીઆઓની સારી અને પાગડી જે વેલાતથી રંગાઈને આવેછે, તે હાંવાં કારખાંનાંઓ મધેથી આવેછે. વણકરને તાંહાંથી કાપડ આવીઆ પછે, તે કાપડનાં દોરામાં જે કાંઈ મેલ હોએ તે કાહાડી નાંખવાને વાસતે ૨૪ કલાક શુધી તેને ગરંમ પાંણી અને આલકલી એટલે ખારમાં રાખી મેલેછે. પછી તે કાપડમાં જે કાંઈ ખાર હોએ તે કાહાડી નાંખવાને વાસતે તેને ધોપામાં આવેછે. એ ધોવાનુ કાંમ કાંઈ ભઠીમાં અથ વા પથર ઉપર ચાલતું નથી. એક મોટી પેટી કે જે જોરથી ચકરનાં આકારમાં ફરેછે તેની અંદર તે કાપડ નાંખીઆમાં આવેછે અને ફરવાનાં જોરથી તે મધેનાં પાંણીની પેલાં કાપડ ઉપર હેવીતો અસર થાએછે કે તે તરત સાફ થાએછે અને કપડાનાં રુમાસને અથવા તેને બીજી રીતે કશી તરાહની નુકસાંની પોહોંચતી ન થી. એ પરમાંણે ધોયા પછી તે કાપડની અંદર જે કાંઈ પાંણી હોએ તે એકદંમ નીચવી કાહાડવાને વાસતે કાફી દલવાની ઘટીનાં જેવા એક સાંચામાં તે કાપડને નાંખેછે,. અને તે સાંચો ફરેછે તેમ પેલું કાપડ તે માં દબાએછે. દબાયાથી તેમાં જે પાણી હોએછે તે તરત નાંકાઓની મારફતે બાહેર નીકલી જાએછે. એ પરમાંણે પાંણી નીચવી કાહાડીઆ પછે, તે કાપડને રંગ લેવાને લાએકનુ કરવાને સારૂ ફરીથી તેને મોટી ડે ગોમાં નાંખીને બાર કલાક શુધી ખારની સાથે ઉકારીઆમાં આવેછે. પછી તેને સુકવીઆમાં આવે છે. એ કાંમ કાંઈ આપણા દેશની માફક તડકાંમાં બનતું નથી, પણ મોટા ઓરડાઓની અંદર બાફથી ગર મી દાખલ કરીઆમાં આવેછે અને તાંહાં તે કાપડને ગરમ હવાથી સુકવીઆમાં આવેછે. એ ઓરડાઓ માં ૧૨૦ થી ૧૮૦ ડીગરી શુધીની ગરમી હોએછે અને શીઆલાની રૂત હોએ તોપણ તે ઓરડામાંથી પાંચ મીનીટમાં આપણે પશાર થાઈએ તોબી તાંહાંની ગરમીથી આપણને તરત પરસીંદો છુટી આવેછે. સુકાયા પ છી તે કપડાંને નરમ કરવાને વાસતે સાત દાહાડા શુધી આલીવ આઈલનાં તેલ, ગરંમ પાંણી અને ખારની સાથે રાખીઆમાં આવેછે. તાહારપછી તે કાપડમાં શુમાંક નાંમની સીસીલી દેશ મધેથી એક જાતની પીરી વસતુ આવેછે તે, તથા મંજુક અને બલદનું લોહી ભેલીને પેલાં કપડાંને તેની અંદર લગભગ ચાર કલાક શુ ધી ઉકારેછે. પછી તે કાપડને પાંણીમાં બોરી કાહાડીઆથી રાતો રંગ નીકલેછે. તાહાર પછી તે કાપડને વ લી તરાંબાની ભડીઓમાં સોડા, આસીડ, અને બીજી એક બે જીનસોની સાથે ફરીથી ઉકારીઆમાં આવેછે. પછી એક કાચનુ બાંધેલુ ઘર કે જેહની અંદર ઘટતી ગરમી લાવીઆમાં આવેછે તેમાં તેને સુકવીઆમાં આવેછે. જો ખોલલી હવામાં અથવા બીજી રીતે સુકવીઆમાં આવેતો તે કાપડનાં રંગ ઉપર ખરાબ અસર થાએ. પ છી આ રંગેલા કાપડનાં તાકા એક મોટા ઓરડામાં લઈ જવામાં આવેછે, તાંહાં કેટલીએક અસતરીઓ તેમને તપાસેછે અને જો કોઈ ઠેકાંણે તે કાપડ ફાટુ હોએ અથવા તેને કાંઈ નુકસાંની થાઈ હોએ તો તે રફુ કરેછે.

એજ જગાએ ટરકી રેડ રંગનાં રૂમાલો ઉપર જે તરેહ પાડીઆમાં આવેછે તે ઘણી સેહલીછે. આ સરે એક ડજન રૂમાલો એક ઉપર એક ગોઠવીઆમાં આવેછે અને પછી તેઓની ઉપર સંચાની રાહે એક મ

જવાને સારૂ મુસાફરને મજબુત ભલામણ કરીઆમાં આવેછે. મુંબઈમાં આપણે વાંહાણ બાંધવાનું કાંમ જોઈએછે તેમાં અને આ જગાએ વાંહાણ બાંધવાનાં કાંમમાં ઝાઝો તફાવત નથી (અને એથી અતરેનાં આ પણા વાહાડીઆઓને થોડું માંન નથી) તોપણ વાંહાં તે કાંમ જોવા ગયાથી વખત નકાંમો ગએલો કેહવાશે નહી. હીંઆંની ગોદીમાં ઘણાએક નાંમીચા વાંહાણો તથા આગબોટો બંધાઈછે.

આ શેહેર મધે કાપડ રંગવાનાં પણ ઘણાએક નાંમીચા કારખાંનાંછે તેમાંનાં કેટલાંએક જોવાથી આ પણને ઘણીએક અગતની ખબર મલેછે અને તેથી આપણને જે અચરતી ઉપજેછે તેનો પાર નથી. રશાએણ સાસતરથી રંગવાનાં હુનરે હેવીતો ઝડપ અને અચરતી પકડીછે કે તેનુ બયાન થાઈ શકતું નથી. ગલાસગો થી જુજ વેગલાઈએ મીશીઅરસ સ્ટરલીંગ એનડ મેથીસંનનું કાપડ રંગવાનુ અને છીંટ છાપવાનુ કારખાંનુ સ ઉથી મોટાં કારખાંનાં મધેનું એકછે. એઓ ઘણીજ ભલમણસાઈથી પોતાનું કારખાંનુ મુસાફરોને દેખાડેછે. આપણા દેશમાં વાંણીઆઓની સારી અને પાગડી જે વેલાતથી રંગાઇને આવેછે, તે હાંવાં કારખાંનાંઓ મધેથી આવેછે. વણકરને તાંહાંથી કાપડ આવીઆ પછે, તે કાપડનાં દોરામાં જે કાંઈ મેલ હોએ તે કાહાડી નાંખવાને વાસતે ૨૪ કલાક શુધી તેને ગરંમ પાંણી અને આલકલી એટલે ખારમાં રાખી મેલેછે. પછી તે કાપડમાં જે કાંઈ ખાર હોએ તે કાહાડી નાંખવાને વાસતે તેને ધોવામાં આવેછે. એ ધોવાનુ કાંમ કાંઈ ભડીમાં અથ વા પથર ઉપર ચાલતું નથી. એક મોટી પેટી કે જે જોરથી ચકરનાં આકારમાં ફરેછે તેની અંદર તે કાપડ નાંખીઆમાં આવેછે અને ફરવાનાં જોરથી તે મધેનાં પાંણીની પેઠાં કાપડ ઉપર હેવીતો અસર થાએછે કે તે તરત સાફ થાએછે અને કપડાનાં કુમાસને અથવા તેને બીજી રીતે કશી·તરાંહની નુકસાંની પોંહોંચતી ન થી. એ પરમાંણે ધોયા પછી તે કાપડની અંદર જે કાંઈ પાંણી હોએ તે એકદંમ નીચવી કાહાડવાને વાસતે કાફી દલવાની ઘટીનાં જેવા એક સાંચામાં તે કાપડને નાંખેછે,, અને તે સાંચો ફરેછે તેમ પેલું કાપડ તે માં દબાએછે. દબાયાથી તેમાં જે પાણી હોએછે તે તરત નાંકાઓની મારફતે બાહેર નીકલી જાએછે. એ પરમાંણે પાંણી નીચવી કાહાડીઆ પછે, તે કાપડને રંગ લેવાને લાએકનુ કરવાને સારૂ ફરીથી તેને મોટી ડે ગોમાં નાંખીને બાર કલાક શુધી ખારની સાથે ઉકારીઆમાં આવેછે. પછી તેને સુકવીઆમાં આવે છે. એ કાંમ કાંઈ આપણા દેશની માફક તડકાંમાં બનતું નથી, પણ મોટા ઓરડાઓની અંદર બાફથી ગર મી દાખલ કરીઆમાં આવેછે અને તાંહાં તે કાપડને ગરમ હવાથી સુકવીઆમાં આવેછે. એ ઓરડાઓ માં ૧૨૦ થી ૧૮૦ ડીગરી શુધીની ગરમી હોએછે અને શીઆલાની રૂત હોએ તોપણ તે ઓરડામાંથી પાંચ મીનીટમાં આપણે પશાર થાઈએ તોબી તાંહાંની ગરમીથી આપણને તરત પરસીંદો છુટી આવેછે. સુકાયા પ છી તે કપડાંને નરમ કરવાને વાસતે સાત દાહાડા શુધી આલીવ આઈલનાં તેલ, ગરંમ પાંણી અને ખારની સાથે રાખીઆમાં આવેછે. તાહારપછી તે કાપડમાં શુમાંક નાંમની સીસીલી દેશ મધેથી એક જાતની પીરી વસતુ આવેછે તે, તથા મંજીક અને બલદનું લોહી લેઈને પેલાં કપડાંને તેની અંદર લગભગ ચાર કલાક શુ ધી ઉકારેછે. પછી તે કાપડને પાંણીમાં બોરી કાહાડીઆથી રાતો રંગ નીકલેછે. તાહાર પછી તે કાપડને વ લી તરાંબાની ભડીઓમાં સોડા, આસીડ, અને બીજી એક બે જીનસોની સાથે ફરીથી ઉકારીઆમાં આવેછે. પછી એક કાચનુ બાંધેલુ ઘર કે જેહની અંદર ઘટતી ગરમી લાવીઆમાં આવેછે તેમાં તેને સુકવીઆમાં આવેછે. જો ખોલલી હવામાં અથવા બીજી રીતે સુકવીઆમાં આવેતો તે કાપડનાં રંગ ઉપર ખરાબ અસર થાએ. પ છી આ રંગેલા કાપડનાં તાકા એક મોટા ઓરડામાં લઈ જવામાં આવેછે, તાંહાં કેટલીએક અસતરીઓ તેમને તપાસેછે અને જો કોઈ ઠેકાંણે તે કાપડ ફાટુ હોએ અથવા તેને કાંઈ નુકસાંની થાઈ હોએ તો તે રફુ કરેછે.

એજ જગાએ ટરકી રેડ રંગનાં રૂમાલો ઉપર જે તરેહ પાડીઆમાં આવેછે તે ઘણી સેહલીછે. આ સરે એક ડજન રૂમાલો એક ઉપર એક ગોઠવીઆમાં આવેછે અને પછી તેઓની ઉપર સંચાની રાહે એક મ

જબુત દાબંન કરીઆમાં આવેછે. તે દાબંનનાં ધાંકણાની અંદર જે તરેહ પાડવાની હોએ તેનાં આંધરાં હોએછે તેમની અંદરથી તે રૂમાલ ઉપર ક્લોરાઈડ આવ લાઈમ, અને ધંધકનુ પાંણી પશાર કરીઆમાં આવેછે, તેથી તે આંધરાં મુજબ તરેહ પડેછે. વલી કેટલુંએક કાપડ લાકડાં ઉપર કોતરેલી તરેહથી પણ છાપીઆમાં આવેછે. જે તરેહ છાપવાની હોએ તે પેહલલે એક કાગજ ઉપર પાડીઆમાં આવેછે, તાહાર પછે તે મુજબ લાકડાંનાં કટકા રંગીને તે કટકાને કોતરીઆમાં આવેછે અને પછી તેથી કાપડ છાપેછે. એકજ જગાએ જુદા જુદા રંગની તરેહ પાડવી હોએતો, તે કારણસર રંગ પરમાંણે લાકડાંનાં જુદા જુદા કટકા ઉપર તરેહ કોતરીઆમાં આવેછે અને પછી તે જુદી તરેહ પાડવાને વાસતે પેલા કોતરેલા લાકડાંનાં કટકાથી વારા ફરતી છાપીઆમાં આવેછે અને એ મુજબ સઘળી તરેહ છાપીઆ પછી તે કાપડને ક્લોરાઈડ આવ લાઈમ અને ગંધકનાં પાંણીમાં બોરી કાહાડેછે, તેથી જેવી જોઈએ તેવા રંગો સાથે તરાંહ નીકલી આવેછે.

આ શેહેરમાં છીંટ છાપવાનુ કાંમ પણ ઘણુ ચાલેછે. આપણા દેશમાં છીંટનો ખપ થોડોછે, પણ ઈંગલંડમાં ઘણોછે અને એ કાપડને વાસતે મેનચેસટરમાં તથા આ શેહેર ખાતે ઘણાએક કારખાંનાંછે. એ કાંમ ઘણુ સેહેલુંછે. તરાંબાંનાં ગોલ રોલરો ઉપર તરેહ કોતરેલી હોએછે, અને જેમ છાપવાનાં સાંચામાં શાહીના રોલરને પોતાની મેલે સાહી લાગેછે, તે મીશાલે ઉપલા રોલરોને છાપવાનો જે રંગ હોએછે, તે પોતાની મેલે લાગે હેવી ગોઠવણ કરેલીછે. એ તાકાઓ પેલી તરેહ સાથનાં રોલર ઉપર ફરી વલીઆથી તેઓની ઉપર તરેહ છપાતી જાએછે. હીંઆં જે નકસો આપીઓછે, તેની નીચે જે ગોલ રોલરછે તેની ઉપર છીંટની તરેહ પાડીછે અને રોલરની નીચેથી કપડાંનો તાકો પશાર થાઈને ઉપર જાએછે તેની ઉપર જે તરેહ પડેછે તે દેખાડીઆમાં આવીછે. એ પરમાંણે નીચેથી છપાઈને તાકો ઉપર જાએછે, તે તરત તાંહાં સીલીંગમાં કીધેલા મારગની મારફતે બીજા માલ ઉપર જાએછે અને તાંહાં બાફની ગરમીથી શુકાએછે. એ પરમાંણે તાકા શુકાયા પછી તેઓને બે રોલરનાં એક સાંચામાં પશાર કરીઆમાં આવેછે તાહાં તેમની સપાટી ઉપર સફાઈ તથા કેટલોએક ચલકાટ આવેછે, અને જે આકારમાં આપણે છીંટ જોઇએચ તે આકારમાં બનેછે. ઉપર જણાવેલી રીતે છીંટ છાપીઆમાં આવેછે, તેમાં જો એકથી વધારે રંગની તરેહ પાડવી હોએછે તો એકથી વધારે રોલર તે સાંચામાં ગોઠવીઆમાં આવેછે અને પેલું કાપડ એક રોલર ઉપર પોતાનો રંગ લઈને તરુત બીજા રોલર ઉપર જાએછે અને તાંહાં વલી બીજો રંગ લીએછે, એ પરમાંણે બે તરણ રંગ પણ એકદંમ છપાએ હેવી ઈઉક્તી કરીઆમાં આવીછે.

ગલાસગો મધે "ટેનેટસ કેમીકલ વરકસ" નાંમનુ કારખાતુંછે તે ખચીત જોવા લાએકછે. તે જોવા જવાને વાસતે ઘણી સીફારસથી રજા મલેછે, અને મુંબઈની એક નાંમીચી પેહડીનાં ગુમાસતાની મારફતે હમોને તે કારખાંતુ જોવા જવાને બની આવીઉં હતું. આ કારખાંનાંમાં ગંધકનુ તેજાબ, ક્લોરાઈડ આવ લાઈમ, સોડા, અને બીજીરશાએણી વસતુઓ તથા સાબુ બનાવીઆમાં આવેછે. આ કારખાંનું એટલુંતો મોટું છે કે તેની અંદર ઓછામાં ઓછી ૧૦૦ ભઠીછે. સઉથી મોટી "ચીમની" અથવા ધુમારીઆંની ઉંચાઈ ૪૩૬ ફુટછે અને તેનાં ઘેરાવાનાં વીઆસની પોહોલાઈ ૪૦ ફુટછે. ઉપર જણાવેલી વસતુઓ બનાવવાની રીત તે કારખાંનાવાલાઓ જેમ બને તેમ છુપી રાખેછે.

આ શેહેરથી સાત માઈલની વેગલાઈએ પેસલી ગાંમડાંમાં સીવવાના દોરા બનાવવાનું મીશીઅરસ જે એનડ પી કોટસનું એક મોટું કારખાંનુંછે. એ કારખાંનાંમાં વણકરને તાંહાથી કાચું સુતર આવેછે તેનો મજબુત દોરો બનાવીઆમાં આવેછે. પેલાં કાચાં સુતરનાં છ તાર લઈને એક તારમાં તે દોરાને મજબુત વણીઆમાં આવેછે અને પછી તેને કાટલામાં વીટાડીઆમાં આવેછે. એ કાટલાં સઘળા ઝડપમા સાંચાનાં જોરથી ફરેછે અને તેની ઉપર દોરો વીટરાતો જાએછે. એક કાટલું પુરૂં થાયું કે તે કાહાડીને તેની જગાએ બીજું મેલી

જબુત દાબંન કરીઆમાં આવેછે. તે દાબંનનાં ધાંકણાની અંદર જે તરેહ પાડવાની હોએ તેનાં આંધરાં હોએછે
તેમની અંદરથી તે રૂમાલ ઉપર ક્લોરાઈડ આવ લાઈમ, અને ગંધકનુ પાંણી પશાર કરીઆમાં આવેછે, તેથી
તે આંધરાં મુજબ તરેહ પડેછે. વલી કેટલુંએક કાપડ લાકડાં ઉપર કોતરેલી તરેહથી પણ છાપીઆમાં
આવેછે. જે તરેહ છાપવાની હોએ તે પેહલલે એક કાગજ ઉપર પાડીઆમાં આવેછે, તાહાર પછે તે મુજ
બ લાકડાંનાં કટકા રંગીને તે કટકાને કોતરીઆમાં આવેછે અને પછી તેથી કાપડ છાપેછે. એકજ જગાએ
જુદા જુદા રંગની તરેહ પાડવી હોએતો, તે કારણસર રંગ પરમાંણે લાકડાંનાં જુદા જુદા કટકા ઉપર
તરેહ કોતરીઆમાં આવેછે અને પછી તે જુદી તરેહ પાડવાને વાસતે પેલા કોતરેલા લાકડાંનાં કટકા
થી વારા ફરતી છાપીઆમાં આવેછે અને એ મુજબ સઘળી તરેહ છાપીઆ પછી તે કાપડને ક્લોરાઈડ આવ
લાઈમ અને ગંધકનાં પાંણીમાં બોરી કાહાડેછે, તેથી જેવી જોઈએ તેવા રંગો સાથે તરાંહ નીકલી આવેછે.

આ શેહેરમાં છીંટ છાપવાનુ કાંમ પણ ઘણુ ચાલેછે. આપણા દેશમાં છીંટનો ખપ થોડોછે, પણ ઈંગ
લંડમાં ઘણોછે અને એ કાપડને વાસતે મેનચેસટરમાં તથા આ શેહેર ખાતે ઘણાએક કારખાંનાંછે. એ કાં
મ ઘણુ સેહેલુંછે. તરાંખાંનાં ગોલ રોલરો ઉપર તરેહ કોતરેલી હોએછે, અને જેમ છાપવાનાં સાંચામાં શાહી
ના રોલરને પોતાની મેલે સાહી લાગેછે, તે મીશાલે ઉપલા રોલરોને છાપવાનો જે રંગ હોએછે, તે પોતાની મે
લે લાગે હેવી ગોઠવણ કરેલીછે. એ તાકાઓ પેલી તરેહ સાથનાં રોલર ઉપર ફરી વલીઆથી તેઓની ઉપર તરે
હ છપાતી જાએછે. હીંઆં જે નકસો આપીઓછે, તેની નીચે જે ગોલ રોલરછે તેની ઉપર છીંટની તરેહ પા
ડીછે અને રોલરની નીચેથી કપડાંનો તાકો પશાર થાઈને ઉપર જાએછે તેની ઉપર જે તરેહ પડેછે તે દેખા
ડીઆમાં આવીછે. એ પરમાંણે નીચેથી છપાઈને તાકો ઉપર જાએછે, તે તરત તાંહાં સીલીંગમાં કીવેલા ચાર
ગની મારફતે બીજા માલ ઉપર જાએછે અને તાંહાં બાફની ગરમીથી શુકાએછે. એ પરમાણે તાકા શુકાયા
પછી તેઓને બે રોલરનાં એક સાંચામાં પશાર કરીઆમાં આવેછે તાંહાં તેમની સપાટી ઉપર સફાઈ તથા
કેટલોએક ચલકાટ આવેછે, અને જે આકારમાં આપણે છીંટ જોઈએચ તે આકારમાં બનેછે. ઉપર જણાવેલી
રીતે છીંટ છાપીઆમાં આવેછે, તેમાં જો એકથી વધારે રંગની તરેહ પાડવી હોએછે તો એકથી વધારે રો
લર તે સાંચામાં ગોઠવીઆમાં આવેછે અને પેલું કાપડ એક રોલર ઉપર પોતાનો રંગ લઈને તરૂત બીજા
રોલર ઉપર જાએછે અને તાંહાં વલી બીજો રંગ લીએછે, એ પરમાંણે બે તરણ રંગ પણ એકદંમ છપાએ હેવી
ઈઉકતી કરીઆમાં આવીછે.

ગલાસગો મધે "ટેનેટસ કેંમીકલ વરકસ" નાંમનુ કારખાંનુંછે તે ખચીત જોવા લાએકછે. તે જો
વા જવાને વાસતે ઘણી સીફારસથી રજા મલેછે, અને મુંબઈની એક નાંમીચી પેહડીનાં ગુમાસતાની મારફ
તે હમોને તે કારખાંનુ જોવા જવાને બની આવીઉં હતું. આ કારખાંનાંમાં ગંધકનુ તેજાબ, ક્લોરાઈડ આવ
લાઈમ, સોડા, અને બીજીરસાએણી વસતુઓ તથા સાબુ બનાવીઆમાં આવેછે. આ કારખાંનું એટલુંતો મોટું
છે કે તેની અંદર ઓછામાં ઓછી ૧૦૦ ભઠીછે. સઉથી મોટી "ચીમની" અથવા ધુમારીઆંની ઉંચાઈ
૪૩૬ ફુટછે અને તેનાં ઘેરાવાનાં વીઆસની પોહોલાઈ ૪૦ ફુટછે. ઉપર જણાવેલી વસતુઓ બનાવવાની રીત
તે કારખાંનાવાલાઓ જેમ બને તેમ છુપી રાખેછે.

આ શેહેરથી સાત માઈલની વેગલાઈએ પેસલી ગાંમડાંમાં સીવવાના દોરા બનાવવાનું મીશીઅરસ જે
એનડ પી કોટસનું એક મોટું કારખાંનુંછે. એ કારખાંનાંમાં વણકરને તાંહાથી કાચું સુતર આવેછે તેનો મજ
બુત દોરો બનાવીઆમાં આવેછે. પેલાં કાચાં સુતરનાં છ તાર લઈને એક તારમાં તે દોરાને મજબુત વણેઆમાં
આવેછે અને પછી તેને કાટલામાં વીટાડીઆમાં આવેછે. એ કાટલાં સઘળા ઝડપમાં સાંચાનાં જોરથી ફરેછે
અને તેની ઉપર દોરો વીટરાતો જાએછે. એક કાટલું પુરૂં થાયું કે તે કાહાડીને તેની જગાએ બીજું મેલી



છીટનુ કાપડ છાપવાનો સાંચો—(૨૭૩)

આમાં આવેછે અને તેની ઉપર નરાક દોરો લગાડીઓ કે તરત તે વીટડાવા લાગેછે. એ કારણને વાસતે દરએક કાટલાંની સામને એક અસતરી અથવા છોકરી બેશેછે અને આ કારખાનાંનાં બે મોટા ઓરડામા એ પરમાણે પાંચસો પાંચસો અસતરીઓ એક એકની સાંબે બેસીને કાંમ કરેછે. જાણે પાંચસો અ સતરીઓ સાંબા સાંબી ટેબલ ઉપર ખાવા બેઠી હોએ હેવી રીતનો દેખાવ તાંહાં થાએછે, તે દેખાવજ જો વા લાએકછે. આ કારખાંનાંમાં સઘળા મલી ૧૩૦૦ આદમી કાંમે લાગેછે અને દરએક અસતરી ઉપર જણાવીઆ પરમાણે દરરોજ આસરે ૫૦૦ કાટલાં વીંટાડેછે. દોરો વીંટાડવાને વાસતે જે કાટલાં જોઈએછે તે પણ હીંઆંજ બનેછે. આ ગામડાંમાં ૭૦૦ વરસનું એક પુરાંણું દેવળછે, તાંહાં આપણે ગમે તેટલું હલુ શે બોલીએચ તોબી મોટો "એકો" અથવા અવાજ થાએછે, તેનું કારણ શું હશે તેની સમજ પડતી નથી.

પાંણી પોંહોચતાં કરવાને વાસતે લોહોડાંના નલ બનાવવાનું ગલાસગોમાં એક મોટું કારખાંનુંછે અને તાંહાં જે મોટા નલો ઓટીઆમાં આવેછે તે જોયાથી આપણને ઘણીએક અચરતી ઉપજેછે. હાવા મોટા નલ ઓટવાને વાસતે ભઠીઓની ઉપર લોહોડું તાવવાને સારૂ મોટી ડેગો ચહડાવીઆમાં આવેછે અને પ છી તવાએલું લોહોડું ઓટવાની જગાએ રેડીઆથી નલો બનેછે. આએજ કારખાંનામાં મુંબઈમાં આવેલા નલો બનાવીઆમાં આવીઆ હતા, હેવું તે કારખાંનાવાલાઓએ હમોને જણાવીઉં હતું.

એ શેહેર મધે જાહેર ઈમારતોમાં સઉથી જોવા લાએક એક મોટું અને પુરાંણુ દેવળછે, તે પેહલ વેહ લલું ૧૧૭૫ ના સાલમાં બાંધીઆમાં આવીઉં હતું. એ દેવળનાં આગલા ભાગમાં તસવીર સાથની જે રં ગીન કાચની બારીઓછે તે દરએક બારી ઉપર ૧૭૦૦૦ હજાર રૂપીઆનો ખરચ થાયોછે. એ દેવળની પ ડોસમાં એક ઉંચી જગા ઉપર મુરદાં દાટવાની જગાછે તે હેવીતો સોભઈતી કરીઆમાં આવીછે કે સઉથી સ રસ બાગ હોએ તેબી તેની આગલ હટી જાએ. આ જગા ઘણી ઉંચાંનમાં આવીઆથી તાંહાથી ગલાસગો શે હેરનો આખો દેખાવ આપણી નજરે પડેછે. એ શેહેર મધે કેટલીએક બેંકોછે તેમનાં દીવાંનખાંનાં ઘણા ખુબ સુરતછે. ફરી ચરચ કાલેજની મદરેસા ઘણીજ રોણકદાર બાંધેલીછે. એ શેહેરમાં જાહેર સભા, કાંનસરટસ અને તેવા બીજા મેલવરાને સારૂ આસરે ૩૦૦૦ થી ૪૦૦૦ આદમી સમાઈ શકે તેવી મોટી ઈમારતછે, તે ને "ધી સીટી હાલ" કરી કેહવામાં આવેછે.

એ શેહેર મધે હંનટેરીઅન મીઉજીઅમ નામનું એક કીમતી સંગરહસથાંનછે. ડાકટર વીલીઅમ હંનટરની મદદથી તે ઉભું થાયુંછે. તેને બાંધતાં (૮૦૦૦૦) હેંશી હજાર રૂપીઆનો ખરચ થાયો હતો, અને ડાકટર હંનટરનું પોતાંનુ સંગરહસથાંન જેની કીમત (૧૨૦૦૦૦૦) બાર લાખ રૂપીઆની કરીઆમાં આવીછે, તે તેણે પોતાંના મરણની વેલાએ જાહેરમાં આપીઉં હતું. આદમીનાં સરીરનાં જુદા જુદા ભાગ બતાવનારા નમુનાં જે તે કાબેલ ડાકટરે પોતાને હાથે બનાવીઆ હતા, તે હીંઆં આપણા જોવામાં આવેછે. આ શેહેર મધેની જેલ પણ ઘણી સારીછે અને તાંહાં બંધવાઓને સુધારવામાં તથા તેઓને ઉદમ કરવાને સીખવીઆમાં ઘણી મેહનત લીધામાં આવેછે.

જેમ મેનચેસટરમાં મીશીઅરસ વાટસની વખારછે, તેમ ગલાસગોમાં પણ મીસતર કાંમપબેલ નાંમ ના એક શખસની કાપડના માલની એક મોટી વખારછે, તાંહાં દર વરસે (૫૦૦૦૦૦૦) પચાસ લાખ રૂપી આનો માલ વેચાએછે. આ વખારના જુદા જુદા ભાગમાં મલી સેંહકડો માંણસો કાંમે લાગેલાં આપણા દી ઠામાં આવેછે. માલ વેચવાની ખુબસુરત દુકાંનોમાં આરગાઈલ આરકેડ નાંમની પોર ઘણીજ સોભઈતીછે, અને તાંહાંની હારેદોર સોભઈતી દુકાંનોનો અને તેઓ મવેનો સાંમાંન એ જગાને ઘણીએક રોણક આપેછે.

ગલાસગો શેહેરમાં કલાઈડ નદી વેહેછે તેને એક કીનારેથી બીજે કીનારે ગાડીમાં બેશીને ફરવાને મજબુત બલાંમણ કરીઆમાં આવેછે. એથી આપણને આખું શેહેર એકદંમ જોવાને બની આવેછે તથા એ

નદીમાં મોટાં વાંહાંણો ફરી શકેછે તે જોવાથી તાંહાં ફરતાં બારકસોથી એ શેહેરનાં વેપાર વીશે પણ આપણને વીચાર કરવાને બની આવેછે. એ શેહેર મધે એકથી વધારે ખુશનુમાં બાગો લોકોનાં ઉપીઓગ અને મોજ ને વાસતેછે.

## સેનટ આંનડરૂસ.

એડીનબરોથી આબરડીન જતાં સેનટ આંનડરૂસનું નાંધલું શેહેર આવેછે. જો કે આ જગાએ મુસાફ રને ઝાઝું જોવાનું નથી, તોપણ તે એક અસલી શેહેરછે અને તાંહાં દરીઆનો કીનાંરો ઘણો સોભાઈ તી રીતે લાગેલોછે તેથી તે શેહેરનો દેખાવ ઘણો સારો લાગેછે. હીંઆં એક અસલનો કીલ્લોછે તેની ઉપ રથી બારાંનો અને શેહેરનો દેખાવ સારો દેખાએછે. આ શેહેર તેની અસલ અને હમણાની મદરેસાને સા રૂ સારી પઠે જાંણીતું થાએલુંછે.

## આબરડીન.

આ શેહેર સકાટલંડનું તરીજું અને તેનાં ઓતર ભાગનું મુખીઅ શેહેર ગણાએછે. હીંઆંનાં સીધધા રસતા અને તેઓની આસપાસ સારી રોણકથી બાંધેલી ઈમારતોની વાનબીની રાહે તારીફ થાએ છે. એ શેહેરમાં જાહેર ઈમારતોમાં કીંગસ કાલેજ, મારીશલ કાલેજ (જેનાં છેક ઉંચા ભાગ ઉપરથી આ ખું શેહેર બરાબર દેખાએછે) નીઉ્જીક હાલ, જાંહાં "કાંનસરટસ" નો તથા બીજી જાતનો મેલાવરો થાએ છે—મેડીકલ હાલ—નીઉ ઈનફરમરી, જાંહાં નાંકઉઅત અને નાંવારેસોની પરવરસી થાએછે—દેવાનાંઓને સારૂ હાસપીટાલ—ગારડંન હાસપીટાલ (એડીનબરોમાં હેરીઅટ હાસપીટાલછે તેવી મતલબની) નાંવારેસ અસતરીઓની પરવરસીને સારૂ ધરમ ખાતાંની ઈમારત—આંધલાઓની પરવરસીને સારૂ ઈમારત—"હા લ આવ ધી સોસાઈટી આવ આડવોકેટસ" તરેડસ હાલ, જાંહાં વેપારીઓ એકઠા મલેછે, એ વગરે બીજી ઘણીએક ઈમારતો તેમની સારી બાંધણી, અને જે સારા ઉપીઓગમાં તેઓને લગાડીઆમાં આવેછે, તે કારણ સર જોવા લાએકછે. હીંઆંનું એક દેવળ ઘણું ખુબસુરતછે. હીંઆં જે દેવળ અસલ હતું તેનો ઘાંટ હજુર તાંહાંછે તેનું વજંન (૪૦૦૦૦) ચીઆલીસ હજાર રતલછે અને તે ૧૩૫૨ નાં વરસમાં ઓટેલોછે. આ શેહેર દરીઆની બાજુએ આવેલુંછે તેથી તાંહાંનો વેપાર સારોછે. હીંઆંની ગોદી અને ધકો જોવા લા એકછે. વાંહાંણ બાંધવાનું કાંમ પણ હીંઆં સારૂં ચાલેછે. આ શેહેરમાં ગાલીચા બનાંવાનાં કેટલાંએક કાર ખાંનાંછે. પણ આબરડીન અગત કરીને ગરાંનીટ પથરનાં કારખાંનાંને સારૂ વખણાએલુંછે. સઘડી તથા માંનીઉમેનટ અને બીજી તેવી વસતુઓ જે ગરાંનીટ પથરની થાએછે તે હીંઆં બનેછે. પથરને વેહરવા માં તથા તેને પાલીસ કરવામાં, હીંઆં જે કલા કાંમે લગાડીઆમાં આવેછે તે જોઈને આપણને અચરતી ઉ પજેછે. લંડનથી નીકલેલા ફરતા ફરતા લોહાડાંની શડકની મારફતે આ શેહેર શુધી આવી શકાએછે અને તે થી ઓતર તરફ વધતુ જવું હોએતો ઘોડાની ગાડીની મારફતે જાઈ શકાએછે. પણ સકાટલંડમાં હીંઆંવેર આવી આ પછી આગલ જતાં બીજું કોઈ અગતનું શેહેર નથી તેથી મુસાફરો ઘણાખરા હીંઆંથી પાછા પશમમ તરફ જા ઈ ખુશનુમાં ખેતરોથી પુર ગાંમડાંઓમાં ફરી પાછા દખંણ તરફ ઉતરેછે અને તે વેલાએ સકાટલંડમાં નાંમદાર રાં ણીનો બાલમોરલનો મેહેલ જોવાની જોગવાઈ ઘણી સારી મલેછે. આબરડીનથી નીકલેલા બાલમોરલ આ વતાં વચમાં ખાંનકરીનું નાંધલુ ગાંમછે તાંહાં ઉપલાં શેહેરથી દોઢ કલાકમાં જાઈ શકાએછે. હીંઆં "બર નેટ આરમસ" નું નાંધલુ પણ સારૂ પોંહાંચખાંનુંછે. હીંઆં આસપાસનો દેખાવ ઘણોજ ખુબસુરતછે. એ જગાએ થોડીએક વેગલાઈએ એક બાહાદુર અમલદારની યાદગારીમાં મીનાંરો બાંધેલોછે અને તેની ઉપરથી

આસપાસનાં લીલાં ખેતરો અને પાહાડોની સાંકલો અને નદીનાં રેલાઓનો ઘણોજ ખુશ દેખાવ આપણી નજરે પડેછે. બાંનકરીથી નીકલેલા થોડા કલાકમાં બાલાટાર ખાતે આવી પોહોચીએ છઈએ અને હીંઆંથી આસરે દશ માઈલની વેગલાઈએ

## બાલમોરલ

નુ ગાંમડુંછે તાંહાં નાંમદાર રાંણીનો મેહેલછે. બાંનકરીથી બાલાટાર આવતાં બંને બાજુએ પાહાડોની સાંકલ લાગેલી દેખાએછે અને એક ઠેકાંણે બંને બાજુનાં પાહાડ એટલાતો નજદીક આવેલાછે કે જાંણે બે પાહાડની અંદરથી રસતો કાપી કાહાડીઓ હોએ અને તે જગાને "પાસ આવ બાલાટાર" કરી કેહેછે.

બાલમોરલમાં હમોને એક ઘણોજ ખુશી ઉપજાવનાર બનાવ બનીઓ હતો. કરાથીનું નાંધલું દેવળ જે રાંણીનાં મેહેલથી આસરે ૦ા માઈલ દુરછે, તાંહાં રાંણી જાહરે બાલમોરલમાં હોએછે તાહરે ભગતી કરવાને સારૂ જાએછે. હમો † પણ બાલમોરલમાં રવીવારને દીને ગયા હતા તેથી રાંણીને તે દેવલમાં જતી જોવાને હમોને ઘણીજ ખાહેશ થાઈ અને તે વખતે એ નાંમદારનો ચેહરો જોવાને સરવે કોઈ એકઠા થાયા હતા તેમાં હમો પણ સાંમેલ થયા. રાંણી એ વખતે ઘણી સાદી ફરેછે તેથી બે ઘોડાની નાંધલી ફાઈટનમાં તે આવી પોહોચી, તેને જોઈને સરવેએ ટોપી કાહાડી આદરમાંન આપીઉં અને હમે પણ આપણા લોકોની ચાલ પરમાંને સર નમાવી સલાંમ કીધી. રાંણી દેવળમાં દાખલ થયા પછે પોતાંની જગાએ બેઠી અને પાદરીએ બંદગી કરવાનું તથા સબક આપવાનુ શરૂ કીધું. દેવળનું કાંમ પુરૂં થયા પછે સરવે કોઈ રાંણીને જોવાને વાસતે ઉતાવલેથી બારણા આગલ ગયા, અને હમોએ પણ તેમજ કીધું અને ફરીથી તે નાંમદારને પુરતાં આદરમાંન સાથે સલાંમ કીધી. એ વેલાએ હમોને તે નાંમદારે સારી પઠે જોયા અને પોતાની ગાડીમાં બેશીને ગઈ, પણ તેનાં ફરમાંવીઆ ઉપરથી, એક અમલદારે હમોને આવીને કહેઉં કે રાંણીએ હમોને જોયાછે અને હમો કોણ છઈએ તે જાંણવાની ખાહેસ બતાવીછે. હમોએ જવાબ આપીઓ જે "હીનદુસથાંન ખાતે મુંબઈનાં ટાપુમાં નાંમદાર રાંણીની હીંદુસથાંન બધેની પરજામાં પારસી લોકો જેઓ તે નાંમદાર તરફ વફાદારીમાં સરવેથી સરસછે, તે કોમનાં શખસો હમો છઈએ અને અતરે મુસાફરી કરીએ છઈએ." આ જવાબ અલબતાં તે નાંમદારને મલીઓ હશે, કાંએજે આ જવાબ મોકલીઆ પછે, હમોતો બાલમોરલથી આસરે ૧૦ માઈલ દુર બરમારનું ગાંમડુંછે તાંહાંનાં પોંહોંચખાંનાં તરફ ગયા. હમો કોણ છઈએ હેવું જે અમલદારે હમોને પુછેઉં હતું તે આસરે એક કલાક પછી તે પોંહોંચખાંનાંમાં આવી પોંહોંચીઓ અને તે પોહોંચખાંનાંનાં માલેકને પુછીઉં કે પેલા પારસી મુસાફરો કાંહાંછે. હમો તેને મલીઆ અને તેણે હમોને કહેઉં જે "જો તમો આવતી કાલ શુધી હીંઆં રેહવાનાં હોઓતો નાંમદાર રાંણીથી તેને હોકમ મલીઓછે કે, હમોને મેહેલ દેખાડવો અને બાગમાં ફેરવવું. રાંણીની આ મેહેરબાંનીથી હમો ઘણા ઉપકારી થયા અને જો કે હમો રાતનાં કુચ કરવાનાં હતા તોપણ તાંહાં બીજે દીવસ શુધી રહેઆ, અને એક દીવસતો શું, પણ એ કારણને સારૂ એક અઠવાડીઉ શુધી ખોટી રેહેતે, કાંએજે એ મેહેલ રાંણીનો ખાંનગીછે અને બીજા સરકારી મેહેલોની માફક સરવે કોઈને દેખાડીઆમાં આવતો નથી. ઠેડાવ પરમાણે પેહલલા પોહોરનાં દશ વાગતે હમો મેહેલનાં દરવાજા આગલ જાઈ પોંહોચીઆ, તાંહાં પેલો ગરહસથ હમોને ફરીથી મલેઓ, અને આખા બાગમાં હમોને ફેરવીઆ તેથી હમારો જીવ હદ વગરનો ખુશી થાયો. એ બાગ ઘણોજ રોણકથી બનાવેલો હતો અને તેમાંની સઘળી ગોઠવણનું માંન નાંમદાર રાણીનાં ભરથાર પરીનસ આલબરટને ઘટેછે. એ નાંમદાર પોતે ઘણોજ વીદીઆવાન શખસછે અને પોતાંની ફરસદને તેણે હાવી રીને કાંમે લગાડીછે. જે કાંઈ સારૂં દીસતું હતું તેને વીશે હમોને જણાવી

† એ વખતે મી૦ ખરશેદજી રૂસતમજી કામા તથા મી૦ માણેકજી ખરશેદજી કામા હમારી સાથે હતા.

આમાં આવતું હતું કે પરીનસ આલબરટની પોતાંની ગોઠવણછે. બાગમાં એક કલાક સુધી ફરી રહેઆ પછે, હમોને જણાવીઆમાં આવીઉં કે, નામદાર રાણી તથા પરીનસ આલબરટ હરણનો શેકાર કરવાને જાએછે, અને તેટલાંમાં હમોએ જોયું કે તેઓ આવીઆં. હમો ઉભેલા હતા તે જગાએથી ધીમે ધીમે તેઓ ગયાં, એમ ને હમોએ તેઓને પુરતાં આદરમાન સાથે સલાંમ કીધી, તે નામદાર રાંણી તથા પરીનસે ઘણીજ મેહરબાંની ભરેલી રીતે કબુલ રાખી. તાહાર પછે હમોને મેહેલની અંદર લઈ ગયા. એ મેહેલ આબરડીનનાં ગરાંનીટ પથરનો બાંધેલોછે. અંદર ગયા કે તેની સાદાઈ અને ખુબસુરતીથી હમો અચરત થયા. બાલ રૂમ—સીટીંગ રૂમ—પુસતકખાંનું—ડરાઈંગ રૂમ અને તે વતરોગે બીજા દીવાંનખાંનાં જોયાં. રાંણીનો સીટીંગ રૂમ જોઈને હમો ઘણાજ અચરત થયા. હીંઆં સઘળી ગોઠવણ તે નાંમદારના વીચાર પરમાણે હતી, અને તે જોયાથી તે ઓરડાની સાદાઈની કે તેની ખુબસુરતીની તારીફ આપણે વધારે કરીએ તેની સમજ પડતી નહી હતી. સાદાઈની સાથે ખુબસુરતી મેલવવી એ કાંઈ સેહલું કાંમ નથી અને જોકે હીઆં શુનાં રૂપાંનો અને મોતી*હીરાનો સણગાર નહી હતો, તો પણ તેહવું કાંઈ હતે, તેનાં કરતાં હમોએ જે દેખાવ જોયો, તે વધારે સરસ દીસતો હતો. એક મોટા ઓરડામાં પરીનસ આલબરટે શેકાર કીધેલાં હરણોનાં હારેદોર મોટા સીંગડાં સાથનાં મોંહડાં ગોઠવેલાં હતાં અને તેઓને મારવાની તારીખ તાંહાં લખેલી હતી. આખો મેહેલ જોયા પછે, ફરીથી કેટલોએક વાર હમો બાગમાં ફરીઆ. તે પછી પરીનસ આલબરટના પરાઈવેટ સેકરેટારી સર જારજ ગરે પાસે હમોને લઈ જયામાં આવેઆ અને તેની સાથે હમારી મુસાફરી તથા હીંદુસથાંનને લગતી ઘણીએક બાબદો ઉપર વાત ચીત થાઈ. તાહારપછી હમો નાંમદાર રાંણીનાં મેહેલનાં જંમવાનાં ઓરડામાં ગયા, તાંહાં હમારે વાસતે (રીફરેશમેનટ) ફરૂટ તથા પેસતરી હતી, તેમાંથી કાંઈએક ખાધું અને રાંણીની સલાંમતી આહી વાઈન પીધો. પાછા મેહેલમાંથી બાહેર નીકલી રાંણીનાં શાહાજાદા તથા શાહાજાદીઓ ઘોડા ઉપર સવાર થાઈ (ફોટોગરાફ) તસવીર પડાવતાં હતાં તે જોયું. પછી નાંમદાર રાંણીનાં તબેલામાંની સોબઈતી ગાડીઓ તથા ઘોડા જોયા. બાલમોરલની આસપાસનો સઉથી સરસ દેખાવ બતલાવનારી એક ટેકડી, કે જાંહાં રાંણી પોતે ઘણીવાર જાએછે, તાંહાં હમોને લઈ જયામાં આવીઆ. જારે રાંણી તાંહાં જાએછે, તારે થાકી જાએ તેને વાસતે અધવચનાં રસતામાં એક બેઠક કીધેલીછે તાંહાં ઝાડની દાંખડીની એક ખુરશી તથા ટેબલછે અને તે ઉપર તે નાંમદાર તાંહાં રીફરેશમેનટ લીએછે. ટેકડી ઉપર જાઈ પોંહોચીઆ કે પછી આપણી આંખ આગલનાં દેખાવની ખુબસુરતીમાં કાંઈ ઓછું લાગતું નથી. એ ટેકડી ઉપર પથરનાં કટકાઓનો એક નાંધલો શરકો હાથથી કીધેલો મીનારો હતો, તે વીશે હમોએ પુછીઉં કે આ કોણે અને શું કરવા કીધું. હમોને જણાવીઆમાં આવીઉં કે, નાંમદાર રાંણીની વડી છોકરી પરીનસેસ રાએલ જે પરશીઆનાં શાહાજાદા સાથે પરણીછે, તેનાં લગનને દીવસે બાલમોરલ ખાતે રેહનારા સઘળા મરદો તથા અસતરીઓ તથા બાળકોએ પોતાનાં કઉઅત મુજબ તે ટેકડીની નીચેથી મોટો અથવા નાંધલો એક એક પથર લીધો, અમને તે શાહાજાદીનાં લગનની ઈઆદ દાખલ તે જગાએ મીનારો ગોઠવીઓ, તે હજુર શુધી સલાંમતછે. એ પરમાંણે બાલમોરલની આખી વસતીએ તે શાહાજાદી ઉપર પોતાનો પીઆર એટલા વાસતે બતાવીઓ હતો કે, જાહરે પોતાની માંની સાથે તે તરફ તે જતી, તાહરે તાંહાંનાં ગરીબ લોકોની બરદાસત લેવામાં તથા તેઓની હાલત વીશે પુછપરછ કરી તેઓનાં શુખને શારૂ ઉપાયો કરવામાં ઘણી ઉલટ રાખતી હતી અને તેથી ફરીને તે ગાંમડાંનાં રેહવાશીઓનાં પેઆરમાં તે ઘણી લપેટાઈ ગઈ હતી.

* આપણી નાંમદાર રાંણી વીકટોરીઆ પણ પોતાની પરજાનાં પીઆરમાં એટલી લપેટાએલીછે કે શબદોથી તેનુ પુરતુ વરણન થાઈ શકતું નથી. કેહેછે કે એ નાંમદાર રાંણીની ઉપર જેટલો તેની પરજાનો પીઆરછે, તેટલો ઈંગલંડનાં કોઈ આગલા પાદશાહ અથવા રાણી ઉપર હતો નહી, અને હાલમાં પણ યુરોપખંડ મધે કોઈબી મુલકનો પાદ

શાહા અથવા શાંહાંનશાહ, તે બાબદમાં રાંણી વીકટોરીઆનાં જેવો ભાગ્યેગસારી નથી. જો કોઈબી શખસ બેવકુફા ઈથી અથવા ઘેલાપણામાં આવીને નાંમદાર રાંણીને જરાકબી અપમાંન જેવું કરે અથવા બોલેતો, આખી રઈએત તેનાં સરીરનાં હાડકે હાડકાં અને બાલે બાલ થોડી મીનીટમાં તોડી નાંખે; પણ આખાં મુલકમાં એટલો અનેઆ કરવાને પણ કોઈ નથી; અને રાંણી ઉપર લોકોનો જે બેહદ પીઆરછે તેની સાબેતી ઈંગલંડમાં આપણને દર ઘડીએ મલેછે. સરવે કોઈ તેને વાસતે પીઆર અને આદરમાંનથી બોલેછે. સરવે કોઈ પોતાં ની બંદગીમાં અને ખાંનગી અથવા જાહેરખાંનાંઓ ઉપર અથવા ભગતી કરવાની જગાએ દીલોજાંનથી તેની ઉમરદરાજી ચાહેછે. એ નાંમદાર રાંણી જારે બાહેર ફરવા નીકલેછે, તારે તેનાં મુબારક દીદાર જોવાને સરવે કોઈ દોડેછે તેજ ઉપરથી તેની પરજાનાં બેહદ પીઆરની નીશાણી આપણને મલેછે. એ નાંમદાર પોતાની રઈએતનાં સંસારી તથા બીજાં શુખ ઉપર ઘણુ ધીઆંન આપેછે. જેમ માતા પોતાનાં કુટંબની શુખાકારી જોવા નેહંમેસાં ઈનતેજાર રેહેછે, તે મીશાલે નાંમદાર રાંણી વીકટોરીઆ પોતાની આખી પરજાને એક મોટાં કુટંબ દાખલ શમજેછે અને તેવોનાં દુખ ઉપર હંમેસાં ધીઆંન આપેછે અને તેઓને શુખ કેમ થાએ, તે ઉપર હંનેસાં વીચાર કરેછે. પોતાની પરજાનાં ગરીબ લોકોની હાલત શુધરેલી જોવાને જેવી તેની ખાહેશછે તેવી બીજા કોઈ પાદશાહા અથવા રાંણીની હશે નહી. તેનો ભરથાર પરીનસ આલબરટ જો કે પારકા રાજનો શાહાજાદોછે, તોપણ તેણે ઈંગલંડને હવે પોતાનું વતંન અને દેશ કીધુંછે, અને જેમ ઈંગરેજી રાંણીને પોતાની બાએડી કીધીછે, તેમ ઈંગરેજી પરજાને, પોતાનાં દેશીઓ હોએ, તે મીશાલે ગણીને અને પોતાની રાંણીનાં મરતબાને તથા નાંમને માંન મલે હેવી રીતે એ દેશનાં કલીઆંણ તરફ તથા લોકોની આબાદાની તરફ હંમેસાં નેગાહ રાખેછે. હેવા સઘળા બનાવોથી રાંણી વીકટોરીઆ પોતાની રઈએતમાં અતીશે પીઆરીછે.

લાકનગારનાં પાહાડ ઉપર બાલાટર અથવા બાલમોરલથી જાઈ શકાએછે, તાંહાં જવાની મજબુત ભલામણ કરીઆમાં આવેછે. બાલાટરથી એ પાહાડનાં મથાલા શુધી પોહોચવાના રસતાની લંબાઈ આશરે તેર માઈલછે અને જેઓ પગે આ સફર કરી નહી શકે, તેઓ ટટુ ઉપર બેશીને જાએછે. દરીઆની સપાટીથી આ ડુંગરની ઉંચાઈ ૩૮૦૦ ફુટછે અને તેની ઉપર લગભગ બારો માસ બરફ રેહેછે. એ પાહાડની ઉપર પોંહોચીઆથી સ્કાટલંડનાં અરધા અરધ મુલકનો દેખાવ આપણી નજરે પડેછે, અને તેની નીચે જે સરોવર આવેલોછે તેથી ઉપરથી દેખાતા નીચેનાં દેખાવની ખુબસુરતીમાં અતીઘણો વધારો થાએછે.

બાલમોરલથી હમો પાછા બરમાર ખાતે ગયા. હીંઆંથી આઠ માઈલ દુર પાહાડમાંથી પાંણીનો એક મોટો ધોધ પડેછે જેને "ફાલસ આવ કારામલજી" કરીને કેહેછે, તે સરવે કોઈ જોવા જાએછે. એ ધોધ કેટલોએક ઉંચાઈથી આડો અટાડો થાઈને ભારી જોરમાં પડેછે તે જોયાથી અલબતાં ઘણી ખુશી ઉપજેછે. એથી થોડીએક વેગલાઈએ સ્કાટલંડની ડીઈ નદીની વચમાં એક ભાગો ટુટો અને આડો અવડો ખડક આવી ગયોછે, તાંહાંથી તે નદીનાં પાંણી જોરમાં પશાર થાએછે, તેથી જે દેખાવ થાએછે તે જોવાને ખચીત મજાહ પડેછે. નદીનુ પાંણી એ ઠેકાંણે ઘણુ જોરમાં આવેછે તે આવીને પેલા ખડક સાથે અથડેછે અને એ ભીગમથી પેલીગમથી ઘણુ જોસમાં પશાર થવાની કોશેસ કરેછે તેથી પાંણી આસપાસ ઉડેછે અને પાંણીનો અવાજ બહુ થાએછે. જેઓ એ લટા તરફ જાએ અને આ જગા જોવા નહી જાએ તેઓને ભારી ઠપકો આપીઆમાં આવેછે. હીંઆંથી પાછા બરમાર ખાતે આવીઆ પછી સ્પીટલ આવ ગલેનશી નાંમનાં ગાંમટાં તરફ જવાએછે. એ જગાએ જવાને વાસતે હમો બરમારથી રાતનાં નવ વાગતે નીકલીઆ હતા, તે રાતનાં એક વાગતે પોંહોંચીઆ હતા. આ બે જગાની વચેનાં મારગની બધે બાજુએ પાહાડ વગર બીજુ કાંઈ નથી અને તાહાં રાતની વેલાએ અંધારામાં ભારી દરાંમણો દેખાવ થાએછે. મુસાફરે હેવીબી મુસાફરી કરવી

જોઇએછે અને જેણે દરાંમણી જગાનો વીચાર પોતાનાં ખીઆલમાં લેવો હોએ, તેને આ જગાએથી અંધા
રી રાતની વેલાએ પરાર થવાને ભલામણ કરીઆમાં આવેછે. ગાડી સાથે ફાંણસ હોએછે, તોપણ થોડી ફુટ
ની વેગલાઇએ આપણને કાંઇ દેખાતું નથી અને સઘળી તરફ અંધારૂં લાગેછે. આ જગાએથી નીકલીને આ
ગની ગાડીમાં સાંમેલ થવાને સારૂ બલેરગાઉરી આગલ આવવું પડેછે અને ઉપલી જગાએથી આ જગાએ
આવતાં આખો રસતો ઘણોજ ખુશી ઉપજાવે તેવોછે. સઘળી બાજુએ સારો દેખાવ હતો. હમો બલેરગાઉરી
આવી પોહોચીઆ તારે તાંહાં હમોને ભલામણ કરીઆમાં આવી કે

## ડંનકેલડ

નાં ખુબસુરત શેહેર ખાતે હમોએ રેલવેની ગાડીમાં જવું નહી—પણ ઉપલા શેહેર અને આ શેહેર
વચેનો તફાવત બાર માઇલનોછે તે બાર માઇલ જો હમો રસતે જાઇશુંતો હેવો દેખાવ જોઇશું, કે તેથી હમા
રો જીવ હરખ પાંમીઆ વગર રેહેશે નહી. એ ભલામણ પરમાંણે હમો ઘોડાની ઉંઘાડી ગાડીમાં ગયા અ
ને તે રસતામાં બંધે બાજુએ નાંધલા સરોવરો અથવા ખુદરતી વાવો અને લીલાં ઝાડ પાંણીથી પુર ડુંગરો અને
તરેહવાર ઝાડો દેખાયાં અને જાંણે બાર માઇલનાં એક બાગમાંથી હમો પશાર થયા હોએ તેવું લાગ્યું. ડંનકેલ
ડ આવી પોહોંચીઆ પછે ફીશરસ હોટેલ નાંમનું એક મોટું અને તારીફ લાએક પોંહોંચખાંનું હતું તાંહાં હ
મોએ ઉતારો લીધો. આ શેહેરમાં "ડીઉક આવ આથાલ" નાંમનાં ઉમરાવનો મેહેલછે અને તેની આસ
પાસ એક મોટો બાગછે તેની ખુબસુરતીનુ બયાંન હમારીથી મુતલગ થાઇ શકતું નથી. એ બાગની અં
દરથી એક નાંધલી નદીનું નાંલું વેહેછે, તેથી તેને વધારે ખુબસુરતી મલેછે. હીંઆં એક તથા સીડર તથા
બીજાં તરેહવાર ઝાડોની રોણક અને બીજો જે દેખાવ આપણી નજરે પડેછે તે અચરત થવા જોગછે.
પેલાં નાંલાંમાં એક નાંધલી બોટમાં બેશીને આપણે ફરી શકીએછે. હીંઆં કારીગરીથી કેટલાએક પાંણીનાં ધો
ત ડુંગર ઉપરથી પડતા હોએ હેવી ગોઠવણ કીધેલીછે. એ બાગમાં આઠ ખુનાંની એક નાંધલી બંગલી
બાંધેલીછે અને તેની બારીઓની સાંહાંમણેની દીવાલોમાં આરસીઓ જડી લીધેલીછે, તે આરસીઓ બરાબ
ર પેલા ધોતોની સાંમને જડેલીછે, તેથી તે ઓરડામાં દાખલ થતાંને વાર તે ધોતો એકાએક આપણી
નજરે પડેછે અને તરત અંદર જતાંને વાર આપણને પેલી આરસીઓની દીવાલની ખબર નહી હોયાને લી
ધે, જાંણે આપણી આંખ આગલ પેલા ધોત ખરેખર પડતા હોએ હેવું લાગેછે. આ બાગ ઘેરાવામાં પાંચ મા
ઇલછે, અને તેમાં પગે તથા ઘોડા ઉપર બેશી ફરવાને સારૂ તરેહવાર મારગ બનાવેલાછે. એ પરમાણે પ
ગે ચાલવાનાં મારગોની કુલ લંબાઇ ગણીએતો પચાશ અને ઘોડા ઉપર સવાર થાઇને ફરવાનાં મારગની કુલ
લંબાઇ ગણીએતો ૩૦ માઇલ થાએ. હેવું જણાવીઆમાં આવીઉંછે કે, આખા ગરેટ બરીટનમાં કોઇનો હે
વો બાગ નથી કે જેમા ફરવાને વાસતે આટલી બધી જોગવાઇ મલે અથવા જેમાં આખે મારગે બાગ વગર
બીજું કાંઇ મલે નહી. આ બાગનો એકઠો દેખાવ ડંનકેલડની પડોશમાં ઇનવરનાં ગાંમડાં ઉપરનાં પુલ ઉ
પરથી દેખાએછે, તે જોવાને સરવે કોઇ તે જગાએ જાએ. અને તાહારે આપણે તાંહાં શું જોઇએચ ? જાં
ણે એક બાગ બેહેસતમાથી ઉતરીઓ હોએ તેવું લાગેછે. ઉપલા ઉમરાવની વરસ દાહાડે ૪૦૦૦૦૦ રૂપીઆ
ની આએપતછે હેવું જણાવીઆમાં આવેછે. એ બાગ મધેનો મેહેલ પણ ઘણો ખુબસુરતછે અને સણગાર
માં તેમાંનાં દીવાંનખાંનાં અને તે મધેનો સાંમાંન તે ઉમરાવની દોલત પરમાંણે કીમતી હતાં.
.ઇંગલંડનાં સરોવરો વીશે હમોએ આગલ જણાવીઉંછે, અને સ્કાટલંડનાં સરોવરો વીશે ટુકમાં લખવું
જોઇએછે. એ દેશમાં પણ ઘણા સરોવરોછે અને તેઓ પણ ઘણા ખુબસુરતછે. સઉથી મોટો સરોવર લાક
લાામંડનોછે. સ્પીટલ આવ ગલેનશીથી આ લેક જોવા જવાને ઘણુ સવલ પડેછે અને કેટલાએક માઇ

લ શુધી આપણી ગારી તેને કીનારેથી ચાલી શકેછે તેથી એ લેકનો ઘણોખરો દેખાવ આપણે જોઈ શકીએછે. એ સરોવર ૨૩ માઈલ લાંબોછે અને તેની વધુમાં વધુ પોહોલાઈ પાંચ માઈલછે. ઉંડાઈમાં જગા જગાએ ફેરછે. સઉથી વધતી ઉંડાઇ ૧૦૦ વાંમછે અને સઉથી ઓછી ઉંડાઈ ૨૦ વાંમછે. એ સરોવરમાં એણીગમ પેલીગંમ ટાપુઓ આવેલાંછે અને તેની આસપાસ તથા વચે ડુંગરોછે તેથી તેનો દેખાવ ઘણોજ ખુબસુરત દીશેછે. ટાપુઓ સઘળા મલીને છતરીસછે અને આગબોટ અથવા બોટમાં બેસીને આ સરોવરમાં ફરવાને તથા પેલાં જાયુફનાં લીલાં ટાપુઓ ખાતે જવાની એક ઘણીજ સારી ગમત ગણીઆમાં આવેછે. સ્કાટલંડનાં લોકો પોતાના આ સરોવરને સારૂ ઘણા મગરૂરછે. લાક કેટરીન નાંમનો સરોવરછે તે લાક લામંનડનાં જેટલો મોટો નથી, પણ તેણી વલણ અને તેની આસપાસની પાહાડ અને ઝાડ પાણની ખુબસુરતીની વધારે તારીફ થાએછે. એ ઉપરાંત બીજા ઘણાએક સરોવરોછે કે જેઓની આસપાસનાં દેખાવની ખુબસુરતી વી[illegible] કવેતાએ અને તવારીખ લખનાંરાઓએ ભારે વખાંણ કીધીછે.

એ પરમાંણે સ્કાટલંડમાં સફર કીધા પછે પાછા ઈગલંડ જાઈ લંડંન પોંહોંચીએ છઈએ. સ્કાટલંડ મધે કેટલાએક મોટા પાહાડોછે અને તેઓ ઉપર ચહડીઆથી દેશનાં કેટલાએક ભાગનો સારો દેખાવ નજરે આવેછે. હેવા કેટલાએક પાહાડોની પહોશમાં ઘણાએક ધોતો પડેછે તે જોવા જોગછે, પણ એક ધોત હીંઆંતો બીજો ઘણાએક માઈલની વેગલાઈએ, એ પરમાંણે હોયાથી, તેઓ વીશે હીંઆં લખી શકાતું નથી. કેટલાએક પાહાડોની ઉપર વરસનો ઘણો ખરો ભાગ બરફ રેહેછે અને તેવા પાહાડ ઉપર ગયાથી આપણને એક અજબ તરેહની ખુશી ઉપજેછે. હમો હેવું કેહવા માંગતા નથી કે આ પરકરણમાં જેટલું લખીઉંમ તેટલુંજ સ્કાટલંડમાં જોવા જોગછે. આખાં મુલકમાં ખુદરતી દેખાવો એણીગમ પેલીગમ પંથરાયાછે, પણ જે કાંઈ આ લખનાંરનાં રસતામાં આવીઉં હતું, તેનું બયાંન કરેઉંછે.

## પ્રકરણ ૨૪ મું.

---

## બરીટીશ સરકારની રાજ્ય રીતી.

પરજાની મસલતથી એ દેશમાં અસલથી રાજ થતું આવીઉં છે—ઈંગલંડમાં "ફીઉડલ સીસટમ" નું દાખલ થવું—
હાઊસ આવ લારડસની સભાનો પાયો—આંમ લોકોને તે સભામાં તેડવાની શરૂઆત—આસતે આસતે પારલામેનટની
સભાનાં અખતીઆરનું વધવું—એ સભાએ પરજાને સારૂ મેલવેલા હકો—હાલના વખતમાં બરીટીશ સરકારનું રાજ
કેવી રીતે ચાલેછે—"ધી થરી ઇસટેટસ આવ ધી રેલમ" એટલે રાજનાં તરણ ભાગ—પાદશાહ અથવા રાણી—ત
ખત ઊપર વારેસપણું—ગાદી ઊપર પાદશાહ અથવા રાંણી હોએ તેના હકો તથા તેનો દરજજો—પાદશાહ, પરધાંનો ત
થા પારલામેનટની સભાનો એક એક ઊપર અટકાવ—રાંણીનો લવાજમ—પાદશાહી કુટંબનાં હકો રાણીને સલાહ આ
પનારાઓ—પરીવીકાઊનસલ—કેબીનેટ કાઊનસલ—પરધાનો—વીધસ તથા ટોરી, તથા રાડીકલસની ટોલકીઓ હા
ઊસ આવ લારડસની સભા—હાઊસ આવ કાંમનસની સભા—એ સભાનાં અધીકારીઓને ચુંટી કાહાડવાની રીત—
એ સભામાં ધારા બાંધવાનું તથા બીજું કાંમકાજ—વરસ દાહાડાની આએપત તથા ખરચનો હીસાબ પરગણા, શેહેરો
બરો તથા જીલલાઓનો કારભાર—લંડંનનાં કારપોરેશનની આએપત—ઇનસાફની અદાલતો—પોલીસ ખાતા—કેદ
ખાનાં ઇતીઆદી. ધારાની માહેતગારી મેલવવાનાં મકાનો.

ગરેટ બરીટન ખાતેની મુસાફરીનાં પુસતકમાં, આ અને તેની પછે આવેલાં પ્રકરણમાં જે બાબદ લખી
આમાં આવીછે, તેને મુસાફરી સાથે ઘણો સંબંધ નથી, તોપણ જે દેશ ખાતે મુસાફરી કરવા ગયા હોઇએ, તાંહાં
નો રાજકારભાર કેવી રીતે ચાલેછે, તે જાંણવું અગતવુંછે. આ પુસતકનાં જે વાંચનારાઓએ ઇંગરેજી કેલ
વણી લીધી હશે, તેઓને કદાચ આ ભાગ ઘણો અગતનો માલુંમ પડશે નહી, પણ જે ગરહસથો એ કેલવ
ણીથી બેનસીબ હશે, તેઓને તે ઘણો કીમતી થાઇ પડશે. આપણી ઉપર આજ દીને ઇંગરેજો હકુમત ચલા
વેછે, તેઓનું પોતાનું મુલક જે સઉથી કઉઅતવાલું અને આખી દુનીઆમાં સુધરાઇમાં પેહેલે વાંધેનું ગણીઆ
માં આવેછે, તે મુલકનો રાજકારભાર કોણ ચલાવેછે, અને કેવી રીતે ચાલેછે, તે વીશે સારી પઠે વાકેફ થવા
ને હીંદુસથાંનનાં રેહવાસીઓની ફરજછે. વાસતે આ મતલબ કેટલેએક દરજજે પાર પાડવાને આ પુસતક
મધે થોડાએક સફા રોકીઆમાં આવીઆછે, અને જો કે એ બાબદમાં લંબાણથી લખવાને કોશેસ કરીઆ
માં આવી નથી, તોપણ તે વીશે ટુકમાં જે લખીઆમાં આવીઉંછે, તેથી ઉપલાં દેશની રાજ્ય રીતી કેવીછે, તે
વીશે વાંચનારને સમજ પડીઆ વનાં રેહેશે નહી, હેવી ઉમેદ રાખીઆમાં આવેછે.

અસલનાં વખતમાં ઇંગલંડનાં સાત ભાગ હતા અને દરએક ભાગ ઉપર એક એક શાહાજાદો હતો. એ
સાત ભાગ જોડાઇને ઇસવી સને ૮૨૭ નાં શાલમાં એક પાદશાહાની હકુમત થાઇ, તેની આગમજ તે શાહાજાદા
ઓને પોતાનાં તાબેનાં ભાગનો રાજકારભાર ચલાવવા સારૂ કેટલાંએક મુખીઆ આદમીઓની સભાની મદદ
મલતી હતી, અને ઘણી વેલા તેઓની મસલત પરમાંણેજ કાંમ થાતું હતું. એ સભાઓ ઘણાએક નાંમોથી ઓલખાતી
હતી. શાકશન ભાશામાં એ સભાને "મીકેલ જીમોટ" એટલે મોટી સભા, અથવા "વીટેનાં જીમોટ" એટલે દાંનેશ
મંદોની સભા કરીને કેહવામાં આવતી હતી. સાતો રાજ એક હાકંમનાં તાબામાં આવીઆ પછી જે સભા ભરાતી
હતી તેને લાટીનમાં "માગનંમ કાંનસીલીઅંમ રીજીસ" એટલે પાદશાહની મોટી દરબાર, તથા તેવી મતલબનાં

બીજાં નાંમો એ સભાને આપીઆમાં આવીઆં હતાં. આ સભા દેશનાં ધારા બનાંવતી હતી તથા તેમાં ફેરફાર કરતી હતી, એટલુંજ નહી, પણ તે ધારાને અમલમાં પણ લાવતી હતી, કાંમ્એજે જમીન તથા મીલકતને લગતા મુકદમાંઓનો ફેસલો તથા મોટા ગુનેહગારોનો ઈનસાફ પણ તેજ સભા કરતી હતી. દેશમાં જે કર કરીઆમાં આવતા હતા, તે પણ એજ સભા કરતી હતી, અને કોઈ કોઈ વેલા પાદશાહનાં પરધાનો પણ તેજ સભાની તરફથી નેમીઆમાં આવતા હતા. ઈંગલંડનાં અસલી પાદશાહોમાં આલફરેડ ધી ગરેટ નાંમનો પાદશાહ ઘણોજ દાંનેશમંદ અને વખણાએલો હતો, તેણે આ સભાને વરસમાં ઓછાંમે ઓછી બે વાર અને અગત પરેતો વધતી વખત ભેગી કરવાનો હોકંમ કીધો હતો, અને જે કાએદા તથા ધારા એ સભા. પસાર કરતી હતી તેને મથાળે હેવું લખીઆમાં આવતું હતું કે " એ ધારા પાદશાહે પોતાંનાં દેશનાં પાદરીઓ તથા દાંનેશમંદ લોકોની મસલત અને સલાહથી કીધાછે. "

" વીલીઅમ ધી નાંરમને " ઈંગલંડ ફતેહ કીધું તે વેલાએ યુરોપ ખંડમાં જે " ફીઉડલ સીસટમ " ચાલતી હતી, તેને તે પાદશાહે આ મુલકમાં દાખલ કીધી. એ કાએદાની સમજ એછે કે, એ ધારા મુજબ દેશની સઘળી જમીનનો ધણી પાદશાહા ગણાતો હતો. તે જમીનનાં કેટલાએક ભાગ કરીઆમાં આવતા હતા. તે ભાગોને " ફીઉડ " કેહતા હતા, અને કેટલાએક મુખીઅ લોકો જેઓ બારંનસને નાંમે ઓલખાતા હતા, તેઓમાં તે ભાગોને પાદશાહા વેંહચી આપતો હતો, તે એ સરતે જે, તે જમીન ધરાવનાંરા બારનોએ લડાઈનાં વખતમાં પાદશાહાનાં લશકરમાં સામેલ થવું તથા તેમાં કેટલાંએક માણસો પુરાં પાડવાં. બારનોને મલેલી જમીન તેઓ વલી બીજાઓને આપતા હતા, અને તેઓ પામેથી લડાઈનાં વખતમાં થેડ વેલાં આદમીઓની ચાકરી લેવાની તથા તેઓની ગેર હાજરીએ તેઓની જમીન ખેડીને તેઓને અનાંજ તથા બીજો ખોરાક આપવાની કબુલાત લેતા હતા. એ પરમાણે જમીન આપનાંર અને ખેડનાંર " લારડ " અને " વાસાલ " એ બે નાંમોથી ઓલખાતા હતા. દરએક વાસાલની ફરજ એ હતી, કે પોતાનાં લારડને તાએબે રેહે, અને અગત પડે તારે તેનો બંચાવ કરે. લારડની ફરજ એ હતી કે, પોતાના વાસાલોનો સંભાલ રાખે અને તેઓમાં કાંઈ માંહો માહે વાંધો પડે તેનો ફેસલો કરે. પેહલ વેહેલે લારડ પાસેથી વાસાલો જે જમીન ધરાવતા હતા, તે તેમનાં મરણ પછી તેઓનાં વારેસને નહી ઉતરતી હતી, પણ લારડોને ગમે તેને ઉપર જણાવીઆ પરમાણેની ચાકરીનાં બદલામાં આપતા હતા. અંતે વાસાલોની હીમતથી અને સરકારે વારેવાર તેઓનાં લાભમાં કાએદાઓ પશાર કરીઆથી, જે જમીન તેઓ ધરાવતા હતા તે તેમનાં વારેસોને મલવા લાગી અને પાછલથી તેઓ જમીનનાં માલેકો થાતા ગયા હતા. આ પરમાણેનો ફેરફાર થતાં સેંહકહો વરસ થાયાં હતાં અને લોકોને પોતાનાં હકો મેલવવામાં ઘણી મેહનત પડી હતી. " ફીઉડલ સીસટમ " થી પાદશાહોને જેટલી મદદ મલી શકે તેનાં કરતાં વધારે મદદ તથા નાંણા વારેવાર તેઓને જોઈતાં હતાં, પણ આ દેશનાં અસલ કાએદા પરમાણે કોઈબી શખ્સ ઉપર તેનાં પોતાનાં અથવા તેનાં વકીલનાં મત વગર કર લાગુ પાડી શકાએ નહી, તેથી ઉપર જણાવેલી જેવી મોટી સભા તે પાદશાહો બોલાવતા હતા, અને જેવારે એવી સભા ભેગી થાતી હતી, તારે પાદશાહની માંગણી કબુલ રાખીઆની આગમન, કોઈબી જુલમ હોએ તે તાલવાની તથા કોઈ ફાએદેમંદ ધારા પશાર કરવાની તે સભા કબુલાત લેતી હતી, અને પછી પાદશાહાને નાંણાની તથા બીજી મદદ કરતી હતી. ઘણુંએક શુધી આ સભામાં પાદશાહાનાં " બારનસ " એટલે જેઓએ તાજની તરફથી તરત જમીન મેલવી હોએ તેઓજ બેસતા હતા, પણ એ સભાની ગોઠવણ " મેગનાં ચારટા " નાં સનદથી દરોબસત કરીઆમાં આવી હતી, અને તે સનદની સરત મુજબ આરચ બીશપસ, બીશપસ, આબટસ, અરલસ અને વડા બારનોને પાદશાહે કાગલ લખી તે સભામાં તેડું કરવાનો ઠરાવ થાયો હતો. જે સભાને હવડાં આપણે " હાઉસ

આવ લારડસ" અથવા ઉમરાઓની સભા કરીને કહીજીએછે, તે સભાનો પાયો આ રીતે નખાયો હતો. જે ઉમરાઓએ પોતાની હીમતથી, આ પરમાણે પોતાનો હક તથા પરજાને સારૂ ફાએદો મેલવીઓ હતો, તેઓનાં કાંસાંમાં ઓટી કાહાડેલા બાહાવલાં " હાઉસ આવ લારડસ " ની સભાનાં દીવાંનખાંનાંમાં આપણા જોવામાં આવેછે. સુવેહનાં વખતમાં આ ઉમરાઓ ઇંગલંડનાં જુદા જુદા ભાગો મધે પોતાનાં કીલ્લામાં પાદશાહી દબદબાથી રેહતા હતા અને ગોયા પાદશાહી અમલ ચલાવતા હતા. ચોરોની અને બીજા ઉમરાઓનાં તાબેદારોની લુટથી બંચવાને સારૂ ગરીબ લોકો પોત પોતાનાં ઉમરાઓનાં આસરા તલે એકઠા થાતા હતા, કાંએ જે તે ઉમરાઓ પોતેબી વારેવાર માહોમાંહે લડાઈ કરતા હતા. હાલનાં વખતમાં પણ ઇંગલંડનાં મુસાફરને કેટલાંએક પુરાંનાં શેહેરોમાં ઉપલા બારનોનાં કીલ્લાઓની ભાગી પડેલી નીશાંણી દેખાએછે. જેમ જગોએ જગોએ વસતી વધતી ગઈ તેમ તાંહાં શેહેરો બનતાં ગયાં, અને જેમ હુંનર, ધંધાં અને વેપારની જડ નખાતી ગઈ, તેમ કેટલાએક શેહેરોનાં લોકો એટલાતો દોલતમંદ થવા લાગા, કે તેઓએ પોતાનાં બારનો અથવા ઉમરાઓને અને પાદશાહોને નાંણાની રકમો આપીને કેટલાએક હક મેલવીઆ અને પોતાનાં બારનોથી છુટા હક ભોગવવા લાગા. એ પરમાંણે થયા પછી પાદશાહોનાં કારણસર જે મોટી સભા બોલાવીઆમાં આવતી હતી તેમાં જે શખસોએ ઉપર જણાવીઆ મુજબ છુટાપણુ મેલવીઉં હતું તેઓને પણ "સીટીજનસ તથા બરગેસીસ " એટલે શેહેરી દાખલ તેડીઆમાં આવતા હતા. "ફરી હોલડરસ" એટલે જેઓ કોઈની તાબેદારી વગર જમીન ધરાવતા હતા, તેઓ પોત પોતાની અંદરથી મુખીઅ શખસોને ચુંટી કાહાડતા હતા અને તેઓને "નાંઇટસ આવ ધી શાએર" કરીને કેહતા હતા. એઓ પણ તે સભામાં જતા હતા અને પાદશાહની તરફથી આએપત વસુલ કરતા હતા. આ કાએદો ઇંગલંડની રાજધાંણીમાં કહા ચોકસ વખતથી લાગુ પડીઓછે તે કહી શકાતું નથી, તોપણ પાદશાહા તરીજા હેનરીનાં વખતમાં રાજની મોટી સભામાં બીરાજવાને સારૂ દરએક પરગણામાંથી બે નાંઇટસ, તથા દરએક શેહેરમાંથી બે " સીટીજનસ " તથા દરએક બરોમાંથી બે " બરજેસીસ" ચુંટી કાહાડવાનો પાદશાહનાં પરધાંનોની સહી સાથનો હોકંમ થાયો હતો, હેવું આપણા જોવામાં આવેછે. પાદશાહા તરીજા એડવરડનાં વખતમાં જે કોઈ ધારા બનીઆ હતા તે ઉપલી સભાની મસલતથી થાયા હતા એમ લખીઆમાં આવીઉં હતું, અને પાદશાહી સનદથી તે સભાને " ઇસટેટ આવ ધી રેલમ" એટલે રાજનો ભાગ ગણીઆમાં આવીઓ હતો. એજ પાદશાહાનાં રાજનાં પચીસમાં વરશમાં હેવો ઠેરાવ કરીઆમાં આવીઓ હતો કે, કોઈબી રીતનો કર અથવા દાંમ અથવા મદદ, આરચ બીશપસ, અરલસ, બારનસ, નાંઇટસ, બરજેસીસ તથા દેશનાં બીજા "ફરીમેન" ઓની રાજી ખુશી વગર લેવો નહી. એ પરમાણે આમનાં લોકોનો પણ અખતીઆર દેશનાં રાજ કારભારમાં દાખલ થયો હતો, અને આ સફા વાંચનારાઓને હવે સમજ પડશે કે, હમણા હાઉસ આવ લારડસ તથા હાઉસ આવ કાંમનસની સભાઓછે તેમની ઉતપંતી કેમ થાઈ હતી. ઉપર જણાવેલી મોટી સભામાં જેમ હમણા ઉમરાઓ તથા કામનસો જુદા બેશેછે, તેમ હતું નહી, પણ પાદશાહને બારનોએ સું આપવું, અને કાંમનસોએ સું કર આપવા, તે તેઓ પોત પોતામાં જુદી રીતે ચેડવતા હતા, બાકી જે બીજા ધારા તેઓ બનાંવતા હતા, તે આખાં દેશને એક સરકી રીતે લાગતા હતા. હાલનાં વખતમાં દેશમાં સું સું કર નાંખવા તે વીશેની સઘળી ગોઠવણ હાઉસ આવ કાંમનસની સભામાંજ થાએછે. વલી ઉપર જણાંવેલી મોટી સભા હમણાની માફક જાયુક બેસતી નહી હતી. પાદશાહાને જારે નાંણા જોઈતાં હોએ તારેજ બોલાવીઆમાં આવતી હતી, અને તે મતલબ પાર પડી કે તે સભા બરખાસત કીધામા આવતી હતી, પણ આગલી સભાઓની માફક જારે પાદશાહાને નાંણા જોઈએ, તારે લોકો ઉપર કોઈબી રીતનો કર નાંખવાની આગમજ પાદશાહાની પાસેથી કેટલાએક ફાએદા ભરેલા ધારા બંધાવીઆમાં આવતા હતા. આસતે આસતે આ પારલામેનટનો અખતીઆર કેમ વધતો ગયો તેની તવારીખ

લખવામાં તો પુસતકો ભરાએ, પણ એ સભાની તરફથી પરજાને ફાએદા કારક કેવા ભારી હકો મેલવીઆ માં આવીઆછે, તે નીચે જણાવેલી હકીકત ઉપરથી માલુંમ પડશે.

ગરેટ બરીટંન તથા આએરલંડનાં રાજની દરએક પરજાને છુટાપણુછે. જે છુટાપણુ પાદશાહાનેછે, તે સઉથી ગરીબ ખેડુત તથા ફકીરને પણછે. કોઈબી શખસને ગોલાંમ દાખલ વેચી શકાએ નહી, અથવા કોઈ નેબી અદાલતનાં ઈનસાફ વગર મારી નખાએ નહી, તથા દેશનીકાલ કરાએ નહી તથા તેને બંદીવાંન તથા હરે ક રીતની શજા કરી શકાએ નહી. દેશનાં જે ભાગમાં અથવા જે ઠેકાંણે રેહવાની તેની મરજી હો એ તેમ કરવાને તેને છુટછે તથા તેનાં માલ મતાને કોઈથી હાથ લગાડી શકાએ નહી. પાદશાહને તથા પારલામેનટની સભાને અરજી કરવાને તેને હકછે અને જે ઈનસાફ તે માંગે તે તેને નાં પાડી શકાએ નહી. જો કોઈ શખસને વગર કારણે કેદ કરીઆમાં આવીઓ હોએ તો "હેબીઅસ કારપસ આકટ" નાં નાંમીચા ધારાથી તે અદાલતમાં આવીને હુંગાડી રીતે તેને કેદ કરવાનું કારણ જાંણવાંનો હકછે અને જો તેને અનઘટની રીતે કેદ કરીઆમાં આવીઓ હોએ તો ઈનસાફની અદાલતનાં હોકંમથી તેને છુટો કરીઆમાં આવેછે. "બીલ આવ રાઈટસ" નો નાંમીચો ધારો પાદશાહા બીજા જેમસે તખત છોડીઆ પછી વીલીઅંમ અને મેરીનાં રાજમાં પશાર થાયો હતો, તે ધારાની રુબીથી પારલામેનટની આપઅખતીઆરી અને સતાનો અને રઈએતનાં છુટાપણુંનો નીચે જણાવીઆ પરમાણે બંદોબસત થાપો હતો.

૧ લું—પારલામેનટની સભાની મસલત લીધાવગર પાદશાહા જે કાંઈ ધારા અટકાવવા માંગે અથ વા અમલમાં લાવવા માંગે તે રદછે.

૨ જું—કેટલુંએક થાયું પાદશાહો પોતાની મરજીમાં આવે તાહરે ધારાઓ અટકાવેછે તથા અમલમાં લાવેછે, તે ઈનસાફથી ઉલટું અને રદછે.

૩ જું—પાદશાહા બીજા જેમસે "કોરટ આવ હાઈ કમીશન" ની અદાલત ઉભી કીધીછે તે ઘણી નુકશાંનકારક અને ઈનસાફથી ઉલટીછે.

૪ થું—પાદશાહાનાં અથવા તાજનાં કારણુસર પારલામેનટની સભાની મસલત વગર રઈએત પાશેથી નાંણુ કહડાવવું ઈનસાફથી ઉલટુંછે.

૫ મું—પાદશાહાને અરજી કરવાનો રઈએતને હકછે, અને એ પરમાંણે અરજી કરવા ઉપરથી જે કાંઈ શજા થાએ તે ઈનસાફથી ઉલટીછે.

૬ ઠું—સુલેહના વખતમાં પારલામેનટની સભાની મસલત વગર દેશમાં મોટું લશકર ઉભું કરવું અથ વા રાખવું ધારાથી ઉલટુછે.

૭ મું—રઈએતનાં સઘળા લોકો જેઓ પરાટેસતંનટ હોએ તેઓને પોતાનાં બંચાવને સારૂ પોતાની હા લત તથા ધારા મુંજબ હથીઆર રાખવાની છુટછે. (પાછલથી આ ધારો રોમન કેથેલીક લોકોને પણ લાગુ પાડીઆમાં આવીઓછે)

૮ મું—પારલામેનટની સભાનાં અધીકારીઓ ચુંટી કાહાડવાનું કાંમ કોઈબી બંધાંણ અથવા અટકાવ વગર રાખવું

૯ મું—પારલામેનટની સભામાં બોલવાનાં અને તકરાર કરવાનાં છુટાપણા વીશે કોઈબી બીજી અદા લતમાં કશું પુછાઈ શકાએ નહી.

૧૦ મું—કોઈની પાસેથી અગત કરતા વધતો દંડ લેવો નહી, તથા અગત કરતાં કેદની વધતી શીખ સા કરવી નહી, તથા કોઈને ઘાતકી તથા જરૂર કરતાં વધતી શીખસા કરવી નહી.

૧૧ મું—જુરરો અથવા પંચને કાએદા પરમાણે બેડવવા અને જેઓની ઉપર તાજની સાહામણે

ળલવો ઉઠાવવાનો અનીઆએ મેલીઆંમાં આવીઓ હોએ, તેઓની તપાસને સારૂ " ફરી હોલડરસ " માં થી પંચ બેહડવવી.

૧૨ મું—કોઈની ઉપરબી ગુનાંહ સાબેત થયાની આગમજ તેની માલ મતા જપત કરવી તથા તેની થી દંડ લેવો ઈનસાફથી ઉલટુંછે.

૧૩ મું—લોકોની ફરીઆદ સાંભલવાને, તથા દેશનાં કાએદા શુધારવા તથા પકકા કરવા સારૂ પાસે પારલામેનટની સભા વારેવાર ભરવી.

પાદશાહા જેમસનાં વખતમાં રાજકારભાર એટલોતો બે કાએદે થાઈ ગયો હતો, કે તેની પછેનાં રા જમાં સખત મેહેંનતથી ઉપલા કાએદા બાંધવાની પારલામેનટની સભાને ફરજ પડી હતી. જેવારે કો ઈ પાદશાહા આડો ચાલીઓ, કે તે પછી પેહલલી જોગવાઈએ હેવા કોઈબી સારા બંદોબસત કરવાને તે સભા મેહનત કરતી હતી, અને તેમાં ફાવતી પણ હતી. ઉપલા બંદોબસતમાં વરતમાંન પતરોનાં છુટાપણા વીશે એક સબદ નથી, પણ હાલનાં વખતમાં સરવે કોઈ જાંણેછે કે, ઈંગલંડનો રાજકારભાર ચલાવવામાં વરતમાંન પતરો પોતાનાં છુટાપણાથી કેટલી મદદ કરેછે. નાંમીચો લારડ ડીઆંનીગ હેવું બોલી ગયોછે કે " જે કોઈ ઈં ગલંડની રાજધાણી વીશે વીચાર કરવા બેશે, અને તેમાં છુટાપણુ ભોગવતારા વરતમાંન પતરોનો મજબુત અ વાજ, જે રઈઅતનાં મત બાંધેચ તથા ચલાવેચ તેને ભુલી જાએ, તો ઈંગલંડની રાજધાંણીનો તેણે ઘણો અ ધુરો વીચાર કીધેલો કેહવાએ " એટલેજ વરતમાંન પતરનું છુટાપણુ ઈંગલંડની રાજધાંણીનો એક અગતનો અને સઉથી સરસ ભાગછે. ઈંગલંડનાં લોકોએ એ પરમાણે વારેવાર પોતાને વાસતે હીમતથી છુટાપણુ અ ને આપઅખતીઆરી મેલવીછે.

ઈંગલંડનાં રાજકારભારમાં લોકોનો વીચાર લેવાનું સી રીતે શરૂ થાયું, તે બાબદમાં ઉપલી વીગતથી માલુંમ પડશે. હવે ઈંગલંડનું રાજ આજે કેવી રીતે ચાલેછે, તે વીશે નીચે જણાવેલી બીનાંથી સમજ પડશે. ગરે ટ બરીટન તથા આએરલંડનાં એકઠાં મલેલાં રાજનો કારભાર પાદશાહા અથવા રાંણી અને પારલામેનટની બે સભા, હાઉસ આવ લારડસ, અને હાઉસ આવ કાંમનસથી ચાલેછે. એ તરણહોને, " ધી થરી ઈસટેટસ આવ ધી રેલમ " એટલે રાજનાં તરણ ભાગ કરી કેહવામાં આવેછે. † એ દરએક વીશે થોડું એક બયાંન ની ચે આપીએ છઈએ. આ દેશમાં પાદશાહા અથવા રાંણી વચે કસો ફરક ગણીઆમાં આવતો નથી. જો રાંણી ગાદી ઉપર હોએ, તો તેનો અખતીઆર પાદશાહનાં જેટલોજ હોએછે. તાજ, મરદ વારેસો ઉપર વંસ પરંમપરા ઉતરેછે. એટલે પાદશાહા અથવા રાંણી પછી તેનો વડો છોકરો ગાદી ઉપર બેશેછે, અને વડો છોકરો મરણ પામીઓ હોએતો બીજો છોકરો બેશેછે. છોકરીઓને ગાદી ઉપરથી બાતેલ કીધી નથી, પણ છોકરાની પછી તેઓ નો હકછે. પાદશાહાની ગમે તેટલી વડી છોકરી હોએ, પણ સઉથી છેલ્લો છોકરો હોએ, તો તખતનો વારેસ તે ગણાએછે, પણ છોકરા નહી હોએ તો, વડી છોકરીનો હક ગણાએછે. પાદશાહાનાં કાકા તથા ભતરીજા તથા ભાણે જોના કરતા છોકરીનો હક વધતોછે અને તે ગાદી ઉપર બેશેછે. ઈંગલંડનાં રાજથી થહેલો પરાટેસતંનટ ધરંમ જે પાલ તો નહી હોએ, તેનાંથી તખત ઉપર બેશાએ નહી. પાદશાહ અથવા જે તખત ઉપર હોએ, તેને બુજ રેગ વાર સમજી તેનાં સરીરને કોઈથી ઈજા પોહોચાડી શકાએ નહી; સઘળા ધારાથી તે અલગીછે; પારલા મેનટનો કોઈબી ધારો, તેઅંૃતે વીશે ચોકસ બયાંન નહી કીધું હોએ, તાંહાં શુધી તેને લાગુ પડી શકતો નથી. હવો પણ ધારોછે કે, તે કાંઈબી ખરાબી કરી શકે નહી; કોઈબી કાંમનો જોખમ તેને સર છેજ નહી, અથવા તેનાંથી કોઈબી રીતની ગફલત થાએ, તેનો કોઈથી લાભ લઈ શકાએ નહી, ગુનેહગારો ઉપર દયા ક

† ઈંગલંડના રાજકારભારમાં વરતમાન પતરો એટલોતો અખતીઆર ધરાવેછે કે, તેઓને "ફોરથ ઈસટેટ" એટલે રાજનો ચોથો ભાગ નાંમ આપીઆમા આવીઉ છે

રી તેઓને માંફ કરવાનો તથા શજા કમી કરવાનો અખતીઆર તેનોછે; ઈનસાફ અને માંનનો મુલ પાયો તેછે; ઉમરાઓનાં હોધા તથા બીજા માંન ભરેલા એલકાબો તે આપી શકેછે; લશકરી તથા ગાંમખાતાંની મા કરીવાલાઓને ઈમાંનદારીનાં બદલામાં માંનની નીશાણી, જેમકે નાંઈટહુડનો ખેતાબ તથા કરાસીસ, સ્ટારસ, અને ચાંન આપીઆમાં આવેછે, તે સઘળું તે આપેછે, અને કોઈબી બીજા દેશનાં પાદશાહે આ દેશની પરજાને કોઈબી ખેતાબ અથવા ચાંન આપીઓ હોએ, તે તેની રજા વગર લેવાએ અથવા પેહરાએ નહી. લશકરમાં તથા વાંહાંણ ખાતાંમાં સઘળા હોધા આપવાનું તેનાં હાથમાંછે. પારલામેનટની સભા બરખાસત કરવાનું અને નવી સભા તેડવાનું તેનાં અખતીઆરમાંછે. સઘળી રીતે રાજને માંથે તેછે; ધરમની બાબદમાં પણ સરવેથી વડાપણ તેનુંછે. વાંહાંણની ફોજ અને લસકર ખાતાં ઉપર પણ વડાપણ તેનું ગણાએછે. પોતાનાં રાજની તરફથી બીજાં રાજો ખાતે એલચીઓ મોકલવાનો તથા બીજા રાજનાં એલચીઓને પોતાનાં રાજમાં દાખલ કરવાનો હક તેનોછે. લડાઈ અને સુલેહ કરવાનો, તથા બીજાં રાજો સાથે કોલ કરાર કરવાનો તથા પોતાની રઈઅતનાં ઉપીઓગને સારૂ સીક્કા પાડવાનો હોકંમ કરવાનો અખતીઆર તેનોછે. પારલામેનટની બંને સભાએ કોઈ ધારો પશાર કરીઓ હોએ, તે રદ કરવાને તેને અખતીઆરછે, પણ તે ધારા વીશે તકરાર કરવાનો તેને હક નથી, તે હંમેસા જે બોલે તે પોતાનાં પરધાંનોની મારફતે બોલેછે. આ મુખીઅ અને બીજા જે કાંઈ હકોછે તેને “ પ્રીરાગેટીવસ આવ ધી કરાંઉન ” એટલે “પાદશાહાનાં હકો” કેહેછે.

ઈંગલંડની રાજધાંણીનાં કાએદા મુજબ, પાદશાહા અથવા રાંણીએ પોતાનાં પરધાંનોની મારફતે રાજ ચલાવવું જોઈએ, અને પારલામેનટની સભાને તથા દેશનાં લોકોને, તે પાદશાહા અથવા રાંણીનાં કાંમ વીશે તેઓએ જવાબ આપવો પડેછે કાંમેજે જે કાંઈ કાંમ પાદશાહા કરેછે, તે તેઓની સલાહથી કરેછે. પરધાંનો જો પોતાનાં કાંમની પસંદગી પારલામેનટની સભાની તરફથી નહી મેલવી શકે, તો તેઓથી વધારે વાર ટકી શકાએ નહી. આજ કેટલીએક મુદત થાઈ પરધાંનોનો સઘળો આધાર હાઉસ આવ કાંમનસની સભા ઉપરજ અટકી રહેઓછે. પાદશાહ અથવા રાંણી પોતાનાં પરધાંનો થેડવેછે, પણ જારે તે પરધાંનોનો સઘળો આધાર પરજાની તરફથી ચુંટી કાહાડેલા વકીલો ઉપર રેહેછે, તાહરે બરાબર જોઈસુંતો પરધાંનો પણ લોકોની તરફથીજ થડેછે. મોટા પાદરીઓ, નેઆએધીસો તથા દરબારનાં મોટા અમલદારોને પાદશાહા અથવા રાંણી પોતે થેડવેછે. લશકર તથા વાંહાંણ ખાતાંનાં દરએક અમલદારનાં “ કમીશન ” ઉપર તે નાંમદારની શહી હોએછે. પણ તેઓ પોતાનાં હોધાને લાએકછે કે નહી તથા પોતાનું કાંમ કેવી રીતે ચલાવેછે, તે વીશેનો જોખમ પરધાંનોને માંથે રેહેછે, તેથી સઘળા હોધાઓ બખસવાનું કાંમ ખરેખર તે પરધાંનોનાં હાથમાં રેહેછે, અને જેઓને પરધાનો નેમેછે તેમને હંમેસાં રાંણી અથવા પાદશાહ બાહાલ રાખેછે.

પરધાંનો અથવા પારલામેનટની સભા પાદશાહી હકની વચમાં પડે અથવા તેમાં હરકત કરે, તો તે પરધાંનોને બરતરફ કરવાને અને પારલામેનટની સભાને બરખાસત કરવાને પાદશાહાને હકછે. જો પારલામેનટમાં એકુ ટોલકી, પાદશાહા અથવા પરધાંનો જે કાંઈ પરજાનાં ફાએદાને સારૂ કરવા ધારતા હોએ, તેમની વીરૂધ થાએતો, તે પારલામેનટની સભા બંધ કરી, બીજા વકીલો ચુંટી કાહાડવાને દેશનાં લોકોને જોગવાઈ આપીઆમાં આવેછે, કે જેથી તે બાબદ ઉપર પરજાનો વીચાર માલુંમ પડે. જો પાદશાહા અથવા પરધાંનો પારલામેનટની સભાની અને પરજાની વીરૂધ થાએ તો, દેશનાં રાજકારભારનો ખરચ તેઓ આપે નહી, અને તાહરે તે અંનગમતા પરધાંનોને બદલવાની પાદશાહાને ફરજ પડેછે. એ પરમાણેનાં સારા બંદોબસતથી તથા અખતીઆર વેહેચાપાથી, એક ભાગ બીજા ભાગનાં હક ઉપર હોમલો કરી શકતો નથી, અને સઘળી તરફથી એક એકની ઉપર લાભકારક અટકાવ તથા અમર થાએછે, અને તેથી કરીને આ દેશ પુરા પણામાં, સુખમાં, અને પોતાનાં પાદશાહા તરફ વફાદારીમાં સઉથી સારૂ વખણાએલુંછે.

આગલા વખતોમાં પારલામેનટની સભાની તરફથી જે કર ઘેડવીઆમાં આવતા હતા, તેથી ઉપજ તી આએપત સઘળી પાદશાહાને હવાલે કરીઆમાં આવતી હતી, અને તેમાંથી તે પોતાની દરબારનો તથા વાંહાણ ખાતાનો અને ગાંમ ખાતાંનાં લશકરનો ખરચ કરતો હતો. દેશનાં જુદા જુદા ભાગમાં પાદશાહી જમીનો જેને "કરાઉન લાંનડસ" કરી કેહતા હતા, તેની ઉપજ પણ તેનાં ખજાંનાંમાં જાતી હતી. પણ હાલનાં વખતમાં એ સઘળી આએપત એક એકઠી કીધેલી પુંજી જેને "કંનસાલીડેટેડ ફંડ" કરી કેહેછે; તે માં દાખલ કરીઆમાં આવેછે, અને પછી તેની અંદરથી નીચે જણાવીઆ પરમાણે ખરચ કરીઆમાં આવે છે. એ પુંજી મધેથી સરકારનાં કરજનું વીઆજ આપીઆમાં આવેછે તથા હાલમાં રાંણીને તેનાં તાજનાં મર તબા મુજબ ખરચ રાખવાને તથા ઘરના ખરચને સારૂ નીચે જણાવીઆ પરમાણે એક મોટી રકંમ મલેછે.

એ નાંમદારને સઘળા મલીને દર વરસે (૩૮૫૦૦૦) પાંઉનડ અથવા (૩૮૫૦૦૦૦) આરતીશ લાખ પચાસ હજાર રૂપીઆ મલેછે, તે મધે નાંમદાર રાંણીની "પરીવી પરસ" એટલે ખાંનગી ખરચનાં (૬૦૦૦૦૦) છ લાખ રૂપીઆ; ઘેર ખાતાંનાં અમલદારોનાં પગારનાં તથા બેઠા મુસારાનાં (૧૩૧૦૦૦૦) તેર લાખ, દશ હજાર રૂપી આ; ઘેર ખરચનાં (૧૭૨૫૦૦૦) સતર લાખ, પચીસ હજાર; રાએલ બાંઉનટી તથા બીજા અગતનાં ખરચ નાં (૧૩૨૦૦૦) એક લાખ, બતરીસ હજાર; બેઠા મુસારાનાં (૧૨૦૦૦) બાર હજાર; પરચુટન (૮૦૪૦૦) હેંશી હજાર અને ચારશે રૂપીઆ. રાંણીનાં ભરથાર પરીનસ કાંનસરટને પણ દર વરસે મોટો લવાજમો મલેછે. પરધાંનોનાં તથા નેઆધીસોનાં તથા બીજા અમલદારોનાં પગાર પણ એજ ફંડમાંથી આપીઆમા આવેછે, અને પછી તે મધેથી જે બાકી રેહેછે, તે સરકારી ખજાંનાંમાં આપીઆમાં આવેછે, તેમાંથી વાંહાંણ ખાતાંનો તથા લશકર ખાતાંનો તથા ગાંમ ખાતાંનો ખરચ કરીઆમાં આવેછે.

પાદશાહા અથવા રાંણીના હકની બાબદ પુરી કરીઆ આગમજ, તેઓનાં કુટંબને લગતી નીચે લખે લી બીનાં જણાવવી અગતનીછે. તખત ઉપર પાદશાહા હોએ તો તેની રાંણીને, અથવા તખત ઉપર રાંણી હોએતો તેનાં ભરથારને "રાએલ કાંનસરટ" કરી કેહેછે. એ રાએલ કાનસરટને રાજ કારભારમાં કસો ઈલા કો નથી, તેઓ તાજની પરજા દાખલ ગણીઆમાં આવેછે, અને રઈએતનાં બીજા કોઈબી શખસની માફક તાજનાં તાએબા તલે હોધો ધરાવી શકેછે. ઈંગલંડ દેશમાં ઓરતોની બાબદમાં જે ધારાછે, તે ઉપરાંત કેટ લાએક હકો પાદશાની રાંણીને આપીઆમાં આવીઆછે. વગર પરણેલી અસતરી કોરટમા પોતા ને નામે ફરીઆદી કરી શકે તથા તેની ઉપર ફરીઆદી ચાલી શકે, તેમ રાણીને પોતાને નામે ફરીઆદી કરવાનો હકછે, તથા તેના એકલાં ઉપર ફરીઆદી થાઈ શકે, અને તેટલા વાસતે તેનાં પોતાનાં જુદા વકીલ હોએછે. જમીન વેચાતી લેવાનો તથા વેચવાનો તેને હકછે. તે પોતાનાં ભરથાર પાસેથી બખશેસ લઈને પછી પોતાનુ વશીઅત કરી ગમે તેને આપી જાએ. એ સઘળા હકો ઈંગલંડનાં ધારા પરમાણે બીજી પરણેલી અ સતરીઓને મલતા નથી. પાદશાહની માફક તેના સરીરને પણ બુજરોગવાર સમજી કોઈ તરેહની નુકશાંની કરીઆમા આવી શકે નહી. પાદશાહા અથવા રાંણીનો વડો છોકરો હંમેસાં ગાદીનો વારેસ હોએછે તેને પરીનસ આવ વેલસ તથા અરલ આવ ચેસટરનો ખેતાબ મલેછે અને ડીઉક આવ કારનવાલનાં ખેતાબ સા થે જનમેછે. તેને ડીઉક આવ રાથસે તથા શેનેચાલ આવ સ્કાટલંડનાં ખેતાબો પણ છે. તેને અને તેની બઈરીને અદાલતથી પનાહ મલેલી હોએછે. જો વડો છોકરો મરણ પાંમે, તો તેનીથી ઉતરતો છોકરો પરીન સ આવ વેલસ તથા અરલ આવ ચેસટર થાએછે, પણ ડીઉક આવ કારનવાલ નહી. પાદશાહા અથવા રા ણીની વડી છોકરીને પરીનસેસ રાએલ કરીને કેહેછે. એને પણ ખસુસન અદાલતથી પનાંહ મલેલી હોએ છે, કારણકે જો કોઈ છોકરો નહી હોએતો, તે ગાદીની વારેસ થાએછે. પાદશાહી કુટંબનાં બીજાં છોકરાઓ ને ધારાથી કોઈ બીજા ચોકસ હક છે નહી. તેઓનો મરતબો ડીઉક કરતા વધતો ગણાએછે અને પાદશાહ

તરીજા જોરજનાં રાજમાં બંધાએલા "રાએલ મૉરીએજ.આક્ટ" નાંમનાં ધારાથી પાદશાહાની મરજી મેલવીઆ વગર તેઓથી કોઈની સાથે પરણાએ નહી. પણ તેમાં હેઠું ઠેઠવેલુંછે કે, પચીસ વરસની ઉમર થયા પછી "પાદશાહા બીજા જારજની તોખંમનાં કોઈબી શાહાજાદા અથવા શાહાજાદીઓ પચીસ વરસની વએમાં આવીઆ પછી કોઈની સાથે પરણવાની ઈછા કરે, તો તે વીશેની પાદશાહાની પરીવી કાંઉનસલની સભાને બાર માસ આગમજથી ખબર આપવી, અને તેટલી મુદતની અંદર તે લગન વીશે પારલામેનટની સભા વાંધો નહી લીએતો, તે શાહાજાદા અથવા શાહાજાદીએ પાદશાહાની મરજી લીધા વગર પોતાને પસંદ પડતાં લગન કરી શકે." જે શાહાજાદીઓ પારકા રાજનાં શાહાજાદાઓ સાથે પરણી હોએ, તેઓનાં ફરજંદોને આ ધારો લાગુ પાડીઓ નથી.

આગલ જણાવીઉંછે કે કોઈબી કાંમને સારૂ પાદશાહા અથવા રાંણીને માંથે જોખંમ નથી, માટે આ જે સલાહ આપનારા કોણછે તે વીશે આ જગાએ જણાવવું જોઈએછે. રાંણીને સલાહ આપનારી સઉથી મુખીઅ સભાને "પરીવી કાંઉનસલ" કરી કેહેછે. એ સભાનાં અધીકારીઓની સંખીઆ વીશે હદ રાખીઆમાં આવી નથી અને હરેક "પરીવી કાંઉનસલર" ને રાંણી પોતાની નજરમાં આવે તાહરે તેમાંથી બરતરફ કરી શકે. પરીવી કાંઉનસલર તે હોદો સવાપીન લેતી વેલાએ નીચે જણાવેલી બાબરો સબંધી સોગંદ લીએછે. ૧ લું—રાંણીને પોતાની સઘળી શકતી અને ડાહાપણથી સલાહ આપવી; ૨ જું—કોઈબી રીતનો પીઆર, આહા, ગરજ, શક, અથવા ધાસતી વગર રાંણીનાં માંન અને પરજાનાં કલીઆંન તરફ નેગાહ રાખી, રાંણીને સલાહ આપવી; ૩ જું—રાંણીની સઘળી મસલત છુપી રાખવી; ૪ થું—લાંચ લેવી નહી; ૫ મું—તે સભામાં જે કાંઈ ઠેઠાવ થાએ તેને મદદ કરવી અને ટેકો આપવો; ૬ હું—તે ઠરાવથી જે કોઈ ઉલટા ચાલે તેનો અટકાવ કરવો અને છેલલું પોતાની રાંણી તરફ જે કાંઈ સારૂં કરી શકાએ તે કરવું તથા જે કાંઈ સારી સલાહ આપવી દીશે તે આપવી. પણ આ પરીવી કાંઉનસલનો અખતીઆર કેટલીએક મુદત થાઈ ઓછો થાયેછે. બરીટીસ સરકારનાં બાહેરનાં સ્વસથાંનોમાંથી તથા "આડમીરાલટી" તથા "ઈકલીજીઆસટીકલ કોરટો" માંથી જે મુકદમાં છેલલી વાર ઈનસાફને વાસતે આવેછે, તે એ સભામાં જે શખસો નેમાએ શાસતરથી વાકેફછે તેઓની કમીટી મુકવેછે, અને એ સભાનું અસલ કાંમ જે રાજકારભાર ચલાવવાની બાબદમાં સલાહ આપવાનું હતું, તે એ સભાનો એક જુદોજ ભાગ જેને "કેઆબીનેટ કાંઉનસલ" કરી કેહેછે અને જેમાં રાંણીનાં પરધાંનો હોએછે, તે સભા ચલાવેછે. આગલા વખતમાં પરીવી કાંઉનસલનાં જે અધીકારીઓની ઉપર પાદશાહા વધારે ભરોશો રાખતા હતા તેઓને મસલતને વાસતે તે પોતાની "કેઆબીનેટ" એટલે ઓરડામાં બીજાઓથી હલાએદા બોલાવતા હતો, તે ઉપરથી એ આગેવાન અધીકારીઓ પરધાંનો ગણાતા હતા, અને તેઓની સભાને "કેઆબીનેટ કાંઉનસલ" નું નાંમ મલીઉંછે, પણ રાજનાં મુલ કાએદા પરમાણે પરીવી કાંઉનસલ અને કેઆબીનેટ કાંઉનસલનાં અધીકારીમાં કશો ફરક નથી. પરીવી કાઉનસલર પોતાનાં નાંમની સાથે "રાઈટ હાંનરેબલ" નો ખેતાબ રાખી શકેછે. કોઈ કોઈ વખતે ચોકસ બાબદસર પરીવી કાઉનસલની સલાહથી કેટલાએક હોકંમ કરવાને સારૂ રાંણીને પારલામેનટની સભાની તરફથી અખતીઆર મલેછે.

પાદશાહા અથવા રાંણી જે ગાદી ઉપર હોએ, તે પોતાનાં પરધાંનો ઠેઠવેછે અથવા કોઈ મુખીઅ ગરહસથને પરધાંનો ઠેઠવવાનો અખતીઆર આપેછે, પણ આગલ કહીઉંછે તેમ પરધાનોની હરેક ટોલકીથી પારલામેનટની સભામાં પોતાની તરફમાં વધતાં મત રાખીઆ વગર ટકી શકાએ નહી, તેથી હંમેસાં તે સભામાં જે ધણીની તરફ વધતા અધીકારીઓ હોએ તે ધણી મુખીઅ પરધાંન થાઈ પોતાનાં દોસતો તથા મદદગારોમાંથી બીજા પરધાંનો ઠેઠવેછે, અને પાદશાહ અથવા રાંણી હંમેસાં જે ધણીની તરફ એ પરમાણે વધતા

અધીકારીઓ હોએછે, તેનેજ પરધાંનો થેડવવાનું કાંમ સોંપેછે. પરધાંનો નીચે જણાવીઆ પરમાણે હોએછે.

ફરસટ લારડ આવ ધી તરેનરી.—આ હોધો હમણા ઘણુ કરીને મુખીઅ પરધાંન લીએછે.

લારડ હાઈ ચાંનસેલર.—એ અમલદાર રાજની મોટી મોહોર રાખેછે તથા પરધાંનોને ધારાની બા બદમાં સલાહ આપેછે.

લારડ પરેસીડેનટ આવ ધી કાંઉનસલ.

પોસટ માસતર જનરલ.

લારડ પરીવી સીલ.—એ હોધેદાર સઘળા દસતાવેજો ઉપર મોહોર કરેછે.

સકરેટારી આવ સ્ટેટ ફાર ફારેન આફેરસ.—એ હોધેદાર પારકા રાજવાલાઓ સાથે સંવેશા ચલાવેછે.

સકરેટારી આવ સ્ટેટ ફાર ધી કાલોનીસ.—સવસથાંનોનાં રાજકારભારની બાબદમાં એ હોધેદાર સઘળી તકેદારી રાખેછે.

સકરેટારી આવ સ્ટેટ ફાર ધી હોમ ડીપારટમેનટ.—ગરેટ બરીટન તથા આએરલંડનાં રાજકારભારની બાબદો આ હોધેદારને હસતકછે.

સકરેટારી આવ સ્ટેટ ફાર ધી વાર ડીપારટમેનટ.—આ હોધેદાર લડાઈ ખાતાંનો સઘળો કારભાર ચલાવેછે.

સકરેટારી આવ સ્ટેટ ફાર ઈનડીઆ.—આ હોધેદાર હીંદુસથાંનને લગતો કારભાર ચલાવેછે.

ચાંનસેલર આવ ધી એકસચેકર.—આ હોધેદાર દેશની આએપત તથા ખરચની બાબદમાં પારલામેનટની સભાની આગલ હસાબ રજુ કરી તે બાબદમાં સઘળી ગોઠવણ બતાવેછે.

ચાંનસેલર આવ ધી ડચી આવ લાંનકાસટર.

ફરસટ લારડ આવ ધી આડમીરાલટી.—વાંહાંણ ખાતાંનાં લશકરનો સઘળો કારભાર આ અમલદારના હસતકમાં થાએછે.

પરેસીડેનટ આવ ધી બોરડ આવ તરેડ.—આ હોધેદાર દેશનાં ધંધા તથા વેપાર અને તેવી બીજી સઘળી બાબદો ઉપર ધીઆંન આપેછે.

એ ઉપરાંત બીજા નાંમીચા શખસો જેઓ રાજદુઆરી કાંમમાં માહેતગારી અથવા વગને વાસતે નામીઆ હોએ, તેઓ જો પરધાનોનાં મદદગાર હોએતો, તેમને પણ કેઆબીનેટ કાઉનસલનાં અધીકારી થેડવીઆમાં આવેછે. પરધાંનો હાઉસ આવ લારડસ અથવા હાઉસ આવ કામનસના અધીકારીઓ જોઈએ. તેઓ વગર બીજા કોઈથી એ હોધા લેવાએ નહી. બીજા કેટલાએક ઉતરતા હોધાછે, તે પણ પરધાંનોની સાથે બદલાયા કરેછે. પરધાનો જારે પોતાનો અખતીઆર લીએછે તારે તેઓ કોઈ ચોકસ રીતે રાજ ચલાવવાને બંધાએછે. વલી પારલામેનટની સભામાં તેઓથી જુદી રીતનો વીચાર ધરાવનારાઓની પોતાની ટોલકી હોએછે, તેઓ હંમેસાં પરધાંનોનાં સઘળા કામો બારીકીથી તપાસેછે અને તે ઉપર તે સભામાં ભારી ચકચારો કરેછે. પરધાંનોની સાહાંમણેની ટોલીને "આપોજીશંન" કરી કેહેછે અને તેઓ હંમેસાં જેઓ અખતીઆર ધરાવતા હોએ, તેઓને શીધા ચાલવાની ફરજ પાડેછે, અને એ પરમાણે હંમેસાં પારલામેનટની સભામા જે બે ટોલી હોએછે, તેથી દેશને ઘણુ ફાએદો થાએછે અને કોઈથી કોઈ રીતે આડું ચલાતું નથી. એ ગોઠવણની ઈંગલંડનાં રાજની એક ખુબીછે. જેઓ હાઉસ આવ કામનસમાં પરધાંનની ટોલકી વાલાઓ હોએછે, તેઓ સ્પીકરની જમની બાજુની બેઠક ઉપર બેશેછે અને આપોજીશંન અથવા સાહાંમની બાજુવાલાઓ તેની ડાબી બાજુની બેઠક ઉપર બેશેછે. એ સભામાં જુદા જુદા વીચાર ધરાવનારી ટોલીમાં, જેઓ દેશનાં ધારા તથા રીત ભાંતમાં શુધારો કરવાને-હંમેસાં ખંની હોએછે, તેઓને "વીગસ" અથવા "લીબરલસ" કરી

કેહેછે; જેઓ આગલા ધારા અને રીત ભાંતને જેમ અને તેમ જાલવવાને ખંતી હોએછે, તેઓને "ટોરીસ" અથવા "કંનસરવેટીવસ" કેહેછે, અને વલી કેટલાએકો જેઓ એકદંમ ઉલટ પાલટ કરી નાંખવાને વાસતે હંમેસાં ઉતાવલા થાએછે, તેઓને "રાડીકલસ" કેહેછે. પણ આ ટોલીઓમાં હવે કોઈ ચોકસ કાએદો રહો નથી. જે ટોલી અખતીઆરમાં હોએ, તેણે દેશની વધતી હાલત પરમાણે વધારે શુધરાઈનાં ઉપાયો કરવા પડેછે, અને ગમે તે ટોલીઓ અખતીઆરમાં હોએ, તોપણ લોકોનુ માંગવું તે લોકોથી નાં પાડી શકાએ નહી, નહીતો લોકોનાં અવાજ તરફ નેગાહ રાખી પારલામેનટની સભાનાં અધીકારીઓ તેઓની વીરૂધ જાએ તો તેઓનો અખતીઆર ગયા વગર રેહે નહી.

ઈંગલંડનાં રાજની "થરી ઈસટેટસ" માંથી "ફરસટ ઈસટેટ" ઈઆને પાદશાહા અથવા રાંણીનાં હક અને અખતીઆર વીશે બયાંન કરીઆ પછી, હવે "સેકંડ ઈસટેટ" ઈઆને "હાઉસ આવ લારડસ" નું બયાંન કરીએ છઈએ. ઉમરાઓની સભા પેહેલ વેહેલી કેમ ઉભી થાઈ, તે વીશે આગલ સંમજાવીઆમાં આવીઉંછે. ઈંગલંડ, આએરલંડ તથા સ્કાટલંડનાં રાજ એકઠાં મલીઆં, તેની આગમજ તે દરએક મુલકની પોતાંની પારલામેનટની સભા હતી, અને તાહરે તેઓની "હાઉસ આવ લારડસ" ની સભા જુદી જુદી હતી, પણ હમણા એકઠાં બનેલાં રાજની એકજ પારલામેનટની સભાછે, તેથી સ્કાટલંડ અને આએરલંડનાં ઉમરાઓમાંથી કેટલાએકને ચુંટી કાહાડીને હમણાનાં હાઉસ આવ લારડસમા બેસવાનો હક આપીઆમાં આવીઓછે. સ્કાટલંડ તથા આએરલંડનાં જે ઉમરાઓને હાઉસ આવ લારડસની સભામાં બેસવાનો હક નથી, તેઓને ઉમરાઓ દાખલ બીજા સઘળા હકોછે. સ્કાટલંડનાં નવા ઉમરાઓ હવે કરીઆમાં આવતા નથી, પણ આએરલંડનાં તરણ ઉમરાઓની જગા ખાલી થાએ, ઈઆને તરણ ખેતાબો ધરાવનારાઓની ઓલાદનું કોઈ નહી રહેઉં હોએ, તો પાદશાહા અથવા રાંણીને એક નવો ઉમરાવ કરવાનો હકછે. એકઠાં મલેલાં રાજનાં ઉમરાઓની સંખીઆની હદ નથી. પાદશાહા અથવા રાણીની મરજીમાં આવે તેટલા શખસોને તે ખેતાબો આપી શકેછે, અને જેમ જેમ તે માંનને લાએક શખસો નીકલેછે, તેમ તે માંન આપીઆમાં આવેછે, તેથી ગરેટ બરીટનનાં ઉમરાઓની સંખીઆ હમેસાં એક સરકી રેહતી નથી. સને ૧૮૫૮ નાં વરસમાં છપાએલા હસાબ ઉપરથી હેવું જોવામાં આવેછે કે, તે વરસમાં હાઉસ આવ લારડસમાં નીચે જણાવીઆ પરમાણે ઉમરાઓ હતા. ૨, ડીઉક પાદશાહી ખાનદાનનાં; ૧૯, ડીઉક બરીટીસ ખેતાબનાં; ૧૯, મારકુઈસ; ૧૦૭, અરલ, ૨૧, વાઈકાઉનટ; ૧૯૫, બારન, ૨૮, ઉમરાવ આએરલંડનાં; અને ૧૬, ઉમરાવ સ્કાટલંડના. એ સભામાં ઈંગલંડનાં કેટલાએક મોટા પાદરીઓને પોતાના હોધાની ખુબીથી બેસવાનો હકછે, તેમા ઈંગલંડ અને વેલસ નાં ૨, આરચ બીશપ તથા ૨૪, બીશપ અને ૧, આરચ બીશપ અને ૩, બીશપ આએરલંડનાં મલી, ઉપલાં વરસમાં હાઉસ આવ લારડસમાં ૪૩૭ અધીકારીઓ અથવા ઉમરાઓ હતા.

"હાઉસ આવ લારડસ" માં ઉમરાઓ ગેરહાજર રહી, બીજા ઉમરાવની મારફતે મત આપી શકેછે. ઉમરાઓને સઘળી વખતે પાદશાહા અથવા રાણીની મુલાકાત લેવાનો હકછે. ઉમરાઓના હકને લગતો કોઈબી ધારો પસાર કરવો હોએતો, તે પેહેલલાં હાઉસ આવ લારડસની સભામાંથીજ નીકલવો જોઈએ, અને કોઈ ખેતાબનાં વારેસોમાં તે ખેતાબની બાબદમાં કોઈ વાધો નીકલીઓ હોએ, તો તેનો ચુકારો તે સભાનેજ સોફીઆમાં આવેછે. ઉમરાઓને કરજને સારૂ પકડી શકાએ નહી. જો હાઉસ આવ કાંમનસની સભાએ કોઈ શખસની ઉપર કોઈ અનેઆ મેલીઓ હોએ, તો તેની તપાસ હાઉસ આવ લારડસ કરેછે, અને કોઈબી ઉમરાવ ચોરીના અથવા બલવો કરવાના અનેઆમાં આવીઓ હોએતો, તેની તપાસ પણ હાઉસ આવ લારડસ વતરોગે બીજે ઠેકાણે થાઈ શકતી નથી. ઈનસાફની સઉથી છેલ્લી અદાલત એ સભા ગણાએછે.

હાઉસ આવ કાંમનસની સભા કેમ થાઈ અને આંમ લોકોમાંથી એ સભાને વાસતે અધીકારીઓ

રાંણી નવી પારલેમેનટની સભા હુંગાહેછે, તારે ભાહારે દબદબા સાથે ઉમરાઓની સભાનાં દીવાંનખાનામાં જા એછે, અને તાંહાં એક ટુક ભાશાણ કરેછે, તે વેલાએ હાઉસ ઑવ કાંમનસનાં અધીકારીઓ તે દીવાંનખા નામાં હાજર થાએછે. નાંમદાર રાંણીએ ભાશાણ કીધા પછી, તેઓ પાછા પોતાનાં દીવાંનખાંનામાં જાએછે, અને તાહાં પોતાનું કાંઈ જીજ કાંમ કરીઆ પછે, રાણીનાં ભાશાણ ઉપર અધીકારીઓની તરફથી ભાશાંણો થા એછે, અને નાંમદાર રાંણીએ કીધેલાં ભાશાણનાં ઉપકારમાં તે નાંમદારને માંન પતર આપવાનું થેડવેછે.

ધારા બાંધવાનું તથા ધારામાં ફેરફાર કરવાનું કાંમ પારલામેનટની ઉપલી બંને સભા એક એકથી હલાએ ડું ચલાવેછે. એક સભામાં જે તકરાર થાઈ હોએ, તે વીશે બીજી સભામાં કાંઈબી એસારો કરવાની ચાલ ન થી એ બંધે સભામાં જે તકરાર થાએછે તે જાણે છુપી થાએછે એમ સમજવું. જો કે તાહાં વરતમાંન પ તરનાં રપોરટરો હાજર થાઈ સઘલો હેવાલ છાપેછે, તોપણ તેઓ કોઈબી હક અથવા કાએદાથી તાહાં દાખ લ થતા નથી. એ સભાઓમાંનો કોઈબી અધીકારી ઉઠીને એમ કેહે કે "આપણી સભામાં પારકા શખસો છે" તો રપોરટરોને તાંહાથી કાહાડવા વગર છુટકો નહી. પણ વરતમાંન પતરોનાં હક ઉપર આજનાં સ મેમાં કોઈ એટલો હોમલો કરવાને હીમત ચલાવતું નથી.

આગલ કહુંછે તેમ લારડો પોતાનાં હકોને લગતા ધારા પોતાની સભામાં પેહલવે લાવેછે. તાજની ત રફથી કોઈ ધારો પેહલલાં લાવી શકાએ નહી, ફકત માંફી બખસવાનો ધારો તાજની તરફથી લાવી શકાએ, અ ને એકજ વખત તે ધારો બંધે સભામાં વંચાએછે. સરકારની તરફથી જે ધારા લાવવા હોએ, તે પરધાંનો પોતાને લગતાં ખાતાં પરમાણે લાવેછે, જેમ કે ગરેટ બરીટંનને તાબાનાં સવસથાંનોને લગતા ધારા કોલોની અલ સકરેટારી લાવેછે; પોલીસ, બંદીખાંનાં, ઈનસાફને લગતાં હોમ સકરેટારી લાવેછે, આએપત, મેહસુલ અને કરને લગતા ચાંનસેલર આવ ધી એકસચેકર લાવેછે, હીંદુસથાંનને લગતા, સકરેટારી આવ સ્ટેટ ફા ર ઈનડીઆ લાવેછે. હરેક ધારો પસાર થાએ તેની આગમન તેને "બીલ" કરી કેહેછે, અને સરકારને લગતાં બીલોને "પબલીક બીલ" કરી કેહેછે, અને રેલવે કંપની, ડાક કંપની અથવા કોઈની માલ મતાને લગતાં બીલ હોએ તેને "પરાઈવેટ બીલ કેહેછે"

બંધે સભા પાછલા પોહોરનાં ચાર વાગતે મલેછે, અને વખતે મોટી રાત શુધી ચાલેછે, અને જો વધતું કાંમ હોએતો વખતે સવારનાં પણ મલેછે. ઉમરાઓની સભામાં તરણ ઉમરાઓ હોએ અને આંમની સભામાં ચીઆલીસ ગરહસથો હોએ, તો તે સભાનું કાંમ ચાલી શકે. ઉમરાઓની સભામાં કોઈ ઉમરાવે કોઈ બીલ લાવવું હોએ તો, તે વીશે સભાને ફકટ પોતાની મરજી જણાવેછે, પણ આંમની સભામાં કોઈ અધીકારીએ કાંઈ બીલ લાવવું હોએતો, તે વીશે આગમનથી દરખાસત કરીને સભાની રજા માંગવી જોઈએ જો રજા મલેતો પેલો અધીકારી તે બીલ કાગલ ઉપર લખીને લાવેછે અને જે કાંઈ બાબદો ફેરફાર થાઈ શકે તેવી હો એ તેની જગા ખાલી રાખેછે, અને તે વાંચીઆ પછી દરખાસત કરેછે કે, તે "બીલ પેહલલી વાર વાચવું" આમની સભામાં હેવી દર એક દરખાસતને ટેકો આપનાર જોઈએ. ઉમરાઓની સભામાં તેવો ટેકો જોઈ તો નથી. જો કાંઈ વાંધો નહી હોએ તો બીલ પેહલલી વાર વંચાએછે અને પછી તેને છાપવાનો હોકંમ થાએ છે, અને તે છાપેલી નકલો અધીકારીઓમાં વેંહચીઆમા આવેછે પછી તે બીલ ઘેડવેને દીવસે બીજી વાર વાંચીઆમાં આવેછે, અને તે વેલાએ તેની ઉપર ઘણી તકરાર થાએછે, પછી તેજ સભાનાં અધીકારીઓની ક મીટી તેની તપાસ કરી દરએક ફકરા ઉપર ધીઆન આપેછે, અને પછી પાછુ આખી સભામાં મેલેછે, તાહા વલી કાંઈ ફેરફાર કરવો દીશેછે તે થાએછે તાહરે પછી બીલને પારથમેનટ ઉપર લખીઆમા આવેછે અ ને તરીજી વાર વંચાએછે, અને જો પછી તેમાં કાંઈ ફેરફાર કરવાનું નહી હોએ તો તે પસાર થાએછે. આ પરમાણે એક બીલને તરણ વાર વાંચવાની અંદર કેટલીએક મુદત જાએછે અને એક બીલ પેહલવે લાવીઆ

પછી વખતે કેટલે મહીને તરણ વાર વંચાઈ રેહેછે. એ પરમાણે હાઉસ આવ કાંમનસમાં બીલ પસાર થયા પછી, તેને હાઉસ આવ લારડસમાં મોકલીઆમાં આવેછે, તાંહાં તે ફરીથી તરણ વાર વંચાએછે. તે બીલ જવે આ સભામાં ઉમરાઓ જો કાંઈ ફેરફાર કરવા માંગેતો, તે ફેરફાર સાથે તે બીલ પાછુ કાંમનસની સભામાં નોકલીઆમાં આવેછે, અને જો તેઓ તે ફેરફાર બાહાલ નહી રાખે, તો ઘણુ કરીને દરએક સભાનાં થોડા અધીકારીઓ મલીને જે તફાવત હોએછે તેની સમજુતી કરેછે, અને જો તેમ સમજુતી નહી થાએતો, તે બીલ રદ થાએછે. જો બીલ હાઉસ આવ લારડસની સભામાં પસાર થાએ તો, પછી તે નાંમદાર રાંણીની તરફથી બાહાલ રાખવાને સારૂ તેની પાસે જાએછે, અને જો તે નાંમદાર કબુલ રાખે, તો પછી તે બીલ દેશનો ધારો બનેછે.

હરેક બાબદ ઉપર કાંમનસની સભાનાં અધીકારીઓમાં વાંધો પડીઓ હોએ તો, બંને બાજુ વાલાઓ જુદા પડીને થેડવેલા ઓરડામાં જાએછે, અને તાંહાં તેઓની ગણતરી કરીઆમાં આવેછે, અને પછી જે બાજુએ વધતાં મત પડીઆં હોએ, તે બાજુએ ચુકાદો થાએલો કેહવાએછે. જો બંને બાજુએ એક સરકાં મત પડીઆં હોએ તો, જે બાજુએ "સ્પીકર" પોતાનું મત આપે, તે બાજુએ ચુકાદો થાએછે. ઉમરાઓની સભામાં "પરાકસી" થી, એટલે ગેરહાજર ઉમરાવ પોતાનું મત લખે તે પરમાણે તેનું મત નોંધાએછે. કાંમનસની સભામાં જેઓ હાજર હોએ તેઓજ મત આપી શકેછે. ઉમરાઓ હરેક બાબદ ઉપર પોતાનું મત આપતાં "કનટેનટ" એટલે ખુશી, અથવા "નાંન કનટેનટ" એટલે નાંખુશી, એ રીશાલે બોલેછે. કાંમનસની સભાના અધીકારીઓ "એ" હા, અથવા "નો" નાં કરી બોલેછે.

ગરેટ બરીટનની સરકારે પોતાનાં દેશનાં ખરચ તથા આએપતનો દર વરસે હીસાબ કાહાડવાની ઘણી તારીફ લાએક ચાલ રાખીછે. સઘળા ખાતાંઓનાં અડસટાં ઉપરથી વરસનો ખરચ શું થાશે, અને તે ખરચ કેવી રીતે પુરો પાડવો, તે વીશે પરધાનો પોત પોતા વચે વીચાર કરીને એ ખાતાનાં પરધાન "ચાંનસેલર આવ ધી એકસચેકર" ની મારફતે સઘળી વીગત હાઉસ આવ કાંમનસની સભાની આગલ મેલેછે. પછી તાંહાં તે બાબદ ઉપર ઘણી તકરારો થાએછે અને તે સભાની તરફથી સઘળી રીતે ચોકસી કરીઆમાં આવેછે, કે જેટલો ખરચ બતાવીઆમાં આવીઓછે તે ખરોછે કે નહી, અને જે રીતે તે ખરચ પુરો પાડવાની દરખાસત કરીઆમા આવીછે તે વાજબીછે કે નહી, અથવા જે કરો કરીઆમાં આવીઆછે, તે લોકો ખમી શકે તેવાછે કે નહી, અને એ મુજબ સઘળી ચોકસી કીધા પછી ચાંનસેલર આવ ધી એકસચેકરની "બજેટ" † પશાર કરેછે. જો એ બડજેટ સભાને મંનમાગતી નહી ઉતરે અને તેથી નહી કબુલ રાખીઆમાં આવે, તો પરધાનો તરત પોતાનો હોદો છોડેછે, કાંએજે સભાએ તેઓની ઉપર વીસવાસ નહી રાખીઓ એમ થએછે. તે પરધાનોએ હોદા છોડીઆ પછી, જેઓ તેઓની જગાએ આવેછે, તેઓ બીજી રીતે તે વરસનો ખરચ પુરો પાડવાના એલાજો બતાવેછે. જો આગલા પરધાંનો એમજ જાંણે કે, તેઓના ઉપાએ સરસછે તો, તેઓ તે સભા એકદમ બરખાસત કરી બીજી સભા બોલાવવાને નાંમદાર રાંણીને ભલાંમણ કરેછે, અને પછી નવા અધીકારીઓની આગલ પોતાના હીસાબ તથા ઉપાએ ફરીથી મેલેછે. શીઆલાની મોહોસંમમાં પારલામેનટની સભા ભરાતી નથી.

આખા દેશનાં રાજકારભારને સારૂ કેવી ગોઠવણછે, તે ઉપર જણાવેલા સફાઓ ઉપરથી માલુંમ પડશે, પણ પરગણાઓ, શેહેરો, બરો અને જીલ્લાઓનાં કારભારને વાસતે સરકારની તરફથી જે ગોઠવણ કીધેલીછે, તે જાણવા જોગછે. બરીટીશ સરકારની રાજધાંણીનો મુલ કાએદો એછે કે, જાંહાં શુધી પરજાનાં લોકો ધારા મુજબ પોતા

† એ સબદ ફરેંચ ભાષાના "બુજેટ" અથવા બંડલ અથવા જદા ઊપરથી લીધોછે, અને તે ખરેખર હસાબનો એક જોડ.

નો કારભાર પોતે ચલાવે, તાંહાં શુધી સરકારે જેમ બને તેમ વચમાં ઓછું પડવું. કાંએજે આ ખુદરતી વી ચારછે કે, જે વાત જેઓનાં લાભની હોએ તેને તેઓ પોતે વધારે તપાસી શકશે. એ કારણને સારૂ આખાં મુ લકને કાંઉનટીસ, હુંનડરેડસ, બરો તથા પારીશમાં વેંહચીઆંછે. પેહલલા બે ભાગોમાં સુલેહનાં અમલદારો ની સભા પોતાનાં ભાગમાં પોલીસનું ખાતું તથા ગરીબોનુ પરવરસીનું ખાતું ચલાવેછે તથા રસતા બાંધવા તથા શુધારવા તથા રોશની કરવી તથા પુલો બાંધવા તથા બજારો અને ભાડુતી ગાડીઓ વીશેનાં કાએદા કરવાનુ કાંમ કરેછે, અને બીજા ભાગોમાં થડેલી કમીટીઓ તે કાંમ કરેછે. એ કારણને સારૂ જે નાંણા જોઇએ તે લો કો પાસેથી "રેટ" ને નાંમે કર લઇને ઉઘરાવેછે, તેમાં જેઓ ઘણા મુફલેસ હોએ તેઓને કાંઈ આપવું પડ તું નથી. એ કારણસર લોકોએ સું આપવું તે તેમનાં રેહવાનાં ઘરનાં ભાડાં ઉપરથી ઘેડવીઆમાં આવેછે. એ પરમાણે આ સઘળો કારભાર જુદી જુદી રીતે વેંહેચાયાથી દેશમાં જાહેર શુધારો વધારે થાએછે તથાં પોલી સ ખાતું વધારે સારા પાયા ઉપર રેહેછે. એ સઘળું કાંમ સરકારનાંજ હસતકમાં હોએતો, તે આટલું સારૂં ચાલી શકે નહી. લંડનમાં પોલીસ તથા ગાંમની શુધરાઈનું ખાતું એ શેહેરનાં "કારપોરેશન" એટલે લારડ મેઅર તથા આલડરમેનો અને ટાંઉન કાઉનસલના અધીકારીઓનાં હસતકમાંછે અને ઉપર જણાવીઉંચ તે જ દરએક આદમી પાસેથી "રેટ" લીધાથી તેઓની દર વરસની આએપત રૂપીઆ (૪૦૦૦૦૦૦) ચીઆ લીસ લાખની થાએછે.

હકછે. કેટલીએક બાબદનાં કજીઆ તાંહાંજ ચુકી શકેછે, તથા સઘળી નાંધલી અદાલતો ઉપર તેનો હોકમ ચાલેછે, તથા તે અદાલતોમાં કોઈ ફેસલો થયો હોએ, તે ફરીથી પોતાની તપાસને વાસતે મંગાવી શકેછે અને તેમાં કાંઈ ગેર ઈનસાફી નજર આવે તો, તે ફેસલો ફેરવી શકેછે. જે કાંઈ ધારાથી ચોકસ ઠહેલું નહી હોએ, તે બાબદમાં મેજીસતરેટો તથા બીજા અમલદારો ઉપર એ કોરટનો હોકંમ ચાલેછે તથા શેહેરે શેહેર અને ગામે ગાંમનાં પોતાનાં કારબારને વાસતે જે "કારપોરેશન" અથવા "કાઉનસલ" અથવા મંડલીઓછે તે ઉપર તેનો અખતીઆર ચાલી શકેછે.

આખા દેશમાં ગાંમે ગાંમ અને શેહેરે શેહેર લોકોને ઈનસાફ આપવાને મારૂ રીકારડર કોરટો તથા બીજી ગોઠવણોછે; પણ મોટા મુકદમાંઓ તથા ગુનેહગારોની તપાસ કરવાને વાસતે ઉપલી કોરટનાં જડજો આખાં દેશમાં મુખીઅ શેહેરો ખાતે વરસમાં બે વાર "સરકીટ" ઉપર, એટલે ફરવા, જાએછે અને તાંહાં જે મુકદમાંઓ તઈઆર હોએ તે તપાસેછે તથા તે ઉપર ચુકાદા કરેછે. એ જડજો તે ગાંમોમાં જે અદાલત ભરેછે તેને "આસાઈજીસ" કરી કેહેછે.

કોરટ આવ ચાંનસરીની આએપત "ફીઈ ફંડ" મધેથી વરસ દાહડે આસરે (૧૮૦૦૦૦૦) અઢાર લાખ રૂપીઆ તથા મુકદમો ચલાવનારાઓની મતા જે આસરે (૪૦૦૦૦૦૦૦) ચાર કરોડ રૂપીઆની આકા ઉનતંનટ જનરલનાં નાંમ ઉપર હોએછે તેનાં વીઆજ મધેથી વરસ દાહડે (૧૧૨૦૦૦૦) અગીઆર લાખ વીશ હજાર રૂપીઆ મલેછે તેને "શુટરસ ફંડ" કરી કેહેછે.

લંડંન મધે સેનટ પાલસ કથીડરલથી સઘલી તરફ દશ માઈલનાં તફાવતની અંદર જે કાંઈ ગુનાહ કરીઆમાં આવીઆ હોએ, તેનો ઈનસાફ "ઓલડ બેલી શેશન હાઉસ" † માં થાએછે અને તે ઈનસાફની વખતે વેસટમીનસટર હાલ મધેનો એક અથવા વધતા નેઆધીસો બીરાજેછે. ફોજદારી મુકદમાંઓ કલારકેનવેલ શેશન હાઉસ નાંમની અદાલતમાં પણ ચુકેછે.

૫૦૦ રૂપીઆ શુધીનાં લેણુ દેણનાં મુકદમાને વાસતે જે અદાલતોછે તેઓને "મીતરાપાલીટન કાઉનટી કોરટસ" કરી કેહેછે અને તે અદાલતો લંડનમાં અગીઆરછે, તાંહાં બારીસટરોને નેઆએધીસ દાખલ બેઠવી આમાં આવેછે. જેઓએ દીવાલું કાહાડીઉં હોએ તેઓને વાસતે એક "બાનકરપટસી કોરટ" છે, અને જે એ નાંદાર દેવાદારનો લાભ લેવા ઈછતા હોએ તેઓને વાસતે એક "ઈનસાલવેનટ કોરટ" છે.

લંડંનનો જે ભાગ શેહેર કરીને કેહવામાં આવેછે તાંહાંની "પોલીસ કોરટ" માંનશન હાઉસ તથા ગીલડ હાલ મધે ભરાએછે, અને તાંહાં લારડ મેઅર તથા આલડરમેનો ઈનસાફ કરેછે. આખાં લંડંનને

---

† આ અદાલતની પાશે નીઊગેટનું મોટું બંદીખાનુ છે, તાંહા મોટા ગુનેહગારોને કેદ કરીઆમા આવેછે. લંડન
ખાતે મુસાફરી કરવા ગએલા શખસે હેવાં કેટલાએક બંદીખાના બચીત જોવાં જોઇએછે, કે જેથી ઇંગલંડની સરકાર ગુનેહ
ગારોને સુધરેલા જમાનાંની રીત પરમાણે કેવી રીતે રાખેછે તે તપાસવાને બની આવે. લંડન ખાતે જે બંદીખાનાંછે તેમના
નામ—નીઊગેટ પ્રીજન—બરાઇડવેલ—હારસમનગર લેન જેલ—મીલબાનક પ્રીજન—પેનટનવીલ પ્રીજન—હાઉસ આ
વ કરેકશન—હાલોવે પ્રીજન. એ સઘળા બંદીખાનાઓમાં બંધવાઓને તેમની શજા પરમાણે ઓછું અથવા
વંધુ કાંમ કરાવીઆમાં આવેછે. કોઇની ઉપર ઘાતકીપણું ચલાવીઆમા આવતું નથી. બંધવાઓની પાશે જેમ બને
તેમ હેંયું કાંમ કરાવીઆમાં આવેછે કે જેથી કરીને તેઓ ઊદીઓગી ધંધો શીખે અને તેઓનાં કામથી બંદીખાનાને આ
એપત થાએ. અસતરી અને મરદોને ધુદાં રાખીઆમાં આવેછે છેલ્લું જણાવેલું બંદીખાનું તેમાં બંધવાઓને રાખવાની
રીતને સારૂ વખણાએલુ છે તેમ તેની અંદરની અને બાહેરની બાંધણીની ગોઠવણ ઘણીજ ખુબસુરતછે. એ બંદીખાનામાં
અગત કરીને બંધવાઓ ઘણાજ સુધરેછે અને જેઓ તાંહા એકવાર જાઈ આવેછે, તેમાંનાં ઘણાખરા પોતાની આગલી નાદા
રી ચાલ વીશે પસતાવો કરીને સુધરીઆ વના રેહતા નથી.

લગતી જુદા જુદા ભાગમા બીજી અગીઆર " પોલીસ કોરટસ " છે તાહા બારીસટરોને મેજીસતરેટ ઠેરવે લાછે એ કોરટોમા દંડ તથા ફીઇના મલીને વરસ દાહાડે ( ૧૦૦૦૦૦ ) એક લાખ રૂપીઆ ઉપજેછે લંડનની આખી પોલીસ ફોજમા આસરે ૬૦૦૦ આદમીઓછે કેહેછે કે લડનમા જે ચોરી થાએછે તેમાથી ચોથો ભાગ માલ પાછો મલેછે હાવી મોટી વસતીના શેહેરમા અને જાહા જેમ વધતી સુધરાઈછે તેમ વધારે અજ્ઞવત ચોરોછે, તાહા ચોરીનો આટલો માલ પાછો મલેછે તે ઓછો નથી લડનની પોલીસના કાનસટેબલોની ચાલાકી ઘણીછે, અને જેમ નહી માલુમ પડે તથા અચરત શરીખી રીતે ચોરી થાએછે, તેમ તેવા પખ્ખ ચોરોને પકડવામા તે કાનસટેબલો જે ચાલાકી બતાવેછે, તે પણ અચરત થવા જોગછે લંડનની પોલીસનો કાનસટેબલ કધી પોતાની જગા ઉપર ઉભો રહી જુકતો નથી, પણ તેહની હાલ ચાલની ગણતરી કાહાડીઆમા આવીછે, તે ઉપરથી એવુ માલુમ પડેછે કે દરએક કાનસટેબલ દર રોજ પચીસ માઈલ ચાલેછે

ઈગલડના ઈનસાફ ખાતા વીશે બોલતા જે જગાએ ધારાની માહેતગારી મેલવીઆમા આવેછે તે વીશે પણ ટુકમા જણાવવુ જોઈએછે ધારાની માહેતગારી લડન મધે, ઈનર ટેમપલ—મીડલ ટેમપલ—લીનકન્સ ઈન અને ગરેસ ઈન નામના જે અસલના વખતથી ખાતાછે તાહા મલેછે એ ખાતાઓનો સઘળો કારભાર સઉથી ચઢેલ અને નામ મેલવેલા બારીસટરો ચલાવેછે અને તેઓની સખીઆ કાઈ નાધલા નથી, સઘળા મલીને લગભગ ૪૦૦૦ શખ્સોછે એ ખાતાઓમા જે ગરેજ્યુએટો તરણ અથવા પાચ વરસની મુદત સુધી ધારાનો અભ્યાસ કરેછે તેઓનેજ બારીસટરનુ કામ ચલાવવાની સનદ મલેછે જેઓએ " યુનીવરસીટી " મા કેલવણી લીધી હોએ તેઓની પાસે તરણ વરસ અને બીજાઓ પાસે પાચ વરસ અભીઆસ કરાવીઆમા આવેછે

---

## પ્રકરણ ૨૫ મું.

---

### ગરેટ બરીટનનો અખતીઆર—લશકર ખાતું—વાંહાંણોની ફોજ—આએપત, ખરચ, ઈતીઆદી.

ગરેટ બરીટનનુ બળ તથા મોટાઇ—છુટાપણા વીશે મેલવેલુ માંન—કઊઅત. સવસથાનોની ખોહોલાઇ. લશકરખાતું, તેની સંખીઆ અને તેનો ખરચ. બીજા રાજવાળાઓના લશકરો સાથે મુકાબલો. લશકરમા સીપાઇ તથા અમલદારો દાખલ કરવાની રીત. મીલીશીઆ—વાલંનટીઅર કોર લશકરનો કારભાર. વાહાંણ ખાતાની ફોજ, તેની સંખીઆ અને ખરચ ગરેટબરીટન ઊપર હોમલો કરવાનુ બીકરપણ કીટ ા લડાઇનો સામાન બનાવવાનુ "યુનીચ આરસીનલ" નુ કારખાનું. અને ૧૮૬૦-૬૧ નાં વરસનો ખરચ તથા આએપત. એ રાજના કરજની વીગત. વરસે વરસ વધતી આએપત. યુરોપખંડના બીજા મોટાં દેશાવરોની વસતી, જમીન અને આએપત સાથે મુકાબલો.

જે મુલકની રાજપરીતી આગલા સફાઓમાં જણાવીઆ પરમાણે ઘણી મુસતેકીમ પાયા ઉપરછે, તાંહાંનાં લોકોની હાલત સારી અને આબાદ હોએ, તથા તાંહા પરજાનુ છુટાપણ પુરૂં હોએ, તેમાં કશો શક નથી. ગરેટ બરીટનનાં લોકો જેવું છુટાપણું ભોગવેછે, તેવું બીજી કોઇ પરજા ભોગવતી નથી. હાવા મુલકનું માંન આખી પુરથવીમાં ફેલાએ અને તેનો અવાજ દુનીઆનાં સઘળા ભાગોમાં વજન ધરાવે, તેમાં નવાઇ જેવું કાંઇ નથી. ગરેટ બરીટનનો મુલક આખા યુરોપખંડમાં એક નાધલા ટાપુ જેટલો ગણાએછે, તોપણ તેનો અખતીઆર અતી ઘણોછે. યુરોપખંડમાં ગરેટ બરીટન, ફરાંનસ, પ્રુશીઆ, આસટરીઆ અને રૂશીઆ, એ પાંચ મોટાં રાજો ગણાએછે અને તેમા ગરેટબરીટન ઘણુ સારૂ વજન ધરાવેછે. એ ખંડનાં રાજકારભારી માંમલામાં ગરેટ બરીટનની સરકારનો વીચાર હમેસાં ધીઆંનથી સાંભલીઆમાં આવેછે, અને જે બાજુએ એ સરકાર થાએછે, તે બાજુને મોટું કઊઅત મલેલું ગણાએછે. એ સરકારે હમેસાં પોતાની બાજુ અને પોતાનુ જોર અદલપણા અને છુટાપણાની તરફેણમા રાખીઉંછે અને જો કોઇ નબલાં રાજને અણઘટતી રીતે તેનો વધારે કઊઅતમંદ પડોશી દુખ આપતો હોએ તો, તે નબલાં રાજની મદદે જવાને ગરેટ બરીટન તઇઆર થાએછે. યુરોપખંડની તવારીખ તપાસશુંતો હેવા દાખલા ઘણા મલી આવશે. છેલવો દાખલો ટુરકીની તરફથી ઈંગલંડને રૂશીઆ સાથે લડાઈ થાઇ હતી તેનોછે. ગરેટ બરીટને એક બાબદમાં પોતાની ખરેખરી મોટાઈ ઘણી મેહનતે જાલવી રાખીછે, અને તેમાં તેને જેટલી સાબાસી આપીએ તેટલી થોડીછે. તે મોટાઇ જાલવવામાં એ સરકારે બીજા જાલમી રાજોની ઘણીવાર પોતાંની ઉપર દુશમેની ખેંચી લીધીછે, પણ અંતે તે રાજવાલાઓને તે બાબદમાં ઈંગલંડની મોટાઈ કબુલ રાખવાની ફરજ પડીછે. ઈંગલંડે પોતાની રઇઅતને જે છુટાપણ બખશીઉછે, તેવું છુટાપણ, જે કોઈ બીજી કોમ અથવા પરજાનાં શખમો, તે દેશમાં જાએ તેઓનેબી બખશીઉંછે. કોઈબી મુલકની પરજાએ છુટાપણાને વાસતે લડાઈ કરતા, અથવા પોતાંનો હક મેલવતાં અથવા રાજદુઆરી મામલામાં અડચણમાં આવી પડતાં ઈંગલંડ જાઈ તે દેશનો આસરો લીધો હોએ, તો તેને ઈંલંડની મરકાર કધી તેનાં દુશમેનોનાં હાથમાં આપવાની નથી. યુરોપખંડનાં બીજા રાજવાલાઓ પોત પોતાની મદદને સારૂ હેવો માન ભરેલો કાએદો રાખતા નથી. જે જે મવ

દેશ હીતકારી શખસોએ પોતાનાં જાલમી રાજની દુશમેની પોતા ઉપર ખેંચીને પછી ઈંગલંડ જાઈ તે મુલકનો આસરો લીધોછે, તેઓ હમેસા સલામતી સાથે તાંહાં બંચાવથી રહી શકીઆછે. દુનીઆનાં સઘળા ભાગો ઉપરની અડચણમાં આવેલા હેવા નાંમીઆ શખસોને ઈંગલંડની ભુમીએ આસરો આપીઓછે, તેઓનાં નાંમ જો હીંઆં જણાવીઆં હોએ તો, તેની લાંબી ટીપથી કેટલાએક સફા ભરાઈ જાએ. જુલમી રાજોની સાંહાંમણે એ પરમાણે ઈંગલંડ દુખીઓને જે આસરો આપેછે, તેથી જે રાજવાલાઓને પોતાનાં સતરૂઓ ઉપર ફાવવાને બંનતું નથી, તેઓ ઈંગલંડ વીશે બુરૂં બોલેછે, અને એ દેશ "ખુનીઓ અને ચોરોની ગોફા" છે હેવું કેહવાને આચકો ખાતા નથી. પણ ફરતા બનાવથી ઘણી વખત યુરોપખંડનાં દરએક મુલકનાં લોકોને તથા પાદશાહો અને ઉમરાઓ શુધાંને, ઈંગલંડનો આ આસરો લેવાને ફરજ પડીછે. વધારે લંબાણ જવાની અગત નથી. ફરાંનસનો હાલનો શાંહાંનશાહા લુઈ નેપોલીઅન જેવારે ગાદી ઉપર નહી હતો, અને પોતાનાં જાંનની સલામતી સાથે તે મુલકમાં નહી રહી શકીઓ હતો, તાહરે ઈંગલંડમાં આવીને રહો હતો. જો યુરોપનાં બીજાં રાજોની માફક ઈંગ્લંડબી હતે તો, નેપોલીઅનને તરત ફરાંનસને હવાલે કરીઆમાં આવતે, અને આજે શાહાંનશાહી ભોગવીઆને બદલે તે ઘોરમાં હતે. હેવો આસરો ઈંગલંડનોછે.- તાજ પેહરેલા શાંહાંનશાહોએ એ દેશનો આસરો લીધોછે, એ કાંઈ ઈંગલંડને થોડું માંન નથી. દુખીઆરાઓની તરફેણમાં ઈંગલંડની સરકારે હંમેસાં પોતાનુ બલ કાંમે લગાડીઉંછે, તથા કરોડો રૂપીઆ ખરચીઆછે. આદમી જાતને સઉથી હીંનપસતી લગાડનારો ગોલાંમનો વેપાર કાહાડી નાંખવામાં અને પુરથવી ઉપરનાં દરએક રાજની પરજાને જેમ બને તેન તેનાં જીવતુ છુટાપણુ બખશવાને સારૂ ઈંગલંડને કેટલી ભારી જેહમત ખમવી પડીછે, અને તેમાં કેટલા કરોડો રૂપીઆ ખરચાયાછે, તે વાત ઈંગલંડની તવારીખનાં અભીઆસીને સારી પેઠે રોશનછે. ગરેટ બરીટનનાં લોકો પોતે છુટાપણુ ભોગવવામાં સઉથી પેહલલાછે, એટલુંજ નહી, પણ બીજાઓને સારૂ છુટાપણુ મેલવવામાં સઉથી વધતી મેહનત તથા આગેવાંની કરેછે.

યુરોપખંડમાં ગરેટ બરીટન તથા આએરલંડનુ મુલક બીજા મુલકો કરતાં નાંધલુંછે, પણ તેનુ કદઅત અને નાંમ ઓછું નથી—બલકે સઉ કરતાં વધતુછે. પણ તેને તાબેએ જે મોટાં સ્વસથાંનોછે, તેથી બીજા રાજવાલાઓને મોટી અદેખાઈ ઉપજેછે. દુનીઆનાં સઘળા ભાગોમા એ કદઅતમંદ રાજનાં સ્વસથાંનો હોવાથી એ સરકારને વાસતે વાજબીની રાહે હેવું કેહવામા આવીઉંછે કે "ધી સન નેવર સેટમ આંન બરીટીશ ડોમીનીઅંનસ" એટલે બરીટનની હકુમતનાં દેશો ઉપર સુરજ કધી આથમતો નથી, એટલે જો દુનીઆંનાં એક ભાગમાં બરીટીશ સરકારની હકુમતનાં દેશમાં રાત હોએતો, કોઈબી બીજા ભાગમાં દીવસનો વખત હોએ, તેથી એક વખતે સંરે અંધારૂં પડતું નથી અને તેથી એ રાજનાં સ્વસથાંનોની બેહોલાઈ માલુંમ પડે છે. યુરોપખંડમાં ગરેટ બરીટનનુ રાજછે; એશીઆખંડમાં ગરેટ બરીટનનુ રાજછે, આફરીકાખંડમાં ગરેટ બરીટનનુ રાજછે, અને આંમેરીકાખંડમાં પણ એ મુલકનું રાજછે. હેવી હાલત બીજા કોઈ રાજવાલાની નથી.

ગરેટ બરીટનનાં રાજનાં બંચાવને વાસતે તથા અગત પડે તાહારે પોતાનાં માંનની જાલવણીને સારૂ તથા તેની હકુમતને તાબેએનાં સ્વસથાંનોની જાલવણીને સારૂ જોઈએ તેવું આદમીઓનું તથા વાંહાંણ ખાતાંનું લશકરછે. આ બે બાબદમાં ઈંગલંડનુ કદઅત કેટલુંછે તે નીચે જણાવેલો વીગત ઉપરથી માલુંમ પડશે. અસલનાં વખતમાં પાદશાહોને લશકરની મદદ કેમ મલતી હતી તે આગલ જણાવીઉ છે, પણ જેમ જેમ એ મુલકનુ અગતપણુ વધતું ગયું, તેમ તે મદદ પુરતી માલુંમ પડવા લાગી નહી. "ફીઉડલ સીસટમ" નાં કાએદાથી પાદશાહો હરેક વખતે ૬૦૦૦૦ આદમી ભેગાં કરી શકતા હતા, અને તે લશકરનો તેઓને કાંઈ ખરચ પડતો નહી હતો. તે વખતમાં કીલ્લાઓ થોડા હતા અને લડાઈઓ હુંનરનાં કાએદા ઉપર થાતી નહી હતી. સાંમે સાંમનાં લશકરો વગર ધીલ કરવે એક બેજીની ઉપર હોમલો કરતાં હતાં, અને લડાઈનુ મે

વટ થોડી મુદતમાં માલુંમ પડી આવતું હતું. પણ "પલાંનટાંજનેટ" ખાંનદાનનાં ઇંગલંડનાં પાદશાહોએ પારકા મુલકો ઉપર હોમલો કરવાનું શરૂ કીધું, અને ફરાંનસનાં લશકર સાથે લડાઈ ચાલુ કીધી, તારે તેઓએ જોયું કે "ફીઉડલ સીસટમ" થી જે તરેહનું લશકર એકઠું થાઈ શકેછે, તેનાં કરતાં વધારે કવાએદ શીખેલા આદમીઓ લશકરમા જોઈએ, કાએજે તે વખતે ફરાંનસનાં લશકરે થોડી ઘણી કવાએદ લીધી હતી. ‘પાદશાહા બીજા હેનરીએ ૧૧૫૯ ના શાલમાં "કાઉનટ આવ ટુલોસ" ની સાથે લડાઈ કીધી તાહરે તેણે "ફીઉડલ સીસટમ" પરમાણે આદમીઓ લીધાં નહી, પણ આદમીઓને બદલે (૨૭૦૦૦૦૦) બે કરોડ સીતેર લાખ રૂપીઆ લીધા અને તે રકમમાથી ખરચ કરી કવાએદ વાલા શખસોને સીપાઈ બનાવીઆ કે જેઓની હીમત ઉપર લડાઈનાં મેદાંનમાં ભરોશો રાખી શકાએ તાહર પછે જારે લડાઇ હોએ, તારે પાદશાહોએ આદમીને બદલે પઈસા લેવાનું શરૂ કીધું આ ચાલ કેટલુંએક શુધી ચાલી અને ૧૬૬૦ નાં શાલમાં પાદશાહા બીજા ચારલસના વખતમાં ૫૦૦૦ આદમીઓનું જાથુક લશકર રાખીઆમા આવીઉં. હેવાં જાથુક લશકરનાં ફાએદા ઘણાછે. આગલી રીત પરમાણે હંમેસાં વગર કવાએદનાં આદમીઓ સીપાઈ બને, તેઓમાં કઉઅત અને હીમત થોડી હોએ તેમાં નવાઈ જેવું નથી. જાથુકતુ લશકર સુલેહનાં વખતમા પણ પોતાની કવાએદ જારી રાખેછે, તેથી તેઓ લડવાને વધારે લાએકછે. વલી આગલા વખતમાં જારે દારૂગોળો નહી હતો તે વખતે કાચા સીપાઈઓ ચાલી શકતા હતા, પણ જેમ જેમ વીદીઆ અને હુનરના બળથી દર રોજ લડાઈની રીત ભાંતમાં ફેરફાર થાતો ગયો, તેજ તેમ જાથુક કવાએદવાલાં તથા તેહવા ફેરફારથી માહેતગારી અને અનમાએસ ધરાવનાંરા લશકરની વધારે અગત દીસવા લાગી. હેવાં જાથુક લશકરને વાસતે જેઓની ફીઉડલ સીસટમ પરમાણે આદમીઓ પુરાં પાડવાની ફરજ હતી તેઓની પાસેથી પઈસા લીધામાં આવતા હતા, પણ પાદશાહા બીજા ચારલસનાં વખતમા તે ચાલથી કાહાડી નાંખીઆમા આવી હતી અને એ ખરચ સરકારની આએપતમાંથી કરવાનો ઠેહાવ થાયો હતો. પાદશાહા બીજા જેમસનાં વખતમા (૩૦૦૦૦) તરીસ હજાર આદમીનુ લશકર કીધામા આવીઉં હતું તાહર પછી આસતે આસતે વધતા બરીટીસ સરકારની ફોજ "મીલીશીઆ *" શુધાં આજ દીને આસરે (૨૨૫૦૦૦) બે લાખ પચીસ હજાર આદમીતીછે | અને તેને માથે સરકારને દર વરશે લગભગ (૧૫૦૦૦૦૦૦) પંદર કરોડ રૂપીઆનો ખરચ થાએછે. સને ૧૮૬૦—૬૧ ના વરસના લશકરનાં ખરચને વાસતે પારલામેનટની સભાએ (૧૪૮૪૨૨૭૫૦) ચઉદ કરોડ, ચોરીઆસી લાખ, બાવીસ હજાર, સાતશો પચાશ રૂપીઆ આપીઆછે. ઉપલાં લશકર વતરોગે, ગરેટબરીટનનાં તાબાનાં સવસથાનોમા બીજાં લશકરોછે. બરીટીશ સરકારનું લશકર ચાર જાતનુંછે, તેમાં "કેઆવલરી"

---

* ગરેટ બરીટનના જુદા જુદા ભાગમા મીલીશીઆની રીજમીટોછે, તે ફક્ત ગામમાજ ચાકરી કરેછે, અને જહરે જ
થુકના લશકરના સીપાઇઓ કોઇ બાહેરની લડાઇમા રોકાએ, તારે આ રીજમીટો દેશમા ઘણી સારી ચાકરી કરેછે થોડુંએકની
વાત ઊપર પારલામેનટની સભાએ કરેલા ધારા મુજબ આ મીલીશીઆ રીજમીટોને પણ દેશની બાહેર ચાકરી કરવા મોકલવાનો
અખતીઆર લશકરી સતાવાળાઓને આપીઆમા આવીઓછે.

† હાલમા ગરેટબરીટન માં પરજાના લોકોમા લશકરી ખવાસનો અતીશે વધારો થાયોછે. ગામે ગામના લોકોએ
અગત પડે તારે દેશના બચાવમા હથીઆર ઊચકવાને પોતાની ઇછા બતાવીછે અને તેને વાસતે "વાલનટીઅર કોર"
ની મોટી સંખીઆ થાએછે એ જાતના લશકરમા સઘળે વાતેના લોકો સામેલ થયછે, તેઓને કોઇ કોઇ વાર કવાએદ
આપીઆમા આવેછે અને બોદા ન કરે, પણ કોઇ દીને ઇગલંડની ઊપર કોઇ હોમલો કરે તો, આ પરમાણે ઊભા થાએલા વાલનટીઅર કોરથી દેશનો મોટો બચાવ થાએ અને સરકારને કશો ખરચ પણ થાએ નહી આ પરમાણેની લોકોની હીમ
તથી તેઓનો પોતાના દેશ ઉપર મોટો પીઆર દીસેછે હમણા એ કોરમા (૧૩૦૦૦૦) એક લાખ તરીસ હજાર આદમી સામેલ થાએછે અને અગત પડે તો પાંચ લાખ આદમી સામેલ થાએ હેવી ગણતરી થાએઆમા આવીછે

એટલે ઘોડસવાર લશકર; ઈનફ્ટરી એટલે પેદલ લશકર; આરટીલરી એટલે ટોપખાતાંનુ લશકર; એનજીનીઅર સનું ખાતું. યુરોપખંડનાં બીજાં મુલકોનાં લશકરો સાથે સરકાવતાં બરીટીશ સરકારની ફોજની સંખીઆ નાં ધલી દીશેછે, પણ તે વીશેનાં કેટલાંએક કારણોનો વીચાર કરશુંતો આપણને સમજ પડશે કે, એ બાબદમાં પ ણ એ સરકારનું કઉઅત વધતુંછે. આસટરીઆનુ લશકર ૬૬૮૦૦૦ આદમીનુંછે; ફરાંનસનુ લશકર ૪૦૯૦૬૨ આદમીનુંછે; રૂશીઆનું લશકર ૬૦૦૦૦૦ આદમીનુંછે. એ મુલકો ગરેટબરીટન કરતાં ભરતમાં મોટાંછે તથા તેમની વસતી વધતીછે, માંટે જમીન અને વસતી મુજબ કેટલુંએક વધતું લશકરતો તે સરકારોને, રાખવું જોઈએ. બીજું એકે એ સરકારોની પરજા ગરેટ બરીટનની સરકારની પરજાની માફક તખત સાથે હમેસાં વફાદારી રાખતી નથી. તેઓને પોતાનાંજ મુલકમાં પરજાની ઉપર હકુમત ચલાવવાને તથા તાબેદા રી બેસાડવાને વાસતે ઘણી વખત લશકરની મદદ જોઈએછે, કે જેવી મદદ બરીટીશ સરકારને ઘણુ કરી ને જોઈતી નથી, માંટે આ અગતનો વીચાર, તથા મુલકની બોહોલાઈ અને વસતીની સંખીઆ ઉપર નેગા હ કરતાં ગરેટ બરીટનની સરકારનુ લશકર યુરોપની બીજી સરકારોનાં કરતાં ઓછું ધોરીઆમાં આવતું નથી. વલી તવારીખ ઉપરથી આપણા જોવામાં આવેછે કે, જે જે લડાઈઓમાં બરીટીશ લશકર ગયુંછે તાંહાં તેઓએ કેવી ફતેહ મેલવીછે. બરીટીશ સીપાઈઓ તેમની બાહાદુરીને વાસતે ઘણા વખણાએલાછે, અને તેઓની સં ખીઆ ઓછીછે, તોપણ તેઓની કવાએદ અને હીમત તેમાં અતી ઘણો વધારો કરી આપેછે. સુલેહનાં વ ખતમાં એ લશકરોને સારી ક્વાએદ તથા લડાઈની માહેતગારી આપવાને વાસતે કોબહાંમ, આલડરશાટ, શારનકલીફ, ચાટાંમ અને આએરલંડમાં કરા આગલ મોટી છાવણીઓ બનાંવીઆમાં આવેછે, અને તાંહાં લડાઈ હોએ તેમ સઘળી કવાએદ આપીઆમાં આવેછે, તેથી એ ફોજ જાહરે જોઈએ તારે લડાઈને વાસતે હોશીઆર રેહેછે. બરીટીશની લશકરી ફોજની હીમત અને કઉઅત અને ફતેહનો વીચાર આપવાને વાસતે હીંઆં જેટલું લખીએ તેટલું થોડું ગણાએ, જે જે લડાઈમાં ઈંગરેજો ગુંતીઆછે તેઓનો હેવાલ વાંચીઆથીજ તે વીશે સમજ પડશે.

યુરોપખંડમાં રૂશીઆની અને બીજી મોટી સરકારો પોતાનાં લશકરમાં આદમીઓને રાખવાને સા રૂ પરજાનાં કેટલાએક લોકોને ફરજ પાડેછે, તેમ બરીટીશ સરકાર કરતી નથી. જેમ પરજાનાં સઘળા લોકો પોત પોતાને ગમે તે ધંધો કરે, તેમ જેઓની મરજીમાં આવે તેઓજ સીપાઈની ચાકરી કરે, હેવો આ સરકા રનો કાએદોછે, તેથી જેઓ પોતાની ખુશીથી સીપાઈ બનીઆ હોએ તેઓ તે ધંધો પસંદ કરે, અને તેમાં નાં મ મેલવવાની ઉમેદ રાખે તેમાં કશો શક નથી. જે ધણીને લશકરમાં સીપાઈ દાખલ રેહવું હોએ, તે ધણી તે કાંમસર પહેલા અમલદાર પાસે જાઈ પોતાની ઈછા જાહેર કરેછે, તારે તેને એક "જસટીસ આવ ધી પી સ" અથવા સુલેહનાં અમલદાર પાસે લઈ જવામાં આવેછે, તે ગરહસથ પેલા સખશને ધારા પરમાણે સ વાલ કરેછે અને તેની મરજીથી વાકેફ થાએછે, પછી તેને વલી વીચાર કરવાને વાસતે એક બે દીવસનો વ ખત આપીઆમાં આવેછે, કે તે હુલરાઈથી કાંઈ કાંમ કરે નહી. એ વખતમાં ગમે તો તે પોતાનો વીચાર ફેરવે, પણ તારે તેને રૂપીઆ દશનો દંડ આપવો પડેછે, અને જો વીચાર નહી ફેરવેતો લશકરમાં દાખલ ક રીઆમાં આવેછે, અને તેને ચેટલેલી બખશેસ તથા કપડાં તથા કેટલીએક અગતજોગ વસતુઓ આપીઆ માં આવેછે. જે સીપાઈઓ સારી ચાલ ચલાવેછે, તથા હીમત દેખાડેછે, તેઓ "નાંન કમીશંનડ" તથા "કમીશંનડ આફીસર" નાં હોધા ઉપર પણ જાઈ શકેછે. જેવારે તેઓ અશકત થાએછે અથવા પરતી મુદત સુધી ચાકરી કરેછે, તારે તેમને મોટો મુસારો મલેછે તથા બીજી રીતે તેઓની માહાવજત કરીઆમાં આવેછે.

લશકર ખાતે અમલદારો જે પડેછે, તે પરધાનોની મારફતે રાંણીનાં હોકમથી થાયછે. પણ જેઓએ લશકરમાં દાખલ થવું હોએ, તેઓને પેહલલાં એક ચેટલેલી પરીખશા આપવી પડેછે અને પછી તેઓને કોઈ

ઈનાંમ અથવા ખખશેસ દાખલ અથવા કમીશન વેચાતું લઈને લશકરમાં દાખલ કરીઆમાં આવેછે. પછી તેઓને
જેમ પદવી ચહડવી હોએ, તેમ નાંણુ આપવું પડેછે. એટલે એક રીજમીટનાં કોઈ લફટેનંનટ કલનલને જો તે
ની નીચેનો અમલદાર જે મેજર હોએ, તે ઉપલા હોધાનાં કમીશનની ઠેરાવેલી રકમ આપેતો, તે અમલદાર
ચાકરી છોડે, અને પેલો મેજર લફટેનંનટ કલનલ થાએછે, અને મેજરની નીચે જે કપતાંન હોએ, તે પેલા
મેજરને રૂપીઆ આપેછે. એ પરમાણે ઉતરતાં એનસાઈન શુધી કમીશન વેચાએછે અને છેલ્લા એનસાઈ
નને જે અમલદાર નવો દાખલ થાએછે તે રૂપીઆ આપેછે. આ પરમાણે વધતી પદવી મેલવવાની ચાલ
વીશે ઘણીએક તરેહનાં મનો આપીઆમાં આવેછે, પણ આ ઠેકાંણેતો જે હકીકતછે તેજ જણાવવી અગત
નીછે. જે અમલદારો લડાઈમાં બાહાદુરી બતાવેછે, તેઓને પાદશાહા તથા દેશની તરફથી માંન આપવામાં
કશી કશુર રાખીઆમાં આવતી નથી, તેથી બરીટીશ સરકારની ફોજમાં ઘણીવાર નાંમીચા અમલદારો નીક
લી આવીઆછે, અને જેઓનાં નાંમ તવારીખમાં હમેસાં જીવતાં રહેઆંછે.

લશકર ખાતાનો સઘળો કારબાર અગત કરી બે અમલદારોનાં હસતકમાંછે. "સકરેટારી આવ
ઈસટેત ફાર વાર" નો હોદો ધરાવનાંર પરધાંન પારલામેનટની સભાની આગલ લશકરખાતાંની સઘળી વીગ
ત જાહેર કરેછે, તથા લશકરમાં કેટલાં માંણુશ જોઈએ તેહનો અડસટો મેલેછે, અને તેટલું લશકર રાખવાની
રજામંદી મેલવેછે † તથા લડાઈનાં વખતમાં કેટલુ લશકર બાહેર મોકલવું અને કોણને સરદારો ઠેરાવવા, તે
સંઘળું તે પરધાંનનાં હસતકમાંછે. લશકરની કવાએદનુ સઘળું કાંમ કમાંનડર ઈન ચીફનાં સવાધીનમાંછે.

પણ ગરેટ બરીટનની સરકારનું સઉથી વધતું કઉઅત વાંહાંણ ખાતાંની ફોજમાંછે. એવી વાંહાંણની
ફોજ બીજા કોઈ રાજવાલાની નથી અને આખી દુનીઆનાં દરીઆઓની પાદશાહી ગોયા ઈંગલંડ ભોગવેછે.
ગરેટ બરીટનનુ મુલક ટાપુનાં આકારમાં પડીઆંથી તેનાં બંચાવમાં વાંહાંણની ફોજ સઉથી શરસ જોઈએ, અ
ને એજ મતલબથી એ ફોજ પેહલલાં ઉભી કરીઆમાં આવી હશે, તે આજ દીનુ એટલુંતો કઉઅત ધરાવેછે કે
પોતાના બળથી આખી દુનીઆંને બીહવાડેછે. એ ફોજની ધાસતીથી આજે ઈંગલંડની ઉપર કોઈથી હોમલો
કરી શકાતો નથી અને જો કોઈ તેમ કરવા જાએ તો ભારે શેકસતે પાંમીઆ વગર પાછો આવે નહી. રાંણી
એલીજાબેથનાં વખતની આગમજ ગરેટ બરીટનની સરકારનાં હસતકમાં થોડાંજ વાંહાંણો હતાં. એ પેહલવાંન
રાંણીએ "સ્પાંનીશ આરમેડા" એનનાં રાજની વાંહાંણોની મોટી ફોજને હરાવી હતી, તે દીવસથી ઈંગલંડ
ની વાંહાંણ ખાતાંની ફોજનુ નાંમ ભારી વખણાયુંછે. એ વખતે ઉપલી લડાઈમા સઘળાં મલીને. ૧૭૬ બારકસ
અને ૧૫૦૦૦ માંણસ હતાં, તે મધે ૪૦ વાંહાંણ અને ૬૦૦૦ ખલાસી સરકારનાં હતા, અને બાકીનાં વાં
હાંણો તથા આદમીઓ જુદાં જુદાં બંદરોનાં વેપારીઓનાં હતાં. પાદશાહા બીજા જેમસનાં વખતમાં આ
ખાતાંની ફોજમાં વધારો થાયો હતો અને તે વખતે સરકારને હસતક સઘળા મલી ૧૦૧૮૯૨ ટંનનાં ૧૭૩
બારકસો હતાં, તેઓ ઉપર જુમલે ૬૯૩૦ ટોપ હતી અને ૪૨૦૦૦ ખલાસીઓ હતા. તાહરપછી એ ખા
તાંમાં વધારો થાયા કીધો હતો, અને જોકે વચમાં ફરાંનસ અને સ્પેનની એકઠી મલેલી ફોજે બરીટીશની
ફોજનું જોર કાંઈએક ઉતરતું કીધું હતું, તોપણ રાડની, હોઓ, ડંનકંન, સેનટ વીનસેનટ અને નેલસનની જુ
દી જુદી ભારી ફતેહથી દરીઆઓ ઉપર ઈંગલંડની પાદશાહી સાબેત થાઈછે. નેપોલીઅંન બોનાપારટનુ જો

† દેશમા કેટલુ લશકર રાખવુ, તે વીશે દર વરસ પારલામેનટની સભા ઠેરાવેછે અને એમ કરવાની જરૂર એમ પડીછે
કે, આગલા વખતમા પાદશાહોએ લશકરની મારફતે લોકોના છુટાપણામા હરકત કરવાની કોશેશ કીધી હતી, તેથી હવે દર વરસે મ
શકરને સારૂ પારલામેનટમા "મીઉટીની આકટ" પસાર કરવામા આવેછે, કે જો અગર હેતુ કાંઈ બને કે પાદશાહ તે લશકરનો
આડો ઉપીઓગ કરે, તો ઉપની સભા તે ફરી પસાર નહી કરે, અને તારે લશકરનો ખરચ મલે નહી, એટલે લશકર નહી મ
૨૬ જેવુ પાન ૫૬

૨ કંમ કરવામા ઈંગલંડની ફોજે કેટલી મેહેનત કીધી હતી, તે વાતથી કોઈ અનજાણ નથી. એ શાંનશાહ સાથેની વાંહાંણ ખાતાંની લડાઈમા બરીટીશની ફોજે સઘળા મલીને ૫૬૯ બારકસો હાથ કીધા હતા તથા નાંસ કીધો હતો અને તે વખતે બરીટીશની વાહાંણની ફોજનું કઉઅત સારી પડે માલુંમ પડીઉ હતું હાલમા બરીટીશ સરકારની વાહાંણની ફોજમાં સઘળી જાતનાં અગનીના સાંચા સાથનાં લડાઈના બારકસો ૨૪૪ છે અને તે ઉપરાંત મનવારો તથા સડનાં ઘણાએક બારકસોછે. હાલનાં સમેમાં બરીટીશ સરકારે પોતાની વાંહાંણની ફોજની બાબદમા આગલનાં કરતાં પણ વધતું ધીઆંન આપવા માંડીઉછે, કાએજે ફરાનસ તથા રૂશીઆના રાજ વાલાઓએ પોતાની વાંહાંણની ફોજ વધારવા માંડીછે. બરીટીશ સરકાર સારી પડે જાંણેછે કે, એ ફોજમાં જો તે ઉતરતી થાઈ, તો પછી તેનું મોટુ નાંમ કાએમ રેહેશે નહી, અને દરીઆઓની સરદારી જતી રેહેશે તેથી હાલમાં ઈંગલંડની ગોદીઓમાં લડાઈનાં મોટાં બારકસો બાંધીઆમા આવેછે. આગલા વરસોમાં વાહાંણ ખાતાંની ફોજ તથા ખલાસીઓ મલી ૬૦૦૦૦ થી વધારે આદમીઓ રાખીઆમા આવતા નહી હતાં, પણ સને ૧૮૬૦—૬૧ નાં વરસને સારૂ સઘળા મલીને (૮૦૦૦૦) હેંસી હજાર આદમીઓ રાખવાની પરવાનગી પારલામેનટની સભાએ આપીછે અને તે ફોજના ખરચને સારૂ તથા વાહાંણ ખાતાંનાં બીજા ખરચોને સારૂ મોટી રકમ આપીછે. એ વરસના સરકારી ખરચના અડસટ્ટામાં જણાવીઉંછે કે વાંહાંણ ખાતાંની ફોજ તથા મેલ લઈ જવા લાવવાની બાબદનો ખરચ મલી (૧૩૯૦૦૦૦૦) તેર કરોડ, નેવું લાખ રૂપીઆ જોઈશે.

ગરેટ બરીટન ઉપર કોઈ પારકા રાજ વાઓ હોમનો કરવા ધારે તો, તે કાંઈ સેહલું કામ નથી. વાંહાંણ ખાતાની ફોજ એ મુલકનો મોરો કીલ્લોછે, અને જે શખસ હોમલો કરવા આવે, તેની ફોજ સહી સલામત પોતાને મુલક પાછી જાએ, હેવી આશા રાખવી નહી. વલી આ મુલક ટાપુછે, તેથી કરીને જે જે બંદરોમાં વાંહાણ આવી શકે તેવાછે તાંહા ભારી અને મજબુત કીલ્લાછે. વલી હાલમાં સઘળી રીતે આ મુલકને બંમાવની હાલતમાં મુકવાની કોશેસ કરીઆમા આવેછે, તેમા હેવું જણાવીઆમાં આવીઉ છે કે સઘળા કીલ્લાઓને વધારે મજબુત કરવામાં (૧૦૦૦૦૦૦૦) દશ કરોડ રૂપીઆનો ખરચ લાગશે. વલી જો હેવો કોઈ બનાવ બને કે ઈંગલંડની ઉપર કોઈ હોમલો કરવાને ધારે તો, એ મુલક તેના દેશીઓને એટલોતો પીઆરોછે, કે દરએક જણ પોતાના દેશનાં બંચાવને સારૂ હથીઆર પેહેરીઆ વગર રેહે નહી. એ પરમાણે ગરેટ બરીટનને પોતાના લશકરનુ, વાંહાણ ખાતાંનુ, કીલ્લાઓનું અને રઈએતના દરએક આદમીનુ કઉઅતછે. હેવા મુલકને ઝીતવાની કોણ હીમત કરી શકે ! †

† લશકરનો સઘળો સામાન જે લંડનથી ૧૨ માઈલની વેગનાઈએ વુલીચ નામના ગામમા એક મોટી આરસીનલમા બનેછે તે મોટુ કારખાનુછે અને તે ખરેખર જોવા લાએકછે એ કારખાનાને "વુલીચ આરસીનલ" કરી કેહેછે, તે જોવા જવાને સારૂ "સેકરેટારી આવ સટેત શર ધી વાર" પરધાનની રજા આગમજથી મેલવવી જોઈએછે બરીટીશ રઈએત વગરે પારકા રાજવાલાઓને તે આરસીનલ જોવા જવાની પરવાનગી મલતી નહી આ પુસતક લખનારને બરીટીશ રઈએત દાખલ તે જોવા જવાને તરત પરવાનગી મલી હતી, અને ઈંગલંડ જાહે ગએલા મુસાફરે આ આરસીનલ અગત કરીને જોવી જોઈએછે, કાએજે તેથી કરીને બરીટીસ સરકાર પોતાના લશકરોને સારૂ લડાઈના હથીઆરો તઈઆર કરવામા કેવા ઉપાયો કરેછે, અને તેમા તેઓનુ કેટલુ કઉઅતછે, તે જોવાને તેને બની આવશે, એટલુ જ નહી, પણ એક અચરત સગીનુ કારખાનુ જોયામા આવશે, કે જહા તરેહવાર સાંચાઓથી કેટલા થોડા વખતમા કેટની બધી વસતુઓ બનેછે કારીગરીના મોટા મોટા કારખાનાઓને વાસતે ગરેટ બરીટન વખણાએલુછે, તેમાંનુ સઉથી સરસ કારખાનુ એક આછે, તેમા કશો શંક નથી આસરે એક હજાર સાંચાઓ તથા દર રોજ તરણ હજારથી વધારે આદમીઓ હીંઆ કામ કરેછે મોટી મોટી ટોપો ગાલવાને વાસતે મોટી ભઠીઓ ચલાવીઆમા આવેછે અને તે ટોપોને ઓટીઆ પછી તરેહવાર સાંચાઓની મારફતે તેમા મેલવાના ગોલાનો રસતો તથા તેને ઉપરથી કોતરી સાફ કરવાનુ કામ ચલાવીઆમા આવેછે દરએક ટોપ તઈઆર થયા પછી તે ફાટી નહી જાએ તેવીછે કે નહી, તેની તપાસને સારૂ એક હેવો કીમતી સાંચો બનાવીઓછે કે જાણે આપણે એક રમકડુ તપાસતા હોઈએ, તે પરમાણે તે ભારી ટોપને સઘળી તરફથી ફેરવીને તે સાંચામા તપાસીઆમા આવેછે. જે કમાણે ટોપ

હવે ગરેટ બરીટન તથા આએરલંડનાં એકઠાં મલેલાં રાજની આએપત તથા ખરચ કેટલોછે, તે જોઈએ. એ સરકારનો આ બાબદમાં જે કાએદોછે, તે ઘણોજ સારોછે. દરએક વરસનાં ખરચનો અડસટો આગમનથી કાહાડીઆમાં આવેછે, અને તેવો અડસટો કાહાડતી વેલાએ ચોકસી રાખીઆમાં આવેછે કે, કોઈ અંનઘટતો અથવા જરૂર કરતાં વધતો ખરચ થાએ નહી. એ અડસટો દર વરસે "ચાનસેલર આવ ધી એકસચેકર" નાંમનો પરધાંન પારલામેનટની સભાની હજુર મેલેછે, અને પછી તે ખરચ પુરો પાડવાને આરૂ કેવા ઉપાયો લેવા, તે વીશે તે સઘળી ગોઠવણ બતાવેછે. જેમ વધતો ખરચ હોએછે, તેમ કરોમાં તથા જગાતોમાં પારલામેનટની રજામંદીથી વધારો કરીઆમાં આવેછે, તેથી કરીને એ મુલકની દર વરશની આએપતમાં ફેરફાર માલુંમ પડેછે. ટુકમાં જેમ ખરચ વધતો હોએ તેમ આએપત વધારવાનાં ઉપાયો કરી બંધે બાજુ એક સરકી કરીઆમાં આવેછે. આ રાજનો ૧૮૬૦—૬૧ નાં વરશનો ખરચ તથા આએપતનો અડસટો નીચે જણાવીઆ પરમાણેછે.

| ખરચ. | રૂપીઆં. |
| --- | --- |
| કરજનાં વીઆજનાં † ........................ | ૨૬૨૦૦૦૦૦૦ |
| કંનસાલીડેટેડ ફંડ મધેથી થાતો ખરચ—રાંણીનો લવાજમ, પરધાંનો તથા ગાંમખાતાનાં અમલદારોનાં પગાર, ઈતીઆદી...... | ૨૦૦૦૦૦૦૦ |
| લશકર તથા મીલીશીઆ ખાતું (ચીનની લડાઈનાં ખરચ શુધાં).. | ૧૫૮૦૦૦૦૦૦ |
| વાંહાણ ખાતાંની ફોજનાં તથા મેલનાં ખરચનાં............ | ૧૩૯૦૦૦૦૦૦ |
| પરચુટન ગાંમખાતાનાં ખરચનાં........................ | ૭૫૦૦૦૦૦૦ |
| આએપત ખાતાંનાં ખરચનાં............................ | ૪૭૦૦૦૦૦૦ |
| જુમલે | ૭૦૧૦૦૦૦૦૦ |

---

એ કા
ની ગાડીઓ અને તે ગાડીના પઇડા બનાવીઆમા આવેછે, તાકા ગયાથી પણ આપણને ઘણીએક અચરતી ઉપજેછે
રણને સારૂ લાકડા કાપવાને વાસતે આગના સાચાથી ચાલતી એક ગોળ કરવત બનાવીઆમા આવીછે અને તેની ઝડપ આપ
છે જોવાજ કરીએ ગોળીઓ તથા બંદુકો, તથા કેપ્આપસ તથા કારટરીજ એ સઘળું તરેહવાર સાચાઓથી બનેછે, તે સઘળુ
કેમ બનેચ તે બરાબર સમજ પડવાને સારૂ નજરે જોવુ જોઇએચ, અને લંડન ખાતે જનારે ગરેટ બરીટનનુ લડાઇનુ કારખાનુ
વત બતાવનારૂ આ કારખાનુ જોવા જવાને ભુલવુ નહી જોઇએ કરીમીઆની લડાઇની વખતે એ કારખાનામા દર રોજ દશ
હજાર આદમી કામે લાગતા હતા. આ આરસીનલમા દર અઠવાડીએ છ, નવ, અને અઢાર રતલના ગોળાની ૧૪ ટોપો બની
શકેછે ,ગોળીઓ તથા કેપ્આપસ અને કેઆરટરીડજો તો દર અઠવાડીએ ગણતરી વગરના થાઇ શકેછે જેમ બને તેમ સાચાઓ
ની ગોઠવણ રાખીઆથી, જરે જોઇએ તારે એ આરસીનલ ઈંગલંડ ગમે તે લડાઇમા રુતે તેનો સામાન પુરો પાડવાને શકતી
વાનછે ટોપ તથા બંદુકને વાસતે દારૂ પણ એજ આરસીનલમા બનાવીઆમા આવેછે

---

† બરીટીશ સરકારનુ કરજ આજે કેટલુ છ અને દીન ઊપર દીન તે કેટલુ વધતુ ગયુ છે, તે નીચે જણાવેની વીગત ઊપરથી માલુમ પડશે

| | | | |
| --- | --- | --- | --- |
| સને ૧૬૮૮ ના વરસમા | | ૬૬૦૦૦૦૦ | રૂપીઆનુ કરજ હતુ |
| ૧૭૦૨ ના | " | ૧૬૫૦૦૦૦૦૦ | " |
| ૧૭૧૪ ના | " | ૫૪૦૦૦૦૦૦૦ | " |
| ૧૭૪૯ ના | " | ૭૮૦૦૦૦૦૦૦ | " |
| ૧૭૬૩ ના | " | ૧૩૯૦૦૦૦૦૦૦ | " |
| ૧૭૮૬ ના | " | ૨૬૮૦૦૦૦૦૦૦ | " |
| ૧૭૯૮ ના | " | ૪૩૨૦૦૦૦૦૦૦ | " |
| ૧૮૦૨ નાં | " | ૫૭૨૦૦૦૦૦૦૦ | |
| અને ૧૮૧૪ ના વરસમા | | ૮૬૫૦૦૦૦૦૦૦ | રૂપીઆનુ કરજ હતુ |
| ૧૮૧૭ ના | " | ૮૪૯૨૮૨૪૪૭૦ | " |
| ૧૮૩૦ ના | " | ૮૪૦૧૮૪૬૬૨૦ | " |
| ૧૮૪૦ ના | " | ૭૮૯૫૭૮૭૨૦૦ | " |
| ૧૮૪૫ ના | " | ૭૬૮૭૮૮૨૪૧૦ | " |
| ૧૮૫૦ ના | " | ૭૬૪૦૨૨૬૩૮૦ | " |
| ૧૮૫૬ ના | " | ૮૦૦૦૦૦૦૦૦૦ | " |
| ૧૮૫૯ ના | " | ૮૧૦૦૦૦૦૦૦ | " |

સાત વરસ સુધી
૧૭૪૯ માં જે કરજ વધીઉ, તે સ્પેનની સાથે લડાઇ થાઇ તેથી, ૧૭૬૩ મા જે કરજ વધીઉ, તે
ઈંગલંડ લડાઇમા રુતીઉ હતુ તેથી, ૧૭૮૬ મા જે વધીઉ, તે આમેરીકા સાથેની લડાઇથી, ૧૭૯૮ મા જે વધીઉ, તે
આએરલંડમા થાએલા બખવાથી, તથા બાહેર થાએની લડાઇથી ૧૮૦૨ મા અને ૧૮૧૪ મા જે વધીઉ, તે ફરાનસ તથા
નેપોલીઅન બોનાપારટ સાથની લડાઇથી, ૧૮૫૬ મા જે વધીઉ, તે રૂશીઆ સાથની લડાઇથી

એ પરમાંણે ૧૮૬૦—૬૧ નાં વરશમાં જુમલે (૭૦૧૦૦૦૦૦૦) સીતેર કરોડ, દશ લાખ રૂપીઆનાં ખરચનો અડસરો નીકલીઓ હતો. હવે ધારા મુજબજ જો ઈંગલંડની આએપત વધારો કરીઆ વગર વસુલ કરીઆમાં આવેતો, માતર (૬૦૭૦૦૦૦૦૦) શાહાઠ કરોડ અને સીતેર લાખ રૂપીઆની થાએ, તાહારે લગભગ દશ કરોડ રૂપીઆની ખુટ પડે. એ ખુટ પુરી પાડવાને સારૂ ચાહે તથા ખાંડ ઉપર લડાઈનાં વખતમાં જગાત લીધામાં આવેં, તેટલી જગાત થેડવીઆથી તથા " ઈનકમ ટાકસ " એટલે કમાઈ ઉપર કરમાં ૧૦ રૂપીએ ૨૦, ફ્રીઆં લેતાં કરીને, તથા બીજીગમ જુજ વધ ઘટ કરીને, એ વરસની આએપતનો અડસરો નીચે જણાવીઆ મુજબ આપીઆમાં આવીઓછે.

| આએપત. | રૂપીઆ. |
|---|---|
| મેહસુલનાં............................................ | ૨૪૭૫૦૦૦૦૦ |
| દેશમા ઉતપન થાતી અને ખપતી જીનસોં ઉપરની જગાત. | ૧૯૭૨૪૦૦૦૦ |
| સ્ટાપનાં છાપાનાં ........................................ | ૮૦૦૦૦૦૦૦ |
| જમીન, તથા મીલકત ઉપર તથા બીજા કરો............ | ૩૨૦૦૦૦૦૦ |
| ઈનકમ ટાકસ —કમાઈ ઉપર કર ........................ | ૯૮૯૮૦૦૦૦ |
| પોસટ આફીસ........................................ | ૩૨૫૦૦૦૦૦ |
| સરકારી જમીન (કરાઉન લાંનડસ) ........................ | ૨૮૦૦૦૦૦ |
| પરચુરણ આએપત ........................................ | ૧૪૮૦૦૦૦૦ |
| જુમલે | ૭૦,૫૭,૮૦૦૦૦ |

એ મુજબ ૧૮૬૦—૬૧ નાં વરસનો ખરચ પુરો પાડવાને સારૂ સઘળી મલીને (૭૦૫૭૮૦૦૦૦) સીતેર કરોડ, સંતાવંન લાખ અને હેંસી હજાર રૂપીઆની આએપત મલે હેવું કરીઆમાં આવીઉંછે.

આ મુલકની આએપતમાં જેમ જેમ વખત ગયોછે, તેમ કેટલો વધારો થાયોછે તે નીચે જણાવેલી વીગત ઉપરથી માલુંમ પડશે. ૧૭૦૨ નાં શાલમાં એ દેશની આએપત (૪૦૦૦૦૦૦૦) ચાર કરોડ રૂપીઆની હતી, ૧૭૨૭ નાં શાલમાં ( ૬૦૦૦૦૦૦૦ ) છ કરોડ રૂપીઆ; ૧૭૬૦ માં (૮૦૦૦૦૦૦૦) આઠ કરોડ રૂપીઆ; ૧૭૮૮ માં ( ૧૬૦૦૦૦૦૦૦ ) શોલ કરોડ રૂપીઆ; ૧૮૨૦ માં વધતી જગાતો તથા કરો કરીઆથી લગભગ ( ૬૬૦૦૦૦૦૦૦ ) છાસઠ કરોડ રૂપીઆનીં ઉપજ થાઈ હતી, ૧૮૨૫ માં તેમાં ઘટાડો થાઈને લગભગ (૬૩૦૦૦૦૦૦૦) તેંસઠ કરોડ રૂપીઆ ઉપજીઆ હતા; ૧૮૩૦ માં લગભગ (૫૬૦૦૦૦૦૦૦) છપંન કરોડ રૂપીઆ, ૧૮૩૫ માં (૫૦૦૦૦૦૦૦૦) પચાસ કરોડ રૂપીઆ, ૧૮૪૫ માં વલી વધીને .(૫૧૦૦૦૦૦૦૦) એકાવંન કરોડ રૂપીઆ ઉપજીઆ હતા, ૧૮૫૦ માં લગભગ (૫૩૦૦૦૦૦૦૦) તેપંન કરોડ રૂપીઆ, અને ૧૮૫૫ મા લડાઈનાં સબબથી કરો તથા જગાતો વધારીઆમા આવી હતી તારેં લગભગ (૮૫૦૦૦૦૦૦૦) પંચીઆશી કરોડ રૂપીઆ ઉપજીઆ હતા. સને ૧૮૬૦—૬૧ નાં ખરચ તથા આએપતની વીગત તથા આએપત કરતાં ખરચ વધતો થયાથી કેવા ઉપાયો કરીઆમાં આવીઆછે તે ઉપર જણાવીઉંછે અને એ પરમાણે સરકાર આહે તેટલી ઉપજ આ દેશમાંથી કરી શકેછે. એ દેશનો દરવ એટલોતોછે કે અગતની વખતે સરકારને જેટલી જોઈએ તેટલી વધતી આએપત મેલવવાને મેહેનત પડતી નથી. સરકારને સઉથી મોટું શુખ એછે કે, તેઓ આએપત વધારવાનાં જે એલાજો લીએછે, તેથી પરજા તે ઉપર નાં દીલ થાતી નથી, કાંએજે જે કાંઈ કર નવા થાએછે, તથા આએપત વધારવાનાં એલાજો કરીઆમાં આવેછે, તે આખી પરજાનાં વકીલોનાં મત સાથે કીધામાં આવેછે. સઘળો ખરચ પારલમેનટમાં, એટલે બરાબર જોઈસુંતો પરજાની હજુરમાં, મેલીઆમાં આવેછે, અને પછી તે પરજાનાં વકીલોના મતથી સઘળું કરીઆમાં આવેછે.

આગલ હમોએ જણાવીઉછે કે યુરોપખંડનાં બીજાં મુલકો ગરેટ બરીટન તથા આએરલંડનાં કરતાં ભરતમાં વધતાંછે, પણ તેઓની આએપત આ દેશનાં જેટલી નથી. નીચે જણાવેલા કોઠા ઉપરથી માલુંમ પડશે કે, યુરોપનાં પાંચ મુખીઅ અને મોટાં રાજ્ય ગણાએછે તે રાજોનાં મુલકોની વસતી તથા જગા વધતીછે તોબી ગરેટ બરીટનની આએપત તેમના કરતાં વધારેછે.

| | માઇલ. | | વસતી. | | આએપત; રૂપીઆ. |
|---|---|---|---|---|---|
| રૂશીઆ........ | ૨૦૪૧૮૦૯ | ...... | ૬૩૦૧૨૧૪૬ | ...... | ૪૩૦૪૨૦૦૦૦ |
| આંસટરીઆ ...... | ૨૫૭૭૬૦ | ...... | ૪૦૦૭૯૦૦૦ | ...... | ૩૦૪૨૫૦૦૦૦ |
| પ્રુશીઆ .. ...... | ૧૦૭૫૨૬ | ...... | ૧૭૨૦૨૮૩૧ | ...... | ૧૮૩૦૮૦૦૦૦ |
| ફરાંનસ .. ...... | ૨૦૪૦૦૦† | ...... | ૩૬૦૩૯૩૬૪ | ...... | ૭૦૯૬૦૦૦૦૦ |
| ગરેટ બરીટન...... | ૧૨૨૦૯૧ | ...... | ૨૭૬૭૪૩૫૨ | ...... | ૭૦૫૭૮૦૦૦૦ |

આપણા પોતાનાં મુલક સાથે ગરેટ બરીટન અને આએરલંડને સરકાવીએચ તો, હીંદુસથાંન ભરતમાં ૧૩૦૦૦૦૦ માલઇછે તથા વસતી પંદર કરોડ આદમીનીછે, અને સરકારની આએપત આસરે (૩૭૦૦૦૦૦૦) સાડતીસ કરોડ રૂપીઆનીછે, એટલેજે ગરેટબરીટનનાં કરતાં અરધી અરધછે.

આ મુલકનો વેપાર કેવો બોહોલોછે, તે આ પછેનાં પ્રકરણ ઉપરથી જાંણીઆમાં આવશે અને તે ઉપર થી તે દેશની દોલત વીશે અડસટો બાંધવાને પણ બની આવશે.

---

† ફરાંનસની આએપત ઇંગલંડને લગભગ મળતીછે, તોપણ આ વાત ધીઆનમાં રાખવી જોઇએછે કે, ફરાંનસની જમીન તથા વસતી ગરેટ બરીટન અને આએરલંડ કરતા ઘણી વધતીછે.

## પ્રકરણ ૨૬ મું.

---

## ગરેટ બરીટનનો વેપાર. †

સઘળી જીનસો અને સઘળા દેશો સાથનો મોહોલો વેપાર—માલની આવક—નીકાશ—હાલત ઈતીઆદી.

ગરેટ બરીટનનો વેપાર આખી પુરથવીના સરવે મુલકોથી મોટોછે, તથા એ દેશનો વેપાર આખી પુરથવીનાં સરવે મુલકો સાથેછે તથા તે વેપાર આખી પુરથવીની તમાંમ જીનસોનોછે. આ તરણ બધેની દરએક બીના જો વીગતવાર લખી હોએ તથા બરીટનનો વેપાર સરવે મુલકથી મોટોછે, તે પુરવાર કરવા એ દેશનાં તથા બીજા મુલકોનાં વેપારનાં આકડા અથવા વીગત જણાવીએ, તથા બરીટનનો વેપાર આખી પુરથવીનાં સરવે મુલકો સાથેછે, તે સાબેત કરવા સારૂ, તે સરવે મુલકોની સાથે એ દેશનો વેપાર કેટલો અને કેવી રીતનોછે તેની વીગત આપીએ, તથા બરીટનનો હમા ચીજોનો વેપારછે, તે મુકરર કરવા સારૂ તમાંમ દુનીઆની બરીટનના વેપારની જીનસોનો કેવો, કેટલો અને કેવી રીતનો વેપારછે, તે સરવેનું બયાન કરવા બેશીએતો, એ દરએક વીગતને સારૂ આ આખુ પુસતક ભરાએ, પણ આ સફાઓની મુલ મતલબ એટલીજછે, કે ગરેટ બરીટનનો વેપાર કેવો મોટોછે તે વીશે ટુકમાં જણાવવું અને તેથી વેપારી તરીકે ઈંગરેજ લોકોની હીમત, ઉદ્દીઓગ, અને તેઓનાં દરવની સમજ પડસે. એ કારણને સારૂ ગયા ૧૮૫૯ નાં સાલનાં એ મુલકનાં વેપારની ઘણીખરી વીગત હીંઆં આપીએ છઈએ. એ વરસમા આગલાં વરસો સાથે સરકાવતાં વેપારની ગણતરીમાં દશ અથવા વીશ કરોડ રૂપીઆ ઓછા અથવા વધતા માલુંમ પડીઆ તો તેમા કાંઈ માઅલત જેવું નથી. ઉપલાં વરસમા દુનીઆનાં બીજા મુલકોથી ગરેટ બરીટન ખાતે કેટલી રકમની જીનસોની આવક થાઈછે, તે નીચે જણાવેલી વીગત ઉપરથી માલુંમ પડશે. એ વીગત ઘણી લંબાંણ નહી થવા દેવાને, માતર કરોડો રૂપીઆનીજ રકમો અતરે આપીછે અને લાખોની રકમો તો પડતી મેલીછે.

કાફી નજદીક (૨૦૦૦૦૦૦૦) બે કરોડ રૂપીઆની.
ધઉં નજદીક (૮૭૫૦૦૦૦૦) પોના નવ કરોડ રૂપીઆનો.
બીજી જાતનો દાંનો નજદીક (૭૭૫૦૦૦૦૦) પોના આઠ કરોડ રૂપીઆનો.
ધઉં તથા બીજી જાતનાં દાંનાનો આરે (૨૨૫૦૦૦૦૦) સવા બે કરોડ ઉપર રૂપીઆનો.
રૂઉ, હીંદુસથાંનથી નજદીક (૪૦૦૦૦૦૦૦) ચાર કરોડ રૂપીઆનો.
રૂઉ, સઘળા દેશોનો મલી જુમલે (૩૪૫૦૦૦૦૦૦) ચોતરીસ કરોડ પચાસ લાખ રૂપીઆનો.
અન, સઘળી તરેહનો (૬૦૦૦૦૦૦૦) છ કરોડ ઉપર રૂપીઆનો.
કરન અને સુકી દરાખ (૧૫૦૦૦૦૦૦) એક કરોડ પચાસ લાખ ઉપર રૂપીઆની.
ચાંમડાં (૩૨૫૦૦૦૦૦) તરણ કરોડ પચીસ લાખ રૂપીઆનાં

---

† આ બાબદ, હમારી અરજ ઉપરથી, આપણી કાબુમાંઅરીને સારીપઠે જાણાતા થાએલા એક્ષ્ટ્રાઅીસ્ટન્ટ ઈનસપીકટ કરનલ આગલા પરોફેસર દાદાભાઈ નવરોજજીએ આ પુસતકને સારૂ લખી મોકલીછે

કાલી ગલી નજદીક (૨૦૦૦૦૦૦૦) બે કરોડ રૂપીઆની.

ધાતુ તરેહવાર તથા ધાતુનાં પથરો નજદીક (૪૦૦૦૦૦૦૦) ચાર કરોડ રૂપીઆનાં.

તેલ, જુદી જુદી જાત મલી નજદીક (૩૭૫૦૦૦૦૦) તરણ કરોડ પંચોતેર લાખ રૂપીઆનું.

ખોરાક (બેકંન, માખંન, પનીર) (૩૨૫૦૦૦૦૦) તરણ કરોડ પચીસ લાખ ઉપર રૂપીઆનો.

શુરો નજદીક (૧૨૫૦૦૦૦૦) એક કરોડ, પચીસ લાખ ઉપર રૂપીઆનો.

અલસી (૩૦૦૦૦૦૦૦) તરણ કરોડ ઉપર રૂપીઆની.

રેશમ (૧૦૫૦૦૦૦૦૦) દશ કરોડ પચાસ લાખ ઉપર રૂપીઆનું.

દારૂ (રંમ, બરાંનડી તથા જીનીવા) (૨૨૫૦૦૦૦૦) બે કરોડ, પચીસ લાખ ઉપર રૂપીઆનો.

ખાંડ તથા સાકર (૧૨૫૦૦૦૦૦૦) બાર કરોડ પચાસ લાખ ઉપર રૂપીઆની.

ચરબી નજદીક (૩૦૦૦૦૦૦૦) તરણ કરોડ રૂપીઆની.

ચાહે (૬૦૦૦૦૦૦૦) છ કરોડ રૂપીઆની.

લાકડાં તરેહવાર (૮૦૦૦૦૦૦૦) આઠ કરોડ ઉપર રૂપીઆનાં.

તંબાકુ નજદીક (૨૦૦૦૦૦૦૦) બે કરોડ રૂપીઆનો.

વાઈન દારૂ (૩૦૦૦૦૦૦૦) તરણ કરોડ રૂપીઆનો. ફરાંનસ સાથે આ વરસમાં વેપારની જીનસો સંબંધી જે કોલ કરાર થયાછે, તેથી ગરેટ બરીટન મધે દારૂની આવક ઘણી વધશે.

ઉન (૧૦૫૦૦૦૦૦૦) દશ કરોડ પચાસ લાખ ઉપર રૂપીઆનું.

એ પરમાણે ૧૮૫૯ નાં એક વરસમાં દુનીઆનાં સરવે મુલકોથી મુખીઅ ચીજોની નજદીક (૧૪૩૦૦૦૦૦૦૦) એકશો તેતાલીસ કરોડ રૂપીઆની કીમતનાં માલની ગરેટ બરીટન ખાતે આવક થાઈહ તી, પણ તે સાથે બીજી સઘળી નાંહની મોટી જીનસોની આવક ગણતાં એ વરસમાં સઘળા માલની કુલ આ વક નજદીક (૧૭૯૨૫૦૦૦૦૦) એકશો ઓગણોતેર કરોડ, પચીસલાખ રૂપીઆ ઉપરની થાઈછે. એજ માફક હીસાબ ગણતાં ૧૮૫૮ નાં સાલમા સઘળો માલ મલી (૧૬૪૨૫૦૦૦૦૦) એકશો ચોસટ કરોડ અને પચીસ લાખ રૂપીઆનાં માલની આવક થાઈ હતી અને તેની આગમજનાં એટલે ૧૮૫૭ નાં વરસમાં (૧૮૭૭૫૦૦૦૦૦) એકશો સીતીઆસી કરોડ, પંચોતેર લાખ રૂપીઆનાં માલની આવક થાઈ હતી, તેથી આગલ કહા મુજબ હર એક એક વરસનો હીસાબ આપતાં બીજાં વરશો સાથે દશ વીસ કરોડનો ફેર હોએતો તેમાં કાંઈ નવાઈ જેવું નથી.

ઉપર જણાવેલા માલની આવક ઉપરાંત ૧૮૫૯ નાં સાલમા નજદીક વીશ દેશોથી સુનાંની આવક (૨૨૨૫૦૦૦૦૦) બાવીસ કરોડ, પચીસ લાખ રૂપીઆની તથા રૂપાંની આવક (૧૪૭૫૦૦૦૦૦) ચઉદ કરોડ, પંચોતેર લાખ રૂપીઆની મલી ગરેટ બરીટનમાં નગદીની જુમલે આવક (૩૭૦૦૦૦૦૦૦) સારતી સકરોડ રૂ પીઆની થાઈ હતી. એ મુજબ માલ લાવવામાં ૩૬૩૦૦ વાંહાણો, (જેનું "ટનેજ" (૯૦૦૦૦૦૦) નેવું લા ખ ઉપરનું હતુ) કામ લાગા હતાં, અને આ પરમાણે બરીટંનનાં વેપારનાં વાંહાંણોની સંખીઆ જોયાથીજ એ મુલકનાં વેપારનો અડસરો કાહડી શકાએછે. એ વાંહાંણોની મારફતે ઉપર જણાવીઉછે તેમ દુનીઆ નાં સઘળા ભાગોમાંથી વેપારની જીનસો તથા નગદી મલી લગભગ (૨૧૭૦૦૦૦૦૦૦) બશો સતર કરોડ રૂપી આનો માલ ગરેટ બરીટન ખાતે ગયો હતો.

હવે ઉપર જણાવેલા માલની સઘળી આવક તથા વાંહાંણો કહાં કહાં મુલકથી બરીટન ખાતે ગયાં હતાં અને તે દરએક મુલકથી કેટલો માલ ગયો હતો તેની વીગત નીચે આપીએ છઈએ, પણ તેમ કરવામાં લંબા ણ નહી થવાને સારૂ, જે મુલકોથી એક કરોડ રૂપીઆની અંદરનો માલ એ દેશ ખાતે ગયોછે તે મુલકોના નાં મ પડતા મેલીઆછે પણ સઘળા મુલકો તે કેટલાં અને કહાં, એવો જો કોઈ સવાલ કરે, તો ટુક જવાબ એજછે

એ પરમાણે હીંદુસથાંનનાં એક ખુનાં જેટલાં ગરેટ બરીટનનાં મુલકમાં ૧૮૦ કરોડ રૂપીઆનાં માલની આવક થાએછે અને વલી પોતાનાં દેશમાં ઉતપંન થાએછે તે માલતો જુદો. દુનીઆનાં વેપારનાં મોટા ચોપડામા ગરેટ બરીટનનાં ખાતાંનુ ઉધાર પાશું જારે ઉપર મુજબનુંછે, તારે જોવું જોઈએછે કે તેનું જમે પાશુ કેટલુંછે, ઈઆને જેટલી તેમાં આવક થાએછે, તેનાં અવેજમાં તેની તરફથી દુનીઆને તે પાછું શું, કેટલું, અને કેવી રીતે આપેછે, એટલે ખોલ્લી રીતે સમજ પડશે કે ગરેટ બરીટનનો વેપાર તે કેહવો અને કેટલોછે. જેમ દુનીઆનાં સઘળા મુલકોથી બરીટન ખાતે માલ પોંહોચેછે, તેમજ તે દેશથી દુનીઆનાં સઘળા ભાગો ખાતે માલ જાએછે. એ દેશથી જે માલ બાહેર જાએછે, તે બે તરેહનો હોએછે, એકતો એક દેશથી આવેલો માલ પાછો બીજે દેશ જાએછે. ઉપર જે રૂપીઆ ૧૮૦ કરોડનાં માલની આવક જણાવીછે, તે મધેથી, (૨૫૨૫૦૦૦૦૦) પચીસ કરોડ પચીસ લાખનો માલ પાછો બાહેર દેશાવરો ખાતે ગયોછે. બીજો માલ એ દેશથી પોતાની બનાંવટ તથા પેદાશનો ૧૮૫૯ નાં વરસમાં જે બીજાં દેશાવરો ખાતે ગયોછે, તે કેટલી રકમનો અને કેવો, તેની પણ જેમ બને તેમ નીચે ટુંકમાં વીગત આપીછે, અને એ જગાએ પણ એક કરોડ રૂપીઆની અંદરનાં માલની વીગત પડતી મેલીછે.

તઈઆર પોશાક (૨૦૦૦૦૦૦૦) બે કરોડ ઉપર રૂપીઆનો.
બીર તથા એલ (૨૦૦૦૦૦૦૦) બે કરોડ ઉપર રૂપીઆનો
કોલસા (૩૨૫૦૦૦૦૦) તરણ કરોડ પચીસ લાખ ઉપર રૂપીઆનો.
રૂઉનુ કાપડ (૩૭૦૦૦૦૦૦૦) સારતીસ કરોડ ઉપર રૂપીઆનું.
નેટ, સ્ટાકીંગ, દોરો ઈતીઆદી (૧૭૫૦૦૦૦૦) એક કરોડ પંચોતેર લાખ ઉપર રૂપીઆનો.
સુતર નજદીક (૯૫૦૦૦૦૦૦) નવ કરોડ પચાસ લાખ રૂપીઆનું.
ચીની કાંમ (૧૨૫૦૦૦૦૦) એક કરોડ પચીસ લાખ રૂપીઆનું.
મીલીનરી તથા હેબરડાશરી (૪૨૫૦૦૦૦૦) ચાર કરોડ, પચીસ લાખ ઉપર રૂપીઆની.
હારડવેર (લોહડાંકાંમ) (૩૭૫૦૦૦૦૦) તરણ કરોડ, પંચોતેર લાખ ઉપર રૂપીઆનું.
ચાંમડાં તથા ચાંમડાં કાંમ નજદીક (૨૦૦૦૦૦૦૦) બે કરોડ ઉપર રૂપીઆનું
લીનન કાપડ (૪૫૦૦૦૦૦૦) ચાર કરોડ, પચાસ લાખ ઉપર રૂપીઆનું.
લીનન ગોડીઉ (૧૫૦૦૦૦૦૦) એક કરોડ, પચાસ લાખ ઉપર રૂપીઆનું.
સાંચા નજદીક (૩૭૫૦૦૦૦૦) તરણ કરોડ, પંચોતેર લાખ રૂપીઆના.
લોહોડું સંધી તરાંહનું (૧૨૨૫૦૦૦૦૦) બાર કરોડ, પચીસ લાખ ઉપર રૂપીઆનું.
તરાંબુ તથા પીતલ (૨૭૫૦૦૦૦૦) બે કરોડ, પંચોતેર લાખ ઉપર રૂપીઆનું.
ટીન તથા ટીન પલેટસ (૧૭૫૦૦૦૦૦) એક કરોડ, પંચોતેર લાખ ઉપર રૂપીઆની.
રેશમનુ કાપડ, દોરો ઈતીઆદી (૧૨૫૦૦૦૦૦) એક કરોડ, પચીસ લાખ ઉપર રૂપીઆનુ.
સોડા (૧૦૦૦૦૦૦૦) એક કરોડ ઉપર રૂપીઆનો.
ઉનનુ કાપડ (૧૨૦૦૦૦૦૦૦) બાર કરોડ ઉપર રૂપીઆનુ.
ઉનનું સુતર (૩૦૦૦૦૦૦૦) તરણ કરોડ ઉપર રૂપીઆનુ.

બાકીનો બીજી જાતનો દરએક માલ જે બાહેરનાં દેશાવરો ખાતે એક કરોડ રૂપીઆની અંદરની કીમતનો ગયો તે સઘળો જુમલે ગણતાં રૂપીઆ (૧૩૦૫૦૦૦૦૦) એકશો તીસ કરોડ અને [illegible] લાખનો માલ ગરેટ બરીટનથી બીજા દેશાવરો ખાતે ૧૮૫૯ નાં વરસમાં ગએોછે. એ મધે બીજા દેશ [illegible] આવેલમાલમાથી ૨૫, કરોડ રૂપીઆ ઉપરનો માલ પાછો બાહાર ગયો તે મેલવતા ઉતલાં વરસમાં જુમલે (૧[illegible]૦૦૦૦૦)

એકસો પંચાવંન કરોડ અને પચાસ લાખ રૂપીઆનો માલ ગરેટ બરીટનથી બાહેરના દેશાવરો ખાતે ગયોછે.

એજ વરસમાં સુનાં રૂપાંની નગદી બીજાં દેશાવરો ખાતે રૂપીઆ (૩૫૫૦૦૦૦૦૦) પાંતરીસ કરોડ પચાસ લાખ ઉપરની ગઈ.

એ માફક દુનીઆનાં વેપારનાં મોટા ચોપડામાં બરીટનને ખાતે જમે પાશે ૧૮૫૯ નાં એક શાલ માં આ રકમોછે. રૂપીઆ (૧૫૫૫૦૦૦૦૦૦) એકશો પંચાવન કરોડ પચાસ લાખ ઉપર રૂપીઆનો માલ અને રૂપીઆ (૩૫૫૦૦૦૦૦૦) પાંતરીસ કરોડ અને પચાસ લાખ રૂપીઆની નગદી ગરેટ બરીટનથી બીજે દેશાવર ગઈ અને એ સઘળો માલ લઈ જવામાં ૪૩૧૦૦ વાંહાંણ જેનુ ટનેજ એક કરોડ ઉપર ટનનું થયું, તે કાંમે લાગાં હતાં. જુમલે વીગત નીચે જણાવીઆ પરમાંણેછે.

| | | |
|---|---|---|
| આવક, ગરેટ બરીટન ખાતે માલની.............................. | ૧૮૦૦૦૦૦૦૦૦) | રૂપીઆની. |
| નીકાશ ગરેટ બરીટંનથી માલની................................. | ૧૫૫૫૦૦૦૦૦૦) | રૂપીઆની. |
| આવક નગદીની............................................... | ૩૭૦૦૦૦૦૦૦) | રૂપીઆની. |
| નીકાશ નગદીની............................................... | ૩૫૫૦૦૦૦૦૦) | રૂપીઆની. |
| જુમલે એક વરસમાં માલ તથા નગદીનો વેપાર............... | ૪૦૭૫૦૦૦૦૦૦) | રૂપીઆ. |

આ પરમાંણે ચારશો સાત કરોડ પચાસ લાખ ઉપર રૂપીઆની અચરત સરીખી રકમનો વેપાર એક વરસમાં ગરેટ બરીટને કીધો હતો, અને તે વેપાર ચલાવામાં (૮૦૦૦૦૦) હેશી હજાર બારકસો કાંમે લાગાં હતાં. ઉપલી ગણુવરીમાં જે વેપાર ગરેટ બરીટનનાં મુલકની અંદરજ માહેલાં શેહેરો વચે ચાલીઓછે તેનો સુમાર લીધો નથી, બાકી એ ગણુતરી કીધી હોએતો હજુર ઉપલી રકમમાં વધારો થાએ. આગલ લખીઉચ કે એ મુલકમાં ૧૮૦ કરોડનાં માલની આવક થાઈ અને ૧૫૫॥ કરોડના માલની નીકાશ થાઈ, તેથી બંધે પાશા બરોબર કરવા સારૂ વખતે એવો વીચાર કરીઆમાં આવે કે ૨૫ કરોડ રૂપીઆની બાકી, દુનીઆનાં બીજાં દેશાવરોની ગરેટ બરીટન ઉપર લેહની રહી, પણુ તેમ નથી. ગરેટ બરીટનમાં જે માલ આવીઓ, તે માલની કીમત, બરીટન પોંચતાં સાથનાં સંધા ખરચ શુધાંની ગણાઈ, અને જે માલ ગરેટ બરીટનથી ગયો, તેની માતરે ગરેટ બરીટનમાંનીજ કીમત ગણાઈ, તાહરબાદ બીજાં દેશાવરો પોહોચતાં તેની ઉપર બીજો તરેહવાર ખરચ વધવો જોઈએ. માંટે રૂપીઆ પચીસ કરોડની જે બાકીછે તેમાં આવકનાં માલનાં રસતા ખરચનો કેટલોએક ભાગ આવીઓ, તથા વરસની આખેરીએ માલનું કેટલુંએક તરથાલું રેહેલુ જણુવું જોઈએ.

હવે ગરેટ બરીટનનાં મુલકનાં લોકોની જુમલે કમાઇ કેટલીછે, તેની તપાસ કરીએ. વેપાર, મેહેનત, ચાકરી, તથા કારીગરી ભલી સઘળી જાતનાં વેહવારથી એ લોકોએ કેટલું પેદા કીધું. "ઇનકમ ટાકસ" અથવા કમાઈ ઉપર કર, એ લોકોએ કેટલો આપીઓ, તે ઉપરથી એ લોકોની પેદાશનો કાંઇએક અટકલો કરવાને બની આવેછે, પણુ તે અડસટામાં આટલું ધીઆંનમાં રાખવું જોઈએ કે, દર વરસ રૂ૧૦૦૦) ની અંદર કમાનાંર શખસ એ કર આપતો નથી તથા સઘળા લોકો સાચા એકીનથી પોતાની પુરે પુરી કમાઈ ઉપર કર આપતા હોએ, હેવી ઉમેદ એકાએક કોઈબી કોમ વીશે રાખી શકાએ નહી, માંટે, એ માંફક બે તરાંહની મર છતાં, ગરેટ બરીટનનાં મુલકનો ઇનકમ ટાકશનો એવો અડસરો ગણાએછે કે, જો દરએક પાંઉનડ અથવા દશ રૂપીઆ પેદાશપર એક પેની અથવા બે ફદીઆં કર લીધો હોએ તો સરકારને ફકટ ૧ કરોડ રૂ

પીઆની આવક થાએછે, ઇઆને સઘળી પેદાશમાંથી ૨૪૦ મો હીસસો કર દાખલ લીધો હોએતો (૧૦૦૦૦૦૦૦) એક કરોડ રૂપીઆનો કર થાએ, તે માંફક જોતાં બરીટનનાં લોકો પોતાની મેહનત, ચાકરી, ધંધો, રોજગાર, વીઆજ, મીલકત અને બીજી સરવે તરાંહની કમાંઈથી (૨૪૦૦૦૦૦૦૦) બશો ચીઆલીસ કરોડ ઉપર રૂપીઆ પેદા કરેછે અને ઉપર જણાવેલી બે તરાંહની ઘટ જોતાં કદી (૩૦૦૦૦૦૦૦૦) તરણશો કરોડ રૂપીઆની પેદાશ ગણીએતો હરકત જેવું નથી. આવો મોટો વેપાર તથા પેદાશ જે ગરેટ બરીટન અને આએરલંડનાં બે ટાપુઓ કરેછે, તેને હીંદુસથાંન સાથે સરકાવતાં એ મુલકની જમીન હીંદુસથાંનનો ૬ શમો ભાગછે તથા વસતી હીંદુસથાંનની વસતીનો આઠમો ભાગછે અને હેવું છતાં ગરેટ બરીટન અને આએરલંડનો મોટો વેપારછે, તેનાં કારણ તાંહાંના લોકોની વધતી હોશીઆરી, દોલત અને હીમતમાંછે. આખી દુનીઆનાં ઘણાખરા રેલવેમાં તથા સઘળી સરકારોની " લોન " માં બરીટીશ લોકોની મોટી પુંજીઓછે. દુનીઆનાં કોઇબી ભાગ ઉપર કોઈ નફાનું કાંમ ચોકસ કાએદા અને ઘટતી તપાસ અને બંધાવથી ઉઠાવીઆ માં આવીઉં હોએતો, તેમાં પોતાનાં નાંણાં રોકવાને તેઓ તઇઆર થાએછે, એટલો ગરેટ બરીટનમાં દરવછે.

---

## પ્રકરણ ૨૭ મું.

---

## સંસારી હાલત.

વરણ—કેળવણી તથા સુધરાઈએ બરીટીશ લોકોની સંસારી હાલતમા કરેલો ફેરફાર—સ્ત્રી અને મરદોના એક સરખા હક—ઘરનાં સુખનો સ્ત્રી ઊપર મોટો આધાર—સ્ત્રી કેળવણી—સ્ત્રીઓના હાજરપણાથી મરદો ઊપર અસર—લોકોની આબરૂ તથા દીઆનતદારી—મીજમાની—દોસતી—પારકા દેશના લોકો ઊપર ઊપકાર કરવાની ખાહેશ

આગલા સફાઓ ઉપરથી હમારા વાંચનારાઓનાં જોયામાં આવીઉં હશે કે, ગરેટ બરીટનનાં મુલકની રાજય રીતી કેવીછે, તથા તે રાજનુ બલ કેટલુંછે અને તાંહાંનાં લોકોનો દર વરશે કેટલો મોટો વેપારછે, તથા તે રાજનાં પાએ તખત અને મુખીઅ શેહેરોમાં સું સું જોવાનુછે, તથા વીદીઆ હુનર અને એલમને વાસતે તે શેહરો કેવાં વખણાએલાંછે, પણ આ દેશનાં લોકો કેવાછે, તેઓનો ખવાસ, તેઓની ચાલ ચલણ અને રીત ભાત કેવીછે તે જાંણવું અગતનુછે. બરીટીશ લોકો ખરીસટી ધરમ પાલેછે, તે સરવે કોઈ સારી પડે જાંણેછે અને જેમ બીજા ઘણાએક ધરમોમા એકજ ધરમ પાલનાંરાઓમાં કેટલાએક ફેરફાર વીચારને લીધે જુદી જુદી ટોલી અથવા ગનેઆત હોએછે તેમ ખરીસટી ધરમ પાલનાંરાઓમાં પણ પરાટેસતંનટ, રોમન કેથલીક, ઈતીઆદી, એ પરમાણે જુદા જુદા વીચાર ધરાવનારાઓછે, પણ સરકાર પોતે પરાટેસતંનટ ધરમ પાલેછે અને તેને મદદ કરેછે, પણ બીજા વીચારવાલાઓને કોઈબી રીતે હરકત કરતી નથી તથા કાઈબી રીતે તેઓનાં હકને નુકસાંન કરતી નથી

આ મુલકનાં લોકો સઘળી વાતે મોટા ગણાએછે તેમ તેઓની સંસારી ચાલમા પણ ઘણાજ સરસ ગણાએછે. એ દેશમાં કેલવણી અને સુધરાઈએ લોકોની સસારી હાલતમા ઘણો ફેરફાર કરી નાખીઓછે. મરદ અને સ્ત્રીનો દરજજો એકજ ગણીઆમાં આવેછે. જાહેરમાં પોતાની સ્ત્રી તથા માં અથવા બેહેન અથવા હરેક સહી આથે ફરવાને મરદોને કોઈ રીતનો એ દેશનાં સંસારી કાએદાથી અટકાવ નથી. આપણા લોકો આ દેશમા ઈંગરેજોના ઘરબારની રીતથી વાકેફ નથી, પણ ઈંગલંડમા એવોના ઘરબારની રીત જેના જોયામા આવેછે, તે ખરેખર તેઓનાં સુખ વીશે સારો વીચાર બાધીઆ વના રેહેશે નહી. આપણા લોકોમા મરદો વારી જાએ અને સ્ત્રીઓ ઘરમા ભરાઈ રેહે, તેવી વાતતો ઈંગલંડના લોકો જાંણતાજ નથી. જો કાઈબી મોજ ભોગવવાને મરદને સુજ પડીઉ હોએ, તો તેમા તેની સ્ત્રી અને છોકરાઓ ખચીત સામેલ થવાના, તેઓ વગર તે મોજ કેમ ભોગવવી તે વીશે તેને પોતાને સમજ પડે નહી. બાગમાં ફરવા જવુ હોએતો બાએડી છોકરા સાથે જોઈએ, નાટકમા જવું હોએતો બાએડી છોકરા સાથે જોઈએ, હરેક તમાશો અથવા મોજ ભોગવવા જવું હોએતો બાએડી છોકરાં સાથે જોઈએ. એ પરમાણે હરેક મોજમા આખાં કુટંબની સોબતી સાથે રહાથી મા, બાપ, અને ભાઈ બેહેનોને અરસ પરસ એક મોટો સતોશ ઉપજેછે, અને તે મોજ એખલી ભોગવીએ તેથી જેટલી ખુશી ઉપજે, તેના કરતા દશ ઘણી વધની ખુશી ઉપલી રીતથી ઉપજેછે. ઘરમા પણ ફરસદને વખતે મા, બાપ, અને બચ્ચાં છોકરાઓ સાથે બેસેછે. માં અને બાપ પોતાના બચ્ચાઓની હજુરમા હેવી ચાલ તથા વાતચીત રાખેછે કે જેથી તે બાળકો ગમત અને નશીઅત મેલવે. બાપ વાચેછેતો માએ સીવેછે, બચ્ચાં

ઓ પોતાનાં ધડા પાડ કરેછે અને જેઓ સીખવાને લાએક નહી હોએ, તેઓ હેવી રીતે ગમતમાં ગુતેછે કે, જેઓ આસપાસ હોએછે, તેઓને કસ્સી હરકત થાતી નથી. કુટંબનાં દરએક જણ એક એક ઉપર પીઆર બતાવેછે અને એક એકનાં હેતની ભારે ઇછા રાખેછે. ઇંગરેજ લોકો "હાપીનેસ આવ હોમ" ઘરનાં સુખની જે ભારી વખાણ કરેછે, તે ખોટી નથી, કાંએજે ઉપર જણાવીઆ પરમાંણે જે કુટંબની હાલત હશે, તાંહાં ખરેખર ઘરનું સુખજ હશે, અને તેવું સુખ સરવે કોઇ પોતાનાં ઘરમાં જોવાને ચાહે તેમાં નવાઇ જેવું નથી. બાળકોની કેલવણી અને ઘરનુ સુખ, સ્રી ઉપર મોટો આધાર રાખેછે, માંટે સ્રીઓની કેલવણી ઉપર એ દેશમાં ઘણુ ધીઆંન આપીઆમાં આવેછે. સઘળી સુધરાઇનો પાયો સ્રી કેલવણી ઉપર આધાર રાખેછે. માં જેવી બાળકને ઘરમાં કેલવણી આપેછે, અને તેમનાં કુમલાં મગજ ઉપર અસર કરેછે, તે પરમાણે બીજા કોઇથી થાઇ શકતું નથી, માંટે સ્રી કેલવણીનો પાયો એ દેશમાં મજબુતછે. સઘળા દેશોની તવારીખ આપણે ધીઆંનથી જોઇશું તો આપણને માલુંમ પડશે કે, જે જે મોટાં આદમીઓ થાઇ ગયાછે, તેઓ તે વીશે પોતાની માંનો ઉપકાર માંની ગયાછે. તેઓએ પાછલથી જે મોટાઇ મેલવીછે, તે તેઓની માંની તરફથી પેહલી તરબીએતને લાગુ પાડીછે. માટે હરેક દેશ જાંહાં સુધી સ્રી કેલવણી પછવાડે ઓછું ધીઆંન આપે, તાહાંશુધી તે શુધરાઇમાં પુરંણ થનાંર નથી. મરદોની મીજલસમાં સ્રીઓને આંમેજ કરવાનાં ફાએદા અથવા ગેરફાએદા વીશે ઘણએક લખાયુંછે. એ બાબદમાં તકરાર કરવાની આ જગા નથી, પણ આ વાતતો ખરીજછે કે, સ્રીઓની હાજરીથી મરદોની ચાલ ચલણ ઉપર ઘણીજ સારી અસર થાએછે, તેઓને સફાઇ પકડવી પડેછે, અને જબાંનને ઘણીજ સારી લટણ આપવાની ફરજ પડેછે. એથી કરીને જે જે મીજલસોમાં ઇંગરેજોમાં મરદો અને સ્રીઓને સાતે જોઇએછ, તાંહાં સઘળી રીતે દરએકની ચાલ આપણે હેવીતો આદરમાન ભરેલી જોઇએછ, કે તેથી આપણો જીવ ખુશી થાયા વગર રેહેતો નથી, અને હેવી ટેવ પડીઆથી રીતભાંત અને ચાલ ચલણમાં આદમીઓ આદરમાંન વાપરવા સીખેઆ વનાં રેહે નહી.

હીંદુસથાંનની બોહોલી વસતી પરમાંણે અતરે ઇંગરેજો થોડાછે, અને વલી તે થોડાઓનાં સંબંધમાં પણ આ દેશનાં લોકો જાહજા આવતા નથી, તેથી એ લોકોની સારી અને નરસી બાજુ જોવાને આપણને હીંઆં બનતું નથી. જેમ એક આદમીમાં, તેમ એક આખી પરજામા સારી અને નરસી બાજુ હોએ, અને સારી બાજુ સંતાડીને, નરસી બાજુને ચલકાટ આપવો, એ અપખ્ખસપાત લખનારાઓનું કામ નથી, તેમ નરસી બાજુ સંતાડી સઘળું સફેદજ દેખાડીઆ કરવુંબી દરૂસત નથી. હીંદુસથાંનથી હરેક ગામડી ઇંગલંડ જવા નીકળેછે, તારે તેને ઘણી તરફથી હેવી રીતે ગભરાવીઆમાં આવેછે, કે સમાલજે તાંહાં ઠગો ઘણાછે, ચોરો ઘણાછે, ધોરે દીવશે ગજવા કાપી લઇ જશે, કોઇ સાથે કાંમ પાડેતો સંભાલીને પાડજે, ઇતીઆદી. પણ એવાં બોલવાથી ઇંગરેજોને વાસતે ખરાબ વીચાર રાખવો નહી. જે દેશમા વધારે શુધરાઇ તાંહાં વધારે ઠગાઇબી હોવી જોઇએ. ઠગોબી અકલનાં બલથી બનેછે, પણ સઘળાજ આદમીઓ ઠગછે એમ કેહવાશે નહી. ધાસતી રાખવી અથવા નહી રાખવી, એ સઘળું આપણી પોતાની ચાલ ઉપર આધાર રાખેછે. ઇંગલંડમાં સઉથી સરસ ઇમાંનદારી ધરાવનાંરા લોકોછે, તેમ સઉથી સરસ ઠગો પણ છે. જો આપણે સારી ચાલ ચાલીને સારાં માંણશો સાથેજ કાંમ પાડીએ, તો આપણે એમ સમજીએ કે ઇંગલંડનાં જેવા સારા અને ઇમાનદાર લોકો દુનીઆનાં બીજા કોઇ ભાગ ઉપર હશે નહી, પણ આપણે પોતે વગર શાહુચેતીથી અથવા કાંઇ ઉલટી મતલબથી શક ભરેલી આબરૂના આદમીઓ સાથે કાંમ પાડીએ તો, પછી હેવાતો ઠગાઇએ, કે તે વીશે પસતાવો કીધેલો ઘણો મોડો કેહવાએ. પણ એ દેશના લોકોનો મોટો ભાગ આબરૂદાર અને સારા લોકોનોછે. સારાં માણશો પોતે આપણને કેહેશે કે તમો લુછાઓ અને ઠગારાથી દુર રેહેજો. આખી દુનીઆ સાથે એ મુલકનાં લોકોનો વેપારછે, તે કાંઇ સારી દીઆનત અને ઇમાંનદારી વગર ચાલી શકે નહી.

ઈંગરેજ લોકોને વાસતે એવુ કેહવામા આવીઉ છે, કે તેઓ મીલનસાર નથી, તથા એકાએક તેઓ કોઈ સાથે દોસતી કરતા નથી આ વાત તેઓની તરફેણમાછે, કે તેઓની વીરૂધછે, તે કહી શકાતુ નથી એક શખસ ઉતાવળેથી બાહેરથી દોસત બની જાએ, અને અંદરખાનેથી આપણે વાસતે તેના દીલમા પીઆર કાઈ જડ ધારે નહી, તેવો દોસત હોવો અને નહી હોવો સરકો ખરેખરૂછે કે ઈંગરેજ એકાએક તમારો દોસત થાતો નથી, પણ જારે તે દોસત બનેછે, તારેજ તેની દોસતીની પીછાન થાઈ શકેછે તે દોસતીની કીમત પછી હલકી નહી જાણવી, તેને લાએક તમારૂ જે કાઈ કામ હોએ, તે બજા લાવવાને તે પોતાની ફરજ સમજશે, અને તે સમજ મુજબ તે કામ પાર પાડશે ઈંગરેજ ઘણુ કરીને તમારી આગલ પોતાનુ દીલ જમી આ પછી ફરસુદે બેઠો હશે તાહરે બોલશે તથા બોલામાથી અને છુટાપણાથી વાત કરશે તેની આફીસના અથવા બીજા કામની વખતે શો વાર તમો મલવા જાઓ, તો તે તમારો દોસત બનનાર નથી ખાતા ખાતા ટેબલ ઉપર ઘણીએક વાતો કરવાની જોગવાઈ મલેછે તથા ખાઈ રહા પછી ફરસુદે ઘણીએક વાતો થાએછે, કે જે કામને વખતે થાએ નહી, અને એ પરમાણે એક બે વાર આપણી આગલ તેહેનુ દીલ ખુલીઉ કે પછી ઈંગરેજ મીલનસાર નથી, હેવુ આપણીથી કેહવાશે નહી તે પોતે ઘણો મીલનસાર બનેછે એટલુજ નહી, પણ તેના ભાઈ બેહેન, બાએડી છોકરા સરવે આપરી સાથે બોલાશાથી અને પીઆરથી વાત કરેછે, તેથી આપણા જીવને ઘણી ખુશી ઉપજેછે, અને તોહરે આપણે એમ શમજીએછ કે, ઈંગરેજોના કુટમની સ્ત્રીઓ ખરેખર અને પોતાના ઘરના પરાણા ઉપર હેત બતાવનારીઓછે તેઓ આપણી અગત ઉપર હેતુતો ધીઆન આપેછે, કે આપણે ખરેખર તેઓના હેસાનમા બેટ નાતો આવી જાઈએછ, કે તેનો બદલો વાલવાને આપણી પાશે પુરતા સબદો મલતા નથી

ઈંગલડના લોકો તેઓના દેશમા જે પારકા શખસો જાએછે, તેઓને સારૂ આદરમાન આપેછે, તથા તેઓને ઉપકારી કરવાને હમેસા આતુરતા રેહેછે આ વાત જેઓ આજ દીન શુધી એ દેશ ખાતે જાઈ આવીઆછે, તેઓ કબુલ કરીઆ વના રેહેશે નહી કોઈબી ઠેકાણે કાઈ અગરી આવી પડી તો પારકો શખસ જાણી આપણી મદદે ઘણા જણા આવશે જો મેઈ તમાશો, અથવા મેળો જોવા આપણે ગયા હોઈએ અને તાહા ભીડ ઘણી હોએ, તોપણ આપણને પારકા શખસ જાણી તરત લોકો રસતો આપેછે અને સારી જગા પણ આપેછે કારખાના તથા બીજા દેખાણા આપણને દેખાડવામા તેઓ પોતાને માન સમજેછે અને એ મીશાલે સઘળી તરફથી આપણને આદરમાન સાથે ઉપકારી કરીઆમા આવેછે હમો હમારી અજમાએસ ઉપરથી કેહવાને આચકો ખાતા નથી, કે ઈંગરેજ લોકો પારકા લોકોને સારૂ માન આપેછે, તથા તેઓની બરદાસત લીએછે અને પોતાનીથી બને તેટલુ તેઓને વાસતે કરેછે વાસતે જો ઈંગરેજ લોકોની ખરી ખુબી જોવી હોએતો ઈંગલડ ગયાથી દેખાએછે

